# સુન્દરી સુબોધ


સ્ત્રીઓ, બાલકો અને કુટુમ્બી જન માટે પ્રકટ થતું સચિત્ર પત્ર.

આદ્ય સંપાદકઃ
શ્રી બન્ધુ સમાજ, અમદાવાદ.

પ્રકાશક અને તંત્રીઃ
રામમોહનરાય જસવંતરાય.

દર મહિને બે કદમાં બ્હાર પડે છે.

( ૧ ) "માસિક વધારા" સાથેનું પત્રઃ વાર્ષિક લવાજમ રૂ. ૩–૮–૦.

( ૨ ) "માસિક વધારા" શિવાયનું પત્રઃ વાર્ષિક લવાજમ રૂ. ૧–૮–૦.

હિન્દુસ્થાનની બ્હારના ગ્રાહકો માટે–આઠ શિલિંગ અને ચાર શિલિંગ.


---

## સહકાર્ય ઇનામી હરીફાઈ—

### ત્હેમાં ભાગ લેનારને અગત્યની સૂચનાઃ

આ હરીફાઈ હવે બંધ કરવામાં આવી છે તથા ત્હેને અંગે મળેલા ઑર્ડરોની નોંધ શરૂ થઈ છે. ત્હેમાં ભાગ લેનાર કોઇ પણ સજ્જનોને અન્યાય થવા સંભવ ન રહે માટે વિનંતિ કરવાની કે:—

૧ ત્હેમણે પોતાના નામ ઠામ તથા જે નવા ગ્રાહકોનાં નામ મોકલ્યા હોય, તે ફરીથી લખી મોકલવા તસ્દી લેવી. જે તારીખ અને માસ (અથવા બે અરસા) માં તે ઓર્ડર મોકલ્યો હોય, તે પણ યાદ હોય તો જણાવવું.

૨. હાલ ચાલતી તપાસમાં જેઓ ફરીથી પત્ર લખીને પોતાના હકની ચોક્કસ નોંધ નહિં કરાવે, તેઓનો વતિ–આ ઓફીસની નોંધમાં કાંઈ ભૂલ હશે, તો પણ–પાછળથી દાવો કરશે નહિં માટે આ સૂચના કરવામાં આવી છે.

૩ હરીફાઈમાં ભાગ લેનાર સજ્જનોના પત્રોની એક માસ સુધી રાહ જોયા પછી, ઇનામો વ્હેંચવા માટેની વ્યવસ્થા કરવામાં આવશે.

પત્રો નીચેને સરનામે લખવાઃ

મંત્રી—સહકાર્ય ઇનામી હરીફાઈ,
સુન્દરી સુબોધ મન્દિરઃ અમદાવાદ.

---

**ઇનામી હરીફાઇઓઃ**

બાકી ઇનામી હરીફાઈઓનું પરિણામ હવે પછીના અંકોમાં બ્હાર પડશે.



**હવે પછીના અંકોઃ**

"માર્ચ–એપ્રીલ" તથા "મે–જુન" ના સંયુક્ત અંકો પ્રેસમાં છે, તે આ અંક બ્હાર પડયા પછી આશરે એક માસમાં થોડા થોડા દિવસને અંતરે બ્હાર પડશે.

વ્યવસ્થાપક—સુન્દરી સુબોધ.

# અનુક્રમણિકા.

પુઃ ૧૭ મું. ] જાન્યુઆરી-ફેબ્રુઆરી, ૧૯૨૦. [ અંક, ૧-૨.

# માસિક વધારો.

ठ. आनंदजी मूळजी पांधी तरफथी भेट.

## નવા વર્ષનું અભિનંદન



પુષ્પ વેરતી પ્રમદાઓ

# સુન્દરી સુબોધ.

પુ. ૧૭ મું. ]  જાન્યુઆરી—ફેબ્રુઆરી, ૧૯૨૦.  [ અંક, ૧-૨.

## ઉદયગુંજન.

### સ્વતંત્રતાનું સ્વર્ગ.

[ મહાકવિ શ્રી રવીન્દ્રનાથ ઠાકુરની એક કૃતિ ઉપરથી— ]

જ્યાં મન નિર્ભય રહે સદાયે,
જ્યાં જ્ઞાન છે સ્વતંત્ર, 'વસુ
દુનિયાં નહિં વ્હેંચાઈ-કપાઈ,
ટુકડા થઈ સેંકડો સાંકડી
કૃતમતા, મંગરવા ગલ્લો
નહિં ચાડ ને નહિં વેદના—
બુદ્ધિનું નિર્મળ ઝરણું જ્યાં
ચેતનહીન રૂઢીના રણમાં
નિત્ય વિકસતા વિચાર-કર્મો
સ્વતંત્રતાના એ સ્વર્ગે, પ્રિય

મસ્તક ઊંચું રાખી શકાય,
વચન દરેક જ્યાં સત્યની ખાણ;
દિવાલ અનેક વડે જુદાય,
કૌટુમ્બિક કોટડીઓ મ્હાંય,
જ્યહાં નિરન્તર ચાલુ રહેજ,
નિષ્ફળતા નહિ રોકી શકેજ,
વહ્યાં કરે છે પ્રબળ હમેશ,
ભૂલી પન્થ, ન ડૂબે લેશ,
વિશે સુધી મન જ્યાં પ્રેરાય,
બાપુજી! આમ દેશ જગાડ.

—રા. જ. ( "નવજીવન." )

# ધર્માલય અને તપોવન.

## ગરીબ અને ધનવાન.

લેખક:—શ્રીયુત "શૂન્ય."

તે ઘણો શ્રીમન્ત હતો અને દુનિયાની હરકોઇ ઇચ્છા મેળવી શકતો......પણ એમ ક્યારે હતું?........જે સ્વપ્ન ભૂમિનાં ઉપવનોમાં એ (ઇચ્છાની) લક્ષ્મી પેદા થાય છે, હેના સીમાડા ઉપર આવેલી એક ભાંગી તૂટી ઝૂંપડીમાં તે રહેતો હતો ત્યારે........

હાલ તે વૃદ્ધ અને ઘણો પૈસાદાર થયો છે. શહેરના રાજમાર્ગ ઉપર એક વિશાળ મ્હેલ જેવા "દરિદ્ર-આશ્રમ"માં તે પડી રૂહે છે.

ત્હેની પાસે પુષ્કળ દોલત છે. પણ ત્હેની એ સઘળી સંપત્તિ નકામી છે. કારણ કે તે ખર્ચી શકાય તેમ નથી.

પોતે ધનવાન થતો ગયો. પરન્તુ વધતી જતી દોલતને તે સુમાર્ગે કેળવી શક્યો નથી. તેથી તે અજ્ઞાન, અનુદાર, અધમ રહી.

દોલતને ત્હેણે જિંદગીની ખરી જરૂરિયાતો ખોળતાં શીખવ્યું નહિ. પણ ત્હેને અંધારી પેટીઓ-કોટડીઓ-ભોંયરાંમાં પૂરી રાખી તેથી તે આંધળી થઇ ગઇ.

અથવા—લોહી ચૂસતી દુકાનોની ગંદી ધમાલમાં, હૃદય પીસતી પેઢીઓની દારૂખાણીમાં, જીવન છૂંદતાં કારખાનાંની નિર્દય યંત્રગતિમાં ત્હેને રોકી. ત્યાં તે બ્હેરી બની ગઇ.

આ રીતે ત્હેની સઘળી દોલત સ્વાર્થી, દુષ્ટ, ક્રૂર થઇ.

પોતાની દોલતને ત્હેણે જરૂરિયાતવાળાં, નબળાં મનનાં આશ્રિતોની સાથે અતિ કઠિન સાટાં કરતાં અને સખ્તમાં સખ્ત દાવ લેતાં એટલી સારી રીતે શીખવ્યું કે એનો સ્વભાવ પણ ત્હેવોજ થઇ ગયો. અને અન્તે તે વરૂના જેવી ભૂખાળવી, નિર્દય, શઠ બની રહી.

આખરે પોતાની અખૂટ ભૂખ શાન્ત કરવાને પોતાના માલીકનેજ ત્હેણે પકડયો. અને રાત દિવસ ત્હેનુંજ ભક્ષણ કરીને ત્હેનું હૃદય અને બુદ્ધિ સઘળું ખાલી કર્યું.

એ દોલતે એટલા લાંબા વખત સુધી ગરીબાઇની ગલીઓનો તિરસ્કાર, નફાની-ચરતોમાં દોડાદોડી કર્યાં હતાં કે તે એને હવે સુખના શોધમાં ઉતરવા સમજાવી શકયો નહિ.

પ્રથમ તો તે માનતો હતો કે પૈસો પેદા કર્યા પછી,—પ્રેમ, મિત્રતા અને આનન્દ મેળવવા માટે પૂરતો વખત રૂહેશે.

અને હવે! ......એ વસ્તુઓ મેળવવા ત્હેને વખત મળ્યો, ત્યારે તો એ બહુ દૂર રહી ગયેલી જણાઇ!

ત્હેમને તેડું કરવા માટે મોકલવાને ત્હેણે લાખો રૂપિયા તૈયાર કર્યા. પણ એ બિચારા તે માર્ગ દુરનો અજાણ્યો હતો, તેથી તેઓ તે માર્ગે જઇ શક્યાજ નહિ.

ખરેખર આપણા આ "ગરીબ—શ્રીમન્ત" ની થેલીઓ અને તીજોરીઓને એ વસ્તુ અલભ્ય હતી. કાળની ખાડમાં તે એટલી તો ઉંડી ઉતરી દટાઇ ગયેલી લાગતી હતી કે સોનાની કુહાડીથી પણ તે ખોદી કહાડી શકાય તેમ ન્હોતું.

ગમે તેટલા પ્રયત્નો કરે તોપણુ મહાસાગરમાં છુટી મૂકેલી—શઢ અને સુકાન વિનાની—ત્હેની હોડી કદિપ પાછી આવી શકે તેમ નથી.

માદદાસ્તીની ક્ષિતિજમાં, કોઇ કોઇ ઠેકાણે ત્હેનાં યૌવનનાં સ્વપ્નાં—ઉલ્લાસો—ઇચ્છાઓ, મહાસાગરના છુટાછવાયા ખડકો ઉપર પડેલાં હોય એમ, કદિ કદિ દેખાય છે! ........

અમે તો હજુ સુધી પણ અમારાં આશાનાં વ્હાણ, પ્રેમનાં સુકાન અને ઉમંગના શઢ ચ્હડાવીને–શ્રમધીકાર હાંકતા ચારે દિશામાં મરજી મુજબ ઘુમીએ છીએ.

પણ પેલો બિચારો વૃદ્ધ "ગરીબ શ્રીમન્ત,"—ઓ પડયો એ એકલો,—એક નિર્જન, નિર્જળ, પથ્થરિયા બેટ ઉપર,—એની ખજાનાની પેટીને વળગીને!

---

# ભાવિના કર્મકાર.

લેખકઃ—શ્રીયુત્ "શૂન્ય."

[ કવિશ્રી લૉંગ ફેલોના એક કાવ્ય ઉપરથી. ]

કાળની દિવાલોમાં કામ કરતા સહુ ભાવિના કર્મકાર છે. કોઇ પ્રચંડ અને મહાન્ કાર્યો કરે છે અને કોઇ કલ્પનાને શણગાર સજાવે છે.

કાંઇ પણ કામ નકામું અથવા હલકું નથી. દરેક વસ્તુ પોતાના સ્થાનમાં ઉત્તમ છે. જે ચીજો નિષ્ફળ દેખાય છે, તે પણ બીજી સર્વને બળ અને સહાય આપે છે.

આપણે જે ઇમારત બાંધીએ છીએ, તે માટે જરૂરનાં સાધનોથી કાળ ભરપૂર છે. આપણી "આજ" અને "ગઇ કાલ" એ બાંધકામ પત્થરો છે.

એ સહુને બને તેટલો સારો ઘાટ અને રૂપ આપજો. વચ્ચે કાંઇ પોલાણ રહેવા દેશો નહિં. કોઇ માણસ જોતું નથી, તેથી ત્હમારી એવી ખામિઓ દષ્ટિબ્હાર રહેશે, એમ માનતા નહિં.

કલાના પુરાતન સમયમાં કર્મકારો પ્રત્યેક પળે અને દૃષ્ટિએ ન ચ્હડે એવી ઝીણા ભાગને માટે પણ ઘણીજ કાળજીથી કામ કરતા. કારણ (તેઓ જાણતા હતા કે) ઇશ્વર સર્વત્ર છે.

આપણે પણ આપણું સઘળું કામ, દેખીતુ અને ગુપ્ત, એવીજ ઉત્તમ રીતે કરવું અને જે મન્દિરમાં પ્રભુજી આવીને રહે તે સુન્દર, સંપૂર્ણ અને સ્વચ્છ બનાવવું જોઇએ.

નહિ તો કાળની દિવાલોમાં ભાંગેલી સીડીઓના જેવીજ, આપણી જીંદગીઓ અપૂર્ણ રહેવાની,—જ્યાં ઉપર ચ્હડવા માગતા પગ ઠોકરો ખાધાં કરશે.

ત્યારે તો આપણે સુદૃઢ અને વિશાળ પાયા ઉપર મજબૂત અને નિશ્ચળ મકાન બાંધીએ,—જ્યાં "આવતી કાલ" આગળ વધીને પોતાનું નિર્ભય સ્થાન મેળવશે.

ફક્ત આવી રીતેજ આપણે તે ઉચ્ચ ધામોએ પ્હોચી શકીશું,—જ્યાંથી જગત્ એક વિસ્તીર્ણ મેદાન તથા અનન્ત આકાશના એક ભાગિયા રૂપે નજરે પડે છે.

## રમણી મણિમાલા.

# એક આરબ કુમારિકા.

લેખકઃ શ્રીયુત " B—."

પુરાણા કાળમાં બેનિ-હુસન નામની એક બહાદુર જાતિના આરબો ઉત્તરમાં ચાલતા રણસંગ્રામોમાં રોકાયલા હતા. એવામાં એક દિવસ ત્હેમની છાવણીની નજદીકમાં આવીને બેનિ-કાસિમ નામની બીજી જાતિની એક મ્હોટી લડાયક ટોળીએ મુકામ કર્યો. આ પ્રસંગ એવો હતો કે એ વખતે બેનિ-હુસનના તંબુઓમાં એક પણ લડવૈયો હાજર ન હતો; તેથી બેનિ-કાસિમના લશ્કરને જોઇનેજ બેનિ-હુસનના મનમાં ખરેખરો ત્રાસ વ્યાપી ગયો. ત્હેમના શેખ અથવા સરદારને આ દુઃખદાયક સમાચાર કહેવાને તે અમીરની બાનુઓએ અશ્વાર દોડાવ્યા ને ચ્હડી આવેલા દુશ્મનોની સામે થવાને બની શકે ત્હેવી તૈયારીઓ કરાવવા માંડી. પરંતુ તે ફોકટજ માત્ર હતાં; કારણ કે તેઓ જાણતા હતાં કે પોતાની તરફથી લડાઇમાં ઉતરી શકે એવો એક પણ પુરૂષ ત્યાં ન હતો.

પણ આ બેનિ-હુસનના શેખને એક જુવાન બુદ્ધિમાન પુત્રી હતી, જેનું નામ હેસ્વા હતું. પોતાની આખી છાવણીમાં જ્યારે ભય છવાઇ રહ્યો અને સઘળાં સ્ત્રી પુરૂષો અતિશય ગભરાયલાં દેખાવા લાગ્યાં, ત્યારે "બેનિ-કાસિમની ટોળીના સરદાર તરીકે કોણ આવ્યું હતું," ત્હેની એણે તપાસ કરવા માંડી. થોડા વખતમાં ત્હેને જવાબ મળ્યો કે "શેખ ઇસ્મેયર જાતે હાજર હતો." હેસ્વાએ જ્યારે આ ખબર સાંભળ્યા ત્યારે ત્હેના મનનો ગભરાટ ઘણો ઓછો થઇ ગયો અને ત્હેના મનોહર મુખ ઉપર પાછી શાન્તિ પ્રસરવા લાગીઃ એટલુંજ નહિં પણ ત્હેના હૃદયમાં કાંઇંક આનન્દ હોય એમ ત્હેના ચ્હેરા ઉપરથી દેખાવા લાગ્યું. આવો વિચિત્ર ફેરફાર જોઇને ત્હેની માતા અને બીજી બાનુઓને બહુ આશ્ચર્ય લાગ્યું અને ત્હેનું કારણ તેઓ પૂછવા લાગ્યાં. હેસ્વા હસતે મ્હોંયે બોલીઃ "માજી, તમે શા માટે નાહક ગભરાઓ છો ? દુશ્મનોનો સરદાર તો શેખ ઇસ્મેયરજ છે ને !— અને તમે જાણતાં નથી કે એ શેખ આપણા દેશનું અમૂલ્ય રત્ન છે, આરબ પ્રજાનો રૂસ્તમ પહેલવાન* અને સદ્‌ગુણમાં તે બીજો હાતમ બિન તાઇ[1] છે !" ત્હેની માએ જવાબ દીધોઃ "બ્હેન, એ બધી વાત ખરી છે. પણ તું જાણતી નથી કે આપણી અને બેનિ-કાસિમની વચ્ચે વેરી રોપાયલું છે ? અને તેથી આપણે તો એ શેખ ઇસ્મેયરની

---

* રૂસ્તમ પહેલવાન "શાહનામા" નામના મહાકાવ્યનો મુખ્ય નાયક છે. તેણે ઇરાનના પ્રાચીન ઇતિહાસમાં ઘણો આગેવાની ભર્યો ભાગ લીધો હતો.

૧ હાતમ બિન તાઇ એટલે તાઇ નામના રાજાનો પુત્ર હાતમ. એ રાજાનું ચરિત્ર આપણા દેશના પરદુઃખભંજન વિક્રમના જીવનને મળતું આવે છે.

ઉદારતાની સ્વાભાવિક લાગણીઓની સ્હામે થતા હોય એમ, ઈસ્મેયરે ધુમરાયેલા સ્વરથી જવાબ દીધોઃ—" પણ ઉમરાવજાદી ! વૈર એ બહુ મીઠી ચીજ છે. અને વીરપુરૂષની આત્મમાનને માટે તે જરૂરની છે, એ ત્હમે શું જાણો ? "

આ સાંભળીને હેલ્વા ઝુરસાથી બોલી ઉઠીઃ—" હા. ખરેખર, વૈર બહુ મીઠી ચીજ છે અને વીરપુરૂષના આત્મમાનને માટે જરૂરની છે, એ વાત હું પણ જાણું છું, પણ ઓ વીરનર ! સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધ પુરૂષો ઉપર માનભરેલું વૈર કદિ લેવાયજ નહિ. એવું વૈર લેવું, એ ત્હમારા જેવા સમશેરબહાદુરને છાજે પણ નહિ. એવું હલકું કામ કદાચ ત્હમને ઘડીક સુખ આપશે પણ ત્હમારી ઉજ્વળ કીર્તિને, ત્હમારા પવિત્ર આત્માને હમેશને માટે કલંકિત કરી નાખશે. એટલું ખચીત યાદ રાખજો. "

તે આરંભ કુમારિકાના અંતરનો આ અવાજ તે શુરવીરના હૃદયમાં ઉંડા ઉતરી ગયો અને ત્હેનામાં જે કુદરતી ઉદાર વૃત્તિઓ હતી તે તરત વિજયવાન થઈ ગઈ. ત્હેણે નમ્રતા ભરેલા સ્વરથી ઉત્તર આપ્યોઃ—" ના. બાનુ ! ઇશ્વરના સોગન ખાઇને કહું છું કે હું એવું કાંઇજ નહિં કરૂં. હવે ત્હમે શાન્તિથી ત્હમારા તંબુએ જાઓ અને ત્હમારા લોકોને કહો કે તેઓ નીરાંતે છાવણીમાં રહે ત્હમે સઘળાં નિર્ભય છો, ત્હમારા લોકોને કહેજો કે ત્હેમની કોઈપણ ચીજને અમારામાંથી કોઈ હાથ લગાડશે નહિં. એ માટે ત્હમે બેફિકર રહો. જે જમીનમાં ત્હમારા જેવું સુન્દર ગુલાબ પેદા થાય છે, તે ખરેખર ઈશ્વરની પૂર્ણ કૃપાવાળી હોવી જોઇએ. ત્હમારા શેખ અને લ્હડવૈયા પાછા આવશે ત્યાં સુધી હું ત્હમારી નજદીકમાં જ મુકામ રાખીને રહીશ. અને પછી ઇશ્વરની જે ઇચ્છા હશે તે થશે. "

આ સાંભળીને હેલ્વાનું હૃદય આનન્દથી ઉભરાઇ જવા લાગ્યું તે અમીરને નમન કરી તંબુએ પાછી આવી અને સ્ત્રીઓને એકઠી કરીને શેખ ઇસ્મેયરના ઉમરાવ દિલ તથા અનુપમ સદ્‌ગુણોનું રસભર્યું વર્ણન કરનારૂં એક ગીત ત્હેણે ગાવા માંડ્યું. ત્હેની માતાની ઈશારતથી બેનિ-કાસિમનાં માણસો તથા જનાવરોને માટે ખોરાક અને ઘાસ દાણાની ગોઠવણ કરવામાં આવી, જે ઇસ્મેયરે સ્વીકારી અને ત્હેણે પાસેની એક અનુકૂળ જગોમાં મુકામ કરવાનો પોતાના લશ્કરને હુકમ કર્યો. આ પછી બેનિ-હુસનની છાવણીમાં તે એકલો ફરવા નીકળ્યો. અહિં ઉમંગ અને પ્રેમથી પોતાની પ્રશંસા કરતું ગીત જે હેલ્વા અને ત્હેની ટોળીની સ્ત્રીઓ ગાતી હતી તે ત્હેને કાને પડ્યું. આ સાંભળીને તે અતિશય હર્ષ પામ્યો. અને જે કુમારિકા મુશ્કેલીના પ્રસંગમાં આવી બહાદુરીથી વર્તી હતી તથા જે પોતાના ગુણોને ખરાં જિગરથી આવું ઊંચું સ્થાન આપતી હતી, ત્હેની તરફ તે સરદારનું હૃદય અસાધારણ મમતાથી આકર્ષાયું.

તેથી જ્યારે બેનિ-હુસનનો શેખ, પોતાનાં લ્હડવૈયા સાથે રણસંગ્રામમાંથી પાછો ફર્યો, ત્યારે સરદાર ઇસ્મેયર એકલો ત્હેને મળવાને સામો ગયો; અને તે વૃદ્ધ શેખ હજી દૂર હતો, એટલામાં તો તે પોતાના ઘોડા ઉપરથી ઉતરી પડીને ત્હેની પાસે ગયો તથા તે અમીરને વિનયપૂર્વક પ્રણામ કરીને, ત્હેનો હાથ પોતાના હાથમાં લઇ, ત્હેને માનપૂર્વક ચુમી લઇને પોતાના મસ્તક ઉપર મૂક્યો. આ પછી ઇસ્મેયરે તે શેખને કહ્યુંઃ—" સરદાર સાહેબ, અમારી અને ત્હમારી વચ્ચે જે વૈર આજ સુધી ચાલતું આવ્યું છે, તે આજથી

શાન્ત થાઓ. જુઓ, હું જે સમશેરથી જીતવાને આવ્યો હતો, તેજ હું નમ્રતાથી જીતાયો છું. હવે મ્હારી એટલીજ પ્રાર્થના છે કે આપની પુત્રીનું લગ્ન મ્હારી સાથે કરવાની આપ પરવાનગી આપો. એ કુમારિકાને માટે મ્હારું જિગર અત્યંત તલસે છે; કારણકે મ્હારી અજીત સમશેરને રોકનાર અને મ્હારી વૈરબુદ્ધિની પ્રવૃત્તિને અટકાવનાર આપની એ વીરપુત્રીજ છે. જુવો, આપની પુત્રી મ્હારા અને તમારા લોકોની વચ્ચેના સંબન્ધને મજબૂત કરનારી સાંકળનો મુખ્ય અંકોડો થશે અને એને જે સંતાન થશે તે વડે બન્ને જાતિમાં એકતા આવશે. આમ થશે એટલે મ્હારા અને તમારા લોકોની વચ્ચે જે લોહી રેડાયાનું વૈર છે, તે નાશ પામશે. આ ઉપરાંત તમારી પુત્રી તરફનો મ્હારો પ્રેમ જેમ મ્હારા મનને આપ લોકોની તરફ ખેંચાણ કરી રહ્યો છે, તેમ મ્હારે લીધે મ્હારી આખી ટોળીનાં માણસોનાં દિલને પણ તમારી તરફ ખેંચશે અને હવે પછી દુશ્મનની સ્હામે આપણા શૂરવીરો એક સાથે મળીનેજ કુચ કરશે."

શેખ ઇરમેયરનાં આવાં વિવેકભર્યાં, પ્રેમાળ વચનો સાંભળીને તે વૃદ્ધ અમીરને બહુ જ આશ્ચર્ય લાગ્યું કારણકે બેનિ-કાસિમના લડવૈયાઓનો અને ખાસ કરીને ત્હેમના સરદારનો એ આમદ તો બહુ જાણીતો હતો કે તેઓ પોતાના કોઇ પણ માણસના ખૂનનું વૈર-ગમે તેટલા પૈસા અથવા બીજા લાભ મળતા હોય તોપણ-કદિ માફ કરતા નહિ. અને આ પ્રસંગે અમીર ઇરમેયરે જેવી માગણી કરી, ત્હેવી વાત તો પ્રથમ કદાપિ બનેલી નહિ. તેથી ત્હેનો અંતરાત્મા પણ બહુ પ્રસન્ન થયો, કારણકે ખૂનનું વૈર એ બહુ ભયંકર વસ્તુ છે અને ત્હેમાં પણ બેનિ-કાસિમના જેવા લડાયક, બહાદુર, સાહસિક લોકો તરફથી એ કારણને લીધે ઘણી ધાસ્તી રાખવા જેવું હતું. આથી બેનિ-હસનનો શેખ, પોતાની પુત્રીને આ વિવાહ સ્વીકારવાનું કેવી રીતે સમજાવવું, એ વિષે વિચાર કરતો કરતો પોતાના તંબુએ ગયો. છોકરાની પોતાની હૃદયવૃત્તિ વિષે તો તે તદ્દન અજ્ઞાન હતો. તેથી ત્હેણે ધીમેથી આવા લાભદાયક લગ્નસંબન્ધની વાત શરૂ કરી, પરન્તુ તે સાંભળતાંની સાથેજ ત્હેની પુત્રીએ પોતાના મુખ ઉપર બુરખો નાખી દીધો; કારણકે, હવે ત્હેના અન્તઃકરણમાં આનન્દ માતો ન્હોતો. પોતાના પિતાને નમ્ર વચનોથી ત્હેણે ઉત્તર આપ્યો કે "પિતાજી! ખરેખર, આપની ઇચ્છાની વિરૂદ્ધ હું જાઉં કેવી રીતે શકું? આપને યોગ્ય લાગે તેમ આજ્ઞા કરો, ત્હેને હું આધિન છું." આ સાંભળીને વૃદ્ધ શેખને પણ હવે અત્યંત હર્ષ થયો અને પોતાની આખર અવસ્થામાં આ પ્રમાણે ઇશ્વરની થયેલી કૃપા માટે તે ઘુંટણીએ પડીને ત્હેનો ખરા દિલથી આભાર માનવા લાગ્યો.

થોડા દિવસમાં બન્ને પક્ષની વચ્ચે ગાઢ મૈત્રિ પેદા કરનાર આ વિવાહનો ઉત્સવ પૂર ભભકા અને આનન્દથી ઉજવવામાં આવ્યો. ત્યાર પછી બન્ને જાતિના લોકો હમેશને માટે એક-બીજાના બાન્ધુ જેવા થઈ રહ્યા.*

*આરબ પ્રજાનો ઘણો મ્હોટો ભાગ તંબુઓમાંજ રહે છે. રણમાં લીલોતરી અને પાણીનાં ઝરણવાળા કોઈ કોઈ ભાગો હોય છે, ત્યાં ત્હેમની ટોળીઓ રહેઠાણ કરે છે.

# अनुक्रमणिका:

## जिंदगीनी ' आप ' वीती अने ' पर ' वीती कथाओ.

સુન્દરી સુબોધના આ વિભાગમાં (અને એજ પ્રમાણે આ માસિકમાં) પ્રસિદ્ધ થતા લેખોમાં જોવામાં આવતા માનવ જીવનના વિવિધ અનુભવો તથા પ્રસંગો કોઇ અમુક વ્યક્તિને લગતી અથવા અમુક સ્થળે બનેલી હકીકત ઉપરથી લીધેલા નથી (તેમજ એવી રીતે લેવામાં આવતા પણ નથી.) પરન્તુ માત્ર મસારમાં આવા દેખાવો કદિ કદિ નજરે પડે છે.એટલીજ કલ્પના છે આ વિભાગમાં ત્રણ ઉપવિભાગો રાખવામાં આવ્યા છેઃ (૧.) જીવનના ગહન પ્રસંગો,–(૨.) અવળાં કર્મની કહાણીઓ,–(૩.) હૃદયનિવેદનઃ વેદી સમક્ષ.

—તંત્રી, સુન્દરી સુબોધ.

## अवळां कर्मनी कहाणीओ.

## બાળલગ્નનું બળીદાન.

(એક સાંભળેલી કથા.)

સંપાદકઃ—બ્હેન સૌ. "ચારૂ."

અનેક હિંદુ બાળા જુદાં જુદાં કારણોથી બાળપણમાં લગ્નજાળમાં સપડાઇ મારા જેવી દશા ભોગવે છે તેમને મારી કથા કાંઇ નવી તો નહીજ લાગે પણ મનના ઉભરા ખાલી કરવાથી દુઃખ ઓછું થાય છે અને કોઇ પણ કદાચ મારા દાખલા ઉપરથી પોતાની પુત્રીનું બળીદાન આપતાં દયાથી અટકશે એમ ધારી હું મારી ટુંકી પણ દુઃખ ભરી કથા જણાવીશ તો તે અયોગ્ય તો નહીજ ગણાય.

મારો જન્મ ઉચ્ચ કુટુંબના ગર્ભશ્રીમંત તથા સુશિક્ષિત પિતાને ઘેર તેવીજ માતાને પેટ થયો હતો. મારા માતાપિતાને જીવતાં સંતાનમાં માત્ર હું એકલીજ હોવાથી મને પુત્ર જેવાં લાડ કરવામાં આવતાં હતાં. મારી ઉમ્મર આઠ વર્ષની થઇ ત્યાં સુધી હું કલેશ કોને કહે તે જાણતી નહોતી. મને આઠમું વર્ષ બેઠા પછીના પહેલાજ મહા મહીનામાં એક દીવસ ટાઢ ઘણી હોવાથી હું અને મારાં માતા સગડી આગળ બેસીને તાપતાં હતાં. રાતના આઠનો વખત હતો અને મારા પિતા બહાર ગયેલા હતા તે પાછા આવ્યા પછી અમે વાળુ કરવાના હોવાથી અમે સાદીકરી તેમની રાહ જોતાં હતાં. થોડીવારમાં મારા પિતા આવી પહોંચ્યા તે ઘણા હર્ષમાં હોય એમ લાગતું હતું. અમે વાળુ કરવા બેઠાં. એટલે મારા પિતા બોલ્યાઃ "સાંભળ છો? આજે એક વાત હું નક્કી કરી આવ્યો."

"શી વ( ?" મારાં માતાએ પૂછ્યું.

"આ આ(ણી તારાનાં લગ્ન આ ચૈત્ર માસમાં કરવાનાં નક્કી કરી આવ્યો."

"લગ્નની શી ઉતાવળ છે?" મારાં માતા કંટાળીને બોલ્યાં.

"તને ઉતાવળ નથી પણ મને તો છે. તારે તો હમણાંનાં સુધરેલાંનાં જેવી પંદર સોળ વર્ષની કરવી હશે પણ મને તે પસંદ નથી. સમજીને? આપણા કુળની એ રીતજ નથી. આ વર્ષે લગ્ન ના કરીએ તો આવતે વર્ષે એવું લગ્ન આવતું નથી ને ત્રીજે વર્ષ સીંહસ્થ છે, તે છેક ચોથે વર્ષ જેઠ મહીના સુધી છે. એટલે છોકરી બાર વરસની થઇ જાય, એવડી મોટી હમારા કુળમાં કોઇ થઈ નથી એટલે મારે પણ કરવી નથી."

"પણ વીવાહ કરતી વખતે તમે કહેતા હતા કે આપણે બહુ વહેલાં લગ્ન નહીં કરીએ." મારાં મા બોલ્યાં.

"હા, કહ્યું હતું પણ તે વખતે કાંઇ બધું જોયું નહોતું. વળી વેવાઈ વેવાણનો હોણજ વીચાર છે ને હું નક્કી કરી આવ્યો છુ એટલે કાંઇ મારાથી ફરાય નહીં. એ કાંઇ તમારી બૈરાંની વાત નથી કે 'અભી બોલે ઓર અભી ફોક' કરી દઇએ! મારે તો ટુંકામા વાત એટલી કે હોણુ લગ્ન કરવાં છે ને તેમાં હવે તારી હા ના ચાલે તેમ નથી."

મારા પિતાએ પોતાનો ફાઇનલ ઓરડર (છેલ્લો હુકમ) સુણાવી દીધો અને વાળુ કરી રહેલા હોવાથી ગુસ્સામાંજ વધારે બોલ્યા ચાલ્યા વિના ઉઠીને ચાલ્યા ગયા. મારા જન્મમાં મારાં માતાપિતા વચ્ચે આ પહેલીજ તકરાર હોવાથી હું ડઘાઇ જઇને બેસી રહી. મારા પિતાના ચાલ્યા જવા પછી મારા માતાએ આંખમાં આવેલાં ઝળઝ ળીયાં લુછી મને છાતી સાથે દાબી અને પછી મને સુવાડી પોતે પણ બોલ્યા ચાલ્યા વિના સુઇ ગયાં.

પછી કાંઇ વધારે એ બાબત વાત કરતાં મેં તેમને સાંભળ્યાં નહીં. પણ મારા પિતાના ઠરાવ પ્રમાણે મારાં લગ્ન તેજ વર્ષના ચૈત્ર માસમાં થઈ ગયાં લગ્નમાં સારૂં સારૂં ખાવાની અને ખુબ ઘરેણાં પહેરવાની મને ઘણી મઝા પડી હતી, તે મને હજી પણ થોડું સાંભરે છે. પણ મારાં લગ્ન ક્યારે ને કેવી રીતે થયાં તે બરોબર સાંભરતું નથી. કેમકે રાતનાં લગ્ન હોવાથી ને હું બાળક હોવાથી ઘણી ઉંઘરેટી થઇ ગઇ હતી.

અને લગ્નની ગંભીરતા સમજવા જેટલી મારી ઉમ્મર ન હોવાથી શું થાય છે તેની મને સમજણ પણ પડી નહોતી

લગ્ન થયા પછી હું પહેલી કે છેલ્લી સાસરે ગઈ હતી તે પણ મને થોડું થોડું સાંભરે છે. કેમકે ત્યાર પછી હું સાસરે ગઇજ નથી. તેથી છેલ્લી પણ કહું તો ખોટું નહીં કહેવાય. તે વખતે હું ઘણી ન્હાની હતી અને વરતની પરણેલી વહુઓને દુઃખ નથી હોતું, તે પ્રમાણે મારે પણ કાંઈ દુઃખ નહોતું. મારાં સાસુ નણંદ મને બહુ લાડ કરતાં હતાં અને મને છુટથી રમવામાં તથા હરવા ફરવામાં અને ખાવા પીવામાં ઘણી મજાહ પડતી. બધાં મને બોલાવતાં ને રમાડતાં. પણ એકજ છોકરો મારાથી દુર રહેતો. એ દુર રહેતો તોપણ ઘણી વખત મને ધારી ધારીને જોતો અને કોઇ પાસે ન હોય ત્યારે મને કાંઇ ખાવાનું–

પાન કે ફુલ આપતો. તે મારા પતિ હતા તે હું હવે સમજુ છુ. [illegible] એટલું જ્ઞાન નહોતું. તે વખતે તેમની ઉમ્મર ચૌદ પંદર વર્ષની હતી. દસ પંદર દીવસ હું મારે સાસરે રહી ત્યાર પછી મને મારા બાપને ઘેર મોકલવા વિષે ઘરમાં વાતો થવા માંડી. મારે જવાનું નક્કી થયું. જવાને આગલે દીવસે સાંજના મારાં સાસુ રસોઇ કરતાં હતાં, સસરા બહાર ગયા હતા અને હું એકલી છજામાં રમતી હતી, તે વખતે તેઓ મારી પાસે આવ્યા અને મને પૂછયુંઃ "ત્યારે તું કાલે જવાની છે કે?" મેં હા કહી એટલે તેમણે એક નાની છબી મને આપીને પૂછયુંઃ "જો, આ મારી છબી તને ગમે છે!" મેં હા કહી. એટલે મને કહ્યું કે "લે, ત્યારે, હું તને આપું છું. પણ કોઇને દેખાડતી ના. નહી તો લઇ લેશે." મેં ઠીક કહ્યું એટલે તે થોડીવાર મારી પાસે બેસી વાત કરી ચાલ્યા ગયા. મેં પણ કોઇ લઇ લે તે બીકથી મને એ છબી ઘણી ગમતી હોવાથી મારી ડગલીના ગજવામાં સંતાડી દીધી.

બીજે દીવસે દસ અગીયાર વાગે હું જમીને અમારા એક દુરના સગા સાથે મારા બાપને ઘેર જવા ગાડીમાં બેઠી. તે વખતે બધાં ઓટલાપર આવી ઉભાં રહ્યાં હતાં અને મને "આવજે, આવજે," કરતાં હતાં પણ તેમાં મારા પતિ નહોતા. તે કેમ નથી આવ્યા તેનું કારણ સમજતી ન હોવાથી, મેં તેમને જોવાની જીજ્ઞાસાથી ઉપર મેડાની બારી સામું જોયું તો તેમને બારીને ઓથે ઉભા રહી મારી સામું જોતા મેં દીઠા. બધાંને "આવજો" કહી રહી હતી અને ગાડી ચાલવાની વખત હતી તે વખતે મેં બારી સામું જોઈ તેમને પણ "આવજો" કહ્યું. હું બાળક હોવાથી સમજતી ન હતી તેથી મારી નિર્દોષતાને લીધે હું શરમાઇ નહીં પણ તે શરમાઇ ઘરમાં જતા રહ્યા અને બધાં હસ્યાં. બધાં કેમ હસ્યાં હશે?—તેનો વીચાર હું કરૂં, એટલી મારામાં સમજણ નહોતી અને તરત ગાડી ચાલવાથી માબાપને મળવાના આનંદમાં હું તે વાત ભુલી પણ ગઇ. મારા લગ્નનું ફળ કહો, લ્હાવો કહો, અથવા જે કહો તે એટલુંજ હતું. હું મારા બાપને ઘેર આવી ત્યાર પછી મારે સાસરે પાછી ગઇજ નહી કેમકે તેજ વર્ષના શ્રાવણ માસમાં મારા પતિ કૉલેરાના રોગમાં અચાનક સ્વર્ગવાસી થયા.

તે વખતની મારાં માતાની સ્થીતી સંભારતાં મને હજી પણ લાગણી થઇ આવે છે. એ માઠા સમાચારના કાગળની હકીકત સાંભળતાંજ તે બેભાન થઇ ગયાં હતાં અને મહા-મુશ્કેલીએ ભાનમાં આવ્યાં પછીની તેમની કલ્પાંત હજી પણ મારા કાનમાં વાગે છે. તે વખતે મને તો વૈધવ્ય દુઃખનો કે ભવીષ્યની વેદનાનો ખ્યાલ પણ નહોતો. હિંદુ સંસારમાં પતિના મૃત્યુથી પત્ની જીવતાં છતાં મૃત્યુ પામે છે, તે હું જાણતી નહોતી. પણ મારાં માતાનું દુઃખ જોઇ હું પણ દુઃખી થવા લાગી હતી. તેમનું સુન્દર રૂપ ઝંખવાઇ ગયું. તેમણે પોતાના સર્વ શણગારનો ત્યાગ કરી, કાળાં લુગડાં કેમ પ્હેરવા માંડયાં, તે પ્હેલાં તો હું નહોતી સમજતી. પણ એક દીવસે ખોળામાં ઘાલી મારાં માતાએ મને સમજાવીને મારા શણગારનો ત્યાગ કરાવ્યો ત્યારેજ મને સમજણ પડી. હમારી ન્યાતમાં ગમે તેવડી બાળક હોય તો પણ કદી પણ શણગાર ન રાખી શકાય, તેવી રીત હોવાથી મારા માતાને દુઃખ સાથે પણ તેમ કરવું પડયું. ત્યારેજ મારી બાળક ઉમ્મર છતાં હું પણ મારૂં ભાવી સમજી અને

મારે સાસરે ગઇ તે વખતે મારા પતિએ મને આપેલી છબી દેખાડી બધી વાત કરી. મારાં માતા મારાં દુઃખનો વિચાર કરી આ પ્રસંગની વાતથી વધારે દુઃખી થયાં.

સમયને સુખી કે દુઃખીની પરવા હોતી નથી. તે તો પોતાનું કામ કરતો ચાલ્યોજ જાય છે. મારી ઉમ્મર સોળ વર્ષની થઇ ત્યાં લગી મારાં માતા માંદાં સાજાં પણ મારી સંભાળ કરતાં, મને કેળવતાં હયાત હતાં. મારા પિતા તો પરણાવીને આઘા રહ્યા હતા અને તેમાં પણ મારા પતિના સ્વર્ગવાસ પછી તો મને બોલાવતા પણ નહિ અને હું બેઠી હોઉં ત્યાં ઘણા બેસતા પણ નહિ. પણ મારાં દુઃખી મા મારી કાળજી કરી મને બહુજ કેળવતાં હતાં. પણ હાય!—જે ઉમ્મરે જીવનની વસંત સર્વેને હોય છે, તે સમય મારા જીવનમાં પાનખરનો હતો!—જે સમય સર્વેને સુખમન્દિરમાં પગ દેવાનો હોય છે તે સમય મારે મનોનિગ્રહમાં ને વેદાન્તના વાચનમાં વીતાડવાનો હતો! મને સાસરનો કે પતિનો સમજણ થયા પછી અનુભવ ન હોવાથી, મનને તે વાતનો બહુ અસંતોષ થતો. સરખી વયની સાહેલીઓની વાતોથી મનમાં દુઃખ થતું પણ મારાં માતાના આશ્વાસનથી ને તેમની કેળવણીથી હું મન વાળતાં શીખી હતી અને તેવી ગાઢ નિરાશામાં પણ માના આધારે જીંદગી ગાળતી હતી.

અભાગી પ્રાણીને જો બીજો ઉપાય ન મળવાથી નાગીયેરીના છાંયામાં ઉભું રહે તો ભાવિની અવકૃપાથી ત્યાં પણ છાયાની શીતળતાનું સુખ ના મળતાં ઉલટું નાળીયેર પડી માથું ફુટે! તે પ્રમાણે મારે પણ જીવનનાં એકજ સહાયક, મારા દુઃખમાં એકજ આધાર, મારી માતા મારી સોળ વર્ષની ઉમ્મર થતાંજ મનના દુઃખથી મંદવાડ ભોગવી, સ્વર્ગવાસ પામ્યાં. મરતી વખતે એક હમારા ઘરની જુની વીશ્વાસુ નોકર બાઇને મારી સુપ્રત કરી ગયાં. મારાં માતાના મૃત્યુ પછી મારા પિતા એકજ વખત મને મળ્યા હતા અને જરા જરા દીલાસો દીધો હતો ત્યાર પછી તો તે મારા બેસવાના ઓરડામાં પણ આવતા ન હતા. ક્રીયા થતાં લગી તો સગાંવ્હાલાં ઘરમાં હોવાથી મારી જરૂર નહોતી અને ક્રીયા થઇ રહ્યા પછી ત્રીજેજ દીવસે તે નોકરને મને સંભાળવાની ભલામણ કરી ગામડે ચાલ્યા ગયા, ને મારાં માના મૃત્યુ પછી ત્રણ મહીને ઓચીંતા એક બાર વર્ષની બાલાને મારી માતાની પદવીથી અલંકૃત કરી પાછા આવ્યા! જેમની ભુલથીજ મારી આ દશા થઇ હતી, તેણે મારી દશા તરફ ન જોતાં અને હું બાલપણાથી વૈધવ્ય દુઃખ નિઃશબ્દે ભોગવતી હતી, તેનો વિચાર ન કરતાં, મારા પિતા લગભગ પચાસ વર્ષની ઉમ્મર છતાં વિધુરવ્રત પાળી ન શક્યા અને ૭ માસની અંદર બીજી, પત્ની કરી લાવ્યા હતા! આપણા હીંદુ સંસારની એ ખાસ ખુબી છે કે એક બાલા નાનપણથી ત્રાસદાયક વૈધવ્ય ભોગવી શકે છતાંય તેનો પિતા ઘડપણમાં પણ પોતાના વિવાહ માટે ઘોડે ચડી શકે!

મારી નવીન માતા બીચારી મા વીનાની હતી અને તેના પિતાએ તેને પૈસાના લોભે પરણાવી હતી મને તેના ઉપર, આ કારણને લીધે, તે મારી માની જગ્યાએ આવ્યા છતાં પણ, ઝેર નહોતું. પણ મારૂં દુઃખી અંતઃકરણ મારા પિતાની આ ચાલથી વધારે દુઃખી થયું અને હમે પિતા પુત્રી પરાયાંની માફકજ એક ઘરમાં રહી એક બીજાની સાથે બરાબર બોલતાં પણ નહિ.

વખત જતાં વાર નથી લાગતી. મારી નવી માતા ઉમ્મરમાં નાની અને એ ત્રણ સંતાન થયાં પણ તે જીવ્યાં નહિ. અને એની વીશ વર્ષની ઉમ્મર થઈ, મારા પિતા પણ સ્વર્ગવાસી થયા ! પાસે સાધારણ પૈસો હોવાથી હમે સમાન દુઃખી માં દીકરી એક બીજાને ગળે વળગી ભારરૂપ જીવન વ્યતીત કરીએ છીએ. મારી નવી માતાએ જે સંસારસુખ જોયું, તે મારા પિતા જેવડા વૃદ્ધ પતિની ધાકમાં રહી ભોગવ્યું અને મારે તો નિર્દોષ પ્રેમે આપેલી ને મેં સમજણ વીના માત્ર રમતના વીચારે લીધેલી એક ન્હાની છબી શીવાય સંસારનું સંભારણુ કાંઈજ નથી કે જેના વિચારથી સુખ અથવા દુઃખ ઉત્પન્ન થઈ શકે !

---

## કુમારિકાનું ચિન્તનઃ

( મ્હારે લગ્ન નહિ કરવું, એ બાબતમાં– ) " લોકો શા શા વાંધા કહાડે છે ? પ્રથમ કહે છે કે વાસના રોકવી કઠણ છે. પછી કહે છે કે શાસ્ત્રકારો પરણવાની મર્યાદા બાંધી ગયા છે. ત્રીજું, સ્ત્રીની એક ભુલ પ્રગટ થઈ જાય, અને ચોથી વાત એ કે કુમારી સ્ત્રીને રહેવાનું ઘર ન મળે, ખાવાના પૈસા ન મળે, લોક ચાળા કરે, ને સ્ત્રીને જાતને માથા ને કાંધા જેવો ભય.

"જો બાવી થઈએ તો આ વાંધા દૂર થાય, મફત ખાવાનું મળે, પુરુષનો સંગ નહિ એટલે સ્ત્રીને લાંછન નહિ, અને અનેક સ્ત્રીઓ વચ્ચે રહેવાનું એટલે પુરુષ વર્ગને અંદર રાખી વગર ભમે રહેવાનો કિલ્લો ! બાવીઓ રહે છે તે પણ શાસ્ત્રની મર્યાદાબાજ ધરી કની ?

આ ઘરમાંથી નીકળવું પડે એ પ્હેલું દુઃખ, ને બાવીઓની પેઠે જાડાં લુગડાં પ્હેરવાં પડે અને જાર-બાજરો ખાવો પડે એ બીજું દુઃખ.

" પ્હેલા દુઃખનું તો કાંઈ નહિ, કાલથી જાડાં લુગડાં ને જાર બાજરીની ટેવ પાડીશું."
..........................................................................................

" નાત જાત અભડવાની બ્હીક નથી, મ્હાં હાથે રાંધતાં આવડતું નથી, જે વટાળ થશે ?" ..........................................................................

" કહીશું કે વર અમે તેવો મળે ને ગરીબ ઘરનો હોય તો જાડું લુગડું ને જાર બાજરીએ પણ નીભાવ કરવો પડે કની ? સારો વર મળશે નહિ ને મ્હારૂં ચાલશે નહિ ને ગુસ્સે મારી, અમે ત્હેને પરણાવશે તો ભાગ્ય પ્રમાણે વર્તવું પણ પડશે.

" ત્યારે તો એજ ! એક-પન્થને દો કાજ ! વળી સ્વામી સારો હોય તે પણ પ્રથમ મીઠા હોય ને પછી કડવો થાય એ તો" ( વિચારતમાં ) " પણ છે. તેવું થાય તો શું કરીએ ! માટે એજ માર્ગ કે આપણી ટેવ પાડવી."

# विद्या—कला—वैद्यक.

## અરીઠા

[ હિન્દી ઉપરથી અનુવાદ ]

લેખક:—શ્રીયુત્ પૂનમચંદ કેશવલાલ શાહ. બી. એ.

**૧. અરીઠાનાં ઝાડ.**

હિંદુસ્તાનમાં અરીઠાનાં ઝાડ બે જાતનાં થાય છે. પહેલી જાતનાં ઝાડ બંગાળાથી ઠેઠ પંજાબમાં ચીનાબ નદીની ખીણ સુધીના પ્રદેશમાં થાય છે. તેમને જાન્યુઆરી માસમાં ફળ આવે છે. બીજી જાતનાં ઝાડ બંગાળા, મધ્યપ્રાંત, રજપુતાના, મુંબાઇ અને મદ્રાસ ઇલાકા, તથા લંકામાં થાય છે ઘણું ખરૂં આ ઝાડ રોપવામાં આવે છે, પરંતુ જંગલમાં તો તે એમને એમ ઉગે છે.

**૨. અરીઠાનો સાધારણ ઉપયોગ.**

અરીઠાના ફળ કુદરતી સાબુ તરીકે કામમાં આવે છે. ખરી રીતે, કોઇ કોઇ બાબતમાં તે સાબુથી પણ વધારે સારાં નીવડે છે. દાખલા તરીકે, રંગ દેવાનાં કપડાંને સાબુને બદલે અરીઠાથી ધોવામાં આવે તો રંગ સારો અને પાકો ચઢે છે, એમ રંગરેજો જાતિ અનુભવથી કહે છે. કાશ્મીરની શાલો તથા દુશાલા વણનારા વિલાયતી સાબુનો ભુલથી પણ ઉપયોગ કરતા નથી। ધોબી લોકો પણ ઉંચા રેશમી કપડાં ધોવામાં અરીઠાનોજ ઉપયોગ કરે છે. સોની લોકો પણ હવામાં ખુલ્લાં રહેવાથી મેલાં થઇ ગયેલાં તથા ડાઘ પડી ગયેલાં ચાંદીનાં વાસણ તથા સોનાનાં ઘરેણાંને અરીઠાથીજ સાફ કરે છે.

**૩. અરીઠાનો દવા તરીકે ઉપયોગ**

ખસ તથા ખુજલીના મલમ બનાવવામાં દેશી વૈદો તથા હકીમો અરીઠા વાપરે છે. અરીઠા ખાવાથી આધા-શીશી તથા માથાનો બીજી જાતનો દુઃખાવો મટી જાય છે, અને ઉધરસ વગેરેમાં પણ ગુણકારી છે, કારણકે તે ગળફાને પકવીને બહાર કાઢે છે. કમળાના રોગમાં તેમજ અપસ્મારમાં પણ તે ઔષધિ તરીકે સારૂં કામ કરે છે.

**૪. મધમાખ તથા માછલીનો નાશ**

ઈ. સ. ૧૮૯૦ માં રેટોરી નામના વૈજ્ઞાનિકે ઉદેપુરમાં એવું બતાવી આપ્યું હતું કે અરીઠાના ફૂલના વાસથી મધમાખીયો મરી જાય છે. તેવીજ રીતે જો અરીઠાના ફળનો બારીક ભૂકો કરીને તળાવ કે નદીમાં નાંખીએ તો માછલીઓ બધી મરી જાય છે.

૫. અરીઠાંનો એક નવાઈ જેવો ઉપયોગ. ઇલાયચીને તોડીને તાપમાં સુકવવી પડે છે. તે વખતે તેનો રંગ લીલાશ પડતો થઇ જાય છે. ચોમાસાની ઋતુમાં તેને દેવતા પર સુકવવી પડે છે. તે વખતે તેનો રંગ ઘણોજ ખરાબ થઇ જાય છે. પહેલાનો રંગ ફરીથી લાવવા માટે બે ઉપાય લેવામાં આવે છે;

૧. તેને અરીઠાંથી ધોવી.

૨. ગંધક બાળીને તેના ધુમાડામાં રાખવી.

બન્ને રીતથી રંગ તો આવે છે, પરંતુ પહેલી રીતથી ખાસ ફાયદો એ થાય છે કે ઇલાયચીનો સ્વાદ પણ ઘણો સારો થાય છે.

૬. માથુ ચોળવામાં અરીઠાંનો ઉપયોગ. સાબુથી માથું ચોળવાથી વાળ "બાઝી" જાય છે, એ સર્વ બ્હેનો જાણે છે. આપણા ગુજરાતમાં ઘણું ખરૂં "કચરો" એટલે કાળી ચીકણી માટીથી માથું ચોળવામાં આવે છે. પણ બીજા પ્રાંતોમાં તેમજ કેટલીક જગોએ આપણા દેશમાં પણ તે કામ માટે અરીઠાજ વપરાય છે. તેનાથી વાળ સાફ અને સુંવાળા બને છે, તેમજ માથાનો ખોડો પણ નીકળી જાય છે તથા માથું "હલકું" થાય છે

## અરીઠા—એક મ્હોટી ઇશ્વરી બક્ષીસ.

અરીઠાનાં ઝાડ આ દેશમાં ઘણું કરી સર્વ ઠેકાણે થાય છે. આ વૃક્ષ ઘણુંજ મોટું થાય છે. એનાં પાંદડાં ઉંબરાનાં પાંદડાં કરતાં મોટાં હોય છે. આપણને "અરિઠા" એ વૃક્ષ પ્રકશિત્ જેવું દેખાશે, પરંતુ એ કેવળ ભ્રમ છે. જુઓ, દયાળુ પરમેશ્વરે આપણને એ કેટલી મોટી બક્ષિસ આપેલી છે, કે આપણને અન્ય લોકોની પેઠે સાબુ તૈયાર કરવાને કદીપણ શ્રમ પડે નહિ. અરીઠા સર્વે તેટલા વગડામાંથી લાવ્યા કે આપણો સાબુ તૈયાર થયોજ. તે પ્રમાણે શિકેકાઇ વૃક્ષ પણ સમજવું. આ ઇશ્વર નિર્મિત સાબુ, પરદેશીઓના ચરબીમિશ્રિત નિષિદ્ધ સાબુ કરતાં, સો ગણો સેંથી તથા ગુણોમાં પણ અતિશય ઉતમ છે. પરંતુ એવી ઇશ્વરની અમૂલ્ય બક્ષિસનો આપણે ઉપયોગ ન કરતાં તેને "કુચ બિસાત" સમજી, ચરબી મિશ્રિત ક્ષાર મોટા પ્રેમથી આપણે મ્હાડે ઘસી, મ્હોડું ચોળતા બેશીએ છીએ; એને શું કહેવું! અરીઠાંના યોગે અંગ સ્વચ્છ થતું નથી કે શું? ના, તેમ નથી. કેટલાએ ઉંચો તથા સુગંધિ સાબુ હોય તો પણ આપણા અરીઠા અને શિકેકાઇ સાથે તેની કદી પણ બરોબરી થશે નહિ. ખસ, ચાંદીયો ઇત્યાદિ ચામડીના રોગ ધોવાને, સાબુ કરતાં અરીઠાજ ઉત્તમ છે. આમ છતાં પણ અરીઠાનો ઉપયોગ ન કરતાં, વધારે ખરચનો અને અપવિત્ર સાબુ આપણે નિત્ય શરીરે ચોળીએ છીએ! આ કેવું વિપરીત આચરણ છે! કેવળ અજ્ઞાનથીજ આપણે આડે માર્ગે ચાલ્યા છીએ.

## વિસનગરના સુવિખ્યાત સ્વામી શ્રી શિવાનંદજી તથા પરમાનંદજીનો ઇન્ફ્લ્યુએન્ઝા યાને કફજ્વરનો ઉપચાર.

(શાર્ઙ્ગધરસંહિતાઃ પાનું.૧૮૬)

(મળેલું.)

૧. દવા—ગળો, નાગરમોથ, ગરમાળાનોગોળ, ધાણા, ઇંદ્રજવ, પદમકનું લાકડું, કાળીપાટનું લાકડું, ખસનોવાળો, સુંઠ, કડુ, અરડુસો [ અરડુસી નહી ] હરડેની છાલ, અને રતાંજળી.

વાપરવાની રીત—ઉપરની વસ્તુઓને સરખે ભાગે લઇ જુદી જુદી ખાંડી તેમાંથી ચાર આનીભાર [ મોટા માણસને માટે ] લઇ શેર પાણીમાં, માટીના વાસણમાં, ઉઘાડે મોએ ધીરા તાપથી ઉકાળવી. નવટાંક પાણી રહે ત્યારે ઉતારી ગાળી નાંખવું. પછી એક અધોડીભાર લીંડીપીપરનું બારીક ચૂર્ણ નાંખી સવારમાં પીવું. પછી જે કુચ્ચા રહે, તેમાં શેર પાણી નાંખી રાખી, સાંજે ઉપરની વિધિથી ફરી ઉકાળવું અને ઉપર પ્રમાણે પીપર નાખી પીવું. [ બીજે દિવસે ફરી ચાર આનીભાર ચૂર્ણ લઇને ઉકાળો નવો કરવો. ]

ફાયદા—સનેપાત, તરસ, દાહ, ખાંસી, બેચેની, શ્વાસ, તંદ્રાને દુર કરે છે. દીપન તથા પાચન કર્તા. મળ, મુત્ર તથા અધોવાયુ રોકવાથી જે વમન, શોષ, અરૂચી થાય છે, તેને પણ દુર કરે છે.

૨. સીતોપલાદિક ચૂર્ણ—તજ તોલો ૦।, લીંડીપીપર ઝીણી તોલો ૧, વાંસકપુર તોલા ૨, સાકર તોલા ૪,—એ પ્રમાણમાં લઇ જોઇએ તેટલું કરવુ.

વાપરવાની રીત—ઉપરની વસ્તુઓને ખાંડીને ચૂર્ણ તૈયાર થયેથી શીશીમાં ભરવું. તેમાંથી બે આનીભાર લઇ તેમાં ૦। રૂપીયાભાર મધ તથા અરડુસાનાં પાંદડાંનો રસ તોલો ૦॥ નાંખીને દરદીને આપવું. આવી રીતે સવાર સાંજ બે વખત આપવું.

પણ ખાસ ધ્યાનમાં રાખવું કે ઉપરનો ઉકાળો તથા સીતોપલાદીક ચૂર્ણ લેવાની વચ્ચે ઓછામાં ઓછો બે કલાકનો વખત રહેવો જોઇએ. માથું દુ:ખે અથવા ઉધરસનો હાંસો શરૂ થાય કે તરત સવારે સાંજે સીતોપલાદીક ચૂર્ણ અરડુસાના રસ તથા મધ સાથે ઉપર મુજબ આપવું અને ટરપેનટાઇન મળે તો બે પડખે ચોળી અળશીનો શેક કરવો. ટરપેનટાઇન ન મળે તો એકલો અળશીનો શેક કરવો. તાવ હોય તો સીતોપાલાદીકનો તથા ઉપરનો ઉકાળો શરૂ કરવો. ને તાવ ઉતરે તોપણ તે ઉકાળો તથા સીતોપલાદીક શરૂ રાખવા. ફ્રૂટ કે લીલો મેવો લેવો નહિ.

ફાયદા—ઉધરસ તથા છાતીમાં દુખાવો એકદમ બંધ થાય છે. તાવ તુટે છે.

૩. સારવાર—હાલના ચાલુ તાવના ઉપદ્રવમાં દરદીને કોઇ પણ વસ્તુ ખાવા આપવી નહિ. માત્ર તુળસી, કાળાં મરી, તજ તથા સુંઠ, આ વસ્તુઓનો ચાહ કરી દીવસમાં બે ત્રણ વખત આપવો. તે શીવાય કોઈ પણ વસ્તુ આપવી નહિ.

આ દરદમાં દરદીને દુધ કે સાબુદાણાની કાંજી અને છાશ પણ આપવી નહિ, કેમકે દુધ [ તથા છાશ ] થી એકદમ કફ થાય છે ને સાબુદાણા પણ કફને વધારે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે ખોરાક નહિ આપવાની બાબતમાં સંભાળ રાખવાની છે. ખોરાક નહિ આપવાથી કાંઇજ નુકશાન થતું નથી. તાવ ઉતર્યા પછી ચાર દિવસે મગનું પાણી આપવું. ને પછી ધીમે ધીમે હલકો ખોરાક આપવો. તાવ આવવાની સાથે અળસીનો સાંજ સવાર અવશ્ય શેક કરવો.

દરદીના શરીર ઉપર સીધો પવન ન આવતાં તેને જે ઓરડામાં સુવાર્યો હોય, તે ઓરડામાં સ્વચ્છ હવા આવ જા કરે તેવી ગોઠવણ રાખવી.

દરદીને ઠંડું પાણી ન આપતાં જેઠીમધનું લાકડું તોલો ૧, પાણી શેર ૧॥ માં ઉકાળી નીચે ઉતારી ગાળવું. ત્યાર બાદ દરદી માગે ત્યારે તે પાણી આપવું. આ તાવમાં દરદીને માથે બરફ મુકવો નહિ, કેમકે માથે બરફ મુકવાથી શરદી છાતીમાં ઉતરે છે ને કફ ફેફસામાં ઉતરે છે.

જો દરદીને એટલો ત્રણ ડીગ્રી તથા તે ઉપર તાવ હોય તો માથા ઉપર નવસારના પાણીનાં પોતાં મુકવાં. ઉપર પ્રમાણે દવા તથા સારવાર કરવાથી પ્રભુની કૃપાથી આરામ થશે.

ટીપઃ—આ દવા ઘણા દરદીઓ ઉપર અજમાવ્યા પછી બહાર પાડવામાં આવી છે.

---

*** ઇન્ફ્લુએન્ઝા અથવા ઝેરી તાવ ઉપર આ દવા ઘણી અકસીર જણાઈ છે. સ્વામીજી તરફથી ઉત્તર ગુજરાતનાં (ખાસ કરીને વડોદરા ગવર્નમેંટના) ઘણાં ગામોમાં તથા સ્ટેશનો ઉપર સ્વયંસેવકો દ્વારા આ ઉકાળો દર્દીઓમાં છૂટા હાથથી વ્હેંચવામાં આવ્યો હતો અને ત્હેની અસર પણ બહુ સારી થઇ હતી. માટે જ્યાં જ્યાં આવા પ્રકારના ઝેરી તાવનો પ્રચાર હોય ત્યાંના લોકોએ આ દવાઓ (જે બિલકુલ મોંઘી નહિ હોવાથી, ગરીબ અને તવંગર, દરેક મનુષ્યથી મેળવી શકાય તેમ છે, તે–) ઘરમાં તૈયારજ રાખવી અને તાવની શરૂઆતથી ત્હેનો ઉપયોગ શરૂ કરવો. આમ થયેથી દર્દીને વેળાસર આરામ થવાનો ઘણો સંભવ છે.

તંત્રીઃ સુન્દરી સુબોધ.

## ધનનો સદુપયોગ.

અરે, મારી ભગિનીઓ, જો આપણે સારી સ્થિતિમાં હોઈએ તો તન, મન અને ધનનો ઉપયોગ રૂડી રીતે કરવો. આપણાં શાસ્ત્ર પણ પુકારે છે કે ભુખ્યાને અન્ન, કુટુંબનું પોષણ, વિદ્યાદાન, વસ્ત્રદાન, છૂપાં દાન,—એ સર્વ દાનો આપણી સ્થિતિના પ્રમાણમાં કરવાં, એ સૌથી શ્રેષ્ઠ વાત છે. છૂપાં દાન કેવાં કરવાં જોવાં કે, ગૃહસ્થ હોય પણ બિચારાં ગ્રહદશા ખોલવાથી પોતાની આબરૂને ધોકો લાગતો હોય, એવાં હોય તેને છૂપી રીતે જે યોગ્ય લાગે તે આપવું અને દ્રવ્ય આપ્યું છે, તેનો સારો ઉપયોગ તેવા ગૃહસ્થોને માટે કરવો. તેજ ખરું છે, નહિ તો જન્મ વૃથાઃ એમ મનમાં લાગણી થાય ત્યારેજ તે છૂપાં દાન ગણાય છે."

સ્વ. શ્રી જમનાબાઇ સકઇ.

# ઇન્ફ્લુએન્ઝા—તાવ અટકાવવા માટે સૂચના.

૧.

ગુજરાત પ્રાંતનાં કેટલાંક ગામોમાં ઈન્ફ્લુએન્ઝાના તાવનો રોગ ફરીફરીને દેખાવ દે છે તેથી તે અટકાવવા સારૂ તથા તેમાંથી બચવાના ઉપાયો સબંધે અમદાવાદના ડીસ્ટ્રીકટ લોકલબોર્ડના વાઇસ-ચેરમેન્ તરફથી એક યાદી બહાર પડેલી છે, તેનો સાર લોકોની જાણ માટે આ નીચે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. એ રોગનો ચેપ મુખ્યત્વે કરીને માણસોના અરસપરસના સ્પર્શને લીધે અને ખાસ કરીને દરદીના મ્હોના ગળફા તથા નાકના લીંટ વિગેરે મારફત બીજાને વળગે છે, તેથી નીચેની સુચનાઓ ધ્યાનમાં રાખવી જરૂરની છે

સુચના.

( ૧ ) શેર ગરમ પાણીમાં ચમચો મીઠું નાંખવું અને તેમાંથી થોડું પાણી લેઈ ગળા લગી પહોંચે તેવી રીતે મ્હોડું ઉંચું કરી ગળગળ કરી કોગળા કરવા ( ૨ ) તેવું પાણી તાસકમાં લેઇ તેમાં નાક બોળી તે પાણી ધીમે ધીમે એટલે સુધી ઉંચુ ખેંચવું કે ગળાની અંદર સુધી તેનો સ્પર્શ થાય તે પછી નાક પાણીમાંથી કાઢી લઈ નિતરવા દેવું (૩) આ મુજબ દરેક વખત બેત્રણ વાર કરવુંઃ અને દીવસમાં તેવી રીતે ચાર પાંચ વખત કોગળા તથા નાકની ક્રિયા કરવી ( ૪ ) નાટકશાળા, સીનેમા, મેળા, મીજલસો અગર જ્યાં ભીડ હોય,એવી જગાઓએ જવું નહીં (૫) ઘરના ઓરડાઓનાં બારી બારણાં ખુલ્લાં રાખવાં અને સુવાના ઓરડામાં હવાનો સંચાર સારો રાખવો. ગરમી રહે એવું ઓઢીને જો ખુલ્લા ઓસારમાં સુવાનું રાખવામાં આવે, તો તેથી રોગના ચેપના ભય અને જોર ઓછું રહે છે ( ૬ ) ગરમ લુગડાં પહેરવાં પૌષ્ટિક ખોરાક પચે તેટલો માફકસર લેવો અને રોગનો બહુ મન ઉપર ગભરાટ થવા દેવો નહીં. ( ૭ ) તે છતાં રોગની ઝપટ લાગી એમ જણાય,—તો તરત પથારીમાં સુઈ જવું અને તદન આરામ ભોગવો ( ૮ ) દર્દીની છીંક, ઉધરસ તથા ગળફા અને લીંટ, વિગેરેનો માવજત કરનારને સ્પર્શ ન થાય તેવી કાળજી રાખવી (૯) દર્દીએ વાપરેલાં લુગડાં, જેવાંકે રૂમાલ, ટુવાલ, ચાદર વિગેરે બીજાં લુગડાં સાથે ભળતાં પહેલાં તેને ફીનાઈલના પાણીથી અગર ગરમ પાણીથી ધોવાં, દર્દીએ વાપરેલાં વાસણ પણ તેવી રીતે સાફ કરવાં ( ૧૦ ) દર્દીની માવજત કરનારે તેને અગર તેણે વાપરેલાં વાસણ કે લુગડાને અડકાયા પછી હમેશા પોતાના હાથ ગરમ પાણીથી ધોઈ લુછી નાંખવા (૧૧) દર્દીએ વાપરેલો ઓરડો બીજા ઉપયોગમાં લેતા પહેલાં બરોબર સાફ કરવો (૧૨) દર્દીએ વાપરેલો ખાટલો ગોદડાં વિગેરે તડકામા તપાવ્યા પછીજ બીજા ઉપયોગમાં લેવા

---

૨.

અમદાવાદની મ્યુનિસિપાલીટી તરફથી હિંદી સરકારની નીચેની યાદી લોકોની જાણ માટે પ્રગટ કરવામાં આવી છે

**નસકોરામાંથી પાણી નાકમાં ખેંચી લઈ પછી પાછું કાઢી નાંખવાની રીત.**

હિંદુસ્તાન સરકારના સેનિટરી કમિશનર ઇન્ફ્લુએન્ઝા ન થાય તેટલા માટે નસકોરાં

વારે પાણી નાકમાં ખેંચી પછી પાછું બહાર કાઢી નાંખીને તથા ગળાના છેક નીચલા ભાગ સુધી પાણી ગગળાવીને તેના કોગળા કરી નાંખવાની ભલામણ કરે છે. આમ કરવાની દાક્તરે જણાવેલી રીત સર્વ લોકોની જાણ પ્રસિદ્ધ કરી છે—

[આ] એક ચમચી મીઠું એક પાઈંટ [વીશ ઔંસ] ગરમ પાણીમાં મેળવવું.

[બ] તેમાંનું થોડું પાણી મ્હોમાં ગળગળાવી તેના કોગળા કરવા.

[ક] બાકીનું પાણી એક વાસણમાં ભરવું.

[ડ] તે પાણીમાં નસકોરાં બોળવાં.

[ઇ] તેમાંનું થોડું પાણી ધીમે ધીમે ઉપર દમ લઈ નસકોરાંથી નાકમાં ખેંચવું અને ગળાની પાછળના ભાગ સુધી તે ગયું છે એમ લાગે ત્યાં સુધી ખેંચ્યા કરવું.

[એફ] પછી વાસણમાંથી મોઢું કાઢી લેવું અને મ્હોંમાંના પાણીને નસકોરાંમાંથી પાછું એક વાસણમાં બહાર પડવા દેવું.

[જી] આવી રીતે બે ત્રણ વખત કરવું.

ઉપર પ્રમાણેનું કરવું દરરોજ ચાર પાંચ વખત કરવું. દક્ષિણ આફ્રિકામાં ઇન્ફ્લુએન્ઝા ફેલાવો ફાટી નીકળ્યો હતો, તે વખતે આ પ્રમાણે કરવાથી ઘણું સારું પરિણામ નીપજેલું જણાવવામાં આવ્યું છે. દાખલા તરીકે ૯૧ આદમીઓ, જે મોટે ભાગે નર્સો હતી અને વિશેષ કરીને જેમને ઇન્ફ્લુએન્ઝા લાગુ પડવાનો વધારે સંભવ હતો, તેમાંની માત્ર ત્રણનેજ તે સહેજસાજ લાગુ પડયો હતો.

---

## તાવ અથવા જ્વર.

આ રોગ સર્વ સામાન્ય છે. તેમાં શરીર વધારે ગરમ થાય છે, નાડી અને હૃદયના ધબકારા વધે છે, તરસ લાગે છે, તોડ થાય છે, અશક્તિ જણાય છે, તથા બેચેની રહે છે. તાવનાં મુખ્ય ત્રણ કારણ છે. (૧) શરદી અથવા ખરાબ હવા—(મેલેરિયા), (૨) લોહીના બિગાડ (—તેમાં વિષનો પ્રવેશ), તથા (૩) કોઠો બંધ. શરીરમાં મળનો અસાધારણ સંચય થાય તેનું અથવા શરીરના કોઈ ભાગનાં બિગાડથી થતું વિષ (અથવા ઝેર) લોહીમાં ભળવા લાગે, ત્યારેજ તાવ આવે છે. તાત્કાલિક કારણ—વધારા પડતો આહાર તથા વધારા પડતો વિહાર. આ વાત ખાસ કરીને ધ્યાનમાં રાખવાની છે કે જે ઋતુમાં તાવનો ફેલાવો હોય, તે સમયે [૧] ભૂખ રાખીને જમવું અને સાદો ખોરાક લેવો; [૨] નિયમિત મહેનત કરવી તથા ઉજાગરા ન કરવા, અને [૩] ખરાબ હવામાં ન ફરવું. અને તેમ ફરવું પડે તો પાસે કપૂર અથવા યુકેલિપ્ટસ જેવી સુગન્ધી વસ્તુઓ પાસે રાખવી.

આપણા શાસ્ત્રમાં તાવ આવવાના નીચે મુજબ કારણો આપેલાં છે: 'મિથ્યા આહાર તથા મિથ્યા વિહારથી દુષ્ટ થયેલા વાતાદિ દોષ, આમાશયનો આશ્રય કરી, જઠરાગ્નિને બહાર કાઢી રસ ધાતુને મળી જઈ, જ્વરને (તાવ) ઉત્પન્ન કરે છે. વાયુનું વિશેષ બળ હોય તો બગાસાં આવે છે, પિત્તનું પ્રાધાન્ય હોય તો આંખો બળે છે અને કફનું પ્રાબલ્ય હોય તો અન્ન ઉપર અરૂચિ થાય છે. (મળેલું.)

## ભરતગૂંથણ.

# સાંબર: એક ચોરસ રૂમાલ અગર ચાદર માટે.

લેખક:—બ્હેન શ્રી કુમુદતિ મા. દેસાઈ.

૧૫) સાંકળી લો

હાર ૧—સોયાથી ચોથી સાંકળીમાં પાસો લો અને આખી હાર પાસાથી ગુંથો.

હાર ૨—૩] સાંકળી ૪) પાસા [ નીચેના પાસા પર] ૫૦) ખાના ૪) પાસા ફેરવો

હાર ૩—૩) સાંકળી ૪) પાસા ૨) ખાના ૭) સાંકળી ૪) પાસા ૨૭) ખાના ૩) પાસા ૧૬] ખાના ૩] પાસા ફેરવો

હાર ૪—૩] સાંકળી ૪] પાસા ૧૬] ખાના ૯] પાસા ૨૫] ખાના ૯] પાસા ૨] ખાના ૪] પાસા ફેરવો

હાર ૫—૩] સાંકળી ૪] પાસા ૨] સાંકળી ૧] પાસો ૭] સાંકળી ૧૦] પાસા ૨૬] ખાના ૩] પાસા ૧૭] ખાના ૭] પાસા ફેરવો

હાર ૬—૩] સાંકળી ૪] પાસા ૪૩] ખાના ૬] પાસા ૪] ખાના ૩] પાસા ફેરવો

હાર ૭—૩] સાંકળી ૪] પાસા ૩] ખાના ૧૨] પાસા ૪૨] ખાના ૩] પાસા ફેરવો.

હાર ૮—૩] સાંકળી ૪] પાસા ૮] ખાના ૩] પાસા ૩૩] ખાના ૧૨] પાસા ૩] ખાના ૪] પાસા ફેરવો.

હાર ૯—૩] સાંકળી ૪] પાસા ૫] ખાના ૯] પાસા ૬] ખાના ૯] પાસા ૨૨] ખાના ૯] પાસા ૭] ખાના ૩] પાસા ફેરવો

હાર ૧૦—૩] સાંકળી ૪] પાસા ૮] ખાના ૩] પાસા ૨૩] ખાના ૧૨] પાસા ૫] ખાના ૬] પાસા ૬] ખાના ૭] પાસા ફેરવો.

હાર ૧૧—૩] સાંકળી ૪] પાસા ૭] ખાના ૬] પાસા ૪] ખાના ૧૫] પાસા ૬] ખાના ૩] પાસા ૨૪] ખાના ૩] પાસા ફેરવો

હાર ૧૨—૩] સાંકળી ૪] પાસા ૨૩] ખાના ૯] પાસા ૫] ખાના ૯] પાસા ૨] સાંકળી ૪] પાસા ૪] ખાના ૬] પાસા ૭] ખાના ૩] પાસા ફેરવો.

હાર ૧૩—૩] સાંકળી ૪] પાસા ૮] ખાના ૬] પાસા ૩] ખાના ૩] પાસા ૨] સાંકળી ૧૦] પાસા ૬] ખાના ૩] પાસા ૮] ખાના ૯] પાસા ૭૩] ખાના ૩] પાસા ફેરવો

હાર ૧૪—૩] સાંકળી ૪] પાસા ૧૩] ખાના ૯] પાસા ૧૪] ખાના ૧૨] પાસા ૨] સાંકળી ૪] પાસા ૨] સાંકળી ૧] પાસો ૨] સાંકળી ૧૦] પાસા ૮] ખાના ૩] પાસા ફેરવો.

હાર ૧૫—૩] સાંકળી ૪] પાસા ૯] ખાના ૯] પાસા ૨] સાંકળી ૪] પાસા ૨] સાંકળી ૧૩] પાસા ૧૫] ખાના ૯] પાસા ૧૨] ખાના ૨] પાસા ફેરવો.

હાર ૧૬—૩] સાંકળી ૪] પાસા ૧૧] ખાના ૧૮] પાસા ૧૩] ખાના ૧૨] પાસા ૨] સાંકળી ૪] પાસા ૨] સાંકળી ૧૦] પાસા ૯] ખાના ૩] પાસા ફેરવો.

હાર ૧૭—૩] સાંકળી ૪] પાસા ૯] ખાના ૯] પાસા ૨] સાંકળી ૪] પાસા ૨] સાંકળી ૭] પાસા ૩] ખાના ૨૧] પાસા ૫] ખાના ૨૪] પાસા ૯] ખાના ૩] પાસા ફેરવો.

હાર ૧૮—૩] સાંકળી ૪] પાસા ૮] ખાના ૨૧] પાસા ૫] ખાના ૩૬] પાસા ૩] ખાના ૩] પાસા ૨] સાંકળી ૧૦] પાસા ૯] ખાના ૩] પાસા ફેરવો.

હાર ૧૯—૩] સાંકળી ૪] પાસા ૯] ખાના ૯] પાસા ૨] સાંકળી ૪] પાસા ૨] ખાના ૪૬] પાસા ૩] ખાના ૧૨] પાસા ૨] સાંકળી ૧] પાસા ૨] સાંકળી ૭] પાસા ૮] ખાના ૩] પાસા ફેરવો.

હાર ૨૦—૩] સાંકળી ૪] પાસા ૭] ખાના ૯] પાસા ૨] ખાના ૧૩] પાસા ૨] ખાના ૫૨] પાસા ૧] ખાનું ૧૩] પાસા ૯] ખાના ૩] પાસા ફેરવો.

હાર ૨૧—૩] સાંકળી ૪] પાસા ૯] ખાના ૬૯] પાસા ૨] સાંકળી ૨૮] પાસા ૪] ખાના ૪] પાસા ૨] ખાના ૪] પાસા ફેરવો.

હાર ૨૨—૩] સાંકળી ૪] પાસા ૨] ખાના ૧૬] પાસા ૭] સાંકળી ૨૨] પાસા ૨] સાંકળી ૪૯] પાસા ૩] ખાના ૧૫] પાસા ૯] ખાના ૩] પાસા ફેરવો.

હાર ૨૩—૩] સાંકળી ૪] પાસા ૯] ખાના ૧૭] પાસા ૨] સાંકળી ૧૦] પાસા ૨] સાંકળી ૪૯] પાસા ૨] ખાના ૧૩] પાસા ૧] ખાનું ૧૬] પાસા ૩] ખાના.

હાર ૨૪—૩] સાંકળી ૪] પાસા ૬] ખાના ૬] પાસા ૨] સાંકળી ૬૪] પાસા ૨] સાંકળી ૨૮] પાસા ૯] ખાના ૩] પાસા ફેરવો.

હાર ૨૫—૩] સાંકળી ૪] પાસા ૬] ખાના ૭] પાસા ૩] ખાના ૨૪] પાસા ૨] સાંકળી ૬૧] પાસા ૨] સાંકળી ૪] પાસા ૪] ખાના ૩] પાસા ૩] ખાના ૩] પાસા ફેરવો.

હાર ૨૬—૩] સાંકળી ૪] પાસા ૩] ખાના ૭] પાસા ૨] ખાના ૭૩] પાસા ૨] સાંકળી ૨૫] પાસા ૩] ખાના ૬] પાસા ૫] ખાના ૩] પાસા ફેરવો.

હાર ૨૭—૩] સાંકળી ૪] પાસા ૨] ખાના ૭] પાસા ૨] સાંકળી ૧૦] પાસા ૨] ખાના ૨૫] પાસા ૨] સાંકળી ૨૨] પાસા ૩] ખાના ૨૮] પાસા ૨] સાંકળી ૨૨] પાસા ૩] ખાના ૩] પાસા ફેરવો.

હાર ૨૮—૩] સાંકળી ૪] પાસા ૪] ખાના ૯] પાસા ૨] સાંકળી ૨૨] પાસા ૨] સાંકળી ૮] પાસા ૫] ખાના ૨૧] પાસા ૨] સાંકળી ૨૩] પાસા ૫] ખાના ૯] પાસા ૨] ખાના ૭] પાસા ૨] ખાના ૪] પાસા ફેરવો.

હાર ૨૯—૩] સાંકળી ૪] પાસા ૭] ખાના ૩] પાસા ૩] ખાના ૬] પાસા ૩] ખાના ૬] પાસા ૪] ખાના ૨૪] પાસા ૮] ખાના ૧૨] પાસા ૨] સાંકળી ૧૬] પાસા ૬] ખાના ૩] પાસા ફેરવો

હાર ૩૦—૩] સાંકળી ૪] પાસા ૬] ખાના ૯] પાસા ૨] સાંકળી ૭] પાસા ૨] સાંકળી ૧૩] પાસા ૬] ખાના ૪૫] પાસા ૨] ખાના ૧૩] પાસા ૨] સાંકળી ૧૦] પાસા ૨] ખાના ૪] પાસા ફેરવો

હાર ૩૧—૩] સાંકળી ૪] પાસા ૭] ખાના ૧૦] પાસા ૩] ખાના ૬] પાસા ૨] ખાના ૪૧] પાસા ૬] ખાના ૯] પાસા ૨] સાંકળી ૧૦] પાસા ૨] સાંકળી ૧૩] પાસા ૫] ખાના ૩] પાસા ફેરવો

હાર ૩૨—૩] સાંકળી ૪] પાસા ૫] ખાના ૯] પાસા ૨] ખાના ૧૩] પાસા ૯] ખાના ૪૫] પાસા ૨] સાંકળી ૧૦] પાસા ૩] ખાના ૬] પાસા ૩] ખાના ૩] પાસા ફેરવે

હાર ૩૩—૨] સાંકળી ૪] પાસા ૩] ખાના ૬] પાસા ૪] ખાના ૬] પાસા ૨] સાંકળી ૪૬] પાસા ૯] ખાના ૧૭] પાસા ૨] ખાના ૧૩] પાસા ૨] સાંકળી ૪] પાસા ૨] ખાના ૪] પાસા ફેરવો

હાર ૩૪—૩] સાંકળી ૪] પાસા ૨] ખાના ૧૮] પાસા ૨] ખાના ૧૬] પાસા ૮] ખાના ૪૫] પાસા ૨] સાંકળી ૭] પાસા ૪] ખાના ૬] પાસા ૩] ખાના ૪] પાસા ફેરવો.

હાર ૩૫—૩] સાંકળી ૪] પાસા ૩] ખાના ૧૦] પાસા ૩] ખાના ૭] પાસા ૨] સાંકળી ૪૬] પાસા ૭] ખાના ૯] પાસા ૨] સાંકળી ૭] પાસા ૨] સાંકળી ૭] પાસા ૩] ખાના ૨] પાસા ફેરવો

હાર ૩૬—૩] સાંકળી ૪] પાસા ૭] ખાના ૩] પાસા ૨] સાંકળી ૭] પાસા ૩] ખાના ૬] પાસા ૮] ખાના ૪૨] પાસા ૨] સાંકળી ૭] પાસા ૩] ખાના ૯] પાસા ૩] ખાના ૩] પાસા ફેરવો.

હાર ૩૭—૩] સાંકળી ૪] પાસા ૪] ખાના ૬] પાસા ૮] ખાના ૩૬] પાસા ૮] ખાના ૬] પાસા ૫] ખાના ૯] પાસા ૬] ખાના ૩] પાસા ફેરવો.

હાર ૩૮—૩] સાંકળી ૪] પાસા ૫] ખાના ૧૨] પાસા ૪] ખાના ૧૨] પાસા ૭] ખાના ૩૩] પાસા ૨] સાંકળી ૧૬] પાસા ૨] ખાના ૧૦] પાસા ૪] ખાના ૪] પાસા ફેરવો.

હાર ૩૯—૩] સાંકળી ૪] પાસા ૪] ખાના ૩૩] પાસા ૨] સાંકળી ૩૧] પાસા ૭] ખાના ૧૨] પાસા ૪] ખાના ૧૫] પાસા ૨] સાંકળી ૪] પાસા ૨] ખાના ૪] પાસા ફેરવો.

હાર ૪૦—૩] સાંકળી ૪] પાસા ૨] ખાના ૧૦] પાસા ૨] ખાના ૨૨] પાસા ૩] ખાના ૬] પાસા ૨] સાંકળી ૧૦] પાસા ૫] ખાના ૩૩] પાસા ૪] ૨] સાંકળી ૩૧] પાસા ૫] ખાના ૩] પાસા ફેરવો.

હાર ૪૧—૩] સાંકળી ૪] પાસા ૫] ખાના ૩૩] પાસા ૨] સાંકળી ૩૧] પાસા ૫] ખાના ૬] પાસા ૨] ખાના ૭] પાસા ૩] ખાના ૬] પાસા ૭] ખાના ૪] પાસા ફેરવો.

હાર ૪૨—૩] સાંકળી ૪] પાસા ૭] ખાના ૬] પાસા ૩] ખાના ૩] પાસા ૩] ખાના ૯] પાસા ૪] ખાના ૨૭] પાસા ૨] ખાના ૩૪] પાસા ૫] ખાના ૩] પાસા ફેરવો.

હાર ૪૩—૩] સાંકળી ૪] પાસા ૫] ખાના ૬] પાસા ૨] ખાના ૫૫] પાસા ૪] ખાના ૯] પાસા ૩] ખાના ૩] પાસા ૨] ખાના ૯] પાસા ૬] ખાના ૩] પાસા ફેરવો.

હાર ૪૪—૩] સાંકળી ૪] પાસા ૬] ખાના ૯] પાસા ૨] ખાના ૪] પાસા ૪] ખાના ૯] પાસા ૪] ખાના ૫૧] પાસા ૧૦] ખાના ૭] પાસા ફેરવો.

હાર ૪૫—૩] સાંકળી ૪] પાસા ૧૦] ખાના ૫૧] પાસા ૬] ખાના ૧૫] પાસા ૫] ખાના ૧૨] પાસા ૨] ખાના ૩] પાસા ૨] ખાના ૪] પાસા ફેરવો.

હાર ૪૬—૩] સાંકળી ૪] પાસા ૭] ખાના ૧૨] પાસા ૨] સાંકળી ૯] પાસા ૫] ખાના ૧૫] પાસા ૪] ખાના ૪૮] પાસા ૧૦] ખાના ૩] પાસા ફેરવો.

હાર ૪૭—૩] સાંકળી ૪] પાસા ૧૦] ખાના ૪] પાસા ૪] ખાના ૬] પાસા ૨] સાંકળી ૭] પાસા ૪] ખાના ૯] પાસા ૨] ખાના ૧૦] પાસા ૩] ખાના ૩] પાસા ફેરવો.

હાર ૪૮—૩] સાંકળી ૪] પાસા ૯] ખાના ૯] પાસા ૩] ખાના ૬] પાસા ૨] ખાના ૭] પાસા ૪] ખાના ૪૫] પાસા ૧૦] ખાના ૩] પાસા ફેરવો.

હાર ૪૯—૩] સાંકળી ૪] પાસા ૧૧] ખાના ૭૨] પાસા ૨] ખાના ૧૦] પાસા ૪] ખાના ૯] પાસા ૧૩] ખાના ૩] પાસા ફેરવો.

હાર ૫૦—૩] સાંકળી ૪] પાસા ૨૬] ખાના ૨૪] પાસા ૧૬] ખાના ૩] પાસા ફેરવો.

હાર ૫૧—૩] સાંકળી ૪] પાસા ૧૨] ખાના ૩૦] પાસા ૨૭] ખાના ૩] પાસા ફેરવો.

હાર ૫૨—૩] સાંકળી ૪] પાસા ૨૯] ખાના ૨૧] પાસા ૧૪] ખાના ૩] પાસા ફેરવો.

હાર ૫૩—૩] સાંકળી ૪] પાસા ૫૦] ખાના ૩] પાસા ફેરવો.

હાર ૫૪—૫૪] તથા ૫૫] મી હાર ૫૩] ની હારની માફક ગુંથો.

હાર ૫૦—આખી હાર પાસાથી ગુંથો.

વાન અને નાલાયક ઠરાવી બેઠા હતા, તેજ વખતે તેમણે સ્ત્રીઓની પાસા ૩] જ્યાના પણ ત્રાપ મારી તેમની અવદશાનાં બી રોપ્યાં હતાં. વેદ અને ઉપનિષદ્ ૨] સાંભળીને કાં છે કે મૈત્રેયી, ગાર્ગી અને બીજી સ્મરણીય સ્ત્રીઓ બ્રહ્મ જેવા શુષ્ક ત વિષયન વાદવિવાદમાં ઋષિમંડળમાં સ્થાન લેતી. જ્યારે આવી દ્રાષ્ટાંતિક સ્ત્રીઓ ત્રણ વિષયોમ પારંગત હતી એમ આપણને માલુમ પડે છે, તો પછી હાલ તેજ દ્વાર તેમને માટે શા સા ખુલ્લાં ન કરવાં ! જો અસલના વખતમાં તેમને સરખાપણાના હક્કો અપાતા હતા, તો હવે પણ તેમને તે અધિકાર કેમ ન અપાય ? બાઇઓ, ઇતિહાસ જણાવે છે કે પ્રજાની ઉન્નતિ સ્ત્રીના સન્માન અને વિકાસમાં રહેલી છે. જે દેશ અને પ્રજામાં સ્ત્રીઓ તરફ માનનીય દ્રષ્ટીથી જોવાતું નથી અને તેમને અજ્ઞાન કૂપમાંથી બહાર કાઢવાના પ્રયત્નો થતા નથી, તે દેશ અને તે પ્રજા કદી ફૂલતાં ફાલતાં નથી—ને કદી ફૂલશે ફાલશે પણ નહીં. હિંદુસ્તાનની અધોગતિ શક્તિની આ મૂર્તિઓને અધમ રાખવાથીજ થઇ છે. મનુ મહારાજ કહે છે કે

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता: ।*

જ્યાં આ સૂત્રનું ઉલ્લંઘન થાય છે ત્યાં અવનતિ હોય છે. અને તે દેશ કે કુટુંબની આબાદાની થતી નથી, જ્યાં સ્ત્રીઓ નિસાસા મુકે છે અને આંસુ ઢાળે છે ! આટલા માટે પ્રથમ ઉન્નતિ સ્ત્રીઓની થવી ઘટે છે. અને તેથીજ એક નમૂનેદાર મઠ સ્થાપવાની હું આવશ્યક્તા જોઉં છું.

મુરૂષન ગાતુ કર્યું પ્રતિષ્ઠિત હતું, એ પણ સિદ્ધ કરવા માટે દમયંતીનુંજ ઉદાહરણ લેવું પડશે નહિ તેમાં ... તંત્રીમંડળની અને યોદ્ધાઓની સભામાં પ્રવેશ કરી, એકાદ સ્ત્રી સર-સભામાં પે... એ ... અર્જુનની ઝાટકણી કાઢી શકતી હતી, એ દર્શાવવા માટે ગાંધારીનો નામનિર્દેશ કરીએ... બસ છે; પણ એવું એકજ ઉદાહરણ છે, એમ નથી. ગાર્ગીએ યાજ્ઞવલ્ક્યાદિ વિદ્વાનોની સભામાં બેસીને કેવી પ્રશ્નપરંપરા ચલાવી હતી, એ સર્વને વિદિત જ છે. આ અને આવાં અનેક ઉદાહરણો ધ્યાનમાં રાખવાં જોઇએ. ઉપર નિર્દિષ્ટ સુપ્રસિદ્ધ સ્ત્રીઓની વાતો આપણે એટલી બધી વખત સાંભળી છે કે તેમાં આપણને અધિક નૂતનત્વ લાગતું નથી. પ્રાચીન કાળમાં પુરૂષો પ્રમાણેજ સ્ત્રીઓને પણ મોક્ષ મેળવવાના બે માર્ગો ખુલ્લા હતા. તેઓ પત્ની અને માતા તરીકે ગૃહસ્થાશ્રમમાં રહીને–સંસાર સુખનો લ્હાવો લઇને મોક્ષ સાધી શકતી હતી; અને જેમની ઇચ્છા એવી ન હોય, તેઓ બ્રહ્મચર્ય તથા બ્રહ્મજ્ઞાનદ્વારા પણ આત્માનો ઉદ્ધાર કરી શકતી હતી. અત્યારે એ વાતો કેટલીક બ્હેનોને કાલ્પનિક લાગે એવી થઇ પડી છે. હિન્દી સ્ત્રીવર્ગની ઉજ્વળ ઇતિહાસ પરંપરા આ દેશમાં અંગ્રેજી શિક્ષણના આરંભસુધી અવ્યાહત ચાલતી આવી હતી, તેમાં કિંચિત્ પણ ભંગાણ પડ્યું નહોતું. પાછળથી અંગ્રેજી શિક્ષણ શરૂ થયા પછી એવું થયું કે પુરૂષોની સંસ્કૃતિનો સ્ત્રીઓને થોડો પણ અંશ ન મળ્યો. પુરૂષવર્ગ જે જુદી સૃષ્ટિમાં વિહરવા લાગ્યો અને જે સૃષ્ટિમાં તેનું મન રમમાણ થવા માંડ્યું, તે સૃષ્ટિમાં સ્ત્રીઓનો પ્રવેસ થઇ શક્યો નહિ અને એ રીતે સ્ત્રીવર્ગની તથા પુરૂષવર્ગની ફારગતી થઇ ગઇ.

પુરાતન કાળ છોડી આધુનિક મધ્યકાળનાં ઉદાહરણો લઇએ,–તો હિંદુસ્તાનના ઇતિહાસમાં અનેક સ્ત્રીઓનાં નામ વિદૂષી તરીકે, રાજ્યકર્ત્રી તરીકે, વીરાંગના અને સ્વદેશભક્ત તરીકે પ્રખ્યાત થએલાં છે. ચિતોડના ભીમસિંહની રાણી શ્રી પદ્માવતી,–મારવાડ, મેવાડ અને ગુજરાતમાં ભૂષણરૂપ થએલી કવયિત્રી મીરાંબાઇ,–યુદ્ધમાં વિખ્યાત થએલી દેવાની તારાબાઇ,–અહમદનગરના કિલ્લા ઉપર લડનારી ચાંદબીબી,–ઇંદોરનું રાજ્ય શકટ ચલાવનારી પુણ્યશ્લોક અહલ્યાબાઇ,–જેનું દેહાવસાન ગયા ઓગણીસમા શતકમાં–૧૮૦૫ માં જ–થયું છે. આ અને આવી બીજી અનેક સુવિખ્યાત સ્ત્રીઓ હિન્દુસ્થાનના આકાશમાં શું ચળકતી તારિકાઓ પેઠે પ્રકાશી રહેલી નથી? તેમનું સર્વ જીવન દેશસેવા માટે હતું અને દેશસેવા કરવા માટેજ તેમણે જન્મ ધારણ કર્યો હતા. પોતાની શક્તિ પ્રમાણે એ સમયને અનુસરતી તેમણે રાષ્ટ્રસેવા કરી હતી; તેમાં તેમને–પોતે મોટું પાપ કર્યું છે, કિંવા સ્ત્રીઓને અનુચિત કર્મ કર્યું છે,–એવી શંકા કદી પણ આવી નહોતી.

સમગ્ર દેશના વ્યાપક વ્યવહારોમાં આ પ્રકારના ઉચ્ચ સ્થાનથી હિન્દી સ્ત્રીઓ ધીમે ધીમે પદભ્રષ્ટ થઇ–તેમને તે સ્થાનમાંથી ધકેલી દેવામાં આવી–અને હવે તેમનું કામ માત્ર ઘર સંભાળી રહેવા જેટલુંજ રહ્યું છે. ગૃહકાર્ય પુરતું સ્ત્રીનું સામ્રાજ્ય પુરૂષોએ અબાધિત રાખ્યું છે, કિન્તુ જે રાષ્ટ્રીય બાબતોમાં પતિનું લક્ષ હોય છે, તેનો વિચાર કરવામાં અને એકંદર સાર્વજનિક જીવનની બાબતમાં પત્નીને "પ્રિય સચિવ"–પદનું ગૌરવ હવે રહ્યું નથી. આવી વિનિપાતની સ્થિતિ પ્રાપ્ત થવાથી સ્ત્રીઓનેજ નહિ, પણ આખા દેશને નુકશાન થએલું છે; કારણકે પુરૂષ અને સ્ત્રી એ બે વર્ગ માણસના બે નેત્ર જેવા છે. તેની

પ્રયત્ન ચાલુ કર્યો છે. પરિસ્થિતિની સાથે કરેલા આ ઝગડામાં જેઓની સ્ત્રી જાતિને મદદ મળેલી છે તેમાં પ્રો. કર્વે મુખ્ય છે. "વિધવા-કેળવણી" અને "સ્ત્રીઓનું વિશ્વવિદ્યાલય" એ બે બાબતોમાં જે ધૈર્ય અને કાળજી તેમણે દેખાડી છે, તેને માટે તેમનું નામ ચિરસ્મરણીય થઇ રહેશે.

દિવસે દિવસે હવે સ્ત્રીઓ ગ્રેજ્યુએટ થઇને સરકારી કૉલેજોમાં નામના મેળવવા લાગી છે. એક કવયિત્રી-સરોજિની દેવીએ ઇંગ્લિશ શબ્દરચનાના સ્વરમાધુર્ય ઉપર એટલું પ્રભુત્વ સંપાદન કરેલું છે અને તેમાં એ નાજુક કામ એટલી કુશળતાથી કરી દેખાડે છે કે એ પ્રભુત્વ અને કુશળતાની કોઇ પણ હિન્દી પુરૂષથી બરાબરી થઇ શકી નથી. હિન્દી સ્ત્રીઓ પૈકી જો કોઇ પણ તેમની બરાબરી કરી શક્યું હોય તો તે તરૂબાળા દત્તજ હતાં, કિન્તુ તેમની બુદ્ધિનું પૂર્ણ વિકસન થઇ દેશને તેનું ફળ મળે તે પહેલાંજ દૈવે તેમને મૃત્યુની દાઢમાં લઇ લીધાં! શ્રીમતી સરોજિની દેવીનું અસામાન્ય વક્તૃત્વ તો પ્રસિદ્ધજ છે અને એ વક્તૃત્વ એક ભાષામાં ન હોતાં ઉર્દુ અને ઇંગ્લીશ એ બન્ને ભાષામાં સરખું ચમત્કારક છે. આ અમૂલ્ય ગુણને લીધે શ્રીમતી સરોજિની દેવીને હિન્દુસ્થાનના રાજકીય ક્ષેત્રમાં ઘણું મહત્વ મળેલું છે.

આપણી સામે કોઇ પણ સ્થળે જુઓ, તમને સર્વત્ર સ્ત્રીઓના ઉજ્વળ ભાગ્યોદયનાં ચિહ્નો દેખાવા લાગશે અને એ જોઇને સ્વતંત્રતા દેવીનો જય નિશ્ચિત થયો છે અને એ જયનો સમય પણ સમીપ આવ્યો છે, એમ તમારી ખાત્રી થશે સ્ત્રી એટલે શક્તિ,-દૈવી શક્તિ છે અને એ શક્તિ સિવાય પુરૂષનું જીવન કદી પણ પૂર્ણત્વ પામતું નથી!

સ્ત્રીનો અને પુરૂષનો સંબંધ કેવો હોવો ઘટે છે? નોકર નહિ, પણ ભાગીદાર. પ્રતિસ્પર્ધી નહિ, પણ મિત્ર. વિરોધી નહિ, પણ વ્યંગપૂરક. ભારરૂપ નહિ, પણ સહાયકારી. અને વાસના પૂર્ણ કરવાનું સાધન નહિ પણ હૃદયનું વિશ્રામસ્થાન.-આ પ્રકારનો સ્ત્રીનો પુરૂષની સાથે વાસ્તવિક સંબંધ છે,

સ્ત્રીને સ્વાતંત્ર્ય મળ્યું એટલે ભરતભૂમિને પણ સ્વાતંત્ર્ય મળ્યુંજ સમજવું! માતૃભૂમિનું દાસ્ય અને માતાનું દાસ્ય એકજ સમયે વિનષ્ટ થવું જોઇએ. કારણકે સ્ત્રીજાતિ અને પુરૂષજાતિ બન્ને એક વિરાટ સ્વરૂપના-અવ્યંગ શરીરનાં અર્દ્ધાં અંગો છે. અને એ બે અર્દ્ધાં અંગો જ્યારે સહકારિતાથી વર્તશે અને તેમનું બળ એકત્ર થઇ સંસારધુરા વહન કરશે, ત્યારે ભરતભૂમિને સ્વપદપ્રાપ્તિનો દિવ્યલોક અવશ્ય નજીક દેખાવા લાગશે-તેનું ગગન ચુંબિત ગૌરવ પૂર્વની તેજસ્વિતા ધારણ કરશે. મસ્ત.

સત્ય કીર્તિઃ—" નથી કીર્તિ કાંઇ ધનપતિ થયે કે નરપતિ,
" કહો સમૃદ્ધિ શું દશમુખ તણે ઘેર ન હતી?
" કરી નીચી સેવા ન્યુન નથી હરિશ્ચંદ્ર મહિમા,
" ખરી કીર્તિ તે તો નીતિ-રીતિ તણી સત્ય પ્રતિમા."

# ભણેલી સ્ત્રીઓનું પ્રમાણ.

( બ્રિટિશ હિન્દુસ્થાનમાં )

લેખક—શ્રીયુત ચ્યવનરાય શુક્લ.

૧.

| (કોમ.) | (દેશી ભાષામાં.) | (અંગ્રેજી ભાષામાં) |
|---|---|---|
| ૧. હિન્દુ. | ૮૧૪૮૧૦ | ૨૩૫૬૯ |
| ૨. મુસલમાન. | ૧૭૭૮૬૭ | ૩૯૪૦ |
| ૩. પારસી. | ૩૧૨૧૮ | ૮૩૪૭ |
| ૪. ખ્રિસ્તી. | ૨૫૨૨૯૫ | ૧૧૨૬૪૩ |
| ૫. જૈન. | ૨૪૧૨૦ | ૨૦૯ |
| ૬. શિખ. | ૧૭૨૮૦ | ૨૩૮ |
| એકંદર પ્રમાણ— | ૧૬૦૦૭૬૨. | ૧૫૨૦૨૬. |

| (ભણતરનું ધોરણ.) | (સાર્વજનિક સંસ્થા) | (ખાનગી સંસ્થા) |
|---|---|---|
| આર્ટ્ કૉલેજ. | ૪૧૯ | ૧૮૭૩ |
| ધંધાધારી કૉલેજ. | ૧૩૧ | ૦ |
| માધ્યમિક શાળા. | ૯૩૬૯૭ | ૦ |
| પ્રાથમિક શાળા. | ૯૯૩૪૫૯ | ૭૩૪૦૦ |
| વૈશિષ્ટ શાળા શિક્ષણ. | ૨૪૦૫ | ૦ |

હિન્દી સ્ત્રીઓના મતાધિકાર માટે શ્રીમતી સરોજીની નૈડુએ "જોઇન્ટ પાર્લામેન્ટરી કમિટી" ને સાદર કરેલી યાદી પરથી.

૨.

## સ્ત્રીઓનું જીવન.

[ બ્રિટિશ હિન્દુસ્થાનમાં ]

| | |
|---|---|
| આપકમાઇ પર જીવતી સ્ત્રીઓ. | ૬૨૬૧૪ |
| દવાખાના પર નભતી સ્ત્રીઓ. | ૧૧૨૬૮ |
| શાળાખાતા પર નભતી સ્ત્રીઓ. | ૨૫૭૪૫ |
| પત્ર લેખન, કળા, હુન્નર પર નભતી સ્ત્રીઓ. | ૮૮૪૭૧ |

ભિન્નભિન્ન ધંધા અને વિવિધ કળા અનુસરતી સ્ત્રીઓનું એકંદર પ્રમાણ. ૪૦૨૫૮૬

(સને ૧૯૧૧ ના વસ્તી-ગણત્રી પત્રક પરથી.)

# તરૂલતાની આત્મ કથા.

લેખક: રા. રા. પ્રભાશંકર મંગળજી દ્વિવેદી.

અમે ઘણો લાંબો સમય થયાં તમારી આસપાસ લીલું લીલું કરી રહ્યાં છીએ. મનુષ્ય તો શું પરન્તુ કોઇ પણ પ્રકારના જીવ જન્તુ જન્મ્યા પહેલાંથી અમે પૃથ્વીપર રહેઠાણ કરી રહેલ છીએ. તમે જેને કોલસા કહો છો, તે અમારા વડવાઓના શબ છે; કાળની ગતિ, માટીનું દબાણ અને પૃથ્વીની ઉષ્ણતા, એ-સહુએ તેના સુન્દર લીલા દેહને કેવો કાળો બનાવી દીધો છે!

અમે તમારા પર કેટલા બધા ઉપકાર કરીએ છીએ, તે અમારે મોઢે કહેવું અમને ઠીક લાગતું નથી. અમારાં બી, પાંદડાં, ડાંખળાં, છાલ, મૂળ, ફળ વગેરે તમારા ખોરાક તરીકે વપરાય છે. છાલ, મૂળીયાં, પાંદડાં અને ફળ, વગેરેમાંથી ઓસડ બને છે. લગ્ન પ્રસંગમાં, દેવ પૂજામાં તથા રાજસભામાં પણ તમે અમને વિસરતા નથી. અમારા શરીરમાંથી તૈયાર કરેલ કપડાં વડે તમે લજ્જા નિવારણ કરો છો.

બાળવા માટે લાકડાં, કંઇ પણ બાંધવા માટે દોરડાં તથા તમારાં મકાનનાં બારી બારણાં વગેરે માટેનું લક્કડકામ અમેજ પૂરૂં પાડીએ છીએ. અને અમે પણ સુખ દુઃખ તથા અત્યાચારમાં તમારી-માફકજ લાગણી દર્શાવીએ છીએ.

અમારો સમાજ બહુજ મોટો છે. તે એટલો બધો છે કે તેનો વિસ્તાર તમારી કલ્પનામાં પણ ન આવે. વાદળાં વિદારી નાંખનાર પર્વતના શિખરો ઉપર,-ગાઢ અંધકારવાળા સાગરનાં તળીઆમાં,-પાણી વગરના રણોમાં-અને સારા પાણીવાળી, સારી ફળવાળી, મલય પવનથી શીતળ પૃથ્વીના પડપર, બધે અમારૂં રહેઠાણ છે.

અમારા સમાજમાં જેઓની વિવાહ પદ્ધતિ ઉંચા પ્રકારની છે, તેને અમે કુળવાન ગણીએ છીએ. જે જે તરૂલતાપર ફૂલ ઉઘડે છે, તેઓ અમારા સમાજમાં ઘણાં કુળવાન ગણાય છે. તમારા સમાજમાં જેમ બ્રાહ્મણોને ઉંચી પદવી આપેલી છે, તેમ અમારા સમાજમાં પણ સપુષ્પ વનસ્પતિને અમે ઉંચું સ્થાન આપીએ છીએ. વિદ્વાનો અમારી એ જાતને Phanero Jam (Phanero-ખુલ્લિ રીતે,-Jam-વિવાહ) કહે છે. જેઓને ફૂલ થતાં નથી તેઓનું નામ તેઓએ Crypto Jam [Crypto-ગુપ્ત, Jam-વિવાહ] આપ્યું છે.

આંબો, ફણસ, ઘઉં, ચણા, સરસવ, નારિયેર, તાડ, વગેરેના વિવાહ ખુલ્લી રીતે થાય છે. અર્થાત્ તેઓ ફૂલ ધારણ કરે છે. એ માટે તે ઉંચા પ્રકારનાં ઝાડ કહેવાય છે. તેઓને પણ એકંદર બે ભાગમાં વહેંચી નાંખેલ છે. ચણા, મગ, અડદ, સરસવ, આંબલી વગેરેને પાણીમાં પલાળીને ભાગતાં તેના બે ભાગ થઇ જાય છે, કારણકે તેના બીજમાં બે દળ હોય છે. માટે તેઓને 'દ્વિદળ' એવી સંજ્ઞા આપેલી છે. ઘઉં, જવ, સોપારી, વગેરેના બીજમાં એકજ દળ હોવાથી,-અર્થાત્ તેમાં બીજની બે ફાડ થતી ન હોવાથી તેઓને 'એક દળ' એવી સંજ્ઞા આપવામાં આવી છે.

તમે બગીચાના રસ્તાની બાજુએ ધનવાન્ લોકોના બંગલામાં શોભાને ખાતર એક પ્રકારના નાના છોડવા વાવેલા હોય છે, તે જોતા હશો. તે છોડ નાના નાના હોય છે, અને ભેજવાળી જમીનમાં થાય છે. તેનાં પાંદડાં લાંબાં લાંબાં હોય છે. પાંદડાંની રાય ઘણી હોય છે. એ વનસ્પતિ અપુષ્પ છે. અર્થાત્ તેને ફૂલ થતાં નથી. આ પરથી એમ ધારવું નહિ કે તેને બીજ થતાં નહિ હોય. તેનું એક પાંદડું ધારી ધારીને જોશો તો જણાશે કે તેની પીઠપર હાર બંધ કાળા કાળા દાણા જેવું કંઈ છે. તેમાંથી લાખો બીજ તૈયાર થાય છે. તે બીજ એટલાં તો નાનાં હોય છે કે સૂક્ષ્મદર્શક યંત્ર વિના નરી આંખે તે જોઈ શકાતાં નથી; એ બીજ દેખાવમાં અતિ સુન્દર લાગે છે.

વરસાદ પછી ભીંત પર લીલી મખમલના જેવું કંઈક પથરાયલું માલમ પડે છે, તે તો તમે જોયું હશે. એ લીલી મખમલ બીજું કંઈ નથી પણ અનેક નાની નાની વનસ્પતિ એક બીજા સાથે જોડાયલી રહેલી છે, તેથી એમ જણાય છે. તે પણ અપુષ્પ છે. તેને ફૂલ આવતાં નથી એ ખરું, તો પણ તમે સૂક્ષ્મદર્શક યંત્રથી જોશો તો જણાશે કે ઘડા જેવા મોઢાવાળી એક થેલીમાં બહુજ નાનાં બીજ રહે છે. તે ઘડો બારે નરાઈ જેવી વસ્તુ છે. તેને એક ઢાંકણી પણ હોય છે. બીજ પાકવા ઉપર આવે છે એટલે પેલી ઢાંકણી ઉતરી જાય છે અને બીજ બહાર નીકળી જાય છે.

આ બે સિવાય બીજી ત્રણ જાતની વનસ્પતિ છે કે જેને ફૂલ આવતાં નથી.

વર્ષાઋતુમાં આંગણામાં લીલા રંગનું કાંઇક જામી જાય છે, તે બધાએ જોયું હશે. તેને તમે શેવાળ કહો છો. તેથી આંગણું બહુ ચીકણું બની જાય છે. એ બહુ ઝીણા સુતર જેવી વનસ્પતિ છે. મૂળીઆં નથી હોતાં, તેમ પાંદડાં પણ નથી હોતાં. સુતર જેવા તાંતણા એક બીજાને વળગી તેનો જથો બની રહે છે. કોઈ વખતે તે તાંતણા કપાઈ જાય તો પણ તે કપાયલા ભાગમાંથી નવા તાંતણા નીકળે છે. તે પ્રમાણે તેનો વધારો થતોજ જાય છે. કોઈ વખતે એ સુતર જેવા તાંતણા એક બીજાની પાસે આવતાં એક તાંતણામાં પુ-કેસર અને બીજામાં સ્ત્રી-કેસર ઉઘડે છે, અને તેના સંયોગ થવાથી ત્યાં એક જાતનો ગોળ દાણો બંધાય છે. આ દાણો એવો તો સૂક્ષ્મ હોય છે કે નરી આંખે જોઈ શકાતો નથી એ ગોળ દાણામાં નાનાં નાનાં અસંખ્ય બીજ હોય છે. તે, બીજમાંથી ફરીથી નવીન તાંતણા નીકળે છે. આ જાતની વનસ્પતિ જૂનાં તળાવના બંધિલ ઘાટપર બહુ જણાય છે, અગર પાણીનાં ખાબોચીઆમાં પણ દીઠામાં આવે છે. આ જાતનું વિશેષત્વ એ છે કે એને નથી મૂળ, નથી પાંદડાં કે નથી ઉઘડતાં ફૂલ! તેનો રંગ લીલો હોય છે; છતાં કોઈ જાતનો શેવાળ રાતા કે બદામી રંગનો પણ હોય છે. લાલ અને બદામી રંગના શેવાળ સમુદ્રમાંજ દીઠામાં આવે છે. જૂનાં તળાવનાં પાણીમાં એક પ્રકારનો લીલો શેવાળ ઉત્પન્ન થાય છે. તે અતિશય ઝીણો હોવાથી તળાવનું પાણી લીલું જણાય છે. તેવા પાણીને ગ્લાસમાં રાખવાથી શેવાળ નજરે પડે છે.

તમે સાંભળ્યું તો હશે કે રાતા સમુદ્રનું પાણી લાલ છે. એ સમુદ્રમાં એક જાતનો લાલ શેવાળ થાય છે. એ પુષ્કળ જથ્થામાં હોવાથી તેનું પાણી પણ લાલ રંગ ધારણ કરે છે. એ શેવાળ પાણીમાં એક જગ્યાએથી બીજી જગ્યાએ હરી ફરી શકે છે. તે માટે

તેને એ કે તેથી વધારે બહુજ ઝીણા, સુક્ષ્મ હોય છે. તેનાં શરીરયન્ત્રમાં એક એવા પ્રકારની વ્યવસ્થા છે કે જેથી તે પ્રકાશ તરફ ધકેલાય છે, પરન્તુ અત્યન્ત તાપથી દૂર રહેવાનો પ્રયત્ન કરે છે.

એક બીજી જાતની અપુષ્પા વનસ્પતિ છે, તેને ફૂગ કહે છે. તમે બિલાડીના ટોપ તો જોયેલાજ હશે કચરાનાં ઉકરડામાં અથવા ભેજવાળી જગોએ તે ઉગે છે. ફૂગ જૂદી જૂદી જાતની હોય છે. વર્ષાઋતુમાં બીનાં પગરખાં ઘરમાં રાખતાં તેના પર, ધોળાં પડ વળે છે રોટલી અગર રોટલો એક બે દિવસ પડ્યો રહે છે, તો તેના પર પણ ધોળી ફૂગ વળેલી નજરે પડે છે. કેરીનો રસ, જામફળ વગેરે પર ધોળું પડ વળેલું જણાય છે. તે એકજ જાતની ફૂગ છે. ખજૂરનો રસ થોડા કલાક રાખી મુકતાં ઉભરાઇ જાય છે. અને વાસણના મોંહાપર ફીણ વળે છે, ત્યારે તે દુર્ગંધી તાડીના રૂપમાં ફેરવાઇ જાય છે. એક ટીપુ તાડી સૂક્ષ્મદર્શક યંત્ર વડે જોતાં જણાશે કે હજારો નાની ગોળાકાર ફૂગ તેમાં છે! એ ફુગનું નામ બોલ ચાલની ભાષામાં "ઇપટ્" કહે છે. ખાંડના સરબતમાં એ "ઇપટ્" નાખી થોડા રોજ રાખી મૂકતાં દારૂ તૈયાર થાય છે. બધા દેશોમાં દારૂ તૈયાર કરવાની રીત લગભગ આવીજ છે, આ ઉપરથી તમને જણાશે કે "ઇપટ્" કેવી ભયાનક વનસ્પતિ છે. તે આટલાં બધા સૂક્ષ્મ શરીરવડે ખાંડ જેવી વસ્તુમાંથી પણ દારૂ બનાવી મૂકે છે!



## એક વેલીને:

( મન્દાક્રાન્તા )

ધીમે ધીમે, કુંપળ કુંપળે, પત્ર પત્રે વણીને,  
  ટીશી ટીશી તરુ વિટપમાં ગૂંથણી કાંઇ ગૂંથે,  
મીઠી વેલી! તુજ વળ દીસે નિત્ય નિત્યે નવીન,  
  ત્હારું હૈયું વધુ વધુ સદા સ્નેહમાં થાય લીન!

ન્હાની ન્હાની તુજ ગતિ સમો રાહ આ જિન્દગીનો,  
  તોફાનો કે ભભક રવિની કાંઇ હી માત્ર ભાસે,  
ત્હારી પાસે ગુણગણ થતા જન્તુઓ નિત્ય ગુંજે,  
  મ્હારી પાસે જગત સઘળું નિત્ય ગુંજ્યા કરે।

પર્ણો તાળું ચડી, ખરી, ચડે એકની એક ડાળે,  
  ને આલંબે તરુવર તણો નિત્યનો એક તારે.  
કોં મ્હારો, મુજ હૃદયની એક મૂર્તિ પરે છે,  
  તે પાસેથી સુખદુઃખ સદા જાય ચાલ્યાં ઝપાટે.

—કલાપીનો કેકારવ

## स्त्री-साम्राज्य.

## सुबोध.

लेखकः ब्हेन सो. गजरा.

( गरबी ) सखी ! जगतमां जनमीने शुं रळ्यां जो,
दुःख वेठीए पण कर्म कूडां ना टळ्यां जो,
घडीए घडीए आपण वेण जूठां बोलीए जो
पाप पुण्य शुं ते मनमां नहीं तोळीए जो.

नींदा लोकनी करतां नव लाजीए जो,
नित्य अगन साथ रमतां कदि दाझीए जो.

आपण छोकराने सुबोध शुं आपीए जो,
आपण पतिने जो अधिक संतापीए जो.

स्वामी वेण कहे ते आपण नथी पाळतां जो,
दोष आपणा पण आपण नथी भाळतां जो.

नथी सद्‌गुरुनो बोध काने सांभळ्यो जो,
मनमांथी हजी क्रोध तो नथी टळ्यो जो.

कदी ईश्वरनुं नाम नथी बोलतां जो,
हजी सद्‌गुरुने हृदय नथी खोलतां जो.

## सासुनी शुभाशीष.

( पुत्रवधू परीक्षामां पास थतां- )

लेखकः सौ. कृष्णागौरी हीरालाल.

| | |
|---|---|
| (दोहरा.) धन्य धन्य चंचळ ! तने, | कीधुं रूडुं काम, |
| कुळ दीपक तुं नीवडी, | हैये राखी हाम. |
| जीवो आखुं जगतमां, | करजो रुडां काम, |
| सुख संपत पामो सदा, | वामो दुःख तमाम. |
| वडिल आज्ञा पाळीने, | मेळवजो बहु प्रेम, |
| स्वदेशनी सेवा करी, | पामो प्रभुनो प्रेम. |
| 'सुन्दरीना सद्‌बोध'मां, | वधारजो बहु व्हाल, |
| आशिष अरपे सर्वदा, | कृष्णा-हीरालाल. |

## વ્હાલાને નિમન્ત્રણ.

લેખક: બ્હેન સૌ. "નવીન."

પ્રીતેથી પધારો હો નાથ!...મમ પર્ણકુટીમાં—(૨)
પર્ણકુટી પાવન તેથી થાય જે, હો નાથ! મમ પર્ણકુટીમાં.

[સાખી]

ચંદ્રવિણ રજની સુની,...(તેમ) સુની નાથ વિણ નાર,
કોટી તારા નીકળે.. (તોપણ) દુર ન થાય અંધકાર
એવા એવા પ્રિય દેવના પ્રકાશ છે જો,
હો નાથ!—મમ પર્ણકુટીમાં—પ્રીતેથી૦

[સાખી]

તૃષા કદિ છીપે નહિ,......જોઇ હસ્તાક્ષર શુભ,
અતિ ઉત્તેજીત તે થશે.....ને હરશે મનેને અસુખ
એવાં મોહક છે પ્રિયનાં દર્શન જો,
હો નાથ!—મમ પર્ણકુટીમાં—પ્રીતેથી૦

[સાખી]

સુન્દર સુગન્ધી પુષ્પની......દૂર દૂર ફેલાય,
નાથની તેવી સુવાસથી......પૂર્ણ શાન્તિ ના થાય.
અલૌકીક એવો પ્રિયનો સહવાસ જો,
હો નાથ!—મમ પર્ણકુટીમાં—પ્રીતેથી૦

—:o:—

## પતિની વર્ષગાંઠ.

લેખક: બ્હેન સૌ. પદ્માવતી જયન્તિલાલ.

વ્હાલા પિયુષ મમ પ્રાણ! તમ નવું વર્ષ આ સુખદ હજો,
સુખ સંપતિ કીર્તિ અને દીર્ઘાયુ તમ જીવન વહો;
બહુ કીર્તિ વાધો અવનિમાં, તમ નામ અમર રહો, પ્રભુ!
શુભ યશ અને શુભ જ્ઞાનની ખ્યાતિ પ્રસાર કરો વિભુ.
પ્રિય જન્મ દિનના હર્ષમાં, વ્હાલા! મને શું આપશો?
તમ શુદ્ધ પ્રણયનું બીજ, પ્યારા! મમ હૃદયમાં સ્થાપશો?
આ દીન દાસીના હૃદયની પ્રાર્થના સ્વીકારશો,
તમ પ્રેમની ભિક્ષા દઇ મુજ આત્મને વિકસાવશો.

## રક્ષા બન્ધન.

### વીરાને આશીષ.

લેખક: બ્હેન શ્રી "યોગિની."

શ્રાવણ સુદી પુર્ણીમા તણો શુભ દીન આજે આવીયો,
મમ હૃદયમાં ઉઠી રહી આનંદની કંઈ લહરિઓ;
બાંધીશું રક્ષા વીરને, ને અર્પીશું શુભ આશીષો,
પ્રભુ પાસ માગું હું લળીને આશ બંધુની ફળો.

નીતિ, દયા ને સ્નેહના સહુ પુનિત પાઠ પઢાવજો,
તમ જીવનને ઝગાવજો ને પિતૃકુળ ઉદ્ધારજો;
આદર્શ નેતા જગતના થઇ જ્ઞાન દીપક પ્રકટજો,
ને સૃષ્ટિ માંહિં સર્વને ભાંડુ ખરાં જાણી રહો.

ઉંચ નીચનો કંઇ ભેદ હૃદયે, બંધુ મુજ! નવ રાખશો,
દુઃખી જનોના અશ્રુ લુછી દો ઘણું આશ્વાસનો;
તમ જીવન જન હિતમાં વહો, પ્રભુ જ્યોતિ શમ ઝગઝગ થ
પ્રસરી રહો તમ કીર્તિની ચોપાસ ગીઠી પરિમળો.

તન ધન સ્વજન પરિવારથી સુખ, બંધુ મ્હારા! પામજો,
આપીશ અર્પે માતૃભાથી, આત્મ તમ ઉન્નત બનો;
શુભ કૃત્ય કરવા બંધુને બળ સર્વદા પ્રભુ! આપજો,
હૃદયે વશી કરૂણા કરીને સત્ય પન્થ પળાવજો

પ્રભુપાદ પંકજમાં નમીને યાચું છું હું આટલું,
માર્કંડ આયુષ અર્પજો મુજ વીરને, ઓ પ્રિય પ્રભુ!



### સુખી સ્ત્રીઓના જીવનનું સાર્થક્ય:

"અપંગ, લૂલાં, લંગડાં અને અંધાવસ્થાની સ્થિતિ ભોગવનારાં, આશરાર માણસોને અવારનવાર પહેરવા ઓઢવાનાં કપડાંલત્તાંની તેમજ ખાવાપીવાની બનતી મદદ કરી તેઓની વ્હારે ધાવ—રસ્તામાં નાનાં નાનાં ગરીબ માબાપનાં અને માબાપ વિનાનાં ઉઘાડે અંગે ફરતાં અને ક્ષુધાથી પીડાતાં છોકરાંઓ પ્રત્યે તપાસ કરી તેઓનાં શરીર અન્ન અને કપડાંલત્તાંએ ઢાંકવાં. આપણા હૃદયમાં દયાનું સ્થાન કરી, શરીરની વ્યાધિ ભોગવતાં નજરે પડતાં દુઃખી માણસો અને નિરાધાર બાળબચ્ચાંઓની દવા અને માવજતોથી તેઓની તન્દુરસ્તી સુધારી જીંદગીનું દાન દેવામાં આપણે શરમને દુર કરવી, તે આપણા જીવનનું સાર્થક્ય છે."

સ્વ. સૌ. જમનાબાઈ સક્કઇ.

# ક્રીમિયાના યુદ્ધમાં-મિસ નાઇટિંગેલ.

[ હિન્દી ઉપરથી. ]

લેખક: બ્હેન સૌ. "J."

**જન્મ અને યુવાવસ્થા:**

આ પરોપકારી સ્ત્રીનો જન્મ ઇ. સ. ૧૮૨૦ માં ફ્લૉરેન્સ શહેરમાં થયો હતો. ઇટાલી દેશમાં ફ્લૉરેન્સ એક સુન્દર શહેર છે. ઇ. સ. ૧૮૭૦ ની પહેલાં આ નગરમાં ઇટાલીની રાજધાની હતી. ત્હેના ઉપરથી આ બાનુનું નામ મિસ ફ્લૉરેન્સ નાઇટિંગેલ પાડવામાં આવ્યું હતું.* તેના પિતાનું નામ વિલિયમ એડ્વર્ડ નાઇટિંગેલ હતું. તેઓ લીહર્સ્ટ નામના ઇંગ્લેંડના ડર્બીશાયર જીલ્લાના એક ગામમાં રહેતા હતા. માતાપિતાની ઇચ્છાનુસાર કુમારી ફ્લૉરેન્સને ગણિત, ગાયન, વિગેરે સારી રીતે શીખવવામાં આવ્યું હતું. ઇંગ્લેંડના સારા કુળની છોકરીઓમાં જે કેળવણી અને ગુણોની આવશ્યકતા મનાય છે, તે સઘળા મિસ નાઇટિંગેલમાં હતા. પોતાનો સ્વદેશ ઇંગ્લેંડ હોવાથી તે અંગ્રેજી તો જાણતી હતી, પણ તે ઉપરાન્ત યૂરોપની બીજી ભાષાઓનું પણ એણે સારૂં જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. તેને બાલ્યાવસ્થાથીજ પરોપકારનું કામ ઘણું ગમતું હતું જ્યારે તે એકત્રીસ વર્ષની થઇ ત્યારે પોતે પિતાના વિપુલ ધનની માલીક થઇ. હવે કદાચ જો તે ધારત, તો પોતાની જીંદગી એશઆરામમાં પસાર કરી શકત; પણ પરોપકાર એને ઘણોજ પ્રિય હતો. ગરીબ અને દુઃખી લોકોને સહાય કરવામાંજ તેના સઘળા પૈસા તથા સમયનો ઉપયોગ થતો હતો. ત્હેને માંદા માણસોની સેવા-ચાકરી કરવામાં ઘણો પ્રેમ હતો. અને ફક્ત, આ કામ શીખવાને માટેજ આખા યુરોપમાં ત્હેણે મુસાફરી કરી હતી. આ પ્રવાસની દરમિયાન તે એવી જગાઓમાં ખાસ જતી, જ્યાં જ્યાં સખ્ત બિમારીઓ લોકોમાં ફેલાઇ ગઇ હતી. અને ત્યાં તેણે બિમારોની સેવા-સુશ્રૂષા પણ કરી હતી.

**ક્રીમિયાના યુદ્ધની શરૂઆત:**

ઇ. સ. ૧૮૫૪ માં ઇંગ્લેંડ અને રશિયાની વચ્ચે ક્રીમિયામાં ભયંકર યુદ્ધ શરૂ થયું. આ પ્રસંગે ઇંગ્લેંડથી ૨૫૦૦૦ સિપાઇઓનું લશ્કર મોકલવામાં આવ્યું. અંગ્રેજ સૈનિક સારા યોદ્ધા હોય છે. પણ ઘણાં વર્ષોથી તેઓને લડવાનો પ્રસંગ ન આવવાથી તેઓ તે વિદ્યા ભૂલી ગયા હતા. સ્ટોમન નામનો એક અંગ્રેજ કહે છે કે ઇ. સ. ૧૮૧૫ થી ૧૮૫૪ સુધી, યૂરોપમાં અંગ્રેજ સિપાઇએ એક પણ ગોળી છોડી ન્હોતી. ૧૮૧૫ માં નેપોલિયનને હરાવ્યો અને કેદ કર્યો, તે પછી લડાઇ લડવાનો કદિ પ્રસંગજ આવ્યો ન્હોતો. નેપોલિયનને હરાવ્યો, તે વખતના સારા લડવૈયા

---

* "નાઇટિંગેલ" એ ઇંગ્રેજી શબ્દનો અર્થ બુલબુલ પક્ષિ થાય છે. તે ઉપરથી આ બાનુના જીવન ચરિત્રના એક લેખકે "બુદ્ધિપ્રકાશ"માં ત્હેના વિષે લખતાં ત્હેને "ફ્લૉરેન્સનું બુલબુલ" એવું નામ આપ્યું હતું. તંત્રી: સુ. સુ.

અને સેનાપતિ ડ્યૂક ઑફ વેલિંગ્ટનને તેના ઉચ્ચ સૈનિક–શિક્ષણ માટે લોકો યાદ કરતા હતા. પરન્તુ એના જેવી બુદ્ધિ કોઇમાં પણ ન્હોતી. અને હોય પણ કયાંથી !—પ્રત્યે વસ્તુનું જ્ઞાન અનુભવથી વધે છે. પણ બિચારા સૈનિકોને ૩૯ વર્ષ સુધી ગોળી ચલાવવાની જરૂરજ પડી ન હતી !

**લશ્કરની મુશ્કેલીઓઃ**

જોકે અંગ્રેજોને [ અને ત્હેમના સહકારી મિત્રો—ફ્રેંચ, ઇટલિયન તથા તુર્ક લોકો એ યુદ્ધમાં અંતે વિજય મેળવ્યો, છતાં પણ તેઓને જેટલું કષ્ટ અને હેરાનગતિ ત્હેમાં સહન કરવાં પડયાં, તેટલાં કદાચ કોઈ પણ યુદ્ધમાં નહિં હોય ! શિયાળો શરૂ થઇ ગયો હતો પણ સૈનિકો પાસે ગરમ કપડાં ન્હોતાં. આ કારણને લીધે લશ્કરને ઘણું દુઃખ સહન કરવું પડયું. ઘણા સખ્ત ટાઢથી માંદા પડયા અને કેટલાક મરી પણ ગયા. લશ્કરની ઘણી ખરાબ દશા થઇ ગઇ. આ વાત વર્તમાનપત્રો દ્વારા જ્યારે ઇંગ્લેંડ પ્હોંચી, ત્યારે આખો દેશ ખળભળી ઉઠયો. પાર્લામેન્ટમાં તોફાનો થયાં. વડા વઝીર અને મન્ત્રીમંડળનો લોકો ફાવે તેમ દોષ કાઢવા લાગ્યા. આથી બિચારા મંત્રીઓ પણ ગભરાઇ ગયા. સામાન જલદી જલદી મોકલવાને તેઓ પૂર જોસથી તૈયારી કરવા લાગ્યા. પરન્તુ જે કામ ઉતાવળ અને ગભરાટમાં થાય છે તે કદિ સારૂં થતું નથી. ઇંગ્લેંડથી લશ્કરને માટે પુષ્કળ કૉફી (બુંદદાણા) મોકલવામાં આવી પણ કોઇને એ ન સૂઝયું કે તે શેકાવી [ ભૂંજાવી ] ખંડાવીને મોકલવી જોઇએ. ન થયું તો ખેર. પણ તેને ખાંડી નાખવાનાં યંત્રો પણ મોકલવાનું યાદ ન રહ્યું ! બિચારા સિપાઇઓ શું બેઠા બેઠા ત્હેના બી ચાવ્યાં કરે ! ગાર્ડિનર નામનો ગૃહસ્થ એક હસવા જેવી વાત લખે છે. સૈનિકોને માટે જોડા ( બૂટ ) મોકલવામાં આવ્યા તે સઘળા ડાબા પગના:–ત્હેમાં જમણા પગનો એક પણ નહિં ! અને ઘાયલ સૈનિકો એવા સ્થળમાં હતા, જ્યાં જોઇતો સામાન કે ખોરાક કે દવાઓ,–કાંઇ એમને મળી શકતું નહતું ! જે મોટા વહાણમાં સૈનિકોને માટે સામાન મોકલવામાં આવ્યો હતો, તે જહાજ કાળા સમુદ્રના તોફાનમાં ડુબી ગયું ! એ તો ખરૂંજ છે કે ગભરાટમાં કોઈ કામ સારૂં થતું નથી.

**કુમારી ફ્લોરેન્સઃ મુખ્ય "નર્સ."**

તો પણ ધીમે ધીમે બધી વાત ઠેકાણે આવવા લાગી. ઘણા ડાકટરોને ત્યાં મોકલવામાં આવ્યા. બિમાર સૈનિકોને માટે તુર્કીના સ્કુટારી નામના દરિયા કિનારે આવેલા એક બંદરમાં મોટાં દવાખાનાં પણ ઉઘાડયાં. જો કે ડાકટરો જોઇએ એટલા ઇલાજ કરતા હતા, છતાં પણ સૈનિકોની બરાબર માવજત થતી નહોતી: આ કામને માટે બુદ્ધિમતી સ્ત્રીઓની બહુ જરૂર ત્યાં હતી, એમ હવે સમજાવા લાગ્યું. સ્વર્ગસ્થ મહારાણી શ્રી વિક્ટોરિયાએ આ કામ મિસ નાઇટિંગેલને સોંપ્યું અને તેણે ઘણી ખુશીથી તે ઉપાડી લીધું. આપણે આગળ કહી ગયાં છીએ કે આવાં કામ એને બહુ પ્રિય હતાં. ઇંગ્લેંડથી બેતાળીસ સ્ત્રીઓને સાથે લઇને તે આવી પહોંચી આ બાનુઓમાંની કેટલીક તો ઉમરાવ કુટુમ્બની પણ હતી. આ બધાં સ્કુટારી પહોંચ્યાં. તેને બીજેજ દિવસે ઘાયલ સિપાઇઓને ઇસ્પિતાલમાં લાવવામાં આવ્યા, અહિં જગ્યા બહુ થોડી હતી, તેથી સિપાઇઓને પાસે પાસે

नंगी मूळजी पाणी तरफथी भेंट.



જુના વિચાર મુજબ ઉછરેલી—
(આ યુવતીના પગની પાનીને બદલે ઠુંઠાં છે।)



ठ. आनंदजी मूळजी पांगी तरफथी भेट.



નવા વિચાર મુજબ કેળવાયલી—
(ડૉક્ટર મેરી સ્ટોન તથા ડૉક્ટર ઇડા ખાન)

ઠ. આનંजी ्ञी पांनी तरफथी

# સુન્દરી સુબોધ ⁂ માસિક વધારો.

આપણાં બાળકો ઉપર દેશનું ભવિષ્ય આધાર રાખે છે,–આપણી બ્હેનોના હાથમાં બાળકોનું અને આપણું પરમહિત છે, તથા આપણા બન્ધુઓની સહાય વિના પ્રગતિ થવી કઠિન છે આથી–પોતાનામાં તેમજ સ્ત્રીઓ, પુરૂષો, અને બાળકો,–સર્વમાં સદાચાર અને સુવિચાર, તથા ઉદ્યોગ, સત્ય, પ્રેમ અને ત્યાગનું પ્રાકટ્ય થાય, એમ નિરન્તર પ્રયત્ન કર્યા કરવો, એજ ભારત સંતાનોનું ખરૂં દેશવ્રત છે

પુ. ૨૭ મું. ] જાન્યુઆરી-ફેબ્રુઆરી, ૧૯૨૦. [ અંક ૧-૨.




देशप्रीतिः

गुर्जरी कोण कहे कंगाल ?
मात मुज मीठी होल दरियाव !
मीठी मनोहर वाणी तारी उर उरमां गुंजाय,
रणकारे रुपेरी घंटडी शो मा ! तारो थाय·
मात मुज मीठी होल दरियाव !–गुर्जरी०

मातृभक्तिः

माडी मुज मीठी उरनी छांय,
अहोहो ! तुं ते कयम विसराय ?
व्हालपनी वासलडी वागे अमीझरणां रेलाय, ·
ताप विदारण सुररव अंतर नवजीवन उभराय:
अहोहो ! तुं ते कयम विसराय ?–माडी०

पुण्य जगपावन तीरथराज,
देवना दैवी तेज प्रताप,
गीताजी, गायत्री ने वेद,
मात ! तुंथी ए सर्वे अभेद:
कल्प वृक्षनी छाया मा ! तुं तुं इप्सित छे याग,
पायसान्न प्रकटतो माडी ! अमृत प्रेम प्रसाद,
अहा आरोगी पुण्यप्रसाद,
रहुं भव भवे मा ! तारो दास.–माडी०

कल्याणजी वि. महेता कृत "हृदय मन्थन."

# હિંદ માતાને સંબોધન.

લેખકઃ શ્રીયુત "कान्त."

ઓ હિંદ! દેવભૂમિ! સંતાન સૌ તમારાં—
કરીએ મળીને વંદનઃ સ્વીકારજો અમારાં!
હિંદુ અને મુસલમિન, વિશ્વાસી, પારસી, જિનઃ
દેવી! સમાન રીતે, સંતાન સૌ તમારાં!
પોષો તમે સહુને, શુભ ખાનપાન બક્ષી,
સેવા કરે બને તે, સંતાન સૌ તમારાં!
રોગી અને નિરોગી, નિર્ધન અને તવંગર,
જ્ઞાની અને નિરક્ષર, સંતાન સૌ તમારાં!
વાલ્મીકિ, વ્યાસ, નાનક, મીરાં, કબીર, તુલસી,
અકબર, શિવાજી, માતા! સંતાન સૌ તમારાં!
સૌની સમાન માતાઃ સૌએ સમાન તેથીઃ
ના ઉચ્ચ નીચ કોઇઃ સંતાન સૌ તમારાં!
ચાહો બધાં પરસ્પરઃ સાહો બધાં પરસ્પરઃ
એ પ્રાર્થના કરે આ, સંતાન સૌ તમારાં!

# પ્રાર્થના.

લેખકઃ શ્રીયુત "कान्त."

ઉતારો! જી! અમ દેશે
ઇશ્વર આશીર્વાદ!
બાન્ધવ દેશ થયા જાગ્રત સહુ
એક રહી અમ દાદ! ઉતારો૦
શતકો વીત્યાં ભરનિદ્રામાં
કીધો પૂર્ણ પ્રમાદ!
પૂર્વજની ઉજ્વલ કીર્તિની
ન કરી સાચી યાદ! ઉતારો૦
જીવનવિગ્રહને નવ સમજ્યા,
કરતા નિષ્ફળ વાદ!
આજ કરી કરુણા નવ યુગનો
નવલ સુણાવો નાદ! ઉતારો૦

# काव्यकुंज.

## એક ફૂલ.

લેખક: શ્રીયુત "સ્નેહસાગર."

સખે ! કેવી કુસુમ કલિકા એક
ખીલી મ્હારા બાગમાં રે !
ત્હેની શોભે શ્વેત શી કાય
ઝાંખે શશિ આભમા રે !

જાણે માનસરોવરે હંસ
તરતુ પીળું રે !
જાણે આભને ગોળે ચાંદ
ઝરતો ઝીણું રે !

સખે ! ખીલશે અખંડ એ ફૂલ
મ્હારા બાગમાં કે ?
એની પાંખડી ખરશે જેમ
ખરે તારલિયા રે ?

પાખડી પાખડી વીંધે પ્રાણ
સૂવે જ્હાં અનિલે રે !
ત્યમ સુવાસે ઉર હિન્દોલ
સ્વચ્છંદે ઝૂલે રે !

કોઈ કહેશો ?–શું ખીલશે અખડ
ફૂલ ઉરબાગમાં એ ?
કોઇ કહેશો ?–શુ ભરશે સુવાસ
હૈયે હમેશા એ ?

---

# સ્નેહનો હાર.

લેખકઃ શ્રીયુત "ચન્દ્ર."

સ્નેહના આ હારને સ્વીકારો,
ઓ વ્હાલીડાં! સ્નેહના આ હારને સ્વીકારો.
ધર્મ, કર્મ, ફર્જને વિચારો,
ઓ વ્હાલીડાં! સ્નેહના આ હારને સ્વીકારો.

પ્રેમની અનંત જ્યોતિ જગમાં જગાવો,
દેશની સેવાના પાઠ વિશ્વમાં વંચાવો;
અંતરને અન્ય દુઃખે બાળો,
ઓ વ્હાલીડાં! સ્નેહના આ હારને સ્વીકારો.

ઐક્યતા, વિમુખી ક્લેશ, જોસથી જમાવો,
દેશને કર્તવ્યતાનાં દુંદુભી સુણાવો;
અજબ કાંઇ દેશને સુધારો,
ઓ વ્હાલીડાં! સ્નેહના આ હારને સ્વીકારો.

દેશને હસાવો, સુખ-હીંચકે ઝુલાવો,
દેશ સુખ કાજ દુઃખ આવે વધાવો,
જીવ્યાનું સાર્થક જગાવો,
ઓ વ્હાલીડાં! સ્નેહના આ હારો સ્વીકારો.

---

# એક ઉક્તિ.

લેખકઃ શ્રીયુત ના. દ. પટેલ.

યદિ હોત સૃષ્ટિ તાતની સુન્દર બગીચો, સુન્દરિ!
ને વિશ્વલલના હોત કળી જો વિવિધ ફૂમળાં ફુલની,
ને પુરૂષ મધુકર હોત સઘળા સતત રસ પીતા યદા
ત્હાં વસંત રમ્ય અનંત દિવસો રસિક રસમય ગા
તો કમલીનિ! ગુંજાર કરતો સકલ ઉદ્યાને ફરત,
મધુપાન માટે જ્હાં સુધી તુજ પલ્લવે ના વિરમતઃ
તુજ પલ્લવે લક્ષ્મી રમે પ્રદ્યુમ્ન કોમળ દેહમાં,
હૃદયે વસો કમળાપતિ, સુખ પંકજે દેવી ગીરા.

## સ્વપ્નનો વિયોગ

લેખકઃ એક સ્રી.

(શિખરિણી.)

મધુરાં સ્વપ્નોમાં સુખદ રજનિઓ વહી જતી,
અને વ્હાણું વાતાં હૃદય મમ આ જાય સળગી;
મને લાગે ત્યારે જગત તિમિરાચ્છાદિત બધું,
ન ભાનુ રશ્મિથી મમ જગ પ્રકાશિત બનતું.
હતાં વ્હાલાં તોયે રવિ-કિરણ આજે નવ ગમે,
ઉષાની લાલીથી હૃદય મહીં ના હર્ષ ઉછળે;
ન ઉષા, ના ભાનુ, દિવસ પણ મુને નવ ગમે,
ન રાત્રીએ, પેલાં કુમુદિની, શશી, તારક ગમે.
મને વ્હાલાં પેલાં અજબ શમણાં અમૃત ભર્યાં,
અહો, એ સ્વપ્નાંમાં વિષમ સહુ દુઃખો દુર થતાં;
વળી એ સ્વપ્નાંમાં હૃદય મમ સ્વચ્છન્દ રમતું,
અહો, એ સ્વપ્નાંમાં સકળ જગનું સુખ વસતું.
ભલે કીન્તુ સ્વપ્નાં કદિય નવ શું સત્ય બનતાં?
ન થાતાં તો શાને અરર સુખ આશા દઇ જતાં!
મીઠાં હેવી સ્વપ્નાં નહીં નહીં કદિ સત્ય બનતાં,
અને તોયે ચાહું પ્રતિદિન અવિચ્છિન્ન શમણું!

---

## રાસડો.

(મળેલું.)

ઉંડાં તે જલ રળીયામણાં, સખે!
મીઠડાં તેનાં અતિ નીર હો!—ઊંડાં૦
ઊંચાં બને તરૂ ઢાંકણાં, સખે!
ઝુમેઝુમે લઘુ ફુલ હો!—ઊંડાં૦
સુંદર નાજુક સુવાસો અતિ, સખે!
લ્હેરે રમે લઘુ વાત હો!—ઊંડાં૦
સુરજ તપે અતિ તીવ્ર, હો સખે!
મોંઘાં બને તેનાં મૂલ હો!—ઊંડાં૦
બાળા બની હવે એકલી, સખે!
હૃદયું બને છે ઉદાસ હો!—ઊંડાં૦

લઇ, રોઝાના મુખમાંથી ખરતાં ગુલાબોને ઝીલી લેવાને, ખબર પડતાંવાંત ખડા થઇ જાય છે; કારણ કે તેના બાહ્ય આકર્ષક સ્વરૂપની નીચે એક હદપાર હોંશીઆર ભેજું તેમની નજરમાં તર્યા કરે છે.

આ નાજુક નાજનીન હમેશાં સાદો પોશાક સજે છે, અને નિષ્કપટી બાળકના સરખા હાસ્યથી મન હરી લે છે. પણ સભા મંડપમાં તો આ અશક્ત દેખાતી અબળામાં વિદ્યુત વેગ આવી જાય છે, જેનાથી તે પોતાની શ્યામ આંખો અને ઘાટીલા આરસપહાણ જેવા સુન્દર હસ્તદ્વારા સઘળા સાંભળનારને પોતપોતાની બેઠકમાં સજ્જડ કરી દે છે. ઘડીકમાં લાગણીના તંતુઓને હલાવતા અને ઘડીકમાં વાકચાતુર્યમાં વહેતા તેના નાની રૂપેરી ઘંટડીના જેવા અવાજમાં ઝનુનની છાયા પ્રસરેલી હોય છે. ખરેખર નાજુક રોઝા લકઝેમબર્ગ એક ભયંકર ભામિની છે.

## જોસેફાઇન દમો:—

ફ્રાંસમાં જોસેફાઇન દમો અથવા "સોરગ્યુ" ના નામથી નામાંકિત થયેલી, "ઉથલપાથલ કરનાર મંડળ" ની આ શ્રીમંત સ્ત્રી સભાસદ છે. તેણી કળા કૌશલ્યથી વિભૂષિત થયેલી છે. મિલેન અને પારમા શહેરોની મોટી હડતાળોની તેણી એક નેતા હતી અને ૧૮૯૮ માં પીડમંટ દેશમાં જાગેલા રમખાણનું તેણી કેંદ્રસ્થાન હતી. તેણીના સહાધ્યાયીઓ તેણીને ચાહે છે ખરા, પણ તેના "અરાજકવાદ" ના મત તરફ અને હડતાલો ચાલુ રાખવાની તેની રીતો તરફ તેઓ આડી નજરથી જુએ છે. તેણીનો પિતા પ્રખ્યાત ડ્યુરાંદ દમો ફ્રાંસનો ફિલસુફ હતો. તેનો કાકો એરતોમાઇન રૂશીઆના ઝારના બાલ્ટીક નૌકાસૈન્યનો વડો હતો. અને તેનો દાદો રૂશીઆના લશ્કરનો એક સરદાર જનરલ ક્રોપ્કોવ હતો. હાવભાવ સાથે તેણી ઇંગ્રેજી અને લેટીનમાંથી નિકળી આવેલી બધી ભાષાઓ સફાઇબંધ રીતે બોલે છે અને બધી ભાષાઓ કરતાં ઇંગ્રેજીને વિચાર દર્શાવવાનું ઉત્તમ સાધન ગણે છે. તેણી કદમાં ઊંચી અને ચિત્તાકર્ષક છે, અને પોતાના જુસ્સાવાળા સ્વભાવને બતાવનાર આકૃતીવાળી ટોપી અને જુદા કિરમજી રંગથી મિશ્રિત ઝભ્ભો પહેરે છે. જો તેના વિચારોની સામા ન થવાય, તો તેણીમાં સ્ત્રીનો માયાળુ સ્વભાવ બહાર પડે છે. અહિંસા પરમો ધર્મઃ એ સૂત્રને તે એટલી બધી તો અનુસરનાર છે કે ટુલુઝ શહેર પાસેની પોતાની જાગીરપર તે કદી કોઈ જીવતી ચીજને મારી નાખવા દેતી નથી. તેણી અન્નફળાહારી અને મદિરાપાનના વિરોધનો મત ધરાવે છે.

## મેરિઆ રિજીએર:—

ઇટેલીના વિદ્યાર્થી અને કારીગરોના ચહેરાને ઊત્સાહિત કરનાર મેરિઆ રિજીએર નામની બાનુ છે, ભવ્ય કપાળ મોહક વાળ, કાળી આંખો અને પારદર્શક ત્વચાવડે તેણી દેવયોનીની લાગે છે. તેના દેહઘાટ અને મગજને જોતાં નૌકાનાશક યંત્ર ( સબમેરીન–ટારપેડો ) ની પોલાદની ભીંતોમાં ભરાઇ રહેલી રાક્ષસી સામગ્રીનો ખ્યાલ થાય છે. યુવાનીમાં ઊછળતી મેરિઆ રિજીએર વોરસોના એક પ્રખ્યાત શિલ્પીની પુત્રી છે. તેણીની મા એક ઇટેલીઅન બાનુ હતી. તેના બાપ ઉપર ઈટેલીના રાજાએ નાઇટના ઇલ્કાબની નવા-

જેલ કરી હતી અને તે એક પૈસાદાર ગૃહસ્થ છે. મેરિઆ રિજીએરના મગજનો "પરિવર્તનના વિચારો"એ શી રીતે કબજો કરી લીધો તે કોઇ કહી શકતું નથી. પણ એટલું તો નક્કી છે કે નાનપણથી જ એના વિચારો વિપરીત તો હતા. ક્ષયરોગમાથી બચવાને જ્યારે તેને મિલેન જવું પડયુ, ત્યારે તેના વિચારોને અમલમા મુકવાનો અવકાશ મળ્યો મોટર ગાડીમાં હીંચતી આ મોજશોખની મહિલાને અરૂચિકર લત્તાઓમાં ભરાયલી ગરીબોની રુસામા જતી જોવી, એ એક આશ્ચર્યજનક દશ્ય હતુ તેણીની જીદગીનો અદ્ભુત બનાવ મિલેન શહેરમાં બન્યો કોરેડી નામના એક ઇજનેરનો તેને મેળાપ થયો અને તેણી તેને આખો મીચીને ચાહવા લાગી. શારીરિક બળ અને હિંમતવાળો કોરેડી હડતાલીઆઓનો નેતા હતો કોરેડીને પરણવાથી મેરિઆ રિજીએરને ભાવતું હતુ અને વૈદે કહ્યા જેવુ થયું. તેણી કામદાર વર્ગ માટે એક વર્તમાન પત્ર કહાડવા લાગી. આખરે તેણી લશ્કરી બળની પણ સામે થનારી થઇ પડી અને "રૈમાદફિલ" નામનું વર્તમાન પત્ર બહાર પાડવા લાગી. ઘણી ભાષાઓ બોલવાની તેણીને કુદરતી બક્ષિસ છે અને જુદા જુદા વિષયોનું તેણી સચોટ જ્ઞાન ધરાવે છે સ્રીના લેબાસમાં પુરૂષરૂપી મેરિઆ રિજીએરની હિમતની કિમત નથી. કાર્ય કરવાની તેણીની શારીરિક શક્તિ અતુલ છે. અને તેમા તેણીનું મનોબળ તેણીને પુષ્કળ મદદ કરે છે ઇટલી દેશની હમણાની હડતાળોમાંની દરેકમાં તેણીએ અગત્યનો ભાગ ભજવ્યો છે, પોલીસ અને લશ્કરી સિપાઇઓની સામે થવામાં અગ્રસ્થાન લીધુ છે, અને પોતાના દુશ્મનોના મોમાથી પણ વાહવાહ કહેવરાવી છે. ૧૯૦૭ માં તેણીએ જેલયાત્રા કરી હતી, પણ છાપાઓએ મજબુતાઇથી એનો પક્ષ લીધેલો હોવાથી સત્તાધિકારીઓને એને મુક્ત કરવી પડી હતી. પરન્તુ વળી પાછા મેરિઆ રિજીએરને જેલના દરવાજા જોવા પડયા હતા.

## એંજેલિકા બાલાબાનોફ—

ઇટલીની એક જુદી જાતની હિલચાલમાં ભાગ લેનારી એંજેલિકા બાલાબાનોફ છે. આ રૂશીઅન રમણી પાંચ ૭ ભાષા છટાથી બોલી શકે છે. તત્વજ્ઞાનમાં તેણી બેલ્જીઅમની (શ્રેષ્ઠ) ડોકટરની પદવી ધરાવે છે, અને ઇટલીમાં "માર્કસીઅન"-તડવાળાની હીલચાલની અધ્યક્ષ છે. પોતાની માતૃભૂમી રૂશિઆમાંથી રૂખસદ મળવાથી તેણી પોતાના ભરથાર સાથે સ્વિસ-ઇટલીઅન સરહદ ઉપર આવી વસી છે. ઇટલીનો સઘળો કામદાર વર્ગ એંજેલિકા બાલાબાનોફને તાબે છે. મોટા ભાઇઓ નાની બહેનને ચ્હાય તેવી રીતે તેઓ તેને ચહાય છે. જ્યારે થોડાં વર્ષની વાત ઉપર રૂશીઅન ડુમા (પાર્લામેંટ-રાજસભા) ને લેડન નાસી જવુ પડયું હતુ ત્યારે આ ન્હાનકડી એંજેલિકાએ તેને મદદ કરવામા આગળ પડતો ભાગ લીધો હતો, તેણી કહેતી હતી કે યુરોપની ઘણી સરકારોને તેણી કંટકરૂપ છે

## એમા ગોલ્ડમેનઃ—

હનુમાનજીની પેડે સમુદ્રપર ફલંગમારી યુરોપમાથી અમેરિકા આવતા અંધાધુધીની અગ્રેસર ઈમા ગોલ્ડમેન જોડે ઓળખાણ થાય છે. અમેરિકન પોલીસ કહે છે કે એમા

આવેગને અટકાવવો અશકય છે. અત્યારે એની ઉમ્મર ચાળીસ વર્ષની છે. તેણી ભપકાદાર કપડાં પહેરે છે અને આકર્ષક રૂપ ધરાવે છે. તેણીની આસમાની ભુરી આંખોની સૌંદર્ય તેણીના ભાષણોમાં દૃષ્ટિગોચર થાય છે. અને એવું આત્મબળ સમજાવવાને બદલે સર્વત્ર રાજ્ય કરે છે. તેણીએ કેદખાનાનો અનુભવ લીધો છે, હડતાલમાં જોડાઈ છે, અને પ્રેસીડન્ટ મેકકિનલેના ખૂનીનો બચાવ કરતાં તેણીએ ધરતી ધ્રુજાવી નાંખી હતી.

## મેડમ કામાઃ—

૧૯૦૭ ની સ્ટટ્ગાર્ટની સભાને હિન્દના ગરીબવર્ગ માટે પોતાની પ્રાર્થનાથી સ્તબ્ધ કરી દેનાર ખૂબસુરત અને સરસ્વતીની સેવિકા મેડમ કામા છે. હિન્દુસ્તાન માટે સ્વરાજ્ય મેળવવા ખાતર મુસલમાન, સીખ, પારસી, અને હિન્દુઓ ધાર્મિક મતભેદ અલગ કરી એકત્ર થયા છે, એવું ઉપલી સભાના મન પર ઠસાવતી, લીડર હોલની બત્તીઓના ઝગઝગાટમાં છટાથી રેશમી કપડામાં સજ થયેલી મેડમ કામા ઠીક સર્વાંગ સુન્દર બાનુ છે. "વંદેમાતરમ્" ના અંતીમ શબ્દો બોલતી વખતે સ્વદેશાભિમાનથી ઉત્પન્ન થતો તેના શરીરનો કંપ આપ આગળથી ખસે તેવો નથી. (હિન્દના સુપ્રસિદ્ધ પારસી કામા કુટુંબની આ બાનુ છે.)

## ફુએલમા ડેનીઅલસનઃ—

સ્વીડનમાં 'આરબેટ' પત્રની તંત્રિણી ફુએલમા ડેનીઅલસન જાણીતી સ્ત્રી છે સ્વીડનની હમણાંની સામાન્ય હડતાલમાં જોડાયલાં ૪૦૦,૦૦૦ માણસો ઉપર કાબુ રાખવામાં તેણીએ મદદ કરી હતી. સ્વીડીશ, ડેનીશ અને જર્મન ભાષાઓ જાણવા ઉપરાંત તેણી ઈંગ્રેજી અને ફ્રેંચ બહુ સહાયથી બોલે છે.

## ઇલીએનોર માર્ક્સ એવેલીંગઃ—

ગ્રેટબ્રિટનમાં પ્રખ્યાત કાર્લ માર્ક્સની દિકરી ઇલીએનોર માર્ક્સ એવેલીંગે દેશોદયની ચળવળી હિલચાલો હાથ ધરી હતી. તેણી અસરકારક ભાષણ કરી શકતી હતી. તેણી તાળામિત્ર નહોતી અને ઝનુની દુશ્મન હતી. વધારે વખત ન ટકાવી શકાય તેવી પોતાની જીંદગીનો અંત તેણીએ "પ્રુસિક એસીડ" ની મદદથી આણ્યો હતો.

## હિલજા પારસીનેનઃ—

ફિન્લેંડની હિલજા પારસીનેને એક બાનુ કવિ તરીકે બીજા દેશોમાં પણ નામ કહાડયું છે. પ્રકાશમાં ચળકતા રૂપેરી વાળના ગુચ્છા અને આસપડાણુ ભેગી મળી જતી ભુરી આંખોવાળી તેણી એક અપ્સરા જણાય છે. પણ બાહ્ય દેખાવ કેટલીક વખત છેતરે છે. કારણકે નમ્ર, એકમાર્ગી સ્વભાવવાળી દેખાતી હિલજા પારસીનેન રૂશીઅન સરકારની કટ્ટી દુશ્મન છે, અને પોતાના દેશની હિલચાલમાં, બહુ આગળપડતો ભાગ લે છે, તથા તેમ કરવાની અસાધારણ શક્તિ ધરાવે છે.

## મ્યુના સિલાનપાઃ—

ફેપ્પાંવમાં હિલજા પારસીનેનની વિરોધી મ્યુના સિલાનપા છે તેણીનું કાઠું કદાવર છે, અને તેણીના ખભા કુસ્તીબાજના જેવા છે. તેણીને માથે સફાઈથી સમારેલા કાળા કેશ છે. તેણીની આંખોમાં ચાલાકી ચકચકી રહી છે. કોઈ પણ વસ્તુને ગોઠવી તેને વધારવાની તેણીનામાં મહાન શક્તિ છે, જેને લઈને ફિન્લેંડના સમગ્ર નોકર વર્ગના નસીબ તેણીના હાથમાં છે. તેણી જાતે એકવાર નોકર હતી.

આ ચળવળની વ્યક્તિઓની રૂશીઆ જન્મભૂમી છે. આ રૂશીઅન વ્યક્તિઓ રંગીપેંગી વર્ગની નથી, પણ નમ્ર, ખુબસુરત, અને શ્રીમંત અથવા મધ્યમ વર્ગની બાનુઓ છે આ બાનુઓએ પોતાની નિડરતા અને હાથ ધરેલા કાર્યને વળગી રહેવા માટે દુનિઆની શાબાશી મેળવી છે.

## વેરા ફિગનેરઃ—

માનસિક વિકાસ અને સુધારાવાળી વેરા ફિગનેરે પોતાની જીંદગીની વસંતરૂતુનો વખત શ્લુસેલબર્ગના ભયંકર ભોંયરાઓમાં રાજીખુશીથી ગાળ્યો હતો.

## કેથેરાઇન બ્રિસ્ચોફસ્કીઃ—

કેથેરાઇન બ્રિસ્ચોફસ્કી "રૂશીઅન પરિવર્તન" ની દાદી કહેવાય છે. આ શ્રીમંત રૂશીઅન સ્ત્રી એક જાગીરદારની ઓરત હતી. પોતાની માનસિક ધારણાઓને અમલમાં મુકવા તેણીએ જાણી જોઈને પોતાના વ્હાલા ધણી તથા છોકરાં ત્યાગી પોતાની જીંદગીનો ભોગ આપ્યો. શહેનશાહ એલેકઝાંડર પહેલાને મારી નાંખનારા રાજદ્રોહીઓના મુકદ્દમામાં તેણીને સજા થઈ હતી. તેણીએ ગાંઠીઆ તાવથી ( પ્લેગથી ) ભરપૂર સાંકારોફના ટાપુમાં વીસ વર્ષ ગાળ્યાં હતાં અને એક વખત પથરાના વરસાદ નીચેથી પસાર થઈ હતી. મશહુર અઝફની કરડી નજર નીચે તેણી આવી ગઈ હતી. તેનામાં કુદરતી હૃદય પરીક્ષક શક્તિ અને તીવ્ર બુદ્ધિ હોવા છતાં, તેણી અઝફને એક વખત દેશ રક્ષક અને દેવ સમાન માનતી હતી. આ અઝફ માનવ ખોળીઆમાં રાક્ષસ હતો. તે બાતમીદાર જાસુસ અને દ્રોહી હતો, અને દોસ્ત બની તેણે ઘણા સ્ત્રી અને પુરૂષોના ગળાં કપાવ્યા હતા. કેથેરીન બ્રિસ્ચોફસ્કીની ચેતન શક્તિ પ્રચંડ હતી. સાઠ વર્ષની ઉમ્મરે તેણી અત્યંત ચપળ હતી, અને એક યુવકે તો એમ પણ કહ્યું હતું કે બ્રિસ્ચોફસ્કીને તેની "સાઠી" માં પણ હું કદી ચાહું તો તેમાં કાંઇ નવાઇ નથી. તેની મુખમુદ્રા દૃઢ અને ગુણદર્શક હતી. તેના અંગો ધાટીલાં હતાં, તેના વાળ ટુંકા, કાળા ભુરા હતા. અને તેનામાં એવી કાંઇ ગુપ્ત ચીજ ઝળકી મારતી હતી કે જે તેનું ઉમદા કુળ બનાવતી હતી. જીંદગીભરની બંગભેરી ( જેલ ) યાત્રા તેને કમે ચોટી ગઇ છે, જેમાં તે સડતી હતી અને સડ્યા જ કરતે પણ, તેમાંથી રૂશિયન રાજ્યક્રાન્તિના સમયમાં તે છુટવા પામી હતી.

### સોફી પેરોવસ્કાયાઃ—

રૂશિયાના ઝાર પહેલા એલેક્ઝાંડરનું ખૂન કરનારાઓની ટોળીમાંની બીજી બાનુ, ત્યાં-લસ્કરી વડા અમલદારની દિકરી, અને રૂશીઅન રાજદરબારની રંભા સોફી પેરોવસ્કાય હતી. ફાંસીને માંચડે ચડતી વખતે પણ તેણીની ખુબસુરતીની લાલીએ પોતાનું સ્થાન છોડ્યું ન હોતું, અને તેણીના માથાની આકર્ષક નાગફણા તેણીના મોહક ચ્હેરાની આસપાસ તેનું મંડળ પાથરી રહી હતી. જે વખતે તેણીના આશકને તેણીના પહેલાં લટકાવવામાં આવ્યો તે વખતે અદ્દભુત હદમબળ બતાવી તેણીએ તેના ફાંસી દેનારથી નહિં ડરતાં તેની સાથે નજર મેળવી અને ફાંસીની સામગ્રી તૈયાર કરવામાં તેને મદદ કરી હતી.

### સોફી સાઝુલીચઃ—

રૂશીઆમાં ત્રાસને પ્રવર્તાવનાર અને ટ્રેપોફના પ્રાણ લેનાર સોળ વર્ષની કુમારિકા સોફી સાઝુલીચ હતી.

### ઝેનેઇડ કોનોપ્લેનીકોફઃ—

નાજુક સ્ત્રી શિક્ષક ઝેનેઇડ કોનોપ્લેનીકોફ પણ ફાંસીને લાકડે લટકી હતી. ફાંસી વખતે તેણીની ભગિની તેણીને ભેટવા આવી અને દોરડું જોઇ ટાંટીઆ ધ્રૂજે છે કે નહી તે પુછતાં ઝેનેઇડે કહ્યું: "બીક! મને કશાની બીક નથી ને કશાનો પશ્ચાત્તાપ નથી દિલગીરી માત્ર હવે એટલી જ છે કે ગરીબો માટે કામ કરવાનો મારો વખત ઉપર આટલી ઝડપથી કાતર મુકાઇ ગઇ."

### મેરીઆ સ્પીરીડોનોવાઃ—

બાલિકા મેરીઆ સ્પીરીડોનોવાએ ૧૯૦૬ ના ફેબ્રુઆરીમાં ટાંબોફના હાકેમ જેનરલ લૌરઝેનહોવસ્કીને ખેડુતો તરફના તેના ઘાતકી વર્તન માટે ઠાર કર્યો હતો. પુષ્પ ગુલાબી પહેરવેશવાળી આ નાજુક, નમ્ર નાજનીનની નસમાં આવા ઘોર કામનો પ્રવાહ વહે એ કોઇની કલ્પનામાં આવે તેમ નહોતું. ત્હેના સાથીઓનાં નામ જાણવા માટે આ બાલિકાને શારીરિક દુઃખ દેવામાં આવ્યું હતું. જેને પરિણામે તેના શરીર પર સોજો આવી જઇ ગરદન અને ચ્હેરા પરની ચામડી ઉતરી ગઇ જણાતી હતી. ગડદાપાટુનો સ્વાદ પણ તેણીને ચખાડવામાં આવ્યો હતો અને તેણીની એક આંખને ગંભીર નુકસાન થયું હતું. આ ઉપરાંત કોસેક (રૂશીયન) અમલદારના બળાત્કારો પણ તેને સહન કરવા પડ્યા હતા. છતાં પણ મુકર્દમા વખતે તેણી અડગ હતી અને દુશ્મનોની રાક્ષસી સત્તા તેણીની પાસેથી કબૂલતો કઢાવવામાં નિષ્ફળ નિવડી હતી. સૈબીરીઆના તેના પ્રવાસને રસ્તે તેના માનમાં લોકો તરફથી ફુલોથી શણગારવામાં આવ્યો હતો."

આ "પરિવર્તનની પુતળીઓ"ના વિચારો સાથે આપણે સંમત થઇએ કે ન થઇએ તો પણ આ ગૌરાંગ ગજગામિનીઓના ગુણોને માટે તો અનુપમ શાબાશીના ઉદ્દગાર નિકળ્યા વગર નહીંજ રહે. એટલું ...

માટે જો પુરૂષોનો દોષ કાઢીએ તોજ આ અબળાઓનો કાઢી શકાય તેમ છે. જો પુરૂષનું પાષાણુ હૃદય અન્યના દુઃખે દુઃખી થાય, તો કોમળ સ્ત્રીનુ હૃદય તો દુઃખી થાય, તેમાં નવાઇજ શી? નવાઇ માત્ર એટલી કે જાતે દુઃખ સહન કરવામાં તેણે પુરૂષની હમોહમી કરી છે.

આ ચતુરાઓનાં ચરિત્રો વાચક વનિતાઓને શિખવશે કે સ્ત્રીઓ—

( ૧ ) ધારે તો પુરૂષોને શરમાવે તેવુ શિક્ષણ લઇ શકે છે, અને માનસિક વિકાસ કરી શકે છે

( ૨ ) સ્ત્રી તરીકે ગૃહની ફરજો અદા કરવા ઉપરાંત સમાજના ગહન વિષયોમાં પોતાનું માથું મારી શકે છે

( ૩ ) નવરાં બેસી નખોદ કાઢવાને બદલે સ્વજન હિતકારક વા સામાન્ય જનહિતકારક કામોમાં પુરૂષોને મદદ કરી શકે તેમ છે

( ૪ ) પુરૂષનાં કામો કરવા છતાં સ્ત્રીપણું ખોઇ બેસતી નથી, એટલે કે કાર્યપરત્વે ગુન્જેન સેન્ડો જેવી બળવાન થઇ પોતાના સ્વાભાવિક સ્ત્રી ગુણો કાયમ રાખી શકે છે.

( ૫ ) માટે ફેશનની ફીશીઆરીમા ફસાઇ દુનિઆને બોજારૂપ થવા કરતાં પુરૂષને પડખે ઉભી રહી શકે તેમ છે

(૬) સરખાપણાનો હક ત્યારેજ માગી શકશે કે જ્યારે મોટાં મોટાં કાર્યોમાં મદદરૂપ બની તે પોતાની લાયકાત સાબીત કરશે નહી કે ગૃહને મહાજનવાડે મુકી, ટાપટીપને પીળકું બની, મર્યાદાનું ઉલ્લંઘન કરી, અયુક્ત આગળ પડી, પતિને પાછળ પાડી, ચાર (કહેવાતાં) અબળા ઉદ્ધારકની વાહવાહ મેળવી તેઓ સરખે દરજ્જે રહી શકશે!!!

---

# લડાયક રૂશીઅન લલનાઓ.

અનુવાદક —શ્રીયુત " મસ્ત " ( બી. એ. )

( "AMAZONES OF RUSSIA"–એ લેખ ઉપરથી )

જે વખતે પુરૂષ વર્ગ નાસીપાસ થઇને પોતે હાથ ધરેલા કાર્યમાંથી પાછો પડવા માંડે છે, તે વખતે પુરૂષને પોરસ ચડાવવાને અબળાને પ્રબળાનુ સ્વરૂપ ધારણ કરવુ પડે છે અને તેવે વખતે નાજુક નારી તેના ધારણ કરેલા વેષમાં શોભે છે પણ ખરી. હિંદુસ્તાનનો ગત ઇતિહાસ અને તેમા એ ખાસ કરીને રાજપુતોનો ઇતિહાસ સાક્ષી પુરે છે કે, લડવા જતા પુત્રને માતા કહેતી કે " બેટા, હારે તો તરવારને નમન કરજે ને જીતે તો મને નમન કરજે. " બહેન ભાઇને કહેતી કે " વીરા, પાછો ફરે તો તારાં ઓવારણાં લઉં તેવી રીતે પાછો ફરજે. ' અને વહુ વરને કહેતી કે " મુછપર

લીધું ઠરાવ્યાને પાછો ફરશો તોજ તમને ભેટીશ.” વળી એવા પણ દાખલા વાંચવામાં આવે છે કે રાજપુત રમણીઓએ લશ્કરની સરદારી લઇ તેને દુશ્મનની સામે ચલાવ્યું છે અને પોતે બહાદુરીથી લડી પણ છે. અને એમ કહેવાય છે કે કામરૂ દેશની કામિનીઓ સિપાઇગીરી કરી પોતાના દેશનું રક્ષણ કરતી હતી-જુના વખતમાં તો તેમ થતું, તે “મોરબી આર્ય સુબોધ નાટક મંડળીના ત્રિયારાજ” ના નાટકમાં લેવાયલા પુરાણા ઇતિહાસના એક પ્રસંગ પરથી માલુમ પડે છે.

યુરોપ ખંડમાં એવી એક રૂશીઅન પ્રજા છે કે જ્યાં લડાયક લલનાઓના લશ્કરની વાત સાંભળવામાં આવે છે. હમણાંજ સમાપ્ત થએલ યુરોપીય મહાન વિગ્રહમાં રૂશીઆની બાનુઓએ પણ પોતાના દેશ તરફની ફરજ અદા કીધી છે.

આ શૂરી સ્ત્રીઓના સૈન્યને હસ્તીમાં લાવનાર મેરી બોચકારિવા નામની રૂશીઅન સ્ત્રી છે. રૂશીઅન સિપાઇઓમાં તો તે “યાશાકા” ના નામથી જાણીતી છે. મેરી બોચકારીવાએ રણભૂમિની ખાઇઓમાં એક સાધારણ સિપાઈ તરીકેની જીંદગી પસાર કરી છે. તે કેટલીક વખત ઘાયલ થઇ છે, વાંસાની કરોડને નુકસાન પહોંચવાથી બે માસ સુધી પથારી વશ રહી હતી અને લશ્કરના ઉપરી તરીકે કેટલાક ચાંદ અને માન અકરામ પણ તેણે મેળવ્યા છે. સ્વદેશને દુશ્મનોથી પરાજય પામતો જોઈ મેરી બોચકારીવાને લલનાઓને લડવાને તૈયાર કરવાનો વિચાર સુઝયો. લડાઈને મોખરે એક જાતની અલિખિત વિશ્રાંતિ પ્રસરી રહી હતી. રણક્ષેત્રમાંથી રજા લઈને અથવા સ્વેચ્છાથી સિપાઇઓ પોતપોતાને ઘેર પાછા ફરતા હતા અને સ્ત્રી પુરૂષો રણસામગ્રીના કારખાનાંઓ છોડીને નાસી જતાં હતાં. રૂશીઆમાં આ સમયે એવી તો અંધાધુની ચાલતી હતી કે કોઇને માથે મોડજ ન હતો. જર્મનીના પક્ષના માણસો અને છુપા જાસુસો અજ્ઞાત ખેડુતો પાસે સુલેહ સુલેહના પોકાર કરાવી રહ્યા હતા. સંશયાત્મક વ્યક્તિઓ જર્મની સાથે લડાઈ કરવા સામે પોકાર કરવાને અને સ્વદેશી નેતાઓનું કહ્યું ન માનવાને ટોળાંઓને ઉશ્કેરતી હતી. સવાલ એ હતો કે આ બારીક સમયમાંથી રૂશીઆ ફતેહમંદ બહાર તરી આવશે કે જર્મનીનું દાસ બની તેની હાજી હા કરતું થઇ જશે?

મેરી બોચકારીવા મોખરા ઉપરના રૂશીઅન લશ્કરને દુશ્મન સાથે ભળી જતું અને પેટ્રોગ્રાડ (રાજ્યધાની શહેર)માં લોકો અને સિપાઇઓને દુશ્મનના માણસોની કાન ફુંકામણીને આધીન થતા જોઈ ન શકી. સૈબીરીઆની આ ખેડુતણના હૃદયમાં તો સ્વદેશ પ્રેમ અને સ્વતંત્રતાની જ્વાળાઓ પૂર્ણ વેગથી કયારનીએ પ્રગટી ગઇ હતી તે રૂશીઆની “જોન ઓફ આર્ક” બની હતી. હજી તો તેના ઘા રૂઝાયા નહોતા તે છતાં, વિનાશ તરફ નીચી નજરે ઘસડાઈ જતા પોતાના દેશને જોઇ તે પોતાનાં શારીરિક દુઃખોને વિસરી ગઈ. આવી માંદગીની સ્થિતિમાં પણ તે બુમ પાડી ઉઠી: “શું મરદો નહી જ લડે?-ત્યારે તો સ્ત્રીઓએ લડવુંજ જોઇશે.” “યાશાકા” (મેરી બોચકારીવા) ના મગજમાં સ્ત્રીઓની એક લશ્કરી ટુકડી ઉભી કરવાનો વિચાર ઘુમ્યાં કરતો હતો. તે પોતાના મન સાથે વિચાર કરવા લાગી કે “રૂશીઆ પુરૂષો તેમજ સ્ત્રીઓનો સરખો દેશ છે. શું સ્ત્રીઓ પુરૂષોનાં જેટલીજ સ્વદેશાભિમાની અને માતૃભૂમિનો બચાવ કરવાને લાયક નથી?

શું સ્ત્રીઓ પુરૂષોની માફક ટાઢ તડકો સહન ન જ કરી શકે ?—પ્રાચીન તેઓએ બતાવી આપ્યું છે કે તેઓ તેમ કરી શકે તેમ છે. તેઓએ વળી એમ પણ બતાવી આપ્યું છે કે તેઓ પુરૂષોની પેઠે હથીઆર ધારણ કરી શકે તેમ છે અને પોતાના ઘરોનું રક્ષણ કરી શકે તેમ છે. પુરૂષો કરતાં સ્ત્રીઓ વધારે સારી રીતે સેતાનની સલાહનો તિરસ્કાર કરશે ” બોચકારીવા આ પ્રમાણે પોતાના મન સાથે ઘડભાંગ કરી રહી હતી. સ્ત્રીઓનું લશ્કર ઉભું કરવાની તેની તીવ્રેચ્છા થઇ હતી. તેણી એકવાર એમ પણ બોલી કે “ અમે અબળાઓ બંદુકના કુંદા ઉચકીશું અને પુરૂષો ભલે હાથમાં ભૂંગળી પકડીને સુસેં ફૂંકે !” તેના ગાંભીર્ય યુક્ત આ ઉદ્દગારો હવામાં ઉડી ગયા. જો કે તેણે જાતે ઘણી બહાદુરી અને એકાગ્રતાથી કામ કરવાની શક્તિ બતાવી હતી પણ દરેકને મનમાં એમ વ્હેમ આવતો હતો કે બીજી બાનુઓના મનમાં પોતાને પગલે ચાલવાનું તે કેવી રીતે ઉતારી શકશે? પરન્તુ આ લડાયક લલનાએ પોતાની યુક્તિઓ રચી રાખી હતી તેણે મનમાં વિચારી રાખ્યું હતું કે નક્કી મહાન રૂશીઆ જેવા વિશાળ દેશમાંથી તેના વિચારને અનુમોદન આપવાને, એટલુંજ નહીં પણ માતૃભૂમિના રક્ષણમાં તેને પડખે ઉભી રહેવાને પુરતી સંખ્યામાં સ્ત્રીઓ નીકળી આવશે. તે એમ પણ વિચારતી હતી કે વખતે સ્ત્રીઓની જોઇતી સંખ્યા ન થાય તો પણ જેટલી સ્ત્રીઓ દેશ ખાતર લડવાને તૈયાર થશે તેટલી સ્ત્રીઓને જોઇ પોતાના દૃઢ નિશ્ચયમાં ડગમગતા અને શરમ ભરેલી સુલેહની વાતો કરતા પુરૂષો એક વાર નીચું તો જોઇ જશે, અને એકવાર ફરીથી રણજંગમાં ઘૂમવાને તૈયાર થઇ જશે. સ્વયં ઉત્સાહ અને સ્વયં હિંમતથી પોતાની પાછળનાને પાનો કેવી રીતે ચઢાવી શકાય છે તેનો બોચકારીવાને જાતી અનુભવ થઇ ચુક્યો હતો તેથી તેણી નિશ્ચય ઉપર આવી કે થોડીક સ્ત્રીઓની એક ટુકડી પણ ગભરાતી ઉથલપાથલ કરતા લશ્કરને તેણી લડવાને અને મરવાને કે જીતવાને જરૂર પ્રેરી શકશે. રૂશીઆના રક્ષણ ખાતાના પ્રધાન કેરન્સ્કીને પોતાનો વિચાર બોચકારીવાએ જણાવ્યો. પહેલાં તો કેરન્સ્કી વિચારમાં પડી ગયો. પણ પછી તરત જ બોચકારીવાની સ્વદેશ લાગણીએ અને દેશ તેની ભયંકર સ્થિતિમાં ઉગારવાની તેણીની તીવ્રેચ્છાએ તેના ઉપર સખ્ત અસર કરી અને તેઓ એક બીજાના દિલની ઉંડી લાગણી સમજી શક્યા. કેરન્સ્કીએ બોચકારીવાની માગણી સ્વીકારી એટલુંજ નહિં પણ તેને માટે લશ્કરના વડાની મંજુરી પણ મેળવી લીધી.

રજા મળી કે તરત જ બોચકારીવાએ સ્ત્રીઓના લશ્કર વિષેની જાહેરખબર છપાવી દીધી. સિપાઇ તરીકેની તેણીની કીર્તિ ક્યારનીએ રૂશીઆમાં પ્રસરી ગયેલી હોવાથી દેશના બધા ભાગોમાંથી અને બધા વર્ગોમાંથી ઉત્સાહી અને દેશપ્રેમી યુવતીઓના ટોળેટોળાં, માતૃભૂમિને જોઇતી મદદ આપવાની ઇચ્છાથી બોચકારીવાની સરદારી હેઠળ એકઠાં થવા માંડ્યાં. આ તેના મરદાઇ ભરેલા કાર્ય માટે અને માની લીધેલી સામાજીક પ્રગતિને પાછી પાડે એવા તેના આ હુમલા માટે પોતાના સ્વજનો તરફથી પણ બોચકારીવાને થોડા વાક્પ્રહાર સહન કરવા પડ્યા નહોતા !

થતું હતું. લડાયક માતા પિતાની પુત્રીઓ, શહેરમાં સુખવાસી જીંદગી ગાળતી યુવતીઓ, અને સમાજમાં સુન્દરતાના નમુનામાં ખપતી નારીઓ અત્રે એકત્ર થયેલી હતી. સ્વદેશ સેવા કરવાની દરેકની ઉત્સુકતા હતી.

આ સ્ત્રીઓ લશ્કરી તાલીમને તાબે થઈ, અને એક પખવાડીઆમાં તો અઢીસો અબળાઓ લડવાને તૈયાર થયેલી જણાઈ. આ તો ફક્ત શરૂઆત હતી, અને હજી વધારે આવે જતી હતી. સૂર્યનારાયણના ઉદયથી તે તેમના અસ્ત સુધી તેઓ કવાયદ વિગેરે કરતી હતી, તેમની ટુકડીને તેમની આતુરતાએ "મોતના લશ્કર" નું નામ અપાવ્યું. પુરૂષો તરફથી મશ્કરીમા વપરાયલું આ વચન સ્ત્રીઓએ ઉમંગથી ઉચકી લીધું અને તેને યથાર્થ કરી બતાવ્યું. પોતાનો વાવટો તેઓએ ઘેરા લાલ કાળા રંગનો અને ખોપરી તથા હાડકાંના ચિન્હવાળો રાખ્યો હતો.

સ્ત્રીઓના આ સૈન્યે પોતાની સરદાર બોચકારીવાની નકલ કરી પોતાના ચોટલા કપાવી નાખી પુરૂષોની માફક ચહેરો રખાવ્યો કે જેથી સિપાઇની ટોપી પહેરવામાં હરકત ન થાય. પોતાની જાતી છુપાવવાને તેઓએ બનતા પ્રયત્નો કર્યા, જો કે સ્વરૂપવાન સુંદરીઓને માટે તે મુશ્કેલી ભરેલું કામ હતું.

બોચકારીવા ઉપરી તરીકે કડક હોવા છતાં તેનું લશ્કર તેને પુજતું હતું. જો કે નોકરી વખતે તેણી સખ્ત હાથે કામ લેનાર હતી પણ કમરપટો છોડયા પછી તેનામાં માતૃ વાત્સલ્યનું દર્શન થતું હતું. તેણીની દ્દષ્ટીમાં સર્વે સ્ત્રીઓ સમાન હતી.

આ "સ્ત્રી સૈનિકો"ની ઇચ્છા હવે મોખરે જવાની થઈ અને બોચકારીવાની સેક્રેટરી સ્કિલ્કુલોવાએ એક અરજી તૈયાર કરી, કે જેમા તેમને રણસંગ્રામમાં કટોકટીવાળી જગ્યાએ મોકલવાની વીર સરદાર જનરલ બ્રુસિલોફને વિનંતી કરવામાં આવી હતી.

આખરે પેટ્રોગ્રેડ છોડવાનો તેમને હુકમ મળ્યો. શહેરમાંથી પસાર થતાં આ સ્ત્રી સૈન્યને ફુલોથી વધાવી લેવામા આવ્યું હતું. અને એક સિપાઇ અને એક ખલાસીની કાંધે ચડી બોચકારીવા પોતાની ટુકડીને લઈ ચાલી. રેલ્વે સ્ટેશન ઉપર અદેખા આદમીઓ "અરે, લડવા ચાલ્યા કે?" "ઘેર રહીને છોકરાં સભાળશો એટલે બસ!" એ વિગેરે વચનોથી તેમની મશ્કરી કરવા લાગ્યા. આ કથનો કાને પડતાં કેટલીક જુસ્સાદાર છોકરીઓ ગાડીમાંથી કુદી પડી અને કહેવા લાગી. "અમારે શામાટે લડવા જવું પડે છે, તે જાણો છો કે? તેનું કારણ એટલુંજ છે કે તમે પુરૂષોએ હાથમાં બંગડીઓ પહેરી છે અને લડવા ના પાડો છો." આ પ્રમાણે રસ્તાનાં સ્ટેશનોએ પણ તેમની મશ્કરી થતી હતી અને કેટલીક છોકરીઓ તેના જવાબ પણ વાળતી હતી આમ ચાળીસ દિવસની મુસાફરી પછી આ અબળાઓની ફોજ મુખ્ય મથક વિલ્નાના શહેરમાં આવી પહોંચી. તેમને રહેવાને પુરૂષ સૈન્યથી થોડે દુર લાકડાનાં ઝુંપડાં મળ્યાં. સ્ત્રીઓને લડવા આવેલી જોઇ પુરૂષ સૈન્ય આશ્ચર્ય ચકિત બની ગયેલું જણાતું હતું. તે તો એમજ ધારતું હતું કે પુરૂષોને પ્રોત્સાહિત કરવાને તેઓને આણવામાં આવી છે, અને ખરેખરી લડાઇમાં તેમને ઉતારવામાં આવશે નહીં.

પહેલીજ રાત્રે બત્તીઓ બુઝાઇ ગયા પછી ગમત ખાતર પુરૂષ સિપાઇઓએ સ્ત્રી સિપાઇઓનાં ઝુંપડા રોકવા માંડયા. એક ખુબસુરત ચાલુ-ણુ સ્ત્રી-પહેરેગીરે તે લોકોને છેટે રહેવાનું કહ્યું. "શું આ કોટડીઓમાં છોકરીઓ નથી?" પુરૂષ સિપાઇઓએ પૂછ્યું. "અહીંઆ છોકરીઓ નથી પણ સિપાઇઓ છે," જવાબ મળ્યો. તે પુરૂષોએ કહ્યુઃ "અરે ગાડીરે ગાડી, તમે બધાં શામાટે આવ્યાં છો? અમને તો લાગે છે કે અમારા હાસ્ય વિનોદને ખાતર તમારૂં આવાગમન છે"

બંદુકનો બહાર કરવાની તૈયારી કરતાં તે ચાલુ ણુ સિપાઇએ કહ્યું કે "જો તમે અહીંથી નહિ જાઓ તો હું બંદુકનો ઘોડો દબાવીશ."

આગળ વધવાનો કાંઇ પણ રસ્તો ન મળવાથી તે લાલા લોકો આવ્યા હતા તેવા ને તેવા મશ્કરી કરતા પાછા ફર્યા

પછી આ સ્ત્રીઓનું સૈન્ય પુરૂષ સિપાઇઓની પેઠે ગમે તેવી રૂતુમા કવાયત કરતુ અને પિસ્તોલ ફોડવાનો મહાવરો કરતુ વખત પસાર કરવા લાગ્યુ ધાર્મિક ક્રિયાના સમય શિવાય આ સૈન્ય પુરૂષોથી અલગ રહેતુ. તેમની સરદાર ઓચકારીવા પુરૂષોના પ્રસંગમાં આવવાની બાબતમાં બહુ સખ્ત હતી પોતાના લશ્કરમાંની કોઇ છોકરીને જો તે પુરૂષ સાથે છુટથી વાત કરતી અગર ઠઠ્ઠા કરતી જોતી તો તરત જ બોલી ઉઠતી કે "બ્હેનો, બહુ થયુ. આડી અવળી વાતો જવા દો એક બે દિવસમાં હતા ન હતાં થઇ જશો, એ ભુલવાનુ નથી."

આ અબળાઓને પુરૂષની પેઠે કવાયત કરતી અને દુઃખ વેઠતી જોઇને ઘણા પુરૂષ સિપાઇઓ એમજ ઇચ્છતા હતા કે પુરૂષોને દાખલો બેસડવાનુ તેમનું કામ પતી ગયુ છે અને તેમને ખરેખર લડવા મોકલવામા ન આવે તો સારૂં પણ તેમના આવ્યાને એક મહિનો થતા થતામા તો સ્મોર્ગન પાસેની ખાઇઓમા તેમને મોકલવામાં આવી તોપબંદુકનો આ અબળાઓને અહીંઆં પ્રથમ અનુભવ થયો

આમાંની કેટલીક સ્ત્રી-સૈનિકોએ યુદ્ધભૂમિ ઉપર થયેલા પોતાના અનુભવોનુ વર્ણન આપેલુ છે એક લખે છે કે—

"મુખ્ય મથકથી ખાઇ સુધી પહોચતામાં અમને લડાઇના અનુભવ થવા માંડયા માનવ પ્રકૃતિ પ્રમાણે અમને પણ બ્હીક તો લાગી અને જેમ જેમ તોપોની સમીપમા અમારૂં જવું થયુ તેમ તેમ દરેક આગળ પગલુ અમને તેના મુખમા લઇ જતું હતું, એમ અમને લાગવા માંડયું પણ અમારામાનું કોઇ ધ્રુજતુ કે પાછુ પડતું નહોતું દરેક રીતે અમે અમારા મનને દ્રઢ કર્યે જતા હતાં અને સ્ત્રીના કુદરતી ગુણોને હાંકી કાઢતાં હતાં. અમે અમારા પડને સ્ત્રીના રૂપમા જોતાં જ નહોતા અમે તો માત્ર એટલુંજ વિચારતાં હતા કે અમે રૂશીઆને માટે લડનારી સ્વદેશાભિમાની વ્યક્તિઓ છઈએ મને તો એમજ ભાસતુ હતું કે મૃત્યુ કાંઇ મહત્વ આપવા જેવી ચીજ નથી અને મનુષ્યનો અંત જલદીથી આવી જાય છે એક દિવસ તો તે આવવાનું જ છે, તો પછી પથારીમા પગ ઘસડીને મરવા કરતા નસીબમાં લખેલું જ હોય તો દારૂગોળા વચ્ચે શામાટે ન મરવુ? માણસને દીનહીન કરી નાખનારી ચીજ બીજાને ગોળીથી મારવો અથવા તો તેના કકડે

સિપાઇઓ પોતાની ખાઇ છોડી ચાલ્યા ગયા. આ હિચકારાપણાની ખબર પડતાં અમારામાં હિંમત આવી, અમારૂં લોહી અત્યંત તપ્યું અને અમે અમારૂં પાણી બતાવવાનો નિશ્ચય કર્યો. ગાતાં ગાતાં અમે તે ખાઇમાં પહોંચ્યાં, અને કોફી પી લડવાને તૈયાર થયાં. ગોળી બહાર કરવાનો હુકમ મળતાં અમે અમારૂં ભાન ભૂલી ગયાં. હવે અમારાં ઉપરથી શિથિલતાનું વાદળું પસાર થઇ ગયું, અને વહિરાની માફક ઘોરા ઉપર ચડી અમે હારબંધ ગોઠવાઈ ગયાં. અમારી આજુબાજુ રાક્ષસી ગોળાઓ ફુટતા હતા અને રણુ સંગ્રામના ભીષણ અવાજો છાતી ચીરી નાખે તેવા હતા. આગળ વધવાનો હુકમ મળતા અમે ગોળી છોડતાં આગળ વધ્યાં. અમારી બંદુકોની દુશ્મનમાં જોઇતી અસર થઈ. બોચકારીવા અમારા વચ્ચે ઘૂમતા અમને શૂર ચડાવી રહી હતી. કેદી તરીકે પકડાવા પહેલાં અમે પ્રાણાર્પણ કરવાનો નિશ્ચય કરી રાખ્યો હતો. અમારી દરેકની પાસે "પોટેશીઅમ સાઇનેડ"ની એકકી નાની શીશી હતી, જેમાંની દવા કેદ પકડાતાં અમારે પી જવાની હતી. કારણકે જીવતી કેદ પકડાયલી આ સિપાઇઓની જરમન લોકો શી વલે કરે છે તે અમે અચ્છી રીતે જાણતાં હતાં. આ પ્રમાણે જીવ જાળવી રાખવાની તૈયારી કરી રાખેલી હોવાથી અમને કોઇ પણ જાનનો ભય ન હતો. હાથોહાથ લડાઇમાં દુશ્મન સાથે અમે ક્યારે ઉતર્યાં, તેની અમને ખબર ન હતી. મે તો ફક્ત પુરૂષોને અને સ્ત્રીઓને મારી આસપાસ ટપોટપ પડતાં જોયાં. એકાએક બંદુક ઉપર સંગીન ચડાવીને એક કદાવર જરમનના શરીરમાં તે ખોસી દેતાં મેં મારા પંડને જોયો. આ વખતે તે માણસનો ચહેરો પુરૂષને ન છાજે તેવો થઇ ગયો. આટલામાં મારી ઓળખાણની એક છોકરી બોચકારીવા મરી ગઇ છે એમ બૂમ મારતી અને તેની શોધ કરતી મારી પાસેથી પસાર થતી હતી. પણ એવામાં જ તેનાથી થોડે છેટે તોપનો એક ગોળો પડ્યો, અને જોતાં જોતાંમાં તો તેના ભૂકા કરી નાખ્યા! લડાઇમાં હમેશા ગડબડાટ બહુ રહે છે અને લડનારનું ધ્યાન ફક્ત જેમ વધારે દુશ્મનો મરાય અને જેમ પોતાનાથી વધારે જીવાય તેમ સારૂં, આ ખેજ બાબતમાં રોકાયલું રહે છે. સાધારણ સમયમાં જે દેખાવો બીક લગાડે છે અથવા પાછા પાડી દે છે, તે લડાઇના વખતમાં સાધારણ થઇ પડે છે. રક્તથી રગદોળાયલો એક જરમન મારી તરફ લથડીઆં ખાતો હતો એટલામાં તે એકાએક મરાયો. તેનું શરીર મારા ઉપર પડ્યું અને મને લોહીથી રંગી દીધી." પછી અમારે બીજી જરમન ટુકડી સામા થવું પડ્યું. આ ટુકડી પહેલી ટુકડી કરતાં વધારે જોમવાળી હતી; પણ પોતાને પ્રમદાઓ સામે લડવું છે એમ ખબર પડતાં તે ટુકડીએ પોતાનાં હથીઆર ફેંકી દીધાં. તેની સંખ્યા લગભગ સોની હતી. કોમળાંગીઓના કરોથી તેઓ જ્યારે કેદ પકડાયા ત્યારે તેઓનાં મોં ઘુરોમાં જેવાં થઇ ગયાં. આ પછીની ધમાધમીમાં હું એક મ્રગીનનો ભોગ થઈ પડી અને તે પછી શું બન્યું તેની મને ખબર નથી. જ્યારે હું મારા ભાનમાં આવી ત્યારે મને માલુમ પડ્યું કે મને ડોળીમાં સુવાડીને લશ્કરના પાછલા ભાગમાં લઇ જવામાં આવતી હતી. મને ખબર મળ્યા કે બોચકારીવા ઘવાયલી છે પણ મરી ગઇ નથી. એ માટે મેં ઇશ્વરનો ઉપકાર માન્યો.

"અમે જ્યારે ઘવાયલા જરમનોની પાસે થઇને જતાં હતાં ત્યારે તે લોકો પોતાની હોંશીઅર થયા અને અમારા તરફ બંદુક ફોડવા લાગ્યા. અમે ઘાવ તેરાં થયાં નહીં કારણકે ઘવાયલાને ઇજા કરવી એ યુદ્ધરીતિ નથી. પણ તમનું આ કૃત્ય જોઇને અમને જરૂરનું

જણાવ્યું કે જે ઘવાયલા દુશ્મનના માણસો ગોળી છોડી શકે, તેવાને જતા કરવા નહીં. "યુદ્ધ **ભયંકર વસ્તુ છે. પણ તે બાયલા બનીજવા જેવી અથવા તો જાલીમ અને દગાસપેચવાળા દુશ્મનોને હસ્તક પડેલા સ્વદેશનું રક્ષણ ન કરવા જેવી ભયંકર નથી. સ્વદેશ અથવા સાથીને તજવા જેવુ બીજું નીચ કામ કોઇ પણ નથી.** લડાઇમા માણસોને મારવામા ખમગાવા જેવું કાંઇજ નથી, કારણકે યુદ્ધમાં "ફરક નથી નારી કે નરમાં!" સાજી થયા પછી ફરીથી પાછી લડાઈમાં જવાને હુ તૈયાર થઇશ."

આ લડાયક લલનાઓમાથી કેદ પકડાયલી આઠ નવ બાદ કરતાં અઠ્ઠાવીસ મરી ગઇ હતી અને ઓચકારીવા અને રિફ્કુલોવા સુદ્ધા દોઢસો જેટલી ઘાયલ થઇ હતી. જે આઠ કે નવ કેદ પકડાયલી હતી તેમને તો મુવેલાની જ ગણત્રીમાં ગણી હતી, કારણકે દુશ્મનના હાથમાં જતા જ તેઓ તો પોતાની પવિત્રતા જાળવવા ખાતર "પોટેશીઅમ સાઇનેડ" પીને પોતાના પ્રાણનો અંત લાવવાની હતી.

સ્વદેશ સેવા ખાતર આ પ્રમાણે અબળાઓના સૈન્યને ઉભું કરનાર ખેડુતણ ઓચકારીવાની જીંદગી વિશે કાંઇક જાણવું ઉપયોગી થઇ પડશે.

ઓચકારીવા સાયબીરીઆમા જન્મી હતી. તેનો બાપ "રૂસો-ટર્કીશ" લડાઇનો એક સિપાઇ હતો અને તે લડાઇમા તે જીવન પર્યંત અપંગ થયો હતો. લડાયક જુસ્સો ઓચકારીવાને તેના બાપ તરફથી વારસામાં મળેલો હોવો જોઇએ. ઓચકારીવાને નાનપણમાંથીજ સખ્ત કામ કરવાની ટેવ પડી હતી પાંચ વર્ષની ઉમ્મરે તેને ત્રણ વર્ષના બાળકની માવજત કરવાનું સોંપવામા આવ્યું હતું. અને થોડા વખત પછી પોતાનાથી નાનાં બચ્ચાંઓની સંભાળ લેવામાં પોતાની માતાને મદદ કરવાનું કામ, કપડાં ધોવાનું કામ અને રાંધવાનું કામ તેને શીર આવી પડ્યું હતું. નાની ઉમ્મરમાંથી કામરૂપી હાંસડી તેના ગળામાં પરોવાઇ તે પરોવાઇ. સોળ વરસે પરણીને તેણી પોતાના ધણીને દુકાનની નોકરીમાં મદદ કરવા લાગી અને કરકસરથી પૈસા એકઠા કરીને થોડા વખત પછી ઓચકારીવા અને તેનો ધણી પોતાની માલીકીની દુકાન ખોલવાને શક્તિવાન થયા પણ આ સ્વતંત્રતાનું સુખ લાંબો વખત ભોગવવાનું તેમના નશીબમા લખાયુ નહોતું. લડાઇનું રણસીંગું ફુંકાયુ અને ઓચકારીવાના ધણીને પહેલેજ સપાટે લશ્કરમાં જોડાવું પડ્યું. જો કે ઓચકારીવાની મરજી તો પતિ સાથે લડાઇમા જવાની હતી પણ પોતાને જન્મ આપનારની ખાતર તેને રોકાવું પડ્યું ઓચકારીવાનાં માતાપિતા તેણીના ભેગાંજ રહેતાં હતાં. ૧૯૧૫ ના મે માસમા તેને પોતાનો પતિ મરણ શરણ થયાની ખબર પડી અને તેનુ વેર લેવા ખાતર લડાઇમાં જોડાવાની તેની લાલસા વધી તેણીએ પોતાના માતાપિતાને જણાવી દીધુ કે "મારા પ્રાણનાથના પ્રાણ લેનારના પ્રાણ મેં લેવાનો નિશ્ચય કર્યો છે અને કાંતો તમે મારા મોતના સમાચાર સાંભળશો, નહીં તો મને એક યશસ્વી સિપાઇ તરીકે પાછી ફરેલી જોશો." ઓચકારીવાએ બે વરસ લડાઇની ખાઇઓમાં ગાળ્યાં અને એક શૂરવીર તરીકે લડી ત્રણ વખત તેણી ઘાયલ થઇ અને છેલ્લી વખતના વાગેલા કરોડના ઘાએ તેને બે માસ સુધી પથારીમા રાખી. ઓચકારીવાના શબ્દકોષમા "બીક" અને "નિરાશા" એ શબ્દો છે જ નહિં. બહાદુરી બદલ તેને સ્વદેશ તરફથી ઘણા ચાંદો અને "સેંટ જ્યોર્જનો ક્રોસ" (એ પ્રખ્યાત ચાંદ) પણ મળેલ છે એક વખત નારોચ સરોવર પાસેની

લડાઇમાં તેની ટુકડીના બધા મુખ્ય અમલદારો માર્યા ગયા તેની ટુકડીના માણસોને હુમલો કરવાનો હતો, પણ તેઓ હિમત હારી ગયા અને હુમલો કરવાની ના પાડી. બીજા બધા નાના અમલદારોના પ્રયત્નો પણ ફોગટ ગયા આમ જ્યારે સીપાઇઓએ પોતાની ખાઇઓ છોડી નહીં, ત્યારે ગુસ્સાના આવેશમાં બોચકારીવાએ કહ્યુ "દોસ્તો, જોઈ શુ રહ્યા છો ? રૂશી અને હીચકારા છે એમ તમારે કહેવરાવવુ છે ? ચાલો, મારી પાછળ આવો " તેના જુસ્સાએ તેમના મનપર વિજળીક અસર કરી. તેઓ પગભર થયા, અને એકત્ર થઇને આગળ વધ્યા, જરમનોને સંગીનનો સ્વાદ ચખાડયો અને હારબંધ ખાઇઓ કબજે કરી બોચકારીવા તેમને ઉત્તેજીત કર્યા કરતી હતી અને પોતે જાતે ત્રાસ વર્તાવી રહી હતી. હિંમત હારી ગયેલા પુરૂષોને પાનો ચઢાવવાના આ તેના કૃત્ય ખાતર બોચકારીવાને પો લીફ્રૂ લશ્કરમા કેપટનના હાથ નીચે લેફટેનંટ બનાવવામા આવી હતી.

સ્ત્રી તરીકે બોચકારીવાનો ધાટ આકર્ષક નહોતો તેનુ માથુ ગોળ હતુ અને તેના ગાલનાં હાડકા આગળ પડતાં હતાં તેની આંખો મણી ચકચકતી હતી અને તેના વાળ પુરૂષોની પેઠે કાપેલા હતા. તેનો અવાજ કર્કશ હતો તેનુ બોલવુ સિપાઇના જેવુ જ સીધુ સટ અને અસ્ખલિત હતુ.

---

## સ્ત્રીના સદ્‌ગુણ:

" સ્ત્રીઓને અમે જે માન આપીએ છીએ તે કેવળ તેઓના સૌંદર્યને લીધે નહિ, પરંતુ તેઓના પોતાના ગુણોને લીધેજ " એડિસન

" પોતાનુ કર્તવ્ય બજાવવામાં કદી પણ તેઓ પાછી પડતી નથી. પ્રેમ, કર્મ અને ધર્મ એ શુ સિવાય વિરૂદ્ધ આચરણ તેના હસ્તથી થવુ મુશ્કેલ છે દયા એ તેનુ શીલ છે સુખ અને સત્તા એ તેને મૃત્યુ સમાન છે રોગીની શુશ્રુષા એ તેનો નૈસર્ગિક ગુણ છે સકંટ સ્હામે ટક્કર ઝીલનાર તેના જેવુ શરીર કોઇ નથી " બાહરૂ.

" હે સ્ત્રી ! અમે પુરૂષ જેવી જ તું માનવજાતિ છે અને મુખ્યત્વે કર્મ અને વાચાથી અમને માર્ગ દેખાડનારી છે તું ઈશ્વરી અંશ છે, એ કથન હું સિદ્ધ કરી આપુ છે ' લીટન

" સ્ત્રીના હૃદયમા પ્રેમનો અખુટ ઝરો વહે છે જે ખુટવો અશક્ય છે ' લીટન

" પુરૂષની સાચી અને સર્વોત્તમ મૈત્રિણી સુશિક્ષીત પત્નિ છે કારણકે ગૃહકાર્યોનો સર્વ આધાર તેની પર રહેલો છે તેના વિશ્વાસનો દુરૂપયોગ કદી પણ તે કરતી નથી દુખી હોવા છતા પણ તે આનંદિત માલમ પડે છે તે પોતાના બાળકોને સુશિક્ષણ આપે છે અને સુશિક્ષિત બાળકો તે કેળવાયલી માતાનુ જ પરિણામ છે " બિશપ હોર્ન

" સ્ત્રીનો અવિશ્વાસ પુરૂષમા હોય એ દોષ જુની રૂઢી અને રાજ્યને અનુસરીને છે પણ ખરૂ જોતા ખાત્રીથી તેને પણ સ્વતંત્રતા મળવીજ જોઇએ ' બેન્થામ

" માતાના સ્વભાવનુ પરિણામ તેના બાળકોમાં અનુભવાય છે ' કાર્ટર

" સ્ત્રીને પણ પુરૂષના જેવાજ આનંદની જરૂર છે " કોલ્ટન

" જે સ્ત્રી પોતાના પતિ અને બાળકો પ્રત્યે સહોદિત આનંદ અને પ્રેમ રાખે છે, તેની આગળ એ મહારાણીનો વૈભવ પણ તુચ્છ છે ' ગોલ્ડસ્મીથ

" સ્ત્રીના નૈસર્ગિક સદ્‌ગુણ શિષ્ટતાને પ્રકાશિત કરે છે " - શેકસપીઅર

" માતાના પ્રેમની કીમત કદી પણ થશે ખરી કે ? વોશિંગ્ટનઇર્વિંગ

—મોતીલાલ કાળીદાસ.

# समाज-वाङ्मय-विज्ञान.

## મહાત્મા ગાંધીજીની જન્મ તિથિ.

(ગોધરાના વનિતા વિશ્રામ તરફથી મહાત્મા મોહનદાસ ગાંધીજીના જન્મદિવસે ભરવામાં આવેલી સ્ત્રીઓની સભામાં થયેલાં ભાષણો.)

૧.

પ્રમુખ સ્થાનેથી ગંગાસ્વરૂપ બ્હેન વસુમતિએ આપેલું ભાષણ.

પ્રિય બ્હેનો,

આજે મને બોલવાનો પ્રસંગ પહેલો જ આવી પડ્યો છે. આજરોજ મારે માથે ઘણી મોટી જવાબદારી રહેલી છે, કેમકે મારે તમારી આગળ એક મહાન્ નરરત્નનું જીવન-ચરિત્ર સમજાવવાનું છે. આ કાર્ય જો અ. સૌ. શારદાબ્હેનને અથવા પૂજ્ય અનસુયાબ્હેનને હાથે થયું હોત તો હું સંતોષ પામત. પણ જ્યારે આ કાર્ય મારે જ માથે આવેલું છે, ત્યારે હું એ મહાત્માનું જીવન મ્હારી શક્તિ પ્રમાણે તમારી આગળ મૂકીશ.

આખા હિંદુસ્તાનમાં મહાત્માના કાર્યથી કોણ અજાણ્યું છે? એમણે આફ્રિકામાં જે જે કષ્ટો સહન કર્યા છે તેનો ચિતાર હું તમારી આગળ આપું છું તેઓ બૅરીસ્ટર થયેલા છે અને આફ્રિકામાજ બૅરીસ્ટરપણું કરતા હતા તેમાં તેમને પુષ્કળ પૈસો મળતો હતો, અને સારી ખ્યાતિ પણ મળી હતી ત્યાંની સરકાર તરફથી જ્યારે આપણા પ્રત્યે એવા હુકમો નીકળ્યા કે અમુક રસ્તાઓમા તમારાથી જવાયજ નહિ, તથા અમુક લત્તાઓમાં તમારાથી રહેવાયજ નહિ—આવા આવા હુકમો ઘણા કાઢેલા હતા—આપણે એક મહાન બ્રિટિશ સરકારની રૈયત કહેવાઇએ અને આફ્રિકા બ્રિટિશ સરકારના વડપણ નીચે હોઇને ત્યાંની સરકાર તરફથી આપણા પ્રત્યે આટલો અન્યાય થાય તે મહાત્મા જેવા કેવી રીતે સહન કરે ? એમણે બૅરીસ્ટરપણું છોડી દઇને સત્યાગ્રહનું શસ્ત્ર શોધી કાઢ્યું. સત્યાગ્રહ કરવામા એમણે ઘણું દુઃખ સહન કર્યું છે. આપણે જેને ખરાબ કાર્ય માનીએ

છીએ; અને જે આપણે ભંગી પાસે કરાવીએ છીએ, તે કાર્ય પણ જેલમાં સરકારે એમની પાસે તથા એમના સાથીઓ પાસે કરાવેલું છે.

મહાત્માજી જેવી રીતે સરકારનો અન્યાયી હુકમ તોડવાને તૈયાર રહેતા હતા, તેવી જ રીતે પોતાની પ્રત્યે થયેલો અન્યાયી હુકમ તેઓ પાળતા હતા. એક વખતે તેઓ જેલમાં હતા તે વખતે સરકારે એમને તથા એમના સાથીઓને પથ્થર ભાગવાનું કામ સોંપેલું હતું. તેઓ પોતાને સોંપેલું કાર્ય કર્યા કરતા હતા, તે વખતે તેમના બન્ને હાથમાંથી લોહી નીકળતું હતું; છતાં તેમણે પોતાનું કાર્ય છોડયું નહિ. પોલીસ અમલદારને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેણે તે કાર્ય છોડી દેવાનું કહ્યું, છતાં પણ મહાત્માજીએ પોતાનું કાર્ય છોડયું નહી. તેમણે તેને એવો જવાબ આપ્યો કે મને અમુક કલાક કામ કરવાના આપ્યા છે તે પૂર્ણ થયે હું છોડીશ. તેમના સાથીઓમાંથી કેટલાકે કામ છોડી દીધું હતું તેઓ પણ પોતાના નેતાને કામ કરતા જોઇને કાર્ય કરવા લાગ્યા. વખત પૂર્ણ થયે તેમણે પોતાનું કાર્ય છોડયું ત્યારે તેમના બન્ને હાથમાંથી એટલું બધુ લોહી વહેતુ હતુ કે તેનું વર્ણન પૂર્ણપણે થઇ શકે તેમ નથી. જેલની અંદર આવાં આવાં ઘણાં કષ્ટો સહન કરી હાથ ધરેલું કાર્ય કરી મહાત્માજી હિંદુસ્તાનમાં આવ્યા.

અત્રે આવ્યા બાદ એક વર્ષ સુધી અહીંની સ્થિતિ તપાસ્યા પછી તેમણે કાર્ય કરવા માંડયું. પહેલું કાર્ય એ હતું કે તેમણે ચંપારણ્યમાં ગળીનાં ખેતરોમાં કામ કરતા ખેડુતોની અતિશય દયાજનક સ્થિતિ હતી અને તેમના ઉપર જુલમ થતો હતો તેમાંથી તેમને બચાવ્યા. બીજું કાર્ય ખેડા જીલ્લામાં દુકાળ પડયો હતો, તે વખતે પાક સારો થયો ન હતો, છતાં સરકાર ખેતરવેરો માગતી હતી તેથી ખેડુતોએ ગાંધીજીની જે મદદ માગી હતી, તે આપવાનું પૂર્ણ ઉત્સાહથી તેમણે માથે લીધું. હાલમાં પણ તેઓ ગયા છ મહિનાથી સત્યાગ્રહ કરી રહ્યા છે. સત્યાગ્રહ એ એમનું મુખ્ય જીવન થઇ પડયું છે. સત્યાગ્રહના બળની અસર તેમના ઉપર એટલી બધી થયેલી છે કે ગઇ સાલ તેઓ જ્યારે આખર સ્થિતિએ હતા ત્યારે પણ જ્યારે તેમણે " રોલેટ બીલ " ની વાત સાંભળી, ત્યારથી તેમની તબીયતમાં દિન પ્રતિદિન સુધારો થતો ચાલ્યો. જ્યારે "રોલેટ બીલ" પસાર થયુ અને પછી જ્યારે એમણે સત્યાગ્રહ ચાલુ કર્યો તે વખતે તેમનાથી પુરૂં ચલાતું પણ ન હતું. આ ઉપરથી જણાય છે કે સત્યાગ્રહનું કાર્ય, એમના લોહીની સાથેજ મળેલું છે.

એમની પાસે સત્ય સિવાય બીજું શું હોઇ શકે, વારૂ? એમના મનમા કોઇને માટે ખોટો વિચારજ આવી શકતો નથી. સારા માણસો માટે નજ આવે પણ નઠારો માણસ હશે તેને માટે પણ નહિ જ આવે. આમાં હું એમ નથી કહેતી કે તેમની બુદ્ધિથી સારો નઠારો માણસ સમજાતો નથી. એમ છે જ નહિ, પણ તેમના હૃદયમાં નઠારા પ્રત્યે પણ દ્વેષ ભાવ આવતો નથી. આવું કાર્ય મહાત્મા વગર કોનાથી થઇ શકે, વારૂ?

પોતાના ઉપર આટલો બધો કામનો બોજો હોવા છતા જ્યારે જોઇએ ત્યારે મોઢા ઉપર તો આનંદ જ દેખાય છે

આવા મહાત્માની આપણા દેશમાં ઘણીજ જરૂર છે.

પ્રભુ એમનું જીવન લંબાવો એ મારી અંતઃકરણની પ્રાર્થના છે.

૨.

સંસ્થાનાં સ્થાયી સ્ત્રી-પ્રમુખ અ. સૌ. હીરાલક્ષ્મી દેસાઇએ આપેલું ભાષણ.

બ્હેનો,

આજે મહાત્મા ગાંધીજીનો જન્મદિવસ છે. આજે આપણે બધાંએ એકઠા થઇને શું કરવાનું? આપણે મહાત્માજીના આદર્શમય ગુણોનું વર્ણન કરી, તે પ્રમાણે યત્કિંચિત્ આપણું વર્તન કરીએ તોજ આવી સભાઓ ભર્યાનું સાર્થક થાય; પરંતુ મ્હારે જણાવવું જોઇએ કે અહીંઆં એક મુશ્કેલી નડે છે હું જે વાત કહેવા ત્હમારી સમક્ષ ઉભી થઇ છુ તે વાત એટલે મહાત્મા ગાંધીજીના ગુણોનું વર્ણન તથા તેમાંથી આપણે જે શીખવાનું છે તે બધુ સ્પષ્ટ કરીને કહેવું એ મ્હારી શક્તિ બહારની વાત છે. એ ઉદાર હૃદય સમજવા માટે એમનો લાંબો અનુભવ તથા જે વિદ્વત્તા જોઇએ તે મ્હારામાં નથી, તો પણ મહાત્માજી ઉપરના પૂજ્યભાવ અને પ્રેમને લઇને જે હું કહી શકું એટલે કે એ ગુણસાગરમા મ્હારાથી ચંચુપ્રવેશ પણ થઇ શકે ને ત્હમારી સર્વની તૃપ્તિ પર્યંત જળ પીવાની ઇચ્છા હોય, છતાં પણ જો હું એક ટીપુ જળ પણ આપી શકું તો તેથી પણ આપ સર્વને સંતોષ માનવાની હુ વિનંતિ કરૂં છુ.

આજે મહાત્માજીનો જન્મદિવસ છે, આજે આપણે એકઠાં થઇ એમનાં ગુણગાન ગાઇશુ તેથી ફક્ત આનંદ અને સંતોષ મળશે, એમ જો આપણે કલ્પના પણ કરીએ તો એ હૃદય આપણે સમજ્યાં જ નથી! પોતે આપણને શુ કહી રહ્યા છે તે સમજી આપણે વર્તનમા મુકવાનુ છે ને તે આપણને ક્યાંથી મળશે? એમના જ પોતાના વર્તનમાથી. "કહ્યા કરતાં કરી બતાવવુ" એ એમનો પ્રથમ ઉપદેશ મળી આવે છે. સત્ય, દયા, પ્રેમ, ક્ષમા, સાદાઇ, નમ્રતા, ઇત્યાદિ સર્વ સદ્‌ગુણો એમનામા મૂર્તિમંતપણે વાસો કરી રહ્યા છે. આ સર્વ સદ્‌ગુણોને લીધેજ તેમને કોઇ પણ દુશ્મન નથી. સર્વે ધર્મગુરૂઓ અને સર્વે ધર્મના અનુયાયીઓ તેમજ સર્વ રાજ્યાધિકારીઓ તેમને માન આપે છે, અને તેઓ એક સાધુ તરીકે તેમના તરફ માનની દૃષ્ટિએ જુએ છે. તેમની રાજ્યભક્તિ, દેશભક્તિ અને ધર્મભક્તિ સર્વત્ર પ્રશંસા પામે છે. સર્વ જુદા જુદા ધર્મમાં ભલે મતભેદ હોય પરંતુ દયા, પ્રેમ, ક્ષમા, નીતિ કે જેની ઉપર ધર્મની ઇમારત ઉભી રહે છે તે સર્વે ધર્મોમાં સરખાંજ છે; આ રહસ્ય સમજીને જ મહાત્મા ગાંધીજીએ પોતાનું ચારિત્ર્ય ઘડેલું છે, અને તેથી જ એમના ચારિત્ર્યમાં સર્વને આદર્શ લક્ષણો દેખાય છે હિંદુ, પારસી, મુસલમાન, અંગ્રેજ, એ સર્વે એકજ પ્રભુનાં બાળકો છે, માટે તેઓ પોતે સર્વેને એક સરખા પ્રેમથી ચ્હાય છે અને "પ્રેમનો બદલો પ્રેમ" એ ન્યાયે સર્વે પણ તેમને પ્રેમથી ચ્હાય છે

મહાત્મા ગાંધીજી કહે છે કે કોઇ આપણને ચ્હાય એવું આપણે ઇચ્છતા હોઇએ તો પ્રથમ આપણે તેમને ચ્હાતાં શીખવુ જોઇએ આપણું જીવન નીતિમય કરીએ, સામાના ગુણની કદર કરતાં શીખીએ, સામાના દોષો માટે ક્ષમા રાખતાં શીખીએ, કોઇની ઉપર તિરસ્કાર ન દેખાડતાં દયા બતાવીએ, પોતાના દોષ બતાવનારનો ઉપકાર માની તે સુધારવા પ્રયત્ન કરીએ, આ સર્વ સ્નેહ તથા સંપ વધારવાની ચાવીઓ છે એમ એમનું

નિશ્ચયપૂર્વક માનવું છે. મ્હોટાં મ્હોટા ભાષણો કર્યાથી જે પરિણામની આશા રાખતા હોઇએ તે માત્ર સામાના દોષ જોવાનું છોડી દઈને તેનામાં શા ગુણ છે તે જોઇ ગ્રહણ કર્યાથી અને સામા પાસેથી આપણે જેવા વર્તનની આશા રાખતા હોઇએ તેવુંજ પ્રથમ વર્તન કર્યાથી આપણને બીજા તરફથી મેળવવાનુ વગર માગ્યે મળશે. આવાં આવાં ઉપદેશામૃતો મહાત્મા ગાંધીજી વગર ભાષણે પોતાના ચારિત્ર્યથી જ આપણને શીખવે છે. આવા સદ્‌ગુણોની આપણને બધા સ્ત્રી-પુરૂષોને જરૂર છે અને તેમાં ખાસ કરીને આપણને સ્ત્રીઓને તો આપણા વ્યવહારમા તેની ડગલે ને પગલે જરૂર છે.

બૅરીસ્ટર થવા ઇંગ્લાંડ જતી વખતે તેમની પોતાની માતાને આપેલું વચન પાળી તેમણે પોતાનો આત્મસંયમ, માતૃભક્તિ તથા આસ્તિકપણું કેવું દીપાવ્યું છે? દક્ષિણ આફ્રિકામાં પોતાના દેશબંધુઓના હક જાળવવાને તેમના માલિકો તરફથી પડતાં દુઃખોમાં તેમને સહાય કરવામા પોતાનાં તન, મન અને ધનનો ભોગ આપી સ્વદેશ પ્રેમ અને દયાળુ હૃદય એમણે બતાવી આપ્યા છે. પોતાના હિંદી ભાઇ બ્હેનોને સારૂ પોતે તેમનાં દુઃખો પણ ભોગવ્યાં છે. તેમણે કોદાળી પાવડો લેઇને એક મોચારણ મજુરની માફક સખત તડકા તાપમાં મજુરી પણ કરી છે. પોતાનો ધીકતો ધંધો અને વૈભવી જીંદગી છોડી દેઇને સર્વ કષ્ટ પોતાના દેશબંધુઓની ખાતર માથે લઇ ધીરજથી સહન કરવાં, એવું બનાવી આપનારા હૃદયમાં સ્વદેશ પ્રેમ કેવો હશે તે સમજવું મુશ્કેલ નથી. અને આટલું છતાં પણ પોતે કદી દુઃખથી કંટાળ્યા નથી, તેમજ જ્યારે વિજય મળે છે ત્યારે ગર્વથી ફુલાવાને બદલે ઉલટા તેઓ કહે છે કે મનુષ્યમાત્ર ભૂલને પાત્ર છે, મોડે વ્હેલે પણ પોતાની ભૂલ સમજી લઈ ખરો ન્યાય આપનાર મનુષ્ય જ ન્યાયી માલુમ છે. આથી એમનામાં કેટલું નિરભિમાનપણું છે તે દેખાઇ આવે છે. વળી ક્ષમાનો ઉત્તમ ગુણ પણ મહાત્મા ગાંધીજીમાં તેટલોજ પ્રકાશી રહેલો છે. જે હિંદીભાઇ બ્હેનોને સારૂ પોતે આટલાં બધાં સંકટ સહન કર્યાં, તે લોકોમા જ જ્યારે ગેરસમજુતી ફેલાઇ અને એમને એવું લાગ્યું કે ગાંધીજીએ હમારા હક ડુબાવ્યા ત્યારે તેમાંથી એકે ઉશ્કેરાઇને એમને સખત માર માર્યો અતિશય મારને લીધે તમ્મર આવવાથી મહાત્મા ગાંધીજી બેભાન થઇ પડી ગયા. એક ભલા અંગ્રેજે ઘેર લઈ જઇ તેમની સારવાર કરી. બીજે દિવસે પેલા તોફાની મારનારને પોલીસે પકડી મહાત્માજીને પૂછ્યું કે "તમારે તેની ઉપર કામ ચલાવવું છે?" પરંતુ જેનું હૃદય ક્ષમા અને દેશબંધુ ઉપરના પ્રેમથી છલોછલ ઉભરાઈ ગયું છે, તે કેમ તેની ઉપર કામ ચલાવવા ઇચ્છે? તેમણે તો એમજ કહ્યું કે "સમજફેરથી તેમજ કોમ ઉપરના પ્રેમને લીધે એણે અકૃત્ય કર્યું છે, પરંતુ એનું અંતઃકરણ શુદ્ધ છે. જ્યારે તે માણસને પોતાની ભૂલ સમજાશે ત્યારે તે જાતે જ પસ્તાશે. જેનામાં પોતાની કોમ માટે પ્રેમ છે, તેવાને હાથે મરવામાં પણ મને માન છે" કેટલી ઉદારતા? ખરેખર, એમની ભવિષ્યવાણી પણ ખરી પડી; જ્યારે પ્રસંગ આવતા પઠાણને પોતાની ભૂલ સમજાઇ ત્યારે તેણે પત્ર લખી મહાત્માજીની માફી માગી. પરંતુ એમને ક્યાં તેની પરવા હતી? જેણે નિઃસ્વાર્થ સેવાધર્મ સ્વીકાર્યો છે, તેઓને કાર્તિની કે સ્તુતિ-નિન્દાની દરકારજ નથી. કોઇ પણ બદલાની આશાથી તેઓ કામ કરતાજ નથી. ગીતાજીમાં શ્રીકૃષ્ણજીએ કહ્યું છે કે "ફક્ત કર્મ કર્યાં જ કરવાં, પરંતુ ફળની આશા રાખવી નહિ." મહાત્મા ગાંધીજીના જીવનમાં

આપણે જોઇએ છીએ તો એમજ લાગે છે કે એમનું જીવનજ તપોમય-ગીતામય છે. એમનાં ભાષણો, ઉપદેશો વારંવાર લખેલા લેખો, વગેરે વાંચી મનન કરવા જેવા છે "નીતિધર્મ" નામના એમના ગ્રંથમાંથી આપણને ઘણો બોધ મળે છે વળી "હિંદ સ્વરાજ્ય" નામના પુસ્તકમાં પણ આપણા અર્વાચીન સુધારાથી આપણને જે હાનિ થાય છે તે સર્વ સુધારી લેઇ આપણે અસલની આપણી સ્થિતિ મેળવીશે તોજ સુખી થઇશુ એમ સમજાવવામાં આવ્યુ છે. હિંદુ, પારસી, મુસલમાન, અંગ્રેજ, એ સર્વે એકજ મહાન પિતાનાં બાળકો છે તો પછી એક બીજાને અડકવાથીજ માત્ર આપણે અભડાઇએ કે ન્હાવું પડે એ આપણી કેટલી બધી ભૂલ છે ? અંત્યજ વર્ગને માટે પણ મહાત્માજી ઘણો પ્રયાસ કરી રહ્યા છે હિંદમાં વસતી ૭ સાત કરોડ પ્રજાને જો આપણે ધર્મના બ્હાના હેઠળ અજ્ઞાત રાખીએ તો પછી એ અન્યાય જ કહેવાય, ને એકજ પિતાનાં સર્વ બાળકો છીએ તો પછી તેમનો તિરસ્કાર કરવાથી પ્રભુ આપણાપર કેમ રાજી રહેશે? દેશ બન્ધુઓ પ્રત્યેની લાગણી એમના હૃદયમાં ઘણીજ તીવ્ર છે અને તેથી જ આફ્રિકામાં એમણે આટલું બધુ કષ્ટ સહન કર્યુ હતું. અહીં આવ્યા પછી પણ ચંપારણમાં ગળીના ખેડુતોપર તેમના માલિકો તરફથી પડતાં દુઃખો ઓછાં કરવા પોતે જાતે ત્યા ગયા હતા. વીરમગામની જકાતને લીધે કાઠીયાવાડ જતા આવતા ઉતારૂઓને ઘણી હાડમારી ભોગવવી પડતી હતી, તે પણ એમના પ્રયત્નથી મટી ગઇ. અમદાવાદમા મીલ મજુરોની હડતાલ થઇ તે વખતે પણ મહાત્મા ગાંધીજીના ઉપદેશથી શાન્તિ જળવાઇ રહી હતી. તદન બીન કેળવાયલા અને "શેર કમાઇને શેર ખાનાર" લોકો કેટલો વખત સુધી નિરૂદ્યમી બેસી રહેવા છતા સર્વત્ર શાંતિ હતી, એ મહાત્માજીનો પ્રતાપ જ ! આપણા પુરાણોમા ઋષિઓના આશ્રમની વાતો વાંચીએ છીએ, કે એમના આશ્રમમાં વાઘ અને સિંહ સુદ્ધાં પણ પોતાનો ક્રૂર સ્વભાવ મુકી દેતાં હતા મહાત્મા ગાંધીજીને જોતાં આપણને ઉપલી હકીકત સત્ય જણાઇ આવે છે સાદા, સરળ અને સૌમ્ય મૂર્તિ ગાંધીજીને જોતા તેઓ કોઇ તપસ્વી હોય એવું આપણને જણાઇ આવે છે

ભાઇ ચીનાઈવાલા કહે છે કે ગાંધીજી જાતે વાણીયા હોવા છતાં તેમનામાં ક્ષત્રીની હિમ્મત અને બ્રાહ્મણની તપશ્ચર્યા રંગેરગ દીપી રહી છે આ કહેવુ અક્ષરશઃ સત્ય છે. આત્મશ્રદ્ધા, આત્મબળ તથા આચારવિચાર એકજ હોવાથી અત્યારે આખુ હિંદુસ્તાન એમનાં વચનોને એકે અવાજે વધાવી રહ્યું છે

સાથે સાથે આપણે શ્રીમતી સૌ. કસ્તુરબ્હેનને પણ ભુલી જવા જોઇએ નહિ. સ્ત્રી જાતિમા હોવા જોઇતા સર્વ સદ્ગુણો એમનામાં પણ જાણે મૂર્તિમન્ત છે તે સાથે એમની પતિ તરફ ભક્તિ અને શ્રદ્ધા અતિ પ્રશંસનીય છે મહાત્મા ગાંધીજીના દરેક કાર્યમા પોતે ઉત્સાહથી ભાગ લેઇ મદદ કરી રહેલા છે. તેમજ એમનો સ્વદેશ પ્રેમ તથા સ્ત્રી જાતિ તરફની લાગણી અતિશય છે દક્ષિણ આફ્રિકામાં જ્યારે ત્યાંના કાયદાએ હિંદુ લગ્નમાં રહેલી પવિત્રતાની બેકદર કરવાનો પ્રસંગ આણ્યો, ત્યારે હિંદુ સ્ત્રીઓનું અપમાન ધોઇ નાંખવાનો પ્રયત્ન કરવા પોતે આગળ આવી સર્વે સંકટ સહ્યાં હતા અને પણ મહાત્મા ગાંધીજીના દરેક કામમા એમનુ સાહચર્ય અને મદદ છે સ્ત્રી જાતિમા સ્વાભાવિક રીતે દાગીનાનો શોખ કહેવાય છે તેને બદલે એમનામા જે સાદાઇ, નમ્રતા અને પતિભક્તિ મળી

આવે છે, તે જોતાં આપણને પ્રાચીન કાળમાં થયલાં સતી અનસુયાજી યાદ આવે છે. એ-મનું ચારિત્ર્ય સ્ત્રી જાતિને આદર્શરૂપ છે.

પ્રભુ આવા ધાર્મિક, પરોપકારી અને સ્વદેશ પ્રેમી દંપતીને દીર્ઘાયુષ અર્પી દિનપ્રતિદિન એમનો ઉત્સાહ અને આરોગ્ય વધારે, એમ હું અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરૂં છું મહાત્મા ગાંધીજી જ્હોર સખત માંદગીમાં હતા; પ્રભુએ તેમને સાજા કરી તન્દુરસ્તી આપી છે; તેવી જ રીતે હમેશાં દયાળુ પરમેશ્વર તેમને નિરોગી રાખે અને આવાં અનેક સત્કાર્યો કરવામાં તેમને આત્મબળ આપે એવી મારી યાચના છે. આપણા હિંદુસ્તાનમાં એવાં અનેક દંપતી થાઓ એમ પણ હું પ્રભુ પાસે માગું છું.

---

# ચીનમાં સ્ત્રી-શિક્ષણ.

( સંત નિહાલસિંહના એક લેખ ઉપરથી )

અનુવાદકઃ શ્રીયુત "B—."

ચીનદેશમાં ગયા દશપંદર વર્ષમાં સ્ત્રી કેળવણીના વિષયમાં જે પ્રગતિ થઇ છે, તે ખરેખર પ્રશંસાપાત્ર છે ત્યાના લોકોમા કન્યાશાળાઓની જે પ્રકારે અભિવૃદ્ધિ થતી ચાલી છે અને સ્ત્રીઓમાં જે ત્વરાથી શિક્ષણનો પ્રચાર થવા લાગ્યો છે તે જોઇ આપણને આશ્ચર્ય થયા વિના રહેતું નથી. થોડા વર્ષ ઉપર ચીનમાં સ્ત્રી શિક્ષણ માટે, સરકારી અથવા ખાનગી, ભાગ્યેજ કોઇ સંસ્થા હશે. એટલું ખરૂં છે કે પાદરીઓ દ્વારા ચાલતી કેટલીક કન્યાશાળાઓ એ દેશમાં હતી, પરન્તુ પ્રજાની ઉન્નતિ અને આબાદીને માટે આવશ્યક શિક્ષણની સંસ્થાઓ તરીકે ત્હેને ગણી શકાય એમ નથી. પણ હવે દરેક મ્હોટા શહેરમાં એક નહિ પણ કેટલીયે કન્યા-પાઠશાળાઓ સ્થાપિત થઇ ગઇ છે અને ન્હાના ન્હાના કસ્બાઓમાં પણ કમમાં કમ એકેકી એવી શાળા તો જરૂર ચાલુ થઇ છે. પ્રાથમિક શાળાઓ ઉપરાન્ત સ્ત્રીઓને ઉચ્ચ શિક્ષણ આપવાને પણ વિદ્યાલયો સ્થાપન થયાં છે અને અધ્યાપિકાનું, સુયાણી અને સેવિકાનું તથા વૈદકિય વિષયોનું શિક્ષણ તેમને છુટથી મળી શકે, એવી વ્યવસ્થા કરવામાં આવી છે. ચીનની શાળાઓમા પાસ થયેલ સ્ત્રી-વિદ્યાર્થીઓને વિશેષ જ્ઞાન પ્રાપ્તિ માટે જાપાન, અમેરિકા અને યુરોપ, આદિ દેશોમાં મોકલવાનુ પણ શરૂ થઈ ગયું છે.

આ જાગ્રતિનું કારણ એ છે કે ચીની સ્ત્રીઓમાં કેળવણી બહુ ત્વરાથી પ્રસરવા લાગી છે. ચીનનાં મ્હોટાં નગરોમાં તો સ્ત્રીઓને માટે સ્ત્રી-સંપાદિકા દ્વારા પ્રકટ થતાં પત્રો પણ બ્હાર પડવા માંડ્યાં છે. થોડા વર્ષો ઉપર આવુ એક પણ પત્ર નહોતું પણ આજ કાલ તો સ્ત્રીઓમાં એવી તેજી આવી ગઈ છે કે એવાં પત્રો દિનપરદિન અધિક ઉન્નતિ પામતાં જાય છે અને નવાં નવાં પત્રો નીકળતાં જોવામા આવે છે. પહેલાં એ દેશમાં સ્ત્રીઓ વિદૂષી થાય ત્હેમાં કાંઈ મહત્વ મનાતું નહિ, અને એવી સન્નારીઓ માત્ર ટીકાને પાત્ર ગણાતી. પરન્તુ હવે તો ઉપ્પણ રહેલું, એ ત્યાંની સ્ત્રીઓમાં કલંક સમાન જ સમ-

જવા લાગ્યું છે. ચીનમાં બાલિકાઓ પોતાના વાળની લટો ગૂંથીને પાછળ લ્હેને લટકતી રાખે છે. હવે ઘણી વિવાહિત સ્ત્રીઓએ પણ એવીજ રીતે વાળની લટો છુટી રાખીને વિદ્યાલયોમાં પ્રવેશ કરવા માંડયો છે. આગ્નેજ હવે કોઇ એવું શ્રીમન્ત કુટુમ્બ હશે, જેમાં સ્ત્રીઓની કેળવણી માટે શિક્ષિકા રાખવામાં આવેલ ન હોય.

કેટલીક સ્ત્રીઓ પણ એવી છે, જે પોતાનું બધું જ્ઞાન અને સઘળી શક્તિ સ્ત્રીઓના શિક્ષણ-પ્રચાર માટે જ વાપરવા લાગી છે. રાજકુમારી સૂ તથા હેના કુટુમ્બની બાનુઓ આ વિષયમાં ખાસ લક્ષ આપે છે. હેની એક બ્હેનનો વિવાહ એક મોંગોલ રાજકુમાર સાથે થયો છે. આ કુમારી જ્યારે પોતાના પતિને મન્દિરે જવા લાગી, ત્યારે સાથે એક જાપાની બાનુને લેઇ ગઇ. પોતાના પતિના પ્રદેશમાં હેણે એક કન્યા-પાઠશાળા સ્થાપી અને જાપાની સ્ત્રીને ત્યાં અધ્યાપિકા નીમી. કેટલાક વખત પછી, શાળાની સત્તર શિષ્યાઓ સહિત તે પેકીન (ચીન દેશની રાજ્યધાની-) શહેરની શિક્ષા-પદ્ધતિ જોવાને ગઇ. પાછી ફરતી વખતે ચીનનું ભાષા-સાહિત્ય શિખવી શકે એવી એક વિદૂષી ચીની સ્ત્રીને સાથે લેતી આવી અને પોતાની સંસ્થામાંના શિક્ષણક્રમમાં તે વિષયનો પણ વધારો કર્યો. રાજકુમાર સૂની એક બીજી બ્હેન છે, જ્હેણે પાશ્ચિમાત્ય ગણિત અને વ્યાયામનાં શાસ્ત્રોનું જ્ઞાન સ્ત્રીઓને મળે, તે માટે એક ખાસ શાળા સ્થાપી છે. તેમાં લગભગ એંશી યુવતિઓ શિક્ષણ મેળવી રહી છે. અન્તે તે રાજકુમારની પત્નીએ પણ પોતાના મહેલમાં એક પાઠશાળા સ્ત્રી-કેળવણીના પ્રચાર અર્થે ઉઘાડી છે*

## પ્રાચીન કાળમાં સ્ત્રી—શિક્ષણ.

પ્રાચીન કાળમાં પણ ચીન દેશમાં સ્ત્રીકેળવણી માટે વ્યવસ્થા ન્હોતી એમ નહિ. એ સમયમાં બાલિકાઓને લખતાં વાંચતાં શીખ્યા પછી શીવણ ભરત તથા ગૃહિણી ધર્મ, જે વડે પોતાના ભાવિ પતિને ગૃહકાર્યભારમાં તેઓ સહાય કરી શકે તે, શીખવવામાં આવતાં હતાં ઘણા પુરાણા કાળમાં તો સ્ત્રીશિક્ષણનો અવશ્ય જબરો પ્રચાર હતો; પરન્તુ કેટલાક સતકો થયાં એ પ્રવૃત્તિ ઘણી મન્દ થઇ ગઇ હતી, એ પણ સ્વીકારવું જોઇશે.

ચીનના ઇતિહાસમાં કેટલીયે વિદૂષી સ્ત્રીઓનાં નામ જોવામાં આવે છે. આશરે અઢારસો વર્ષ ઉપર તે દેશમાં હેવી રિમાઓ નામની એક વિદૂષી બાનુ થઇ ગઇ. આજ-કાલ લોકોમાં તે બાઇનું નામ બહુ સન્માન પામે છે. કહેવાય છે કે ચીનમાં સ્ત્રી-શિક્ષણ વિષેનું પ્હેલું પુસ્તક હેણે રચ્યું હતું. આ ગ્રન્થનું નામ "નૂ કિસાઇ" અથવા "સ્ત્રીઓ માટે નિયમ" છે. આજ સુધી ચીની સાહિત્યનું આ પુસ્તક પ્રજામાં બહુ આદર પામે છે. હેમાં સાત અધ્યાય છે. પતિવ્રત ધર્મ, આત્મસંયમ, ચિત્તની વિશુદ્ધિ, વ્યવહાર કુશળતા, પતિપ્રેમ, સાસુ સસરાની આજ્ઞાનું પાલન તથા પતિનાં ભાઇ બ્હેન તરફ સ્નેહ, એ વગેરે વિવિધ ઉપયોગી વિષયો આ નિબન્ધમાં છે. હેવી રિમાઓને એક ભાઇ હતો એ પણ મ્હોટો વિદ્વાન હતો. એણે ચીનના હનવંશનો ઇતિહાસ લખવા માંડયો હતો પરન્તુ તે પૂર્ણ થાય તે પ્હેલાં તો તે મરણ પામ્યો. હેવી રિમાઓએ આ અપૂર્ણ રહેલો ઇતિહાસ

* હાલ તો વધારે હશે. આ લેખ ચોદ વર્ષ ઉપર લખવામાં આવ્યો હતો.

પણ, બાકી રહેલો ભાગ લખીને, પૂરો કર્યો. આ બાઈ જે સમયમાં હયાત હતી, તે વખતના લોકો પણ એનું બહુ સન્માન કરતા હતા. અને જ્યારે એ મૃત્યુ પામી, ત્યારે એના અન્ત્યેષ્ટિ સંસ્કારની ક્રિયા (જે ચીનમાં આપણા દેશની પેઠે બહુ મહત્વની ગણાય છે તે) ઘણી ધામધુમથી કરવામાં આવી હતી. એ સમયમાં ચીનમાં, મરણ પછી પણ ઉપાધિદ્વારા માન આપવાનો રિવાજ હતો. આથી ટિસાઓના અવસાન પછી ત્હેને શહેનશાહ તરફથી "મહાદેવી" નો ખિતાબ આપવામાં આવ્યો હતો* અને આજ નામથી અદ્યાપિ સુધી તે સ્વદેશમાં પ્રસિદ્ધ છે.

ટિસાઓ પછી પણ ઘણી સ્ત્રીઓ લોકવર્ગમાં જાણીતી થઈ છે. ઇસ્વીસન ૫૫૬ માં ટિચાંગ–ટિસી નામની એક બાનુ હતી. એ તે વખતના શહેનશાહની સહુથી ન્હાની મહારાણી હતી. એને એક પુત્ર થયો હતો. શહેનશાહની ઇચ્છા એમ હતી કે એ પુત્રને પોતાની પછી રાજ્યગાદી મળે એવો બન્દોબસ્ત કરવો. પરન્તુ ટિચાંગ–ટિસીએ ત્હેને એમ કરતાં રોકયો. ત્હેને પોતે સમજાવ્યું કે "મહારાજ! આપ પુત્ર–પ્રેમમાં ન પડો. આપ પ્રજા છો. આપની ઇચ્છા પ્રમાણે આપ કરશો તો હું મ્હારા પુત્રને આ વિશાળ દેશના સિંહાસન ઉપર બેઠો જોઇને અવશ્ય પ્રસન્ન તો થઇશ. પણ આપનું એ કામ દેશના રિવાજ અને નિયમોનો ભંગ કરનારૂં થશે. માટે આપે કદાપિ એવું કામ ન કરવું, જે આપને આપના રાજા તરીકે ધર્મથી વિમુખ કરનારૂં થાય." આ મહારાણી રાજનીતિ પણ બહુ સારી રીતે સમજતી હતી અને તે પોતાના પતિની સાથે રહીને રાજનૈતિક સઘળાં કાર્યોમાં અન્તઃકરણપૂર્વક ભાગ પણ લેતી હતી.

ઇસ્વીસનના સાતમા સૈકામાં શહેનશાહ ટાઇ ટિસોંગ થયો. ત્હેની મહારાણી ટિચેંગ સુનચી બહુ ધાર્મિક સ્ત્રી હતી. ત્હેની ધાર્મિકતા વિશે તો હજુ સુધીય વાતો ચાલે છે. ચીનમાં મરણ પામેલા પૂર્વજોની પૂજા (આપણા દેશની શ્રાદ્ધ ક્રિયાની પેઠે–પણ ઘણી વધારે) ધામધુમથી કરવામાં આવે છે. એ ક્રિયા પુરુષોજ કરે છે. સ્ત્રીઓ ત્હેમાં સામેલ થઇ શકતી ન્હોતી. ૧૦૩૩ માં, ચીનમાં જે શહેનશાહ ગાદી ઉપર હતો, તે બાળક હતો. આથી ત્હેની તરફથી એક મહારાણી, ત્હેની વાલી તરીકે, રાજ્ય ચલાવતી હતી. આ બાઇએ એ પૂજામાં સ્ત્રીઓને ભાગ નહિં દેનારા રિવાજની સામે સખ્ત વિરોધ જાહેર કર્યો હતો. પરન્તુ લોકોને એ વસ્તુ રૂચતી ન્હોતી. પણ એવામાં આકાશમાં એક ધુમકેતુ જણાયો. હવે પુરાણકાળથી એવી માનતા ચાલી આવતી હતી કે પૂંછડીયો તારો દેખાય ત્યારે શહેનશાહે ત્હેનું પૂજન કરવું. એમ કરવામાં ન આવે તો દેશને માથે મ્હોટાં વિઘ્નો આવી પડે. આ પ્રસંગે મહારાણીએ શહેનશાહની સાથે રહીને દેશની સંરક્ષિકા તરીકે પોતે જ પૂજા કરવાનો આગ્રહ કર્યો અને તે સફળ પણ થયો. ત્યારથી સ્ત્રીઓને એવા ધર્મકાર્યમાં ભાગ લેવાની છુટ થઇ આ સ્ત્રીઓ અવશ્ય વિદૂષી હોવી જ જોઇએ. તેમ ન હોય તો આવાં પ્રબળ સદ્બુદ્ધિ અને આત્મસામર્થ્ય દર્શાવનારાં કાર્યો તે કરી શકતજ નહિં. પરન્તુ ધારો કે કદાપિ તેઓમાં

* આ પ્રથા છેક વર્તમાનકાળ સુધી ચાલુ હતી ચીનમાં પ્રજાસત્તાક રાજ્ય રચના થઇ ત્યારથી તે રદ થઈ હતી ચીન દેશમાં રાજા જેવી રીતે રાજ્યમાં મુખ્ય પુરૂષ હતો, તેવીજ રીતે તે શ્રેષ્ઠ ધર્માધ્યક્ષ પણ મનાતો આવ્યો છે.

મધ્યકાળમાં એક પણ સ્ત્રી પ્રસિદ્ધ થયાનું જાણવામાં આવતું નથી. સત્તરમા, અઢારમા અને ઓગણીસમા સૈકામાં સ્ત્રી-શિક્ષણ તરફ ચીનાઓએ ઘણું જ ઓછું લક્ષ આપ્યું ઉચ્ચ દરજ્જાની બાનુઓ જરૂર કાંઈ ને કાંઈ લખતાં વાચતાં શીખતી હતી પણ એમનો માનસિક વિકાસ ઉતરતા વર્ગની સ્ત્રીઓ કરતાં કાંઈ પણ વધારે ન્હોતો. છોકરીઓને માબાપ, સાસુ સસરા, પતિ અને પુત્રની આજ્ઞાનું પાલન કરવાનું શીખવવામાં આવતું હતું સ્ત્રીઓની મિલકતના માલીક પણ પુરૂષો જ મનાતા. સ્ત્રીઓને ઉદર પોષણ અર્થે પુરૂષોના તાબામાં રહેવું પડતું બાલ્યકાળમાં પિતાને, યૌવનમાં પતિને અને વૈધવ્ય દશામાં પુત્રને આધીન ત્હેને રહેવાનું હતું × ઉતરતા વર્ગની સ્ત્રીઓ તો જાત મહેનતથી પોતાનું ગુજરાન ચલાવતી હતી. એ પોતાના ઘરમાં અને ખેતરોમાં કામ કરવાનું શીખતી અને મજૂરી પણ કરતી. આ એના નિર્વાહનાં સાધન હતાં પણ મધ્યમ અને ઉચ્ચ વર્ગની બાનુઓને પોતાનાં માતા પિતા, પતિ તથા પુત્રને પ્રસન્ન રાખ્યા સિવાય ચાલે તેમ ન્હોતું. કારણકે ત્હેમનો સર્વ જીવન વ્યવહાર એ સહુને આધિન હતો દરેક બાલિકાનું લગ્ન કરવું આવશ્યક મનાતું. આથી શ્રીમન્ત કુટુંબોમાં સ્ત્રીઓ ખાસ કરીને કુમારિકાઓ, પોતાનું શરીર જેમ બને તેમ સુન્દર થાય, તે માટે રાત દિવસ પ્રયત્નો કર્યા જ કરતી. પોતાની જીંદગીનો એ એક મુખ્ય ઉદ્દેશ સમજતી અને અન્યના મનહરણ કરે એવા અભિનય અને વાર્તાવિનોદ કરવાનું ખાસ શ્રમ લઈને એને શીખવવામાં આવતું હતું.

પુરૂષોને ખુશ કરવાને માટે જ સ્ત્રીઓ પગ ન્હાના કરવાની પ્રથા શીખી* બાલ્યકાળમાં હાડકાં નરમ હોય છે તે વખતમાં છોકરીઓનાં પગનાં આંગળાં તથા એડીને એવા જોરથી બાંધવામાં આવતાં કે તે પગની પાનીની અંદર ઘુસી જતાં. આમ કરવામાં તે બાલિકાઓ બહુ પીડા પામતી મહિનાના મહિના સુધી હેરાન થતી. "સુન્દરતા" વધારવાને એ સહુ કષ્ટને તે સહન કરતી આમ થવાથી પગ પણ બહુ બેડોળ થઈ જતા અને ચાલી શકવું તો દૂર રહ્યું, પણ પડતે આખડતે આમથી તેમ જઈ શકવાનો મહાવરો

× આપણા દેશમાં પણ આવીજ પ્રથા હતી અને છે

पिता रक्षति कौमारे, भर्ता रक्षति यौवने । એ શ્લોકમાં પણ આવોજ ભાવ રહેલો જોવામાં આવે છે

* ચીની પ્રજાઓમાં સ્ત્રીના પગ ન્હાના હોવા એ ખુબસુરતીનું એક લક્ષણ મનાય છે યુરોપના દેશોમાં આવી માન્યતા ખાસ છે આવી વૃત્તિ વિલાસની અતિશયતાનું ચીનમાં ચાલતી પ્રથા પરિણામ હતું

પડતાં પણ ઘણા દહાડા લાગતા. બહુ વખત સુધી તો પગે દવા અને મલમ પટીઓ લગાડવી પડતી, આખરે માંડમાંડ હાથના ટેકાથી ચાલવાનું તે ફરીથી શીખતી. પણ તે માત્ર ઘરમાં અહિંથી તહિં ખસવામાં કામ લાગતુ. મકાન બહાર તો તે પાલખી અથવા ગાડી અથવા બીજી રીતની સ્વારી સિવાય નીકળી શકતી જ નહિં. બધા કુટુંબોની સ્ત્રીઓની આવી દુર્ગતિ થતી હતી. પરન્તુ ઘરમાં તો ત્હેમને પોતપોતાની ગૃહસ્થાઇના અંગનું કામ-કાજ કરવું જ પડતુ. આવી રીતે અન્યાયી અને અનર્થ ભરેલા રિવાજથી સ્ત્રીઓ પાંગળી બની જતી, છતાં ગૃહકાર્ય દુઃખી થઇને પણ કર્યા સિવાય ત્હેમનો છુટકો ન્હોતો. પરિણામ એ થતું કે ત્હેમનાથી શારીરિક પરિશ્રમ બહુ થઇ શકતો નહિં અને ત્હેમનું આરોગ્ય લાંબો વખત ટકી શકતું નહિં. આમ આ રિવાજ ચીની સ્ત્રીઓની ઉન્નતિને મધ્યકાળમાં જબરો બાધક થઇ પડયો.

## ખ્રિસ્તી ધર્મગુરૂઓની કન્યાશાળાઓ.

૧૮૪૪ માં કુમારી એલ્ડર્સે નામની એક ખ્રિસ્તી ધર્મ પ્રચારિકાએ નિંગપો શહેરમાં ચીની બાલિકાઓને માટે કન્યાશાળા ઉઘાડી. એ વખતમાં લોકોમાં એવો ખ્યાલ ઘર કરી બેઠો હતો કે સ્ત્રીઓમાં બુદ્ધિ હોતી નથી અને તેથી પશુથી વધારે ઉંચે દરજ્જે ત્હેમની અક્કલને સ્થાન મળતું નહિં. લોકો એમ પણ કહેતા અને માનતા કે સ્ત્રીઓને ઘરકામ આવડયું એટલે બસ!* કુમારી એલ્ડર્સેને સમાજના આવા ઘોર અજ્ઞાન અને વિરોધની સામે ભારે સંગ્રામ કરવો પડયો. બહુ મુશ્કેલીથી તે પોતાની પાઠશાળામાં ત્રીશેક છોકરીઓ એકઠી કરી શકી. આ બાલિકાઓને ચોપડીઓ, કાગળ, કલમ વગેરે પોતાને ખર્ચેજ પૂરું પાડવા ઉપરાન્ત તેઓ નિયમિત રીતે શાળામાં આવ્યા કરે તે માટે ત્હેમને શિષ્યવૃત્તિ ( સ્કોલરશીપો ) તથા ઇનામો પણ તે આપ્યાં કરતી. આ સંસ્થામાં ભરતાં શીવતાં, હીસાબ તથા લખતાં વાંચતાં શીખવવામાં આવતું. કેટલાક વખત પછી જ્યારે એ પાઠશાળા બરોબર ચાલવા લાગી, ત્યાર પછી જ ધીમે ધીમે કન્યા શિક્ષણ તરફનો અણગમો દૂર થવા લાગ્યો.

સ્ત્રી-શિક્ષણના પ્રચાર અર્થે ચીનમાં પ્રથમ જે ઘણી મુશ્કેલીઓને દૂર કરવી પડી, ત્હેનાં દૃષ્ટાન્ત તરીકે એક દાખલો અહિં આપું છું. એક ખ્રિસ્તી ધર્મગુરૂએ એક ચીનાને બહુ આગ્રહપૂર્વક વિનતિ કરી કે એણે પોતાની પુત્રીને પાઠશાળામાં ભણવા મોકલવી. પેલા ચીનાએ પાસે એક ઘોડો બાંધેલો હતો તે તરફ હાથ કરીને પૂછ્યું. "આપ શું આ પશુને ભણાવી શકશો ?"

પાદરીએ જવાબ દીધોઃ " પશુને તો ભણાવી શકાય જ નહિં. " તરતજ ચીનાએ ટકોર કરી કે " જો ત્હમે આવા અક્કલવાળા ઘોડાને ભણાવી શકતા નથી તો કમઅક્કલની સ્ત્રીને શું ભણાવવાના હતા ? " ચીની માબાપ છોકરીને ભણાવતી નિષ્ફળ છે, એમ જ સમજતાં હતાં. એનો બાળપણમાં વિવાહ કરી દેતાં હતાં લગ્ન થયા પછી પુત્રી ત્હેના પતિને ઘેર રહેતી અને પોતાને પિયર તો માત્ર પ્રસંગે જ આવ કરતી. તે સિવાય પિતૃગૃહ

* આપણા દેશમાં પણ એમજ છે !

સાથે ત્હેને બીજો કાંઇ સંબન્ધ રહેતો નહિ. કદાપિ માબાપને મળવાને જાય પરન્તુ પાછી વેળાસર પોતાના પતિને ઘેરજ ચાલી આવતી. આથી ચીની માબાપના મગજમાં એજ ખ્યાલ પેશી ગયો કે “ દીકરી તો પારકું ધન છે! ” અને તેથી ત્હેની કેળવણી અર્થે પ્રયાસ કરવો, એ તેઓ ધન અને સમયનો નાહક વ્યય કરવો એમ સમજતાં. એક લેખક તો એમ પણ લખી ગયો છે કે ચીની માબાપ મનમાં એમ માને છે કે “ પુત્રીને ભણાવવી એ પારકી માલીકીના કુતરાને ગળે સુવર્ણ માળા પ્હેરાવવા જેવું છે. જ્યારે ત્હેનો ધણી તે કુતરાને હાંક મારે છે, ત્યારે તે તરતજ ચાલ્યો જાય છે અને સાથે મૂલ્યવાન માળા પણ ચાલી જવાની ! ”

અર્ધા પચાસ વર્ષથી પાદરીઓએ ચીનમાં ઘણી શાળાઓ સ્થાપન કરી છે. પણ પૈસા અને શિક્ષકોની ખોટને લીધે ધાર્યા મુજબ પરિણામ આવી શક્યું નથી. ચીની ભાષા શીખવી બહુ કઠિન છે. ત્હેની વર્ણમાળા અત્યંત વિકટ છે. પરદેશીઓને માટે,—એ ભાષા શીખી વિદ્યાર્થીઓને શીખવવી, એ કામ સ્હેલું નથી. તેથી પાદરીઓએ આ કાર્યમાં તે દેશની સ્ત્રીઓની મદદ મેળવવા માગી. પણ પ્રથમ તો લખતાં વાંચતાં આવડે એવી ચીની સ્ત્રીઓજ એમને મળી નહિં. અને એક બે મળી આવી તે તો માત્ર દેશની-જૂની રૂઢિ મુજબ જ શીખવવાનું જાણતી હતી. આ રૂઢિ નવીન શિક્ષણ પદ્ધતિથી તદ્દન વિરૂદ્ધ હતી. તેથી આખરે થાકીને તેઓએ પોતાની શિષ્યાઓ દ્વારાજ અધ્યાપિકાનું કામ લેવાનું શરૂ કર્યું. આમ કરવામાં બહુ મુશ્કેલીઓ નડી. પણ અન્તે ત્હેમને સફળતા પ્રાપ્ત થઇ.

કેળવણીની અભિવૃદ્ધિ અર્થે આ વિદેશિયોને મહાભારત પ્રયત્નો કરવા પડ્યા પરન્તુ પરિણામે તેઓ ચીની બાલિકાઓને સુન્દર શિક્ષણ આપી શક્યા. હાલ તેઓમાંથી ઘણીક દેશભક્ત, વૈદ્ય અથવા લેખક તરીકે સુપ્રસિદ્ધ થઇ છે. ડૉક્ટર મેરી સ્ટોન તથા ડૉક્ટર ઇડા ખાન ( જોકે એમનાં નામ ઈંગ્રેજી જેવાં લાગે છે પરન્તુ તેઓ બંને ચીનનાં વતની છે ), ડૉ. હીકિંગ ઇગ, ડૉ. લી. બી. ફૂ. અને ડૉ. જાડ ફ્રેંક, આ વગેરે બાઇઓ ચીનમાં વૈદ્ય તરીકે બહુ જાણીતી છે. આ સ્ત્રીઓએ પાદરીઓની સહાયથી અમેરિકા જઇ ત્યાં વૈદકીય જ્ઞાન મેળવ્યું હતું.

કયુકિંગ નગરમા ડૉ મેરી સ્ટોનનું ડેન્ફોર્થ મેમોરિયલ હૉસ્પિટલ નામનું એક ગંજાવર ઔષધાલય છે. શસ્ત્રચિકિત્સા તથા શસ્ત્રવિદ્યામાં તે ઘણી ચતુર છે. અહીં ત્રણ હજારથી વધારે દર્દીઓ દર માસે ત્હેની સારવારમાં રહે છે. દાઇનું શિક્ષણ આપવા માટે ત્હેણે એક વિદ્યાલય પણ ઉઘાડ્યું છે, જ્યાં પોતે જાતે જ ત્હેમને જ્ઞાન આપે છે. પોતાની શિષ્યાઓને ભણવામાં ઉપયોગી થઇ પડે ત્હેવાં પુસ્તકોના ત્હેણે ઇંગ્લિશમાંથી ચીની ભાષામાં અનુવાદ પણ કર્યા છે. આથી ત્હેના હાથ નીચે કેળવાયલી દાઇઓ ઘણી કામેલ નીવડે છે અને બીજાં ઔષધાલયોમાં પણ ત્હેમની માગણી થયાં કરે છે. તે પોતે આટલું કામ કર્યાથી પોતાનું સાર્થક્ય થયું માનતી નથી. જે થોડો સમય તે પોતાના કાર્યક્રમમાંથી બચાવી શકે છે, તે સઘળો પોતાનો અભ્યાસ વધારવામાં ગાળે છે. એણે ચિકિત્સા શાસ્ત્રનાં

ઓમાં તથા ખાનગી શાળાઓમાં ભણતી હતી તે ઉપરાન્ત, ઉપર કન્યાઓ શિક્ષણ મેળવતી હતી. ખાસ્સે જ વર્ષ નાનકિંગમાં કુલ તેર કન્યા-પાઠશાળાઓ થઇ.

ચીનમાં સ્ત્રી-શિક્ષણના ત્રણ વિભાગ છે. સાતથી દસ વર્ષની ઉમર સુધી છોકરીઓ પ્રથમ વિભાગમાં ભણે છે. આ ચાર વર્ષમાં નૈતિક કેળવણી ઉપરાન્ત, ચીની-ભાષા, શરૂઆતનું ગણિત, ભરતુ શીવવું તથા સંગીત વગેરે તે શીખે છે. બીજા વિભાગમાં પણ ચાર વર્ષ સુધી અભ્યાસ કરવાનો છે. પહેલા ભાગમાં જે વિષયો આવી ગયા તે શિવાય, આ વિભાગમાં-ચીની ઇતિહાસ અને ભાષા સાહિત્ય, જાપાની અને ઇંગ્લિશ ભાષાઓ, બીજગણિત, મનોવિજ્ઞાનશાસ્ત્ર અને વ્યાયામનું શિક્ષણ આપવામાં આવે છે. ત્રીજા વિભાગમાં અધ્યાપિકા બનવાનું તથા બાલ ઉછેરનું જ્ઞાન મળે છે. દરેક જિલ્લામાં આવા પ્રકારનું એક વિદ્યાલય છે એમાં પણ ચાર વર્ષ ભણવું પડે છે. અભ્યાસના વિષયોમાં શિક્ષિકાનું કામ, વિજ્ઞાનશાસ્ત્ર, ચિત્રકળા, ગૃહ-પ્રબન્ધ, ભરતું શીવવું, સંગીત તથા અંગ મહેનતનાં કામો, એ છે. આવી સરકારી પાઠશાળાઓમાં વિદ્યાર્થીઓ પાસેથી કાંઇ ફી લેવામાં આવતી નથી. દરકોઇ મનુષ્ય સરકારની પરવાનગી લઇને આવી પાઠશાળા ખોલી શકે છે. આ શાળાઓમાંથી પાસ થયેલ વિદ્યાર્થીને ત્રણ વર્ષ સુધી કોઇ પણ વિદ્યાલયમાં શિક્ષકનું કામ કરવું પડે છે.

સરકારી પાઠશાળાઓમાં ભણતી છોકરીઓ ભભકાદાર લૂગડાં પહેરી શકતી નથી. ફકત સ્વચ્છ અને સાદાં વસ્ત્રો પહેરીને જ ત્હેમને શાળામાં જવું પડે છે સરકારી વિદ્યાલયોની ઇમારતો નવી બંધાવવામાં આવી છે. ત્હેમાં છોકરીઓને, વર્તમાન સમયને અનુકૂળ શિક્ષણ આપવામાં જરૂરનાં સાધનો તથા વસ્તુઓની જરા પણ ખોટ નથી. ત્યાંના શિક્ષકો તથા શિક્ષિકાઓને બીજી ખાનગી તથા પાદરીઓની શાળાઓમાં આપવામાં આવે છે તે કરતાં કાંઇક વધારે પગાર મળે છે સૂચાઉ શહેરમાં સ્ત્રી-શિક્ષકો તૈયાર કરવા માટેની એક નોર્મલ સ્કુલ છે. ત્હેમાં શિક્ષકો તથા શિક્ષિકાઓને રૂ. ૩૦ થી રૂ. ૧૨૦ સુધી પગાર મળે છે. વધારે પગાર, યોગ્ય સ્ત્રી પુરૂષને, પાઠશાળાઓમાં નોકરી કરવાને ઉત્સાહી બનાવે છે, એમાં શક નથી. જો કે સરકારી શાળાઓમાં સઘળી સગવડ છે, છતાં પણ યોગ્ય અધ્યાપિકાઓ કમી હોવાથી સ્ત્રી-શિક્ષણમાં જોઇએ ત્હેવી ઉન્નતિ થઇ નથી પ્રથમ જાપાની સ્ત્રીઓને આ કામ ઉપર નોકર રાખી હતી પણ તે ચીની ભાષા તો જાણતી જ ન્હોતી અગર જાણતી તો સ્હેજ સાજ ! એટલે બરોબર ભણાવી શકતી ન્હોતી ત્યારબાદ શાળાઓમાં અભ્યાસ કરતી બાલિકાઓને આ કામ કરવાને પ્રોત્સાહિત કરવામાં આવી કે જેથી તેઓ શાળાનો અભ્યાસક્રમ પૂરો કર્યા પછી બીજા કોઇ ધંધામાં ન પડે. આટલા માટે હિંટ્સિન પ્રાન્તના સુબાએ એક વટહુકમ બ્હાર પાડ્યો હતો કે સરકારી શાળાઓમાં અધ્યાપિકાનું કામ શીખનારી દરેક બાલિકાને સરકાર તરફથી માસિક રૂ. ૩૦ ની શિષ્યવૃત્તિ મળશે અને છેલ્લી પરીક્ષામાં પસાર થયા પછી ત્હેને અધ્યાપિકાની જગો આપવામાં આવશે. આ કામ માટે પરદેશી સ્ત્રીઓ તો ઘણી મળી આવે છે પણ સરકાર ત્હેમને એટલા માટે નોકર રાખતી નથી કે તેઓના ધાર્મિક વૃત્તિવિચાર ઉપર કાબુ રાખવાને તેઓ તૈયાર નથી હોતી. અને સરકારને પ્રજાનું આત્મબળ તથા ચૈતન્ય સાચવી રાખવું, એ બહુ મહત્વનું જણાય છે. જે વિદેશી સ્ત્રી પુરૂષો સરકારી નોકરીમાં દાખલ થાય છે, ત્હેમને

પાઠશાળાના ખાસ નિયમોના બન્ધનમાં રહેવું પડે છે. તેમજ એમને રાજદ્વારી હીલચાલોથી દૂર રહેવું ફરજિયાત છે. ત્હેની સાથે ત્હેમને પાઠશાળાના અધ્યક્ષની આજ્ઞા પણ પાળવી જરૂરની છે.

આટલા પ્રયત્નો થાય છે તોપણ હાલ ચીનમાં હજારમાં માત્ર એક જ સ્ત્રી ભણેલી છે. પણ આશા છે કે જે પ્રમાણમાં હાલ શિક્ષણ પ્રગતિ ચાલુ છે, તે જોતાં થોડાં વર્ષોમાં, જાપાનની પેઠે, એ દેશમાં પણ સ્ત્રીઓની અજ્ઞાનતાનો સત્વર નાશ થશે.

અફસોસ એટલોજ છે કે હિન્દુસ્થાનમાં લગભગ બસો વર્ષના ઇંગ્રેજી અમલ પછી પણ આપણી ચીનના જેવીજ સ્થિતિ છેઃ અને આપણને ખરું સ્વરાજ્ય મળતાં જેટલો લાંબો વખત લાગશે, તેટલા બધા વખતમાં પણ ચીનના સ્વદેશી રાજ્યકર્તાઓના જેવાં વેગવાળાં પગલાં ઇંગ્રેજ સરકાર ભરે એ અસંભવિત છે એટલે આપણે તો દૂર ભવિષ્યની

# प्रवासमंजरी.

## તુર્ક રાજધાનીઃ કોન્સ્ટેન્ટીનોપલ.

( હિન્દીમાંથી-યૂરોપ ખંડના એક પ્રવાસ ઉપરથી-અનુવાદ )

*** હાલ જે "ખિલાફત" ના સવાલની ચર્ચા આખા હિન્દુસ્થાનમાં ચાલી રહી છે, ત્હેની રાજધાનીનું શહેર કોન્સ્ટેન્ટીનોપલ છે આ નગર બહુ સુન્દર છે અને ઘણું પુરાતન છે અને ત્હેને આપણા દેશમાં લોકો રૂમશામ અથવા ઈસ્તંબુલના નામથી ઓળખે છે એ શહેર જે તુર્કી પ્રજાની રાજધાની છે, ત્હેના રાજ્યકર્તા 'બાદશાહ અથવા સુલતાન" એ નામથી ઓળખાય છે અને ઇસ્લામી ધર્મના પવિત્ર સ્થાનો શ્રી મક્કા અને મદિના વગેરે ( જે આપણા શ્રી કાશી અને મથુરાના જેવાંજ પૂજ્ય ધર્મ સ્થળો છે તે-) ના સંરક્ષક તરીકે તેમજ આખી દુનીયાંના મુસલમાનોમાંથી ઘણી મ્હોટી સખ્યાના "ખલીફ" ( અથવા મુખ્ય ધર્માધ્યક્ષ ) તરીકે, તેઓ સૈકાઓ થયાં માન પામતા આવ્યા છે

તંત્રીઃ-સુન્દરી સુબોધ.

---

૧.

લેખક શ્રીયુત "A—,"

**૧. નગર વર્ણન.**

સમુદ્રનો કિનારો દેખાયો એ બોસ્ફરસની સામુદ્રધૂની હતી આ બાજુ યૂરોપ ને પેલી બાજુ એશિઆ ! આગગાડી ઝડપથી ચાલતી હતી સંધ્યા કાળ થયો હતો આગગાડીની સડકની સમિપમાં પાસે ઘાસ ઉપર એક જુના ઈંટના મકાનની નીચે સાદી મુલમલની ચાદરો ઓઢીને લગભગ આઠથી દસ સ્ત્રીઓ બેઠેલી દેખાઈ પણ ક્ષણવારજ કારણકે આગગાડી સ્ટેશને પ્હોંચવા માટે દોડી રહી હતી એ સ્ત્રીઓએ મ્હો ફેરવી દીધાં આ પૂર્વનો પ્રદેશ હતો, એ તરત સમજાયું-આ પૂર્વ દેશની સ્ત્રીઓની મર્યાદા હતી, જે ચાર વર્ષે ફરીથી પાછી દેખાય. સૌંદર્ય પણ પૂર્વનું હતું એ સુન્દરતા કેવી હતી ? ગોરો રંગ પણ ત્હેના ઉપર લાલી (રતાશ) ન હતી. શરીર ભારે તથા આળસ ભરેલાં હતાં જમીન ઉપર આપણી હિન્દી સ્ત્રીઓની માફકજ બેઠી હતી ન્હોતાં તેમની પાસે ટેબલ કે ન હતી ખુરશી પરન્તુ

એ દેખાવ તો આજ ખરેખર મનોહર, આશ્ચર્યજનક તથા નવોજ હતો. યૂરોપમાં સાઓ વર્ષ રહેવાથી જાણે ત્યાંની વાતો સાધારણ અને આપણા ઘરની વાતો અસાધારણ હોય નહિં, એમ લાગે છે. સ્ત્રી વર્ગનું જમીન ઉપર બેસવું, તેમનું આળસ તથા તેમનું મ્હોં ફેરવી લેવું, એ આશ્ચર્યજનક તથા મનોહર લાગ્યું ખાસ નવાઇ એટલા માટે લાગી કે જ્યાં પવન પણ પ્રવેશ ભાગ્યે કરી શકે તેવા "હરમ" અથવા તો તુર્ક-અન્તઃપુરનું ફેરફાર વગરનું એ દ્રશ્ય હતું,—જે વિષે જુઠી તેમજ સાચી, અનેક કથાઓ યૂરોપમાં ચાલી રહી છે. આ હાલતા ચાલતા ચિત્ર ઉપર મન અને નયન રોકાયલાં હતા, એવામાં સાથે બેઠેલામાંથી એકે પાસે આવતા શહેર તરફ આંગળી કરીને કહ્યું કે "સ્તંબૂલ." તુર્કી ભાષામાં કૉન્સ્ટેન્ટીનોપલને "સ્તંબૂલ" કહે છે. સમુદ્ર કિનારો, નાનાં મોટાં મકાનો, જેની અંદર જુદી જુદી ભાતવાળી છતો, બારીઓમાં લટકતી વાંસની સફાઇદાર ટટ્ટીઓ, અને ઝુંજની નાની નાની ખુરશીઓ કે માંચીઓ ઉપર બેઠેલાં મનુષ્યો જોવામાં આવતાં હતાં. આ દ્રશ્ય એ મોટી રાજધાનીની બ્હારનું હતું. દેખાવ સારો ન હતો. મકાનો ગંદાં હતાં. મ્હને એમ સમજાયું કે આ પ્રદેશને એશીયા ખંડમાંજ ગણવો જોઇએ કે જેના સાથેની સરખામણીમાં યૂરોપના સાફસુફ ઉંચાં મકાન પોતાની શ્રેષ્ટતા જાહેર કરતાં હતાં.

આમ હું શોકભર્યા વિચારમાં નિમગ્ન હતો, તેવામાં સાથે બેઠેલા એક મિત્ર સૈનિકે પુલ તરફ આંગળી બતાવીને કહ્યું: "બાદશાહ હમીદ સલામલિક" હું સમજી ગયો કે બાદશાહ અબ્દુલ હમીદ એ પૂલ ઉપરથી જતા હતા. તુર્ક દેશમાં સમ્રાટ્ને સુલતાન (જેમ અંગ્રેજીમાં લખાય છે તેમ) નહિં પરંતુ બાદશાહ કહે છે. "સલામલિક"—પ્રભુની પ્રાર્થના કરવાને બાદશાહ પોતે મસ્જીદમાં જઇ નમાજ પઢે છે, ત્હેને કહે છે. સ્ટેશન ઉપર ઉતર્યા પછી, ફરીથી મ્હે "પાસપોર્ટ" (મુસાફરી કરવાની પરવાનગી) દેખાડયો અને હું કયાં ઉતરવાનો હતો તેની પણ નોંધ કરવામાં આવી. સ્ટેશન મોટું અને વિશાળ છે પરંતુ કાંઇ કારીગરીવાળું નથી સ્ટેશન ઉપર ગમ્મતની એ વાત થઇ કે ત્યાં બે ઘડીઆળો રાખી હતી, જેમાંના વખતમાં ફક્ત સાત આઠ કલાકનોજ તફાવત હતો!

તુર્કોની સમય ગણવાની રીત જુદી હોય છે. જ્યારે આપણી સૂર્યોદયની ગણત્રી પ્રમાણે સ્હવારના આઠ વાગે છે, ત્યારે તેમને ત્યાં ત્રણ કે ચાર વાગે છે! દિવસ અને રાત્રિના ચોવીસ કલાક છે એમ તો એ લોકો પણ માને છે

સ્ટેશન ઉપર એક દુભાષિયો મળી ગયો. એણે બગી ભાડે કરાવી. બગીઓમાં ઘોડાની જોડી હોય છે, દેખાવમાં તે લેન્ડો જેવી હોય છે અને જરૂરને પ્રસંગે રોકવા માટે અંદર "બ્રેક" હોય છે. આમ હોવાનું કારણ એ કે, આખી રાજનગરી પહાડી શહેરની પેઠે ઉંચી નીચી જમીન ઉપર આવી રહી છે. ગાડી બૉસ્ફરસના એક ભાગ ઉપર થઇને પૂલને ઓળંગવા લાગી કે જે ભાગને "ગોલ્ડન હોર્ન" (Golden Horn) અથવા "સુવર્ણ શૃંગ" કહે છે.

૨. સુવર્ણ શૃંગ. "ગોલ્ડન હોર્ન" કાશીમાં ગંગાજીના પટથી કંઇક થોડો પ્હોળો હશે તે વ્હેપારી વહાણો તથા જહાજોને ઉભાં રહેવાનું સ્થાન હોવાથી, ત્હેને "સુવર્ણ" અને વાંકો અણિદાર આકારનો હોવાથી શૃંગ કહે છે. "સુવર્ણ શૃંગ" નો દેખાવ ખરેખર અલૌકિક છે. રાજનગરીની

પશ્ચિમ તરફનો ભાગ મરકત સમાન-" સુવર્ણ શ્રૃંગ " ની ઉપર થઇને ઉભરાઇ જતો હોય એમ લાગે છે. જગતનાં શહેરોની મહારાણી,-કોન્સ્ટેન્ટાઇન શહેનશાહે સ્થાપેલી નગરીનું ઉપલું અંગ મ્હેંડીમાળથી ગાઢ અચ્છાદિત હોય એમ ભાસે છે. એ ઉચાં ગગનચુંબી મકાનો કિરિટશ્રેણીની જેમ જોનારની આંખો મોહાવી રહે છે. " સુવર્ણ શ્રૃંગ " ના પુર્વે કિનારાપર નાની નાની નૌકાઓ જ્યાં મોતીનાં ઝૂમખાંની પેઠે ઝૂલી રહી છે, તેની બાજુપની નીચી ભૂમિ, જે આ રાજનગરીની-પાદરથલી છે, તે એશિયા ખંડના અગ્રભાગ તરફ આવી રહેલી શોભા-મૂર્ત્તિ અદ્ભૂત રંગની પૂર્ત્તિ કરતી હોય નહિં, એમ દેખાય છે આ નૈસર્ગિક છબીનું ચિત્ર છે. નાગરિકતા એતો ફક્ત બ્હાનુંજ છે. અને વિજયી દુશ્મનોનાં મન આવી રૂપવતી રાજધાનીને માટે વારંવાર લલચાય, તેમાં કાંઇ નવાઈ નથી. કોન્સ્ટેન્ટીનોપલમાં એટલી બધી કુદરતી સુન્દરતા છે કે જેટલી આપણી દુનિયાના બીજા કોઈ પણ શહેરમાં નથી.

રાજધાનીનો પશ્ચિમ ભાગ, જે સામુદ્રધુની બોસ્ફરસથી અલગ થયો છે તે યૂરોપિયન બાજુ પર છે. હાલ તે "સ્તંબુલ" કહેવાય છે. અને બીજી બાજુનો ભાગ કે જ્યાં એશિયાનો આરંભ થાય છે, તેને ગલેતાપેરા કહે છે. વચમાં ગલેતાનો જૂનો, લોઢાની નાવો (હોડીઓ) ઉપર લાકડાનો પુલ છે. આ પૂલ કે જે ઉપર થઇને હું પેરામાં આવ્યો, તે એશિયા તથા યૂરોપને જોડી રહ્યો છે. તેના ઉપર જે બુર્જ છે, તે " ગલેતા-બુર્જ કહેવાય છે.

બાઇઝેનટીયન તથા પુરાણુ ખ્રિસ્તી સામ્રાજ્યના સમયમાં તેના જેવોજ સામે કિનારે એક બીજો બુર્જ હતો.-તેના ઉપરથી દુશ્મનનાં વહાણો રોકવાને સૂચના આપવામાં આવતી હતી.

શહેરનો પેરા વિભાગ યુરોપીયન ઢબ ઉપર વસેલો છે; ત્યાં બેંક, હોટેલ, રાજ્યોના એલચીઓનું નિવાસસ્થાન, ખ્રિસ્તીઓનાં મકાનો વગેરે છે. સ્તંબૂલમાં તુર્ક લોકોની વસતિ, મુસ્લિમ પોર્ત ( Sublime Porte ) શહેનશાહી મહેલ, જૂનાં જૂનાં સરકારી મકાનો, આયા સોફીયા, મોટી મોટી મસ્જીદો, બાઇઝેન્ટીયન હિપ્પોડ્રોમ-શહેરનો જુનો ચોક અને ખ્રિસ્તી-ગ્રીક-સમયનો ચોક, અખાડા, વિગેરે મુખ્ય મુખ્ય સ્થાનો છે.

**૨. ઐતિહાસિક વિવરણ.**

આ અતિશય ખૂબ સુરત અને રમણીય નગરીનું આધુનીક સમયને લગતુ વર્ણન થાય, તે પહેલાં તેના ઇતિહાસનો પરિચય કરાવવો જરૂરનો છે. પ્રથમ " બાઇઝેન્ટીયમ " નામનું એક ગ્રીક અથવા યૂનાની શહેર અહિં હતું. વસ્તુતઃ આ શહેર જૂના યૂનાન દેશનો આન્તર્ વિભાગ છે. મહાન સિકન્દર શહેનશાહના પિતા ફિલિપ રાજાએ પણ " સુવર્ણ શ્રૃંગ " ની આરપાર એક નાવોની પુલ બનાવી દીધો હતો. રોમન સામ્રાજ્યના વખતમા આ મહાન નગરીનો પાયો નંખાયો ( ઇસ્વી સન ૩૩૦ ) અને ગ્રીક શહેર બાઇઝેન્ટીયમ તેની અંદર આવી ગયું. પાયો નાખનાર રોમન સમ્રાટ ( શહેનશાહ ) કોન્સ્ટન્ટાઇન હતો કે જે "મહાન " એ પદથી ઓળખાય છે. એ બાદશાહ પ્હેલાં તો એક સેનાપતિ હતો. તેના સમયમાં રોમન સામ્રાજ્યમાં અધિકાર માટેના ઝગડા એટલા બધા વધી પડ્યા

કરેલાં વાસણો, ગંદવાડ, "દેશી" કુતરાં, સડક ઉપર થઈને જતાં માણસોમાં એકલા પુરુષો ને પુરુષો જ, ભાડભુંજાની દુકાનો, માલ વેચનારા ફેરીઆની બુમો તથા રસ્તામાં ફરતા પાણી પાનારાઓ વિસરે ઘણું ખરૂ આપણા અહિંનું ચિત્ર જુની તુર્કીના "સ્તંબુલ" ની ગલીઓમાં જોઈ લો ! હવે–કંઈક વખત ગયા પછી, નવીન તુર્કીમાં એવું નથી મળવાનું. અત્યારે પણ ત્યાં જોવામાં આવતા પૂર્વ દેશોના આળસ અને દળદરમા યૂરોપની સફાઈ અને ચેનન છુથી જતા નજરે પડયા વિના રહેતાં નથી દાખલા તરીકે લઈએ તો રસ્તામાં પાણી પાનાર એ એક પૂર્વ તરફની જ સરથા છે પરન્તુ એણે પણ પોતાની કમર ઉપર એક ચાદર સફાઈથી બાંધેલી જોશો. જોડા તો સહુ પહેરે છે, પણ હવે તેમાંથી ઘણા યૂરોપિયન ઢબથી બનવા લાગ્યા છે અને ફક્ત અડધાં માણસોજ દેશી જોડા પહેરતાં હશે ! ખાવાની વસ્તુઓની દુકાનોમા પણ ખુરશી, ટેબલ, અને છરી, કાંટા ફેલાવી ગયા છે ! લોકોમાં રોજીંદા સમાચાર પત્રો વાંચવાની ટેવ વ્યાપી ગઈ છે.

[ દેશ તથા લોકોની–ધનના ઘસારાને લીધે–નબળી થએલી હાલત હોવાથી ન્યુસપેપરો પણ સોઘાંજ છે,* કે જેવાં બીજે કોઈ સ્થળે એટલાં સોઘાં મળતાં નથી. આપણા અડધા પૈસાથી પણ કંઈક ઓછામાં એક અંક મળી શકે છે ]

ધરતીકંપ વારંવાર થવાની ધાસ્તીને લીધે ઈમારતો લાકડાંની બનાવેલી છે. પણ આગળ પાછળ ઈંટો મૂકેલી હોય છે, ને એ લોકો એવી સફાઈથી પ્લાસ્તર કરે છે કે મકાન લાકડાનું છે એમ આપણને જરા પણ માલુમ પડતું નથી. મકાનોમાં લાકડાંની બનાવટને લઈને ત્યાં ઉન્હાળામાં બહુ આગો લાગે છે. રાજભવન કે જેમાં "સરાલિઓ" તથા "દોલમા" નો ભાગ એ ઈમારતો મુખ્ય છે, તે પણ લાકડાંની જ છે. "દોલમા" ના જેવું સુંદર તથા સફાઈદાર રાજભવન મેં બીજે કોઈ ઠેકાણે જોયું નથી. એ એશીઆ તરફના વિભાગમા આવેલુ છે. નીચે એક ડુંગરી ઉપરથી ઉતરીને જવાય છે. જ્યારે ઉપર ઉભા રહીએ છીએ ત્યારે નીચે સમુદ્રની એક રમણીય શાખાની તરફથી જીવને આનંદમાં મસ્ત કરી દે, એવી અનિલ લહરીઓ આવીને એવો આહ્લાદ આપે છે કે તેનું વર્ણન કરવું અશક્ય છે. અગર જો સ્પર્શ શક્તિમાં બોલવાની તાકાદ હોત તો તે આપણને પોતાનો અલૌકિક અનુભવ જરૂર કહી સંભળાવત. ત્હેની મધુર ઠંડી–કંઈક ગૌરવ અને કંઈક સુગન્ધને લીધે–અજબ લાગે છે.

ચિત્ત–પટ ઉપરથી તત્કાળ બધા વર્તમાન સંસ્કાર દુર કરીને, કુદરતના આ મહેલરૂપ ફુવારાના રંગમાં ભીંજવીને એ મન્દ અનિલ ભૂમિ ઉપર પગને સજ્જડ કરી દે છે. અહિંથી "દોલમા"નો સર્વાંગ સુન્દર ચિત્તાકર્ષક બાગ આપણને નીચે બોલાવે છે. બાદશાહ અબ્દુલ હમીદ જેમને આપણી નજર આગળજ રાજ્યસિંહાસન છોડવું પડ્યુ છે, તેઓ ઘણું ખરૂં "યિલદિઝ" ના "કિયોસ્ક" અર્થાત્ ઉદ્યાન–ભવનમાં રહેતા હતા. આથી "યિલદિઝ" નો મહેલ આખા યૂરોપમા પ્રસિદ્ધ થઈ ગયેલો છે. હવે તો ત્હેને એક મ્યુઝિયમ તરીકે ગણવામાં આવે છે.

---

* યૂરોપિયન મહાયુદ્ધ શરૂ થયું તે પ્હેલાની આ વાત છે હાલ તો તુર્કીમા પણ કાગળોની મોંઘવારીને લીધે ન્યુસપેપર મોંઘાજ થયા હશે. પરન્તુ એટલું ખરૂ કે બીજા દેશોના પ્રમાણમાં તો તે સસ્તાં રહ્યાંજ હશે.

" સોફિયામાં ઇસુની વેદી ઉપર તું સાષ્ટાંગ પ્રણામ કરઃ ઓ સઘળા રૂસના સમ્રાટ્!

" ત્યાં પ્રાર્થના કરીને ઉઠીશ, એટલે તું સઘળી સ્લાવ જાતિનો મહાસમ્રાટ્ થઇશ."

આ વચનો એક ખ્રિસ્તી કવિની "ભવિષ્ય વાણી" રૂપ કવિતાનો નમૂનો છે, પણ હાલમાં નવીન સંસ્કારવાળા તુર્ક લોકોનો મત એવો છે કે એવી વાત વર્તમાન સમયમાં બનવી સંભવિત નથી તથા એ ભવિષ્ય વાણી જૂઠી પડી છે, અને સોફિયાના ઘુમ્મટ ઉપરથી રૂપાનો ચાંદ ઉતારીને ત્યાં ક્રૉસ (ખ્રિસ્તી ધર્મનું ચિન્હ) મૂકવામાં આવે એ દિવસ તો હવે દૂર ચાલ્યો જ ગયો છે।*

આ દેવળ-મસીદને "આયા સોફિયા" કહેવામાં આવે છે. દેશના ઇતિહાસમાં ત્હેનું સ્થાન હોવાથી તથા ઇસ્લામના દિગ્વિજયના સ્મારક તરીકે, મક્કાનાં ધર્મસ્થળો બાદ કરીએ તો, આ સ્થાન આખી મુસલમાન દુનિયામાં સર્વથી મહત્વનું ગણાય છે. તુર્ક લોકો પોતાને "ઉસ્માન-લી" અથવા ઉસ્માનીય કહે છે. ઉસ્માન-લી પ્રજાની સર્વ રાષ્ટ્રીય ઘટનાઓના કેન્દ્ર સમાન સોફીયાની મસ્જીદ છે. ૧૯૦૮ ના જૂલાઇમાં ઉસ્માનીય સામ્રાજ્યને પાર્લામેન્ટની બક્ષીસ આપવામાં આવી તે અહિં જ જાહેર થયું હતું. જે લશ્કરી પલટને લાગ જોઇને આ શહેનશાહી હુકમ સુલતાન પાસેથી મેળવ્યો હતો, ત્હેણે આ સ્થાનને ધ્વજ-પતાકાઓથી શણગારીને સોફીયાની ઉપરથી તથા નીચેના મેદાનમાંથી ઠેકાણે ઠેકાણેથી તે જાહેર કર્યો હતો. આ દિવસે, સૈકા પર્યન્ત પરદાનશીન રહેનારી તુર્ક બાનુઓએ પણ પરદાને નહિ ગણકારીને, આ જગોએ પુરૂષોની સાથે પ્રજાકીય આનન્દમાં ભાગ લીધો હતો. ૧૪૫૩ ના મેની ૨૯ મી તારીખથી તે આજસુધી સ્વદેશના સઘળા રાષ્ટ્રીય પરિવર્તનની ભૂમિ સોફિયાજ છે. એ દિવસનું રાષ્ટ્રીય ચિત્ર આજ પણ ગલીએ ગલીએ વેચાય છે.

આ મસ્જીદમાં જો કે બાહ્ય સૌન્દર્ય નથી, પરન્તુ અંદર ગયા પછી આપણે એકવાર તો આશ્ચર્ય ચકિત થઇ જાય છે. દેવળ-મસીદના મિશ્રણથી જણાતું બેડોળપણું બ્હાર રહી જાય છે. પણ અંદર તો જાણે આકાશને કેદ કર્યું હોય નહિં એમ લાગે છે. વચલા ગુંબજની નીચે એટલી જગો છે અને ત્હેની છત એટલી તો ઉંચી છે કે તે જોઇને આપણે પેરિસ નગરનું પૈન્થિયનનું ગંજાવર મન્દિર, લન્ડન શહેરનું સેંટપોલનું મહાન દેવળ, તથા કોલોન શહેરનું મ્હોટું ધર્માલય (કેથીડ્રલ) એ સહુ ભૂલી જઇએ છીએ. ધર્માન્ધ ગ્રીક મતના ખ્રિસ્તીઓ આ દેવાલય (સોફિયા) ને માટે ફિરસ્તા (દેવદૂતો) એ અર્પેલ પોતાની સઘળી કારીગરી તથા ઇસુ ખ્રિસ્ત તથા પિતા પરમેશ્વરે આપેલ દ્રવ્યથી ત્હેને બાંધવામાં આવ્યું એમ માનતા, એમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. કારણકે એ ઇમારત બાંધતાં દોઢ કરોડ રૂપિયા,-મફત (વેઠ) અને સસ્તી મજુરીના સમયમાં,-ખર્ચ થયો હતો. કોઇ પણ જગોએ લાકડાનું તો નામજ નહિં. બારીબારણાં પણ અષ્ટધાતુનાં બનાવેલાં છે. બનાવટ પત્થર તથા

* યૂરોપિયન યાત્રીમાં તુર્કોનો પરાજય થયા પછી હવે શું થાય છે તે, જોવાનું છે. ત્યાં ઇંગ્લેન્ડના વડા વઝીરે હિન્દી મુસલમાનોને આપેલા વચનો તરફ દૃષ્ટિ કરતા હાલ તો કૉન્સ્ટૅન્ટીનોપલ તુર્કોના હાથમાંથી જાય એમ લાગતું નથી અને તે હેનાર કરિયાનો શહેનશાહ ક્યાં છે ?-- મલયસ્તાક રૂશિયાના પ્રભુત્વને ત્હેના સમ્રાટનું મૂળસ્થાન સેવાં હજી ઘણો સમય જશે.

ઈટની છે. ગુંબજો,–ઈંટો તથા પત્થરોનો ભૂકો કરીને ત્હેમાં મશાલો મેળવીને–બાંધવામાં આવ્યા હતા. અને એ મશાલો પણ એશિયા તથા ગ્રીસનાં પુરાતની મકાનો ખોદીને ત્હેમાંથી કહાડી લેઇ આ કામમાં વાપરવા માટે આણ્યો હતો. અહિં ૧૦ હજાર મજૂર તથા ૧૦૦ મિસ્ત્રી દરરોજ કામ કરતા હતા. ઇ. સ. ૫૩૨ માં પાયાનો પ્હેલો પત્થર મૂકવામાં આવ્યો. તે વખતે મુખ્ય કારીગરો ( મહા મિસ્ત્રીઓ ) બે હતા, અન્થિમિઅસ અને ઇસિડોરસ ગુંબજની ઉંચાઇ ચોકથી ૧૮૦ ફૂટ છે. ૧૦૭ ફૂટ એનો વ્યાસ છે. સ્થંભ એટલા ઓછા છે. કારણકે ગુંબજ ૪૬ ફૂટ ઉંડો છે. એમાં ૪૦ બારીઓ છે. ૧૮૪૭–૪૯ માં ફોસાટી નામના પ્રસિદ્ધ કારીગરે એની મરામત કરી તે વખતે એણે પણ એટલું ચિન્તાનું કારણ માન્યું હતું કે ગુમ્બજનું વજન દિવાલો બરોબર ધારણ કરી શકતી નથી. સ્થંભોની ગોઠવણી, રંગોની સજાવટ, અને સામાન્ય રચના ઉપરથી પણ આ સ્થાનની સુન્દરતા નિહાળી શકાય છે. મસ્જીદની અંદરની વિશાળતા ઉપરથી ત્હેના કદનું પ્રમાણ સમજાય છે. ત્હેમાંની ખ્રિસ્તી ધર્મની મૂર્તિઓને પ્લાસ્તર તથા રંગવડે ઢાંકી દેવામાં આવી છે ગુંબજની નીચે તથા છજાંની હેઠળ કદી કદી મુલ્લાંઓ પોતાના ધર્મ પાઠ ભણતા નજરે પડે છે. બીજા મનુષ્યો પણ અહિં નથી હોતાં એમ નહિં. કોઇ કુરાન વાંચી રહ્યો છે, કોઈ નમાજ પઢી રહ્યો છે, કોઇ આમતેમ ફર્યાં કરે છે. અહિં ભીંત ઉપર મહાત્મા અલીની કાળી ઢાલ લટકી રહી છે; પ્હણે કોઇ જૂનો હજરતમહમ્મદના વખતનો ઝુંડો લટકી રહ્યો છે. કોઇ જગોએ રંગીન ચીની ઈંટોમાં કુરાનનાં વચનો લખેલાં છે,–જેમાંથી એકમાં કોઇ કોઇ જૂના ભોલા "સોમિયા" શ્રદ્ધાળુ મુસાફરને એમ પણ સમજાવે છે કે હજરત પયગમ્બર સાહેબે કહ્યું હતું કે સ્તમ્બુલ ઉપર ઇસ્લામીઓ ફતેહ કરશે. વચમાં દક્ષિણ તરફ પ્રાચીન દેવળની વેદી આવેલી છે, જેના ઉપર આજ પણ મુલ્લાં હાથમાં તલવાર લઇને ઉભા રહી કુરાનનાં વીર રસ ભરેલા ફરમાનો સંભળાવે છે.

૮. સોફિયાનો પુસ્તકાધ્યક્ષ: સોફિયામાં મ્હેં ઇસ્લામની સજીવનતા જોઇ હું મ્હારા તુર્ક મિત્ર સાથે આ મસ્જીદમાં ફરતો હતો એવામાં એક લીલી પાઘડી પ્હેરેલા ( મુસલમાનોમાં આ "સૈયદ" હોવાનું ચિન્હ છે ) મુલ્લાએ આવીને મ્હને પૂછ્યું: "ત્હમે હિન્દુ છો ?" મ્હેં હા કહી. પછી ફરીથી ત્હેણે સવાલ પૂછ્યો: "મુસલમાન કે કિરસ્તાન ?" મ્હેં કહ્યું, "બ્રાહ્મણ." આ સાંભળીને એ બોલ્યો: "આવો, હું ત્હમને સોફિયાનું પુસ્તકાલય બતાવું" અમે સાથે ગયા. મ્હારો મિત્ર દુભાષિયાનું કામ કરતો હતો. સુન્દર હસ્તે લખેલાં ઘણાં પુસ્તકો અમે જોયાં, એક તો ઔષધો વિશેનું, સચિત્ર હતું આ પછી મ્હેં મુલ્લાંને કહ્યું કે મ્હને સૌથી જૂનું પુસ્તક બતાવો. આ સાંભળીને તે મુલ્લાંજી, જે આ પુસ્તકાલયના અધ્યક્ષ હતા, ત્હેમણે એક કુરાનની પોથી કહાડી અને તુર્કી ભાષામાં કહ્યું. "આ કિતાબ હજરત પયગમ્બર સાહેબના જમાઇ હજરત અલીસાહેબે ખુદ પોતાને હાથે લખી હતી." અલીસાહેબની લખેલી એમની પોતાની કલમથી–હસ્તાક્ષરોથી અંકિત આ પુસ્તક હતું. મ્હેં હાથમાં લઇને ત્હેને ઘણી સારી રીતે જોયું અને મુલ્લાજીનો બહુ ઉપકાર માન્યો. આ પછી અમે જવાને પાછા ફર્યા ત્યારે તો તે મુલ્લાં પણ અમારી સાથે બ્હાર નીકળ્યા. અને પાસે આવેલા એક કોફીવાળાની દુકાને જઇને અમે બધા બેઠા. મુલ્લાંની વાતો બહુ

ભૂર્ત હતી. એણે મ્હને મુસલમાન થવાને ઘણો આગ્રહ કર્યો. જ્યારે મ્હેં એને સમજાવ્યું કે ધર્મ બદલવાની મ્હારે જરૂર જેવું નથી, ત્યારે એણે મ્હને પૂછ્યું "આપને ત્યાં ઈશ્વર કેટલા છે?" મ્હેં જવાબ દીધો "એક" આ સાંભળીને તે બહુ ખુશી થઇ ગયો અને મુબારકબાદી આપવા લાગ્યો. ત્હેણે કહ્યું: "આપનામાં ખ્રિસ્તીઓની જેમ ત્રણ ઇશ્વર નથી, એ બહુ સારૂં છે આખી દુનિયામાં કેવળ કાફર તો ફક્ત ખ્રિસ્તીઓ જ છે' પછી મ્હેં તુર્કી રાજનીતિની વાત કહાડી તો મ્હને સમજાયું કે એ માણસ એકલા કુરાન અને ધર્મ ગ્રન્થોનોજ અભ્યાસી ન હતો, પરન્તુ ત્હેને દુનિયાની બધી બાબતોની માહિતી હતી એણે આંકડા આપીને જણાવ્યું કે હિન્દુસ્થાનમાં આટલા, ચીનમાં આટલા અને રૂશિયામાં આટલા ઇસ્લામીઓ છે રૂશિયાની દુમા (પાર્લમેન્ટ જેવી પ્રજાપ્રતિનિધિઓની સભા–) માં આટલા મુસલમાન સભાસદો છે, તે પણ તે જાણતો હતો

તુર્કીમાં ખ્રિસ્તી અને મુસલમાન બંનેને એક સરખા હક છે અને બેમાં કાંઇ પણ ભેદ ગણવામાં આવતો નથી, એમ પણ ત્હેણે કહ્યું "જો ગ્રીસ વખતસર ચેતશે નહિ અને વધારે બાજગડ કરશે (એવામાં તુર્કી અને ગ્રીસ વચ્ચે ચકમક ઝરતી હતી) તો–મ્હારા પુત્રો તો સઘળા લ્હડાઇઓમાં કામ આવી ગયા છે પરન્તુ હવે હું જાતે પણ શસ્ત્ર ધારણ કરવાને તૈયાર છું તેથી આ વખત તો હું જ લ્હડાઇમાં ઉતરીશ. અને યૂરોપ જો વિગ્રહ શરૂ કરશે તો પછી અમારે "જેહાદ" (ધર્મયુદ્ધ અથવા ધર્મને ખાતર કેસરિયાં) નો લીલો ઝુંડો તોપખાનામાંથી બ્હાર કહાડવો પડશે અને એમ થયું તો આખી દુનિયાના મુસલમાનો તુટી પડશે." આવી આવી કંઇક સમજુ–ન સમજુ વાતો મુલ્લાં સાહેબે કહી. પણ એટલું તો મ્હને સમજાયા વિના રહ્યું નહિં કે ઇસ્લામ ધર્મ એનામાં સજીવન અને જ્વલન્ત હતો મ્હેં પૂછ્યું "પાર્લમેન્ટને આપ કેવી સમજો છો?' જવાબ મળ્યો કે "એ બધુ કુરાનમાં છે." મ્હેં ફરીથી પૂછ્યું "યૂરોપમાં લોકો બહુ વાતો કરે છે કે આપ લોક ખ્રિસ્તી રૈયતને દુઃખ આપો છો" એણે ઉત્તર દીધો "એમના પાદરીઓ તથા યૂરોપવાળા એમને ભડકાવે છે તથા અમને પજવે છે, તોફાન પણ એ લોકો જ કરાવે છે. ખ્રિસ્તી પ્રજાને કર આપતાં રોકે છે અને અમારા રાજ્યતંત્રમાં જાતજાતનાં વિઘ્ન નાંખે છે. ખરી વાત આ છે" આ મુલ્લાએ મ્હારી તરફ ઘણો સ્નેહ બતાવ્યો હતો કે જે હું સહજમાં ભૂલી શકું તેમ નથી.

**૯ અહમદિયા મસીદ- હિપડ્રોમે- પુરાતની ચોક**

સોફિયાથી નીચે ઉતરતાં હિપ્પોડ્રોમ નામનો સ્તાંબુલનો પુરાતની ચોક (મેદાન) આવે છે ૭ મિનારાવાળી, ઘણી પ્રિય અહમદિયા મસજીદ, જે આ ભાગમાં આવી છે, તે અહિં સર્વથી મ્હોટી ઇમારત છે. આ મસજીદમાં એવું રંગીન કામ છે, જેની પરીક્ષા કરવામાં કુશળ મનુષ્યો પણ છેતરાઇ જાય એવું છે વસ્તુત ચીની માટીના મિશ્રણ પર એ રંગ કામ કરેલું છે બાઇઝેન્ટીયન સામ્રાજ્યના સમયમાં અહિં મ્હોટાં મ્હોટા મહેલો હતા. હિપડ્રોમમાં સંગેમરમરની ફરસબંધી હતી અહિંના મહેલોની બારીઓ માંથી શ્રીમન્ત અને ઉમરાવ કુટુમ્બની મહિલાઓ આ સ્થળે મનુષ્યો અને પશુઓની વચ્ચે લ્હડાઇઓ થતી તે જોતી હતી આ ચોકમાં જસ્ટિનિયન શાહેનશાહ (જે "મહાન" કહેવાય છે) ત્હેણે કાયદા કાનૂનનું બ્હાનું કહાડીને ૩૦૦૦૦ નાગરિકોનાં માથાં કપાવી નાખ્યાં

હતો, અને અર્દિજ સુલતાન મહમૂદે દેશમાં "સુધારા" કરવાને યૂરોપિયન રૂઢિ મુજબ દાઢી મૂછ્રાવવાનો, યૂરોપી તરેહનાં કપડાં પ્હેરવાનો, તુર્યા પાઘડીને બદલે ટોપીઓ પ્હેરવાનો રિવાજ દાખલ કરવાની શરૂઆત કરી હતી! પ્રખ્યાત જેનીઝેરીઝ નામની બળવાન્ શહેનશાહી ગાર્ડ (રક્ષક)*સેનાએ બળવો કર્યો હતો ત્યારે ત્હેની કતલ પણ આ સ્થળમાં થઇ હતી. આ ગાર્ડ પલટનો ઘણી સમર્થ અને જાલીમ થઇ ગઇ હતી§ આગલા જમાનામાં યૂરોપ ત્હેણે જ જીત્યો હતો. અને ચ્હાય તે સુલતાનને ગાદીએ બેસાડતી તથા ચ્હાય ત્હેને ઉઠાડી મૂકતી. ત્હેના અમલદારોને "પાશા" અને "બે" કહેતા હતા. તેઓ લાંબા ઝભ્ભા પહેરતા અને ગૂજરાતી પાઘડીના જેવી આકૃતિની પાઘડી માથે પ્હેરતા. એમનાં ખાવસાં તથા વસ્ત્રોના નમૂનો એક અજાયબ ઘર (મ્યુઝિયમ-સંગ્રહસ્થાન) માં સાચવી રાખેલાં છે. એમનું રૂપ વિચિત્ર અને વિકરાળ લાગે છે. આ સિપાઇઓના નામથી એક વખત આખો યૂરોપખંડ થથરતો હતો. આ પલટનો એટલી બધી બળવાન હતી કે યૂરોપીઅન પ્રજાઓ એમ કહેવા લાગી કે એ લોકો મૂળ ખ્રિસ્તી પણ પાછળથી મુસલમાન થઇ ગયેલા.

મહારાજા કોન્સ્ટન્ટાઇનનો જયસ્થંભ, જેના ઉપર સોનું મઢેલું હતું, અને તે સોનાના પતરામાં રોમન અને ગ્રીક પૌરાણિક વીરોની કહાણીઓ કોરેલી હતી, તે પાસે જ હતો. મુસલમાનોએ આ સોનું સ્થંભને આગ લગાડીને ગળાવી લીધું હતું. જૂનતો સ્થંભ પણ હજુયે વિદ્યમાન છે. કહે છે કે શહેનશાહ કોન્સ્ટન્ટાઇને એની નીચે જિસસ ક્રાઇસ્ટનો જે શૂળી ઉપર વધ કર્યો હતો, તે દટાવી છે. આ શહેરમાં એક બીજું મ્હેં જોયું, તે એ હતું કે એક મસજીદમાં સિપાઇઓનો લડાયક સરંજામ હતો. આથી એમ સમજાતું હતું કે રાજ્યકર્તાઓ પાસે-તે રાખવાનાં યોગ્ય સ્થળ ન્હોતાં અને તેથી મસજીદોનો તે કામમાં ઉપયોગ કરવામાં આવતો હતો. આ ઉપરથી ઉસ્માનલી તુર્ક લોકોની વ્યવહાર કુશળતા તથા બુદ્ધિનો પણ સારો ખ્યાલ આવ્યા વિના રહેતો નથી.

**૧૦. જમીનની અંદર ભોંયરાં:** કોન્સ્ટેન્ટીનોપલમાં શહેનશાહોએ જમીનની સપાટી તળે ઘણી ઇમારતો, જેવી કે કેદખાનાં, ભંડાર, વગેરે બાંધેલ છે. જળાશયો પણ એવીજ રીતે વધારે કરાવી રાખ્યા છે કે જે લડાઇના વખતમાં કામમાં આવે. આપણે જમીન ઉપરની દુકાનમાં નીરાંતે ચ્હા પીતા હોઇએ, છતાં ઘણો સંભવ રહે છે કે આપણા પગતળે સેંકડો થાંભલા ઉપર કોઇ મ્હોટી ઇમારતો બાંધેલી હોય. એવું એક મકાન મ્હેં હીપડ્રોમની પાસે જોયું. ભોમિયો મ્હને એક પુરાણા પડી ગયા જેવા મકાનમાં લઇ ગયો ત્યાં ત્હેણે એક હીજડાને કાંઇક પૈસા આપ્યા. તે ઉપરથી તે કૂંચી અને મશાલ લઇ આવ્યો. જમીનમાં એક બારણું હતું તે ત્હેણે ઉઘાડ્યું અને નીસરણી વડે અમે નીચે ઉતર્યા. અંદર એક મ્હોટું થાંભલાઓનું જ જંગલ જાણે હોય, નહિ, એ જ દેખાયું. બે હાથ ચોખ્ખું પાણી ભરાયલું હતું. કેટલું લાંબું પ્હોળું હતું તે સમજાઇ શકે તેમ ન્હોતું. કહેવાય છે કે એક વખત આ વાતનો પત્તો લગાડવાને

* તુર્કી અને મુસલમાન દેશોમાં જનાનાનું રક્ષણ કરવા માટે હીજડાઓને જ રાખવામાં આવે છે, સુલતાનના મહેલમાં હીજડાઓની મ્હોટી સંખ્યા છે, જેનો ઉપરી કિસ્લર આગા રાજ્યના મ્હોટામાં મ્હોટા અધિકારીઓ જેટલો દરજ્જો ભોગવે છે. આ લોકો ઉપર વિશ્વાસ પણ બહુ રાખવામાં આવે છે. § તુર્કીના મુખ્ય અમલદારોના દરજ્જા નીચે મુજબ છેઃ વઝીર, પાશા, તથા બે.

ન્હાની હોડીપર સ્વાર થઇને કોઇ માણસો તપાસ કરવા ગયા હતા, પરન્તુ તેઓ પાછાજ ન ફર્યાં । તેથી હવે એવું સાહસ ઉપાડતાં કોઇનો જીવ ચાલતો નથી

**૧૧. સુબ્લિમ પોર્ટઃ** જે ડુંગરી ઉપર સોફિયાની મસીદ આવેલી છે, ત્હેની ઉપર જ "સુબ્લિમ પોર્ટ" છે આ ફ્રેન્ચ ભાષાનો શબ્દ છે અને ત્હેનો અર્થ "ઉંચા દરવાજા" થાય છે. તે એક મ્હોટો ભભકાદાર મહેલ છે, જેના દરવાજા ઉપર પ્હેલા વિદેશી મન્ત્રીનુ દફતર રહેતું હતું અને અહિં જ પરદેશના એલચીઓ આવજા કરતા હતા તેથી તુર્કી સરકારને પરદેશીઓ "સુબ્લિમ પોર્ટ" કહેવા લાગ્યા અને હવે દેશીપરદેશી બધા એજ અર્થમાં આ શબ્દો વાપરે છે.

**૧૨. વિવિધ વિગતોઃ** સૈન્ય વિભાગના સ્થાન ( War Office )ને "સેરાસ્કેરાત" કહે છે આ વખતમાં અહિંથીજ તુર્કીનુ રાજ્યતન્ત્ર સંચાલિત થાય છે ત્હેના સેનાધિપતિઓ, જેમના હુકમની ખુદ સુલતાન પણ અવગણના કરતાં વિચાર કરે છે, તેઓ પોતાની ઓફિસ અહિં રાખે છે.

રાજધાનીમા યદ્યપિ શરદી ખૂબ પડે છે, તો પણ તેથી કંઇ ગરમી ઓછી પડે છે એમ નથી જ્યારે વાદળાં વગરના આકાશમા સૂર્યનારાયણ પોતાની પૂર્ણ પ્રભાથી પ્રકાશી રહે છે, ત્યારે ધૂપ અસહ્ય થાય છે અને આખો દિવસ તૃષા લાગ્યાં જ કરે છે આથી ત્યાં ગલીએ ગલીએ શરબત વેચાય છે ઠેકાણે ઠેકાણે બાદશાહ અથવા બીજા ધીમન્ત મનુષ્યોએ ફુવારા બનાવી દીધા છે, જ્યા લોકોને સ્વચ્છ પાણી મળે છે. આ ઇમારતો આપણા હિન્દુસ્થાનમાં બાંધેલી "છત્રીઓ "ના જેવી લાગે છે. તુર્કીની સાથે પોતાની ગાઢ મિત્રતા જણાવવાને જર્મનીના શહેનશાહે પણ એક ફુવારો ત્યાં બંધાવી આપ્યો છે.

આ શહેરમાં ઇ. સ ૧૨૦૦ મા ૫૦૦ ખ્રિસ્તી દેવળો હતાં ત્હેમાંથી હાલ ફક્ત પાચ ૭ રહેવા પામ્યા છે ત્હેમની જગોએ હાલ ૫૦૦ મસ્જીદો છે. દેવળોની મસીદો કેવી રીતે બની ગઇ, ત્હેનો એક નમૂનો "ઇંહરિયા મસ્જીદ" છે રોમન ઇમારતને ફક્ત એક મિનારો લગાવી દીધો એટલે બસ મસીદ તૈયાર થઇ ગઇ । આપણે ત્યાં અયોધ્યા શહેરમાં પણ આવુ કોઇ કોઇ સ્થળે જોવામા આવે છે. અને "કુસ્તુનતુનિયા" મા (સ્તંબુલ) તો આવુ ઠેકાણે ઠેકાણે નજરે પડે છે.

આખા યૂરોપમા સ્તંબુલનું બજાર એક અદ્‌ભુત જગો છે. અમને હિન્દીઓને તો એમાં બહુ વિચિત્રતા અથવા આશ્ચર્ય ન લાગ્યુ. પરન્તુ યૂરોપિયનોને તો તે ખરેખર ચકિત કરી નાંખે છે, એમા કાંઇ શક નથી. આપણા બનારસની જાણે કુંજ ગલી હોય નહિં, એવો દેખાવ ત્યાં છે. બજાર ખચિત બહુ મ્હોટુ છે ઉપર છત છે દુકાનો ચારે તરફ આવી રહી છે. એક ગણી કિંમતના દસ ગણા પૈસા આર્મિનિયન અથવા ગ્રીક દુકાનદાર માગી રહ્યા છે. એક તરફ નવા તુર્કીની કોઇ કોઇ મહિલાઓ "હરમ" (જનાનખાના) માંથી બ્હાર નીકળીને, બુરખો ઓઢી, પગે યૂરોપિયન બુટ પ્હેરીને, અંદર યૂરોપિયન વસ્ત્રો અને ઉપર સફેદ ચાદર લપેટીને અહિં આવી પોતાને જોઇતી વસ્તુઓ ખરીદ કરે છે. અને

બીજી બાજુએ કૉકેસસના ગિરિપ્રદેશનો રહીશ, શસ્ત્રો સજીને, કાળી ટોપી પ્હેરીને, કમ્મર બાંધીને ઉભો ઉભો સોદો ખરીદ કરે છે: આવે સમયે કોઇ યૂરોપિયન મુસાફર પણ લેવા લાયક બનાવટો વેચાતી લે છે તથા ફિમનગાં લૂંટાય છે! રાજધાનીમાં આ એક જ સ્થળ એવું છે, જ્યાં ધક્કા દરેકે ખાવા જ પડે છે. નહિં તો બીજે બધે ઠેકાણે નીરાંતે ફરી હરી શકવામાં કાંઇ વાંધો આવે તેમ નથી. શહેરમાં ન મોટરોનું નામ નિશાન તે નહિં સાઇકલોની દોડાદોડી; ન બગીઓની આવજા ને નહિં "ટ્રામ" કે "બસ" ગાડીઓની દોડ ધામ! ટ્રામવે ફક્ત બે મહોલ્લામાં જ છે. ભીડ જેવું કાંઇક મોહ્નિયાની પાસે અને કાંઇક રેલ્વે સ્ટેશન ઉપર લાગે છે. પંદર લાખની વસતિવાળા રાજધાનીના શહેરમાં પણ બીજે સઘળે ઠેકાણે તો પરમ શાન્તિ-વિશ્રાન્તિ જ છે!

---

# કેળવણી.

૧.

## સ્ત્રીઓને ઉચ્ચ કેળવણીની જરૂર.

પણ સ્ત્રીના પોતાના કલ્યાણને માટે તેનાં મન અને લક્ષણને કેળવવાં જોઇએ એટલુંજ નહીં, પણ બાળકોના સુખની વાત લક્ષમાં રાખીને વળી તેને ઉચ્ચ કેળવણી આપવાની પણ ઓછી જરૂર નથી જો સ્ત્રીઓનાં મન અને નીતિ રૂડાં ન હોય, તો પુરૂષનાં મન અને નીતિ સાબીત રહેનાર નથી. કોઇ પણ પ્રજાની નીતિ-દશાનો આધાર ઘર-કેળવણી ઉપર રહે છે, એવો અમારો સિદ્ધાન્ત છે તે ખરો હોય તો સ્ત્રી-કેળવણી એ એક પ્રબળ્રીય મહત્વનો વિષય થઇ પડે છે સ્ત્રીની પતિવ્રતા અને મન-બુદ્ધિની કેળવણી ઉપર પુરૂષના સદ્વર્તનનો આધાર રહે છે અને તેમાંજ તેનું ઉત્તમ રક્ષણ રહેલું છે એટલુંજ નહિ, પણ તેના મન-બળનો પણ તેના ઉપરજ આધાર છે. તેથી બન્ને જાતિની શક્તિઓનો જેમ પરિપૂર્ણ પ્રાદુર્ભાવ થાય, તેમ જન-મંડળ, વિશેષ શાન્તિકર અને સુનિયમિત થશે એટલુંજ નહિ, પણ તેની ઉન્નતિ અને વૃદ્ધિ વિશેષ સુનિશ્ચિત અને નિર્ભર થશે,

—ગણપતરામ અનુપરામ કૃત "સદ્વર્તન."

૨.

## બાળ કેળવણી.

મા બાપે ....પરસ્પરનું માન વધારીને છોકરાંના મનમાં મૂળથીજ પૂજ્ય બુદ્ધિનો ઉદય કરવો જોઇએ.......જો બાપે છોકરાને કાંઇ કામ કરવાનું કહ્યું, અને તે આડું થાય, તો માએ તેનું ઉપરાણું લઇ બાપની આજ્ઞા ભંગ કરવાની ટેવ શીખવવી નહીં. પણ તે બાળકને શીખવી, સમજાવી તથા ભય દેખાડી યુક્તિથી તેની પાસે પિતાની તે આજ્ઞા જરૂર પળાવવી, અને તેજ પ્રમાણે માનું વચન પાળવાને પિતાએ છોકરાંને જરૂર શીખામણથી કેળવવાં જોઇએ,... .....વખત બે વખત બાળક ન માને એવી હઠ કરે તો માબાપે તેને નિર્દય થઇ મારવું નહીં, કે ગાળો દેવી નહીં, પણ જરા વખત જવા દઇને પાછું સમજાવી તે કામ કરાવવું, નહીં તો પગે લગાડાવીને માફ માગતાં શીખવવું.

—ભામિની ભૂષણ. પ્રથમાલંકાર.




# પ્રેમ લગ્નો કે વ્યવહાર લગ્નો ?

## પ્રેમ લગ્નો ઉત્તમ નીવડે છે–વધારે સુખ આપે છે ?

[ કેટલાક ઇંગ્લિશ અને વિદેશીય વિદ્વાનો તથા સુપ્રસિદ્ધ સજ્જનોના અભિપ્રાયો: જુદા જુદા વૃત્તિ-વિચારના સ્ત્રી પુરૂષો દ્વારા આ મહત્વના વિષયનું સમાલોચન. ]

આ મહત્વના અને અતિ ઉપયોગી વિષયની ચર્ચા વિલાયતના એક સુપ્રસિદ્ધ પત્રના અધિપતિએ થોડા વખત ઉપર ઉભી કરી હતી આ માટે ત્હેમણે ડૉ. સેલિબી નામના "પ્રજોત્પત્તિ" અથવા "सुप्रजनन शास्त्र" (Eugenics) ના વિષયમાં સાધિકાર મનાતા વિદ્વાનનો ખાસ અભિપ્રાય મેળવ્યો હતો, જે સ્નેહલગ્નની તરફેણમાં ઉતર્યો હતો આની વિરૂદ્ધમા મેડમ વૉડિંગ્ટન નામની એક સન્નારી જેને ફ્રાન્સ દેશમાંની લગ્ન વ્યવસ્થાનો વિશેષ અનુભવ છે, ત્હેમનો મત મળ્યો હતો, જેમાં તે બાનુએ વ્યવહાર લગ્નોનો પક્ષપાત જાહેર કર્યો હતો. આ પછી ઇંગ્લેન્ડનાં અને યુરોપનાં કેટલાંક જાણીતાં સ્ત્રીપુરૂષોના મત મેળવવામાં આવ્યા હતા, જે સઘળાનો સાર અહિં આપવામાં આવ્યો છે.

૧

ડૉ. સી. ડબલ્યુ. સેલીબી: ('ઉત્તમ પ્રજા કેવી રીતે ઉત્પન્ન કરી શકાય?"—તથા "સ્ત્રીઓ અને સ્ત્રી જાતિ,"–એ વગેરે પુસ્તકોના લેખક અને "પ્રજોત્પત્તિ" અથવા "સારી સંતતિ પેદા કરવાનું શાસ્ત્ર,"–એ વિષયના સુપ્રસિદ્ધ વિચારક.)

ત્હમે જે પ્રશ્ન ઉપર મ્હારો અભિપ્રાય માગો છો, તે મ્હારા પોતાના થઇ ગયેલા વિષયને બહુ સંબન્ધ રાખતો છે. કારણકે "મનુષ્ય જાતિના ઉત્કર્ષ"નું આ વાત મૂળ છે. અને દરેક પ્રકારનું પરિણામ મનુષ્ય જે દૃષ્ટિબિન્દુથી આ વિષય તરફ જુવે છે, ત્હેના ઉપરજ આધાર રાખે છે. જનસમાજને અને ભવિષ્યને માટે આ સવાલ એટલા ગભીર મહત્વનો છે કે ત્હમારા પ્રશ્નની ચર્ચા છુટથી કરવાની મ્હને પરવાનગી આપશો. તેથી તમારા સવાલને જરા વિસ્તારીને હું પૂછું છું કે–

"પતિ પત્નીને–અને ત્હેમની સંતતિને પણ–ઉત્તમ સુખનું સાધન પ્રેમસંયોગ છે કે કેમ ?"

જો "પ્રેમ" એ શું છે તે ખરી રીતે સમજાય તો તો નિઃસંશય હું મ્હારો દઢમાં દઢ મત ત્હેની તરફેણમાંજ આપું. પરન્તુ સંસારમાં એમ વારંવાર બની આવે છે કે શારીરિક-સ્થૂળ મોહને લોકો પ્રેમ કહે છે. ખરી વસ્તુ જેઓ સમજીજ શકતા નથી અને જેઓ સત્યશઃ સ્નેહને પોતાના હૃદયમાં ગ્રહણ કરીજ શકતા નથી, એમને માટે આપણે અહિં કાંઇ કહેવાનું નથી. એ વાત ખરી છે કે શારીરિક સુન્દરતા પણ આવશ્યક વસ્તુ છે, સ્થૂળ તત્વ ઉપરજ પ્રેમનો પાયો રચાય છે, પરન્તુ મ્હારી દલીલ એ છે કે—એટલામાંજ પ્રેમની પરિપૂર્ણતા આવી જતી નથી. આવાં સ્થૂળ આકર્ષણ, જે વધારે ઉન્નત ભાવમા વિકાસ ન પામે તો કેવળ અલ્પ સમય સુધીજ રહે છે, ત્હેના ઉપર સ્ત્રી પુરૂષનાં લગ્નના જેવા કાયમ સંબન્ધનો આધાર રાખવો, એ ખરેખર વર્તમાન અને ભાવિ જનસમાજનું મ્હોટું અનર્થ, મહાપાપ કરવા બરોબર છે. અને આ કારણને લીધેજ લગ્નની પ્હેલાં સંવનનનો સમય જેમ બને તેમ લાંબો રાખવાની તરફેણદારી કરવી પડે છે. જીંદગી સુધીના આવા સંબન્ધમાં ઉતરનાર મનુષ્યોને એક બીજાના વૃત્તિ-વિચાર સમજવાનો વખત તથા અનુકૂળતા મળે અને ત્હેમનું અરસ્પરસનું આકર્ષણ તે માત્ર સ્થૂળ મોહ છે કે ત્હેમાં કાંઇ વધારે ઉંડુ આત્માનું ખેંચાણ છે તે સમજાય, એ આવી યોજનાનો હેતુ છે.

પણ જો પ્રેમનો અર્થ મહાકવિ શેક્સપિયરે કર્યો છે ("સ્નેહ એટલે સર્વથા શ્રદ્ધા અને સેવા") ત્હેવોજ થતો હોય, તો આપણા પ્રશ્નનો ઉત્તર એની મેળે મળી જાય છે. સ્હાયે એટલું કબૂલ કરવું પડશે કે "પ્રજોત્પત્તિ"નું શાસ્ત્ર એક સર્વવ્યાપી સત્ય માને છે કે દરેક મનુષ્યની આંખો અને વાળના રંગમાં ફેર છે, ત્હેવોજ ત્હેમના હૃદય અને જીવનમાં પણ ભેદ છે. ઘણાં ખરાં મનુષ્યો ઉચ્ચ પ્રેમ સમજી પણ શકતાં નથી, તો પછી ત્હેને પોતાની જિંદગીમાં ઉતારી શકે તો ક્યાંથીજ?—આથી કોઇ મધ્યમ માર્ગ લઇને આ વસ્તુનું સમાધાન કરવું બહુ આવશ્યક છે.

હાલ "પ્રજોત્પત્તિ" વિષયના શાસ્ત્રી હોવાનો ડોળ કરતા, જે અનેક બિનઅનુભવી, સ્વેચ્છાતરંગી યુવાનો જાહેર કરે છે કે "વ્યક્તિના અથવા પ્રજાના હિતના દૃષ્ટિબિન્દુથી સ્ત્રીપુરૂષના લગ્નનો સર્વોત્તમ અથવા આવશ્યક પાયો પ્રેમ નથી," તેઓ ગંભીર ભૂલ કરે છે અને બીજાઓને હાનિકારક ભૂલાવામાં નાખે છે. એ લોકોનો એવો અભિપ્રાય તદ્દન ખોટો છે એમ હું માનું છું અને ડાર્વિન જેવા મહાન વિજ્ઞાનશાસ્ત્રીના મતનો આધાર લઇને મ્હેં સિદ્ધ કરી આપ્યું છે કે—સ્ત્રીપુરૂષના પરસ્પર વિશુદ્ધ, ખરા પ્રેમનાં તત્વો (જેમાં સ્થૂળ સૌન્દર્યનો પણ સમાવેશ થાય છે) ત્હેમનાં શરીર અને આત્માના આરોગ્યની સાથે ગાઢ સંબન્ધ રાખે છે તથા ઘણી વાર ત્હેનુંજ પરિણામ હોય છે; અને તેથી તે "પ્રજોત્પત્તિ"ને માટે બહુ કીંમતી છે. ખરેખર સાચો પ્રેમ એ દુનિયાંમાં સહુથી પ્રાચીન અને મૂલ્યવાન ઉત્તમ પ્રજોત્પત્તિનું સાધન છે, અને ડાર્વિનના સપ્રમાણ ગ્રન્થો તથા અર્વાચીન પ્રાણીશાસ્ત્ર અને અધ્યાત્મ વિદ્યાના ઘોર અજ્ઞાનને લીધેજ "લગ્નસુખ અને માતાપિતાની યોગ્યતા તથા પ્રેમ—એની વચ્ચે વિરોધ" હોવાની મિથ્યા વાતો આપણે સાંભળીએ છીએ. એમ ક્હેવામાં આવે છે કે ફ્રાન્સ દેશમાં સંપૂર્ણ લગ્નસુખ મેળવવા માટે પ્રેમ જરૂરનો ગણાતો નથી. પરન્તુ ઇતિહાસનો દરેક અભ્યાસી જાણે છે કે ફ્રેન્ચ પ્રજા હાલ ઘણા કટોકટીના સમયમાં થઇને પસાર થાય છે. ત્હેનું જન્મ પ્રમાણ એટલું તો શોકજનક રીતે ઓછું થઇ ગયું છે અને

તે વિષય ત્યાં એટલા બધા મહત્વનો મનાયો છે કે રાજ્યકાર્યભારી મંડળે ત્હેનો ખાસ વિચાર કરવાને એક સ્વતંત્રની સ્થાપના કરી છે. આથી જો, સ્નેહ વિનાનાં લગ્નોનું અત્યંત અનર્થકારી પરિણામ ત્હેના રાક્ષસી રૂપમાં જોવું હોય, તો તે મહાન્ વિદ્યાનશાસ્ત્રી પાસ્કલ અને પાસ્ચુરને જન્મ આપનાર વિલક્ષણ અને વિખ્યાત ફ્રેન્ચપ્રજાના માથા ઉપર ઝઝૂમી રહેલા ભયમાં છે, એમ સમજાવા વિના રહેશે નહિ.

પરન્તુ આ પ્રશ્નનો ઉત્તર આપવાનું સાહસ કરનાર હું કોણ?—એનો નિર્ણય તો ઘણાંખરાંએ દુનિયામાં સહુથી વધારે બુદ્ધિવાળી સન્નારી મિસ એલન કીએ ત્હેના સપ્રમાણ ગ્રન્થ 'પ્રેમ અને લગ્ન'માં પોતાના લાંબા અનુભવ અને અનુપમ બુદ્ધિ વડે કરી દીધેલોજ છે.

૨

મેડમ વાડિંગ્ટન (એક ફ્રેંચ રાજદ્વારીની વિધવા.)

બધી વસ્તુઓનો વિચાર કરતાં હું ધારૂં છું કે વ્યવહારદૃષ્ટિથી યોજાયલાં સુખી સ્નેહલગ્નોના જેવાંજ સુખકર નીવડે છે આવા વિવાહ સરખી સ્થિતિ અને સરખી રીતિ-નીતિવાળાં મનુષ્યોમાં થાય છે, જેમાં રીતરિવાજ, રહેણીકરણી તથા નિર્વાહનાં સાધનો બંને પક્ષમાં લગભગ સરખાં હોય છે હું તો અહિં સ્વાભાવિક રીતે શુદ્ધ ફ્રેંચ લગ્નો (જેમાં સ્ત્રી અને પુરૂષ બંને એકજ જાતિનાં હોય છે તે-)નીજ વાત કહું છું. આવા વિવાહ મ્હને અમેરિકન સ્ત્રી તરીકે પ્રથમ વિચિત્ર લાગ્યા હતા, પરન્તુ જે દેશમાં લાંબો વસવાટ થાય છે, ત્હેની રહેણીકરણી આપણને અસર કર્યા વગર રહેતી નથી અને આપણા મૂળ વિચાર પણ તે જરૂર બદલી નાંખે છે.

૩.

ઘ. ટેમ્પલ થર્સ્ટનઃ (લેખક અને વિચારક.)

મ્હારૂં મકાન સાફ કરવા આવનાર બાઇને મ્હેં હમણાં જ સવાલ પૂછ્યો કે "પ્રેમ લગ્નોજ ઉત્તમ છે?" ત્હેણે જવાબ દીધો "સાથે થોડો પૈસો હોય તો તે પણ સારી વાત છે" પણ જ્યારે ત્હેને મ્હેં વધારે સવાલો કર્યા, ત્યારે જણાયું કે ત્હેની યુવાવસ્થામાં ત્હેણે એક સારા પયસેદાર માણસને મૂળીને એક ગરીબ માણસ જેને તે ચહાતી હતી ત્હેની સાથે લગ્ન કર્યું હતું આ વાત પરથી આયર્લેન્ડમાં મ્હેં એક સ્ત્રી પાસેથી સાંભળેલા ઉદ્‌ગાર મ્હને યાદ આવ્યા. "ખરેખર, જે પુરૂષ મ્હને ગમતો નથી ત્હેની સાથે પરણ્યા બાદ ઘોડાગાડીમાં બેસીને બાગોમાં ફરવા કરતાં, જેને હું ચહાઉં છું ત્હેની ખાતર રાતદહાડો મજૂરી કરવાનું પણ હું વધારે પસંદ કરૂં," એમ ત્હેણે કહ્યું હતું મ્હારો પોતાનો મત એવો છે કે સ્ત્રીપુરૂષના લગ્નમાં મુખ્ય તત્ત્વ પ્રેમ છે ત્હેના સિવાયનું લગ્ન તે ખરૂં લગ્નજ નથી.

૪.

આર્ચડીકન ( ધર્મગુરૂ ) સિંક્લેર:

મધ્યકાળમાં લોકો સ્ત્રીને "નરકનું દ્વાર" (પાપનું મૂળ) અને પુરૂષ કરતાં ઉતરતી માનતા હતા. ખ્રિસ્તી ધર્મના પ્રોટેસ્ટણ્ટ વિભાગમાં મનુષ્યોના વધારે સ્વતંત્ર વિચાર વડે ત્હેમને ધીમે ધીમે પુરૂષની સાથે લગભગ સમાનતા મળી છે. પ્રોટેસ્ટણ્ટ મતના જર્મની, ઈંગ્લેન્ડ, સ્કોટ્લેંડ અને સ્વીડન-નૉર્વે કરતાં દુનિયામાં બીજા કોઇ સ્થળે વધારે નિર્મળ કુટુમ્બ જીવન નથી. અને અહિંજ સ્નેહ તથા સંવનન, જેમાં લગભગ દરેક મનુષ્ય ભાગ લે છે, ત્હેની મુશ્કેલીઓ ઉભી થાય છે. પ્રથમ તો ઈંગ્લેન્ડમાં પુરૂષો કરતાં દસ લાખ સ્ત્રીઓ વધારે છે. બીજું, પ્રેમમાં પડનારાં યુવાન પુરૂષો અને સ્ત્રીઓ ઘણીવાર પોતાની હૃદયવૃત્તિજ સમજી શકતાં નથી. સાધારણ રીતે પ્રેમની સ્થૂળ કારણો ( શારીરિક ખૂબસુરતી, બળ, વગેરે ) ને લીધે શરૂઆત થાય છે,-જોકે માનસિક અથવા વ્યાવહારિક કારણો પણ ત્હેની સાથે ( અગર ત્હેમાં ) નથી હોતાં એમ નહિં.

હવે જે દેશોમાં રોમન કાયદાઓનો પ્રચાર છે, ત્યાંની લગ્ન વ્યવસ્થા હજી માબાપ અને વાલીના અધિકારમાંજ છે. અને તેથી ત્યાં વિવાહ પ્હેલાં સ્નેહ અથવા સંવનનની ભાંજગડ ભાગ્યેજ થાય છે. ઈંગ્લેન્ડમાં વધા ત્હેનાં સંસ્થાનો અને યુનાઇટેડ સ્ટેટ્સમાં લગ્નની પસંદગીમાં માબાપ ક્વચિતજ વચ્ચે આવે છે. અર્થાત્ એ દેશોમાં લગભગ સ્વતંત્ર રીતે યુવક યુવતી પોતાનો નિર્ણય કરી લે છે. વળી ત્યાં કાયદા પ્રમાણે પણ એકવીસ વર્ષ થયા પછી માબાપની સંમતિ લગ્ન માટે જરૂરની નથી. તેથી જો કંઇ દાબ હોય તો તે માતાપિતાના પૈસાને અંગેજ છે. છતાં સારામાં સારી ગોઠવણ તો બંને વ્યવસ્થાના મિશ્રણ-દ્વારાજ થઇ શકે અને આપણા દેશ (ઇંગ્લેન્ડ) માં હાલ ખરી વસ્તુસ્થિતિ લગભગ એવી છે.

આપણે ત્યાં આ સંબન્ધમાં કોઇ કાયદો એવો નથી, જે ફેરવવાની જરૂર હોય. પણ દેશનાં સઘળાં નૈતિક અને ધાર્મિક બળો દ્વારા યુવાન સ્ત્રી પુરૂષો પોતાનાં માતાપિતાની સંમતિ સિવાય સહસા તાત્કાલિક લાગણીને લઇને લગ્ન કરી દે, ત્હેના ઉપર સખ્ત અટકાવ નાંખવાની બહુ જરૂર છે. તેમજ માબાપ અથવા વાલીને પ્રેમ વિનાનાં વ્યાવહારિક લગ્નો કરાવતાં રોકવા માટે પણ આવાં બળો એટલીજ મજબુતીથી વાપરવાં જોઇએ.

૫.

પ્રિન્સેસ ( શાહજાદી ) બેરિએટિન્સ્કી:

હું બહુ ખાત્રીપૂર્વક રીતે માનું છું કે વ્યાવહારિક બુદ્ધિથી "ગોઠવાયલાં" લગ્નો કરતાં પ્રેમલગ્નો ઘણાં વધારે સુખકર નીવડે છે; પરન્તુ ત્હેમાં જોડાયલાં પતિપત્નીને સઘળાં હિત સામાન્ય હોવાં જોઇએ. લગ્નની શરૂઆતનો મોહ ઓછો થઇ ગયા પછી, હું ધારું છું કે લગ્નના પ્રથમ સુખને તાજું અને લીલું રાખવાનું કામ (બીજી બધી વસ્તુઓ કરતાં) બંનેનું-એક બીજાની સાથે-સામાન્ય હિત હોય, તેજ વધારે સારી રીતે કરી શકે છે.

મ્હારા પોતાના અનુભવ–એટલે જે દાખલા મ્હારા પોતાના જોવામાં આવ્યા છે, તે–ઉપરથી કહું તો મ્હેં વારંવાર દીઠું છે કે એક સરખા ( અથવા સામાન્ય ) હિતના અભાવે "પ્રેમ થોડા વખતમાં ઉડી જાય છે !" ઉપરાંત વળી હું એમ પણ સૂચના કરવી વાજબી માનું છુ કે સ્ત્રી પુરૂષને પરસ્પર સ્નેહ થયા પછી યોગ્ય જણાય એટલા લાંબા વખત સુધી રાહ જોવી, એ બહુ જરૂરનું છે. કારણકે સંસારની અનુભવી મનુષ્યોમાંથી ભાગ્યેજ કોઇ નાકબુલ કરશે કે યુવાન સ્ત્રી પુરૂષની વચ્ચે જે સ્નેહનો ઉદય જણાય છે, તે સાચી ઉંડી લાગણી છે અથવા તાત્કાલિક રૂપમોહ અને સ્થૂળભોગની લાલસા અગર એવી કોઇ ક્ષણિક વૃત્તિ છે, એની ખરી તપાસ થવી ઘણી આવશ્યક છે

સાધારણ રીતે સ્ત્રીઓ અને પુરૂષો, જેઓ થોડા મહિનાના પિછાન પછી, લગ્ન કરે છે, તેઓ એટલા વખતમાં પોતપોતાનો "માલ" સારામાં સારો કેની રીતે દેખાડાય ત્હેનીજ–જાણીને અથવા અજાણ્યે–ખટપટમાં પડયાં હોય છે. એટલે લગ્ન પછી, આ પડદો પડી જવાથી, પરિણામ ઘણીવાર બહુ અનિષ્ટ આવે છે. ખરા પ્રેમને દુકાનના "માલ"ની પેઠે જાહેરખબરોની જરૂર નથી; તેથી એવી જાહેરાત જો ઓછી થતી હોય તો બંને પક્ષને ઘણો લાભ થાય. પ્રેમ એવા શણગારથી વધારે ઓપતો નથી તેમ આવતો પણ નથી; અને એથી એની ન્યૂનતા દેખાય, એ સંભવિત નથી. જે દિવસે લગ્ન સંબન્ધમાં પ્રેમની આવશ્યકતા મનાતી બંધ થશે, તે કાળ આપણી માનવ જાતિના દુર્ભાગ્યેનોજ હશે, એમાં કાંઇ શક નથી.

૬.

રેવરેંડ ( ધર્મગુરૂ ) એ. જે. વાલ્ડ્રોનઃ

આ મહાન્ પ્રશ્ન છે, જેમાં અધ્યાત્મ જ્ઞાનને લગતી ગૂચવણો સમાયલી છે. પ્રેમ એટલે આપણે શુ માનીએ છીએ ? જો ત્હેનો અર્થ "આત્માઓનુ જોડાણ" એવો થવો હો જોઇએ તે પ્રમાણે કરીએ, તો તે વસ્તુ પ્રાપ્ત કરવી મુશ્કેલ છે.

બિનઅનુભવી યુવાન મનુષ્યો સ્ત્રીપુરૂષના પરસ્પર સંબન્ધથી પેદા થતી વિષયવૃત્તિઓ સત્ય રીતે સમજી શકતાં નથી અને વિવાહ પછીજ પોતાની ગંભીર ભૂલ તરફ ત્હેમની આંખ ઉઘડે છે. પરિણામ અત્યંત કરૂણાજનક આવે છે બહુ થોડાં મનુષ્યો પોતાને માટે ડહાપણથી સારી પસંદગી કરી શકે છે. કારણકે સાધારણ રીતે માણસ જાતને પોતાની બુદ્ધિ માટે બેહદ ગુમાન હોય છે, તેથી તેઓ ભાગ્યેજ બીજાની સલાહ લે છે અને કદાપિ કોઇ લેતાં હશે તો તે પ્રમાણે ભાગ્યેજ ચાલે છે ।

આપણને કેળવણીની જરૂર છે. પણ આપણી જિંદગીની સહુથી વધારે અગત્યની વસ્તુ "લગ્ન સબન્ધ' તે વિશે તો કોઇ શિક્ષણ આપતુંજ નથી. આ મહત્વના વિષયમાં જેમણે સલાહ આપવી જોઇએ, તેઓ બહુ બેપરવા રહે છે; અને બહુધા એ કર્તવ્ય ટૂંકી બુદ્ધિ અને સાંકડી દૃષ્ટિવાળાં અથવા નૈતિક જવાબદારીઓથી અજ્ઞાન–અને નવલકથા અગર નાટકોમાંથીજ જેમણે જીવન વિચાર સ્વીકાર્યો છે એવાં–મનુષ્યોને માથે આવી પડે છે!

કોઇ કોઇ પ્રેમલગ્નો એવાં છે, જેમનું પરિણામ બહુ સુન્દર આવ્યું છે. અને તેમ

થાય ત્યારે તો એ દંપતી જીવન ઉંચામાં ઉંચા કાવ્ય સમાન છે, એમાં કાંઇ શક નહિં. પણ મ્હારો સંસારનો અનુભવ મ્હને એમ માનવાની ફરજ પાડે છે કે વિવાહની પસંદગીને લગતી સ્વતંત્રતાને અમુક સુયોગ્ય નિયંત્રણ-વ્યવસ્થાના નિયમોને અનુકૂળ થતી કરવી જોઇએ. આ કાર્યમાં ધર્મસંસ્થાઓ બહુ અગત્યનો ભાગ લઇ શકે અને સ્ત્રીપુરૂષોમાં સાંસારિક પરિચય વધે, એવા પ્રસંગો ઉત્પન્ન કરીને ત્હેમનામાં મેળાપ અને મિત્રતા વધારવામાં સહાય કરી શકે. જેમાં સ્ત્રી તથા પુરૂષની સરખી સામાજિક સ્થિતિ નહિં હોય, એવાં લગ્નોમાંથી મ્હેં ઘણાં થોડાં દંપતીને સુખી થતાં જોયાં છે.'

૭.

ફાધર ડૅમ્પિન: ( ઇંગ્લેન્ડમાંની ફ્રેન્ચ ધર્મસંસ્થાઓનો પ્રમુખ. )

આ પ્રશ્નનો ચોકસ જવાબ દેવો, એ મ્હને મુશ્કેલ જણાય છે; પણ ઘણો વિચાર કર્યા પછી મ્હારો એવો અભિપ્રાય થયો છે કે-જે વિવાહને આપણે સ્નેહલગ્નો કહીએ છીએ તે કરતાં વ્યવહારિક દૃષ્ટિથી કરેલાં લગ્નો સામાન્ય રીતે વધારે સુખી નીવડે છે. આનું કારણ એટલુંજ હું ધારી શકું છું કે ઘણાં ખરાં જોડાં ક્ષણિક લાગણી, સ્થૂળ વિષય વાસના, અને બાહ્ય રૂપના મોહને "ખરો સ્નેહ" સમજે છે અને વિવાહ થયા પછી એવી ગેરસમજનાં ત્રાસદાયક પરિણામ ભોગવે છે!

૮.

મિસ વાયોલેટ વાનબ્રુગ: ( પ્રસિદ્ધ નાટકકાર. )

મ્હેં એવા દાખલા જોયા છે, જેમાં વ્યાવહારિક દૃષ્ટિથી "ગોઠવાયલાં" લગ્નોનું પરિણામ અત્યંત સારૂં આવ્યું છે. અને પ્રેમ જો કે એ લગ્નોનો પાયો ન્હોતો, છતાંયે દંપતીના પરસ્પરના સંબન્ધમાં તે ધીમે ધીમે ઉદય પામ્યો અને હમેશને સ્થાયી થયો. આની સાથે એવાં પણ ઘણાં દૃષ્ટાન્તો મ્હારી નજરે આગળ છે, જેમાં કેવળ સ્નેહને લઇનેજ લગ્ન થયાં હતાં-અને પતિ અથવા પત્નીની આર્થિક સ્થિતિ તરફ તદ્દન બેદરકારી રાખીને તે કરવામાં આવ્યાં હતાં-ને અત્યંત દુઃખદાયી નીવડયાં.

તેથી આપના પ્રશ્નનો શો ઉત્તર આપવો?-આ વસ્તુ તો ઘણુંકરીને દરેક વ્યક્તિના માનસિક બંધારણ ઉપર વિશેષ આધાર રાખે છે.

ઘણાં સ્ત્રી પુરૂષો અતિશય ઉમંગથી અને પૂરવેગથી મનાતા "પ્રેમ" ના પ્રવાહમાં પડે છે અને થોડાજ વખતમાં આશ્ચર્યકારક રીતે ત્હેમાંથી બ્હાર નીકળી ગયેલાં પણ દેખાય છે! કીંમતી ઘડીયાળ અથવા મૂલ્યવાન મોતીની માળાની સાથે અપાતી "ગેરેન્ટી"ના જેવું એવા "પ્રેમ"ની સાથે કાંઇ મળેલું જોવામાં આવતું નથી અને ૧૯૧૪ની સાલનો ભરપૂર "પ્રેમ" ૧૯૧૫માં કદાચ નિઃસત્વ અથવા બેપરવા પણ થઇ ગયો હોય!

છતાં એટલું તો ખરૂં છે કે "સ્નેહલગ્ન" અર્થાત્ પતિપત્નીનાં હૃદયમાં વ્યાપી રહેલ નિર્મળ, ખરા પ્રેમ વડે જે વિવાહ થાય છે, ત્હેની તો બલિહારીજ છે. અને "ગોઠવાયલાં" લગ્નોમાં એવું પણ કાંઇક અતિ સ્વાર્થી, આર્થિક, અરુચિકર લાગે છે કે તે વિશે વિચાર કરતાં તો એમાંથી ખરૂં સુખ મળી શકે એવું જણાતું નથી.

૯.

પ્રોફેસર સર ઇ. રે લેંકેસ્ટર: (પ્રસિદ્ધ વિજ્ઞાનશાસ્ત્રી.)

આ વિષયમાં મ્હારો અભિપ્રાય તો એવો છે કે જે લગ્નોમાં સ્ત્રી અને પુરૂષ ઉચ્ચામાં ઉચ્ચા પ્રકારની પરસ્પરની પ્રીતિથી આકર્ષાય છે—( આમાં હું "વિષયવાસના"નો સમાવેશ કરતો નથી ), તે બીજા કોઇ પણ પ્રકારનાં લગ્નો—જેમાં એવી પ્રીતિ નથી, ત્હેના કરતાં નિઃસંશય વધારે સુખી નીવડવાં જોઇએ. અને લગ્ન સંબન્ધમાં આવેલા જોડા પૈકી એકના હૃદયમાં આવી દૃઢ ભાવના હોય અને બીજું સદ્ગુણી ડાહ્યું મનુષ્ય હોય, તોપણ તે દંપતી બહુ સુખી થાય એ અસંભવિત નથી. જ્યારે બેમાંથી એકના દિલમાં પણ એવી પ્રીતિ નથી, ત્યારે તો એ નક્કી છે કે બંનેને થોડાં વધારે દુઃખી થવાનું નિર્મિતજ છે. પણ ત્હેમાં "પડ્યું પાનું નભાવી" લેવાનું કામ, એ બેમાં કોણ કેટલે વધારે ઓછે અંશે કરી શકે છે, ત્હેનો આધાર તો તે પતિપત્નીના પોતપોતાના સંસ્કાર, સ્વભાવ અને વર્તન ઉપરજ બહુ ભાગે રહે. વખતે અસંભવિત વસ્તુ સત્ય બને છે, તેથી આવા અકસ્માત બનાવની આશા રાખીને ઘણાં સ્ત્રી પુરૂષો પોતાનું નસીબ ખુશીથી અજમાવે છે ( ને "વિવાહની લોટરી"માં પોતાનું સર્વસ્વ હોમી દે છે।)

૧૦.

મેડમ સારા બર્નહાર્ટ: (જગપ્રસિદ્ધ નાટકકાર અને ફ્રેંચ નાટકશાળાની અધિષ્ઠાત્રી.)

આ એવો ગહન પ્રશ્ન છે કે જે વિષે ખાત્રીથી ઉત્તર આપી શકાય તેમજ નથી. પ્હેલું તો—"પ્રેમ" એટલે શું ?—કેટલાંક મનુષ્યોમાં ચ્હાવાની અસાધારણ શક્તિ હોય છે પણ ખરી રીતે તેઓ બિલકુલ ચ્હાઇ શકતાં નથી. તોપણ ખરો હૃદયભાવ એજ પ્રેમ એમ આપણે માનીએ અને લગ્ન સંબન્ધને તે લાગુ પાડીએ, તો હું ખાત્રીપૂર્વક કહી શકું કે પ્રેમલગ્નો વ્યાવહારિક દૃષ્ટિથી થયેલાં લગ્નો કરતાં ઘણે વધારે અંશે સુખી નીવડે છે. પરન્તુ આ પ્રેમલગ્ન પરસ્પરની ખરી ચાહનાથી—ઓપુરૂષનાં દિલની દોસ્તીથીજ—થયેલ હોવાં જોઇએ.

કામવાસનાના આવેશ માત્રથી વિવાહનો જે સંબન્ધ થયો હોય, તે કાયમનું દંપતી સુખ આપી શકે કે કેમ, એ સર્વદા સંશયગ્રસ્ત રહેવાનું. વૃત્તિનો આવેશ એ એક પ્રકારની ટૂંકી મુદતની ઘેલછા છે. જ્યાં સુધી તે રહે છે ત્યાં સુધી એનો નીશો ચ્હડે છે, પરન્તુ સજ્જામાં સખ્ત તાપ અને ઉત્તમોત્તમ સિગાર ( બીડી ) ની પેઠે તે જ્યારે બળી રહે છે, ત્યારે તો ફક્ત સાં સદ્ભૂત રાખ જ રહે છે—જેને અડવા જતાં તે પણ ભૂકો થઈ જાય છે ! જ્યારે વિષયવૃત્તિનો વેગ મન્દ પડી જાય છે—અને ઘણાં મનુષ્યો આ વેગનેજ પ્રેમ ધારે છે, ત્યારે ત્હેની જગોએ જિગરમાં—આખા સંસારમાં તદ્દન સ્વજનહીન, એકલાં પડી ગયાની—જે લાગણી થઇ આવે છે તે કેટલી બધી ત્રાસદાયક છે, તે જેણે અનુભવી હોય તેજ જાણે !

તેથી હું તો ધારૂં છું કે ખરા પ્રેમને લઇને જે લગ્ન થાય તે જ ઉત્તમ છે અને સર્વે રીતે તેજ સુખી કરી શકે. અને દેખાતો પ્રેમ એ વાસના માત્ર છે અથવા ફક્ત લાગણીનો

આવેગ છે, તે લાંબા સમય સુધી રાહ જોવાથી સમજાયા વિના રૂહેતું નથી. ખરી પ્રીતિ, દિલની દોરતી, પરસ્પર સદ્‌ભાવની લાગણી,–એ જો મળી આવે તો નિઃશેષ સુખ આપ્યા વિના રૂહેતી નથી. અને ખરો પ્રેમ તથા વિષયવૃત્તિનો જુસ્સો (જેને ઘણાં મનુષ્યો ભૂલથી પ્રેમજ માની લે છે તે–) એક બીજાથી–એટલાં બધાં જૂદાં છે કે ત્હેમની વચ્ચે ઉત્તર અને દક્ષિણ ધ્રુવના જેટલું અંતર છે.

વિષયવૃત્તિને સંતોષવાને કરેલું લગ્ન સંકટ સમયને માટે તદ્દન નકામું છે. સ્થૂલ વાસનાને પોષનારો અગ્નિ એવો તો ક્ષણિક છે કે આવળી દશાના વાવાઝોડાના પ્હેલા ઝપાટાથી તે બુઝાઈ જાય છે! પરન્તુ દુઃખ અને દુર્દશાની સામે ધૈર્ય અને હિમ્મતથી ટકી રૂહેવાને માટે તો ખરા પ્રેમનો દિવ્ય જ્યોતિ જ દંપતીના હૃદયમાં જોઇએ, જે મહાકાળનું પોતાનું આમંત્રણ થાય, ત્યાં સુધી લેશ માત્ર પણ ઘટતો નથી અને સંકટ સમયે તો વધારે ઉજ્વળ પ્રકાશથી ઝગઝગી રૂહે છે.

## ૧૧.

મિસ એલન કી: ("પ્રેમ અને લગ્ન" એ પુસ્તકની લેખક.)

મ્હારા સબળા આત્મબળથી,–અને જરાપણ સંકોચ વિના,–હું મ્હારા "અજ્ઞાત" મિત્ર ડૉ. સેલીબીના મતને ટેકો આપું છું કે "પ્રેમ લગ્નોજ, વ્યક્તિ અને પ્રજાને માટે, ઉત્તમ નીવડે છે." આ સંબંધમાં કુદરતી રીતે બે શરતો મ્હારે રજુ કરવી પડે છે: (૧) પ્રેમ તે પ્રેમજ હોવો જોઇએ અને તે વિહારની વૃત્તિ માત્ર ન હોવી જોઇએ–પછી ભલે તે ગમે ત્હેવા લાગણી ભર્યા આવેશથી દર્શાવાય હોય અને (૨) પ્રેમીઓ પોતાની ભાવિ સંતતિના હિત તરફ બેદરકાર ન રૂહેવા જોઇએ.

ખરો પ્રેમ શું છે, તે તો ઇંગ્લિશ ભાષા જાણનારા મિસિસ. બ્રાઉનિંગનાં "પોર્ટુ-ગીઝમાંથી સૉનેટ્સ" નામના કાવ્યોમાં જોઇ શકે તેમ છે. અને દાંપત્ય ધર્મ ધારણ કરતા યુવાન જોડાએ માતૃત્વ અને પિતૃત્વની જવાબદારી માથે લેતાં પ્હેલાં ડૉ. સેલીબીનાં પુસ્તકોમાંથી પોતાનું કર્તવ્ય સમજી લેવું જોઇએ હું સાત વર્ષની બાલિકા હતી–અને સ્વીડનના મહાન્ કવિનું પ્રેમ અને વીર રસ ભરેલુ કાવ્ય એક આખો શિયાળો ગજવામાં રાખીનેજ ફર્યાં કરી હતી–ત્યારથી પ્રેમ એ જીવનનો અધિષ્ઠાતા છે અને પ્રેમ શિવાયનું લગ્ન સાક્ષાત્ નરક હોવું જોઇએ, એમ હું સમજી શકી છુ. કેટલાંક વર્ષો થયાં મ્હને એમ પણ ધીમે ધીમે સમજાયું છે કે જે બાળકોના માબાપ એક બીજાને ચ્હાય છે, તે બાળકો પણ–કોઇ અગમ્ય રીતે–ખરેખર વધારે સુખી થાય છે. જો મનુષ્યને સર્વોત્તમ સુખ અન્ય માર્ગોએ મળવું શક્ય હોત. તો પ્રજાત્વના સંસ્કાર આટલા ગૌરવમાં ખીલી નીકળત નહિં અને પ્રેમની દિવ્ય ભાવના આટલી દીર્ઘાયુષી થાત નહિં.–અને મ્હને સંપૂર્ણ ખાત્રી છે–જે વિજ્ઞાનના નવા શોધો નિશ્ચયાત્મક રીતે સિદ્ધ કરી આપશે–કે માતાપિતાનો પરસ્પરનો પ્રેમ ત્હેમનાં બાળકનું હિત અવશ્ય કરે છે.

ફ્રેડ્રમ હૅરિંગ્ટનનો જે અભિપ્રાય છે કે કેંચ દૃષ્ટિથી "ગોઠવાયલા" લગ્નો સામાન્ય રીતે સારાં નીવડે છે, ત્હેની વિરુદ્ધ હું એટલું જ કહીશ: હું જાણું છું કે ફ્રાન્સમાં આવાં

લગ્નો ધીમેધીમે ઓછાં થતાં જાય છે અને ઘણા યુવાનો હવે વ્હેલા લગ્ન કરે છે અને પ્રેમલગ્નોજ કરે છે. હાલમાં ઘણી કુમારિકાઓએ દૃઢ નિશ્ચય કર્યો છે કે જો પરણવું તો પ્રેમનેજ ખાતર.

"ગોઠવાયલાં" લગ્નોનું નેવું ટકા પરિણામ અનીતિમાં આવે છે. અને એ લગ્નોમાં પણ કહેવાનાં "પ્રીતમ" તથા "પ્યારી" પોતપોતાની વિષયવાંચ્છના પૂર્ણ કરી રહ્યા પછી, કોઇ ધંધાના ભાગદાર હોય ત્હેવી રીતે જીવન વ્યતિત કરે છે; પરન્તુ કદાપિ છોકરાં થાય તો તે દ્વારા કાંઈક સમ્બન્ધ રહે છે. એટલું ખરૂં–આમ છતાં હું જાણું છું કે ઘણાં "ગોઠવાયલાં" લગ્નોમાં દંપતીને પરસ્પર સદ્‌ભાવ રહે છે અને તેઓ સુખી પણ થાય છે. પરન્તુ તે સુખ ઉતરતા પ્રકારનું છે.

હૃદયભેદક વ્યથા જે પ્રેમલગ્નોમાં–પતિ અથવા પત્નીને કદિ કદિ સહન કરવી પડે છે–તે આવાં લગ્નોમાં થતી નથી. અહિં "હૃદયનો ભંગ" થતો નથી, કારણકે આ વ્યવસ્થામાં "હૃદય" જ હોતું નથી. અને ત્હેની સાથે એટલું પણ ખરૂં કે ખરા સ્નેહલગ્નનું એક વર્ષનું સુખ–તે વ્યવહાર લગ્નના બધાં સૈકાના સન્તોષના કરતાં–વધારે સારૂં છે.

## ૧૨.

આર્દર્સ ગાર્વિસ: (પ્રસિદ્ધ નવલકથા-લેખક.)

કોઇપણ અટક્યા વિના હું ડા. સેવીબીના મતને ટેકો આપું છું અને મ્હારૂં તેમ કરવાનું કારણ અનુભવ છે. (ઇંગ્લેંડના) ડેવનશાયર પરગણામાં, રેલ્વેસ્ટેશનથી બારેક માઇલ દૂર એક ગામડું આવેલું છે. આ ગ્રામ્ય સ્વર્ગની વસતિ મ્હારા મકાનથી આશરે બે એક માઇલ ઉપર રહેતી હતી. અહિંનાં છોકરાં અને યુવાન સ્ત્રી પુરૂષો પૈકી લગભગ સઘળાં તન્દુરસ્ત અને સુન્દર હતાં. ત્હેમનું આવું અસાધારણ માનસિક અને શારીરિક આરોગ્ય ખરેખર આશ્ચર્ય પમાડે તેમ હતું. પરન્તુ આ સર્વનું કારણ મ્હને તે વખતે સમજાયું હતું-અને હજી પણ મ્હારો અભિપ્રાય બદલાયો નથી–તે એ હતું કે ત્હેમના સઘળા વિવાહ પ્રેમલગ્નો હતાં. એ ખરૂં છે કે કોઈ કોઇ યુવાન પુરૂષ અથવા સ્ત્રી કદિ પૈસા અથવા સારી સ્થિતિને ખાતર પણ પરણતાં; અને એવી વ્યવસ્થામાં પ્રેમ તરફ ખાસ લક્ષ આપવામાં આવતું નહિ. તેમજ એવાં લગ્નોથી સંતતિ થતી તે કાંઇ બેડોળ, બેવકૂફ અથવા આરોગ્ય વિનાની ન્હોતી તોપણ એ તો સિદ્ધ હતું કે યુવાન ખેડૂત સામ અને આભારી ચાકરડી મેરીએન, જે પ્રેમને ખાતર પરણ્યાં હતાં, ત્હેમનાં છોકરાં,–અને વ્યાવહારિક કારણોને લીધે પરણેલાં જોડાંનાં બાળકો–એમની વચ્ચે દેખીતો તફાવત હતો. સામ અને મેરીએનનાં છોકરાંના ચ્હેરામાં, રીતભાતમાં અને બુદ્ધિમાં, જે પ્રકાશ અને ઉલ્લાસ દેખાતો, તે પાછળથી જણાવેલાં બાળકોમાં નહિં હતો. આનું કારણ ખોળવું મુશ્કેલ નથી. જે પતિ પત્ની એક બીજાને ચ્હાય છે, તે ખસૂસ પોતાની સંતતિને ચ્હાવાનાં અને ત્હેને ખાતર પોતાનાથી બની શકતું સઘળું કરવાનાં."

મ્હારા જોવામાં આવ્યું છે–અને તે વિચિત્ર તો છે કે–પ્રેમલગ્ન કરનારાં જોડાં ઘણું ખરૂં સુખી અને સંપત્તિવાન થાય છે. "પ્રજોત્પત્તિ" વિષે અહિં કાંઇ લખવાનું પ્રયોજન નથી; પણ જો તેમ કરવાની જરૂર હોય તો હું પેલા ગામડામાંની એક વાત એવી રજુ

# "મ્હારા દેવને અર્પણ."

લેખક: શ્રીયુત્ નાથુભાઈ દયાળજી પટેલ.

## ૧.

તે એક પંખીણી જેવી ઘરમાં આમતેમ ઉડતી, ને સર્વ કોઈ તેનું સૌન્દર્ય અને અભિજાત લાલિત્ય જોઈ આશ્ચર્યમાં ડૂબતું. ને નવાબના જનાનખાનામાં આ એક ફૂલડા જેવી હિન્દુ બાલિકા ચમ્પા

એક દિવસે સવારે ચમ્પા ઉઠી, ત્યારે હેણે હમેશનાં શાન્ત મુખમુદ્રા ઉપર શોભાસામગ્રી જોઈ. નવાબ અને શાહજાદો બંને વૃદ્ધ બેગમને આજ સાંજે મળવા આવવાના હતા. હેમના સુયોગ્ય સ્વાગત માટે સારો દિવસ ધમાલ ચાલુ રહી. ચમ્પા પોતાનું કામ બરાબર કરી ન શકી. હેનું હૃદયચિત્ર હેની પ્રત્યક્ષ ખડું થવાનું હતું, અને તે સમય નજીક આવતો હતો. હેને એમ લાગતું કે નિશ્ચય આજની સાંજ તે હેના જીવનની "એક અનન્ય સાંજ" થશે.

હેને તે સાંજનો અન્ધકાર હમેશ કરતાં ધીમો ઉતરતો જણાયો. વિભૂષિત ઓરડામાં ને બહાર તે આમતેમ ફરવા લાગી નિત્યનો તે શોકની પ્રતિમાશો મ્હેલ આજે જાણે જાદુથી બદલાઈ ગયો હોય એમ હેને લાગ્યું. બેગમના મુખપરનું હાસ્ય જાણે હેના વદનની આસપાસ અજવાળું પાડતું: જાણે કોઈ દયાળુ દેવે સુખમય ભૂતકાળમાંથી એક દિવસ પાછો આપ્યો હોય,–એવું તે લાંબા વખતથી તજાયેલ પત્ની ને માતાને લાગ્યું. ચમ્પાના હૃદયમાં આનન્દનું સામ્રાજ્ય લાંબો સમય ટકતું નહિ, જાણે કોઈ ભાવિ અનિષ્ટના પડછાયાએ હેના જિગરને ઘેરી લીધું હોય નહિ ?

ચમ્પા સહસા સાવચેત થઈ ગઈ. પ્રિય મહેમાનોનું આગમન સૂચવતા સીતારના સુર હેના કર્ણમાં ઉતર્યા. મહેમાનમંડળ ત્યાંથી પસાર થાય, એટલામાં બારણા પાછળ સંતાવાનો વખત પણ હેને મળી શક્યો નહિ. મંડળમાં નવાબ અને બેગમ મોખરે હતાં. પણ હેમની પાછળ કોણ હતું ? ચમ્પાએ હેના સ્હામું જોયું કે તરતજ હેના હૃદયનું ચિત્ર જાણે શરમથી કોણ જાણે ક્યાંનું ક્યાં લુપ્ત થઈ ગયું !

યુવાન શાહજાદાનું સૌન્દર્ય અદ્વિતીય હતું, પણ ધાબાં વિનાનો સૂર્ય ક્યાં છે ? મારા દેવનેય ડાઘા તો છે જ. અન્ય જનો તે જોઈ શકતાં. ચમ્પાની પાછળ જ ઉભેલી એક બાલિકા શાહજાદાના મુખપર મર્દની છાજે એવી પ્રતિભા ને શૌર્યના અભાવ વિષે…

ગણગણી. ચમ્પાનાં આશ્ચર્યપૂર્ણ વિશાળ નયનો તે ટીકાકારના વદનમંડળપર વીજળી વેગે ઉતર્યાં.

આજનો ઉત્સવ ચમ્પાનું હૃદય આકર્ષી શક્યો નહિ. તે બ્હાર ગુલાબના બાગમાં નીકળી ગઇ. ત્હાં એક અર્ધ જીર્ણ શિલાપર તે ઢળી પડી. પવન સુકાં ફૂલડાંની પાંદડીઓ તેની આજુબાજુ વેરતો ને અન્ધકારનું પ્રબળ સામ્રાજ્ય પ્રવર્તતું.

શાહજાદાને માતુઃશ્રીના જૂના મ્હેલમાં બહુ ગમ્મત પડી નહિ. તે અસ્થિર ચિત્તે ઓરડામાં આમતેમ ફરતો હતો. નવાબનું યોવન ઉતર્યું હતું ને તેથી તે વિલાસી કોચપર પડ્યો પડ્યો, બાલિકાઓનો નાચ જોવામાં ગરક થયો. પુત્રની બેચેન સ્થિતિ બેગમ જોઇ રહી. ત્હેના મ્હેલમાં ઘણી જોવા લાયક ચીજો હતી, અને તે બતાવવા ત્હેને કોઇ સાથે લઇને ફરે તો ઠીક, એવું ત્હેને લાગ્યું. પોતાને નવાબ પાસે રહેવું જોઇએ એટલે પોતાનાથી જઇ શકાય એમ ન્હોતું. મહેલની બધી દાસીઓ પોતપોતાના કામમાં રોકાઇ હતી ચમ્પા ક્યાંય જણાતી ન્હોતી. બેગમે બારીમાંથી બ્હાર ડોકિયું કર્યું ને ઝીણા સંગીતમય સાદે બોલીઃ "અરે ચમ્પા, જરા અંહી આવ તો."

ધીમેથી, અનિચ્છાથી,-ચમ્પાનાં નયનો નિર્મળ આકાશના ઉદરમાં રૂપેરી બાગમાં ચળકતા 'બાગિયાના ચંદ' પરથી કંઇક શ્રમથી ખસ્યાં, ને તે મ્હેલમાં આવી. ત્હેના ફરફરતા છુટા કેશ ને ભૂરાં ઓઢણાંપરથી સુકાં પર્ણો ને ફૂલ પાંદડીઓનો જાણે વરસાદ વરસ્યો! દ્વાર પાસે આવતાં બેગમે કહ્યુંઃ "દીવો લે, અને મ્હેલનો પૂર્વકોણ શાહજાદાને બતાવ." સ્વાભાવિક જીજ્ઞાસાથી શાહજાદાનાં નયન ચમ્પાપર બાણની ત્વરાએ પળ બે પળ ઠર્યાં; ને પાછાં ચંચલ હરિણ-બાલ-નયનની જેમ અન્ય દિશામાં વળ્યાં. ચમ્પાએ એક મ્હોટો દીવો લીધો ને આગળ ચાલવા માંડ્યું. શાહજાદો જનાનાની કેટલીક યુવતીઓ સાથે પાછળ ચાલ્યો. ઘણા ખંડો જોયા. કોઇ ખંડમાં ભૂતકાળના અમૂલ્ય હાથીદાંતના નમૂના ને કારીગરી, તો કોઇમાં કાશ્મીરનું અદ્‌ભુત ભરતકામ, અને સુવર્ણ અને રૂપું સઘળે ઝગઝગતું! લાંબા ઝરૂખાને પેલે છેડે એક ન્હાનો ખંડ આવ્યો. ત્હેના દ્વારે તાળું હતું. અંહી હંમેશાંજ તાળું રહે છે, એવું ચમ્પાએ કહ્યું. શાહજાદો ત્હાં થંભ્યોઃ "હંમેશાં તાળું ?-શા માટે ?-અંદર શું હશે ?" ચમ્પા કંઇ યોગ્ય જવાબની શોધમાં હતી, એટલામાં લાકડીના ટેકાથી ચાલતી વૃદ્ધ પના ત્હાં આવી પ્હોંચી. ચમ્પાના હાથમાંનો દીવો કંઇક ઝાંખો હતો. એટલે ઝરૂખામાં અજવાળુંયે ઝાંખુ પડતું, ને કરચલીવાળા વદન ને શ્વેત કેશવાળી વૃદ્ધ પનાના અચાનક આગમનની ત્હાં કંઇક ભયભરી અસર થઇ. શાહજાદો આશ્ચર્ય ને બ્હીકથી ડગલું પાછો હઠ્યો. ત્હેને લાગ્યું કે જાણે ત્હેના કુટુમ્બના વિસ્મૃત થયેલ ભૂતકાળના ઇતિહાસનો એક ભાગ ત્હેની સમક્ષ સહસા મૂર્તિરૂપે પ્રત્યક્ષ થયો!

શાહજાદાને વૃદ્ધા દાસીએ વિનયથી નમન કર્યું, ને જરાક ધીમેથી બોલીઃ 'બ્હો માં, તું મ્હને એક સમયે સારી રીતે ઓળખતો હતો. હું ત્હારી પ્રથમ ધાત્રી અને ઘણી વ્હાલી,-પણ ત્હારે તો ખરેખર, હું બહુ સુન્દર હતી આ ખંડમાં શું છે, તે જાણવું છે? ચમ્પા એ શું જાણે? આ દ્વાર સદાને માટે બન્ધ થયાં, ત્હારે તો એણે આ મ્હેલ કે દુનિયાયે જોઇ ન્હોતી. હું ત્હારે હાજર હતી. એ કરુણકથાનાં જોનાર બધાંયને કાળ ખેંચી ગયો. ત્હારી દાદીમાએ,-

ત્હારની મુખ્ય બેગમ સાહિબાએ એ ઓરડાની કુંચી મ્હને સુપ્રત કરી ને તે મ્હેં વફા-દારીથી આ પચાસ વર્ષ મ્હારી પાસે રાખી છે. ત્હારા દાદાના કરુણ મૃત્યુની ખબર ત્હને થઇ જ હશે. ત્હને જોઉં છુ ત્હારે તારા દાદા મ્હારા સ્મરણમા તાજા થાય છે. ત્હારા આખા કુટુમ્બમા ત્હારી સુખાકૃતિ ત્હેનેજ સંપૂર્ણ મળતી આવે છે. સૌન્દર્યમા તું એકજ ત્હેને પ્હોંચે છે. ત્હારા કુટુમ્બના ચિત્રસંગ્રહમા ત્હારા દાદાનું ચિત્ર નથી એ સૌન્દર્યની પ્રતિમા ક્યહાં છે, તે ત્હારે જાણવું છે?"

મૂક-આશ્ચર્યથી શાહજાદાએ હકારમા ડોકું ધુણાવ્યુ. જીભ બોલવા ના પાડતી હોય એમ લાગ્યુ.

પન્નાએ જૂનું તાળું ઉઘાડ્યુ દ્વાર ખખડ્યા, કર્કશ સાદે તે ઉઘડ્યુ. અને ત્હેના અંધ-કારમાં પન્નાનું વૃદ્ધ શરીર જરામાં ડુબી ગયુ. શાહજાદો આગળ વધી ન શક્યો. અને ચમ્પા હાથમા દીવા સાથે પુતળાં જેમ અવાક્ ઉભી રહી.

અન્દરથી પન્નાના અવાજે ત્હેમનામા ચૈતન્ય રેડ્યુ. ચમ્પા અંદર ધસી ને પાછળ સર્વ ચાલ્યાં. આખો ખંડ સુશોભિત ને વિભૂષિત હતો. પણ કાળના નિર્દય હાથનો પ્રતાપ ત્યાં યે જણાતો હતો. મુખમલનો ચળકાટ ને સુવર્ણ દાગીનાનો ચકચકાટ મૃત્યુ પામ્યો હતો. વચ્ચે એક વિશાળ માહોગની (જાતના ઉંચા લાકડા) નો પલગ હતો, અને સુક્કા ફૂલની મા-ળાઓ આસપાસ વેરાઇ હતી. ત્હેની બાજુમાં ભીંતપર એક વિશાળ દર્પણ હતું. વચ્ચેથી તે ભાંગેલુ હતું. ત્હેની બે બાજુએ સુવર્ણ દીવીઓની મનુષ્યાકૃતિઓ પોતાના ખાલી હાથે હવામા લંબાવી રહી હતી.

શાહજાદાની પ્રતિમા ખંડમા આવતાં વેતજ દર્પણમા પડી. ચમ્પા મહસા ધ્રૂજી ઉઠી. ત્હેની બાજુમાં કોણ હતુ? ત્હેણે પાછળ જોયુ. ત્હેની પાસે કોઇ ન્હોતું ત્હારે શું ત્હેની આંખ ચુકી? દર્પણમાં પ્રતિબિંબિત શાહજાદાની પ્રતિમા પાસે સર્વાંગે સમાન-કોઇ બીજી પ્રતિમા જણાતી હતી. એ કોણ?

પન્નાનો અવાજ સંભળાયો: "શાહજાદા, ત્હારી સ્હામે જો. પેલું તારા પૂર્વજનું ચિત્ર—ત્યહાં પેલા ભાંગેલા અરીસા પાસે. આ ચિત્ર દોર્યું, ત્હારે ત્હેની ઉમર ત્હારા જેટ-લીજ હતી અને પછી તે કાળરાત્રિ આવી કે જે ત્હેને અમારા સ્નેહીમંડળમાથી નિર્દય-તાથી કોઇ અજાણ્યુ લોકમા ઉંચકી ગઇ. આખુ મંડળ ચિત્ર તરફ વળ્યુ. તે ઓઇલ પેઇ ન્ટીંગનું ચિત્ર ન્હોતું કોઇ કારીગરે સોનેરી ને રૂપેરી તારમાં એ સુન્દર આકૃતિને ઘેરા જાંબુ-મુખમલ પર ઉતારી હતી. ચિત્ર જાણે શાહજાદાની દ્વિતીય આકૃતિ જ હોયની! ક્રમે કાળના હસ્તથી કચરાયેલ વદનપર વિગૂઢ શક્તિની ઘેરી છાયા ફરી વળી હતી!

શાહજાદાના મંડળમાંની એક બાલિકા બોલી ઉઠી. "કેટલું સુન્દર ચિત્ર! માણસ આટલું સુન્દર કામ કરી શકે, એવું તો મ્હારા સ્વપ્નમાયે ન્હોતું! એ કોણે તૈયાર કર્યું હશે?" ચમ્પાના કાન પીંપળાના પાદડાંની જેમ ફરકયા

"એ કૃતિનો પિતા તો કયારનોયે કબરમાં સુતો છે," વૃદ્ધા દાસીએ જવાબ આપ્યો. "એ ચિત્ર આલેખતા ત્હેની આંખો ગઇ, અને ચિત્ર અધુરૂં રહ્યું. ત્હેના પુત્રે એ અધુરૂં કામ પૂરૂ કરવાનું શરૂ કર્યું, ત્હારે એનો પિતા સ્વર્ગસ્થ થયો હતો."

જેમ સ્હવારે વાયુની શિતળ લહરિ કુમળાં પાંદડાંમાંથી પસાર થાય, તેમ તે બાલિકાનાં ઓષ્ટમાંથી ઝીણી મધુર હાસ્યની લ્હેર નિકળી ને તે બોલી: "અહા! આવા સુન્દર યુવકની આકૃતિ આલેખતાં આંખનું તેજ કંઈ વિસાતમાં નથી. તે તેજહીન નયનો ધન્ય છે. આટલાજ સુન્દર અન્ય યુવકનું ચિત્ર આલેખતાં, જો મ્હને એ કળા આવડતી હોત તો હું પણ હસતાં હસતાં મ્હારા આંખના દીપક બુઝાવી દઉં." ત્હેનાં હસતાં નયનબાણ એ 'અન્ય ધન્ય' યુવક કોણ, તે સુચવતાં હતાં.

શાહજાદો નિર્દય ટીકાકારની દૃષ્ટિએ હાકાના ચિત્રનું નિરીક્ષણ કરતો હતો. ત્હેનાં નયન ફર્યાં ને તે બોલ્યો: "એકલું સમાન સૌન્દર્ય કંઈ કામ ન આવે, અમીના!–સમાન ભાગ્ય પણ તે સાથે જોઈએ જ. આંખનું તેજ ગુમાવવાની ત્હારી ઇચ્છા છે?–તો ત્હેને માટે જોઈતી કળાનિપુણતા નથી. જેનામાં એ નિપુણતા હશે, તે કદાચ એવી આહુતિ માટે તૈયાર ન હશે. કલાર્થે નયનજ્યોતનું સપ્રેમ અર્પણ!"

અમીનાએ હસતાં હસતાં પુછ્યું: "નયનતેજ અર્પવા કોઈ કલાનિપુણજન તૈયાર હોય, ત્હેને ત્હમે શું આપશો?"

તેવાજ સુરથી શાહજાદાએ પ્રત્યુત્તર વાળ્યો: "મ્હારૂં સર્વસ્વ ને હું."

થોડો સમય શાન્તિ ફેલાઈ.

જોવાનું સર્વ જોવાઈ ગયા પછી આખું મંડળ વિખેરાઈ ગયું.

ઉત્સવના સર્વ દીપકો બુઝાઈ ગયા, ત્હારે મોડી રાત્રે અન્ધારના પીછોડા નીચે પન્નાના ગૃહ તરફ કોઈ જતું જણાયું. તે ચમ્પા હશે?–કોણ જાણે કેમ આજે તે વૃદ્ધા હજી પણ જાગતી હતી. ચમ્પા દ્વારમાં પેસતાંજ–પન્ના બોલી ઉઠી "કાં બ્હેન! આટલી મોડી રાતે?" ચમ્પા બેઠી.

"મા, નવાબનું ચિત્ર સંપૂર્ણ કરનાર માણસ ક્યાં છે?"

આશ્ચર્યથી વૃદ્ધાનાં નયનો ચમકયાં. સર્વત્ર શાન્તિ પથરાયલી જણાઈ. જરા સમય ગયા પછી તે બોલી: "ત્હારે એ જાણવાની શી જરૂર? ત્હારે ત્હેની પાસે ભરતકામ શીખવું છે? એ વિચાર તજી દે બ્હેન, એ કામ જો હાથ ધર્યું તો બે વરસમાં તું ત્હારાં નયન-દીપક ગુમાવી બેસીશ. બેગમ પાસેથી જે થોડું ઘણું ભરતકામ શીખી છે, તેમાંજ સંતોષ માન. જેના વિષે તું પૂછે છે, તે રેહમતે પણ બ્હીકના માર્યા એ એ કામ છોડી દીધું અને બધું વેચીને તે આગ્રા ચાલ્યો ગયો છે. કાસીમની મા મને એમ કહેતી હતી કે..." કેમ, બ્હેન, તું આટલાંમાં જાય છે?

સમી સ્હાંજથી વાંવાઝોડું વીંઝાતું હતું. હવે તે સંપૂર્ણ રીતે-પુરજોસમાં વીંઝાવા લાગ્યું બાગનાં સુકાં પર્ણો જાણે રુત્ત નાચ નાચવા લાગ્યાં. એ તોફાનમાં એક નાજુક બાલિકા પવનથી ઉડતાં પર્ણોની માફક અદ્રશ્ય થતી જણાઇ, અને એ પાંદડાંની માફકજ તે પણ પાછળ કંઇ પદપંક્તિ ન મુકતી ગઇ.

## (૨)

'આવો કડક શિયાળો તો મ્હેં મ્હારાં સાઠ વર્ષમાં કદિયે અનુભવ્યો નથી,' એવું હસન કહેતો. પણ આગ્રામાં આવ્યા પછી દરેકે દરેક શિયાળા માટે ત્હેનો આજ મત થતો, એટલે પોતાના સિવાય કોઇને એ મત માન્ય ન્હોતો. આજે રહવારે તે કંઇક મોડો ઉઠયો. સૂર્ય આકાશમાં ઉંચે ચ્હડયો હતો. હસન લ્હેરી હતો, ને હુક્કામાં ઉંચો સુગન્ધીદાર તમાકુ વાપરતો એટલે ત્હેની આસપાસ દર રહવારે, ફૂલડાંની આસપાસ બણબણતી માખીઓની માફક, મિત્રમંડળ ઉભરાતું.

આજે રહવારે મિત્રો પણ થોડા થએલા જણાયા. હજી કોઇ આવ્યું ન્હોતું. તે ચ્હીડાતો હતો. પણ ત્યાં તો શેરીમાં પડતું બારણું ધીમેથી ઉઘડયું. અને કોઇક વ્યક્તિ અંદર દાખલ થઇ. રહેમત ચમકયો અને આશ્ચર્યથી જોઇ રહ્યો. ત્હેનો કોઇ પણ મિત્ર અવાજ કર્યા સિવાય આમ મૂંગી રીતે આવતો જ નહિ ત્હેના ડોળા આશ્ચર્યથી બ્હાર નિકળ્યા. આગેન વ્યક્તિ ઓળખીતી ન્હોતી, દાઢીમૂછાળી ન્હોતી:-આ રજા વિના અંદર ઘૂસનાર અજાણી વ્યક્તિ કોણ? સત્ય કે ભ્રમ?-વૃદ્ધ રહેમને તે વ્યક્તિપર દૃષ્ટિ ઢારી. આકાશવર્ણાં ભૂરાં વસ્ત્રથી આચ્છાદિત નાજુક મૂર્તિ ત્હાં સ્થિર ઉભેલી ત્હેને જણાઇ. તે વ્યક્તિની વિશાળ આંખોય રહેમતને જોઇ રહી હતી. ત્હાથી તે આકૃતિ ઉડી જશે? અદૃશ્ય થઇ જશે? એવું તો કઇ ન્હોતું જણાતું આનન્દમય ભૂતકાળમાંથી ઉડી આવેલું આ કોઇ ભૂત હશે? સ્વપ્ન હશે? હા, ત્હારે ત્હેની જુવાનીમાં, તે આનન્દમય ભૂતકાળમાં આવા જુવાન દૂતો નવાબના જનાનખાનામાંથી ત્હેને ત્હાં આવતા. પણ આ વૃદ્ધાવસ્થામાં એ શામાટે આવે? શ્વાસ વિના તે બાલા ત્હાં નિર્હલન ઉભી હતી,-જાણે મીણનું પૂતળું! આવા પ્રસંગે શું કરવું યોગ્ય ગણાય? નિદ્રાના ભારથી દબાયલા ત્હેના ચિત્તને શું કરવું તે સઝયું નહિ અને તે મૂઢની માફક ત્હેની તરફ જોઇ રહ્યો. સહસા મૃદુ સુર સંભળાયો: "રહેમત અલીનું ઘર આજને?"

હા. આખરે તે મૂર્તિ તો માનવબાલાજ હતી! જાણે હૃદય પરથી કંઇ ભાર ખસી પડતો હોય તેમ તે બોલ્યો ",હા. હુંજ રહેમન. તું કોણ? અને કયાંથી આવે છે?"

"મ્હારૂં નામ ચમ્પા. હું નવાબના મ્હેલમાથી આવું છુ."

નવાબનો મ્હેલ! વૃદ્ધ રહેમતને લાગ્યું કે વૃદ્ધાવસ્થાને લીધે હવે ત્હેનું ભેજું ગેપ થતું હોવું જોઇએ. નહીં તો નવાબના મ્હેલમાંથી આ છોકરી આગ્રામાં શા માટે આવે? પણ તે બાલા ત્હાં ઉભી હતી, ને? ત્હેણે પૂંછયુઃ "શા માટે આવી છે? ત્હને કોણે મોકલી?"

પોતાના પ્રિયન્કામમાં તરત ગરક થઈ. ચિત્ર પુરૂં થાય કે તરત આશ્રમ છોડવાનો ત્હેનો નિશ્ચય હતો જવાની સર્વ તૈયારીઓ તેણે કરી દીધી હતી

પણ આજે સંધ્યાનો અન્ધાર પીછેડો સારા જગતને જલદી આચ્છાદતો જણાયો. ઓરડામાં અન્ધકાર પ્રવર્ત્યો પણ અત્યારમાં રહોજ ન્હોય! કુદરતીમા સ્હવારનું કામ કરવા તો રહેમતને ત્યાં હમણાંજ ગઈ ત્હારે સૂરજ પર વાદળાં ફરી વળ્યા હશે? ચમ્પા બહાર આવી ને તેણે ઉંચે આકાશના ઉદરમાં દષ્ટિ નાખી પુરૂં આકાશ નિર્મળ હતું વાદળીનો કકડોએ ન્હોતો જણાતો કોઈ ક્રોધાન્વિત સો દર્પની બૂરી આંખો જેવું તે ભયાનક ચળકતું ભાસ્યું ત્હારે ઓ દયાળુ દેવ! આ ચતુર્દિશ ઉભરાતો અન્ધકાર શો? જેને ખાળવા તે સર્વ શક્તિથી લ્હડી તેજ આ નિર્દય થયું? પણ શાહજાદાનું ચિત્ર હજી જરીક અધુરૂં છે—આંખમાં સ્મરણપટમા અમરાક્ષરે મુદ્રાંકિત તે હાસ્યપૂર્ણ ચળકાટ પૂરવાનો બાકી છે!

ચમ્પાનું આખુય શરીર ધ્રુજી ઉઠ્યું. થોડીક નજીવી ક્ષણો માટે ત્હેનું જીવનકાર્ય અધુરૂં રહેશે? મૃત્યુનો શીતળ હાથ એના હ્રદયો વીંટી વળતો જણાયો તે બેભાન થઇ ને પરસાળપર પડી.

થોડા સમય પછી તે સચેતન થઇ ઉઠીને બેઠી થઈ સ્હામે ત્હેના પ્રિયતમની સુન્દરતમ આકૃતિ હતી—પ્રસંગ સુન્દરઃ પણ આંખો, ચિત્રની વિશાળ આંખો નિર્જીવ રીતે સ્હામુ જોઇ રહી હતી ત્હેનું જીવન શું આ ઉણપ ન પૂરી શકે? અમાનુષી યત્નથી ખુંઝાતી જ્યોતિને સંયમીને ચમ્પાએ ચિત્ર હાથમાં લીધું ઓરડામાં અન્ધકાર ધાડો થતો જતો હતો તે ઉઠી અને ઉઘાડા દ્વાર પાસે જઇને બેઠી સુનેરી તારો સુખમલપર આમતેમ ફરકવા માંડયા—જાણે વીજળી! ચમ્પાએ તે હાસ્યથી ચળકતી આંખો પોતાના હ્રદયના ઉંડાણમાં સંતાડી રાખી હતી એ અણમૂલ ખજાનો હવે આ જડ જણાતી સુખમલને આપવાનો આ ધન્ય અવસર હતો છેલ્લો બળીયો પુરો થયો ને ચિત્રમાંના યુવાનની આંખો હાસ્યથી ઝળકી ઉઠી ચમ્પાએ ચિત્રને પોતાની સ્હામુ રાખ્યું એક સુનેરી તેજનું મોજું કોઈ અજાણ તેજજલમાંથી ઉછળ્યું ને વિજળી વેગે અદૃશ્ય થયું, ને આખા જગતપર એક અન્ધાર પછેડો પડવાનો લાગ્યો

કઠોર સ્વરે વૃદ્ધા મહમા બોલી ઉઠીઃ "મ્હારાથી હવે નથી ચલાતું. હું તો છેક થાકી ગઇ છુ. જરા બેસ, બ્હેન નવાબનો મ્હેલ કૈં બહુ દૂર નથી. પેલી ઉંચી ઇમારતજ ને?"

યુવતીએ હકારમાં ડોકું નમાવ્યુ.

"ત્હારે જરા બેસ. બે કલાકમાં તો એટલી બોય કાપી નાંખશુ, ને હજી સવાર તો થયું નથી. જરા બેસ, બ્હેન, બેસ "

મૂંગી રીતે છોકરીએ હુકમ માથે ચડાવ્યો.

કેટલાક વરસોપર આ ભયંકર મેદાનમાં નવાબે એક વાડી બનાવરાવી હતી. ત્હેનાં થોડાંક આંબાનાં ઝાડો હજી જીવતાં હતાં આ વૃક્ષ નીચે આ થાકેલાં પથિકો બેઠાં ડોશી કૈં મૂગી બેસી રહે એમ ન્હોતી. બેઠી કે તરત તે બોલવા મંડી' "પણ ફાતીમાએ મને આ કામ સોંપ્યું ત્યારે શુ કહ્યુ તે તું જાણે છે કે? તે કહેતી હતી કે તું નવાબના કુટુમ્બની છે ને ખૂબ પૈસાવાળી છે ત્હારે આમ રસ્તે ચાલતી ને તે એ મ્હારી સાથે, શિદ આવે છે?"

તેજહીણી આંખની કીકીઓ પ્રશ્ન પૂછનાર તરફ ફેરવતાં અન્ધ બાલા બોલી, "હું નવાબના કુટુમ્બની નથી; હું નવાબના મહેલમા એક દાસી હતી, મ્હારી પાસે જે થોડા પૈસા હતા તે બધા પુરા થઈ ગયા છે."

"શુ? એક દાસીજ! ફાતમા કેટલી જુઠ્ઠી? પણ ત્હારી આંખ કેવી રીતે ગઇ, બ્હેન?"

"મ્હેં તો મ્હારા દેવને અર્પણ કરી!" આ શબ્દો બોલતાં ત્હેના ઝાંખા ફીક્કા વદનપર શુષ્ક હાસ્યની ઝીણી રેખાઓ દોરાઇ. ને એ શબ્દો પુરા કરી રહે એટલામાં તો ફીક્કાં વદનપર આંસુ ટપકવા લાગ્યાં.

"રડ મા, બ્હેન. ત્હારૂં દુખ જબરૂં છે, બ્હેન. પણ રડ નહિ. મ્હારી કાકી હતી, તે ૭૦ વરસે આંધળી થઇ પ્હેલાં ઘાટે ત્યારથી રાત પડે ત્યાં સુધી તે અમને ગાભા ભાંડવાનું કામ કરતી. આવા કઠોર દુઃખ માટે તું હજી ન્હાની છે. પણ બ્હેન, આ પોટલામાં શુ છે? સોનું કે રૂપુ? તું એની બહુ દરકાર લેતી જણાવે છે."

બાલા દુઃખભર્યા ઝીણા સ્વરે બોલીઃ "સુવર્ણ અને રૂપા કરતાંયે વધારે કિંમતી છે, મા. એ તો મ્હેં મ્હારા જીવનની કિમ્મતથી ખરીદ્યું છે."

બાલા તરફ વૃદ્ધાએ શકાની નજર નાંખી ને મનમા ગણગણીઃ '.સોના કરતાં વધારે કિંમતી! જીવનની કિમ્મતે ખરીદ્યું? કોઇ અમૂલ્ય રતન કે જવાહીર હશે, ત્હારે તો કદાચ નવાબના મ્હેલમાંથી એણે ચોર્યું હશે?"

લાંબી મુસાફરીથી ચમ્પા છેક થાકી ગઇ હતી, ઝાડના મૂળ પર માથું મૂકી તે ઉંઘી ગઇ,

ઝાડની ઘટામાથી સૂર્યનાં કિરણો ત્હેના મુખને ચુમ્બન કરવા લાગ્યા, ત્યાં સુધી તેણે વિશ્રામ કર્યું. તે સફાળી જાગી ઉઠી વૃદ્ધાના શબ્દો ત્હેના કાને પડ્યાઃ "નચિંત

થઇ કેટલું ઉંઘે છે ? આખો દિવસ વહી ગયો, ત્હારી ઝોકમાં તો. ચાલ ઉઠ, ઉતાવળ કર. નહિં તો રાત પડે તે પહેલાં મહેલ પાસે જઇ શકશું નહિ. "

ચમ્પા ઉઠી અને બોલી "મા, મ્હને પેલાં સારાં ગુલાબી વસ્ત્ર આપ. આ તો રસ્તાની ધૂળથી મેલાં થઇ ગયાં હશે."

જ્યારે તેઓ મ્હેલના દ્વાર પાસે આવીને ઉભાં ત્હારે સન્ધ્યા ધીમી ધીમી ઉતરતી હતી. શાહજાદાના મ્હેલની દરેક બારીએથી દીપકનું તેજ બહાર આવતું ને આનન્દ ને હર્ષના પડઘા આખાય મ્હેલમાં પડતા.

સોખંડના દરવાજા પાસે ઉભી રહીને ચમ્પા ડોશીના કાનમાં ધીમેથી બોલીઃ "દ્વારપાલને આ રૂપીયો આપ ને શાહજાદાના ખંડમાં જવાનું કહે."

સંગેમરમર જડેલા રસ્તે દ્વારપાલ આગળ વધ્યો ને ચમ્પા ત્હેની પાછળ ચાલી. દોરવાની હવે ત્હેને જરૂર ન્હોતી. અંધાપો હવે દુઃખદ ન્હોતો. ત્હેની સર્વ ઇંદ્રિયો ત્હેને મદદ કરતી હતી–એ સ્થળ ત્હેને પરિચિત હતું.

વૃદ્ધ બેગમના જૂના મ્હેલના ઝરૂખે ઉભી રહીને આ સ્થળને ચમ્પા ચોકીટરી જોઇ રહેતી, તે જૂના સ્મરણોને તે તાજાં કરવા લાગી.

વૃદ્ધ બેગમ ગુલાબકુંજની સ્હામેની બારીએ કદાચ હમણાં નિત્ય નિયમ મુજબ બેઠી હશે. ને વૃદ્ધ પન્ના ? હજી જીવતી હશે ? ત્હેને આશ્ચર્ય લાગ્યું.

હવે તો શાહજાદાના દિવાનખાનામાં લઇ જતાં પગથિયાં ચ્હડની હતી. ત્હેના જીવનની પરમ ધન્ય પળ હવે નજીક આવતી હતી. પગ જાણે ગળાતા હોય, એવું ત્હેને લાગ્યું. ચાલવું અશક્ય જણાયું. ત્હેની સર્વ હિમ્મત જાણે સૂર્યના તાપથી ઓગળતા બરફ માફક ઓગળી ગઇ. હજારો શબ્દો બોલી નાંખવાની તૈયારી કરી તે આવી હતી પણ ત્હેમાંનો દરેકે દરેક શબ્દ જાણે વિસ્મરણની ધૂલિ નીચે સદાને માટે દબાઇ ગયો.

હજુરીએ ચમ્પાને કહ્યું: "મ્હારી સાથે આમ ચાલ."

હવે તો ત્હેણે જવું જ જોઇએ. મબળ પ્રયત્નથી તે સ્વસ્થ થઇને પોતાના અમૂલ્ય ખજાનાને ધબકતી છાતી સરસો ચાંપી રાખી તે આગળ વધી."

પગ નીચેની પોચી ગાદી ને આખો ખંડ ઉભરાઇ મ્હેકતી ફૂલડાંની સૌરભે સૂચવ્યું કે ચમ્પાના આત્માનું સ્વર્ગ હવે આવી પહોંચ્યું હતું.

હજુરીએ નીચા વળી સલામ ભરતાં કહ્યું: "નામદાર, આ એક ભિક્ષુક બાલા આપને મળવા વિનવે છે."

આખા મંડળની આંખો પોતાના તરફ વળી, એવું ચમ્પાને લાગ્યું. કોઇ એને ઓળખશે ? સંભવ ન્હોતો. કારણકે તે આ મ્હેલમાં કદિયે આવી ન્હોતી અને શાહજાદાએ ત્હેને ફક્ત એકજ વાર જોઇ હતી.

ડોઇ આગળ આવ્યું. પગલાં ભૂલાય એવાં ન્હોતાં. "અહિં શું–કોનું કામ છે ત્હારે ?" એ પ્રશ્ન પૂછતા અવાજ પર પણ વિસ્મરણનું સામ્રાજ્ય પ્રવર્તે એમ ન્હોતું.

કેટલીયે વાર મનમાં ફરી ફરી ગોખેલા શબ્દો બ્હાર કેમ ન નીકળ્યા? તે મધુરો અવાજ ફરી સંભળાયોઃ "શી ઇચ્છા છે ત્હારે?"

ધીમા ધ્રૂજતા અવાજે ચમ્પા બોલીઃ "હું કંઇ આપવા આવી છું-લેવા નહીં."

આશ્ચર્યનો એક પ્રવાહ આખા ખંડમાં ફરી વળ્યો. ત્હેનો આવેગ ચમ્પાના આખા-વદને અનુભવ્યો. શાહજાદો જરા મશ્કરીમાં હસ્યો ને બોલ્યોઃ "હા. શું આપવું છે?"

ચમ્પાનાં ચરણ ઉભી ન શક્યા ને તેનાથી ગાલીચા પર બેસી જવાયું. શ્વાસ માટે જરા થંભી. જરા અવાજ સંભળાયો. કપડાં છોડતાં એ અવાજ થયો હશે. જીવનની ધન્ય પળ આ આવી, ચમ્પાનું હૃદય ખૂબ ધબકતું હતું. હવે વર લેવાનો પ્રસંગ હતો. યજ્ઞ સંપૂર્ણ થયો હતો. અર્પણ તો ક્યારનું પુરેપુરૂં અર્પાઇ ગયું હતું. દેવ એ અર્પણ સ્વીકારશે? મંગલ વર આપશે? આ ધન્ય પળ, હા. ચમ્પા!

સહસા મશ્કરીપૂર્ણ હાસ્યથી આખો ખંડ ગાજી ઉઠ્યો. દયાળુ દેવ! એ શું? ચમ્પાનું આખું શરીર અકડાઇ ગયું. ગુમાવેલા જીવનરત્નનો આ બદલો? આ મશ્કરી? આ હાસ્ય?! દયાળુ દેવ!

કોઇ દારૂથી મત્ત અવાજ સંભળાયોઃ "આ છોકરી ગાંડી તો નથી? શાહજાદાને ફાટ્યાં તૂટ્યાં ગંદા કપડાંની ભેટ ધરે છે!"

ગંદા ગાભા?!-ગાંડપણ?! ક્યા જાદુગરના જાદુનું આ પરિણામ હશે? કયી વિદ્યાથી ત્હેના હૃદયના હૃદયેશ્વર આવી નકામી ચીજમાં બદલાઇ ગયા હશે? કોઇ રાક્ષસની કે સેતાનની આ મશ્કરી હશે! હાસ્ય?-સત્ય શું આટલું નિર્દય હોઇ શકે?

ત્હેના આખા બદનપર એક ધ્રુજારી ફરી વળી. શાહજાદાના પગ આગળ તે સહસા એક હાડમાંસના પોટકાંની માફક ગબડી પડી. જે અન્તરના તેજે એનું અન્ધ જીવન ટકેલું હતું, તે તેજ ક્યાંય ઉડી ગયું-સદાને માટે તે જ્યોતિ ક્યાંય અદૃશ્ય થઇ ગઇ. હા, અન્તરનો દીપકે બુઝાયો!

શાહજાદાને કોણ જાણે કેમ ભયંકર આઘાત થયોઃ "આને બ્હાર લઇ જાઓ. એ મૃત્યુ ન પામી હોય તો સારૂં! કેવો દુઃખદ બનાવ?"

ત્હેનો એક જાની મિત્ર બોલી ઉઠ્યોઃ "અતિ લોભ પાપનું મૂળ! સ્હવારે એક વૃદ્ધા પાસે અદ્‌ભુત કળા દાખવતી એક સુન્દર કૃતિ આપણને મળી, ને ત્હેનાથીય વધુ સુન્દર કળાનો નમુનો સ્હાંજે મળવાનો હતો. ત્હેની રાહ જોતા આપણ સર્વ ઉલ્લાસથી આ સભામાં તેનો સત્કાર કરવા એકત્રિત થયા હતા; પણ ઉલટું આ શું થયું?"

આખું મંડળ વિખેરાઇ ગયું. મ્લાનવદને મૂઢ શાહજાદોય ચાલી નીકળ્યો. ચમ્પાનો દેહ ત્યાં પડી રહ્યો. ને સ્હામેની ભીંતપરથી, જેને પોતાના નયન દીપકનાં છેલ્લાં કિરણો તેણે ભેટ કર્યાં હતાં, તે બે ચળકતી જોમદાર આંખો ચમ્પાપર પ્રફુલ્લતાથી હાસ્ય વેરી રહી!"*

# લતાનું લગ્ન.

લેખક: શ્રીયુત્ "R—."

પાત્રો:

રાસમણિ દેવી–એક પ્રતિષ્ઠિત કુટુમ્બની વિધવા સ્ત્રી.

મૃદુલતા–હેની ઓગણીસ વર્ષની ખૂબ સુરત પુત્રી.

સ્થળ:–કલકત્તામાં રાસમણિ દેવીના મકાનનું દિવાનખાનું.

દેવી:–લતા, હવે તું ત્હારી ચોપડી આઘી મુકીને હું કહું છું તે તરફ જરા ધ્યાન આપીશ? ખાસ અગત્યની વાત વિષે આજ મ્હારે ત્હને કંઇ કહેવું છે.

લતા–આહાહા! બા, નવલકથા એની તો ચમત્કારિક છે કે ત્હેનું વર્ણન જ ના થઇ શકે. એમાં બે ત્રણ ખરા રાજા મહારાજા ને ચાર પાંચ મોટા પણ છે! બે ખૂન–ચાર તડફમગી–પાંચ સાત લૂંટ–એક ખરૂં લગ્ન ને આઠ દસ પ્રીત! મિજલસો તમાશા–નાટક–સિનેમા–મોટરોના રસ્તા–બી તોમાં છુપા દરવાજા–ગુપ્ત જગ્યાઓ–અદ્ભુત નામ–અજબ કન્યાહરણ–ઝેરના કટોરા–લોઢીવાળાં પંજર–નાચનારી બાળાઓ અને જહાજ બહારવટીયા–સમશેરિયા સિપાઇ અને ડરકુ વાણિયા,–શાપ દેવામાં સમર્થ બ્રાહ્મણો અને ત્રાગાં કરવાને તૈયાર ભાટ ચારણ!!!–અહાહાહા!–ઓ બા, વાર્તાની નાયિકાની આંખો તો જાણે વિનંતિ અને પ્રાર્થના જ કરી રહી હોય નહિ, એમ નાયકની પાછળ પાછળ આખા દિવાનખાનામાં ફર્યા કરતી હતી!–કદાપિ કોઇનો પગ ત્હેના ઉપર પડ્યો હોત ને તો કેવી ભયંકર દશા આવત?

દેવી–(જરા સખ્ત અવાજથી) લતા, લતા! જરા ડાહી થા, ગંભીર થા. ઘણીજ જરૂરની વાત છે. સાંભળ!

લતા–ઓહો, ત્યારે તો એટલી વારમાં, બા, મ્હારાં નવાં કપડાં તૈયાર થઇને આવ્યાં પે ખરાં?

દેવી–ના. એમ ગાંડી ન થા. લતા, હું આજે ત્હારી સાથે જે વાત કરવા માગું છું તે ત્હારા વિવાહ વિષે છે. તું જાણે છે?–આ સાલ તો મ્હારે ત્હારૂં લગ્ન કરવું જ પડશે.

લતા–(કટાળ્યા જેવું મ્હો કરીને) હા હું પણ એમ તો ધારૂં જ છું. પણ કુંવારાની મઝા કાંઇ ઓછી છે, તે પાછાં "પરણેલ" થવું પડશે?

બા, લગ્ન થયા પછી સ્ત્રીઓની જુવાની ઉડી જાય છે અને પ્રદર્શનમાં ચિઠ્ઠીઓ ચ્હોડીને ઉભા રાખેલાં બાવલાંના જેવી ત્હેમની હાલત થાય છે. માલ સારો છે, પણ માલિકીનો છે–વેચવાનો નથી! પણ એટલું તો ખરૂં. એથી એવા માલની કિંમત વધે છે. અને બીજા એવો માલ તૈયાર કરવાને ઉત્સુક થાય છે.

દેવી–(ચ્હીડાઇને) લતા, આવું ગાંડુ ઘેલું બોલતાં તું ક્યાંથી શીખી? તને એમ ભાન છે કે સારા સારા વર આ સાલ મંડાઇ જશે, તો પાછળથી–રદ્દી સદ્દામાંથી જ લેવા પડશે ને?

લતા–(મ્હો નીચું કરીને, ધીમેથી) બા, હું તો ધારૂં છું કે એક જ બસ થઇ પડશે!

દેવી–અરે ભગવાન! આ છોકરીથી પણ તોબાહ છે.–પસંદગી કરવાને થોડા રહેશે,

પ્રમાણિક, નીતિવાન, ચોકસ, ખંતીલો અને ઉત્સાહી. એનો ધંધો રોજગાર પણ સારો ચાલે છે

લતા–(હસીને) બા, ત્હમે પણ કાપડિયાના ગુમાસ્તા જેવું કરો છો તો !–“ હા, બાઇ સાહેબ, બહુ ઉંચું રેશમ છે, ભાત નવી તરેહની છે, કાપડ ટકાઉ છે ને કિંમત પણ સસ્તી છે–આપનેજ લાયકનું છે. માલ બહુ સારો છે ! ”......ચિમન ચોધરી પણ એવોજ છે. કેવો ઉંચો ને પ્હોળો ને જાડો ? જમવા બેસે છે ત્યારે પાંચ લાડુથી ઓછે એને ચાલે તેમ નથી ને વખતે ઘેરથી પણ ખાઇને આવતો હોય ! ઘણોજ ચોકસ ને ખંતીલો ! ગામ જવું હોય ને ફર્સ્ટ કલાસની ટિકિટ હોય તો પણ સ્ટેશને એક કલાક વ્હેલો ન જતો હોય તો એના બાપના જ સમ ! –વખતે રહી જવાય તો ? ને શિયાળામાં પણ છત્રી લઇને ફરે–વખતે વરસાદ આવે તો ? ને આખી રાત ઉંઘતો પણ નહિં હોય–વખતે ચોર ચોરી કરવાને આવે તો ?–ઘણો જ ચોકસ ને ખંતીલો ! આના કરતા ખંત વધારે શી રીતે બતાવાય ? બા, ભઇસાબ, બીજો કોઇ પસંદ કરવાનું કહો તો મહેરબાની પ્રમાણિક ને નીતિવાન તો ખરો પણ જીંદગીના સાથી તરીકે તો એનાથી તોબાહ !

દેવી–(નીસાસો નાખીને) અરે છોકરી, છોકરી, હું ત્હને કેવી રીતે સમજાવું ?–ત્હારે કેવો વર જોઇએ છે ? જે છે ત્હેમાંથી એકની સાથે તો લગ્ન કરવું પડશે ને ?–ત્હારા મગજમાં આવા વિચિત્ર ખ્યાલો કોણે ભરી દીધા છે ? જે અલૌકિક ગુણવાળો વર તારે જોઇએ છે, તે ક્યાંથી મળવાનો ?

લતા–( હસવાનો ડોળ કરીને ) “ અલૌકિક વર ! ”–વીસમી સદીમાં ? ના ના હું ગાંડી નથી હું જાણું છું કે મ્હારે પરણવું જ પડશે અને હાલ છે ત્હેમાંથીજ પસંદગી કરવી પડશે પણ હું જે માગું છું તે ફક્ત “ મરદ ” માણસ. અને એવા માણસો કેટલા ઓછા છે ? જ્યાં જોઇએ છીએ ત્યાં–લુગડાંના પોટલા, ગદ્દાઇના ગાંસડા, નમૂનેદાર હાડપિંજરો, માંસના પીંડા, કફ ઉધરસના ખજાના અને દુર્ગુણના ભંડાર !

દેવી (ચ્હીડાઇને) ખરેખર, લતા ! તું આવું નઠારૂં બોલતાં ક્યાંથી શીખી ?–ત્હેને કાંઇ શરમ પણ નથી આવતી ?

લતા–હું શું કરૂં, બા, ઘરમાં ત્હમારી આગળ પણ દિલ ખોલીને વાત ન કરૂં, ત્યારે બ્હાર મેળાવડાઓમાં કરૂં ? પણ ત્હમને ખોટું લાગતું હશે તો તેમ નહિ કરૂં.

દેવી–મ્હને ત્હારા ઉપર તો કાંઇયે ખોટું લાગવાનું નથી. પણ ત્હારૂં થશે શું, એ મ્હને ફિકર થયાં કરે છે–ત્હને ક્યાં ખબર નથી કે [illegible] વર્ષાસન તો મ્હારી જીંદગી સાથે પૂરૂં થશે ?

લતા–પણ બા, હું ત્હમારી મરજી વિરૂદ્ધ ક્યાં જવા માગું છું ? હું લગ્ન કરવાની તો હા જ કહું છું ને ? અને બધી બાબતોનો વિચાર તો કરવો જોઇએ ને ?

દેવી–( કાંઇક સન્તોષ પામીને ) જો ત્યારે, બ્હેન, પેલો સરદાર દિગ્વિજયસિંહ જે અમેરિકાથી હમણાંજ પાછો ફર્યો છે, ત્હેને તું કેવો ધારે છે ? જાગીરદાર છે, જુવાન છે આપણે એને ગવર્નર સાહેબની પાર્ટીમાં મળ્યા હતા, ત્હારા મામા એને સારી રીતે ઓળખે છે માણસ તો ચોખ્ખો જણાય છે અને બહાદુર પણ

છે. બલુનમાં ઉડતાં પણ ડર્યો ન્હોતો. આસામમાં એની જાગીર છે–

લતા–(નરમાશ ભર્યું મ્હો કરીને) અને બાપડી યુનાઇટેડ સ્ટેટ્સમાં......'

દેવી–(ચમકી ઉઠીને) શું કહે છે? લતા, આ કાંઇ મશ્કરીનો વખત નથી.

લતા–બા, હું મશ્કરી નથી કરતી પણ ખરૂં કહું છું. ગવર્નરની મિજલસમાં એણે પોતેજ મ્હને કહ્યું હતું અમેરિકાની કોઇ નાટકશાળામાં એ–નાચતી હતી, ત્યાં આ ભાઈ એને મ્હાવા લાગ્યા અને પરણી બેઠા. "એની એવી તો નાજુક પાનીઓ છે!"–સરદાર મ્હને કહેતો હતો. એણે તો ત્યાં લગી જાહેરાત બતાવી કે જો હું એની સાથે લગ્ન કરવાની હા કહું, તો એ એની નાટકણીથી છુટા છેડા મેળવી શકે એમ છે! ...(પોતાની માને નાખુશ થયેલી જોઇને) પણ બા, એમાં કાંઇ મ્હારો ઉપાય છે? એણે વાત કરવા માંડી તે સાંભળ્યા વિના કેમ ચાલે? ને આપણી દુનિયાજ એવી છે કે જ્યાં જઇએ ત્યાં ધુળ છાની હોય છે એટલે આપણને પણ ચોટ્યા વગર કેમ રહે? –પણ જવા દો ને એ વાત, હવે હું એની સાથે બોલવાનીજ નથી....હાં, આગળ?

દેવી–(ગુસ્સાથી લાલચોળ થઇ જઇને) પણ લતા, ત્હેં મ્હને આ વાત કેમ ન કહી?

લતા–(ધીમેથી) હું એ ભૂલી જવા માગતી હતી. હાં, પછી યાદીમાં કોનું નામ છે?

દેવી–(ક્ષેમ ખાતા ખાતાં) બાબુ સુલતાન શીદ કેવો છે? મ્હને તો બહુ યોગ્ય જુવાન લાગે છે.

લતા–(કટાક્ષમાં) હા. આજકાલ "યોગ્ય" થવું બહુ સ્હેલું છે તો! સુલતાન બાબુ? પેલા તેલીયા રાજાનો છોકરો? એના બાપે તેલની મીલ ને સાબુના કારખાનામાં પૈસો સારો પેદા કર્યો છે, એ વાત ખરી છે. બળદ અને ઘાણી રાખી હોત તો ઘાંચી કહેવાત અને મીલ કરી એટલે શેઠ થયો ને સાબુનું કારખાનું કહાડ્યું ત્હેમાં પૈસો આવ્યો એટલે "તેલીયો રાજા" કહેવાયો! પણ બા, ત્હમને ખબર છે? એને પાર્ટીઓ ને મેળાવડામાં લોકો ભૂલથી નોકર જ ધારે છે અને ખુશામતીયા તથા ધુતારાઓમાંજ એની જીંદગી જાય છે! ના. બા, હું એને તો પરણવાનીજ નથી એને જોઇને મ્હને તો બકારી આવે છે.

દેવી–પણ એ બહુ ઉપયોગી અને માયાળુ છે. એનો સ્વભાવ પણ મુલાયમ છે.

લતા–હા. એના બાપના કારખાનાના સાબુના ગોળા પણ ઉપયોગી અને મુલાયમ તો હોય છે, પણ તેથી કોઈ એ ગોળાની સાથે પરણવાનો વિચાર કરતું નથી! માટે બા, પાળેલી બિલાડીના જેવી આંખોથી આપણી તરફ ટગર ટગર જોઇ રહેનાર સુલતાન બાબુ કરતાં તો ગમે તે બીજો ભોળો કહાડશો, તો ચાલશે.

દેવી–(મ્હો મલકાવીને) ઠીક બરાબર, હું નરેન્દ્ર ઠાકુરને તો પુછી જ જોઉં છું. ત્હેનું કુળ આખા બંગાળામાં ઉંચામાં ઉંચુ છે. અને એનામાં પણ વખાણવા લાયક ગુણો પણ છે.

લતા–(વિચાર કરીને) એના કુળની બાબતમાં મ્હને કાંઇ વાંધો નથી પણ હું એને ચ્હાઇ શકું તેમ નથી. અને ત્હમે જે વિવેકથી "વખાણવા લાયક ગુણો" કહો છો, ત્હેમાંના ઘણા ખરા તો મારવાડીઓને ઘેર ઘરેણે મૂકાયેલા છે. અને બાકીના ઘોડાની શરતોમાં તથા નાટકશા-

લાઓની છોકરીઓમાં ખર્ચાય ગયા છે. વળી એ એવો તો નફિકરો છે કે આખો દહાડો મોટર ગાડીઓ ભાંગ્યા જ કરે છે!

દેવી-પણ તે કોઇ દિવસ પોતાને વાગવા તો દેતો નથી.

લતા-એજ ખોટું થાય છે ને? શાથી કે એ જીવતો છે ત્યાં સુધી એની મોટર ગાડી એની અથડામણ તથા ધમાધમીથી એને બીજા લોકોને નુકશાનીની કેટલી ભારે રકમો આપવી પડતી હશે, એતો મ્હને તો વિચાર થઇ આવે છે. દંડ પણ કેટલા બધા એ આપે છે? અરે, એની સાથે તો લગ્ન કરીને શુખેજ મરવું પડે! પણ હું એને ચ્હાતી નથી એમ કહેવું ખોટું છે. એવો નિખાલસ, ઉદાર અને ઉદ્ધતછળો એ ઠાકુર છે કે એની સાથે વાતો કરવાની બહુ ગંમત પડે છે. પણ એની સાથે લગ્ન કરવાની વાત આવે ત્યારે તો ધસીને ના જ કહેવી પડે. કારણકે પ્રેમ એ જુદી ચીજ છે.

દેવી-પણ શું મોટર ગાડીઓ ભાગ્યામાં એની સઘળી આવક ખર્ચાય છે, એ વાત ખરી છે?

લતા-એકલા પોતાના જ નહીં, પરન્તુ બીજા ઘણાના પૈસા પણ સાથે જાય છે!

દેવી-ત્યારે એની તો વાત જ પડતી મૂકી દે ને. પણ કહે લતા, ત્હને રાય સાધુકુમાર કેવો લાગે છે? એ અજબ રીતે હુંશિયાર, સુશીલ અને કોમળ હૃદયનો છે.

લતા-(હશીને) બા, ત્હમે પણ ઠીક છો:-ઠંડા લોહીથી કેવી ઘાતકી વાતો કરો છો? ત્હમે કહેવા તો એમ માગો છો ને કે એ બહુ શ્રીમન્ત છે ને ઘયડો છે ને એની તબિયત સારી નથી રહેતી; તેથી થોડા વખતમાં એની સાથે પરણનારીને યુવાન વિધવા બનાવી-મરજી મુજબ ફરીથી લગ્ન કરવાને છુટી કરે! એ પૈસાવાળો છે એ હું ન્હોતી જાણતી. પણ એની તબિયત તો ખરાબ નથી જ; એ પોતે ઘયડો થયો છે તે સમજે છે, ને તેથી નબળાઇનો ઢોંગ કરે છે. મ્હને એ જાતે કહેતો હતો કે હવે એને અશું જ કેંદ્રસ રહ્યું છે અને જાત જાતની દવાઓ, માત્રાઓ અને ભસ્મો ખાય છે, ત્હેની સઘળી વિગત એક દિવસ તેણે મ્હને સમજાવવા કૃપા કરી હતી!

દેવી-(જરા ગુસ્સે થઇને) પણ એવી વાતો એ ત્હારા જેવી છોકરીને કહે, તે તો વધારા પડતી છુટ લીધી જ કહેવાય ત્હેં એને રોક્યો કેમ નહિં?

લતા-પણ, બા, એ અટકે ત્યારે ને? ત્હમને ખબર નથી કે એ તો તદન-બેશરમ છે. તેથી મ્હે એટલી તસ્દી જ ન લીધી. હવે હું ધારૂં છું કે બીજા કોઇ માણસો તો ત્હમારી યાદીમાં નહિ હશે.

દેવી-(નિરાશ થયેલ ચ્હેરે) લતા, ત્હારી પસંદગીનું કામ ખરેખર મુસ્કેલ છે! મ્હને હવે તો પંડિતજી લાલા ગિરિધારીલાલ વિના બીજો કોઇ યાદ આવતો નથી.

લતા-(ગભરાયલા જેવા ઉદ્ગાર કહાડતી) આપણા બ્રાહ્મ મન્દિરના લાલાજી? હે પ્રભુ! એનામાં એવું શું છે, બા, કે ત્હમને એનું નામ સાંભર્યું? એ શું પ્રધાન આચાર્ય થવાનો છે?-કે બીજા પણ કોઇ સારા "ગુણ" એનામાં છે?

દેવી-(જરા શરમાઇને) હા. મ્હેં સાંભળ્યું છે કે હવે એજ નીમાશે. એ કેવી સુન્દર પ્રાર્થના કરે છે અને એનાં વ્યાખ્યાનો તો

આખું શહેર ઉત્સુકતાથી સાંભળી રહે છે, તે તો તું જાણે જ છે ને ? વળી એની જીંદગી કેવી પરોપકારી, પવિત્ર, સાત્વિક ? ગરીબોની ગલીઓમાં એ કેવું ઉત્તમ કામ કરી રહ્યો છે ? અરે, ગયા રવિવારે ગરીબોની હાલતનું એ વર્ણન કરતો હતો, ત્યારે આખા હૉલમાં ભાગ્યેજ કોઇ એવું માણસ હશે, જેની આંખમાં પાણી નહિ આવ્યાં હોય. ત્હને એ આશ્ચર્યજનક નથી લાગતું ?

લતા–( સખ્તાઇથી ) હા. બુદ્ધિ અને તર્કશક્તિના તમાશા આશ્ચર્યજનક જ હોય છે ! બા, હું ત્હારા પંડીતજીને પસંદ કરી શકું તેમ નથી. ભાષણ કરવાથી કોઇ ગજવામાં કે પેટમાં આવતું નથી. વળી એના દાંત પણ હોઠથી આગળ રહે છે, તે હાથીના દંતુશળ જેવા લાગે છે !

દેવી–( નમ્રતાઇથી ) પણ બ્હેન, જરા વિચાર કર. જો એની મા કેવા શ્રીમન્ત ઉંચા કુળની છે ? પ્રતાપગઢના પંડિતો તો આગલા વખતમાં રાજા જેટલો જ અધિકાર અને દરજ્જો ભોગવતા હતા. અને લાલાજી પોતે પણ જરૂર પ્રધાન આચાર્ય થવાનો.

લતા–બા, ત્હમે મ્હને એની માના કુટુંબ સાથે તો પરણાવવા નથી ધારતાં ને ?– અને આચાર્ય થવાનું તો કોણ જાણે ! –એવો ભવિષ્યના આચાર્ય કરતાં હાલનો જમીનદાર સારો ! અરે, એવા દંતુશળીયા ભાષણકાર કરતાં ક્ષયરોગી ઠાકોરને હું વધારે ખુશીથી પસંદ કરૂં. શાથી કે એકની સાથે જિંદગી સુધી બંધાઇ રહેવાની મસ્તી અને બીજાની પાસેથી થોડા જ વખતમાં છૂટવાની ખાત્રી !–પણ ત્હમને શાથી લાગે છે કે એ મ્હારી સાથે લગ્ન કરવાની હા કહેશે ?

દેવી–તે દિવસ ત્હારા મામાને ત્યાં એ જમવા આવ્યો હતો ને, ત્યારે મૃદુ દૃષ્ટિથી બધો વખત એ ત્હારી તરફ જોયાં કરતો હતો.

લતા–બા, એની દૃષ્ટિની મૃદુતા તો ભોજન સામગ્રીમાં ખૂબ ભરી મશાલો મામાને ઘેર ઝીકાય છે, ત્હેને લીધે હતી ! અને મ્હારી તરફ જોયાં કરતો હતો, ત્હેનું કારણ પણ હું સમજી શકી છું. મ્હેં એને પૂછ્યું હતું કે ગરીબની ગલીમાં રહેનારાં માણસો સ્વદેશી ખાંડ વાપરે છે કે વિદેશી ? ને રંગીન ફ્લેનલ પ્હેરે છે કે ધોળી ?

દેવી–(ધીમા અવાજે) લતા, ત્હેં એવું પૂછ્યું હતું ?–એવું તે પૂછાય ?

લતા–(ખાત્રી પૂર્વક) હા, બા, મ્હેં તો એજ પૂછ્યું હતું. કારણ કે એના શરીરનાં કપડાં, બીજો ઠાઠમાઠ અને ખાવા પીવાની ઢબ એવી જણાતી હતી કે એ ગરીબોના હિતમાં રસ લેતો હશે કે નહિ, તે મ્હને વ્હેમ પડતું લાગ્યું હતું.

મ્હારો સવાલ સાંભળીને એ તો લાલ લાલ થઇ ગયો; પણ બીજી બધી મંડળી હશી અને ખૂબ આનન્દ થયો હતો.

દેવી–( આંખમાં આંસુ લાવીને ) છોકરી, ત્હેને શું કહું ? તું કેટલી બધી આડી થઇ ગઇ છે ? ત્હને ભણાવવા તથા સારી સ્થિતિમાં રાખવા પાછળ અને લુગડાં ઘરેણાંનો આટલો મ્હોટો ખર્ચ કર્યા પછી પણ તું ત્હેનો કાયદો લાભ નહિં લે ? આ તો બહુ ખોટું થાય છે, લતા ! મ્હારા ગયા પછી તું જરૂર પસ્તાઇશ.

લતા–(દિલગીર ચ્હેરે) બા, ત્હમને મ્હારાથી કાંઈ દુઃખ થતું હોય તો માફી માગું છું. પણ હું શું કરૂં ? મ્હને એ બધાય વિકાર પાપ લાગે છે.

દેવી–પણ ત્હારે આટલું બધું ફ્હોપણ ન કહાડવું જોઇએ. કોઇ શ્રીમન્ત માણસ ગળી આવે અને ત્હેનામાં ખાસ દુર્ગુણ ન હોય તો પછી એ ખુબસુરત નથી ને એનામાં બુદ્ધિ ઓછી છે, એવી મિથ્યા ભાંજગડમાં પડવું જોઇએ નહિં.

લતા–પણ બા, ત્હમે એમ કહેવા માગો છો કે દૂધપાકના મ્હોંયે રેલા ઉતરે, સબડકા ગામ બ્હાર સંભળાય અને પેટ ફાટે ને ઓડકારી થાય, ત્યાં સુધી ખાધા કરે–એવા માણસની સાથે મ્હારે પરણવું ?

દેવી–( ગુસ્સે થઇને ) હા. બીજી રીતે યોગ્ય તો–એમાં કાંઇ દોષ નથી. એ વિચાર તો ત્હારે કરવાનો છે કે–પૈસાદાર માણસ જે ગમે ત્હેવી રીતે ખાય છે અને ગરીબ માણસ જૈની પાસે ત્હને કાંઇ ખાવાનુ આપવાનું જ છે નહિં, તે બેમાંથી કોને પસંદ કરવો.

લતા–(હસીને) એ જવાબ ત્હમારો ખરેખર સાચો છે. પણ બા, કોઇ વચલો માર્ગ નથી ? ખાઉધરા અને ભૂખાળવાની વચ્ચે કોઇ સાધારણ ખાનારા અને બાપડી પરણી ત્હેને પણ ખવડાવી શકનારાનો વર્ગ નથી ? હશે હવે આપણે એ વાતજ બદલો ને. ત્હમારૂં આજ મ્હેં બહુ માથું દુઃખાવ્યું છે......બા, પેલો ઘરડો રાજા રામલોચન સેન ત્હમને સાંભરે છે ? આપણે એને ગયા વર્ષે મસુરીમાં મળ્યા હતા.

દેવી–( ગૂંચાઇ હોય એમ વિચાર કરીને ) હા. એ ડોસો બહુ સારો હતો. મ્હો તો હસતું ને હસતું પણ એનું શું ?

લતા–એ હસતું મ્હોં તો કાંતની તદ્દન ગેરહાજરીનુંજ પરિણામ હતું પણ હશે ! મૂવેલા માણસનું કોણ વાંકું બોલે ?–એ ગયે કાલ મરી ગયો.

દેવી–(અચંબો પામીને) હેં, ખરી વાત ? શાથી મરી ગયો ? ત્હને કોણે કહ્યું ?

લતા–(જરા શરમાઇને) એની છાતી નબળી હતી–એમ હું–મ્હેં–,

દેવી–(પોતાના વિચારમાં એટલી બધી ગરકાવ હતી કે પુત્રીના મ્હોં ઉપર શરમ અને ગભરાટ જણાતો હતો તે જોઇ શકી નહિ) ત્યારે હવે તો ઠાકુર કૃષ્ણ કમલ સેન રાજા થશે. એને તો લીલા લ્હેર થઇ ગઇ. ખાસ્સી લાખ રૂપિયાની જાગીર અને કલકત્તા, દાર્જિલિંગ, સીમલા, વગેરે ઠેકાણે ઠેકાણે મહેલો અને બંગલા ! પણ એ તો પરણેલો છે. એટલે શું થાય ?

લતા–(વધારે શરમાઇને) ના. ના. એ ડોસાએ છેલ્લી ઘડીએ પોતાનું વીલ ફેરવી નાંખ્યું. કારણ કે ઠાકુર બાબુએ પાનાં રમતાં એને છેતર્યો, તેથી એ બે જણ લ્હડી પડ્યા અને રાજાજીએ પોતાના ભત્રીજાને બિનવારસ જાહેર કર્યો. મિલ્કત સઘળી જાતે મેળવેલી અને ખિતાબ પણ સરકાર તરફથી પ્હેલો એનેજ મળેલો એટલે લખાણ કરીને ત્હેમાંથી પણ ઠાકુર બાબુને રદ કરાવ્યો.

તેથી એની બધી મિલ્કત અને "રાજાબહાદુર" ની પદવી એના ભાણેજ લલિત મોહન સેનને મળ્યાં આજ બધી હકીકત બ્હાર પડી ગઇ.

દેવી–(દિલગીર થઇને) અરે, મ્હેં દાર્જિલિંગમાં એ લલિત બાબુની સાથે ત્હારી વધારે ઓળખાણ થવા દીધું હોત તો કેવું સારૂં થાત ? પણ મ્હે જ અભાગિણીએ એને આપણે ઘેર આવતો બને તેટલો રોક્યો. હું શું જાણું જે એના ભાગ્યમાં આવી અથાગ સમૃદ્ધિ હશે ? ભલા ભગવાન !

લતા–(મ્હોં ફેરવી બારીએથી રસ્તા ઉપર નજર નાંખતી) પણ હજી શું બગડી ગયું છે? કાંઇ વેળા તો વીતી ગઇ નથી ને?

દેવી–(ઘુમરાયલે મ્હોંયે) અરે, હવે શું થાય, મ્હારૂં નશીબ?–કાલેજ કોઇ કહેતું હતું ને કે એનો વિવાહ પણ નક્કિ થઇ ચૂક્યો છે. આ ખબર સાંભળ્યા પછી તો એની આસપાસ બાયડીઓ તીડની પેઠે તૂટી પડી હશે અને જે ખટપટીપણુનો લાગ ફાવ્યો હશે તે જૂની પેઠે ચોંટીયે ગઇ હશે! પણ ત્હને આ બધા સમાચાર કહ્યા કોણે?

લતા–(ગુસ્સે થયાનો ડોળ કરીને) વાહ, બા! ત્હમારી પોતાની પુત્રીને જ ખટપટીપણું કહીને ગાળો દો છો કે? લલિત બાબુની મ્હારી સાથે લગ્નની ગોઠવણ થઇ છે, બીજી કોઇ સાથે નહિં. વાત એમ બની કે હું એમને ચ્હાવા લાગી અને ત્હમારી તે વાતમાં નાખુશી જોઇ: કારણ કે તે વખતે એમની મિલ્કતમાં રૂ. ૧૦૦ નો માસિક પગાર હતો. પણ પ્રેમનું પૂર રોકાઇ શકાતું નથી. મ્હારી જેવી દશા, ત્હેવીજ એમની હતી. અમે બે મળ્યાં, અને એક બીજાને પરણવાનો નિશ્ચય કર્યો. એવામાં પ્રભુ કૃપાથી રાજાજીનો વિચાર ફરી ગયો અને પોતાના ભાણેજને દમડી પણ વીલમાં નહિં આપેલી, ત્હેને આખી મિલ્કત અને દરજ્જાનો પણ વારસ બનાવ્યો. આ વાત લલિત બાબુએ કાલેજ જાણી અને તરતજ અમારા સુભાગ્યની મ્હને ખબર આપી. આજ હું અત્યંત, અવર્ણનીય, અલૌકિક આનન્દ હતી અને આ વાત ત્હમને કેવી રીતે કરવી-(કારણ કે ત્હમારી જાણ બ્હાર લલિત બાબુની સાથે લગ્ન કરવાનું વચન આપી બેઠી હતી–એટલાં ગુન્હામાં પણ હતી–) તે વિશે વિચારમાં હતી. એ વામાં ત્હમેજ મ્હારા લગ્નની વાત કહાડી એ ભાંજગડમાં આજ મ્હારૂં ચિત્ત નહિ હોવાથી વધુ ઓછું બોલાઇ ગયું છે; માટે બા, હું ત્હમારી અંતઃકરણ પૂર્વક માફી મ્હાગું છું. અને મ્હારા ટુંક સમયમાં થવાના લગ્ન માટે ત્હમારાં ખરા અન્તઃકરણની આશીષ માગું છું.– (પોતાની માતાને ગળે વળગી પડે છે.)

દેવી–(આંખમાં આંસુ સાથે) હે પ્રભુ! ત્હારી દયા અપાર છે. લતા, ત્હેં મ્હને આજ જેટલો ઉદ્વેગ કરાવ્યો હતો, ત્હેના કરતાં લાખ-કરોડ ઘણી ઠંડક કરી આપી છે. મ્હારી અન્તઃકરણની આશીષ?–મ્હારી દીકરી, ત્હારા કરતા મ્હારે શું વધારે છે? હું તો ત્હારૂંજ સુખ શોધતી હતી. ઇશ્વર કૃપાથી ત્હને તે મળ્યું: સારો વર અને ઉત્તમ ઘર અને ત્હમારી બંને વચ્ચે ખરો સ્નેહ: હવે એ ઉપરાન્ત શું વધારે જોઇએ? લતા, તું "રાણી" બનીને-લાખો રૂપિયાની માલીક થઇશ. પરન્તુ તેથી પણ અધિક, ખરી પ્રેમાળ પત્ની (અને વખત આવ્યે સ્નેહાળ માતા) રૂપે સુખી થાઓ: તથા તું અને ત્હારો ભાવિ પતિ સંપત્તિ અને આરોગ્યમાં હંમેશાં રહો, એ મ્હારા હૃદયની ખરી આશીષ છે. દીનદયાળુ પ્રભુ ત્હારૂં સૌભાગ્ય અખંડ રાખો.

## સુન્દરી સુબોધના તંત્રીએ રચેલાં પુસ્તકોઃ

# યોગિની

અથવા સરસ્વતીનો જીવન સુવાસ.

પૃષ્ઠ ૨૫૦–પાકું સોનેરી દસ્કતવાળું પૂઠું. મૂલ્યઃ રૂ. ૧–૮–૦
ફક્ત થોડીજ નકલો સિલિકમાં છે.

આ રંગીલી, મોહક સાંસારિક નવલકથામાં ૪૫ પ્રકરણો આવેલાં છે. ત્હેમાં પતિ પત્નીની જીંદગીનાં સુન્દર ચિત્રો–વિધવાનાં કર્મની કરૂણાજનક કહાણીઓ–હિન્દુ સંસારની વિચિત્રતાના વિવિધ દેખાવો–સાધ્વી સ્ત્રીઓનાં મનોહર ચરિત્રો–આત્મબળના અદ્ભુત ચમત્કાર–મહાન આત્માઓનું અલૌકિક ગૌરવ–અને સ્ત્રી ઉન્નતિ વિષે અનેક પ્રકારના વિચાર–એવાં ઘણાં ઘણાં સુબોધક અને ઉત્કર્ષક તત્ત્વો ત્હેમાં સમાયેલા છે.

# બાલા

પૃષ્ઠ ૩૪૦–પાકું સોનેરી દસ્કતવાળું પૂઠું. મૂલ્યઃ રૂ. ૧–૮–૦

આ સુન્દર આકર્ષક સાંસારિક નવલકથામાં ૩૮ પ્રકરણો આવેલાં છે.

આ નવલકથામાં "ઘણા સુન્દર, ઉત્કર્ષક વિચારો સમાયલા છે તથા રસિક, સુબોધક પ્રસંગોથી તે ભરપૂર છે. ગૂજરાતી ભાષામાં જે થોડાં ઉત્તમ નવલકથાનાં પુસ્તકો છે, ત્હેમાં બાલાને સ્થાન આપવામાં આવ્યું છે તે ખચીત વાજબીજ છે."

# રસીલી વાર્તાઓ

બાર સંપૂર્ણ વાર્તાઓ–પૃષ્ઠ ૧૫૦.–મૂલ્યઃ રૂ. ૦–૮–૦.

સુરસ નવલકથાઓનું આ પુસ્તક ભિન્ન ભિન્ન વૃત્તિઓ અને પ્રકૃતિઓનાં મનુષ્યોનાં હૃદય અને જીવનનું દર્શન કરાવે છે. ભાષા સરલ અને આકર્ષક છે તથા શૈલિ પણ ઘણી રહેલી ને મોહક છે. ત્હેમાંની પ્હેલી છ બલ્કે આઠ તો ખરેખરી

# સુન્દરી સુબોધ.

સ્ત્રીઓ, બાળકો અને કુટુમ્બી જન માટે પ્રકટ થતું સચિત્ર પત્ર.

આદ્ય સંપાદકઃ શ્રી બન્ધુ સમાજ, અમદાવાદ.

પ્રકાશક અને તંત્રીઃ રામમોહનરાય જસવંતરાય.

દર મહિને બે કદમાં બ્હાર પડે છે.

( ૧ ) "માસિક વધારા" સાથેનું પત્રઃ વાર્ષિક લવાજમ રૂ. ૩-૮-૦.

( ૨ ) "માસિક વધારા" શિવાયનું પત્રઃ વાર્ષિક લવાજમ રૂ. ૧-૮-૦.

હિન્દુસ્થાનની બ્હારના ગ્રાહકો માટે-આઠ શિલિંગ અને ચાર શિલિંગ.

---

## ઇનામી હરીફાઇનું પરિણામ.

### "યોગિની" અને "બાલા" નાં પાત્રોઃ

આ હરીફાઇને અંગે મળેલાં લખાણો પૈકી પાંચ લેખક ભગિનીઓના લેખ પ્રકાશન યોગ્ય ગણીને સુન્દરી સુબોધમાં પ્રકટ કરવામાં આવ્યા હતા. તે બ્હેનોને નીચે જણાવેલી રકમો ભેટ તરીકે મોકલી આપી છે.

| | | |
|---|---|---|
| બ્હેન | સૌ. સરોજિની મહેતા, બી. એ. (અમદાવાદ) | રૂ. ૧૦-૦-૦ |
| ,, | શ્રી કંચન બ્હેન, ( પેટલાદ. ) | ,, ૫-૦-૦ |
| ,, | મિસિસ જી. કે. ઉપાધ્યાય, ( ધોરાજી. ) | ,, ૫-૦-૦ |
| ,, | સૌ સગુણબાલા ભાસ્કરરાવ, ( અમદાવાદ. )* | ,, ૫-૦-૦ |
| ,, | શ્રી મહીમનગૌરી મનુભાઇ, ( મુંબાઈ. ) | ,, ૫-૦-૦ |

* * * * *

આ ઉપરાન્ત ૧૯૧૯ ના વર્ષમાં સ્ત્રી-ઉપયોગી લખાણો મોકલવા માટે—

બ્હેન શ્રી હસુમતી માણેકલાલ દેસાઈ, ( નડીઆદ. ) એમને-રૂ. ૧૦-૦-૦ ભેટ તરીકે મોકલી આપ્યા છે.

* * * * *

*જણાવતાં અત્યંત દિલગીરી થાય છે કે આ હરીફાઇનો નિર્ણય પ્રકટ થતાં પ્હેલાંજ બ્હેન સૌ. સગુણબાલાનો સ્વર્ગવાસ થયો છે. તેથી ત્હેમની ઇચ્છા અનુસાર, ભેટની રકમમાંથી જે પુસ્તકો ત્હેમને માટે ખરીદ કરવામાં આવ્યાં હતાં, તે અમદાવાદના વનિતા વિશ્રામના પુસ્તકાલય ખાતે એ સ્વર્ગસ્થ બ્હેન તરફથી અર્પણ કરવામાં આવ્યાં છે.

મંત્રી, ઇનામી હરીફાઈ.

### હવે પછીના અંકો

આ અંક પ્રકટ થયા પછી એક માસની અંદર મે-જુન તથા જુલાઇ-ઑગસ્ટના અંકો થોડા થોડા દિવસને અંતરે બ્હાર પડશે

વ્યવસ્થાપક—સુન્દરી સુબોધ.

ઠ. આણંદજી સૂરજી ગાંધી તરફથી ભેટ.

# સુન્દરી સુબોધ

પુ. ૧૭ મું. ] માર્ચ-એપ્રિલ, ૧૯૨૦. [ અંક, ૩-૪

## મ્હારી જન્મ ભૂમિ !

( આયરિશ કવિ ટૉમસ મૂર ઉપરથી )

ઓ વ્હાલી ભૂમિ માત ! તુજને શોક થાપે કે નહિ !
તુજ કાજ જીવન અર્પનારાનું અશાન્ત બોલે અહિ
તુજનેજ હું ચ્હાતો હતો યદિ દોષ-દુઃખ-ભર્યો હતો,
પણ તાહરે પ્યારે પ્રીતિથી જિન્દગી ત્યાગી ગયો !

હા, રુદન કરજે, માત ! દુશ્મન કલુષ મુજ બોલે ભલે,
તુજ મધુર, મોંઘાં આંસુડાં એ સઘળું લૂછી નાખશે
મર્મસાક્ષીએ સાચું કહું છુ,—સર્વનો દોષિત છતાં,
ત્હારી ખરી મહોબ્બત-વફાદારી મ્હારે દિલ હતાં !

તુજ કાજ મ્હારા જીવનનાં શિશુ પ્રેમસ્વપ્ન સહુ ખોયાં,
મુજ બુદ્ધિના સઘળા તરંગો તાહરે માટે હતા.
ને જિન્દગીની છેલ્લી પળની પ્રાર્થના અશ્રુપદ ગઈ,
ઓ માત ! બીજું નામ તુજ વીણ આવીયું ત્હેમાં નહિ !

હે ધન્ય ! તુજ યશ-ઉન્નતિનો સમય સોનેરી જુવે—
તુજ બન્ધનો તોડે સુપુત્રો-સ્નેહીઓ, તે ધન્ય છે
પણ તેથી ઓછી કંઈક, વ્હાલી આશ પ્રભુજી આપતા,
તો યાચું છુ આવી કૃપા,—તુજ કાજ મૃત્યુ પામવા !

( "આર્યવત્સલ" માંથી ફેરફાર સાથે )

## સ્વરાજ્ય:

( અમેરિકન કવિ લોંગફેલો ઉપરથી )

ઓ અમારી સ્વરાજ્ય-નૌકા ! તું હવે આગળ વધ
ઓ અમારી પ્રજાની એકદિલી ! મજબુત અને મહાન્—
તું પણ આગળ ચાલ.

હૃદયની સઘળી ભીતિઓ—અને ભવિષ્યની આશાઓ
સહિત,—આખી દુનિયાં, એક શ્વાસે, ત્હારૂં ભાવિ
નિહાળી રહી છે કારણ, ત્હેનો ઉદ્ધાર પણ
ત્હારી સાથેજ છે.

ત્હારો પાયો કીયા મહાત્માએ રચ્યો,
ત્હારાં લોહસમાન અંગો કીયા કર્મયોગીઓએ ઘડયાં
કેવા ક્રૂર હથોડા ત્હારી ઉપર પડયા,
કેવા ઊંડા જખમ ત્હેં સહન કર્યાં,
કેવાં તીવ્ર બન્ધનો ત્હને નડયાં,
કેવી સખ્ત ભઠ્ઠીમાં—અને કેવા ઉગ્ર અગ્નિમાં,
ત્હારાં "આશાનાં લંગર" ઘડાયાં,
તે અમે જાણીએ છીએ

કોઈ અચાનક થતા અવાજ અથવા આંચકાથી ગભરાઈશ નહિં
એ તો સાગરનાં મોજાં સાથેની અથડામણ છે,—
ખડક સાથે નહિ
એતો શઢમાં પવન ભરાયાનો ફુંફવાટ છે,
તોફાને પાડેલી ફાટ નથી
ખડકો તથા તોફાનની ગાઢી ગર્જનાઓ છતાં,
કિનારપરની ભૂલાવા આપતી દીપમાળા છતાં,
તું નિઃશંક આગળ ચાલ્યેજ જા સાગરનું જળ,—
જે ત્હારી જન્મભૂમિ અને ત્હારૂં પોષણસ્થાન છે,
તેથી જરા પણ તું ડરીશ નહિ

અમારાં હૃદયો, અમારી આશાઓ, સહુ ત્હારી સાથે છે ।
અમારાં હૃદયો, અમારી આશાઓ,
અમારી પ્રાર્થનાઓ, અમારાં આંસુઓ,—
ભીતિ ઉપર જયવતી થયેલી અમારી શ્રદ્ધાઓ,
સહુ ત્હારી સાથે છે—સહુ ત્હારી સાથેજ છે !

## धर्मालय अने तपोवन.

# ભીતર અને બહાર !

લેખકઃ શ્રીયુત્ "શૂન્ય."

આ સંસારમાં બે દુનિયા છે એક અંદરની અને બીજી બ્હારની. વચ્ચે પડદો ઘણો ઝીણો છે, પણ પારદર્શક નથી. નહિં તો એ દુનિયા બે ન રહે.

બ્હારની દુનિયા—દેખીતી, સંભળાતી, જાણીતી, સ્પર્શ્ય છે, તે ઉત્સાહ અને ઉછળાતી, હાસ્ય અને ગમ્મતની, ઠાઠમાઠ ને ડોળદમામની, ધાંધલ અને ધતીંગની, તાળોટ ને દોડધામની, બનાવટી અને નાટકિયા છે

અંદરની દુનિયા —અકળ, અકથ્ય, અજ્ઞાત, અસ્પર્ષ્ય છે, તે ઉંડી અને તીખી, મૃદુ અને ઉષ્ણ, સૂક્ષ્મ અને ઉગ્ર, લાગણીઓ અને વૃત્તિઓની, દર્દો અને વેદનાઓની, વિચારો અને તરંગોની, સાચી અને તાદૃશ છે.

બ્હારથી –દેખાવ આપનારા, હાસ્ય વિનોદ કરનારા, શોક દર્શાવનારા,—એમનાં અન્તઃકરણ ઉઘાડાય, તો આપણને કેટલાં કૃત્રિમ અને ગુસ્તાક, મિથ્યા અને મલિન, પાપી અને અધમ લાગે ?... .. ....અથવા તેઓ કેટલા દીન, કરણ અને અશ્રુપૂર્ણ,—દુ:ખી, દરિદ્ર અને દયાયોગ્ય દેખાય ?

શું?—જિંદગીની કેટલી ઉષ્ણ લાગણીઓ, હૃદયનાં કેટલાં ઉભરાતાં આંસુ, બુદ્ધિના કેટલા પ્રબળ તરંગો,—આપણને નિષ્ફળ થતાં જણાય છે ?—જે લાગણીઓના પરિપાક માટે સંસારમાં સ્થાન નથી, આંસુના આવેગ અટકાવવાને જગતની સહાય નથી, તરંગોને મૂર્તિમાન્ કરવાને દુનિયામાં અનુકૂળતા નથી !

સર્વથા, સર્વદા માનવ જાતિનો આ અમૂલ્ય ધન ભંડાર,—અસ્પૃહાના અનાદર, પ્રમાદની બેદરકારી, સ્વાર્થની ધમાધમમાં,—સંસારથી ભૂલાય છે, અને કાળનાં વધતાં જતાં ખંડેરો તળે દટાય છે !

લાગણીવાળાં હૃદય બોલી શકતાં નથી,—બોલે તો ત્હેમને કોઇ સાંભળે નહિં; પ્રીતિવાળાં જીવન પ્રેમ બતાવી શકતાં નથી,—બતાવે તો ત્હેની કોઇને પરવા નહિં; શોકપૂર્ણ નયન દઈ રડી શકતાં નથી,—રડે તો લોકો માત્ર મશ્કરી કરે !

મનુષ્યોની સ્થૂળ જિંદગીને સૂક્ષ્મ જીવનપ્રદેશથી જૂદી પાડનાર, આજ પણ દૃઢ, પડદાનું આ પરિણામ છે. ......... ........ "અવાજ અને ગતિ"ની આ દુનિયા તથા "શાન્તિ અને એકાન્ત"નું એ જગત, નિરાળાં છતાં, બહુ પાસે પાસે છે,—વારંવાર એક બીજાની હદ ઓળંગી જાય છે પણ તે કોણ જોઈ શકે છે ?

આ ગહન "ભીતર" જોવાને મનુષ્યો પ્રાણ સમર્પે એટલી બધી તીવ્ર ત્હેને માટે મર્ત્યલોકના માનવીની જિજ્ઞાસા છે પણ તે બિચારા જાણતા નથી કે એને જોનારે ખરેખર સાચુંજ આંખો છેઃ એવું વિરલ એ દર્શન છે !

# આત્માનો અવતારઃ

## અન્તરિક્ષના ઉમ્બર ઉપર.

[ શ્રી જીન દિલેરના લેખ ઉપરથી અનુવાદ. ]

લેખકઃ શ્રીયુત્ "સુમન્ત"

*** આ લેખમાં "આત્મન્"–"આત્મા" એ શબ્દને નારીજાતિમાં મૂકયો છે,– તે મૂળ લખાણની ભાવનાને અનુસરવા માટે કર્યું છે

સ્વર્ગ અને પૃથ્વીની વચ્ચેનો ગહન પ્રદેશ, જેમાં થઈને આત્માઓ અવતાર લેવાને સરે છે, ત્હેમાં "મહાન્ મંડળ" મળ્યુ હતું. અને દિવ્યાત્માઓના સંઘ, અલૌકિક સુવાસ અને ગગાન રેલતા, અહિં અનન્ત આકાશમાં ઉભરાતા હતા.

એક આત્મન્,–જેણે અનેક જન્મો જોયા હતા, જેની યાત્રા લાંબી અને શ્રમપૂર્ણ હતી, અને જેણે ઉદાત્ત જિંદગીઓનાં સફળ રૂપે નિર્વાણના સુખસદનની પરમ શાન્તિમાં યુગના યુગ ગાળ્યા હતા,–ત્હેને પુન અવતાર લેવામાં નિશ્ચય કરવાની પળ આખરે આવી પ્હોંચી હતી.

કર્મના સ્વામીઓ,–જેમનો નિર્ણય સર્વદા યથાર્થજ છે,–ત્હેમના મહાન્ આસન આગળ, દેવતાઓના જેવા સ્વરૂપથી અને પ્રકાશનાં વસ્ત્રોમાં ઝળહળતી,–તે ઉભી હતી. બાજુમાં બે દેવદૂતો ઉભા હતા. પરમસ્વામીએ આ રાહ જોતી આત્મનને કહ્યુંઃ

" સ્વર્ગ અને પૃથ્વીની બાલિકા ! ત્હારા છેલ્લા અવતારમાં પૂર્વજન્મોનાં ઋણ ત્હેં પુરેપુરાં વાળ્યાં હતાં. હવે ત્હારૂં જે નવુ પાર્થિવ જીવન શરૂ થાય છે,–કારણ કે હજી તુંય જન્મમરણના ચક્રમાંથી મુક્ત થઈ નથી,–ત્હેમાં ત્હારી ઇચ્છા હશે, તો સુખ અને શાન્તિ ત્હારાં સદ્‌ગુરૂ થશે. ......... અને ત્હારે જે મહાન્ પાઠ હવે શીખવાનો છે, તે આ માર્ગેય શીખાશે.........પરન્તુ તેમ કરવાનો એક બીજો વધારે ટૂંકો રસ્તો પણ છે... ......પસંદગી ત્હારે કરવાની છે.

આ પ્રમાણે બોલીને પરમસ્વામીએ પોતાનાં નયનો,–જે સર્વજ્ઞ નયનો સાક્ષાત્ ભાવિના જેવાં સ્થિર અને વિરક્ત છે, તે–દ્વારા આત્મનની દૃષ્ટિ ત્હેની પાસે ઉભેલા કર્મના સ્વામીઓના દૂતો તરફથી વાળી . .. ...એક દેવદૂતના હાથમાં ગુલાબના ફુલનો મુકુટ હતો અને બીજાના હાથમાં ખુલ્લી તલવાર હતી............આત્મનની પ્રેમભરી દૃષ્ટિ પેલા ફુલના મુકુટ ઉપર લાગી રહી .......એમાં લાલ ગુલાબનાં ફુલ હતાં,–ઘેરાં નહિં પણ દીપજ્યોતિના અન્તરમાં ઘણીવાર જે રંગ જોવામાં આવે છે ત્હેવાં,–વિષયની મલિનતામાંથી નિર્મળ થઇને નીકળેલા પ્રેમના રંગ જેવાં.

જે દિવ્ય પ્રદેશોમાં એ આત્મન્ ઘણા યુગથી રહી હતી, ત્યાં એનું–પૃથ્વીપરની જિંદગીનું–સ્મરણ ધીરે ધીરે લુપ્ત થયુ હતું· સુખીમાં સુખી અને તીવ્રમાં તીવ્ર અનુભવોની

યાદદાસ્તીઓ,–સૂર્યના તેજસ્વી પ્રભાવ આગળ ગગનપન્થમાંથી તારા મંડળ જેમ સરી જતું દેખાય છે તેમ,–ત્હેના આ નવીન જીવનની અનુપમ શોભા આગળ અદશ્ય થઇ લાગતી હતી.

છતાં, જે ફુલનો મુકુટ–પોતાને ધારણ થવા માટે તૈયાર હતો અને જે પહેરવાની સાથે અવશ્ય સ્નેહ અને સુખના પુષ્પની માળાઓ પણ ત્હેના કંઠમાં આરોપાઇ જાય, એમ નિ:શંક હતું,–તે તરફ દૃષ્ટિ લાગી રહેતાં, એનાં નયન્ જાણે અત્યંત મુગ્ધ હોય નહિં, એમ બની રહ્યાં; અને પૃથ્વી ઉપર પોતે યુગના યુગ રહેલી, જે જિંદગી ગાળી હતી, ત્હેની અતિ સ્પષ્ટ,તીવ્ર સ્મૃતિ ત્હેની સમક્ષ મૂર્તિમાન્ થઇ આવી. ત્હેણે શું જોયું ?–

એક યુવાન અને મનોહર બાલા ગુલાબની ફુલવાડીમાં ફરતી – હતી. સર્વત્ર ગુલાબ છવાઇ રહ્યાં છે,–અદ્‌ભુત કુંજમંડપોમાંથી ઝૂકી રહેલાં ફુલ જતાં આવતાં એની સુન્દર અલકલટોને ચૂમે છે, મનોહર દેહલતાનો સ્પર્શ કરે છે અને સુગન્ધ પદપંક્તિઓમાં આળોટે છે. લાલ અને શ્વેત ગુલાબ, અર્દ્ધવિકસિત અને પ્રફુલ્લ ગુલાબ, ઝાકળમાં ન્હાયેલાં અને સૂર્યોદયની પ્રભામાં સુહાતાં ગુલાબ: ગુલાબનાં ફુલ, સઘળે અલૌકિક ગુલાબ જ હતાં !...... ફુલવાડીમાં આ બાલાને ફરતી જોઇ, પોતે જ જાણે ત્યાં હોય નહિ, એમ ત્હેને લાગ્યું. અત્યારે ત્હેના અન્તરના ઉંડાણમાં પૃથ્વીનો પેગામ પ્હોંચી ગયો,–પાર્થિવ સુખની, મસ્તાની વસન્તની, યૌવનના પ્રભાતની,–વિવિધ માગણીઓ પાછી ત્હેના હૃદયતન્તુઓ ખેંચવા લાગી........તરૂણ ઉષાની આછી અને શાન્ત પ્રભામાં ત્હેને એમ લાગી આવ્યું કે જાણે એ ગુલાબની ફુલવાડીમાં પોતાની કોઇ વાટ જોતું હોય નહિ ?—શું પૃથ્વીપરના સુખને અલૌકિક ઉલ્લાસ તથા અનુપમ ચેતન આપનાર એ પ્રેમ હતો ?

પરમ સ્વામીના નયનો,–જેણે માનવ જીવનની વાસનાઓ અને વૃત્તિઓ કદિ નિહાળી, અનુભવી ન હોય, એમ લાગતાં હતાં,–ત્હેની તરફ આત્મન્ જોઇ રહી.

“ પ્રભુ ! ” ત્હેણે પૂછ્યું: “ ગુલાબનો મુકુટ હું ધારણ કરૂં, તો મ્હારૂં ભાવિ શું થશે ?–અને, તલવારની પસંદગી કરૂં, તો મ્હારે કયે માર્ગે જવાનું થાય ? ”

“ સ્વર્ગ અને પૃથ્વીની બાલિકા ! જો તું ફુલનો મુકુટ પ્હેરીશ, તો હવેની જિંદગીમાં તું એક બળવાન, સમર્થ પુરૂષ થઇશ,–ત્હારાં શરીર અને મન બન્ને સબળ અને નિરોગી થશે; ત્હારી સમિપ આવનાર દરેક મનુષ્ય ઉપર તું ત્હારા સુખનાં આન્દોલન મોકલી શકીશ, અને તેથી તું જ્યાં હોઇશ, ત્યાં મનુષ્યો હર્ષથી પ્રફુલ્લ અને ત્હારા સહકારી મિત્ર થવાથી બહુ પ્રસન્ન રહેશે........ તું સ્વાશ્રયી, બહાદુર, આગ્રહી થઇશ; અને તું જે કામ હાથમાં લઇશ, તે સફળ થશે.........મનુષ્યોનો તું નેતા થઇશ અને જીવનનો જે આદર્શ તેં સ્વીકાર્યો હશે, ત્હેને માટે તેઓના હૃદયમાં વફાદારી અને ભક્તિ તું ઉંડા ઉતારી શકીશ ને સર્વને તું સન્માર્ગે જ દોરીશ........અને પ્રેમની મહાન્ ભેટ પણ ત્હને મળશે,–એક ઉદાત્ત આત્મા ત્હારી સહાયક અને સહચર થશે. અને સંસારમાં, લગ્નપ્રેમ અને લગ્નસુખ જેટલું સર્વોત્તમ રીતે ભગી શકે, તેટલું સઘળું ત્હને પ્રાપ્ત થશે. ”

“ પણ, પ્રભુ ! મ્હારે જે પાઠ શીખવાનો છે તે શો છે ? ” આત્મન્ અસ્પષ્ટ સ્વરથી બોલી.

"ત્હારાં માનવ બાન્ધુઓ તરફનું કર્ત્તવ્ય, જીવનના મહાન્ આદર્શ તરફની ભક્તિઃ- જે ધર્મ કર્ત્તવ્ય દરરોજ, દરઘડી કરવાનું છે. / જે ભક્તિસેવનમાં અહોરાત્ર જિંદગી ગાળવાની છે....... એ પાઠ શીખવાનો છે."

રાહ જોતી આત્મનનો હાથ ગુલાબ ફુલના મુકુટ તરફ લંબાયો; ત્હેની કોમળ, સુગન્ધમય પાંદડીઓને ત્હેણે લગભગ,-લગભગ સ્પર્શ કર્યો.

"પ્રભુ! અને-જો હું તલવારની પસંદગી કરૂં તો?"-એકદમાત્ આત્મનથી પૂછાઇ ગયું.

"જો તું તલવાર લઇશ, તો તું સ્ત્રી થઇશ. અને ત્હારો જન્મ પૃથ્વીની કોઈ ધુસર, છીછરું ભૂમિમાં થશે ત્હને બળ અથવા આનન્દ અથવા શક્તિ, કાંઇ મળશે નહિં!..... તું જગતના ઉદ્ધાર અર્થે હમેશાં સન્દેશ આપ્યાં કરીશ પરન્તુ સંસાર તે નાકબુલ કર્યાજ કરશે; ત્હારા દિવસો ક્લેશથી ભરપૂર રહેશે, ત્હારી રાત્રિઓ અશાન્ત જશે; ત્હારા હૃદયમાં એક અગ્નિ એવો બળ્યા કરશે, જે ત્હને લગભગ દહન કરશે; અને તું પ્રભાતની આશા ગણીને બેઠેલ મનુષ્યની ઘોર-રાત્રિ પસાર થવાની આશામાં ને આશામાં નિરન્તર રાહ જોયાંજ કરીશ; પણ ત્હારા જીવનની ઉષાનો તો ઉદય થશેજ નહિં. તિમિરમય સન્ધ્યા સમયે તું પાર્થિવ જીવનમાં પ્રવેશ કરીશ અને એવીજ સન્ધ્યા સમયે ત્હેનો ત્યાગ કરીશ."

"જો હું પુષ્પોના પન્થે વહન કરૂં, તો પ્રભુ! મ્હારૂં શું નામ પડશે?"

ત્હારી જિંદગી એટલી સુખપૂર્ણ જશે કે મનુષ્યો ત્હને દેવાનાં પ્રિયઃ (દેવતાઓને પ્રિય) કહેશે" પરમ સ્વામીએ ઉત્તર આપ્યો.

"અને-જો હું તલવારનો માર્ગ પસંદ કરૂં?-જો હું એ સ્ત્રી થાઉં તો? ... ... પ્રભુ! મ્હારૂં નામ "શોકમયી સ્ત્રી" નહિં પડે?"

"હા," સ્વામી બોલ્યાઃ "પરન્તુ એક બીજું નામ મનુષ્યો ત્હને આપશે; અને "દિલાસાની દેવી" એ નામથી પણ ત્હને થોડા ઓળખશે."

"દિલાસાની દેવી!-દુઃખી દુનિયાને દિલાસો-આશ્વાસન આપનારી!"

આત્મન્ આ શબ્દો મનમાંને મનમાં ફરીથી બોલી, તે સમયે મહાન્ મંડળમાં,-જે દિવ્યાત્માઓના અનેક સંઘ, કર્મના સ્વામીઓની આસપાસ ઉભા હતા, ત્હેમાં અકથ્ય સુવાસ પ્રસરી રહી ... ... ગુલાબના મુકુટ ઉપરથી ખસેડીને હવે ત્હેણે તલવાર ઉપર પોતાની દૃષ્ટિ નાંખી. અને-જુવો! તલવાર ઉપર કાંઇ અવનવું તેજ તરતું હતું.....એકાએક આત્મનને લાગ્યું કે તલવાર પકડવાનું બળ પોતાનામાં છે અને તે લેવાને ત્હેણે હાથ પણ લંબાવ્યો; પરંતુ ત્હેને તે સ્પર્શ કરે, તે પ્હેલાં અદૃશ્યમાંથી આવેલી મન્દ પવનની લહરી સંસારની સુગન્ધથી ભરપૂર અને અતિ પુરાણ પૂર્વજન્મનાં સ્મરણનાં પરિમલથી ભરેલી, ત્હેના અન્તરને શીતળ કરી રહી.

"પ્રભુ!" ત્હેણે ફરીથી પૂછ્યુંઃ જો હું સ્ત્રી બનું, તો સ્નેહની બક્ષીસ મ્હને નહિં

મળે ? ... ... અનેક-અનેક પાર્થિવ જીવનમાં જે આત્માને હું ચ્હાતી હતી, તે ફરીથી મ્હને પૃથ્વી ઉપર નહિં મળે ?–અને ત્હેનો પ્રેમ અને સહવાસ મ્હને આ તલવારના માર્ગે સહાય અને સાન્ત્વન નહિં આપે ?"

"પૂર્વજન્મોમાં તમે મળ્યાં હતાં, અને ચ્હાતાં હતાં; તેમ હવેના જન્મમાં પણ તમે એક બીજાને મળશો અને ચ્હાશો. પણ તમે મળીને એક વાર જૂદાં પડશો–તે પછી આખી જિંદગી સુધી ફરીથી મળી શકશો નહિં."

આત્મન્ પ્રાર્થના કરતી હોય તેમ હાથ જોડી રહી. તે જાણતી તો હતીજ કે એ પ્રાર્થનાનું કાંઈ ફળ આવવાનું નથી.

"પ્રભુ ! હું સ્ત્રી થઈશ અને છતાં કાંઈપણ આપણાનું સુખ પણ મ્હને નહિં મળે ? જીવન પન્થમાં પ્રિયતમનો સહવાસ નહિં–સંસારયાત્રામાં ન્હાના બાળકની અંસાંઈ નહિં ? ત્યારે શું મ્હારે નિરન્તર એકલાંજ રહેવાનું–મરણ પર્યન્ત એકલાંજ જીવનભાર વ્હેવાનો ?"

"જો તલવારના પન્થે તું જઈશ," સ્વામીએ કહ્યું: "તો અન્તઃકાળ સુધી ત્હારે એકલુંજ પ્રયાણ કરવું પડશે."

થોડા વખત સુધી આત્મન્ કાંઈ બોલી નહિં. તે ઉંડા વિચારમાં પડી હતી,–પોતાના ભાવિની ગુંચ સમજવાને અને પરમ સ્વામીની સેવિકા તરીકે ખરી પસંદગી કરવા માટે તે પ્રયત્ન કરી રહી હતી.

"પ્રભુ !" ત્હેણે ફરીથી પ્રશ્ન કર્યો: "જો માનવ પ્રેમ મ્હને મળી શકે તેમ નથી, તો પ્રભુપ્રેમ મળો આપશો ! પ્રભુની સમિપમાં અને પ્રભુના પ્રકાશમાં હું જીવન ગાળું તથા પ્રભુની સહાય મ્હને સન્માર્ગે પ્રેર્યા કરે, એમ ન બને ?"

"જેઓ ત્હારા સંબન્ધમાં આવશે, તેઓ ત્હેની સમિપતા અનુભવશે અને ઘણી મનુષ્યો તો ત્હારાં જ્વલન્ત વચનો સાંભળીને અને ત્હારાં નયનોનું તેજ જોઈને કહેશે કે–"અમે આજ પ્રભુની પાસે પ્હોંચ્યા છીએ, અને એના જ્યોતિનું દર્શન કર્યું છે."...... પણ ત્હારો પન્થ તો ત્હને અન્ધકારથી ભરપૂરજ લાગશે. તું પ્રકાશના ન્હાનકડા કિરણ માટે પ્રાર્થના કર્યા કરીશ પરન્તુ તેય ત્હને નહિં મળે–ત્હને એમ લાગશે જે પરમાત્માએ ત્હારી બાજુએથી પોતાનું વદનજ ફેરવી નાખ્યું છે !"

ત્રાસ–વિહ્વળ શબ્દોથી આત્મન્ બોલી ઉઠી: "પણ એટલું બધું શા માટે ?–ઓ મ્હારા પ્રભુ ! એમ શા માટે ?"

પરમ સ્વામીએ કહ્યું: "જેઓ માનવજાતિના શિક્ષકો અને સહાયકો થવા ચ્હાતા હોય, ત્હેમણે પોતાનું સ્થાન "ક્રૉસ"* ઉપર મેળવવાનું છે, પછી ભલે આ "ક્રૉસ"

* "ક્રૉસ" (અથવા "ક્રૂસ") એટલે એક ઉભા લાકડા ઉપર બીજું આડું લાકડું જડવાથી થતો આકાર. યાહુદી લોકોમાં ફાંસીનું રૂપ આવું હતું: ખ્રિસ્તી પયગમ્બર જીસસ ક્રાઈસ્ટને એના ઉપર ખીલાથી જડી લઈ ત્હેનો વધ કરવામાં આવ્યો હતો. "ક્રૉસ" એટલે અત્યંત કષ્ટ. ( ક્રૉસની આકૃતિ આપણા સાથિયા–સ્વસ્તિકને મળતી આવે છે. )

દષ્ય હોય અથવા અદષ્ય હોય,–કારણ કે ત્યારેજ તેઓ નરકમાં ઉતરીને બન્ધનમાં પડેલા આત્માઓને સુબોધ આપી શકે. અને ત્યારેજ,–પછી યોગ્ય સમયે સ્વર્ગમાં વિચરતાં, તેઓ પોતાના ભાન્ડુઓનો પોતાની સાથે ઉદ્ધાર કરી શકે.........મનુષ્ય દેવપદ ધારણ કરે, તે પ્હેલાં જે છેલ્લો પાઠ ત્હેણે શીખવાનો છે, તે આત્મત્યાગનો છે. પરમાત્માની દયાની વેદી ઉપર સ્વેચ્છાથી, ઉમંગથી આત્મભોગ આપવાનું પોતાનાજ અનુભવથી જ્ઞાન ત્હેણે મેળવવાનું છે............ફક્ત આ પાઠ શીખ્યા પછીજ શિષ્ય સ્વામી થઈ શકે છે.........જો તું સુખની જિંદગી પસંદ કરે, તો તું જે મહાન્ આદર્શની સેવા સ્વીકારે, ત્હેના ચાચરમાં ત્હારે પૂર્ણ સ્વેચ્છાથી ત્હારી સઘળી મિલ્કત, ત્હારૂં સર્વસ્વ અર્પણ કરવું જોઈશે. અને આ માર્ગેજ ખરૂં આત્મશોધન અને પરહિતનું, એમ ક્યાં પછીજ, જ્ઞાન પ્રાપ્ત થશે ...પણ જો તું તલવારના પન્થે જવાનું ધારે, તો તો ત્હારી જાત સિવાય ત્હારી પાસે અર્પણ કરવાનું બીજું કાંઇજ નહિં હશે. તેથી ત્હારા ભાન્ડુઓને અર્થે–તેઓને વધારે સારૂં જીવન મળે તે માટે, ત્હારી જિંદગીનું ખરૂં લોહી–ત્હારા હૃદયનું સાચું તત્વ ત્હારે ભેટ ધરવું પડશે, એવી રીતે કે "કોઇ મનુષ્યનો વધારે પ્રેમ નથી"–એમ સાબીત થાય.

"ઓ સ્વર્ગ અને પૃથ્વીની બાલિકા! હવે કહે. ત્હને શું પસંદ છે,–ગુલાબ કે તલવાર?"

કર્મના સ્વામીઓના આસન આગળ આત્માન્ નીચી નમી. "મ્હેં પસંદગી કરી દીધી છે, પ્રભુ!" ત્હેણે કહ્યું. અને બાજુપર ફરીને તલવાર હાથમાં લીધી.......

પૃથ્વીના જીર્ણ અને ધુસર પ્રદેશમાં એક બાલિકાનો જન્મ થયો. જે ઘરમાં તે અવતરી, તે ગરીબ હતું,–રસ્તા ઉપરનું ઝૂપડું! અને તે રાત્રિએ ટાઢ અને અન્ધારૂં પણ સખ્ત હતાં. સ્થૂળ દષ્ટિએ જોતાં,–એટલે ત્હેનો પિતા, જે કામ ઉપરથી થાક્યો હાર્યો ઘેર આવ્યો,–વૈદ્ય, જે જાગીરદારને ઘેર જતાં જતાં એ બાલિકાની માની નાદુરસ્ત તબિયત જોતો ગયો,–માયાળુ પડોશણ, જેણે જાતે સુયાણીનું કામ કર્યું,–એ સહુને મન આ એક અતિ સાધારણ બનાવ હતો. ઘણાં છોકરાંની ખાધાખાઇ અને માબાપની અત્યંત ગરીબાઇ,–એમાં ખાવાને ફક્ત એક મ્હોં વધ્યું!..........

પણ એક જે અદ્દષ્ય રહીને સર્વત્ર અને સઘળું જોઇ શકે છે અને જેના નયનો ભાવિનું અન્તર પણ ભેદી શકે છે, ત્હેની દષ્ટિએ અહિં ઝૂંપડાની સાંકડી કોટડીમાં પ્રકાશિત કૌમુદી અથવા સુવાસિત ઉષાના કરતાં પણ વધારે સુરમ્ય, સુન્દર તેજ એ બાલિકાની આસપાસ રમતું જોયું. કારણ કે આ ગરીબ ઘરમાં જન્મેલ આત્મા, કાંઇક અંશે જે નિર્બળ શરીરમાં અવતરેલ અને કાંઇક અંશે સોનેરી વાદળીની પેઠે ત્હેને છાઈ રહ્યો હતો, તે પેલી આત્મન્ હતી,–જેણે દુઃખાર્ત માનવજાતિને ખાતર "ક્રોસ" અને તલવાર પસંદ કર્યાં હતાં.........

અને ત્યાં કોઇ પુણ્યાત્મા હોત તો તે–આ માર્ગ ઉપરના ઝૂંપડા ઉપર સખ્ત ટાઢ અને અન્ધારાવાળી રાત્રિમાં,–એ સ્વર્ગીય બાલિકાના જન્મકીર્તન રૂપે ગવાતું દિવ્ય સંગાન જરૂર સાંભળત.

अनुभविकाः
जिंदगीनी आपवीती अने परवीती कथाओ.

# વસુની વહુ.

લેખકઃ શ્રીયુત "R—."

૧.

"કયેમ કાકા! વસુની વહુ ઘેર આવી કે?"

પંડયાકાકા ન્હાનકડી પોતડી પ્હેરીને, ઉઘાડા શરીરે જમીન ઉપર બેશીને કુહાડીથી લાકડાંનાં કકડા કરતા હતા. ત્હેમણે ધીમે ધીમે-કામ કરતે કરતે—જવાબ દીધો· હા...આ...આ."

"કાલ રાતે આવીને?"

"હા...આ...આ." કાકાએ લાકડાં ચીરવાનું કામ પૂરૂં કર્યું હતું હવે તેઓ છો ડીયાં વીણતા હતા. સવાલ પૂછનાર ગામના દેવમન્દિરનો પૂજારી હતો, તે એમની પાસે જમીન ઉપર બેઠો અને કાકાની તરફ વાંકા વળીને ત્હેણે પૂછ્યું.

"કાકા! વસુની વહુ વિશે ત્હમે શું ધારો છો?-કેવી લાગે છે? છોકરાનું સુધારશે કે કેમ? .. ને આપણા ઠાકોરજીની સેવામાં કામ લાગશે ખરી કે?"

પંડયા કાકા થોડી વાર ચૂપ રહ્યા ત્હેમણે છોડીયાં બધાં એકઠાં કરીને ટોપલામા ભર્યા. પછી વિચાર કરતા હોય એમ ધીમે અવાજે બોલ્યા,—પણ ત્હેમણે તો પૂજારીના પ્રશ્નનો ઉત્તર આપવાને બદલે સામો સવાલ કર્યો

"બાવાજી, વસુએ ઘોડાનો વેપાર કર્યો'તો, તે ત્હમને સાભરે કે?" "ના," પૂજારીએ ઉલટો પોતાને પ્રશ્ન થતો જોઇ અચંબો પામીને કહ્યું '"ના, કાકા! કયા ઘો-ડાનો વેપાર?"

"સાંભળો ત્યારે. બે વરસની વાત ઉપર વસુ મુંબાઇની મ્હોટી નિશાળમાંથી ભણી ઘેર આવ્યો. એને તો હજી વધારે ભણવું'તું. પણ હું મરિ સાજે રહું ને વસુની કાકી એકલી ને એને વસુ વના ગોઠે નહિં, એટલે અમે ના જ પાડી ત્યારે વળી એ કે'જે નોકરી કરવા જાઉં ને સારો પગાર મળશે. પણ બાવાજી, એના વના અમારે બીજું કોણ છે? તેથી એ વાતની પણ ના કરી. એને કહ્યું જે આપણું વતન છે ને આટલી બધી જમીનો છે, તે ઘેર રહીને સંભાળ ને સુધાર.

"વસુનું એટલું સારૂં, જે આપણું કહ્યું ઝટ દઇને માને. ઘેર આવ્યા પછી થોડા દહાડામાં તો એકાદ સારી ઘોડીને માટે મ્હારો એ જીવ ખાવા મંડયો. ત્હમે જાણો છોને,—મ્હારી પેલી રતુમડી ઘોડી, વરસો થયાં મ્હેં એના ઉપર સવારી કરેલી—ને ત્હમે—ને ગામ આખું યે

એના ઉપર તો બેઠું હશે. જેને જોઇએ તે આવીને માગી જાય—ને આપણે કોઇને આપવાની નાજ નહિં. વસુ કે'જે એક સારી ઘોડી એણે જોઈ છે ને સસ્તામાં આવે એમ છે. ને કે'જે ઇનામદાર થઇને આપણે આવું ટાયડું ઘોડું ના જોઇએ. મ્હેં કહ્યું: જા ભાઇ, ત્હને ઠીક લાગે એમ કર. વસુએ તો રમતુડીને પચાસ રૂપિયામાં વેચી દીધી, તે ત્રીજા બુધવારે રાખી ને ફેજીરમીયાં કનેથી એક અબલખ ઘોડી લઇ આવેલો, તેના એણે રૂપિયા બસ્સો આપીને એ વેચાતી લઇ આવ્યો.

"હવે અબલખને લાગ્યો તો ખરો ને એ છે યે સારી, દેખાવડી ને જોરદાર. ને આખાડ ચરતની ઘોડી વસુ તો ઉપર બેશીને હાડગાડથી રવાલચાલ ચલાવતો ઘેર આવ્યો. પણ આપણે તેર જોતાં વાતજ કહી દીધું જે—ભાઇ, ત્હારી ઘોડી ઘરના કામકાજની નથી. ગાડીમાં જોડીએ તો ગાડી ઊંધી પાડે કે ભાગે કે કાંઇ અવળું કરે, એવી એ વેજાળ છે. આ સાંભળીને વસુ તેર હસવા લાગ્યો. એ કે'જે—કાકા, ત્હમે તો એવાને એવાજ અસલી વિચારના રહ્યા. આપણે કહ્યું કે મારે ભાઇ, અમે હીંગે એમને એમ નભાવજે,' એટલે થયું. પણ થોડા દહાડામાં બધાંને જણાયું જે અબલખ તો ફક્ત શણગારની ઘોડી હતી. આપણને તો પહેલેથી ખાત્રી થઇ'તી જે છોકરાએ મુર્ખાઇ કરી, પણ એક શબ્દે એને કહ્યો નહિં. વસુ કહે જે "જાણે ગિનિટગા રૈસ જાય છે ને આખા ગામમાં એના જેવું જનાવર નથી." પણ હજીએ ગાડીમાં એની અબલખ કોઈ ચાલતી નથી ને હવે પાછો વિચાર થાય છે જે રતુમડી લીવાને ત્યાં નકામા જેવી છે, તે પાછી વેચાતી લઇ લઉં. પણ છોકરાને માઠું લાગે એમ ધારીને આપણે કાંઇ બોલતા નથી."

પૂજારી આ હકીકત સાંભળી રહ્યો. પંડ્યા કાકા બોલતા અટક્યા એટલે એણે કહ્યું: "હાં, પછી?"

"પછી એજ કે વસુનો વિવાહ પણ એના ઘોડાના વેપારના જેવોજ છે!" કાકાએ આગળ ચલાવ્યું: "વહુ રૂપાળી ને ભણેલી છે, ડાહી છે ને કહ્યાગરી લાગે છે. પણ—પણ ઘર ધંધો એ શીખી છે કે નહિં તે તો ભગવાનને ખબર! એને ગાતાં ને શીવતાં ને વાળ ગુંથતાં ને ટાપટીપ કરતાં તો આવડે છે પણ ઘરના કામકાજ માટે તો આપણને લાગે છે જે વસુની કાકીએ હાથ જોગ ચાકરડી રાખી છે, તેમજ ચાલ્યા કરવાનું!"

"એમ કે!—ત્યારે તો બહુ ખરાબ!" પૂજારી બોલી ઊઠ્યો "પંડ્યા કાકા, પણ એ છોકરો એવી બાયડી ક્યાંથી ખોળી લાવ્યો—ને ત્હમે કે કાકીએ કોઇએ ના પણ ન કહી?"

"શું ના કહે, મ્હારા ભાઇ?" કાકા બબડ્યા: "'મુંબાઇમાં વસુ જે નિશાળમાં ભણતો'તો, ત્યાં એ છોકરી પણ શીખતી'તી. ને વસુની જેમજ પાસ થઇ છે. વસુ છેલ્લા વર્ગમાં હતો, તે વરસ એ નિશાળમાં દાખલ થઇ., એ સાથ કહે છે જે એણે પરીક્ષામાં પહેલો નંબર લીધો ને બધાં ઇનામ એને મળ્યાં ને છાપામાં પણ એનાં બહુ વખાણ આવ્યાં'તાં; પણ એવામાં એનો મામો ગરી ગયો. વસુની વહુનાં માબાપ તો એને ઘણી ન્હાની મૂકીને મરણ પામ્યાં હતાં પણ મામાએ એને ઉછેરીને ભણાવી ગણાવી મામો મરી ગયો એટલે એને નિશાળ છોડીને મામી સાથે પોતાને ગામ જવાનું થયું. પણ આપણા ભાઈ સાહેબને એની સાથે ઓળખાણ થયેલું. એનો મામો વસુની પડોશમાં રહેતો હતો.

તેથી તે ત્યાં જતો આવતો ને પોતાના નાતીલાં એટલે વખતે ત્યાં જમતો પણ ખરો. મામા મરણ પામ્યા ત્યારે આ છોકરીને નિરાધાર જેવી જોઈને મ્હને ને એની કાકીને લખ્યું જે આવું ઠેકાણું નહિ મળે ને ત્યાં પોતાનું સગપણ કરવા બહુ આગ્રહ કર્યો. અમે બે છીએ તો જુના વિચારનાં આદમી, પણ એટલું સમજીએ છીએ જે સારી ખોડી હશે તો યે એ છોકરાને નભાવવાની. ને એને કોઈ દહાડો કશી વાતની ના કહેશે નહિ, તેથી આ બાબતમાં મને—અમને પણ હા જ હતી ને પછી લગન થયાં તે તો તમે જાણોજ છોને ?... પણ એની કાકીનો ને મ્હારો વિચાર તો તરવાડીની વહુ સાથે એનો વિવાહ કરવાનો બહુ હતો. ઘરનું કામકાજ ઉપાડી લેત ને વસુને પણ સુખી કરત. વસુની કાકી બોલતી તો નથી પણ એને મનમાં ઘણું થયાં કરે છે, જે આ વહુને બદલે વહુ આવી હોત તો ઘરની કાંઈ ફિકર ચિન્તા ન રહેત "

"પણ, કાકા ! એ છોડી દેખાવડી તો રજ પણ નથી. એ મંદિરમાં આવે છે, તે હું જોઉં છું. કાકા, સાવ કદરૂપી !"

"હા...આ...આ—અમારી રતુમડી જેવી. દેખાવડી નહિ પણ કામગરી, મહેનતુ ને શરીરે નીરોગી પણ ખરી. ને આ વસુની વહુ તો કાચના રમકડા જેવી કે વસુ મુંબઈથી તખતા લઈ આવ્યો છે એવી: મોંઘી ને સાચવી રાખવા જેવી ને જરા ભાર આવે કે પડછાયે ફૂટાય, તો ભાંગી જાય ! ... પણ બાવાજી, એટલું તો ખરું; વસુ ને એની વહુ આખો દહાડો ગુચપુચ ગુચપુચ વાતો કર્યાં જ કરે છે ને વસુ બહુ ખુશીમાં રહે છે. ચાલો એટલો તો ફાયદો છે. "

પૂજારી ઉઠીને ઉભો થયો: "પંડ્યા કાકા, હું હવે જાઉં છું. હજી ગામમાં એક બે ઠેકાણે જવું છે."

પંડ્યા કાકાએ જવાબ દીધો: બહુ સારૂ. બાવાજી, આવજો. કોક દહાડો ઘેર પધારજો."

૨.

ઠાકોરજીના મન્દિરમાં આજ ઉત્સવ હતો. દર્શન કરવાને આખું ગામ ત્યાં એકઠું થયું હતું. આરતી શરૂ થઈ હતી. એવામાં લોકોનું—સઘળાં સ્ત્રી પુરૂષનું ધ્યાન બારણા તરફ ખેંચાયું. પંડ્યા કાકાનું કુટુંબ દર્શન કરવાને આવ્યું હતું. વસુની વહુ સુન્દર, દેખાવદાર વસ્ત્રો પ્હેરીને તથા નવીન ઢબમાં વાળની સેથી તથા આગળ ગુચ્છા ગોઠવીને મંડપની અંદર દાખલ થઈ. એનો ચ્હેરો મનોહર અને કોમળ હતો. આંખો નિર્મળ, તેજસ્વી અને મધુર હતી. પહોળા કપાળમાં ઝીણો ચાંલ્લો ચ્હેરો કર્યો હતો. ગળામાં, કાને અને હાથમાં નાજુક પણ સારાં ઘરેણાં પ્હેર્યાં હતાં. એકઠી થયેલી બધી મંડળીની આંખો ત્હેની તરફ ખેંચાઈ. પણ તે સૌમ્ય વદને ઉભી રહી. જરાયે ગભરાટ કે શરમાયાનું કાંઈ ચિન્હ દેખાતું નહતું, ઉલટી એ વિનયપૂર્ણ અને શાન્ત જણાતી હતી.

આરતી થઈ રહ્યા પછી, અરસપરસ થોડી ઘણી વાતચીત થયાં પછી, બધાં પાછાં ફર્યાં. આજ સઘળાં મંડળોમાં એકજ વાત ચાલતી હતી અને તે "વસુની વહુ"ને સ-

ગતી હતી. "બહુ દેખાવડી છે, હો!" "ચ્હેરો તો જાણે નર્યું ગુલાબનું ફૂલ."–"એની આંખો કેવી મરોડદાર છે!" "એનાં જેવાં લૂગડાં ને ઘરેણાં તો મ્હેં કદિ દીઠાંજ નથી." "મીઠી નાજુક વેલ જેવી છે."–"રૂપ રૂપનો ભંડાર છે"–"ગોરી ગોરી ફટક છે ને મ્હોં તો જાણે શરદ પુનમનો ચંદ્રમા." આ ઉપરાંત બીજા અભિપ્રાયો પણ ન્હોતા એમ નહિં. "અરે, એતો બધી ઉપરની ટાપટીપ પણ માંહીની વાત ભગવાન જાણે!"–"એનું નાક જરા ચીબું તો ખરૂં."–"આંખો ઉપરથી તો બડી પક્કી ને હરામખોર લાગે છે"–"એ સારાં લૂગડાં ને ઘરેણાં પ્હેર્યાં, એટલે રૂપાળી થઇ ગઇ? એ શાંના વાળ ને ચાલવી ને દીઠાં હો તો જૂવો. જાણે નટી—!" આ બધી વાત ચાલતી હતી એવામાં એક છોકરીએ વજીને પૂછ્યું, "વજી, તું કેમ બોલતી નથી? વસનજી વાળી ત્હને કેવી લાગી?" હવે, એ જાણીતી વાત હતી કે તરવાડી અને પંડ્યા કાકા જૂના પુરાણા દોસ્ત હતા અને ઘણા વખતથી એમણે પોત પોતાનાં છોકરાંને અરસપરસ પરણાવવાનું નક્કી કરી દીધું હતું. ચોકસ વિવાહ નહિં થયેલો, પણ વજીની સાથેજ વસનજીનું લગ્ન થવાનું, એમ બને કુટુંબનાં માણસો માનતાં હતાં લોકોથી અને વજીથી એ વાત કાંઈ અજાણી ન્હોતી. આથી એમ પણ હોય કે પેલી છોકરીએ ટીકા ખાતર, રમુજ કરવા અગર એને ચ્હીડવવા પણ વાત કહાડી હોય અથવા વસનજીની વહુની નિન્દા સાંભળવા પણ ધાર્યું હોય. પણ વજીએ તો એટલુંજ કહ્યું કે "બ્હેન, શું બોલું!–હું બધાંની વાતો સાંભળું છું મ્હને તો એનો ચ્હેરો અને રીતભાત ખરેખર બહુ સારાં ને ગમે એવાં લાગે છે. આપણા ગામનાં ભાગ્ય કે એવી ભણેલી ગણેલી બાઇ અહિં આવી. એના જેવી રૂપાળી ને દેખાવડી થવાનું કોને મન ન થાય?–એને દીઠા પછી હવે મ્હને નવાઇ નથી લાગતી કે વસુનો વિવાહ એની સાથે થયો. એવી સરખે સરખી જોડ બહુ દીપે છે." ત્હેણે હૃદયનાં ઉંડાણમાં થતી અદેખાઇ–અસંતોષની, નિરાશા–શોકની વેદનાઓ દાબી દેતાં કહ્યું.

આ પછી ગામની સ્ત્રીઓ કેટલાક વખત સુધી ગમે તે બ્હાનું કહાડીને વારે ઘડીએ વસુની વહુની સાથે વાત કરવા લાગી "અમારૂં ગામ ત્હમને કેવું લાગે છે?"–"અહિં ત્હમને ગમતું તો નહિં હોય,"–"આ જગોનાં હવા પાણી ત્હમને માફક આવતાં લાગે છે કે નહિં?" આવા આ સવાલો ત્હેને પૂછવા લાગ્યા પરન્તુ ત્હેનો એકજ પ્રકારનો જવાબ તે બહુ સભ્યતાથી, કુશળતાથી, મીઠાશથી જૂદી જૂદી રીતે આપતી. એક દહાડો હસતે મુખડે એણે વસુને કહ્યું: "હું મ્હારી બુદ્ધિનું ખરૂં માપ લઇ શકી ન્હોતી, પણ હવે મ્હને સાબીત થવા લાગ્યું છે કે હું પણ કાંઇ જેવી ત્હેવી અક્કલબાજ નથી!–જુવો, મ્હેં એકજ વાત અનેક રીતે કહી છે–"આ જગો તો મ્હને બહુ રળિયામણી લાગે છે,"–"હું શહેરથી સાવ કંટાળી ગઇ'તી, તેથી ત્હમારૂં ગામ મ્હને તો ઘણું મઝેનું લાગે છે,"–"અહિં આવ્યા પછી તો ઉલટી મ્હારી તબિયત સુધરી લાગે છે"–આમને આમ, બને છે તેટલા સુન્દર જવાબો આપ્યે જાઉં છું." તે ખડખડાટ હસી પડી. પરન્તુ ત્હેના હાસ્યના અન્તરમાં જાણે ઉંડું દર્દ હોય નહિં, એમ વસુને આભાસ થયો.

"હું ત્હને આવા જંગલમાં ખેંચી લાવ્યો, તે મ્હારી ભૂલ થઇ; એમ હવે મ્હને લાગે છે: તું થોડા વખતમાં અહિંથી કંટાળી જઇશ."

"ના—ના—બિલકુલ નહિં મ્હને ખરેખર અંહિ ગમે છે ને અહિંના લોકોને પણ હું મ્હાઉ છુ," ત્હેણે લાગણી ભરેલા આગ્રહથી જણાવ્યું

પરન્તુ જેમ જેમ વખત જવા લાગ્યો, તેમ તેમ વસુને ખાત્રી થવા લાગી કે ત્હેની પત્ની આ નવી વસ્તુસ્થિતિ સાથે તન્મય થઇ શકી ન્હોતી ત્હેણે ગામની કોઇ સ્ત્રીઓની સાથે સહીપણાં કર્યાં ન્હોતાં, કોઇને ત્યાં મળવા હળવા જવાની ત્હેને વૃત્તિ થતી નહિં વ ખતે સારે નરસે પ્રસંગે બીજી સ્ત્રીઓની સાથે ત્હેને મળવાનું થતું, તો ત્યાં તે મૂગી મૂગી બેસી રહેતી પણ જે ગામ ગપાટા ચાલી રહેતા, ત્હેમાં જરા પણ ભાગ લઈ શકતી નહિં મન્દિરમાં સામગ્રી તૈયાર કરવાને પડોશની બાઇઓ જતી અને ત્હેને સાથે આવવાનો આ ગ્રહ કરતી તો એક બે વખત તે ગઇ અને કામ પણ બહુ સુન્દર પ્રકારે કર્યું પણ એ કામમાં ત્હેને રસ પડ્યો નહિં આ ઉપરાન્ત ઉત્સવોના દિવસોએ મન્દિર શણગારવાનું કામ—જે ઘણીજ ઉત્તમ રીતે કરવાની એનામાં લાયકાત હતી,—તે પણ કરવા જવાનું ત્હેણે થોડા દિવસમાં મૂકી દીધું હતું

આથી "એને ધર્મ ઉપર આસ્થા નથી",—ને 'એ નાસ્તિક છે,"—'કિરસ્તાની છે," એવા એવા ગામ ગપાટા પુષ્કળ ફેલાવા લાગ્યા પૂજારી મહારાજ અને પંડ્યા મામ મન્દિરની પાછળની ઓરડીમાં બેઠીને આવી આવી વાતો કહેતા તથા સાંભળતા અને એ વિશે ચર્ચા પણ કરતા

"પણ પંડ્યા કાકા!" બાવાજીએ કહ્યું 'ત્હમારા વસુની વહુ ગામની છોડીઓને અવળે માર્ગે ચ્હડાવવા લાગી છે, ત્હેનું કેમ? આ મ્હારી ગગાડી, રાંડ હવે ફાટેલા લુગડાં પ્હેરવાની નહિં! જરા ફાટ્યું કે તરત સોય દોરો લઇને શીવ્વાજ હોય ને લુગડાં યે ફાટેલતો—રાંડ મેલાં તો હાથમાં લેવાની નહિં આખો દ્હાડો ધો ધો કરે છે ને સાબુનું સત્યાનાશ વાળે છે! ને કહે છે જે "બાપા, હવે લુગડાં વેચાતાં લો, તે શીવવાને દીપા દરજીને ના આલશો હું વસનજીભાઇનાં વહુ પાસે જઇને શીવતાં શીખી આવીશ એમણે હા કહી છે" પણ રાંડને એમ ભાન છે, જે એ તો આડા કાપ મૂકશે ને વાંકા કાપ મૂકશે ને લુગડાંની ફાડી ફાડી કરીને ફુટા કરી નાંખશે ને પછી દોરાનાં બકળ ઉપર બકળ!—મ્હમ મ્હારો બાપો દર્જીનુ—ક્યાં કમાવા જવાની રાંડોને સિક? છે? એના કરતાં દીપો દરજી સારો,—આપણી શરમે બે પૈસા ઓછા લે.. ...ને ગામની બીજી છોડીઓયે હવે ફાટવા માંડી છે ભલુ ભાટિયાની છોડી ને પેમા પટેલની ને પેલી ડાહી ડોશીની—ને બધીઓયે રાંડો હવે,—જુવો તો ખરા,— લુગડાંના ડાક ને કેડેમાં રાત દ્હાડો રહે છે એ બધાં વસુની વહુનાં કારસ્તાન! .. ... એ બાબમાં આવી તે ક્હેવા એવું કાંઇ હતું? મારા, એને શીખામણના બે બોલ ત્હમારે કહેવા જોઇએ"

પંડ્યા કાકાએ ઉંડો નીસાસો નાંખ્યો "હું એને શીખામણ આપતો નથી, એમ નહિં, બાવાજી! પણ એ બિચારી રહી શહેરની વતની, એટલે શું કરવું ને કેમ રહેવું, ત્હેની એને સુઝ જ પડતી નથી. એનું લગન હતું, એવામાં એની મામીએ એને હાથખરચી માટે થોડા રૂપિયા આપ્યા'તા ને બીજા એની પોતાની પાસે સિલિકમાં હતા. એને ખબર નહિં જે આપણે ગામડાનાં માણસ બહુ સાદાં—રહેણી કરણીમાં ને પહેરવેશમાં—એટલે એણે

કરાવી ને તે ઉપરાન્ત પણ બીજું ખરચ એટલુ બધું થઈ ગયુ છે, જે વાણીયા હવે એનાં નાણાં માટે ઉતાવળ કરે છે આ વાતની ફિકર મ્હને ગત દહાડા થયા કરે છે ને બાવો ગામના લોકોની ઉપર બહુ ગુસ્સે થયો છે ને કહે છે જે ગામના લોક બહુ નાસ્તિક થવા માંડ્યા છે. ને પૈસાની હંમેશાં નાણાંની તાણ રહે છે, તેથી કહે છે જે "હું તો હવે મ્હારા દેશમાં, મ્હારા વતનની પાસે મ્હાતુ સરખું મન્દિર છે તે મ્હને સોંપવાનો ત્યાંના લોકો ઘણા દિવસથી આગ્રહ કરે છે, તેથી ત્યાંજ જતો રહીશ." હવે એ બ્વે અહિંથી ગયો તો બીજો એના જેવો શ્રદ્ધાળુ ને સારો આદમી જાયો મળવાનો હતો?—પણ ગામના લોક, મૂર્ખા સમજતા નથી ને બાવોયે ખચ્ચરના જેવો હઠીલો ને આડો છે એના મનમાં કંઇ ભૂત ભરાયું તો તે તેમજ કરવાનો! . ને આપણા પડોશના ગામના લોકોએ નવુ મન્દિર કર્યું ને નવો પૂજારી રાખીને એને વરષાસન પણ બાંધી આપ્યુ ને આપણા લોકથી છે ત્હેને નભાવવુ—આટલુંયે થતું નથી!—ને એ લોકોએ તો નાટક કરાવ્યાં ને ખેલ કરાવ્યા ને એ પૈસા પણ મન્દિરમાં આપ્યા "

"પણ આપણા ગામમાં એવું કાંઈ થાય એમ નથી?" કાકીએ પૂછ્યુ "આપણાથી રાસલીલા કે ઓચ્છવ કે ખેલ, કાંઈ કરાવાય નહિ?"

"કરાવાય તો ખરૂં, પણ તે તો આપણા લોકો એવા કોઈ ખેલાડુઓને બોલાવી લાવે, ત્યારે ને? આપણે હરિકીર્તન કરાવીએ અથવા ગરબા ગવરાવીએ, તો એની ઉપજ કેટલી થાય?—અહિંનાં જુવાનીયાં બધાં મૂરખ છે, કોઇમાં કંઇ નવી ચીજ બતાવવાની અક્કલજ નથી ગઈ વખત આપણે ઓચ્છવ કર્યો'તો, એના પૈસા માથે પડ્યા! ને જાદવ જડાની પાસે એની સાસુના ધર્માદા પૈસા છે, પણ એ કહે છે જે તમે બીજા જેટલા રૂપિયા એકઠા કરો, તેટલા હું આપું. એટલે કરવુ શુ?"

વસુની વહુ બારણા પર બેઠી બેઠી આ દંપતીની વાત સાંભળતી હતી તે હમણાં હમણાંની બહુ ફિક્કી અને નબળી પડી ગઈ લાગતી હતી હાથમાં કાંઇ કપડુ લઇને એ શીવતી હતી ત્હેણે એકાએક ઉંચુ જોયુ. ને ત્હેની ધોળી પડી ગયેલી મુખાકૃતિ ઉપર લોહીનો ઉભરો તરી આવ્યો હોય નહિં, એમ જણાયુ. ત્હેનો ચ્હેરો ઉત્સાહની મૂર્ત્તિ બની રહ્યો લાગતો હતો. "કાકા," તે ધીમેથી બોલી "ત્હમને લાગે છે કે હું કાંઇ વાંચન અથવા મુખપાઠ જેવુ કરૂં તો—તેથી લાભ થાય?"

"શુ?" પંડ્યાજી પૂરૂં સાંભળી—સમજી શક્યા ન હોય એમ એની તરફ મ્હોં ફેરવીને બોલ્યા વસુની વહુ—ગામની, ઘરસંસારની, સમાસબંધીની કે મન્દિરની—કોઈ વાતમાં રહેજ પણ રસ લે, એ ત્હેમણે જોયુ ન્હોતું તેથી ત્હેમને નવાઇ પણ લાગી

"વાંચન અથવા મુખપાઠ", ત્હેણે જવાબ દીધો "ત્હમને નહિ ખબર હોય પણ હું કોલેજમાં મ્હારી ક્લાસમાં વાંચનના વિષયમાં પ્હેલે નંબરે પાસ થઈ હતી મ્હેં ઘણું વાંચ્યુ છે ને મ્હને સાંભરે છે પણ બહુ વસ્તુઓ. હું "અષ્ટપદીઓ" માંથી ગાઈ સંભળાવું, અથવા શ્રીમદ્ ભાગવતમાંથી કોઇ પ્રસંગ વાંચી બતાવું, અથવા નરસિંહ મહેતા, મીરાંબાઇના

ભજન–ભવભૂતીના નાટકો–તુળસીદાસ કૃત રામાયણ, એમાંથી કાંઈ કાંઈ વાચન કરૂં તથા ત્હેના અર્થ સંભળાવું,–તો હું ધારૂં છું કે લોકોને કદાચ રસ પડે. ને આપણે ટિકિટો કઢાવીએ. ત્હેનો રૂપિયો–બબ્બે રૂપિયા લઈએ, તો સારા પૈસા એકઠા થાય ...... આમ થાય તો ગામના લોકો પાસેથી બીજું ઉઘરાણું પણ કરાવાય ... ... ને એકવાર જો લોકોને ગમે તો આપણે ફરીથી કરીશું. ને ગમશે નહિં તો એટલેથીજ પત્યું !"

કાકા વસુની વહુની ઉમંગપૂર્ણ મુખાકૃતિ તરફ જોઇજ રહ્યા. "થોડી પળ ઉપર મુડદાલ જેવી–નાકૌવત–નિસ્તેજ જણાતી'તી, તે આ જ છોકરી !"–એમના મનમાં વિચાર થઇ આવ્યો. ત્હેમણે કહ્યું:

"હા–એ બ્હાને લોકો આવશે પણ ખરા ને પૈસાયે આપશે ત્હારૂં વાંચન સાંભળવાને ખાતર પણ એકવાર તો આખું ગામ ઉલટશે ને મન્દિર દેવામાંથી છૂટશે. હા, એ વિચાર તો સારો છે......જો કે એવા વાંચન બાંચનમાં મ્હને તો કાંઇ માલ લાગતો નથી પણ તું બોલી શકીશ ખરી?–ઘરમાં તો ધરિયે નીકળતો નથી, તો–આતો બસો પાંચસો માણસોની દેખતાં બોલવાનું, સમજી?–જોજે, પછી ત્હારૂં ફારસ ન થાય !.. ...ને મ્હને તો કયામયે રસ નથી પડતો. કોઇ વાંચવા બેસે એટલે આપણને ઝોકાં આવે ! એટલે આપણે માટે તો એ બધું નકામું છે, પણ આ અખતરો અજમાવવા જેવો છે ખરો."

વસુની કાકીનો અભિપ્રાય પણ એવોજ લૂખો હતો—વસુની વહુ કોઇ રીતે ઉપયોગી થઇ પડે, એમ તેઓ માનતાજ નહિં. વળી આમાં તો ઘરની આબરૂનો પણ સવાલ હતો. ધારો કે એ બોલી ન શકી, તો કેવી ફજેતી?–પરન્તુ તેઓ–વહુનું શરીર હમણાંનું લેવાતું જતું જોઇને–હમણાં હમણાંનાં એને કાંઇ કહેતાં નહિં. ને ઠાકોરજીના "નિજભવન"ની સેવાની દેખરેખમાં મદદ કરવાની ફરજ કાકીને માથે હતી. અને નાણાંની હમેશાં તાણ રહેતી. તેથી એ પણ અકળાયલાં હતાં. એટલે એમણે આ નવી યોજનાની સામે વિરૂદ્ધતા દર્શાવી નહિં, એટલુંજ નહિં પણ એમાં ખરા દિલથી મદદ કરવા માંડી. મનમાં ખૂણેખૂણે એમ પણ હતું કે "વસુની વહુ આવાં ધર્મ કાર્યમાં ભાગ લેવા માંડે તો એની નાસ્તિકતા ઓછી થાય."

બાવાજી હવે પૂર જોસથી કામ કરવા લાગ્યા. મન્દિરના ચોકમાં બધું પથરાવી દીધું ને ચારસો સ્હાડા ચારસો માણસોની બેઠક માટે તો સગવડ કરી નાંખી હતી, પણ વસુની વહુનું "વાંચન" સાંભળવાને આખું ગામ ઉલટ્યું. આઠસો રૂપિયાની ટિકિટો ખપી ગઇ અને ખૂણાં ઓસરા પણ માણસોથી ભરાઇ ગયા.

વખત થયો એટલે પંડ્યા કાકાનું કુટુમ્બ આવ્યું, ત્હેની સાથે વસુની વહુ પણ આવી. ત્હેણે સાદાં પણ સફાઇદાર, સુન્દર વસ્ત્રો પ્હેર્યાં હતાં. ત્હેના ચ્હેરા ઉપર જરા પણ ઉદ્વેગ–ગભરામણ જણાતાં નહોતાં. ત્હેની દૃષ્ટિ શાન્ત હતી. આજ એ એવી પ્રતિભાવાન દેખાતી હતી કે લોકો તો એની તરફ વિસ્મયથી જોઇજ રહ્યા. પણ વજીને ત્હેના દેખાવમાં ફેર લાગ્યા વિના રહ્યો નહિં. વરસેક દહાડા ઉપર ત્હેને એણે જોયેલી, ત્હેમાં ને આજની એની તબિયતમાં આસમાન જમીનનો તફાવત એને જણાયો. "અહા ! એ કેટલી

બધી ફિક્કી ને નબળી પડી ગઈ છે? જાણે ફુલ કરમાતું હોય નહિ?—સાસરામાં એ બિચારીને કાંઇ દુખ તો નહિ હોય?"

સમય થયો એટલે વસુની વહુ જરા આગળ આવીને ઠાકોરજીની પાસે જઈ પ્રણામ કરીને બાજુ ઉપર બેઠી અને કાંઇપણ ભાંજગડ વગર હેણે પોતાનું કામ શરૂ કર્યું "વાચન" તો નામનું હતું. કારણ કે એને સઘળું મ્હોંપેજ હતું અને પુસ્તક અથવા કાગળમાં જોયા શિવાયજ તે બોલતી, ગાતી હતી

શરૂઆત એણે મીરાંબાઇના "ગોવિન્દો પ્રાણ અમારોરે, મ્હને જગ લાગ્યો ખારોરે",—એ કરુણ અને મનોવેધક ગીતથી કરી આ ભજન તો બહુ જાણીતું છે ને એ ગામના લોકોએ ઘણીએ વાર સાધુ સંત વેરાગીઓ પાસેથી સાંભળ્યું હશે, પણ વસુની વહુએ જે ઢબથી ગાયું તે તો અજબજ હતી. એવા સુન્દર હાવભાવ સહિત તથા એવા મધુર કંઠથી એણે રાણાજીનાં કુહેણ અને રહેનો જવાબ ગાયા કે સઘળો શ્રોતા વર્ગ દિઙ્મૂઢ અને એકચિત્ત બની રહ્યો ઘણી સ્ત્રીઓ અને કેટલાક પુરૂષોની આંખોમાંથી તો આંસુની ધારા ચાલવા લાગી અને કોઇ કોઇ છોકરીઓ (જેમાં વજી હતી પણ) તો જાણે તેઓ આખી જીંદગી મીરાંબાઇ તરીકેજ ગાળવાની ન હોય, એવા વિચારના જુસ્સામાં આવી ગઇ અને જ્યારે છેલ્લી ટૂંક આવી ને ર્હેતું ફરી ફરીને ગુંજન થવા લાગ્યું,—"મીરા હરિની લાડલીરે—રેવા કપટીથી દિલ દૂર!"—ત્યારે તો તેઓ ઉઠીને છેક ઠાકોરજીના સિંહાસનની પાસે પણ આવી ગઇ—જાણે સંસારીઓના કપટથી દૂર થવાનો એ એકજ માર્ગ હોય નહિ? ગીત પૂરું થયું અને બાલિકાઓ બિચારી શરમાઇને પાછી પોતાનાં સ્થાનકોએ જઇ બેઠી ..એવામાં વસુની વહુએ પ્રેમાનન્દ કૃત "નરસિંહ મ્હેતાના મામેરામાંથી "વડસાસુજીએ કુંવરબાઇને મામેરાની રીત" સમ્બાવેની તે શરૂ કર્યું—"વડસાસુ ઘણું ભારે માણસ, બોલ્યાં પરમવચન, વહુજી!"—આ કડવું એણે એવાં મિઠ્ઠાં કટાક્ષ અને નર્મહાસ્યથી ગાયું કે આખો મંડપ હસવાના અને તાળીઓના અવાજેથી ગાજી રહ્યો એ પછી જયદેવના "ગીત ગોવિન્દ" માંની અષ્ટપદી "धीर समीरे यमुनातीरे" તથા ભાગવતમાંથી "गोपिकागीत" પણ એણે ગાયાં અને એનાં પોતે સરળ ગુજરાતીમાં કરેલાં ભાષાન્તરો પણ સંભળાવ્યાં. પ્રેમાનન્દના નળાખ્યાનમાંથી "દમયન્તીના સ્વયંવરમાં રાજાઓએ અને દેવતાઓએ કરેલો ડોળ" મ્હોટા હાસ્યવિનોદ સાથે,—અને તુલસીદાસજી કૃત રામાયણમાંથી "सुनहु नरउ! माथि प्रबल" વાળો ભાગ અત્યંત શાન્તિથી,—અને ભવભૂતિના ઉત્તરરામચરિતમાંથી "રામચન્દ્રજીનો દણ્ડકારણ્યમાં મહાશોક" વાળો શ્લોક ભારે દિલગીરીની સાથે લોકોએ માણ્યા. અને અન્તે જ્યારે વસુની વહુએ એકતારાની ધુનમાં એક મનોહર, મધુરં, કરુણ ભજન મિશ્ર, ધીમા સુસ્વરથી ગાયું, ત્યારે તો એને માટે સઘળા શ્રોતા મંડળમાં કાંઇ અપૂર્વ પૂજ્ય ભાવ જ આવી ગયો. કેટલાક શાણા અને ભલા માણસો તો જે ફુલ ઠાકોરજીની સેવા માટે લાવ્યા હતા તે પણ એની આગળ મૂકી ગયા! વસુની વહુએ સહજ સ્મિત કરીને એ પુષ્પો કાળીના હાથમાં ધર્યાં

ગામમાં આવો મેળાવડો અને ઉત્સવ આગળ કદિ થયો ન્હોતો. જેઓ વસુની વહુની નિન્દા કરતા હતા, તેઓ હવે એનાં મુક્તકણ્ઠે વખાણ કરવા લાગ્યા આ પછી ત્યાર

"વાંચન" પણ ચાર વખત થઈ ને આજુ બાજુનાં ગામોના લોકોએ પણ સાંભળવા આવીને મન્દિરના ફન્ડની ઉપજમાં ઉમેરો કર્યો. દેવું તો પતી ગયું, એટલુંજ નહિં પણ મન્દિરની ચાલુ ઉપજ માટે મૂડી પણ પૂરતી થઇ આવી. કારણ કે જાદવજી શેઠને ત્હેના વચન પ્રમાણે ધર્માદાની એની પાસે જેટલી રકમ હતી, તે સઘળી આપી દેવી પડી! વહીવટદારો (પંડ્યાકાકા પ્રમુખ હતા) માં ગાંઠોગાંઠની તકરારો અને દરવાજા બંધ થઇ અને વાર્ષિક ભેટની રકમ જેઓ ન્હોતા આપતા, ત્હેમને પણ તેમ કરવાનું હવે કાંઈ કારણ નહિં રહેવાથી, તે આપવાનું ચાલુ કરવું પડ્યું.

## ૪.

આટલું બધું ફરી ગયું, આખું ગામ વસુની વહુનું સારૂં બોલવા લાગ્યું,—કેટલાક સ્ત્રી પુરૂષો તો એની તરફ સ્નેહભાવ—ભક્તિભાવ પણ રાખવા લાગ્યાં; પણ...પણ...પૂજારીજી બદલાયા નહિ! જે સઘળું થયું, ત્હેમાં એને પોતાનેજ લાભ થયો હતો અને તે માણસ શ્રદ્ધાળુ હતો એટલે મન્દિરના ઉત્કર્ષ ખાતેજ એ લાભ વપરાવાનો હતો: છતાં એની ઘણી મુશ્કેલીઓ તેથી ઓછી થઇ હતી. આવો વસુની વહુનો લોકોમાં અને અન્તઃકરણમાં ઉપકાર પણ માનતો હતો, પરન્તુ એની તરફની અપ્રીતિ જે શરૂઆતથીજ એના હૃદયમાં ઉત્પન્ન થઈ, અને પોતાની પુત્રી એના પગલાં પૂજતી હતી તે જોઇને વધી હતી,—તે તેથી કોઇ રીતે ઓછી થઇ નહિં. અને ભગવાનના મન્દિરની નાટકશાળા બની ગઇ, એ પણ એને હૃદયમાં સાલતું હતું. એણે ઘણાં વર્ષો ઉપર એક શહેરમાં નાટક જોયું હતું, ત્હેની નાયિકાના જેવાજ ચાળા એને વસુની વહુના લાગ્યા. "વાંદરાંના જેવા ચાળા ચેષ્ટા કરીને લોકને હસાવ્યા ને નાટકીના જેવા રાગડા તાણીને લોકોને રડાવ્યા,—પણ એ વાત દેવભવનમાં કરવા જેવી નહિંજ. મ્હને જો પ્હેલેથી ખબર હોત કે એ મુંબઇગરાં જેવા નટણીવેડા કરવાની છે, તો હું એને "બેસ" દરવાજ દેત નહિં ને." પણ લોકો એ બાબતમાં એનું કાંઇ સાંભળે તેમ નહિ હોવાથી, ત્હેણે ફરજિયાત મૌન ધારણ કર્યું હતું

"વસુની વહુ કોઇ દિવસ પ્હેલાં નાટક બાટકમાં રહેલી ખરી કે?" એક પ્રસંગે એનાથી નહિં રહેવાયું ને પંડ્યા કાકાને પૂછ્યું.

"નાટકમાં?" કાકા કંઇક ગુસ્સાથી બોલી ઉઠ્યા. "ના રે—ના. એવું તમને કોણે કહ્યું?"

"કોઇએ કહ્યું તો નથી," બાવાજી જ્વાબ દીધો "ફક્ત એની રીતભાત મ્હને નાટકિયા લાગી. તેથી મ્હને લાગ્યું કે વખતે કોઇ નાટકશાળામાં રહીને એ શીખી હોય. આજકાલ એ મુંબઇગરા લોકોનું કાંઈ કહેવાય નહિં!—ને હું એટલું તો કહીશ કે એ નાટકમાં ગઇ હોત તો પ્હેલા નંબરની નાટકી થાત!......કેમ, કાકા! ચાલ્યા? ઉતાવળ છે? જરા બેસોને, હું તમને પેલો હિસાબ બતાવું."

"ના, મહારાજ, અત્યારે વખત નથી." કાકાએ ઝપાટાબંધ આગળ ચાલતાં કહ્યું: "વસુની વહુ માંદી છે ને હું દવાખાનેથી ઓસડ લેવાને આવ્યો છું. "વાંચન" કર્યું, તેથી એની અશક્તિમાં બહુ વધારો થયો છે. મૂળે હતી જ નબળી, તે જ્યારે

" વાંચન " કરીને ઘેરં આવતી, ત્યારે તો એને આખે શરીરે પરસેવાના રેબેરેબ છૂટી ને એ ન્હાઇ જતી. હમણા તો ખાટલે વશ જેવી થઇ ગઇ છે. "

વસુની વહુના શરીરની અશક્તિ વધતી જતી હતી. ઘણા દહાડા તો–એણે બેચાર ત્યાં સુધી–એ ચલાવ્યું. પણ પછી તો તે પથારીવશ થઇ ગઇ. તાવ આવતો હતો ને ખવાતું ન્હોતું. પછી નબળાઇ કયેમ ન હોય ? બને ત્યારે ખાટલામાં બેઠીને કલાક કલાક કાગળો ઉપર કાંઇ ચિત્રકામ એ કરતી. તેથી એનો ઓરડો તો શું, પણ આખું ઘર એનાં ચિત્રોથી ભરાઇ જવા લાગ્યું હતું. જૂદીજૂદી જગોએ, જૂદીજૂદી ઢબથી એ ચિત્રોને ઘરમાં સ્થળે સ્થળે ગોઠવવાનું કામ વસુએ માથે લીધું હતું અને તે પ્રેમથી–ઉત્સાહથી કરતો. વસુની વહુની તબિયતની આવી સ્થિતિમાં કાંઇ પણ જરાય કડવો શબ્દ એને કહી શકતો ન હતો.

એક દહાડો દાક્તરની સલાહથી વસુએ વહુને હવાફેર કરવા જવાની વાત કરી. થોડા દિવસ એની બાની પાસે રહી આવવું હોય તો મૂકવા આવવાને પોતે તૈયાર હતો, એમ કહ્યું. " આપણું લગ્ન થયે લગભગ પંદર મહિના થયા, પણ તું કયાંય ગઇ નથી. ને એકની એક જગોએ રહ્યાથી કંટાળો ઉપજે. માટે હું ધારું છુ કે–ત્હારી મરજી હોય તો–મહિનો, બે મહિના, ત્હારા બાની પાસે રહી આવીશ તો હરકત નથી. ઉલટું એથી ત્હારું શરીર સુધરશે. હમણાં ત્હારામાં નબળાઇ વધતી જતી જણાય છે ને દવાની અસર થતી નથી માટે હવાફેરનો પણ એથી લાભ થશે.

એણે તેમ કરવાની હા કહી. વસુ એને સંભાળથી સાથે જઇને મૂકી આવ્યો. થોડા દહાડા પછી પોતે તૈયાર કરેલાં બધાં ચિત્રો મોકલવા એણે વસુને લખ્યું. વસુએ ખરેખર સાચવીને જાડા કાગળથી લપેટીને બગડે નહિં એમ તે પણ મોકલી દીધાં.

ગરીબ બિચારો વસુ ! એને હવે કોઇ કોઇ વખત એમ થઇ આવતું હતું કે આ સ્ત્રીની સાથેનું લગ્ન એ પોતાની ગંભીર ભૂલ હતી. પોતાની પત્નીને જરૂર એ હજી પણ પુષ્કળ ચ્હાતો હતો. પરન્તુ એના ગામડાની જડ જિંદગીમાં સાધારણ રીતે એની પણ બુદ્ધિની મન્દતા થઇ હતી. અને ઘર સંસારના પ્રાકૃત જીવનમાં પત્નીની નિરુપયોગીતા, પોતાના વડીલો અને સ્વજન વર્ગની ટીકાને લીધે, એને વિશેષ કઠું લાગવા માંડ્યું હતું. એની પત્ની કૉલેજમાં બહુ સંસ્કારી, બુદ્ધિશાળી, સદ્‌ગુણી યુવતી ગણાતી હતી, સ્વરૂપવતી પોતે હતીજ અને એનો સ્વભાવ પણ ઘણો સુશીલ તથા સહૃદય અને સુજનતા વાળો હતો. વસુને તે વખતે એમ વિચાર પણ નહિં આવેલો કે આ કુમારિકા, જે પાઠશાળામાં પ્રથમ પંક્તિ રાખે છે અને સર્વ પ્રકારની જાહેર હરીફાઇઓ માટે ઉત્તમ યોગ્યતા ધરાવે છે, તે ત્હેવીજ–તેટલીજ કુશળતા ગૃહકાર્યમાં રાખી શકશે કે કેમ ? સાધારણ મનુષ્યને પણ આવો વિચાર તો આવે જ, પરન્તુ વસુના ગૃહવ્યવહારને અંગે ત્હેને ખાસ આવવો જોઇતો હતો. એના વડીલ જૂના વિચારના, કરકસરથી ખર્ચ કરનાર, બને ત્યાં સુધી બધું કામ જાતે કરી લે, એવી વૃત્તિ–પ્રકૃતિના હતા. પૈસો ન્હોતો એમ નહિં, પણ એમના જીવનવ્યવહારની એ પ્રણાલિકાજ પડી ગઇ હતી. અને આ ઉપરાન્ત ગામના લોકો પણ એવાજ વિચાર–સંસ્કાર વાળા હતા. આવા સંકુચિત, રસહીન, પ્રાકૃત સમુદાયમાં રહેલે મુંબાઇની પાઠશાળાનું એક આકર્ષક, આશ્ચર્યજનક, મનોહર, સુન્દર પુષ્પ લાવીને

હું નહિ હોઉં ત્યારે ભગવાન જાણે હારા કાકાનું ને હારૂં શું યે થશે ! રસોઇયાના હાથનું ખાઇ ખાઇને અડધી ઉમ્મર ઓછી થવાની ! ......વસુભાઇ ! હારી વહુ ને હારી ઘોડી બેયે એક સરખાં ! હારી વહુ દિવાનખાનાની શોભા માટે સર્જાયલી, તે કોચ ખુરશી ઉપર બેશીને સારી સારી વાતો કરી જાણે, ને હારી ઘોડી સરતમાં દોડાવવી હોય તો પ્હેલા નંબરની પણ ગાડીએ જોડીએ તો ગાડી ભાગે ને બેસનારને મારે ! સાધારણ માણસનું તો એના ઉપર બેસવાનું ગજુંજ નહિં !– ને જોને હારા કાકા કેવા સારા સવાર છે પણ એના ઉપર બેસતાં કેવા ગભરાય છે ?– બને ત્યાં સુધી તો પગેજ ચાલી કહાડે !"

વસુની વહુ બે મહિના રહીને પાછી આવી. એનો ચ્હેરો વધારે તન્દુરસ્ત લાગતો હતો અને એની તબીયત પણ વધારે સારી થઇ હતી, એમ એણે જણાવ્યું. ચિત્રો પાછાં લેતી આવી ન્હોતી, ને એનું શું થયું એમ પણ કોઇએ પૂછ્યું નહિ.

એ આવી તેજ રાત્રે પંડ્યા કાકા વસુની મા રે પોતાની એક જમીન વિશે વાત કરતા હતા કાકાએ કહ્યું; " વસુ ! પેલું તણખૂણિયું ખેતર આપણી આંબલીવાળી જમીનોને છેડે છે ને તે વેચાય છે, હાં પૂનગી બાવાજી વાત લાવ્યા છે. પાના પટેલને ભીડ પડી છે. તેથી તે પાસેના ગામના કોઇ વાણીયાને વેચે છે. આ વાત બાવાજીએ જાણી એટલે પટેલને બતાવ્યો જે " મૂર્ખા, પંડ્યા કાકાની પાડોશનું ખેતર તું બીજાને વેચેજ કેમ ?' તો એ કે'જે " મ્હારે તો રૂ. ૧૫૦૦ ગેરડા પરમ દહાડે સવારના પ્હોરમાં વાણીયાને આપવાના છે, તે જો આવે ત્હેને હું ખેતર વેચું ને પંડ્યાકાકા લેતા હોય તો ઘણું સારૂં. " હવે વાત એમ છે કે આપણે બાંધી મુદતના વ્યાજે મૂકેલા રૂપિયામાંથી તો પાઇ પણ હમણાં મળે નહિ. ને દરસાલ તો ઘરમાં સિલિક રહેતી; પણ આ વરસ ત્હારી વહુના મંદવાડમાં તથા ત્હેં ઘોડી લીધી ને આપણે ખાણ કહડાવી, ત્હેમાં છુટા રૂપિયા તો બધા વરી ગયા છે. એટલે કાલે સ્હવારે ગામમાં તપાસ કર, કોઇની પાસે છુટા પંદરસો રૂપિયા હોય તો. "

" પણ કાકા, આપણું ગામ તો ત્હમે જાણોજ છો નૈ!" વસુએ જવાબ દીધો; "પં-દરસો શું પણ દોઢસો રૂપિયા પણ કોઇની પાસે સિલિકમાં હોવા મુશ્કેલ !–પણ ત્હમેજ પાના પટેલને કહી જુઓ ને જે એક અઠવાડીઆમાં ત્હારી રકમ અમે પુરી કરી આપીશું."

" એ વિચાર કેમ નહિં કર્યો હોય ?" કાકાએ કહ્યું; " બાવાજીએ પાનાને એ પણ વાત કહી'તી. ને કહ્યું જે " હું જરૂર પંડ્યાકાકા પાસે ત્હારૂં ખેતર લેવડાવીશ, કારણ કે એમની જમીનની વચમાં એ આવ્યું છે ને બીજો કોઇ અંદર પેશી જાય એ ઠીક નહિં. પણ આમ સ્હડકે થોડું ન બને· કોઇના ઘરમાં નાણાં ભરી રાખ્યાં છે ?–બે દહાડા આપતાં વારે થાય" પણ એ તો પટેલ ભાયડાને ? પાનો એકનો બે ન થયો. એ તો કહે જે " મ્હેં તો આપવાની કબુલાત કરી દીધી છે– પંડ્યાકાકાને લેવું હોય તો એ લે ને ના લેવું હોય તો વાણીઓ તો તૈયારજ છે."–ને આપણે એ ખરા ખપનું છે. જો એ તણખૂણિયું આવી જાય તો છેક નદી સુધી બીજા કોઇની જમીન વચમાં ન રહે.–

પણ ત્હારૂં કહેવું યે ખરૂં છે, આપણા ગામમાં કોઈના ઘરમાંથી સો દોઢસો રૂપિયા રોકડા પણ ભાગ્યે નીકળે. "

આમ વસુ ને કાકા વિચાર કરતા હતા, એવામાં વસુની વહુ ત્યાં આવી ને પંડ્યા કાકાના હાથમાં ત્હેણે નોટોનું એક બંડળ મૂક્યું. " કાકા, રોકડા રૂપિયાની ચિન્તા કરશો નહિં. આ રહ્યા રૂપિયા–પંદરસો ને તેગીયે થોડા વધારે. હું ઘરમાં એવા થોડા ઉપયોગમાં આવી છું ને મ્હારે ખાતે ત્હમને એવું વધારે ખર્ચ થયું છે કે આટલા મ્હારા રૂપિયા ત્હમે લેશો તો હું ઘણીજ–ઘણીજ ખુશી થઇશ અને ત્હમારો બધાનો ઉપકાર માનીશ."

" પણ તું રૂપિઆ લાવી ક્યાંથી, છોડી ! " કાકાએ આશ્ચર્યથી અત્યંત ચકિત થઇ જઇને પૂછ્યું.

વસુની વહુનો ચ્હેરો અત્યારે ફુલગુલાબી લાગતો હતો: ત્હેના મુખ ઉપર ઉલાસની સુરખી રમતી હતી. તે સ્મિત હાસ્ય કરતી, જરા શરમાઇને બોલી· "મ્હારાં ચિત્રોની કિંમતના એ રૂપિયા છે. મ્હારાં મામીને ઘેર હું ગઇ હતી. ત્યાં મ્હેં એક કાઢેલું ચિત્ર કોઇ સદ્‌ગૃહસ્થની નજરે પડ્યું, તે ત્હેમણે સારી કિંમતે ખરીદ કરવાની ખુશી બતાવી અને બીજાં કઢાવવાની મ્હને સૂચના કરી. આ ઉપરથી અહિં ચિત્રેલાં બધાં ચિત્રો મ્હેં મંગાવી ને ત્હેમને બતાવ્યાં. તે ત્હેમણે અને ત્હેમના મિત્રોએ વેચાતાં લઇ લીધાં અને થોડાં બીજાં મ્હેં ત્યાં તૈયાર કર્યાં, ત્હેની પણ સારી કિંમત ઉપજી. બધા મળીને સ્હાડી સત્તરસો રૂપિયા આવ્યા છે ત્હેની આ નોટો છે "

પંડ્યાકાકા વિચારમાં પડી ગયા ' વહુ, ત્હારા પૈસા તે મ્હારાથી લેવાય ?–ત્હારાં ચિત્રોની કિંમત આવી છે, તો તે ત્હારી પાસે રાખ.—ના. છોડી, ત્હારી પાસેથી રૂપિયા લઇને હું મ્હારા ઘરમાં વાપરૂં, એવું અહિં શું ખૂટી ગયું છે ? "

"પણ કાકા, મ્હારે એ રૂપિઆનું શું કામ છે, તે કહેશો ? મ્હેં તો એની આપણા ઘરને માટે સારી સારી ચીજો લેવાની ધારી હતી. પણ આ રીતે તો ઉપયોગ એનો એથીય વધારે સારો થઇ શકશે. મ્હારે પૈસાની જરૂર પડે છે તો ત્હમે આપો છો ને આપશો. બીજું · એનું મ્હારે શું કામ છે ?–અને એમ ધારો કે એ મ્હારા છે, તો પણ ત્હમારી અને કાકી પછી તો આ બધું મ્હારૂંજ છેને ? ને આ રૂપિયા વતનનાજ ઉપયોગમાં આવવાના છે ને ?–માટે મ્હારો ગુણ જો, ત્હમે ના કહો તો–મ્હારે રૂપિયાની કોઇ જરૂર નથી. મ્હારા મનની મ્હોટામાં મોટી ઇચ્છા ઘરના કાંઇક કામમાં આવવાની અને ત્હમે બધાં મ્હને ચ્હાઓ, એટલીજ છે. " એની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં.

વહુના આગ્રહથી પંડ્યાકાકાએ રૂપિયા લીધા અને ખેતર પણ વેચાતું 'લઇ લીધું'. " સ્હાડી સત્તરસો રૂપિયા, પેલા કાગળનાં ચીતરિયાંના ઉપજ્યા ? " કાકી આ હકીકત જાણીને અચંબો પામતાં બબડ્યાં, " ખરેખર, દુનિયામાં એટલા બધા રૂપિયા એને માટે આપે, એવા મુરખ પણ પડ્યા છે ખરા !" પરન્તુ ચાર છ મહિનાની મહેનતના ફળરૂપ આવી મ્હોટી રકમ પેદા કરી શકે, એવી વહુ,–જો કે એને રાંધતાં પીરસતાં કે વાસણ અબોટ કરતાં કે બીજું ઘરકામ સંભાળતાં ન આવડે, તો પણ તદ્દન નકામી નથી, એમ તો કાકીની હવે ખાત્રી થવા લાગી.

## પ

પંડ્યાકાકાની એક જમીનમાં પત્થરની ખાણ નીકળી હતી ખાણ મ્હોટી ન્હોતી પણ એક મ્હોટા ખાડામાં દટાયલા ન્હાના મ્હોટા પત્થરો જણાયા, ત્યારથી એ ડોસા આ ખાણની પાછળ પડ્યા હતા. ખાણ ગામથી જરા દૂર હતી પણ કાકા વખતો વખત વસુની વહુને હવા ફેર કરવાને બ્હાને કે બીજુ કારણ બતાવીને આખા કુટુંબને, અહિં ત્હેમણે એક ન્હાનું મકાન બાંધ્યું હતું, ત્યાં લઇ આવતા પ્લેગના વખતમાં જ્યારે ગામમાંથી એમને બ્હાર નીકળવું પડ્યું, ત્યારે બીજાએ કાચાં ઝુંપડાં બાંધ્યાં, તે વખતે પંડ્યાજીએ પાકું મકાનજ ચણાવી દીધું હતું પાસે કૂવો કરાવ્યો હતો અને ન્હાનકડો બગીચો પણ ફુલઝાડ રોપીને તૈયાર કર્યો હતો આ મકાનવાળી જમીનની જોડેજ પેલું નવું લીલુંછમ ખુબસુરત ખેતર હતું અને ત્હેને છેડે નદી હતી. તેથી આ જગો વસુને ને એની વહુને બહુ ગમતી. એટલે પંડ્યા કાકાને એ બધાંને અહિં લાવવા માટે બહુ આગ્રહ કરવાની જરૂર રહેતી નહિં. પણ ડોસા તો આવીને પત્થર ખોદવામાંજ પોતાની ફુરસદનો બધો વખત ગાળતા અને ઘરનાં માણસો ઘણીવાર ના પાડતાં પણ માનતા નહિં !

એક દહાડો આખું કુટુમ અહિં આવ્યું હતું અને વસુ સ્ટેશન જે જરા આઘું હતું ત્યાં કાંઈ તપાસ કરવાને ગયો હતો ઘરમાં કાકી અને વસુની વહુ અને એક બાઇ જે ઘરનું કામ કરતી હતી, તે એટલાં હતાં. કાકા તો પોતાના હમેશના કામમાં રોકા યલા હતા ! એવામાં પંડ્યાજીને જમવા આવવા માટે બોલાવવાનું વસુની વહુને કાકીએ કહ્યું. વસુ કહેતો ગયો હતો કે "મ્હને વાર થશે. માટે તમે બધાં જમવાને માટે મ્હારી રાહ ન જોશો ને હું તો સ્ટેશન માસ્ટર ( જે એનો મિત્ર હતો તે–) ને ઘેર જમીને આવીશ"

વસુની વહુએ ખાણ આગળ જઇને બુમ પાડી તો કાંઇ જવાબ આવ્યો નહિં તેથી જરા અંદર ઉતરીને જુવે છે તો પંડ્યા કાકા ઉપર પત્થરની છાટ તૂટી પડેલી અને અર્ધા બેભાન જેવી સ્થિતિમાં એક મ્હોટી છાટ તળે દબાયલા, "ઉં–ઉં" કરતા પડ્યા હતા !

એ તો દોડતી બ્હાર આવી અને પોતાની પેટીમાંથી બે શીશીઓ કહાડીને કાકી તથા ચાકરડીને આપીને બોલી "કાકા પત્થરની છાટ તળે દબાયા છે. આ "એમોનિયા" એમને સુંઘાડી, અને ત્યાંસુધી એમને શુદ્ધિમાં રાખજો ને આ "બ્રોન્ડીવાઈન"ના પોતાં એમને માથે મૂકયાં કરજો. સારૂં થયું છે કે ઘોડી ઘેર છે હું દાક્તરને અને લોકોને બોલાવવા જાઉં છું."

"પણ ઓ વહુ !" કાકી ગભરાટમાં ધ્રુજતાં ધ્રુજતાં બોલ્યાં: "એ ઘોડી તો ત્હને મારી નાખશે. એના જીનનો પટો તૂટી ગયો છે, તેથી તો વસુ એને સ્ટેશન ના લઇ ગયો. ના, બા, ત્હારે જવું નથી. આ બાઇને હું દોડાવું છું."

"કાકી ! તમે મ્હારી જરાપણ ફિકર ન કરશો," વહુએ ધીરજ અને હિંમત આપતાં કહ્યું. "તમે ખાણમાં જઇને કાકાને જેમ અને તેમ કરીને શુદ્ધિમાં રાખો. મ્હને તો ઘોડા ઉપર બેસવાનો બહુ મ્હાવરો છે. બીજી ભિન ઉપયોગી ચીજોની માથે લગામ અને જીન વગર ઘોડે બેસતાં પણ હું શીખી છું. માટે મ્હારી બિલકુલ ચિન્તા ન કરશો. અને ઇશ્વરજી કાકાને બચાવે એમ પ્રાર્થના કરો."

કાકી અને ચાકરડી ખાણમાં ઉતરે છે, એટલામાં તો તે અબલખ ઘોડીને મ્હોંયે ફક્ત લગામ ચ્હડાવીને ત્હેની ઉપર બેઠી ગઈ. અને ત્હેને ચાબુકના ઝપાટા મારી મૂકી. એવી ગતિમાં ઘોડી પણ ચાલી નીકળી કે જાણે ઉડતી હોય નહિં!—આસપાસનાં ઝાડ ને ખેતર બધાં જોતજોતામાં અદ્રશ્ય થવા લાગ્યાં અને થોડી વારમાં ગામની પાસે પણ તે આવી પ્હોંચી. પ્હેલો કાછી કલાલ ધીમો ધીમો ખેતર તરફ જતો મળ્યો. ઘોડી ઉભી રાખીને વસુની વહુએ ત્હેને કહ્યું: "કાછીજી, પંડ્યા કાકા ખાણમાં પત્થર તળે દબાયા છે. ઘેર બીજું કોઈ નથી. માટે દોડતા જાઓ. હું બીજા માણસોને મોકલું છું ને દાક્તરને લઈને આવું છું.

કાછી આ સાંભળીને દોડતો ચાલ્યો અને ઘોડી પણ પૂરપાટ ચાલવા લાગી. રસ્તામાં જે જે મળ્યા ત્હેમને આ ખબર કહી ખાણ તરફ મોકલ્યા અને દવાખાના પાસે આવી એટલામાં પહાડસંગ નામનો કદાવર રજપૂત મળ્યો. ત્હેને ઉભો રાખી ઘોડી ત્હેને સોંપી દીધી. "પહાડસંગ, પંડ્યા કાકા ખાણમાં પત્થર તળે દબાયા છે. હું દાક્તર સાહેબની ગાડીમાં આવીશ. ત્હમે અબલખ ઉપર બેસીને દોડતા જાઓ. ત્યાં ત્હમારા જેવા જોરાવર માણસનું કામ છે." પહાડસંગ તરતજ ઘોડી ઉપર સ્વાર થઈને ત્હેને પૂરપાટ દોડાવતો ચાલ્યો ગયો. દવાખાનામાંથી દાક્તર બ્હાર જતા હતા, તે રસ્તામાં જ સ્હામા મળ્યા. ત્હેમને હકીકત કહી અને એમની ગાડી પણ ખાણ તરફ ચલાવી. દાક્તર અને વસુની વહુ ત્યાં આવી પ્હોંચ્યાં ત્યારે જણાયું કે કાકી અને ચાકરડીએ દવાઓની મદદથી પંડ્યાજીને સ્હેજ સાજ ભાનમાં રાખ્યા હતા. પ્હેલો કાછી કલાલ ત્યાં આવી પ્હોંચ્યો. એણે ધીમે ધીમે એક જાડું લાકડું પત્થરની છાટ તળે ખોસીને ડોસાને સ્હેજ આરામ આપ્યો. થોડીવાર રહીને તો પહાડસંગ પણ દોડતી સ્વારીએ આવ્યો. એણે અને કલાલે મળીને પત્થરને ટેકો દઈને જરા ઉંચો કરી રાખ્યો અને પછી તો જેમ જેમ મદદ આવતી ગઈ, તેમ તેમ પત્થરો ખસેડીને કાકાને બ્હાર કઢાવ્યા. દાક્તરે તપાસીને ત્હેમને દવા આપીને કહ્યું; "ડોસા જીવશે ખરા. પણ જો મદદ મળતાં પાંચ મિનિટ વાર થઈ હોત અથવા એમનું ભાન ખસી ગયું હોત તો એમના ક્યારનાયે રામ રમી ગયાજ હોત! એટલું સારૂં હતું કે ત્હમારી પાસે દવાની શીશીઓ ને આવી ઝડપી ઘોડી અને ત્હેના ઉપર બેફિકર સ્વારી કરનાર માણસ હતું (અહિં ત્હેણે માન ભરેલી રીતે વસુની વહુ તરફ નજર ફેરવી—) નહિં તો આજ કાકા બચવાના નહોતા." આમ વાત ચાલતી હતી, એટલામાં વસુની વહુને થાકથી ઢગલો થઈને જમીન ઉપર પડતી ત્હેણે જોઈ!

પંડ્યા કાકાને બીજે દિવસ સ્હવારે આરામ થઈ ગયો. "વસુની વહુ અને અબલખ ઘોડી, એ બેએ જ મ્હારો જીવ બચાવ્યો," બાવાજી તબિયત જોવા આવેલા ત્હેમની સાથે વાત કરતાં એમણે કહ્યું, "મહારાજ! હું એ બેનું વાંકું બોલતો હતો. પણ વસુનો વેપાર ખોટો નથી, હો!"

કાકા તો સત્વર સાજા થઈ ગયા પણ વસુની વહુ ધીમે ધીમે પોતાનું લોહી અને શક્તિ ગુમાવતીજ જણાઈ. નાજુક વેલની પેઠે દિવસે દિવસે એ કરમાઈ ગઈ; અને આખરે મહાન પિતાની સમક્ષ ત્હેણે અલૌકિક શાન્તિથી પ્રયાણ કર્યું. તેજ દિવસે અબલખ ઘોડી પણ મરી ગયેલી તબેલામાં પડી હતી.

જે દેવમન્દિરનો ઉદ્ધાર કરવામાં વસુની વહુએ અસાધારણ ભાગ લીધો હતો, ત્હેના ચોકમાં એક સુન્દર છત્રી આરસ પહાણની બનાવવામાં આવી છે ત્હેમાં એક બાજુએ પાણીની પરબ બેસે છે અને બીજી બાજુએ પશુ પંખી માટે દાણા નંખાય છે. ઉપર રાતે દીવો કરવામાં આવે છે. એક પત્થરની તખ્તી ઉપર વસુની વહુના અનેક સદ્‌ગુણોનું બયાન છે. મરણ પામેલાં માણસોનાં વખાણ કરવાં, એ કેટલું બધું સ્હેલું છે?

વધારે ખૂબીની વાત તો એ છે કે આ છત્રી બંધાવવા માટે દરખાસ્ત મૂકનાર તથા ઉધરાણું કરાવનાર અને તન તોડ જાત મહેનત કરનારાં માણસોમાં મુખ્ય મન્દિરનો પૂજારી હતો!–અને અહિં દરરોજ ઓટલા ઉપર બેસીને સ્વર્ગસ્થ વહુની મુક્તકંઠે–અતિશય પ્રશંસા કરનાર તો વસુની કાકી છે! સંસારના અનુભવોની આવી વિચિત્ર કૃતિ હોય છે!...... અને હવે પંડ્યા કાકાને ઘેર પાછી પેની રતુમડી ઘોડી ગાડી ખેંચે છે તથા વળી ઘરકામમાં કાકીને મદદ કરી રહી છે.

## મહાજનોના પ્રાસંગિક ઉદ્‌ગાર.

આપણી તાત્કાલિક જરૂરિયાત રાજ્યનું યન્ત્ર કેમ ચલાવવું તે વિશે વિચાર કરવાની નથી પણ આપણે ખાતું શું અને પ્હેરીએ શું, એ છે.

મહાત્મા ગાંધીજી.

એ તો હવે જગતને ક્યારનું એ સાબીત થઈ ચૂક્યું છે કે પ્રજાઓનું ભાવિ ત્હેના રાજદ્વારીઓની કુશળતા અને લોકનાયકોની હુંશિયારી કરતા ત્હેના વિજ્ઞાનશાસ્ત્રીઓના કામ ઉપર વધારે આધાર રાખે છે.

સર પી. સી. રાય.

હિન્દનું અદશ્ય ભાવિ એટલું બધું તો આશાજનક, ભવ્ય અને ઉજ્વળ છે કે ત્હેના ભૂતકાળની યાદદાસ્તી ગમે તેટલી કિંમતી અને ભભકાદાર છે, છતાં પણ તે એ ભવિષ્યની આગળ કાંઇ પણ હીસાબમાં નહિં રહે!–આમ હોવાથી આપણા પુરુષો અને સ્ત્રીઓની મહાન્ ફરજ છે કે તે પડદો જેમ બને તેમ જ્હેનો ઉપાડવા માટે ત્હેમણે અન્ત:કરણપૂર્વક એકત્ર થવું જોઇએ.

હકીમ અજમલખાન.

હિન્દની જમાનાઓ થયાં ચાલતી આવેલી સંસાર રચનાનો પાયો આપણે નિર્મૂળ કરી નાંખ્યો છે, અને હું માનું છું કે નવીન સમાજની વ્યવસ્થા સ્ત્રીઓની સહાય વિના થઇ શકે તેમ નથી.

મેજર હિલ્સ.

હું દુનિયામાં ગરીબ, અનાથ અને આશ્રય વિનાનો આવ્યો હતો. મ્હારા સોબતીઓ મિષ્ટાન્ન ખાતા, ત્યારે હું ભૂખે મરતો ત્હેમનાં પેટ ભરેલાં હતાં, ત્યારે મ્હારૂં ધણીવાર ખાલી રહેતું. અને મ્હારે નિરન્તર "નરક" (દુર્દશા–દુષ્ટતા–દુર્ભાગ્ય) ની સામે લ્હડમાંજ કરવું પડતું.

લૉર્ડ ફિશર.

"સ્વરાજ્ય" એ મ્હારો જન્મ સિદ્ધ હક્ક છે અને તે મ્હને મળવો જ જોઇએ.

એક પ્રજા ઉપર બીજી પ્રજા હકુમત ચલાવે એ દહાડા હવે વહી ગયા છે, અને જે નવો જમાનો જન્મ પામ્યો છે, ત્હેમાં આપણે અમલદારીના કોટમાં મ્હોટું ગાબડું પાડ્યું છે! હવે આપણે એટલુંજ કરવાનું રહ્યું છે કે તે ફાટ વધારે ને વધારે પ્હોળી કરવી અને તે આખો કોટ જમીન દોસ્ત થાય નહિં, ત્યાં સુધી રોકાવું નહિં.

લોકમાન્ય ટિળક.




## સુન્દરતાની શોધમાં-

### યૂરોપની યુવતીઓ અને રમણીઓ પોતાની ખૂબસુરતી વધારવાને કેવા કેવા પ્રયાસો કરી રહી છે ?

લેખક એક વાંચનાર.

**ખૂબસુરતી હવે ભાવિની બક્ષીસ નથી, માણસની પેદા કરેલી કળા છે.**

વિલાયતની શ્રીમન્ત વર્ગની "ફેશન'ને પૂજનારી મહિલાઓનો ઘણો વખત ખૂબસુરતીની શોધખોળમાં જાયછે, તે એટલે સુધી કે તેઓ બીજું કાંઇપણ કામ ન કરતી હોય, તોપણ આખા દિવસમાં ત્હેમને એવા થોડાજ કલાક મળે છે, જે તેઓ આળસમાં ગાળે. એક વખત એવો હતો, જ્યારે સુન્દરતા, દેવતાની બક્ષીસ મનાતી. થોડીજ રમણીઓ ઉપર આવી દેવ-કૃપા થતી અને બાકીની સઘળી સ્ત્રીઓને આ બાબતનો શોક જિંદગીભર કર્યા કરવાનું રહેતું! સામ્પ્રત સમયમાં, એ વસ્તુસ્થિતિમાં મહાભારત ફેરફાર થયોછે કારણ કે "ખૂબસુરતી—પ્રચારકો", તથા "સુન્દરતાના શિક્ષકો" (Beauty Specialists)એ હવે દેવતાઓનું સ્થાન લીધું છે. હવે તો હરકોઇ સ્ત્રી-ગમે તેવી કદરૂપી અથવા બદસિકલ હોય છતાં, જો એની પાસે છૂટે હાથે નાણાં ખર્ચવાની સગવડ હોય તો તે દેવતાઓની આજ્ઞાની પણ કાંઇ પરવા રાખ્યા શિવાય, પોતે ધારે ત્હેવી ખૂબસુરત થઇ શકે છે. સુન્દરતા હવે ભાવિની "બક્ષીસ" નથી પણ મનુષ્યથી મેળવી શકાય એવી "કળા" છે. કદાપિ કુદરત તરફથી ખૂબસુરતી મળી હોય, છતાં પણ ત્હેમાં સુધારા-વધારો-ફેરફાર કરવો, એ સુન્દરતા-પ્રચારકોને મન ઘણી સ્હેલી વાત છે

એકાદ "ફેશન"ને વશ થયેલી શ્રીમન્તસુન્દરીનો એક જ દિવસનો કાર્યક્રમ આપણે જોઇશું, તો આ વાત સમજાયા વિના રહેશે નહિ.

**પ્રાણાયામ**

આ મહિલા સ્હવારના પ્હોરમાં પોતાનાં મનોહર નયન ઉઘાડે, ત્યારથીજ સુન્દરતાની શોધખોળ માટે ત્હેના પ્રયત્નો શરૂ થઇ જાય છે પ્હેલું પગલું તો એ છે કે-પોતાના શયનગૃહની સઘળી બ્હારીઓ ખુલ્લી મૂકીને-પોતાના વિશાળ પલંગ ઉપર સૂતાં સૂતાં જ-તે વીસેક વાર દીર્ઘ શ્વાસ લે છે. દરેક શ્વાસ લેતી વખત તે દસ બોલતાં સુધી ધીમે ધીમે શ્વાસ લે છે અને પછી પાછા દસ બોલતાં સુધી ધીમે ધીમે તે મૂકે છે. આપણા "પ્રાણાયામ"ને લગતી આ ક્રિયા છે અને શરીરના યન્ત્રાલયને દુરસ્ત રાખવાનું તે ઉત્તમ સાધન મનાય છે. ચાલુ જમા-

હાથના કાંડામાં સારી મજબુતી આવે છે, એટલુંજ નહિં; પણ તેથી આંખ કેળવાય છે અને બુદ્ધિ પણ સારી ખીલે છે. જે સ્ત્રી સારી રીતે સમશેરબાજી રમી શકે છે, તેનું મન અદઢ–અનિશ્ચિત રહી શકતું નથી; આ રીતે એ કસરતની નૈતિક અસર પણ ત્હેના ઉપર થાય છે. એક પળ પણ અનિર્ણય રહે, તો આખી રમત હારી જવાય છે; આથી સત્ત્વર નિશ્ચય તાકીદથી કરવાની ટેવ પડે છે. દરેક "ફેશન" માં રહેતી સુન્દરીની પાસે પોતાનો ખાસ–સમશેરબાજી માટે ફાવેલો–પોશાક હોય છેઃ આમાં–કુલ ઘુંટણ સુધીના ચણિયા અને હાથ રહેલાઇથી આતરફ ફરી શકે એવા કબજા,–એ મુખ્ય છે. આવી રીતની તલવારની કસરતથી શરીરમાં નિઃસંશય ચપળતા આવે છે અને ગતિ સુન્દર થાય છે. આ ઉપરાંત આરોગ્ય અને શક્તિ પણ વધે છે.

કસરતશાળા (અખાડા)માંથી પાછા ફરતા બાઇસાહેબ ઘણું કરીને "નખ–સુધારક"ના મકાને પધારશે. અહિં ગાળવામાં આવતા કલાકમાં ત્હેને બહુ સુખકારક

**નખ અને આંગળીઓ.** વિશ્રાન્તિ મળે છે. ત્હેની આંગળીઓ, એસિડનાં થોડાં ટીપાં નાખેલા સુગન્ધી જળના પ્યાલામાં થોડી વાર બોળી રાખવામાં આવે છે. આથી નખ કોમળ બને છે અને તે ઉતારવાની બહુ સુગમતા થાય છે. આ પછી આંગળીઓના નખ આગળની ચામડી સંભાળથી ખસેડીને એક ખાસ તૈયાર કરેલા યન્ત્રવડે વધેલો ભાગ કૂહાડી નાખી, ધીમે ધીમે દાબી દાબીને નખને અર્ધચન્દ્રાકાર બનાવવામાં આવે છે. અને આંગળીઓ પણ "ચંપી"ના પ્રયોગથી સુન્દર અને ઘાટીલી થાય છે. નખ ઉપર ખુશબોદાર, કોમળ લાલ રંગનો મલમ લગાડીને તે નરમ થાય એટલે તે બદામના આકારના બને, ત્યાં સુધી ત્હેને દાબવામાં આવે છે. આ રીતે હાથની આંગળીઓ અને નખ, મનોહર અને ખૂબસુરત થાય છે–હવે અહિંજ બીજી દાસીઓ દ્વારા પગની આંગળીઓ તથા નખની (–ઉપરનું કામ ચાલતું હોય છે એ સમયમાં)–સેવા પણ એવીજ રીતે થાય છે. કોઇપણ સુન્દર રમણી પોતાના પગ ઉપર વધારા પડતું માંસ રહેવા દે, એ સંભવિત નથી. વિલાયતમાં પગ મ્હોટા હોવા એ 'તો ઘણુંજ–ઘણુંજ હલકું', અધમ, ટીકાપાત્ર ગણાય છે! પણ આ જમાનાની સ્ત્રીઓ અત્યંત સખ્ત બૂટ પ્હેરીને પગને હમ્મેશને માટે નુકશાન કરે, એવી મૂર્ખ રહી નથી. દરરોજ સવારે ત્હેમની દાસીઓ ત્હેમના પગને "પ્યુમિસ" જાતના સુંવાળા પત્થર વડે ઘસીને વધારા પડતું માંસ તથા બૂટ મોજાં પ્હેરવાથી થયેલાં ચાઠાં કૂહાડી નાખે છે. આથી ત્હેમના પગ બાળક પગના જેવા કોમળ બને છે અને "નખ–સુધારક" ને ત્યાં પગનાં આંગળાં તથા નખની પણ પૂરતી સારવાર થાય છે.

ખૂબસુરત સ્ત્રીઓમાં વાળ રંગવાની કળા બહુ ફેલાવો પામી છે. કુદરતે પોતાના વાળને બક્ષેલા રંગોથી તેઓ સન્તોષ પામતી નથી. પણ ત્હેમણે એવો

**વાળની સંભાળ.** સન્તોષ શા માટે રાખવો જોઇએ? કુદરતનાં કામો પણ મનુષ્યોની કળાથી સુધરે છે–શણગારાય છે. આથી દરેક શ્રીમન્ત સુન્દરી પોતાના વાળ રંગવા તથા ગૂંથવાનું કામ પોતાનાં ખાસ તે કળામાં કુશળ થયેલાં મનુષ્યો દ્વારા કરાવે છે. જ્યારે વાળ ગૂંથનારને બોલાવવામાં આવે છે, ત્યારે પણ આ કામમાં અનુભવવાળી દાસી ત્હેની પાસે હાજર રહે છે, ત્હેના કામમાં મદદ કરે છે, અને જરૂરની સલાહ આપે છે. વાળ ગૂંથના-

"ફેશન"દાર સુન્દરી પોતાનો ચ્હેરો રાત્રિના સંમેલન માટે રહવારના જેટલીજ—સંભાળ તથા મહેનતથી તૈયાર કરે છે. "પાઉડર" (ભૂકો) મ્હો ઉપર ભભરાવતા પ્હેલાં ત્હેના ગાલ ઉપર એક જાતનો રતાશવાળો આછો સફેતો લગાવવામાં આવે છે. છે આંખ સુધી અને બાજુપર,—મ્હો ઉપર રંગ અને પાઉડર કાનના છેડા સુધી, જરૂર મુજબ ઓછો વધતો લગાડાય છે. અને દાઢી તથા કાનની બુટીને પણ—સુવાનીની લાલાશ બતાવવા માટે—સ્હેજસાજ ટપકાં કરવામાં આવે છે. અને કેટલીક ચતુર સ્ત્રીઓ તો પોતાની આંખના ખૂણા ઉપર પણ રતાશ જણાવવા અને આંખનો ચળકાટ વધારવાને અંદર પણ જરા જરા રંગ લગાવે છે!

**ખૂબ સુરતીને ખાતર જાન પણ બરબાદ!**

ઉપર જણાવ્યાં છે તેથીય વધારે સખ્ત "સુન્દરતાના શિક્ષણ" નાં કેટલાંક સ્વરૂપ છે. "ફેશન" માં અત્યંત ગાંડી થયેલી સ્ત્રીઓ આ પ્રયોગે પણ અજમાવવા ચૂકતી નથી. એક જૂની કહેવત છે: "જસ જાનગરો છે,"—તેમ અહિં "ખૂબસુરતીને ખાતર જાન પણ બરબાદ છે!" કેટલીક બાનુઓ, જેઓ પોતાના હાથ જેમ વધારે સફેત હોય તેમ સારૂં, એવું ઇચ્છે છે, તેથી તેઓ પોતાના માથા ઉપર હાથ લપેટી રાખીને ત્હેને પલંગ સાથે આખી રાત બાંધી રાખે છે. આ પ્રયોગ ભલામણ કરવા જેવો નથી, કારણ કે એમ કરવાથી એક સ્ત્રીનું મૃત્યુ થયુ હતું! દિવસે કલાકોના કલાક સુધી હાથ ઉંચા રાખીને બેસવાથી પણ હાથમાં સફેતાઈ વધે છે, અને આમ કરવામાં ઉપર જણાવેલી વ્યવસ્થા જેટલું જોખમ સમાયલું નથી.

**કૃત્રિમ નાક અને કાન.**

જ્યારે નાકમાં ખાડો હોય છે અથવા ગળામાં પોલાણ જણાય છે અને બીજા ઉપાયો વડે આ ખામીઓ દૂર થઈ શકે એમ જણાતી નથી, ત્યારે ચામડીની અંદર "પેરેફિન" નામની દવા મૂકવામાં આવે છે, જેનું તાત્કાળિક પરિણામ એ આવે છે કે એ ખાડો તથા પોલાણ પુરાઇ જાય છે. પરન્તુ આ શસ્ત્રક્રિયા કરવામાં ઘણું જોખમ છે, કારણ કે એ ઝેરી દવા છે, તેથી જો એ ઝેર લોહીની સાથે મળી જાય તો આણસના જીવની પણ હાનિ થાય! આથી બહુજ સંભાળથી એ કામ કરવામાં આવે છે. અમેરિકાના એક શ્રીમન્ત વ્યાપારીની પ્રખ્યાત પુત્રી, જે વિલાયતમાં પણ જાણીતી છે, ત્હેને પોતાનું ગરૂડ પક્ષિ જેવું નાક પસંદ ન હતું. આવા "પેરેફિન"નો ઉપયોગ કરીને તે પોતાના તે નાકને સુન્દર અને નમણદાર બનાવી શકી છે. આ ઉપરાન્ત હવે ખૂબસુરત સુન્દરીઓને પારકા માણસનો કાન ધારણ કરવો, ત્હેમાં પણ કાંઇ ભય રહ્યો નથી. અને બેશક, એવા કાનને ખાતર ગંજાવર રકમો આપવામાં આવે છે, એ પણ ખરૂં છે. એક "ફેશન"ની અનુયાયી સુન્દરીને પોતાના કાનનો ઘાટ ગમતો નથી. કોઈ ગામડામાં એકાદ તરૂણી એવી પણ મળી આવે, જે રૂપના કરતાં પૈસાને વધારે કિંમતી ગણતી હોય! આ બંનેની વચ્ચે સાટું થાય છે. એક સ્ત્રીને હજારો રૂપિયા મળે છે; બીજી ઘાટદાર કાન મેળવે છે. પેલી યુવતી પોતાના ગામડામાં કાન વિનાની થઇને—પણ નાણાંની પેટી ભરીને—પાછી જાય છે અને ફેશનદાર સ્ત્રી સુન્દર કાનની જોડી ધારણ કરે છે. જે હજારો રૂપિયા ત્હેણે આવા શોખની ખાતર ખર્ચી નાંખ્યા છે, ત્હેની એને જરા પણ દરકાર નથી!

**વીજળીના ભર પૂર ઉપયોગ.**

વીજળીનો ઉપયોગ હાલના જમાનાની "સુન્દરતાની શોધ" માં ઘણો વધી પડયો છે. વાળ સાફ કરવાને વીજળીનો 'બ્રશ," આંખની ભમ્મરોને મજબૂતી અને ખૂબસુરતી આપવાને વીજળીની "પેન્સીલ," તથા ચામડીમાં ઉજ્જ્વળતા લાવવાને માટે તથા પીડના સ્નાયુઓને ચેતન આપવાને,-ત્હેમના ઉપર ફેરવવાનો વીજળીનો "રોલર,"—એનો હમણાં હમણાંમાં વપરાશ બહુ વધી ગયો જણાય છે. ઠંડા પ્રદેશોની સખ્ત ટાઢમાં સ્ત્રીઓનું નાક ઘણું ખરૂં લાલ થઇ જાય છે, તે બાબત "ફેશન" ની શિષ્યાઓને બહુ અણગમો હોય, એ સ્વાભાવિક છે. તેથી આ ખામી દૂર કરવાને પણ તેઓને વીજળીનો ઉપયોગ કરવો પડે છે. ગાલ ઉપરની ઝીણી લીટીઓ, મ્હોં ઉપરની કરચોલીઓ, તથા એવી બીજી અનેક ન્હાની મ્હોટી ખામીઓ, જે બાઇ સાહેબની નજરે પડે છે, તે દૂર કરવાને દાસી વીજળીની પેટી લઇને દરરોજ પ્રાતઃકાળમાં તૈયારજ ઉભી હોય છે.

**ખૂબસુરતીને માટે તન્દુરસ્તી જરૂરી છે.**

જો ધંધાદારી સ્ત્રીઓ પણ હવે સમજવા લાગી છે કે ખૂબસુરતી હોવાથી ત્હેમને વધારે લાભ મળે છે, તો પછી "ફેશન"નું પૂંછડું પકડનારી બાનુઓને તે વસ્તુ અમૂલ્ય સમજાય, એમાં નવાઈ જેવું શું છે? આ મહિલાઓ "સુન્દરતાની શોધખોળ" ને એક ઉત્તમ કલા ગણે છે. પરન્તુ ત્હેની સાથે વિજ્ઞાનનું ફરમાન પણ આ વિષયમાં શું છે, તે તેઓ ખોળે છે અને અનુસરે છે. વિજ્ઞાનનો મ્હોટો નિયમ એ છે જે "ખૂબસુરતીને માટે તન્દુરસ્તી ખાસ જરૂરની છે." તેથી ઉપલકિયા પ્રયત્નો લેવા, એટલુંજ બસ નથી, એમ ત્હેમને સમજાવા માંડયું છે. આને અંગે ખોરાકનો સવાલ સ્વાભાવિક રીતે અતિશય મહત્વનો થઈ પડે છે. જો શરીર જાડું થવા લાગે, તો અમુક તરેહનો ખોરાક લેવો જોઇએ. એ તો નક્કિ છે કે મનુષ્યો જરૂરિયાત ઉપરાન્ત ઘણું વધારે ખાય છે. અને ખોરાક વિવેકથી ઓછો કરવાથી શરીરની ચરબી રહેવાઇથી ઓછી કરી શકાય છે. પણ જ્યારે વધારે સખ્ત પ્રયત્નોની જરૂર પડે છે, ત્યારે તો "ખૂબસુરતીની ખોળમાં" પડેલી મહિલા પોતાને લગભગ ભૂખમરો સહન કરવો પડે એવા ઓછા ખોરાક ઉપર નિર્વાહ કરવાને પણ બિલકુલ આનાકાની કરતી નથી!

---

**કિંમતી લગ્ન ભેટઃ સોનાની સોગણા વજનની તુલા!—**

"દુનિયામાં સહુથી કિંમતી લગ્ન ભેટ થોડાં વર્ષો ઉપર મિ. સિ. એમ. શ્વાબ નામના અમેરિકન "પોલાદના રાજા" એ નામના પ્રખ્યાત (પોલાદના મહાન્ વ્યાપારી) એ પોતાની બ્હેનને આપી હતી. તે રૂ ૧૨૦૦૦૦૦૦ નો ચેક હતો. આ ચેક ત્હેણે લગ્નવિધિ પૂરો થતાં આપ્યો હતો. અને તે વડે ત્હેની બ્હેનના વજન કરતાં સોગણું સોનું વેચાતુ લઇ શકાય, એ હીસાબે ચેક અથવા હુંડીની રકમ નક્કિ કરવામાં આવી હતી.

# ભારતની ઉન્નતિનો ઉપાય.

લેખકઃ—રા. રા. રમણિકલાલ ચુનીલાલ દવે.

[ સ્વામી વિવેકાનન્દ અને તેમના એક શિષ્ય વચ્ચે થએલી વાત. ]

શિષ્ય—સ્વામીજી, આપ આ દેશમાં વક્તૃતા કેમ નથી દર્શાવતા? વક્તૃતાના પ્રભાવથી તો આપે યુરોપ, અમેરિકા આદિ દેશોને મુગ્ધ કરી નાંખ્યા છે, પણ હિન્દુસ્તાનમાં આવ્યા પછી આપનો તે પ્રકારનો ઉદ્યમ અને અનુરાગ કેમ જાણે કેમ ઓછો થતો જ... છે. તેનું કારણ શું છે? મારી સમજ મુજબ તો પાશ્ચાત્ય દેશો કરતાં આ દેશના તેવા પ્રકારના ઉદ્યમની વિશેષ આવશ્યતા છે.

સ્વામીજી—આ દેશમાં પહેલાં ક્ષેત્ર તૈયાર કરવું પડશે. ત્યારે બીજ વાવવાથી અંકુર ઉત્પન્ન થશે પાશ્ચાત્ય દેશોની જમીન ઘણી ફળદ્રુપ છે, ત્યાં બીજ વાવવાનું ઉપયુક્ત થઇ ગયું છે તે દેશનાં મનુષ્યો ભોગની છેવટની સીમા સુધી પહોંચી ગયા છે. ભોગથી હજી તેમને તૃપ્તિ થઇ નથી, જ્યાં તેઓ હજી એક ભારે અભાવ બતાવી રહ્યા છે. તમારા દેશમાં તો નથી ભોગ કે નથી યોગ. ભોગની ઇચ્છા માત્ર થોડી થોડી તૃપ્ત થઇ જવાથી, મનુષ્ય યોગની કથા સાંભળવાની અને સમજવાની ઇચ્છા કરે છે. અન્નાભાવથી ક્ષીણ દેહ, ક્ષીણ મન! રોગ-શોક-પરિતાપની જન્મભૂમિ-ભારતમાં કેવળ લેકચરબાજીથી શું ફળ આવશે?

શિષ્ય—પણ આપ તો કેટલીક વખતે કહો છો કે આ દેશ ધર્મ-ભૂમિ છે. આ દેશના મનુષ્યો જેટલી ધર્મકથા સમજે છે અને કાર્યતઃ ધર્માનુષ્ઠાન કરે છે, તેટલું અન્ય દેશવાળા નથી સમજતા અને કરતા. ત્યારે આપની જ્વલન્ત વાગ્મિતાના પ્રભાવથી આ દેશ કેમ જાગ્રત નહી થાય અને ફળ પણ કેમ નહિ પ્રાપ્ત થાય?

સ્વામીજી—શું તમે સાંભળ્યું નથી કે,—"ભૂખે ભક્તિ ન થાય ગોપાળની"! પહેલે પેટની પૂજા થવી જોઇએ. તે ઠંડું થયા સિવાય તમારી ધર્મ કર્મની વાતો પર કોઇ ધ્યાન આપશે નહિ—શું તમે નથી જાણતા કે આ સમયે ભારત પેટની ચિન્તાથી વિક્ષિપ્ત થઇ રહ્યું છે? અનેક કારણોથી તે અસ્થિચર્માવશિષ્ઠ થઇ રહ્યું છે! ધર્મ-કથા શ્રવણ કરાવવા પહેલાં મનુષ્યોના મનમાંથી પેટની ચિન્તા દૂર કરવી જોઇએ. અન્યથા કેવળ લેક્ચરો ( ભાષણો )થી કંઇ વળવાનું નથી.

શિષ્ય—ત્યારે અમારે હવે શું કરવું?

સ્વામીજી—પહેલે તો કેટલાક એવા ત્યાગી મનુષ્યોની આવશ્યકતા છે કે જેઓ સ્વાર્થનો ત્યાગ કરીને બીજાને માટે જીવન ઉત્સર્ગ કરવાને માટે તૈયાર થાય. તેટલા માટે મઠ સ્થાપના કરીને હું કેટલાક બાળ-સંન્યાસી તૈયાર કરી રહ્યો છું શિક્ષા સમાપ્ત થયા પછી તેઓ દ્વારે દ્વારે ભ્રમણ કરીને બધાને દેશની વર્તમાન શોચનીય સ્થિતિનું જ્ઞાન કરાવશે. વર્તમાન હીનાવસ્થામાંથી કેવી રીતે ઉદ્ધાર થાય તેનો તે ઉપદેશ આપશે સાથે સાથે ધર્મની મહત્તા પણ લોકોના હૃદયપર અંકિત કરશે. આ દેશના લોકો કુમ્ભકર્ણી નિદ્રામાં નિમગ્ન છે, એક તો અહિં શિક્ષાનો અભાવ છે અને જે તેને પ્રાપ્ત કરે છે તે

પણ દેશ-હિતના કારણે કંઇ કરી શકતા નથી. કરે પણ કેવી રીતે ? કોલેજમાંથી નીકળતાં નીકળતાં અમારા કેટલાક યુવકો બચ્ચાંના બાપ બની જાય છે ! તેમની શિક્ષાનું આ ફળ આવે છે. ગૃહસ્થીના ભારના કારણે ઉચ્ચ કર્મ તથા ઉચ્ચ વિચાર કરવાનો તેમને અવકાશ પણ મળતો નથી. તે તેમના પોતાના સ્વાર્થની સિદ્ધિ પણ કરી શકતા નથી, તો પછી બીજાનું તે શું ભલું કરી શકે ?

શિષ્ય—તો હવે શું કોઇ ઉપાય નથી ?

સ્વામીજી—ઉપાય તો અવસ્ય છે. આ દેશ સનાતન ધર્મની જન્મભૂમિ છે. અવસ્ય તેનું પતન થયું છે પણ તેનું ઉત્થાન થઇ શકે તેમ છે. તે જાગ્રત થશે ત્યારે ખૂબ જાગ્રત થશે. સમુદ્ર અથવા નદીનું પાણી જેટલું ઓછું થઇ જાય છે, તેટલુંજ પાણી પાછું તેની પ્રબળ લ્હેરોથી આવે છે. ભગવાન્ શુવનભાસ્કરના ધાર્મિક ઉદયમાં વિલમ્બ નથી. કાર્યમાં પ્રવૃત્ત થાઓ. આલસ્યથી હવે કામ ચાલશે નહિ ધર્મ અને શિક્ષા-સમ્બન્ધિની અધોગતિનો સંદેશ સાંભળી ગભરાઇને કહોઃ-ભાઇ ! ઉઠો હવે ક્યાં સુધી સુઇ રહેશો ? શાસ્ત્રોની મહત્તા સરળતાપૂર્વક તેમને સમજાવો. હજી સુધી આ દેશમાં બ્રાહ્મણોએ ધર્મને એકાકી બનાવી રાખ્યોઃ હવે. કાળના પ્રભાવથી હવે તે વાત રહી નથી. અતએવ એવી વ્યવસ્થા કરો કે સર્વસાધારણ એ મહાન્ ધર્મનું રહસ્ય સમજી શકાય. સર્વેને સમજાવો કે બ્રાહ્મણોની માફક તમારો પણ ધર્મપર સમાન અધિકાર છે. ચાણ્ડાલથી કરીને તે બ્રાહ્મણ સુધી સર્વેને એ મહામન્ત્રથી દીક્ષિત કરો મીઠી મીઠી વાતોથી તે લોકોનું ધ્યાન વ્યાપાર, વાણિજ્ય, કૃષિ, આદિ ગૃહસ્થ-જીવનોપયોગી વિષયોપ્રતિ ખેંચો. નહિં તો તમારી શિક્ષા અને તમારૂં વેદ-વેદાન્ત જ્ઞાન પણ વ્યર્થ છે.

શિષ્ય—ગુરૂદેવ ! અમારામાં એવી શક્તિ ક્યાં છે ! આપના શતાંશનો એકાંશ પણ જો અમારામાં હોત તો અમે અમારી જાતને ધન્ય માનત અને બીજાઓના પર પણ ઉપકાર કરવાને શક્તિવાન થાત.

સ્વામીજી—અરે ! શું શક્તિ કોઇના આપવાથી મળે છે ? જે તમારામાં છે તે સમય આવે સ્વયં વિકસિત થઇ જશે. તમે કાર્યમાં પ્રવૃત્ત તો થાઓ. દેખો, એવી શક્તિ પ્રાપ્ત થશે કે જે સંભાળવી મુશ્કેલ થઇ પડશે. થોડો પણ પરોપકાર કરવાથી આન્તરિક શક્તિ જાગ્રત થઇ જાય છે. અન્યના ભલા માટે થોડું પણ ચિન્તવન કરતાં હૃદયમાં સિંહ-બળનો સંચાર થાય છે. યદ્યપિ હું તમને આટલો ચાહું છું તથાપિ મ્હને એવી ઇચ્છા થાય છે કે તમે બીજાને માટે તમારૂં શરીર અર્પણ કરો દો અને હું તે દેખીને સુખી થાઉં.

શિષ્ય—સ્વામીજી ! જેઓ અમારા ઉપર અવલમ્બિત છે, તેમની શું દશા થાય ?

સ્વામીજી—યદિ તમે પરાર્થ-સમ્પાદનમાં પ્રવૃત્ત થશો ત્યારે પરમાત્મા તમારા આશ્રિતોને અવસ્ય કંઇ ને કંઇ કરી આપશે. શું તમે ગીતામાં નથી વાંચ્યું,—

न हि कल्याणकृत् कश्चित् दुर्गतिं तात गच्छति । (થોડું પણ સત્કાર્ય કરનારની દુર્ગતિ થતી નથી. )

શિષ્ય—મ્હેં તે અવસ્ય વાંચ્યું છે.

*સ્વામીજી*—ત્યારે ટુંકામાં કહીએ તો ત્યાગ એ સઘળું છે. ત્યાગ વિના સીવાય કોઇ પણ મોટું કાર્ય થઇ શક્તુ નથી. ત્યાગી સૌને સમદષ્ટિથી દેખે છે અને સૌની સેવા કરવાને સમર્થ થાય છે. વેદાન્તમાં ત્હમે જોયું છે કે બધાને સમદૃષ્ટિથી જોવા જોઇએ. પછી ત્હમે ત્હમારી સ્ત્રી અને પુત્રો માટે બીજા કરતાં શા માટે વધારે અપેક્ષા રાખો છો? ત્હમારા દ્વારપર સ્વયં નારાયણ કંગાલ વેશમાં અનાહારી થઇને મૃતપ્રાય પડી રહે, છતાં તેમને કંઇ ન આપતાં ત્હમે કેવળ ત્હમારી સ્ત્રી અને પુત્રોના ઉદરની પૂર્તિ કરો, એ કેવું પાશવ કૃત્ય છે?

શિષ્ય—સ્વામીજી, પરોપકાર કરવાને માટે વિશેષ ધનની પણ આવશ્યકતા છે. તે ક્યાંથી આવે?

*સ્વામીજી*—ઠીક. પહેલે જેટલી શક્તિ છે તેટલું કેમ નથી કરતા. યદિ ધનાભાવથી કંઇ નહિ આપી શકાય, તો શું એકાદ બે મીઠી મીઠી વાતો અથવા થોડો સદુપદેશ પણ નહિં આપી શકો? શું તેમાં પણ ધનની આવશ્યકતા છે?

શિષ્ય—હા, તે તો કરી શકીશ.

*સ્વામીજી*—કરી શકીશ, એમ કેવળ મોંઢાથી કહેવાથી કામ ચાલશે નહિ. જેટલું કરી શકવાને શક્તિવાન છો તેટલું કરી બતાવો ત્યારે હું સમજું કે ત્હમારૂં મારી પાસે આવવાનું સાર્થક થયું. કાર્યમાં ઝટપટ પ્રવૃત્ત થાઓ. આ જીવન કેટલા દિવસ માટે છે? સંસારમાં આવ્યા છો તો કંઇ ચિન્હ મુકતા જાઓ. નહિં તો પશુ-પક્ષી પણ પેદા થાય છે અને મરે છે. કાર્ય કરીને અમને એ બતાવો કે ત્હમારા વેદાન્ત પઠનનું સાર્થક થયું છે. બધાના કાનમાં એમ ફુંકો કે ત્હમારી અંદર અનન્ત શક્તિ વર્તમાન છે, તેને ઉદ્દીપ્ત કરો. કેવળ આપણી મુક્તિ પ્રાપ્ત કરવાથી શું થશે? મુક્તિની ઇચ્છા કરવી તે પણ તી સ્વાર્થપરતા છે ધ્યાનને તિલાંજલિ આપી દો મુક્તિની કામનાનો પરિત્યાગ કરી દો. જે કાર્યમા હું મંડયો છુ, તે કાર્યમા ત્હમે પણ લાગી જાઓ.

શિષ્ય—(અવાક્ સાંભળવા લાગ્યો.) *સ્વામીજી* ફરી કહેવા લાગ્યા—તમે લોકો જમીન ક્ષેત્ર તૈયાર કરો. મ્હારા સમાન હજારો વિવેકાનન્દ આ દેશમાં ઉપદેશ આપવાને માટે શરીર ધારણ કરશે. તે બાબતની બીલકુલ ચિન્તા ન કરો. દેખો, મ્હારા સાથીઓ પહેલે કહેતા હતા કે અમારામાં શક્તિ નથી. પણ આજ કેટલા અનાથાશ્રમ, દુર્ભિક્ષ-ફંડ આદિ ઉઘડયાં છે? શું ત્હમે નથી જોતા કે નિવેદિતા એક પાશ્ચાત્ય બાળા થઇને પણ ત્હમારી સેવા કરવાનું શીખી ગઇ છે! તો તમે લોક આપણા દેશવાસિઓની સેવા કરવાનું પણ શીખી શકશો નહિ! જ્યાં મહામારી, દુર્ભિક્ષ આદિ કષ્ટોથી લોક પીડિત થઇ રહ્યા છે ત્યાં જાઓ—ઘણું થશે તો મરી જશો. મ્હારા તમારા જેવા કેટલાએ કીટ-પતંગ મરે જીવે છે! એનાથી સંસારમાં શું ખામી આવે છે! એક દિવસ મરવું છે, તો કોઇ મહાન્ ઉદ્દેશના સાધનમાં મરવું શ્રેષ્ઠ છે. જાઓ, આ મહા-મન્ત્રનો ઘરેઘરમાં પ્રચાર કરો. એનાથી ત્હમારૂં અને ત્હમારા દેશનું, બન્નેનું કલ્યાણ થશે. ત્હમે દેશનું આશા-ધન છો. ત્હમને કર્મહીન દેખીને મ્હને ઘણું કષ્ટ થાય છે. કામમાં લાગી જાઓ. મૃત્યુ દિવસે દિવસે નિકટ આવતુ જાય છે. પછી કરીશું, એમ કહીને બેસી ન રહેવું નહિં તો કંઈ નહિં થાય. *

* હિન્દીના આધારે.




# લીંબુનો ઉપયોગ.

( વૈદ્યકના પુસ્તકમાંથી ઉતારો )

૧.

લેખક—શ્રીયુત્ પરી બચુભાઈ અમરતલાલ.

ગરમ પાણીમાં લીંબુ નીચોવીને સાકર અથવા ખાંડ સાથે પીવાથી લીવર (પેટ) સુધરે છે

કાચના પ્યાલામાં દૂધ ભરીને, તેમાં લીંબુ નીચોવવુ તેથી માખણ જેવા ફોદા થઇ જશે. તે વારે ઘડીએ મ્હોંપે લગાડીને ખૂબ માલીસ કરવાથી ખૂબસુરતી વધેછે

લીંબુના રસમા સાકર અને ટંકણખાર નાખીને મ્હોંપે ઘસવાથી પણ ઉપર મુજબ થાય છે

ખાંડમા લીંબુ નીચોવીને ( અથવા એકલુ લીંબુ ) માથાના વાળમાં ઘસવુ તેથી ખોડો નાશ પામે છે

ગરમ પાણીમાં લીંબુ નીચોવીને પીવાથી જાડા માણસના શરીરની વધારાની ચરબી તથા મેદ ( નકામો ભાગ ) નીકળી જાય છે.

લીંબુના રસમા પાણી અને જોઇતી ખાંડ અથવા સાકર મેળવીને પીવાથી સ્વાદિષ્ટ શરબત થાયછે અંદર બરફ નાંખવાથી મીઠાશ બહુ વધેછે, પેટને ફાયદાકારક છે

કાચના પ્યાલામાં તાજુ ગરમ કરેલું દૂધ આશરે એક પાઇન્ટ ( વીશેક આઉંસ ) લઇને તેમાં અરધો પાઇન્ટ લીંબુનો રસ મેળવવો અને જોઇતી સાકર અથવા ખાંડ તેમા નાંખવી. બહુ સ્વાદિષ્ટ ને રંગદાર શરબત બને છે

૮ ચ્હા અથવા કોફિમા લીંબુ નીચોવીને પીવાથી માથાનું દરદ જાય છે.

૯ ન્હાવાના પાણીમા બે ત્રણ લીંબુ નીચોવીને ન્હાવાથી શરીરનો મેલ નાશ પામે છે

૧૦ કોઇ ઝેરી જંતુ કરડયું હોય, તો ડંખ ઉપર લીંબુ નીચોવવાથી તે ડંખનો નાશ થાય છે.

૧૧ મીઠામાં લીંબુ નીચોવીને તે કપડાં ઉપરના ડાઘા પર ઘસી, તેને તડકે સુકવી ધોઇ નાંખવાથી ડાઘ જતા રહે છે

૧૨ ગરમ પાણીમાં લીંબુ નીચોવીને તે પાણીથી દાતણ કરવું—દાંત સાફ રાખશે.

૧૩ કાચના વાસણમાં લીંબુ નીચોવીને તેમાં ગરમ પાણીનો હોટ પ્યાલો ઉમેરવો. પછી બગડેલી ટોપી અથવા વસ્ત્રને ખૂબ ઘસવુ અને ઠંડા પાણીથી તે ધોઇને સુકવી નાંખવાથી તે સાફ થશે

૧૪ લીંબુને દાળ તથા શાકમાં વાપરવુ અને ખાવામાં તેનો પુષ્કળ ઉપયોગ કરવો. તેથી લોહી સુધરે છે પેટ બગડતુ નથી

તથા "સ્કર્વી" નામનું લોહીના બિગાડનું દરદ—જેથી દાંતમાંથી લોહી નીકળી દાંત નબળા પડી જાયછે એ વીગેરે નુકશાન થાય છે, તે દરદ નાબુદ થાયછે.

૧૫. લીંબુનો રસ પાણી અથવા સોડા સાથે પીવાથી પણ પીણું મીઠું લાગે છે અને ફાયદો કરે છે.

૧૬. નખ અને હાથ પરના શાહી વગેરેના ડાઘ લીંબુ ઘસવાથી જાય છે.

** લીંબુના ઉપયોગ માટે બને ત્યાં સુધી તાજું લીંબુજ વાપરવું. લીંબુ ન મળતાં હોય ત્યારે લીંબુનો રસ વિલાયત (વેસ્ટ ઇન્ડીઝ)થી તૈયાર આવે છે. તેમાં દારૂ (સ્પીરીટ)નો ભેગ હોતો નથી, તે વાપરવો. લીંબુનો રસ પીવાથી આપણું મગજ શાંત બને છે, શરીર આરોગ્ય રહે છે, અને મન ઉમંગી થાયછે. મેલેરિયા (ઝેરી વાયુ)ના તાવમાં તે બહુજ સારી અસર કરે છે.

## ૨.
## (મળેલું.)

લીંબુ, નારંગી, ચીકોત્રાં, સંતરાં, મોસંબી, પપનસ, ગલગલું લીંબુ, બીજોરૂં, વગડાઉ લીંબુ, ઇત્યાદિ લીંબુની જાત છે લીંબુનો ઉપયોગ ઘણાં કામોમાં થાય છે. લીંબુના રસમાં ઘણાંક રસાયન ઔષધો તૈયાર થાય છે. લીંબુ રુચિકર અને પાચક હોવાથી ઘણાક લોક ભોજનમાં ભાત તથા શાક ઉપર નીચોવી ખાયછે, તેથી કરીને તે પદાર્થમાં સારો સ્વાદ આવે છે.

કાગદી લીંબુ: ખાટું, ઉષ્ણ, પાચક, દીપક, લઘુ, આંખોને હિતકર, અતિ રુચિકર, તીખું તથા તુરૂં છે, અને કફ, વાયુ, ઉધરસ, ઉલટી, કંઠ રોગ, પિત્ત, શૂળ, ત્રિદોષ, ક્ષય, મલ-સ્તંભ, બદ્ધગુદોદર, વિષૂચિકા, ગુલ્મ, આમવાત, તથા કૃમિનો નાશ કરે છે. એ પાકેલાં હોય તો વધારે ગુણવાળાં છે.

ઉપયોગ:—(૧) અજીર્ણ ઉપર:—ભોજનના પહેલાં લીંબુ, આદુ અને સિંધવનું સેવન કરવું, એટલે અજીર્ણ દૂર થઇ અગ્નિ પ્રદીપ્ત થાય છે; તથા વાયુ, કફ, મલબદ્ધતા અને આમવાતનો નાશ થાય છે.

(૨) પાચક લીંબુ:—લીંબુ અને મીઠું થર ઉપર થર કરી માટલામાં દાબી રાખવાં અને તે સારાં આથવાં. પછી તેમાંથી એક એક લીંબુ દર રોજ ખાવા આપવું. એટલે અજીર્ણ વિકાર વગેરે દૂર થઇ અગ્નિ પ્રદીપ્ત થાય છે; અને મ્હોંમાં સ્વાદ આવે છે.

(૩) વિષૂચિકા (કૉલેરા) (૧) આ દરદ ન થવા માટે:—દરરોજ બે લીંબુનો રસ—ભોજનમાં અથવા સાકર સાથે સેવન કરવો એટલે કોલેરાની દહેશત રહેતી નથી

(૨) આ દરદ મટવા માટે:—લીંબુના રસમાં સાકર નાખી સરબતી પાક કરી રાખવો; અથવા કાંદા (ડુંગળી) ના રસમાં તેનું સેવન કરવું.

(૪) આંખો આવે તે ઉપર:—દાંતવણ અને અફીણને લીંબુના રસમાં લોખંડના તવા ઉપર ખરલ કરી આંખો ઉપર લેપ કરવો કિંવા લોખંડનો કાટ તથા દાંતવણ એકત્ર કરી લીંબુની ચીર ઉપર ભભરાવી પીળા કપડામાં પોટલી બાંધી તે આંખોપર ફેરવવી, એટલે આંખોમાં ગેળ આવે છે તે અને ખરજ, રતાશ વગેરે સર્વ નેત્ર વિકારો દૂર થાયછે.

(૫) પિત્ત શમન થવા માટે:—લીંબુનો રસ અને સાકરનું સેવન કરવું.

(૬) ઉલટી ઉપર—સાકરમાં મીઠાં લીંબુનીરાખ મધમાં આપવી.

મીઠાં લીંબુ:—મધુર, સ્વાદિષ્ટ, શીતળ પુષ્ટિકરક અને ધાતુવર્ધક છે. તે વાયુ,પિત્ત, કફ, ઉલટી, શોષ, વિષરોગ, રક્તરોગ, અને અરૂચીનો નાશ કરે છે—શ્રમ મટાડે છે.




લેખકઃ—બ્હેન સૌ. "હ—."

૧.

## સંદેશઃ

દૂધ ફાટી ગયેલું હોય તેને શીખંડનું દહીં બાંધીએ તે પ્રમાણે બાંધવું તેમાંથી પાણી નીતરી જાય તે ઉપર કુચા રહે એટલો વખત રાખવું. કુચાને નીસા ઉપર મેળા જાય ત્યાં સુધી વાટવા. પછી દૂધ શેર હોય તો નવટાંક ખાંડની ચાસની કરવી અને તેમાં વાટેલા કુચા નાંખી હઈ હલાવવું. હરે એવું થાય એટલે ચમચામાં ભરી ભરીને થાળામાં રહેજ ઘી ચોપડીને ચકતીઓ પાડવી. બંગાળામાં આ મીઠાઈ ઘણા પ્રકારની બનાય છે અને ત્યાં ઘણી વપરાય છે. એટલે ત્યાંના લોકો દૂધને ખાસ ફાડી નાંખીને તે બનાવે છે. આપણી તરફ દૂધ ફાટી જાય તો તે નકામું થાય છે. પણ ઉપરની મીઠાઈ કરવાથી તે દૂધ ઉપયોગી થશે. આ બનાવટને સંદેશ કહેવામાં આવે છે.

૨.

## સાબુદાણાના લાડુઃ

શેર સાબુદાણા (સાબુ ચોખા)ને દૂધમાં પલાળવા. અંદર કણી રહે નહિં એમ બરોબર પલળી જાય એટલે ઘીમાં થોડા થોડા નાખી તળવા. પછી બશેર ખાંડની ચાસણી કરી તેમાં તળેલા સાબુદાણા નાખવા ને એલચી કેસર નાખવાં પછી થાળામાં ઘી ચોપડી ઢાળી દેવું અથવા લાડુ વાળવા.




## એક બ્હેનનો પત્ર.

શ્રીયુત્ મહાશય,

આપનો કંઈક પ્રોત્સાહન અને કંઈક આશ્વાસન યુક્ત પત્ર મળ્યો. ઉપકાર થયો. આપ લખો છો તે સત્ય છે. દરેક મનુષ્ય તેને જે પ્રકારની શક્તિ અર્પાઈ હોય, તે મુજબના જ કાર્ય તેટલા જ પ્રમાણમાં કરી શકે. અમુક કામ કરવાની યોગ્યતા પોતાનામાં છે કે નહિં,

અને છે તો કેટલી છે તે જાણી સમજીને જ માણસે અનુકૂળ માર્ગ ગ્રહણ કરવો જોઇએ પણ ઇચ્છા, પ્રયત્ન, ખંતથી પોતાની નૈસર્ગિક શક્તિમાં માણસ વધારો કરી શકે એમ હું ધારૂં છું.-છતાં પ્રતિકૂળ સંજોગોમાં જે કંઈક પોતાનાથી બની શકે તે કરવું, એ સિવાય બીજો કંઇ રસ્તો જ નથી. મારા અલ્પ વ્યવસાયને 'સેવા'નું રૂપ આપીને આપ મને શરમાવો છો. ફક્ત કાળ નિર્ગમનને અર્થે જ હું એવું કંઇક કંઇક કરૂં છું. 'સેવા' માર્ગની ઇચ્છા તો અતિ પ્રબળ છેઃ શક્તિ છે કે નહીં તે પ્રભુ જાણે; પણ હાલ હૃદય માત્ર આશામાંજ વિરમે છે.

કેટલાક સમયથી વિધવાઓનો પ્રશ્ન મારા મગજમાં ઘોળાયાં કરે છે, આ અત્યંત ગૂંચવાડા ભરેલો પણ મહત્વનો પ્રશ્ન છે એ તો સમજુઓ જાણે છે જ. પણ મને લાગે છે કે એ પ્રશ્નની જેટલી ચર્ચા થઇ થવી જોઇએ તેટલી નથી થતી. સંસાર સુધારા પરિષદ્ પણ ઠરાવો પસાર કર્યા ઉપરાંત બીજું વિશેષ કરતી હોય એમ મને પોતાને તો નથી લાગતું. કારણ પણ ખુલ્લું છે. એનું મહત્વ સમજનારા જ સમજે છે. બીજા ઘણાક એ સવાલને નિર્જીવ અથવા અજથ્ય માને છે અને તેનાથી તટસ્થ રહે છે. પુનર્લગ્ન એજ વિધવાઓની મુક્તિનો ઉપાય નથી ઇચ્છાવાળી, યુવાન બાળાઓ ભલે એનો ઉપયોગ કરે તેઓને એમ કરતાં અટકાવવી એ પાપ છે, એટલું જ નહીં: તેમને માટે તો એ જ તેમની મુક્તિનો ઉપાય છે. પણ, જેમને એવી ઇચ્છા ન હોય તેવી વિધવાઓનું શું ? એવી સ્ત્રીઓએ પોતાના નિર્વાહને માટે કુટુંબીઓનો હુકમ ખમ્યાં કરવો અને જીવનને નિરર્થક બનાવી મૂકવું ? આપણા સમાજના મોટા ભાગને આ પ્રશ્ન જ હાસ્યાસ્પદ લાગશે. જીવન ટકાવી રાખવા પૂરતાં વસ્ત્ર–ખોરાક મેળવીને કષ્ટમય જીવન કુટુંબીઓની સેવામાં પૂરૂં કરવા સિવાય વિધવાને બીજું કર્તવ્ય શું રહ્યું ! આ જ વિચાર સમાજનો મોટો ભાગ-કેળવાયલો વર્ગ પણ ધરાવે છે. કુટુમ્બની સેવા એ પણ સેવા જ છે, એની ના નહીં કહી શકાય. જે માણસ કુટુંબસેવા કરી શકે, તે જ બીજા પ્રકારે સેવા કરવાને લાયક થઇ શકે પણ દરેક કુટુંબને એવી એકાદ સેવિકાની જરૂર હોય છે જ, એવું કંઇ નથી. જે કુટુમ્બોમાં તેની જરૂર ન હોય ત્યાં વિધવાએ રહીને સ્હેજ પણ બોજારૂપ ગણાવું અને વ્યર્થ જીવન ગૂમાવવું, એ પવિત્ર વૈધવ્યની મશ્કરી છે મારા વિચાર પ્રમાણે વનિતાવિશ્રામ જેવી સંસ્થાઓમાં જ એવી સ્ત્રીઓનો વાસ હોવો જોઇએ. તેમનાં સેવા મંડળો સ્થપાવાં જોઇએ દુષ્કાળ, પ્લેગ, ઇન્ફ્લુએન્ઝા, વિગેરે પ્રસંગે એ મંડળો અમૂલ્ય સેવા કરી શકે તેમને માટે ઉદ્યોગગૃહો સ્થપાવાં જોઇએ. લાખો જીવનો નિરર્થક વ્યતિત થાય છે, તેનો આ ગૃહોમાં ઉપયોગ થવાથી પ્રશંસનીય દેશસેવા થઇ શકે. અવશ્ય આ બધું ત્યારે જ થઇ શકે, જ્યારે વિધવાઓને ઉદારતાથી કુટુંબીઓ મુક્ત કરવા તત્પર થાય. અને વિધવાઓ પોતે તે માટે તૈયાર થાય. આપનાં તરફ અમદાવાદના વનિતાવિશ્રામના વ્યવસ્થાપક શ્રી સુલોચના બ્હેનની પ્રવૃત્તિ પર હમેશાં મારૂં ધ્યાન રહે છે. એમનો પ્રયાસ સ્તુત્ય છે, એમ કહેવાની પણ ક્યાં જરૂર છે ?

આપની સહાનુભૂતિ માટે ફરી આપનો ઉપકાર માનું છું.

લિ. * * * ના વન્દેમાતરમ્.

# સુન્દરી સુબોધ ** માસિક વધારો.

આપણાં બાળકો ઉપર દેશનું ભવિષ્ય આધાર રાખે છે,–આપણી બ્હેનોના હાથમાં બાળકોનું અને આપણું પરમહિત છે, તથા આપણા બન્ધુઓની સહાય વિના પ્રગતિ થવી કઠિન છે: આથી-પોતાનામાં તેમજ સ્ત્રીઓ, પુરૂષો, અને બાળકો,-સર્વમાં સદાચાર અને સુવિચાર, તથા ઉદ્યોગ, સત્ય, પ્રેમ અને ત્યાગનું પ્રાકટ્ય થાય, એમ નિરન્તર પ્રયત્ન કર્યા કરવો, એજ ભારત સંતાનોનું ખરૂં દેશવ્રત છે

પુ. ૧૭ મું. ] માર્ચ–એપ્રિલ, ૧૯૨૦. [ અંક, ૩–૪.




## कर्म नाश थतुं नथी.

सूर्य अस्ताचळ पर्वत उपर अवतरण करे छे; परन्तु जे प्रभा ते पोतानी पाछळ मूकी जाय छे, ते यात्रिक जनने तेना दूर गृह सुधी नयन करेछे.

वनमां वृक्षो पडी जाय छे; परन्तु कालान्तरे तेनुं रुपान्तर थइने रहेना कोयला थने छे अने जगत्ने जीवननी उष्मा पूरी पाडे छे.

प्रवालनो कीडो मृत्यु पामे छे; परन्तु जे खडको ते उभा करे छे, ते मोटा जळप्रवाहोना तरंगने तोडी नांखे छे अने सागरना अंतरमां महाद्वीप बनी जनकल्याणनुं स्थान बने छे.

आपणे जीवीए अथवा मरण पामीए; पण जे शुभ अथवा अशुभ कर्म आपणे आचरीए छीए, ते आपणा देह साथे क्षय पामतुं नथी; ते तो चिरकाळ पर्यन्त सजीवज रहे छे अने रहेनुं शुभ अथवा अशुभ फळ आपणने तथा जगत्ने आप्यां करे छे.

–शंकरराय अमृतराय कृत
नीति प्रभावनी अक्षयता:–उपरथी.
(–"आर्यवत्सळ"मांथी.)




# બાનુઓની બહાદૂરી.

લેખકઃ-શ્રીયુત્ જન્મશંકર "લલિત."

( ગઝલ. )

૧.

જમાનો બહાદૂરીનો આ,
 જરા, બાનુ ! જૂવો છો કે ?
બજે પડઘમ અને બ્યૂગલ:
 દિલે બેગમ ! સુણો છો કે ?

જવાનોને કદમ કુચે
 જતા, બાનુ ! જૂવો છો કે ?
જીવન—જય, દેમ-દમ. ગાતા.
 દિલે બેગમ ! સુણો છો કે ?

કહો, બાનુ ! સિપાહી આ,
 હતા બાલક કદિયે કે ?
ભરી છાતી દૂધે પાયાં
 હશે કોણે ?—કહેશો કે ?

૨.

ન શું, બાનુ ! તમારે ચે
 સ્વદેશી ઝૂઝવાનું કે ?
પ્રભુ—દીધ દેશભાવ્યરે
 અગ્ર મૂર્તિ થવાનું કે ?

જવાંમર્દોની માતા તો
 ખુમારીભર જૂવે છે હો !
ન એશારામ, પણુ દિલ—હામ,
 હુશિયારી ભરે છેઃ હો !

ખુદાની રાહમાં, બાનુ !
 હવે તો આપણે છીએ,
અને હમદીનીમાં દર્દી,
 દીવાનીનાં, દર્દે કરીએ !

# અશ્રુમાળ.

લેખક—શ્રીયુત્ "સ્નેહ સાગર"

( આસો માસો શરદ પુનમની રાતજો—એ રાગ. )

હૃદયગિરિમાં સરવર મૌક્તિકથી ભર્યું,
અમી ભરેલું મા ! દિવ્ય રહે અનૂપ જો;

ક્રૂર વિશ્વના ક્રૂર હૃદયથી એ કદિ,
ઉભરાયે, મા ! વ્હેતાં મૌક્તિક બ્હાર જો.

એક દિનનાં સુખથી છકતા લોક, મા !
પીડતા ત્હારૂં રંક નમેરૂં બાળ જો,

ને વ્હેતું એ હૃદયઝરણુમાં પૂર કૈ,
મૌક્તિક ઝરતાં, દિવ્ય નયન બે વ્હેણુ જો.

મા ! સભાડું કહી તું, પિતૃ કોક દી,
આહૂ મીઠાં ચુમ્બન સ્નેહભર્યાંય જો,

નિરાશાની ન્હડતી ભરતી સરોવરે,
ને વ્હેતાં મા ! દૈવી મૌક્તિક બ્હાર જો.

હૃદયઝરેથી ઝરતાં એ કૈ મોતીડાં,
ઝીની લેતાં હૃદય અતિ ઉભરાય જો,

મોધામૂલાં મૌક્તિક ઝરતાં નિત્ય જે,
ઝીલી ઝીલી ગૂંથી માળા એક જો.

છૂપાં મ્હારાં મોતીડાં અમૃત ભર્યાં,
આજે પ્રકટે માળા થઈને માત ઓ !

રંક કહે છે વિશ્વ સુજને આજ, મા !
પણ મ્હારે-એ છાનાં મોતી અમૂલ જો

છૂપાં રાખ્યાં હૃદયગૂહામાં કૈંક દી,
આજે માળા અર્પું મા ! તુજ કંઠ જો,

અશ્રુ મ્હારાં ગૂઢ જગત જાણે નહીં,
અન્ધ જગત, મા ! તુજને અર્પું માળ જો.

—❀—

# " કદિક મુજને યાદ કરજો ! "

લેખકઃ—બ્હેન સૌ. "ચારૂ."

( શિખરિણી. )

૧

વસંતે સંધ્યાએ ઉપવન મહીં પ્રિય ! ફરતાં,
અહો પુષ્પો કેરી પરિમલ મીઠી સુગ્ધ કરતા;
અહે પુષ્પો જેવી મૃદુલી દયિતા હોય કદી જો,
અરે, તેવે કાળે કદીક મુજને યાદ કરજો.

૨.

શરદ્ જ્યોત્સ્ના કેરા શીતળ કરમાં સ્નાન કરતાં,
અગાસીમાં વ્હાલી સહ અતિશ પ્રેમે વિહરતાં,
નિહાળો પ્રિયાનું વદન શશિ શું સ્નેહભર જો,
અરે, તેવે કાળે કદીક મુજને યાદને કરજો.

૩.

સુધાંશુના જેવો રમણીય શિશુ હાસ્ય કરતો,
પ્રિયા અંકે પોઢી કદીક રમતો પ્રિય ! નીરખો;
પ્રિયાને શિશુનું મુખ કદી ચુમો સ્નેહ થકી જો,
અરે, તેવે કાળે કદીક મુજને યાદ કરજો.

૪.

નભે ઘેરાઇને ઘન કદી કરે ગર્જન અતિ,
અને સૌ દિશાએ વિજળી અતિ હોયે ચમકતી:
બ્હીધેલી પ્રિયાને હૃદય ધરીને શાંત કરજો,
અરે, તેવે કાળે કદીક મુજને યાદ કરજો.

૫.

તમો શીરે વ્હાલા ! સુખરવિ સદા કાળ તપજો,
દુનીયાનાં દુઃખો તમથકી સદા દૂર વસજો;
તજેલી આણી છું, તદપિ કદીયે યાદ કરજો,
તમોને અર્પેલા હૃદય મહીં છે સ્થાન સ્મરજો.

# સૂર્યાસ્ત.

લેખક:-એક સ્ત્રી.

(શિખરિણી)

કુસુમોદ્યાને હું રમતી ફરતી, ફુલ વીણતી,
દૂરે જાતો ભાનુ સખી સહ નિહાળી રહી હતી,
હતું પાસે મોટું સરવર અતિશે નિરમળું,
સુનેરી સંધ્યાનાં કિરણ દળથી રમ્ય દિસતું.

વિહંગો જાતાં'તાં સહુય મળી કલ્લોલ કરતાં,
પથિકો બિચારા તરુવર તળે શ્રાંત પડતા;
દૂરે સુણાતા'તા ક્વચિત સુર, ગોપાલક તણા,
હતા સામે તીરે મધુર શુભ ઘંટારવ થતા.

દુખી જોવો ભાનુ પૃથિવી દીનતાથી નિરખતી,
"વિયોગે શી થાશે ગતિ મુજ તણી!"—એમ વદતી;
થઇ શોકે ઘેલી તદપિ ધીરતા ધારણ કરે,
પરાર્થે સ્વામીને સતી રમણી ના રોકિત કરે.

પરન્તુ હું તો આ પૃથિવી દુઃખથી શોકિત બની,
ગઇ ચાલી ત્યાંથી કુસુમ કુમળાંને ત્યજી દઇ,
સખી બોલી ધીમે "રડીશ નહીં આ સ્હાંજ સમયે,"
"ન શાને રોઉં, જો કુદરત કદિ ક્રૂર બને!"

---

# સ્નેહ—મંદિર.

લેખક:-શ્રીયુત્ "આનન્દ મૂર્ત્તિ."

સ્નેહના મંદિરે વ્હાલા, સ્નેહીઓજ પધારતા,
સ્નેહે સ્નેહાળ-હૈયાંઓ, વ્હાલથીજ વધાવતા.
બાહ્ય ને શિષ્ટ-આચારો, સ્નેહી ના જરી જાણતા,
સ્વતંત્ર સ્નેહના યોગી, મસ્ત છે સ્નેહ-મંદિરે.

વિકાસે કમળો તાજાં, રવિના કર-સ્પર્શથી,
સ્નેહીનાં મૃદુ હૈયાંઓ, વિકાસે સ્નેહ-યોગથી.
સમાધિ સ્નેહની પામે, સ્નેહીઓ સ્નેહ-મંદિરે,
સ્નેહીને તે સમાધિમાં, સ્નેહ-સત્ય પ્રભુ મળે.

સ્નેહના મંદિરે સ્નેહી, સ્નેહ-સૂત્ર લખી મૂકે,
"સ્નેહીને સ્નેહની સેવા, સદા સ્નેહે સમર્પવી".




# ઇસ્લામી ધર્મમાં સ્રીનું સ્થાન.

( ઇંગ્રેજી ઉપરથી )

લેખકઃ–શ્રીયુત્ "R—."

૧.

**અન્ધકાર યુગનો સમય.**

કોઇ પણ ધર્મ અથવા સમાજની સ્થિતિ,–ત્હેની ઉન્નતિ અથવા અવનતિ, ત્હેનો વિકાસ અથવા સંકોચ,–તે સંસ્થા અથવા મંડળની સ્રીઓ ઉપર આધાર રાખે છે. તેથી અમુક ધર્મ વિશે ચોક્સ માહિતી મેળવવી હોય,–ત્હેના અનુયાયીઓ ઉપરના ત્હેના કાબુ અથવા ત્હેની સત્તા વિષે યોગ્ય જ્ઞાન પ્રાપ્ત કરવું હોય, તો ત્હેમાંની સ્રીઓ વિષેજ પ્રથમ જાણવું જોઇએ. આથી પ્રસ્તુત વિષયને અંગે કાંઇ વિચાર કરવો હોય, તો જ્યારે ઇસ્લામ જન્મ પામ્યો; પોતાનો સન્દેશ ત્હેણે જગતને સુણાવ્યો અને સંસારના ઉત્કર્ષક્રમમાં સ્થાન મેળવ્યું, ત્યારે ત્હેની જન્મ ભૂમિમાં જનસમાજ–અને ખાસ કરીને સ્રીઓને લગતા જે રીત રિવાજો તથા વ્યવહારનિયમો અને ત્હેની અસરો ચાલુ હતી, તે જાણવું અગત્યનું છે. પયગમ્બર હઝરત મહમ્મદ સાહેબની પ્હેલાંના સમયને ઇસ્લામીઓ અન્ધકાર યુગ કહે છે. આ કાળમાં આરબસ્થાન અને ત્હેની આસપાસના પ્રદેશમાંના સ્રી સંબન્ધી વ્યવહારમાં, અનેકપત્નીત્વ (બહુ સ્રીઓ સાથે પરણવા) નો રિવાજ ઘણો પ્રસરેલો અને અનિયંત્રિત જોવામાં આવતો હતો. આરબોમાં સ્રીનું સ્થાન માલિકીની વસ્તુઓમાં હતું. તે પોતાના પિતા અથવા પતિની મિલ્કતનો ભાગ ગણાતી. છતાં આ અનેકપત્નીત્વનો ચાલ હાલના વખતમાં જે અર્થમાં સમજવામાં આવે છે, એવો નહિં હતો. પણ યાહુદી લોકોની પિતૃ–અધિકાર સંસ્થાઓને અંગે ચાલતી પૃથાના જેવો હતો. ઇરાન દેશમાં લગ્નનો કોઇ લોકમાન્ય નિયમજ ન્હોતો અને નજદીકના કેટલાક દેશોમાં તો અનેકપત્નીત્વનો રિવાજ અતિ ત્રાસદાયક રીતે અભિવૃદ્ધિ પામ્યો હતો.

સ્રીઓને પડદામાં પુરી રાખવાનો રિવાજ પણ ઇસ્લામી ધર્મની શરૂઆતની પ્હેલાં લોકોમાં હતો, તેજ ચાલુ છે. આથી જો કે મુસલમાની ધર્મે જેમ બીજા અનર્થકારક રિવાજો બંધ કર્યા, તેમ આને દૂર કર્યો નહિ, એ ખરૂં છે,–છતાં તે ચાલ એ ધર્મેજ દાખલ કર્યો એમ નથી. જે રિવાજો બંધ થયા, ત્હેમાંથી દુષ્ટમાં દુષ્ટ રિવાજ બાળકીઓને જીવતી દાટી દેવાનો હતો! કોઇ જંગલી વ્હેમથી, અને આર્થિક તથા લશ્કરી કારણોને લીધે

આ ક્રૂર રિવાજ પયગમ્બર સાહેબનાં વખત સુધી લોકોમાં ચાલુ હતો, અને તે ત્હેમણે રાખ્તમાં સખ્ત શબ્દોમાં ધિક્કારી કહાડયો છે

પરન્તુ એટલું સ્વીકારવુ પડશે કે આ રીત રિવાજો શહેરોના હતા, ગ્રામ્ય પ્રદેશમાં તે પ્રચલિત ન્હોતા અને અન્ધકાર યુગના આરબો વિશેના સામાન્ય ખ્યાલ શહેરના લોક જીવનના પયગમ્બર સાહેબના અનુભવો ઉપરથી આવેલા છે,-રણ (ગ્રામ્ય) પ્રદેશની સાધારણ જિંદગી ઉપરથી નહિં. ભટકતા બિલાવી (બદાઉન જાતિના આરબ)ના

**રણ પ્રદેશની સ્વતંત્રતા.**

જીવન અને રહેઠાણની વસ્તુસ્થિતિ જૂદી હતી અને તેથી ત્હેની જરૂરિયાતો અને વ્યવહાર સંસ્થાઓ પણ જૂદીજ હતી કેટલાક લેખકોના આધાર મુજબ, અને પ્રાચીન કાવ્યો તથા દંતકથાઓ જોતાં સમજાય છે કે રણમાં રહેનારી આરબ સ્ત્રીઓ સ્વતંત્ર હતી, અને તેઓ મિલકતની વસ્તુ નહિં ગણાતાં પૂજ્ય દેવી તરીકે માન પામતી. રણમાં રહેનારા શૂરવીરો તરફથી અસહાય યુવતીઓને જે મ્હોટું સન્માન અપાતુ, તે આપણને મધ્યકાલીન યૂરોપના નાઇટ્સ ની "સ્ત્રી-બહુમાન વૃત્તિ" (Chivalry) નું સ્મરણ કરાવે છે. જનાનાનો રિવાજ બિલકૂલ ન્હોતો અને સ્ત્રી પોતાની પસંદગીથી લગ્ન કરી શકતી તથા પતિએ બીજી સ્ત્રી સાથે પોતાની હયાતિમાં વિવાહ કરવો નહિં એમ પણ બાંધણી ત્હેની સાથે કરી શકતી પોતાને મળવા આવનાર પુરૂષનું આતિથ્ય તથા ત્હેની સાથે વાતચીત તે કરી શકતી અને વીરત્વના કામો કરવાને સ્ત્રીઓએ કઈંક શૂરવીરોને ઉશ્કેર્યાના દાખલા વાંચવામાં આવે છે ત્હેનો વીર-પતિ પોતાની કીંમતીમાં કીંમતી પ્રસંશા પત્નીના મુખથી મળતી. ત્હેનેજ સમજતો અનૌરસ બાળકનો જન્મ એ કદિ ભૂંસી શકાય નહિં એવો શ્યામ ડાઘ ગણાતો અને આરબોની કોઇ પણ જાતિને કડવામાં કડવુ મ્હેણું દેવાય તો એ હતું કે-"ત્હેના પુરૂષોની પાસે આપવાનું હૃદય નથી અને ત્હેની સ્ત્રીઓના દિલમાં ના કહેવાની વૃત્તિ નથી!"

આ લોકો એક પરમેશ્વરનેજ માનતા અને પૂજતા, પણ શ્રી કુરાનમાં કહ્યું છે તેમ "ત્હેને તેઓ સોબતીઓ આપતા". સ્ત્રીઓ વિષે લોકવૃત્તિ કેવી હતી, એ બહુ સુન્દર રીતે સમજી શકાય છે! આ લોકોની ધર્મ વ્યવસ્થામાં પણ સ્ત્રીઓ દેવીરૂપ ગણાઈ "ઇશ્વરની પુત્રીઓ" તરીકે પૂજવામાં આવતી હતી

દરેક પ્રજાનાં કાવ્યો અને દંતકથાઓ ત્હેનુ જીવન તથા આદર્શો પ્રતિબિંબિત કરે છે. પ્રાચીન આરબસ્થાનમાં આથી જોઇ શકાય છે કે એ દેશમાં તે સમયમાં સ્ત્રીઓ માટે જે પૂજ્યભાવ હતો, તે હાલના વર્તમાનમાં રહ્યો નથી. પુરાણ સ્ત્રી-સન્માન વૃત્તિનો એક દાખલો "અન્તારાહ"ના * વીર કાવ્યમાં બહુ સુન્દર રીતે આપેલો છે.

**"અન્તારાહ"નું વીર કાવ્ય**

*"અન્તારાહ" (અથવા "અન્તાર")નું રણકાવ્ય હઝરત પયગમ્બર સાહેબના કાળ પ્હેલાંની આરબ પ્રજાનું બહુ સારૂં દર્શન આપે છે. અન્તાર એક આરબ શેખનો અનૌરસ પુત્ર હતો. તે એક હબસી દાસીને પેટ જન્મ્યો હતો તેથી શેખના કુટુમ્બમાં ઉછર્યો

"આ રણુગીતના નાયકનો અન્ત કાળ પશુ-સ્ત્રીઓના સંરક્ષણ અર્થે પ્રાણ આપવામાં-એના હૃદયની જે કામમાં અત્યન્ત ખુશાલી હતી, તે કર્તવ્ય કરવામાંજ ગયો. (દગાથી જખમી થયેલો ) અન્તાર એક સાંકડી નેળમાં એકલો રહ્યો અને પોતાની સાથેના સ્ત્રી વર્ગને રક્ષણ મળે એવી કોઈ જગોએ ચાલ્યા જવાની સૂચના કરી. પોતે બખ્તર સાથે ઘોડા ઉપર બેસીને ત્હેને નેળમાં ઉભો રાખ્યો, અને મરણતોલ જખમી થયા તથા અત્યંત દેહ કષ્ટ સહન કરવા છતાં ફક્ત એક ભાલાનો ટેકો કરીને તે ત્યાં જ રહ્યો. થોડા વખતમાં ત્હેણે પ્રાણ ત્યજ્યો. પણ જ્યારે પાછળ પડેલા દુશ્મનો આવી પહોંચ્યા, ત્યારે ત્હેમણે તો અન્તારને ઘોડા ઉપર બેસીને પોતાની રાહ જોતો જોયો. આ જોઈને તેઓ થથરીજ ગયા! કારણ કે શૂરવીર અન્તાર-ઘણો જખમી હોવા છતાં-ત્હેના ત્રાસદાયક ભાલાના વર્તુલમાં આવી શકે એવી હિંમત આખા આરબસ્થાનમાં કોઇની નહિં હતી. અને તેઓ જાણતા ન્હોતા કે અન્તાર મરણ પામ્યો હતો. આખરે ઘોડાના સ્હેજ હાલવાથી ભાલા ઉપરનું વજન ખસ્યું અને ત્હેનું મડદું જમીન ઉપર પડયું દુશ્મનોએ પણ ત્યારેજ જાણ્યું કે નેળનું રક્ષણ આ વીરનરના શબ વડે થયું હતું! જિંદગીમાં તેમ મરણમાં અન્તાર પોતાની પ્રજાનો આદર્શનાયક હતો અને "ભય અથવા દોષ" ત્હેના હૃદયને કિંચિત્ પણ લાગુ પડી શકે તેમ ન્હોતાં."

હતો, છતાં બીજા પુત્રોની સમાન એને ગણવામાં આવતો નહિં. અન્તારમાં ન્હાનપણથી અતુલ બળ, અદ્ભુત પરાક્રમ, અસાધારણ બુદ્ધિ, વિરલ સત્યપ્રિયતા અને અત્યંત અમાનુષી, પ્રેમવૃત્તિ જોવામાં આવતા હતા. ગ્રીસમાં હર્ક્યુલીસ, ઈરાનમાં રૂસ્તમ પહેલવાન તથા હિન્દુસ્થાનમાં પાંડવો પૈકી ભીમસેનના જેવીજ શક્તિ ત્હેનામાં જન્મથી હતી. તે પોતાના બાલ્ય કાળમાંથીજ અબ્લા નામની એક આરબ કુમારિકા, જે શેખની ભત્રીજી હતી, ત્હેને અનિવાર્ય પ્રીતિથી ચ્હાવા લાગ્યો. પણ એનો મુખ્ય દોષ એ હતો કે સીદણને પેટ જન્મ્યો હોવાથી ત્હેના શરીરનો રંગ કાળો-હબસીના જેવોજ હતો. અનેક પરાક્રમો કરીને ત્હેણે ઘણી કીર્તિ મેળવી. આખરે ત્હેના પિતાને પોતાના ઔરસ પુત્રોમાં ત્હેને સ્થાન આપવાની ફરજ પડી. પરન્તુ અબ્લા સાથેનું લગ્ન તો હજુ દૂરનું દૂરજ હતું! તે જેવો શૂરવીર હતો, ત્હેવોજ-નિખાલસ હોવાથી ત્હેના હૃદયની કથા બ્હાર પડી ગઇ હતી આરબોમાં-ખાસ કરીને ઉંચા કુળના શેખોમાં-હબસીને પુત્રી પરણાવવા સામે ઘણો અણગમો હતો. પણ અન્તારે હજી પણ વધારે જબરાં પરાક્રમો કર્યાં અને છેવટે ઈરાનના શહેનશાહને ... કરીને ત્હેની પાસે પણ પોતાની યોગ્યતા કબૂલ કરાવી. આ પછી અન્તાર અને અબ્લાનાં લગ્ન થયાં. અહિં જે પ્રસંગ વર્ણવવામાં આવ્યો છે, એ કેટલાક વર્ષો પછી, તે કાવ્યના છેવટના પ્રસંગોમાંનો એક છે. જે ઘોડા ઉપર તે બેસતો, તે પણ રૂસ્તમ પહેલવાનના રખ્શ નામના અશ્વ, મહાન્ સિકંદરના ઘોડા તથા કાદંબરીમાં વર્ણવેલ ઇન્દ્રાયુધના જેવોજ પ્રસિદ્ધ હતો. "અન્તારાહ"નું કાવ્ય અન્તાર પોતેજ બોલતો-ગાતો હોય, એવી શૈલિમાં લખાયલું છે-R.

આરબ કવિ મુવેયૂલિકે લખેલી કવિતાની નીચે આપેલી લીટીઓ પત્ની તરફનો મૃદુ-
આરબોની કવિતાઃ હૃદયભાવ તથા ત્હેના મરણ માટે ઉંડી દિલગીરી એવી રીતે દર્શાવે છે કે આપણે ત્હેને અનેક પત્નીઓ વાળા સ્વામીના ઉદ્ગાર તરીકે ગણી શકીએ નહિં:

" ત્હારી પ્રિયમૂર્તિના શયનસ્થાન રૂપી કબરની પાસે તું પણ જા,–

અને ત્હારો અવાજ જગાવ: અરે, (જો તે 'ઉમ્મ-એલ્-અલા*-સાંભળે:)—

" જે ભૂમિમા બહાદુરમા બહાદુર મનુષ્યો પણ ફક્ત ધ્રૂજતા હૃદયથી જ જાય છે, ત્યાં તું,–ઓ અત્યંત બ્હીકણ સ્ત્રી! કેવી રીતે જઈ શકી છે?

" પ્રભુનો પ્રેમ અને ત્હેની દયા ત્હારા ઉપર વર્ષી રહો: ઓ ગૂમ થયેલી પ્રિયતમા! પણ એ અન્ધાર અને એકાન્તભર્યું સ્થાન ત્હારે માટે યોગ્ય નથી.

" અને, ન્હાનકડી બાલિકાને તું મૂકતી ગઈ છે,–જેના ઉપર પ્રભુની કૃપા હો!–ત્હેને ગયેલા સ્વજનને ખાતર રડતાં પણ આવડતું નથી,–છતાં તે ત્હારે માટે રડે છે.

" કારણકે ત્હારાં મધુરાં લાડ ત્હેને હવે મળતાં નથી: તેથી આખી રાત તે રડે છે: અને એને છાની રાખવાના અમારા પ્રયત્નો નકામા જાય છે.

" જ્યારે એનું રૂદન, રાતમાં, મ્હારા કાનપર પડે છે, ત્યારે તરતજ મ્હારાં નયનમાં આંસુના ઝરામાંથી પાણી ઉભરાય છે!"

રણપ્રદેશની કેટલીક જૂની કવિતા એમ બતાવે છે કે બાલિકાઓને દૂધપીતી કરવાનો (બાળ હત્યાનો) દુષ્ટ રિવાજ પણ ઓછો થઇ ગયો હતો; કારણકે પિતાનો પુત્રીને માટે જે ગાઢ પ્રેમ નીચેની કડીઓમાં ઝળહળી રહ્યો છે, ત્હેવી વત્સલતાથી ભરેલા પણ ઘણાં કાવ્યો જોવામાં આવે છે

" જો ઉમૈમેયઈ અહિં ના હોત, તો મ્હારા આત્માને કોઇ પણ જરૂરિયાતની તૃષા રહેત નહિં. અને ઘોર અંધારી રાતોમાં પણ રોટી માટે મહેનત કરવાની ફરજ પડત નહિં.

" ફક્ત એક જ ચીજ મ્હને જીવવાની ઇચ્છા કરાવે છે. હું સારી પેઠે જાણું છું કે, માબાપ વિનાનાં બાળકની શી દશા થાય છે!–ને સગાંવ્હાલાંની દયામાં પણ કેટલી સખ્તાઈ છે!

" મ્હારો પૈસો નાશ પામે, એ ભીતિથી હું ધ્રૂજું છુ, કારણકે મ્હારી દોલતનો નાશ મ્હારી પુત્રીને જ નુકશાન કરે; અને ભૂંજીને તૈયાર કરેલા ગોસ્તના જેવી ઉઘાડી અને નિરાધાર ત્હેને કરી નાખે!

" હું જીવું એમ એ પ્રાર્થના કરે,–પણ હું ફક્ત ત્હેની તરફના ગાઢ પ્રેમને લીધેજ ત્હેનું મૃત્યુ ચ્હાઉં છું: હા. મૃત્યુ!–બાલિકાને મળવા આવતાં મૃદુલ અને માયાળુ મહેમાન જેવું મધુરૂં મૃત્યુ!

---

* કવિની પત્નીનું નામ. આ કાવ્ય ત્હેના મરણના શોકમાં લખાયલું લાગે છે.
કવિની પુત્રીનું નામ.

"એના કાકાને એ ઠપકો પામે અથવા ભાઈની સખ્તાઇ સહે,—એ વાતની જ મ્હને ભીતિ રહે છે, મ્હારી જિંદગીનો મુખ્ય હેતુ ત્હેના હૃદયને એક પણ દુ:ખદ શબ્દપ્રહાર સહન કરવો પડે ત્હેમાંથી બચાવવાનો છે "

આ પછીનું કાવ્ય પોતાના નમાયાં બાળકો માટેની એક પિતાની સંભાળ દર્શાવે છે

"નશીબે (પોતાની હમ્મેશની મુજબ) મ્હને ઉંચા અને મહાન્ સ્થાનથી ઘણો નીચે પાડી દીધો છે

"નશીબે મ્હારા ભરપૂર ભંડાર ઉઠાવી દીધા છે. મ્હારી બધી દોલતમાં હવે ફક્ત આબરૂ જ રહી છે !

"નશીબે મ્હારા આનન્દને બદલે આંસુ ભરી દીધાં છે કેટલી બધી વખત ત્હેણે મ્હને ભરપૂર બક્ષીસો આપીને હસાવ્યો હતો ?

"પણ આ છોકરીઓ—"કાતા*નાં મૃદુ બાળકો"—જેને ઘેરે ઘેરથી અત્યંત નિર્દય રીતે ધકેલી મૂકવામાં આવે છે,

"તે ન હોત, તો હું આખી પૃથ્વી—જેની લંબાઇ પ્હોળાઇની ખોટ નથી—ત્હેના ઉપર રોટી માટે ભટકત.

"પણ આપણાં બાળકો અહિં છે અને ફરે હરે છે, તે આપણા હૃદય ઉપર નહિં તો બીજે ક્યાં ચાલે છે ?"

"કદિ જો ફક્ત પવન ત્હેમાંના એકાદ ઉપર જોસથી ફૂંકાય, તોપણ મ્હારી આંખ સારી રાત નિદ્રાને સંઘરતી નથી !"

રણ પ્રદેશની વસતિના આદર્શો અને ભાવનાઓ કાંઇક આવી હતી. પરન્તુ શહેરો તથા ગામોની સ્થિતિ તો તદ્દન જૂદી જ હતી જ્યાં વસવાટની જગો

**પયગમ્બરનો સમય.** ઓછી હોય, ત્યાં—એટલી ન્યૂનતાથી પણ—સ્વતન્ત્રતામાં કાંઇક તો ઓછાપણું સ્વાભાવિક રીતે આવે અને આ ખોટ નિર્બળ વર્ગ ઉપર વિશેષ પડે. આમ હોવાથી પણ સ્ત્રીઓ ઉપરના પ્રતિબંધો વધ્યા હોય. હઝરત મહમ્મદ વખતમાં મક્કા અને મદિનામાં બાળપુત્રીઓને જીવતી દાટી દેવાનો તથા અનિયંત્રિત અનેકપત્નીત્વના રિવાજો ચાલુ હતા અને આવા રિવાજોનું પરિણામ સ્ત્રીઓના તિરસ્કારમાં જ આવ્યું હતું પણ પયગમ્બર સાહેબના ઉપદેશનું સામાન્ય લક્ષ્ય સ્ત્રીસન્માન વધારવાનું હતું,—તેઓ કહે છે કે "ત્હમને જન્મ આપનાર સ્ત્રીઓને માન આપો" અને "એક સ્ત્રીને બીજી સ્ત્રીઓનો તિરસ્કાર કરતા અટકાવો" તેઓ સરળ શબ્દોથી સમજાવે છે કે "જો ત્હમે સ્ત્રીઓને ધિક્કારશો, તો એમ પણ બને કે જે વસ્તુમાં ઈશ્વરે ઘણાં શુભ ફળ મૂક્યાં છે ત્હેને જ ત્હમે ધિક્કારો છો !" હઝરત પયગમ્બરના નીચે જણાવેલા ઉદ્‌ગારમાં જોવામાં આવે છે, તે કરતાં વધારે ઉચ્ચ સ્થાન સ્ત્રીઓને બીજો કોઈ ધર્મ આપી શક્યો નથી "માતાના પગ આગળ જ સ્વર્ગ છે" (અથવા સ્વર્ગની પ્રાપ્તિ માતાના પદ સેવનથી જ—પગ આગળ જ—થઇ શકે.)

* કવિની પત્ની.

એ સ્વાભાવિક છે કે હઝરત મહમ્મદ, ધર્મસ્થાપનના પોતાના ઉગ્ર ઉત્સાહમાં રાત દિવસ મશગૂલ રહેતા હોવાથી, તેઓએ સ્ત્રીઓને લગતી ખાસ બાબતો સ્ત્રીઓની તરફનો બહુ મહત્વની ન માની હોય. પરમેશ્વર અને મનુષ્યનું કર્તવ્ય, એ અનિશ્ચિત ભાવઃ વિષયો ત્હેમના હૃદયમાં પ્રથમ અગત્યના હતા. છતાં મુસલમાનોના પણ વિરોધ નહિં. ધર્મ શાસ્ત્ર શ્રી કુરાનના પુસ્તકમાં સ્ત્રીઓ–ત્હેમની ફરજો અને વર્તન–ના સંબન્ધમાં કેવા પ્રકારની નીતિ સ્વીકારવી, ત્હેને માટે ઘણાં વચનો કહેવામાં આવ્યાં છે. આમાંના કોઇ કોઇ ઉદ્‌ગાર પરસ્પર વિરોધી છે અને પયગમ્બર સાહેબના હૃદયની જૂદા જૂદા સમયની વૃત્તિઓના દૃષ્ટાન્ત રૂપ છેઃ પરન્તુ મુસલમાનોમાં તે સઘળાં વચનો એક સરખું માન પામે છેઃ

"આ દુનિયાં અને ત્હેમાંની બધી વસ્તુઓ કીમતી છે, પણ સહુથી કીંમતી એક સદ્‌ગુણી સ્ત્રી શિવાય આખા સંસારમાં બીજું કાંઇ નથી." "મ્હેં દુનિયાંમાં પુરૂષને માથે સ્ત્રી જેવું બીજું કોઈ વધારે મ્હોટું દુઃખ મૂક્યું નથી." અને "ઓ સ્ત્રીઓની મંડળી! ત્હમે દાન કરો, ત્હમારાં સોના રૂપાનાં ઘરેણાં ઉતારીને પણ આપી દો. કારણ કે કયામત (દુનિયાંના અન્ત)ને દિવસે ખરેખર ત્હમે ઘણુંખરૂં નરકમાં જ જવાનાં!" પરન્તુ આની સાથે એમ કહેવું ખોટું છે કે ઈસ્લામી ધર્મમાં સ્ત્રીઓને સ્વર્ગ મળી શકે નહિં, એવું છે. કારણ કે કેટલાંક વચનો શ્રી કુરાનમાં એવાં છે, જેમાં સ્પષ્ટ રીતે જણાવ્યું છે કે "સ્ત્રીઓને ત્હેમનાં સત્કાર્યોનો સારો બદલો મળશે અને ઈશ્વર આ વિષયમાં જાતિભેદ ગણશે નહિં." "જે સારૂં કામ કરશે–પછી તે સ્ત્રી હોય અગર પુરૂષ હોય તોપણ,–અને જો તે ખરો ઈસ્લામી હોય, તો ત્હેને સ્વર્ગમાં દાખલ કરવામાં આવશે અને ત્હેની સાથે કાંઇ પણ અન્યાય ભરેલું વર્તન થઇ શકશે નહિં," આ છેલ્લું વાક્ય તો સામાન્ય રીતે જ કહેવાયલું છે અને ત્હેમાં સ્ત્રી અથવા પુરૂષનો કાંઇ પણ જાતિ ભેદ જોવામાં આવતો નથી. આ ઉપરાન્ત એમ લખવામાં આવ્યું છે કે—

"ખરેખર, વિશ્રાન્ત પુરૂષો અને વિશ્રાન્ત સ્ત્રીઓ,
"શ્રદ્ધાળુ પુરૂષો અને શ્રદ્ધાળુ સ્ત્રીઓ,
"સત્યવાદી પુરૂષો અને સત્યવાદી સ્ત્રીઓ,
"ભક્તિમાન પુરૂષો અને ભક્તિમાન સ્ત્રીઓ,
"સહનશીલ પુરૂષો અને સહનશીલ સ્ત્રીઓ,
"નમ્ર પુરૂષો અને નમ્ર સ્ત્રીઓ,
"દાનશીલ પુરૂષો અને દાનશીલ સ્ત્રીઓ,
"અપવાસી પુરૂષો અને અપવાસી સ્ત્રીઓ,
"પવિત્ર પુરૂષો અને પવિત્ર સ્ત્રીઓ,
"અને જે સ્ત્રી પુરૂષો વારંવાર પ્રભુનું સ્મરણ કરે છે,—
"ત્હેમને માટે પ્રભુએ મોટી અને મહાન્ બદલો તૈયાર રાખ્યા છે."

**સ્ત્રી અને પુરૂષનો સંસાર સંબન્ધ.**

અહીં સ્ત્રી અને પુરૂષની વચ્ચે કેવી સંપૂર્ણ સમાનતા છે ! મહમ્મદ સાહેબે કહ્યું છે કે "મૃત્યુ પામેલી દરેક સ્ત્રી, જેનો પતિ ત્હેનાથી સન્તોષ પામ્યો છે, તે સ્વર્ગે જશે." આમાં વસ્તુસ્થિતિ કાંઇક બદલાય છે. પણ પુરૂષોને સ્વર્ગનાં સુખ મળવાનાં, ત્હેમાં તે દરેકને ખાતર પેદા કરવામાં આવેલી ખૂબસુરત યુવતીઓ (-પૃથ્વીની સ્ત્રીઓના આત્મા નહિં-) મીઠી પ્રેમ દૃષ્ટિએ તે પુરૂષોની જ તરફ નિરન્તર જોયા કરે, તે પણ છે. આવાં બીજાં સુખો પણ ધર્મનિષ્ઠ પુરૂષોને મળવાનાં જણાવવામાં આવ્યાં છે,* "જેઓ સત્ય વસ્તુ સ્વીકારીને તે પ્રમાણે વર્તશે, ત્હેમને અમે નદીઓથી છવાયેલા બાગ બગીચાઓમાં લાવીશું, જ્યાં તેઓ અપવિત્રતાથી દૂર રહીને પત્નીસુખ ભોગવશે અને અમે ત્હેમને અનન્ત છાયાવાળા પ્રદેશમાં લઇ જઇશું." એમ જણાય છે કે હઝરત પેયગમ્બર જાતિ-સંબન્ધના સુખને મહત્વનું ગણતા હતા અને તેથી જ સ્વર્ગનાં સુખોની કલ્પનામાં ત્હેમણે ત્હેને ઊંચું સ્થાન આપ્યું છે. પુરૂષ સ્વભાવના ત્હેમના વિશેષ પરિચયનું પણ આ પરિણામ હોય. છતાં એમ કહેવું પડશે કે ખરૂં અને કાયમનું સુખ પ્રાપ્ત થવા માટે સ્ત્રી પુરૂષની એકતા,-સ્થૂળ તેમજ આધ્યાત્મિક,-અને હોવી જોઇએ, એ સત્ય ત્હેમની દૃષ્ટિ બ્હાર ગયું લાગે છે. સ્ત્રીઓને લગતા ત્હેમના વિચાર સાધારણ રીતે ત્હેમના સમયના પુરૂષોના જેવા જ-જોકે પ્રમાણમાં ત્હેમના કરતા ઘણા વધારે ઉંચા-હતા, અને ત્હેમની વિચારમાળામાં આ ભાવના બહુધા સામ્રાજ્ય ભોગવતી જોવામાં આવે છે. પતિવ્રત અને નમ્રતા એને સ્ત્રીના સદ્ગુણો ગણ્યા, એનો અર્થ એટલોજ કે પુરૂષની પૂર્ણ સ્વાધીનતામાં ત્હેણે રહેવું જોઇએ. છતાં હઝરત મહમ્મદે સ્ત્રીની સ્થિતિ સુધારી અને ઉન્નત કરી. કાર્લાઇલ કહે છે કે-" ત્હેમણે ચાલુ રહેવા દીધેલી પુરૂષોના વર્તનની છુટ કાંઇ એમણે શરૂ કરી ન્હોતી આરબસ્થાનમાં સૈકાના સૈકા થયા તે અનિવાર્ય રીતે પ્રચલિત જ હતી. એમણે તો માત્ર એટલું કર્યું કે તે છુટને ઓછી કરી, નિયંત્રિત કરી,-અને તે પણ એક જ બાજુથી નહિં પણ સઘળી દિશામાં "

**સ્ત્રીઓની તરફ પુરૂષનું વર્તનઃ**

અનિયન્ત્રિત બહુપત્નીત્વ (ઘણી સ્ત્રીઓ સાથે પરણવું તે-) નો રિવાજ પેયગમ્બર સાહેબે ઓછો કર્યો અને ત્હેની આસપાસ બન્ધન મૂક્યાં. ત્હેમની આજ્ઞા એ હતી કે હયાત પત્નીઓની સંખ્યા ચાર કરતાં વધવી જોઇએ નહિં, છતાં "જો તમને એમ લાગે કે તમે સઘળાની સાથે ન્યાયપૂર્વક રીતે નહિં વર્તી શકો, તો તમારે ફક્ત એકજ સ્ત્રી પરણવી." વળી તેઓ કહે છે કે "બધી પત્નીઓની સાથે તમે સરખી રીતનું વર્તન, તમે પ્રયત્ન કરશો તોપણ, ચલાવી શકવાના નથી." આ વચનનો અર્થ કેટલાક એમ કરે છે કે હઝરત મહમ્મદનું ફરમાન એકજ સ્ત્રી સાથે લગ્ન કરવાનું છે. પરન્તુ પેયગમ્બર સાહેબની પોતાની પત્નીઓની સંખ્યા જોતાં, એ વાક્યનો એવો અર્થ સંભવિત નથી. છતાં

* આરબસ્થાનમાં જે વસ્તુઓ મળવી મુશ્કેલ હતી, જેવી કે-નદીઓ, બાગબગીચા, ઝાડ, ફળ, અને એવાં બીજાં આરામનાં સાધનો-તે સ્વાભાવિક રીતે ત્યાંના લોકોની સ્વર્ગની ભાવનામાં મુખ્ય સ્થાન મેળવે છે. દરેક ધર્મની કલ્પનાઓમાં આવીજ રીતે દેશની વસ્તુસ્થિતિ તથા લોક હૃદયનું બંધારણ મહત્વનું રૂપ લે છે.

"પત્નીને ઉતરતા દરજ્જાની તો ગણવાની" ખરી, પણ "ત્હેની સાથે માયાથી વર્તવું જોઇએ. સ્ત્રીઓએ પોતાના સ્વામીની સાથે અને સ્વામીએ પત્નીઓની સાથે ન્યાયનીતિથી વર્તવું; પણ પુરૂષોની આજ્ઞા પત્નીઓએ માનવી." વળી એમ પણ કહે છે કે–" પ્રમાણિક સ્ત્રીઓ નમ્ર હોય છે અને પોતાના સ્વામીની ગેરહાજરીમાં બધી ચીજોની સંભાળ રાખે છે, કારણ કે પ્રભુ ત્હેમને પુરૂષોના રક્ષણ અને સંભાળ તળે સોંપીને ત્હેમને બચાવે છે. પણ જે સ્ત્રીઓ આડી થવાની ત્હમને ધાસ્તી હોય, ત્હેમને ઠપકો આપો અને જુદા ઓરડામાં લઈ જઇને સજા કરો. પણ જો તેઓ ત્હમારા હુકમને તાબે થાય, તો ત્હેમની સાથે કજીયો કરવાનો પ્રસંગ શોધતા નહિં." આવાં વચનનો સ્ત્રી સાથેના વર્તનમાં ઘણો દુરુપયોગ થઇ શકે અને સ્ત્રીઓની તરફ પુરૂષોને ક્રૂર વર્તણૂક ચલાવવા માટે તે પ્રમાણરૂપ ગણવામાં આવે, એ સ્હેલાઇથી સમજી શકાય તેમ છે + પરન્તુ હઝરત મહમ્મદે આ વિષયને લગતાં અસરકારક ઉદ્ગાર ક્હાડેલા છે: " ત્હમારી સ્ત્રીઓને માયાળુ રીતે ઠપકો દઇને શીખામણ આપો. સ્ત્રીઓને આદમ*ની વાંકી પાંસળીમાંથી બનાવવામાં આવી હતી. તેથી જો ત્હેને સીધી કરવા માગશો તો તે ભાગી જશે. અને જો તેને એમને એમ રહેવા દેશો તો વાંકીને વાંકીજ રહેશે !" આવો ત્હેમનો અભિપ્રાય હતો, છતાં સ્ત્રીઓમાં જો નમ્રતા હોય, તો તેઓ ઘણી ઉપયોગી થઈ શકે તેમ છે, એમ પણ તેઓ જાણતા હતા. "કોઈ પણ મુસલમાન (ધર્મબુદ્ધિની પ્રાપ્તિ ઉપરાન્ત બીજી) કોઇ પણ ઉત્તમ વસ્તુ મેળવી શકે, તો તે સારા સ્વભાવની ખૂબસુરત પત્ની છે આ સ્ત્રી એવી હોવી જોઇએ કે તે પોતાના સ્વામીની દરેક આજ્ઞા પ્રમાણે અમલ વર્તન કરે અને જ્યારે ત્હેનો ધણી ત્હેની તરફ દૃષ્ટિ કરે ત્યારે તે સુખી થાય." આ વિષયમાં આવા ત્હેમના વિચાર હોવાથી,–" જે સ્ત્રીઓ થોડાથી સન્તોષ પામે છે, તેજ ઉત્તમ છે,"–એ શબ્દો ત્હેમને બોલતા જોઈ આશ્ચર્ય લાગતું નથી.

પણ મક્કાની પોતાની છેલ્લી યાત્રાને પ્રસંગે ૪૦૦૦૦ યાત્રાળુઓને બોધ આપતાં પયગમ્બર સાહેબે કહ્યું હતું કે–" ઓ લોકો! ત્હમારી સ્ત્રીઓ પાસેથી ત્હમારે હક મેળવવાના છે અને ત્હમારી સ્ત્રીઓને ત્હમારી પાસેથી હક મેળવવાના છે. માટે સ્ત્રીઓની સાથે સારી વર્તણૂક ચલાવજો." સ્ત્રીઓ સંબન્ધીની ત્હેમની આજ્ઞાઓમાંથી આ છેલ્લી હતી.

લગ્ન સંબન્ધ.

પત્નીઓની સાથેની સારી વર્તણૂક સ્વામીના મરણ પછી પણ ચાલુ રાખવાની હતી. કારણકે વિધવાઓના ભરણપોષણ માટે વ્યવસ્થા કરવાનું ફરજિયાત હતું. ઉંચી કોમની હિન્દુ સ્ત્રીઓ પુનર્લગ્ન કરી શકતી નથી. પણ સઘળી ઈસ્લામી સ્ત્રીઓને તેમ કરવાની છૂટ છે, જો કે આ બાબતમાં કોઇને ફરીથી લગ્ન કરવાની ફરજ પાડવામાં આવતી નથી. " વિધવાને, ત્હેની ઇચ્છા જાણ્યા વિના પરણાવવી નહિં અને તેમજ કુમારિકાનું પણ ત્હેની સમ્મતિ સિવાય

+ ઈંગ્લેંડ કાયદો ઓગણીસમી સદી સુધી પોતાની સ્ત્રીને, અંગુઠા કરતાં વધારે જાડી નહિં એવી, સોટીથી સજા કરવાની પતિને પરવાનગી આપતો હતો.

* યાહુદીઓ, ખ્રિસ્તીઓ તથા મુસલમાનોનાં ધર્મશાસ્ત્રોમાં લખ્યા મુજબ મનુષ્ય જાતિનાં મૂળ પુરૂષ અને સ્ત્રી,–માતાપિતા,–આદમ અને હવા છે.

લગ્ન કરવું નહિં. હઝરત મહમ્મદના ફરમાન મુજબ સ્ત્રી પુરૂષનાં લગ્નમાં પસંદગી એ એક મુખ્ય અંશ છે "જ્યારે ત્હમારામાંથી વિવાહ માટે એક સ્ત્રીની માગણી કરો ત્યારે, બને ત્યાં સુધી, ત્હેને પ્હેલાં જોજો." લગ્ન સમ્બન્ધને લગતી તે સમયની ચાલુ અયુક્તિનું અહિં દર્શન થાય છે.

છૂટા છેડાઃ

પયગમ્બર સાહેબે છૂટા છેડાની બાબતમાં નિયમો કર્યા ખરા, પણ તે રિવાજની તરફેણમાં તેઓ નહિ હતા. ત્હેમણે કહ્યું છે કે—"ગુલામોને સ્વતંત્રતા મળે, એના કરતાં પ્રભુને બીજું કાંઇ વધારે પ્રિય નથી અને સ્ત્રીઓના છૂટા છેડા કરવામાં આવે, ત્હેના કરતાં બીજું મ્હને વધારે અપ્રિય નથી." હઝરત મહમ્મદના વખત પ્હેલાં આરબોમાં છૂટા છેડાનો રિવાજ બિલકૂલ હદ ઓળગી ગયેલો હતો. ત્હેને માટે કોઇ પણ પ્રકારનો નિયમ રહ્યો ન્હોતો અને ન્યાય, નીતિ અથવા દયાનાં કોઇ કારણો ત્હેના અયોગ્ય અમલનો પ્રતિબન્ધ કરી શકતાં નહિં. તેથી પયગમ્બર સાહેબનો ફરમાને મૂળ વસ્તુસ્થિતિમાં સુધારો કર્યો હતો. છૂટા છેડા કરેલાં જોડાનો ફરીથી સંબન્ધ ચાલુ થાય, ત્હેને માટે ત્હેમણે ત્રણ ખાસ જૂદા જૂદા પ્રસંગોની વ્યવસ્થા કરી છે. સ્ત્રીની તરફ ગેરવર્તક ચલાવવામાં આવી હોય અથવા ત્હેનું યોગ્ય ભરણ પોષણ ન થતું હોય તો તે છૂટા છેડા માગી શકે. પણ જો તે પોતાની આવી ફરિયાદ માટે મજબૂત કારણો બતાવી ન શકે, તો પોતાના લગ્ન સમયે કરેલી પલ્લાની રકમ ઉપરથી ત્હેનો હક ઉઠાવી નાંખવામાં આવે જો કે છૂટા છેડાની બાબતમાં પુરૂષને કુલ સત્તા હતી, તો પણ હઝરત મહમ્મદે છૂટા છેડા કરેલી સ્ત્રીઓના તરફ ઉદારતા બતાવવાનું અને બાળકોની બાબતમાં સંભાળ લેવાનું ખાસ ફરમાવ્યું છે.

"જ્યારે ત્હમે ત્હમારી પત્નીને છૂટા છેડા આપો, ત્યારે ત્હેમને ઉદારતાથી ત્હમારા મકાનમાં રાખજો અથવા ઘરમાંથી કહાડતી વખતે ત્હેમની સાથે ઉદારતાથી વર્તજોઃ પણ ત્હેમને ત્હમારા મકાનમાં રોકાવાની ફરજ પાડશો નહિં.........ત્હમે ત્હમારી સ્ત્રીને છૂટા છેડા આપો અને ફરમાવેલા વખત સુધી રાહ જોયા પછી ત્હેને ફરીથી લગ્ન કરવાની ઇચ્છા હોય તથા બીજા પુરૂષની સાથે માન ભરેલી રીતે તેમ કરવાની ત્હેણે ગોઠવણ કરી હોય, તો ત્હેને પરણતાં અટકાવશો નહિં."

"જે સ્ત્રીના છૂટા છેડા થયા હોય, ત્હેને ધાવણું બાળક હોય,—અને છૂટા છેડા આપનાર પુરૂષ તે બાળકના પોષણ માટે જરૂર જણાવે તો—પૂરાં બે વર્ષ સુધી તે સ્ત્રીએ બાળકને સ્તનપાન કરાવવું; અને બાળકનો પિતા તે દરમિયાન તે સ્ત્રી માટે જરૂર યોગ્ય વસ્ત્રો તથા ગુજરાનનાં સાધનો પૂરાં પાડશે."

હઝરત પયગમ્બરે શરતનાં લગ્નો (એટલે અમુક વસ્તુ બને તો—અથવા ત્યાં સુધી—લગ્ન ચાલુ રૂહે તે) બંધ કર્યાં હતાં, એટલુંજ નહિ પણ મુદતનાં લગ્નો (અમુક વર્ષ પછી લગ્ન સંબન્ધ રદ થાય તે)ની વિરુદ્ધ પણ પાછળથી ફરમાન કર્યું હતું.

**સ્ત્રીની મિલકત; કાયદામાં સરખાપણું–પણ રિવાજનાં વિરોધી બંધનઃ**

ઇસ્લામી ધર્મમાં લગ્ન થવાથી સ્ત્રીના મિલકતના કબજા સંબંધી હકમાં કાંઇજ ફેરફાર થતો નથી અને પોતાની મિલકત ઉપર ત્હેનો પ્રથમના જેટલોજ અધિકાર રહે છે.* પુત્રની પેઠે પુત્રીને માટે પણ વ્યવસ્થા કરવાની ફરજિયાત છે. "ઇશ્વર ત્હમારાં સન્તાનોની બાબતમાં આ પ્રમાણે ફરમાવે છે. એક પુરૂષનો ભાગ–બે સ્ત્રીઓના ભાગ જેટલો."

મુસલમાની વિચાર અને રિવાજના વિષયમાં પ્રમાણરૂપ ગણાતા એક લેખક (ધિ રાઇટ ઓનરેબલ સૈયદ અમીર અલી. એમ, એ, સી. આઇ. ઇ,–વિલાયતની પ્રીવી કાઉન્સિલના જજ તથા 'હઝરત મહમ્મદનું જીવન અને વિચાર" એ નામના પુસ્તકના કર્તા–) ના અભિપ્રાય મુજબ સઘળી કાયદાસરની સત્તા અને કામકાજની અંદર ઇસ્લામમાં સ્ત્રીઓ તથા પુરૂષોની વચ્ચે સંપૂર્ણ સરખાપણું છે. આથી જણાય છે કે કાયદાથી તો કોઇ પ્રકારનો પ્રતિબંધ સ્ત્રીઓને ન્હોતો, પણ લોકરિવાજ અને સ્ત્રીઓની મૌન અનુમતિથી ધીમે ધીમે ત્હેની સ્થિતિ બદલાઇ. મસ્જીદોમાં પ્રાર્થના કરવાનો સ્ત્રીને અટકાવ ન્હોતો, પરન્તુ તેમ ન કરવાની ત્હેને સલાહ આપવામાં આવી હતી. "ત્હમારી સ્ત્રીઓને મસ્જીદોમાં જતાં રોકશો નહિ; પણ ત્હમારા ઘર જ ત્હેમને પ્રાર્થના કરવા માટે ઉત્તમ સ્થાન છે,"–એવો અભિપ્રાય પયગમ્બર સાહેબે આપ્યો હતો, કારણકે ત્હેમને ધાસ્તી હતી કે સ્ત્રીઓની હાજરીથી પુરૂષોનાં હૃદયમાં પ્રભુ ભક્તિની તલ્લીનતા થવી મુશ્કેલ છે. આમ તેઓ માનતા હતા પણ સ્ત્રીઓને પ્રાર્થના કરવાને એકત્ર થવાની જરૂર–પુરૂષોના જેટલી જ છે–એ વિચાર ત્હેમને આવ્યો હતો કે કેમ, તે સવાલ છે. આ વિચાર, જે અર્વાચીન મનુષ્યોને, કોઇપણ રીતે આશ્ચર્યકારક ન જણાય, તે જે સમયમાં હઝરત મહમ્મદ હતા, ત્હેમાં સહજ અથવા સ્વાભાવિક ન્હોતો. કારણકે એ વખતની સામાન્ય ભાવના જ એ હતી કે સઘળું જગત પુરૂષને માટે જ રચાયલું અથવા નિર્માયલું છે અને સ્ત્રીનું કર્ત્તવ્ય એ છે કે ત્હેણે પોતે પુરૂષની ઇચ્છાઓ તથા જરૂરિયાતોને અનુકૂળ થવું. તેથી જો તે પુરૂષની પ્રાર્થનાનો પોતાની હાજરીથી ભંગ થતો હોય, તો સ્ત્રીઓએ તે જગોએ ન જવું અને ઘેર રહીને જ પ્રાર્થના કરવી જોઇએ. હજુ સુધી પણ એવો રિવાજ ચાલુ છે કે જ્યારે ખાસ પ્રસંગોએ સ્ત્રીઓને મસ્જીદમાં પ્રાર્થના સમયે હાજરી આપવાની છૂટ મળે છે, ત્યારે પણ જૂદી ગેલેરી (છજા)માં જ ત્હેમને બેસવાની પરવાનગી હોય છે; કારણ કે તેઓ સમિપ હોય તો પુરૂષોનાં મન ચચળ થઇ જાય!

**બુરખાનો રિવાજઃ**

સ્ત્રીઓ ઘરની બ્હાર નીકળે, ત્યારે મ્હોં ઉપર બુરખો નાંખવાનો રિવાજ પણ કેટલેક અંશે આવા વિચારનું જ પરિણામ છે. કારણ કે માર્ગમાં પરસ્ત્રીનાં મુખ જોવાનાં મળે જ નહિ, એટલે પછી પુરૂષોની મનોવૃત્તિને અસ્થિર થવાનો સંભવ ન રહે: "ચહાણ (ઇસ્લામી) સ્ત્રીઓને જણાવો કે તેઓએ પોતાનાં નયન રોકી રાખવાં, વિનયવૃત્તિ જાળવવી અને આભૂષણ કોઇની નજરે

* વિલાયતમાં પણ સ્ત્રીઓની સ્થિતિ આ બાબતમાં–" પરણેલી સ્ત્રીઓની મિલ્કતનો કાયદો" પસાર થયો ત્યાં સુધી ઘણી ખરાબ હતી. ઇસ્લામ જેટલા મિલ્કતના હક બીજા કોઇ પણ ધર્મમાં સ્ત્રીને આપવામાં આવેલા નથી.

પડવા દેવા નહિં." પોતાની સાંસારિક જિંદગી માટે જે નિયમો પયગમ્બર સાહેબે કર્યા હતા, ત્હેમાં પણ ફરમાવ્યું હતું કે–" ત્હેમની સઘળી પત્નીઓએ દુનિયાની દૃષ્ટિએ નહિં પડવા માટે બુરખો ધારણ કરવો, પોતાનાં આભૂષણ છુપાવવાં અને પોતે જેટલો વખત પતિની સાથે ગાળી શકે, તેથી સન્તોષ માનવો." આવું ફરમાન કરવાનું કારણ કદાચ એમ પણ હોય કે ત્હેમણે પોતે ઝૈનાબ ( જે, પોતાના છૂટા કરેલા ગુલામ અને શિષ્ય ઝૈદની પત્ની હતી, તે–)ને એક વખત અકસ્માત બુરખા વગર જોવાથી ત્હેની સાથે પરણવાની ત્હેમની ઇચ્છા થઇ હતી અને પાછળથી ત્હેની સાથે લગ્ન પણ કર્યું હતું. અસલના વખતમાં સામાન્ય રીતે પુરૂષોની વિષયવૃત્તિઓની જરૂરિયાતો તરફ લક્ષ આપીને જ સ્ત્રીની સ્થિતિ અને ત્હેને લગતા રિવાજો રચાયલા હતા; અને ગરમ દેશોમાં આ વૃત્તિ વિશેષ પ્રબળ મનાય છે, તેથી ત્યાં ત્હેનું વધારે નિયંત્રણ રહે એ સ્વાભાવિક છે. જેમ જેમ એ પ્રજાઓનો ઉત્કર્ષ થતો જશે, તેમ તેમ આવા વૃત્તિ વિચાર તદ્દન નાશ પામવા તો અશક્ય છે, પણ ધીમે ધીમે સ્ત્રીઓ તથા પુરૂષોના એકત્ર પ્રયત્નોથી ત્હેમાં અવશ્ય ઘણો સારો ફેરફાર થવાનો, એમ માનવાને કારણ રહે છે.

**સ્ત્રીની સંમતિઃ**

વીસમી સદીના લોકનીતિના ધોરણે હઝરત મહમ્મદ અને એમના અનુયાયીઓનો દોષ કહાડવા બેસવું, એ નકામું અને મૂર્ખતા ભરેલું જ કહી શકાય; પરન્તુ તે જ પ્રમાણે ત્હેમના આચાર વિચારના બચાવમાં કાંઈ લખવું અથવા ત્હેની સમજૂતી આપવાને પ્રયત્ન કરવો, તે પણ એટલું જ નકામું અને મૂર્ખતા ભરેલું ગણાવું જોઇએ. તે સમયની વસ્તુસ્થિતિ જ એ હતી,–એવા સરળ અર્થમાં એ વાત સમજવી ઇષ્ટ છે. ઘણી સ્ત્રીઓ પરણવાનો રિવાજ એમના કાળમાં ચાલુ હતો અને તે બાબતમાં સ્ત્રીઓને પણ ખાસ વિરોધ અથવા વાંધો ન્હોતો. અર્થાત્ સ્ત્રીઓએ આ રિવાજની સામે કોઈ વખતે અટકાવ કરવા પ્રયત્ન કર્યાનું પણ જણાતું નથી. આ ઘણા અગત્યનું દૃષ્ટિબિન્દુ છે. કારણકે સ્ત્રીઓ અનેકપત્નીત્વની સામે હાલ થોડું થયાં વિરોધ દર્શાવવા લાગી છે, અને એ કાળમાં ન્હોતી દર્શાવતી. તો તેથી કાંઇ એમનામાં જાહેર હિંમત અથવા સ્વતંત્રતાની ખામી હોવાને લીધે જ તેમ થતું હશે, એવું માનવાને કારણ નથી. સ્ત્રી પુરૂષના પરસ્પરના સમ્બન્ધમાં, છેવટે તો, પુરૂષો અને સ્ત્રીઓની ઇચ્છા ઉપર જ, સઘળી વસ્તુઓ આધાર રાખે છે. સત્યના પ્રકાશ આગળ–દોષ કહાડવા–બ્હાનાં કહાડવાં–અથવા સમજાવી લેવાને પ્રયત્નો કરવાં–એ બધુંય રદ થાય છે. ગયે કાલનું દૃષ્ટિબિન્દુ તે આજનું છે નહિં અને હોવું જોઇએ પણ નહિં. નહિં તો કાંઇ પણ પ્રગતિ વિનાની જ આ દુનિયા બની રહે.

**અનેક પત્નીત્વનો અનિષ્ટ રિવાજઃ**

હઝરત મહમ્મદ ઘણી સ્ત્રીઓ સાથે પરણ્યા હતા, જો કે તેઓએ પ્હેલાં તો પચીસ વર્ષ ખદીજા બેગમ, ( જેઓ પયગમ્બર સાહેબના કરતાં ઉમ્મરમાં મ્હોટાં હતાં, ત્હેમની )–સાથે જ સારી રીતે દંપતીસુખમાં ગાળ્યાં હતાં. આ બાનુના સ્વર્ગવાસ પછી તેઓએ અગીયાર–બાર સ્ત્રીઓની સાથે લગ્ન કર્યાં હતાં. સૈયદ અમીર અલી આ બનાવમાં ત્હેમની નિઃસ્વાર્થ વૃત્તિ જ જુવે છે અને તે નીચે મુજબ સમજાવવાને પ્રયત્ન કરે છે:

" અમકના મહાન્ પુરૂષોની સંમતિથી તે સમયના સંસારમાં દઢ થઇ ગયેલ અનેક પત્નીત્વના રિવાજનો હુઝરત મહમ્મદે સ્વીકાર કર્યો અને પોતે કેટલીક સ્ત્રીઓ સાથે લગ્ન કર્યો,—જે વડે અનાથ અને વિધવા થયેલી સ્ત્રીઓની દુર્દશા ટાળી, તેઓ ત્હેમને સુખમાં મૂકી શકયા. આ પગલાના હેતુઓનો અન્યાયી અને કપટી દુશ્મનોએ દ્વેષને લીધે ખોટો અર્થજ કર્યો છે આવી સ્ત્રીઓને પોતાના કુટુમ્બમાં દાખલ કરીને પયગમ્બર સાહેબે, પોતાના સમય અને તે વખતની લોકવૃત્તિની સ્થિતિમાં બની શકે એવી રીતે, ત્હેમને આજીવિકાની ચિન્તામાંથી મુક્ત કરી '

આ સઘળું સદ્‌વૃત્તિથી લખ્યુ છે, એ વાત કબૂલ છે અને કેટલીક સ્ત્રીઓના સબન્ધમાં તે ખરૂં પણ હોય પરન્તુ બધી અગિયાર અથવા બારે પત્નીઓ તેઓ એટલા માટેજ પરણ્યા, એ વાત સત્ય ન હોઇ શકે આમ' ખાલી બચાવના પ્રયત્ન કરવાના કરતા ચોખ્ખું એમ કહી દેવાને શો વાંધો છે કે આ બાબતમાં હુઝરત મહમ્મદ પોતાના જાતિભાઇઓ જેવાજ વિચારના હતા જો કે ત્હેમણે પોતાના જીવનમાંજ એમ પણ બતાવી આપ્યું કે કે એક પત્નીત્વ અશકય નથી ત્હેમણે પોતાની જિંદગીના પ્હેલાં પચીસ વર્ષ પોતાની પ્રથમ પત્ની ખદીજા બેગમ,—જેઓ પયગમ્બર સાહેબનાં પ્રથમ શિષ્ય હતાં અને જેમનું ચારિત્ર્ય બળ પોતાના ગૃહસંસારમાં તેમજ બીજી બધી દિશાઓમા ત્હેમને ઘણી રીતે લાભકારક થયું પણ હોવું જોઇએ, ત્હેમની—સાથે એકપત્નીવ્રત પાળીને ગાળ્યાં હતાં. એક વિદ્વાન્ લખે છે કે-પ્રથમ શિષ્ય ત્હેમની સ્નેહાળ અને વફાદાર પત્ની ખદીજા હતી.

**ખદીજા બેગમ** આ બાનુએ પોતાના એક ગરીબ સગા તરીકે મહમ્મદને પોતાનો વ્યાપાર ચલાવવાને ગુમાસ્તીનું કામ સોપ્યું હતું અને તે ધધામા એમને હાથે પુષ્કળ લાભ પણ મેળવ્યો હતો. પંદર વર્ષ ઉપર ખદીજાએ ત્હેમની સાથે લગ્ન કરવાની ઇચ્છા નીચેના શબ્દોમા દર્શાવી હતી.—" ઓ મ્હારા સ્વજન ! મ્હારી સાથેના ત્હારા સગપણ ખાતર, લોકોમાં ત્હારૂં જે સન્માન છે ત્હેને ખાતર, ત્હારી પ્રમાણિકતાને ખાતર, ત્હારા ચારિત્ર્યની સુન્દરતાને ખાતર અને ત્હારી વાણીની સત્યતાને ખાતર હું ત્હને ચ્હાઉં છુ " આ રીતે લગ્ન કરીને ત્હેમને ગરીબાઇની મુશ્કેલીઓમાંથી મુક્ત કર્યા અને જનસમાજમા જે સન્માનિત સ્થાન ઉપર એમનો પોતાના કુળની ઉચ્ચતાને લીધે હક હતો ત્હેમા સ્થાપિત કર્યા. પરન્તુ જે વફાદારી અને પ્રેમભક્તિથી પયગમ્બરની માનસિક ચિન્તાઓમાં ત્હેણે ભાગ લીધો હતો તથા એમની નિરાશાની ઘડિઓમાં મધુર સદ્‌ભાવ અને ઉત્સાહ આપીને જીદગી પર્યન્ત મદદ કરી હતી, ત્હેની આગળ તો એ સહુ કાંઇ ગણત્રીમા લેવાય એમ નહોતુ એક વખત તેઓ એક દિવ્ય દર્શન નિહાળ્યાથી ગભરાઇને અત્યંત માનસિક વેદનામાં પત્નીની પાસે દોડી ગયા પરન્તુ ખદીજાએ તરત ઘણાંજ પ્રોત્સાહક વચનો ( જે પાછળથી ઐતિહાસિક થયા છે તે ) વડે એમને સાન્ત્વન આપ્યુ ત્હેણે કહ્યું " પ્રિયતમ ! તું ડરતો ના કારણ કે તું તો ઘણીજ સુખકારક ખબર લાવ્યો છે જેથી હું ત્હને આપણી જાતનો પયગમ્બર માનીશ આ પુરૂષ યા અલ્લાહ ત્હને નામોશીમાં જરા પણ ઉતરવા નહિ દે. તું ત્હારા સગાં વ્હાલા તરફ પ્રેમાળ, ત્હારા પડોશી તરફ માયાળુ, ગરીબ તરફ દયાળુ, વચનનો સાચો, અને

ચીન દુનિયામાં કોઇ પણ આવશ્યકતા રહી નથી, ત્હેનાં બન્ધનોમાંથી મુક્ત થઇ શકી નથી.

**સ્ત્રીનું પ્રોત્સાહન.**

ઇસ્લામ એ મૂળ લડાયક પ્રજાનો ધર્મ હતો; અને તે લોકોએ સ્ત્રીઓને જીવનના આરામ અથવા ઉપયોગના સાધન તરીકે જ ગણી છે. જ્યારે જરૂર હોય ત્યારે ત્હેણે હાજર થવાનું હતું. પરન્તુ અન્ય પ્રસંગોએ તો દૂરજ રહેવાનું હતું, છતાંપ આ પણ ફક્ત ચિત્રની એકજ બાજુ હતી. મુસલમાન સ્ત્રીઓ બહાદુર અને હિંમતવાળી હતી, એ ઘણે પ્રસંગે સિદ્ધ થયું છે. મક્કા અને મદિનાનાં શહેરોની વચ્ચેના વિગ્રહોમાં તેબંને શહેરની સ્ત્રીઓજ પુરૂષોને ઉશ્કેરીને લડવા મોકલતી. * મદિનાની સ્ત્રીઓ પોતાના પક્ષના શૂરાઓનો જુસ્સો વીરરસ ભર્યા કાવ્યો બોલીને તથા વાદ્યો વગાડીને પ્રજ્વલિત કરતી, તથા મક્કાની સ્ત્રીઓ પોતાની તરફના યોદ્ધાઓને લડાઇમાં મોકલતી વખત જુસ્સા ભરેલા ગીતો ગાતી, ત્હેમને પ્રોત્સાહન આપતી:

"અમે બહાદુરોની પુત્રીઓ છીએ અને (—જો કે)
"અમારાં પાથરણાં ઉપર અમે ધીમે પગલે સરીયે છીએ.
"ત્હમે હિમ્મતથી ધસો: અમે ત્હમારાં ઓવારણાં લઇશું;
"પણ નામર્દીથી પીઠ બતાવશો, તો ત્હમને પાછા ક્હાડીશું,—
"અમે ત્હમને ધિક્કારથી પાછા ક્હાડીશું!"

# દુનિયાની દુગ્ધાથી દૂર !

## અથવા નિવૃત્તિ એજ ખરો સન્તોષ.

અનુવાદક: રા. રા. જાદવરાય હકુમતરાય ઠાકોર.

( નવેમ્બર-ડિસેમ્બર, ૧૯૧૯—ના અંકથી ચાલુ. )

### ૧૨. ધર્મનું રાજ્ય.

૧ મનુષ્યના રૂપમાં રહેતા દેવો એટલે ધર્મગુરુઓ પણ એક વખત જોરે ચઢ્યા હતા. માનુષી ખૂનનાં અને અજ્ઞાનનાં પૂતળાં, એવા આ સ્વચ્છંદી દેવોનું માન હવે ઉતરતુ જાય છે મનુષ્યોએ તેમને માટે ઘણા ઘણા કજીઆ કરી તેમનો બચાવ કર્યો અને છેવટે થાકીને ઝઘડાથી કંટાળ્યા ઘણાં વર્ષોથી પુજાતી આવતી આવી અનાથ મુર્તીઓનો ત્યાગ કરી હવે જ્યાં ત્યાંથી તેમને તેઓ ભાંગી નાખે છે *

૨ ખારીલો, દ્વેષી અને અદેખો એવો જે દેવ, પોતાના દુશ્મનોની પડતી જોવામાં આનંદ માને છે, જે સંપ્રદાયનો દેવ પોતાની સ્વાર્થી હલકી તૃષ્ણા તૃપ્ત કરે છે, જે દેવ પોતાના ખાસ સંપ્રદાયના સેવકોનોજ ઉદ્ધાર કરે છે, જે દેવો બીજા સંપ્રદાયના લોકોનો બહીષ્કાર કરી, પોતાના સંપ્રદાયના લોકો ઉપર કૃપા દેખાડે છે, એવા દેવો (આપણે તેમને દેવો હોવાનુ ખોટું કહેતા હતા તે ) આપણા જીવનના અજ્ઞાનપણાના દેવો હતા. તે દેવો આપણા જેવા બેવકુફ અને નીચ મનના હતા આપણા સ્વાર્થી જીવનનાં ઉભાં કરેલાં તે પુતળાં હતાં આપણે આપણા તે રેંજીપેંજી દેવોનો ત્યાગ, શંકાઓ, આવ્યાથી રડતાં કકળતાં કર્યો આપણે માંહો માંહે એક બીજાનાં લોહી રેડી મુર્તીઓ ભાંગી. પરંતુ એમ કરવામાં ઈશ્વરને આપણા દૃષ્ટિબિંદુથી દૂર કર્યા નહીં ના, ના, ઉલટા આપણે તો તે મહાન અને શાંત પ્રેમમૂર્તીની નજીક પ્હોંચ્યા સ્વાર્થના પુતળાંનો નાશ કરવાથી જે શક્તિનો નાશ થઈ શકતો નથી તે શક્તિને આપણે સમજવા લાગ્યા, અને પ્રેમ, આનંદ તથા શાંતિનો જે દેવ તેનુ વધુ જ્ઞાન આપણને થયું. જે દેવમાં વેર અને પક્ષપાતનું અસ્તિત્વ નથી, જે તેજોમય પ્રભુની સમક્ષ ભય, શંકા અને સ્વાર્થરૂપી અજ્ઞાન ઉભુ નહીં રહેતાં નાસી છુટે છે, તે દેવનુ વધુ જ્ઞાન આપણને થયું

૩ જગતની ચાલુ પ્રગતિમાં મનુષ્યના સ્વાર્થ અને માયારૂપી ખોટા દેવો ચાલ્યા જશે, એવો સમય હવે આવી લાગ્યો છે આખી સૃષ્ટિ એક ચૈતન્યમય આત્માની બનેલી હોવાનુ જુનું દર્શન દુનિયા ઉપર નવા રૂપમાં ફરી પ્રગટ થવા લાગ્યું છે અને તેથી જે પામર દેવો પંચભૂતનાં બનેલાં ( સ્વાર્થી ) પુતળામાં રહેતા છે, તેમને તે જ્ઞાનનો વિસ્તાર વધવાથી ગભરાટ થયો છે

* યુરોપમાં ક્રિશ્ચિયન લોકો રોમન કેથોલીક ધર્મ પાળતા હતા. તે ધર્મના ગુરૂઓ પોતાને દેવ તરીકે પુજાવતા અને લોકો તે પ્રમાણે પુજતા પણ હતા તે ધર્મગુરૂઓ સ્વચ્છંદી રીતે વર્તતા, તેવામાં પ્રોટેસ્ટંટ ધર્મની સ્થાપના થઇ. એ બે ધર્મ વચ્ચે ઝગડા થયા, તેમાં રોમન કેથોલીક ધર્મ પડી ભાંગ્યો તે વખતની આ હકીકત છે

૪. જે દેવને ફોસલાવી શકાય છે, જે દેવ તેના પુજારીઓ ઇચ્છા તૃપ્ત કરવા વસ્તુ સ્થિતિનો સઘળો ક્રમ ઉલટાવી, નિરંકુશપણે અને સ્વચ્છંદપણે અમલ ચલાવે છે, તેવા દેવમાં મનુષ્યોને શ્રદ્ધા રહી નથી હવે તેમની દૃષ્ટિ સમક્ષ આવેલા જ્ઞાનથી પોતાના હૃદયમાં આનંદ પામી નીતિ ન્યાયના દેવ તરફ તેમનુ મન વળે છે

૫. તેઓ પોતાના દેહના સુખ અને તૃપ્તિ માટે નહીં, પરંતુ જ્ઞાન માટે, સમજશક્તિ માટે અને વિવેક માટે, તેમજ જીવની ગુલામીમાથી છુટવા માટે તેના તરફ વળે છે એ માર્ગે જવાથી તેઓ તેમની ખોળમાં નિષ્ફળ નિવડતા નથી, તેમ જ તેઓ ખાલી હાથે અને વીલે મ્હોંડે પાછા પણ ફરતા નથી. દરેક વિચાર દરેક આવેગ દરેક વચન અને દરેક કાર્ય, તેના ગુણ દોષને પૂર્ણ રીતે અનુસરીને પરિણામ લાવે છે, એવુ ધર્મનું રાજ્ય તેઓ પોતાના ભીતરમાં જુવે છે પ્રેમના વિચારથી સુંદર આનંદ પ્રાપ્ત થાય છે દૂષી વિચાર માઠી દુઃખદાયક સ્થિતિમાં લાવી નાખે છે વિચાર અને કાર્યો, સારાં તેમજ માઠાં, સર્વોત્કૃષ્ટ નિયમના ધર્મના કાંટે તોલાય છે-એટલે સારા વિચાર અને કાર્યો આનંદ અને માઠા વિચાર અને કાર્યો ઉદ્વેગ લાવેછે આ પ્રમાણે ખોળ લાગૂવાથી તેઓ નીતિ ન્યાયના નિયમને માથે ચઢાવવાના નવા માર્ગે ચઢેછે આ માર્ગે ચઢવાથી તેઓ બીજા ઉપર આળ ચઢાવતા નથી, શંકા લાવતા નથી, ખીજવાતા કે નિરાશ થતા નથી, તેનું કારણ એ છે કે તેઓ હવે સમજતા થયા છે કે ઈશ્વર ખરો છે, વિશ્વવ્યાપી નિયમ ખરો છે, બ્રહ્માન્ડ રચના ખરી છે, અને જો કાંઇપણ ખોટુ હોય તો તેઓ જાતેજ ખોટા છે, અને તેમની મુક્તિ તેમના પોતાનાજ હાથમાં, તેમના પોતાના પ્રયત્નો ઉપર, અને જેમાં સજ્જનપણાનો અંશ હોય તેનો જાતે અંગીકાર કરવા ઉપર તથા જેમાં દુર્જનપણાનો અંશ હોય તેનો તદ્દન ત્યાગ કરવા ઉપર, રહેલો છે હવે તેઓ શ્રોતા તરીકે નહી રહેતાં, અક્ષરબ્રહ્મના કાર્ય કરનારા થાય છે તેઓ જ્ઞાન મેળવે છે, બુદ્ધિનો સ્વિકાર કરે છે, વિવેક જ્ઞાનમાં આગળ વધે છે, અને જીવની ગુલામીમાંથી છુટકારો થાય, એવુ યશસ્વી જીવન ગાળે છે

૬ ઇશ્વરી નિયમ પૂર્ણ છે અને તે, મનુષ્યને જ્ઞાનમય કરે છે મનુષ્યનું અજ્ઞાનપણું, મનુષ્યની અંધ મૂર્ખાઇ એ જ જીવપણું છે શિવપણું-પૂર્ણ જ્ઞાનમય સ્થિતિ-એ, પૂર્ણ નિયમનું જ્ઞાન છે તેને જે મનુષ્યો મેળવવા કોશિષ કરે છે તે સઘળાને તે મળે છે. વસ્તુ સ્થિતિને અનુસરનારનો તે ઉપર હક છે આપણે આપણા સ્વાર્થભાવને કોરે મુકી દેહ ભાવને ભૂલી જવાનું-"હું" તે આ દેહ નહી એવુ-જીવન ગાળીએ તો તે ( શિવપણું ) તમારૂં અને મારૂં ચાલુ જન્મમાં જ થાય છે

૭ જે મનુષ્યો પોતાના હક મેળવવા ખાતર, પોતાના લાભ જાળવવા ખાતર અને પોતાની કીર્તિ ખાતર લડવા વઢવામાં મંડ્યા રહે છે તેવા મનુષ્યોને, તેમ જ જેમનાં કામોમાં "હુંભાર" રહ્યો છે, અને જેઓ સ્વાર્થ તથા હુંભાવ રૂપી રેતાળ ભૂમી ઉપર ચણતર ચણે છે, તેવા મનુષ્યોને આત્માનું જ્ઞાન, તેનો અનિર્વચનીય આનંદ, તેની શાંતિ અને શુભ બળ મળી શકે નહી. પરંતુ જે લોકો કજીઆના મૂળનું, આધી તથા વ્યાધીના

કારણનું નિકંદન કરે છે તેમને તે મળે છે. ખરેખર તેવા જ લોકો આત્માના–શિવના સેવક છે, તેઓ જ જગતગુરૂના શિષ્યો છે અને પરમાત્માના ભક્તો છે.

૮. આત્મા–બ્રહ્મ–ના અનુયાયીઓ આજે પણ દુનિયામાં છે ખરા. તેઓ મનન કરે છે, લખે છે, ભાષણ આપે છે અને તેવું વર્તન આચરે છે. રે! આપણામાં પેગમ્બરો પણ છે અને તેમની ખ્યાતી આખી પૃથ્વિમાં ફેલાઇ રહી છે પવિત્ર આનંદનો યુગ ઝરો દુનિયામાં જોરથી વદે છે. જેથી સ્ત્રી પુરૂષોમાં અપૂર્વ મહત્વાકાંક્ષા અને આસ્થા ઉત્પન્ન થઇ છે, અને જેઓ જોઈ અથવા સાંભળી શકતા પણ નથી, તેમના મનમાં પણ વધુ સુંદર અને વધુ જ્ઞાની જીવન ગાળવાની ઉત્કંઠા થાય છે.

૯. ધર્મનું રાજ્ય ચાલે છે અને તે મનુષ્યોના હૃદયમાં તથા જીવનમાં પ્રવર્તે છે. જેમણે નિઃસ્વાર્થના નિર્મળ માર્ગે જઈ સનાતન પરમાત્માનું મંદિર શોધી કહાડ્યું છે તેઓ ધર્મનું રાજ્ય ચાલતું હોવાનું સમજવા લાગ્યા છે.

૧૦. મનુષ્યની વાસના પ્રમાણે ઈશ્વર બદલાતો નથી તેમ થાય તો પરમ જ્ઞાની અજ્ઞાન થયા બરાબર છે. માટે મનુષ્યે શિવ–પૂર્ણ જ્ઞાની–થવા માટે બ્રહ્મનું અનુકરણ કરવું જોઇએ તેનો અર્થ એવો છે કે અજ્ઞાનીએ જ્ઞાની થવું. મનુષ્ય માટે તે નિયમનો ભંગ થઇ શકે નહીં, ભંગ થાય તો ધોટાળો થઇ જાય. મનુષ્યે તે નિયમને અનુસરવું જોઇએ એ નિયમ શાંતિ, પદ્ધતિ અને ન્યાયને અનુસરી રચાયલો છે.

૧૧. મનુષ્યે પોતાના મનની ઇચ્છાને આધિન રહેવું, એના જેવું દુઃખદાયક બંધન બીજું કાંઇ નથી. જન્મ મરણના નિયમને પૂર્ણ આધિન થઈ વર્તવું એના જેવી મુક્તિ બીજા કશામાં નથી. તે નિયમ એવો છે કે મનુષ્યે પોતાનું હૃદય નિર્મળ કરવું જોઇએ જુના મનને મારી નાંખી નવા મનને જન્મ આપવો જોઇએ, બધા ઉપર એક સરખે પ્રેમ એજ ધર્મનું રાજ્ય હોવાથી, મ્હારૂં તારૂં નાશ પામી સર્વત્ર પ્રેમમય દેખાય એ આપણું આખું જીવન પ્રેમમય બનવું જોઇએ. પ્રેમ બધાને આલિંગન આપે છે, કોઇને પણ પાછો કહાડતો નથી. પ્રેમ ઉપર બધાનો હક હોવાથી પ્રેમને પોતાનો કરી શકાય છે અને સૌ કોઇ ચાલુ જન્મમાં પ્રેમમય થઈ શકે છે.

૧૨. આહા! મનોહર મૂર્તિ–આત્મા! મનુષ્ય પોતે ચિદ્ અંશ છે એમ સમજી ચાલુ જન્મમાં નિર્વાણ પદ મેળવે એ જાણવું કેવું આનંદજનક છે?

૧૩. ઓ, માયા! મનુષ્યને વિનાશી દેહ ઉપર પ્રીતિ હોવાથી અવિનાશી આત્માનો નાશ કરે, એ જાણવું કેવું દયાજનક છે?

૧૪. તે નીતિ નિયમને આત્માધિન રહ્યા એટલે પાપ અને વિનાશી દેહભાવનો નાશ થયો અને નિર્મળ આનંદ તથા અખંડ શાંતિ મળ્યા સમજવાં.

૧૫. પોતાની સ્વાર્થી ઇચ્છાને અનુસરવું એટલે આધી તથા વ્યાધી રૂપી વાદળાં જે અવિનાશી બ્રહ્મના પ્રકાશ ઉપર અંધકાર લાવે છે, તેનાથી પોતાના જીવાત્માને ઢાંક્યા બરાબર, અને પોતાની જાતને ખરા આનંદમાંથી અલગ રાખ્યા બરાબર છે. કારણ મનુષ્ય જેવું વાવે તેવુંજ તે લણે છે.

૧૬. ખરેખર ધર્મનું રાજ્ય ચાલે છે, અને તે હમેશ માટે છે. ન્યાય તથા પ્રેમ તેના સનાતન મંત્રીઓ છે.

# ૧૩. અદલ ન્યાય.

૧. સ્થૂલ સૃષ્ટિ તેનાં જુદા જુદા પ્રકારનાં બળોની સમાનતાને લીધે ટકી રહી છે અને તેનો નાશ થતો નથી.

૨. સૃષ્ટિનું સદસત (સત્-અસત્)નું ધોરણ તેની સમાનશક્તિના અદલ ન્યાયને લીધે ટકી રહ્યું છે અને તે તુટી જતું નથી.

૩. સ્થૂળ દુનિયામાં વાયુ વિનાની જગ્યા હોય, તો આધ્યાત્મિક દુનિયામાં અશાંતિ હોય. અર્થાત્ ત્યાં અશાંતિ છેજ નહીં.

૪. સૃષ્ટિમાં તોફાની થઇ વસ્તુઓનો નાશ થઇ તેનું રૂપાંતર થઇ જાય છે. તોપણ ભીતરમાં જે શાશ્વત અને પૂર્ણ છે, તેમાં કાંઇ ફેરફાર થતો નથી. મનુષ્યને જો કે આધી, વ્યાધી અને ઉપાધી ઘણાં વળગેલાં છે, તોપણ તેના ઉંડ ભીતરમાં શાશ્વત આનંદ, અખંડ શાંતિ અને નિર્લેપ ન્યાયાધીશનો વાસ છે.

૫. ત્યારે સૃષ્ટિમાં અન્યાય છેજ નહીં કે શું ? અન્યાય છે અને નથી પણ ખરો મનુષ્ય જે પ્રકારનું જીવન ગાળે છે અને જ્ઞાનની જે ભૂમિકા ઉપરથી દુનિયાને જોઇ તુલના કરે છે, તે ઉપર તેનો આધાર રહ્યો છે. જે મનુષ્ય મોહમાયામાં પડયો રહે છે, તે બધે અન્યાય જુવે છે; જેણે મોહમાયા દૂર કરી છે તે, માનુષી જીંદગીની દરેક દરેક અવસ્થામાં ન્યાય પ્રવર્તતો જુવે છે. અન્યાય એ મોહમાયાની ખોટી અને ઢંગધડા વગરની સ્થિતિ છે અને જેઓ તે સબંધે વિચાર કર્યા કરે છે, તેમને તે ખરી દેખાય છે. જીંદગીમાં ધર્મ એજ શાશ્વત અને ખરો છે, અને આ દેહ તે "હું" છું એવા દેહભાવરૂપી દુઃખદાયક સ્વપ્નામાંથી જાગ્રત થઇ જેઓ બહાર નિકળ્યા છે, તેમને ધર્મ પ્રતાપી દેખાય છે.

૬. મોહમાયા અને દેહભાવની પાર જવાય નહીં. ત્યાં સુધી દૈવી પદ્ધતિ-ક્રમ સમજી શકાય નહીં. અપકાર અને નુકસાનનો કાંઇ વિચાર સરખો પણ રહ્યો હોય તો તે વિચારનો સર્વને આલિંગન દેતાં પ્રેમરૂપી નિર્મળ અગ્નિમાં હોમી દીધા સિવાય નિરંજન ધર્મરાજાનો ખ્યાલ પણ આવી શકે નહીં.

૭. જે મનુષ્ય એમ ધારે છે કે "મારી અવગણના થઇ, મને દુઃખ દેવામાં આવ્યું, મારૂં અપમાન થયું, મારી સાથે ગેરવર્તન ચલાવવામાં આવ્યું,"-તે મનુષ્ય ન્યાય શું તે સમજી શકતો નથી. તે જીવપણામાં અંધ થયલો હોવાથી, શિવ-આત્માના નિર્મળ સિદ્ધાંતો સમજી શકે નહીં, તે પોતાના નુકસાન બદલ વિચાર કર્યા કરતો હોવાથી, હમેશ દુઃખમાં સબ્યા કરે છે.

૮. મોહમાયાના પ્રદેશમાં જુદા જુદા વિકારોની સતત લડાઇ ચાલું હોય છે અને તેમાં જે લોકો સપડાયલા છે તેઓ દુ:ખી થાય છે. જગતમાં આઘાત સાથે પ્રત્યાઘાત, કર્મ સાથે ફળ, કારણ સાથે પરિણામ હોય છે. તે બધાના ભીતરમાં તથા બધાની પર પરમ ધર્મ

કાળ છે, જે ઘણી જ બારિક રીતે અને ભૂલચૂક વગર મનુષ્યોને નિયમમાં રાખે છે. અને અદલ ન્યાયથી કર્મ પ્રમાણે ફળ આપે છે. પરંતુ જે લોકો કજીઆ કંકાસમાં જોડાયા હોય છે, તેઓ આ ધર્મરાજને જોતા નથી. એ, જોઈ શકે પણ નહીં. અસુરોનું જબરૂં જોર નરમ પડયા સિવાય આ ધર્મરાજને જોઇ શકાય નહીં.

૯. આશા, તૃષ્ણા, હિંસા, ભ્રાન્તિ, ઇર્ષ્યા, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર અને ગર્વ, એ મોહમાયા–પ્રવૃત્તિનો વિસ્તાર છે. અંધ બનાવે તેવા મોહમાયાના એકાદ વિકારમાં પણ જે મનુષ્ય તણાયો જતો હોય, તે કેવી રીતે ધર્મરાજને જોઇ શકે અથવા આત્મા–બ્રહ્મ–ને બુદ્ધિમાં ઉતારી શકે ? કોઇ મનુષ્ય બળતા મકાનની આગમાં સપડાઇ ગયો હોય તેને કહીએ કે, તું નિરાંતે બેસી આગ લાગવાનું કારણ ખોળી કહાડ, તેના જેવી આ વાત પણ છે.

૧૦. ફક્ત ઉપરટપકે જોવાથી દરેક કાર્ય આપોઆપ ઉભું થયું હોય, તેને કોઇ કારણ અને પરિણામ સાથે સંબંધ રહ્યો ન હોય, એમ મનુષ્યો લેખતા હોવાથી તેઓ બીજાનાં કાર્યો ગેરવાજબી હોવાનું ગણે છે. અદલ તુલનાથી ન્યાય આપનારી શક્તિ જે પોતાનું કાર્ય ક્ષણે ક્ષણે કર્યે જાય છે, તે સંબંધે સદસતની સૃષ્ટિમાં મનુષ્યોને કારણ અને પરિણામનું જ્ઞાન ન હોવાથી તે શક્તિને તેઓ જોઇ શકતા નથી, તેથી તેઓ પોતાના કાર્ય ખોટાં હોય એમ કદાપણ ગણતા નથી. પરંતુ બીજાના કાર્યો ખોટાં ગણે છે—એક છોકરો સુતેલા જાનવરને મારે છે, તેથી તે અરક્ષિત છોકરાને તેના ઘાતકીપણા માટે એક ગોરો મનુષ્ય મારે છે, તે ઉપરથી તેના કરતાં વધુ જબરો મનુષ્ય તે છોકરા તરફ ઘાતકીપણું બતાવવા માટે તે મનુષ્યને મારવા ઉતરી પડે છે ! દરેક જણ પોતાને વાજબી–(ન્યાયી) અને દયાળુ ગણી બીજાને ખોટા અને ઘાતકી લેખે છે, તે છોકરાએ તે જાનવર તરફ જે વર્તન દેખાડયું તેનું વાસ્તવિકપણું જેવી રીતે તે સાબીત કરે, તે પ્રમાણે લગભગ તમામ મનુષ્યો કરે છે. આવી રીતે અજ્ઞાનથી દ્વેષ અને કજીઓ ચાલુ રહે છે.

૧૧. જીંદગીમાં ખરો માર્ગ નહીં જડવાથી આવી રીતે મોહમાયામાં–પ્રવૃત્તિમાં–પડી રહી, રાગદ્વેષમાં જીવન ગાળી, મનુષ્યો અંધ થઇ પોતાની ઉપર દુઃખ વ્હોરે છે–તેઓ દ્વેષની સામું દ્વેષ, ક્રોધની સામું ક્રોધ, તકરારીસાદની સામું તકરારી ફીસાદ કરે છે. જે મનુષ્ય બીજાને મારી નાંખે છે તે પોતે મરાયેલો છે. ચોર જે બીજાનું પચાવી પાડી જીવન ગાળે છે તે પોતે લુંટાયેલો સમજવો. જે જાનવરો બીજાનો શિકાર કરે છે તેમનો શિકાર થઇ તેઓ મરવું શરણ થાય છે. આળ ચઢાવનાર ઉપર આળ આવે છે, નિંદા કરનારની નિંદા થાય છે અને ધમકી આપનાર–ત્રાસ કરનાર–હેરાનગતી પામે છે !

" આ ધોરણે ખુની પોતાના જ પેટમાં છરો મારે છે.

" અન્યાયી ન્યાયાધીશનો બચાવ કરનાર કોઇ થતું નથી.

" જુઠાને તેના જુઠાણા માટે શિક્ષા મળે છે.

" ખાતર પાડનાર ચોર અને લુંટારાને લુંટેલું પાછું આપવું પડે છે.

" કર્મનો નિયમ આવો છે. "

૧૨. મોહમાયા-પ્રવૃત્તિને પણ સવળી (ક્રિયાસાધક) અને અવળી (નિષ્ક્રિય) બાજુ હોય છે. મૂર્ખ અને કપટી, જુલમગાર અને ગુલામ, કજીઓ કરનાર અને વેર વાળનાર, ધૂતારો અને વહેમી, સિદ્ધસાધકની ગરજ સારે છે. આવા સોદા ન્યાયને હતુ પાર પાડવા કર્મના નિયમ પ્રમાણે એકઠા મળે છે. મનુષ્યો એક બીજાને દુઃખ ઉભું કરવામાં અજાણુતાં સહાયભૂત થાય છે. આંધળો આંધળાને દોરે છે, અને બેઉ ખાડામાં પડે છે!—આધી, વ્યાધી, ઉપાધી અને કાળચક્રના ફેરફાર એ મોહમાયારૂપી ફૂલનાં ફળ છે.

૧૩. રાગદ્વેષવાળો મનુષ્ય જ્યાં ફક્ત અન્યાય જુવે છે, ત્યાં સજ્જન મનુષ્ય જેણે રાગદ્વેષ દૂર કર્યા છે, તે કર્મ અને તેનું ફળ હોવાનું સમજે છે; અલૌકિક ન્યાય હોવાનું જાણે છે. અન્યાય થતો હોવાનું તે માનતો ન હોવાથી, તે પોતાની ઉપર અન્યાય ગુજર્યો એવું કદીપણ કહેતો નથી. તે પોતાના આત્માને દુઃખી કરતો નથી અથવા છેતરતો નથી, તેથી બીજુ કોઈ તેને દુઃખ દઈ શકે નહીં અથવા છેતરી શકે નહી એવુ તે જાણે છે—મનુષ્યો તેના તરફ ગમે તેટલો ક્રોધ કરે અથવા બેવકુફીથી વર્તે, તોપણ તેથી તેને કાંઈ દુઃખ થતું નથી, કારણ તે સમજે કે જે જે તેની ઉપર આવી પડે છે ( ભલે તે નિંદા કે સતામણી હોય ) તે તેણે પ્રથમ જે ઉદ્‌ગાર કહાડ્યા હતા, તેના પરિણામરૂપે છે તેથી તે બધી બાબતોને શુભ લેખે છે—બધી બાબતોમાં તે આનંદ માને છે, દુશ્મનો ઉપર પ્રેમ રાખે છે, જે એને શ્રાપ આપે તેને તે આશીર્વાદ દે છે, અને સમજે છે કે આવા અજ્ઞાન પણ ઉપકારક સાધન સિવાય તે મહાન્ ધર્મરાજા પ્રત્યે પોતાનું ગુદસ્તનું દેવું આપવા તે શક્તિવાન થયો હોત નહી.

સજ્જન મનુષ્યમાં રોષ, પ્યાર, ગરજમતલબીપણુ અને અહંભાવ ગળી ગયલા હોવાથી તે સમતોલ—વ્યાપી—બન્યો હોય છે. અને તેથી પરમાત્મા જે આખી સૃષ્ટિને સતત્ સમધારણમાં રાખે છે, તે સાથે તે તદ્રુપ થયો હોય છે. રાગદ્વેષનાં અંધ બળોની પર જવાથી તે તે શક્તિઓને સમજે છે. અને પહાડ ઉપર એકાંત સેવન કરનાર મનુષ્ય, તળેટી આગળના વાવાઝોડાને જેવી રીતે બારિક દૃષ્ટિથી જુવે છે, તેવી જ રીતે તે તે શક્તિઓને જુવે છે. તેને મન અન્યાય છે જ નહીં. પરતુ અજ્ઞાનના પરિણામે દુઃખ, અને જ્ઞાનના પરિણામે સુખ, તેની નજરે પડે છે. મૂર્ખ અને ગુલામને તેની દયાની જરૂર છે, એટલુંજ નહીં પરંતુ દગાખોર અને જુલમગારને પણ તેની દયાની તેટલીજ જરૂર છે, એમ તે સમજે છે—અને તેથી તે બધા ઉપર દયા ભાવ રાખે છે.

અદલ ન્યાય એ જ અલૌકિક પ્રેમ છે. જ્યાં કારણ હોય ત્યાં કાર્ય થયા વગર રહે નહી અને તેના પરિણામમાંથી નાસી છુટવા બારી હોતી નથી.

જ્યાં સુધી મનુષ્ય દ્વેષ, પ્યાર, ક્રોધ અને નિંદાને વશ હોય ત્યાં સુધી સ્વપ્નવશ થયલા મનુષ્યની માફક તે પોતાને અન્યાય થયાનું સમજે છે. અને તે અન્યાય સિવાય બીજું કાંઈ પણ સમજી શકે નહી; પરંતુ જેણે તામસી, અંધ કરે, તેવા વિકારોને દૂર કર્યા હોય તે સમજતો થયો હોય છે કે સર્વની પર કદીપણ ભૂલ કરે નહીં એવો ન્યાયાધીશ ધર્મરાજા બીરાજે છે અને આખી સૃષ્ટિમાં અન્યાય જેવી વસ્તુ ખરેખર છે જ નહી.

# "હિસ્ટીરિયા."

## રોગનુ વર્ણન અને ઉપચાર.

### લેખક શ્રીયુત્ પંડિત રામનાથ હરિશંકર શર્મા વૈદ્ય

૧.

વિવેચનઃ—

આ સુધરેલા જમાનામાં સુધરેલા સ્ત્રી સમાજની અંદર "હિસ્ટીરીઆ" રોગની એક સુધરેલી "ફેશન" સર્વવ્યાપી જણાય છે.

નબળા બાંધાનાં, નાજુક પ્રકૃતિનાં સેંકડો નવજુવાન રમણીરત્નો, મુગ્ધાવસ્થામાંજ આ નવા જમાનાના હિસ્ટીરીઆરૂપી શત્રુના પંજામાં હસ્તગત થાય છે. યૌવનરૂપી ખીલતી કળી પોતાની પાંખડીઓને વિકાસ આપતાં આપતાંજ કરમાઇ જાય છે.

લજ્જાને લીધે સેંકડો સ્ત્રીઓ પોતાની અંદરનાં ગુપ્ત દરદો બને ત્યાંસુધી છુપાવવાની કોશીષ કરે છે. પરંતુ મ્હો ઉપરની તે ગુલાબી લાલી, આંખોનો તે થનથનાટ, હૃદયનો તે ઉભરો, મનનો તે આલ્હાદ, ભ્રુકુટીનું તે મોહકપણું, શરીરનું તે તેજ, વૃત્તિઓનું તે રસીકપણું, અને હાસ્યમાં રહેલી તે મધુરતા,—એ સર્વ તેની પુર જાહોજલાલીમાં ખીલી ઉઠવાની વખતે નષ્ટ થતું જણાય છે,—ત્યારે ચતુર અને બાહોશ વૈદક ક્રિયા જાણનાર વૈદ્ય, હકીમ તથા ડાકટરના જોવાથી તે છુપું રહી શકતું નથી. એ સર્વનું કારણ માત્ર આ "હિસ્ટીરીઆ"રૂપી યમરાજ છે! આપણા દેશની સ્ત્રીઓને વૈદકિય જ્ઞાન નહિ હોવાથી અને સ્ત્રીઓમાં કેળવણીનો અભાવ હોઇ તેવું જ્ઞાન તે મેળવી શકતી નહિ હોવાથી, હાલમાં આ દુઃખદ સ્થિતિમાં વધારો થયો છે. વડોદરાના મહારાજા સાહેબે કૃપાવંત થઇ પસાર કરેલા ફરજિયાત કેળવણીના કાયદાથી સ્ત્રી સમાજમાં જે કેળવણીનો પ્રચાર થવા માંડયો છે, તે દ્વારા ભવિષ્ય માટે સારી આશા બંધાય છે.

આ દરદને ઉપયોગી અને મદદરૂપ થઇ પડે, તે અર્થે હિસ્ટીરીઆ રોગનું વર્ણન, કારણ તથા લક્ષણ, ઉપચાર પદ્ધતિ, તથા આહાર વિહાર, વિગેરેનું સરલ અને સમજી શકાય તેવા શબ્દોમાં અહિં વર્ણન કરવામાં આવ્યું છે.

હિસ્ટીરીઆ રોગના અન્ય ભાષામાં નામો.—

આ રોગને આયુર્વેદમાં "અપતંત્રક" અને યુનાનિમાં 'ઇખતેનાકુર રહેમ,' ઇંગ્રેજી ડાક્ટરીમાં Hysteria (હિસ્ટીરીઆ) તથા ગુજરાતી ભાષામાં "વાયુ રોગ" અથવા "ભૂતોન્માદ" કહેવામાં આવે છે.

આ એક માનસિક રોગ છે અને માનસિક નબળાઇ જેમ શારીરિક નબળાઈમાંથી ઉદ્‌ભવ પામે છે, તેમ મગજ ( Brain )ના વિકારોથી પણ શરીર ઉપર ઘણી દુષ્ટ અસર થાય છે. પરિણામે આ રોગ થઇ આવે છે

હિસ્ટીરીઆનો રોગ વિશેષ કરીને સ્ત્રીઓને (તેમજ જવલ્લે નબળા મનના પુરુષો)ને લાગુ પડે છે. અને આ રોગ વંશપરંપરા પણ ઉતરે છે. અને આ રોગને ઘણાં મૂર્ખ અને અજ્ઞાન સ્ત્રી પુરુષો "ભૂત, પ્રેત, ડાકણ, ઝાડઝપટ" છે એમ ઠોકી બેસાડે છે। આ રોગને શરીરના કોઇ અમુક અવયવ સાથે ખાસ સંબંધ નથી.

કારણઃ—( વૈદકના આધારે )

આ દરદનું વાસ્તવિક કારણ જણાતું નથી, પણ વિવિધ રોગો પ્રમાણે-કારણો પણ-ઘણાં છે. જેવાં કે મગજની તથા ચેતના યંત્ર ( Nervous System ) ની નબળાઇથી આ દરદ મુખ્યત્વે થઇ આવે છે. તેને લીધે બીજા અવયવો નબળા પડે છે. ઘણા વિદ્વાનો એમ માને છે કે આ રોગ મુખ્ય ગર્ભાશયનો છે; પણ તે સ્ત્રીઓને જ લાગુ પડે છે એમ નથી, ( કારણકે તે કદિ કદિ પુરૂષોને પણ લાગુ પડે છે. ) તેથી સિદ્ધ થાય છે કે આ દરદનું મુખ્ય કારણ શરીરના મુખ્ય સ્થાન-ચેતનના યંત્રના નબળા પડવાથી છે. બીજી દ્રષ્ટિથી હિસ્ટીરીયાવાળા દરદીને ઘણી ફરીયાદો ગર્ભાશયની હોય છે, તેથી તેને ગર્ભાશયની બીમારીનું પરિણામ માનવામાં પણ એકંદર રીતે હરકત નથી.

સ્ત્રી મંડળની અંદર આ વ્યાધિ વિશેષ જોવામાં આવે છે. પુરુષોમાં તે ક્વચિત્ મા લુમ પડેછે. પંદર, વીશ વર્ષની જુવાન વયની સ્ત્રીઓમાં તથા વિધવા સ્ત્રીઓમાં તથા જેને છોકરાં ન થતાં હોય તેનો ચિન્તાવાળી સધવા સ્ત્રીઓના વર્ગમાં આ રોગ ઘણો જોવામાં આવે છે આ ઉપરાંત લગ્ન સબંધિ અસંતોષ, ધણી તરફનો તિરસ્કાર, સાસુ સસરા તરફથી સંતાપ, ગર્ભાશયના વ્યાધિ, ઋતુવિકાર, હાથરસની કુટેવ, અતિવિષયાસક્તિ, એ પણ તે થવાનાં કારણોમાં છે નબળાઇમાં ઉછરેલી છોકરીઓનું ધરક ભરેલી વાતો તથા પ્યારની-વિષયની નૉવેલો વાંચીને તરેહવાર વિચારોથી મન ઉશ્કેરાય છે. કામવાસનાની અતૃપ્તિથી, પતિસાથે અણબનાવ થવાથી, પતિ પરસ્ત્રીલંપટ હોવાથી, દસ્તાનમાં કૃમિ એટલે જંતુ પડવાથી, નિરાધાર સ્ત્રીઓને અને બીજી સ્ત્રીઓને ( મોટા કુટુંબમાં રહી હોય અને કુટુંબનાં ) પ્રિયજનો ગુજરી જવાથી મનને ધક્કો લાગવાથી તેના ઉદ્વેગમાં, કોઈ દહેશત ભરેલી વાત ઓચિંતી સાંભળવાથી, ઓપરીના વ્યાધિથી, ઝાડાની કબજીયાતથી, પ્રદરથી તેમજ અને ગર્ભાશયનાં કેટલાંક દરદોથી* પણ આ રોગ થઇ આવે છે.

---

* આ દરદો આર્તવ વિકારનાં ગણાય છે. તેના ત્રણ ભેદ છે. નષ્ટાર્તવ, પીડિતાર્તવ અને અલ્પઆર્તવ.—એટલે રજસ્વલા ધર્મ નહિ થવો તેને વૈદક શાસ્ત્રમાં નષ્ટાર્તવ કહે છે અને દરદ સાથે રજસ્વલા ધર્મ આવવો એને પીડિતાર્તવ કહે છે. અલ્પાર્તવ

લક્ષણો:—

આ રોગનાં લક્ષણો ઘણા પ્રકારનાં હોય છે. મુખ્ય ચિન્હનું અત્રે વિગતવાર વર્ણન કરવામાં આવે છે.

આ રોગ બે વિભાગમાં વહેંચવામાં આવે છેઃ

એક ચેતના યત્રને લગતો અને બીજો તાણનો.

ઘણા વૈદ, હકિમો તથા ડૉક્ટરો કહે છે કે, આ રોગ રાત્રે થતો નથી, પણ મારા ખાસ અનુભવ પ્રમાણે આ હિસ્ટીરીઆરૂપી શત્રુ રાત્રે પણ હુમલો કરે છે.

દરદની શરૂવાતમાં માથું ભારે થવા માંડે છે; ને પછી રોગી એકદમ બેભાન થઇ જાય છે અને તેના શરીરની ખેંચ ધીમે ધીમે શરૂ થાય છે. હાથ પગનાં આંગળાં વળી જાય છે ને આખું અંગ તણાય છે. માથું ગરમ થઈ જાય છે. ને શરીરે પરસેવો થઇ જાય છે. તાણ કોઇ વખત ઓછી વધતી આવે છે. દાંત બંધ થઈ જાય છે. કોઇ કોઇ વખતે જીભ અગર હોઠ દાંત વચ્ચે કચરાય છે. દરદી ઉછાળા અને પછાડા મારે છે. કોઈ કોઈ દરદી રાડો બૂમો તથા કુતરાની માફક બરાડા પણ પાડે છે. કોઇ કોઇ વખત દરદીને તાણ આવે છે, તે વખતે એકદમ હસ હસ કરે છે અને કોઇ કોઇ વખતે રડયાં પણ કરે છે. કોઈ વખત શાંત રીતે ખેંચ આવે છે. શ્વાસ મુંઝાય છે. વખતે વાળ પણ તોડે છે. તાણ આવતી વખત પેટમાં ગોળો ચડે છે ખેંચ આવતી વખતે કોઇ વખત અંદર સાધારણ સ્મૃતિ રહે છે કપડાં ફાડે છે, હસે છે, બકે છે અને ખેંચ તાણ બંધ થાય છે, સારે દરદી અત્યંત થાકી ગયો હોય એવું લાગે છે જો પાછી તાણ આવવાની હોય તો હાથ પગના આંગળાંઓ ખુલતા નથી અને કોઇ સમયે ખુલે છે પણ ખરાં. તાણ બંધ થતી વખતે કોઈ વખત બગાસું અથવા ઓડકાર આવે છે અથવા કોઇ વખત આવતું પણ નથી. જ્યારે શુદ્ધિમાં આવે છે ત્યારે દરદીના દરેક સાંધા દુખ્યા કરે છે.

કોઇ દરદી હિસ્ટીરીઆ આવવાનું હોય તે પહેલાં જણાવી શકે છે, ને કોઈ દરદી જણાવી શકતો નથી. તેને એકદમ ખેંચ થઈ આવે છે. વખતે બેભાન સ્થીતીમાં દરદીને ખેંચ આવ્યા પછી શરીરની ડાબી અગર જમણી બાજુ ચરકો પણ આવે છે તાણ સિવાય ઘણાં પ્રકારના મનના વિકાર પણ થાય છે, જેવા કે દરદી આનંદમાં રહે છે ને કોઈ વખત દીલગીરીમાં પણ રહે છે.

દરદી કોઇ વખત દિવસોને દિવસો સુધી બેભાન રહે છે ને તે બેભાનીમાં વાતો પણ કરે છે ને જાગ્રતાવસ્થામાં કંઠ કરેલા શ્લોકો અગર ભજનો તથા ગાયનો બોલે છે. તે વખ-

(બહુ આર્તવ) માં રજસ્વલાધર્મનું અતિશય આવવું એટલે દસ્તાનનું વહેવું થાય છે (દસ્તાન દર માસે આવવાને બદલે થોડી થોડી મુદતે આવે, અને જેટલા દિવસ એટલે ચાર દિવસ આવવું જોઇએ તેના કરતાં વધારે દહાડા સુધી દેખાયા કરે છે) આ ઉપરાંત ગર્ભાશય માર્ગે ચીકણી, સફેત ધાતુ વહે છે, જેને "પ્રદર" કહે છે. તે પણ અતિશય નબળાઇ કરનારો તથા સ્ત્રીના શરીરને ધોઇ નાંખનારો દુષ્ટ ગુપ્ત રોગ છે.

તમાં જાદુ પણ ઘણી કરે છે, ને જે વસ્તુ અપ્રાપ્ય હોય તેની ઇચ્છા દર્શાવે છે. પણ દરદીની તે ઇચ્છા નીચે પ્રમાણે પૂર્ણ કરી શકાય છે. જેની રીતે ગુલાબનું ફૂલ જોઈતું હોય તો તેને આપણે રૂમાલ અગર કોઇ વસ્તુ નાક ધરીએ અને ગુલાબ છે એમ કહીએ તો પોતે ગુલાબ જેવી વાસ તે વસ્તુની અંદર ફુલરૂપે કબુલ પણ કરે છે ! આ સ્થીતીમાં દરદી સાથે વાતચીત કરવાથી તે પોતાની ખાનગી વાત પણ કદિ કદિ કહી દે છે.

જ્યારે દરદી શક્તિહીન થઇ જાય છે ત્યારે ઊંઘ આવતી નથી ને શરીરમાં ચસકા આવે છે. ને જાણે કોઇ ખીલો ઘોચતું હોય, તેની રીતે દુઃખ થાય છે. ને કોઇ વખત દરદી શુદ્ધિમાં હોય પણ દાંત બંધ થઈ ગયેલા હોય ને કોઇ વખત દાંત ખુલ્લા હોય છે. ખોરાક લેવાની નળી બંધ થઇ જાય છે, ત્યારે દુધ અગર પાણી પણ ઉતરી શકતું નથી. છાતીમાં ગભરામણ થઇ આવે છે. ને તે કલાકો ને કલાકો સુધી રહે છે. આ રોગમાં ગોળાનો ઉપદ્રવ વિશેષ હોય છે ને કોઇ કોઇ વખત હૃદય ઉપર દબાણ થવાથી દરદી ઇશ્વર શરણ પણ થઈ જાય છે. દરદી શુદ્ધિમાં હોય પણ બોલી શકાતું નથી ને સાદ બેસી જાય છે. પગમાં ગોટલા ચડે છે. આંખે વિચિત્ર દેખાવ જણાય છે. જીભમાં સ્વાદ રહેતો નથી. કોઇ વખત શરીર ઉપરના સ્પર્શ જ્ઞાનનો અભાવ હોય છે કેટલીક વખત ખેંચને લીધે સ્નાયુ અને રહેના શરીરના ભાગો પણ રહી જાય છે. આ પ્રમાણે થઇને તે ખાટલા વશ થઇ જાય છે.

સ્ત્રી સગર્ભા હોય તો પૂર્ણ હિસ્ટીરીઆ થઇ આવે છે. કોઇ વખત પેટ સગર્ભા હોય એવું જણાય છે, પણ તેની બરોબર તપાસ કરવી. તે ગર્ભસ્થાન ઉપર બરફનો કકડો મુકવાથી જણાઇ આવશે. શરીરમાં બળતરા નહિ છતાં, "બળું છુ, બળું છુ," કરીને દરદી પાણી માગે છે.

હિસ્ટીરીઆવાળા દરદીને ખાસ કરીને દસ્તની કબજીયત, ઓડકાર, અજીર્ણ, અમ્લપિત્ત, ઉલટી, સુંદ, ને કોઇ વખત કોલેરા જેવું પણ થઇ આવે છે. પેસાબનું બંધ થઈ જવું ને કોઇ વખત થોડી છુટ હોય છે. ને કોઈ વખત ઝાડા થયાં કરે છે. અલ્પ આર્ત્તવ, પીડિત આર્તવ, નષ્ટ આર્તવ, પ્રદર, તાવ, ઉધરસ, પેટાળમાં ગરમી, આદિ થવાની સાથે ઘણ મહિનાના મહિના સુધી આવતી નથી.

હિસ્ટીરીઆવાળા દરદીના રોગનાં ઘણાં ચિન્હો અને તેનો બકવાદ અજ્ઞાન લોકોના ભુતના સંચાર જેવો દેખાય છે. આ રોગ ઘણો ત્રાસદાયક છે. આ રોગ, માટે ઘણા કુશળ અને બાહોશ વૈદ, હકીમ, ડોકટરસાહેબો ગોથામાં આવી પડે છે, કારણકે આ રોગને સાધારણ રીતે મળતા બીજા પણ અમુક રોગો છે. તેની સરખામણીને અર્થે તફાવત મુખ્ય બાબત ઉપર બતાવવામાં આવે છે.

હિસ્ટીરીઆમાં મ્હો ઉપર ફીણ આવતું નથી. વાઇમાં ફીણ આવે છે. અને ધનુર્વાતમાં—ધનુષની માફક વાંકુ વળી જવાય છે. મગજમાં રક્તસ્રાવ અથવા રક્તનો ભરાવો—મગજમાં લોહી ભરાઇ જવાથી અગર સ્રાવ થવાથી બેભાન થવાય છે. ઊંઘ આવતી નથી. અને કેટેલેપ્સીમાં—જે સ્થીતીમાં દરદી પડે છે, તેજ સ્થીતીમાં શરીર રહે છે. જેવી રીતે કે હાથ સીધો પડયો હોય તો સીધોજ રોગ ચાલુ રહેતાં સુધી રહે છે.

## ૨.

## ઉપાય.

કસરતઃ

(૧) કસરત કરતી વખતે સિદ્ધા ઉભા રહેવું, પગની એડી એકમેક સાથ લગાડવી, ગુડણ સરખાં રાખવા, છાતી બહાર કાઢી, પેટ અંદર લઇ જવું. હાથ ખુલતા રાખવા, ખભા પાછલ લઇ જવા, ગરદન સીદ્ધી રાખવી અને સામે જોવું, ઉપર લખ્યા પ્રમાણે ઉભા રહી જમણો હાથ જમણા ખભાની લાઇનમાં જમણી બાજુએ અને ડાબો હાથ ડાબા ખભાની લાઈનમાં ડાબી બાજુએ સીદ્ધો કરવો ને ગોળ કુંડાળામાં બન્ને હાથ પાંચથી દશ વખત ફેરવવા. છાતી બહાર રાખવી તથા માથું હલાવવું નહિ. આ કસરત-વ્યાયામથી ચેતના યંત્ર ( Nervous System ) ઘણુંજ મજબુત થાય છે.

(૨) પદ્માસનની પેરે એટલે જમીન ઉપર બેસી જમણા પગને ડાબી સાથળ પર રાખી અને ડાબા પગને જમણી સાથળ પર રાખી બેસવું. પછી બંને હાથેલી જમીન ઉપર ટેકવી તેના ઉપર ભાર દઇ, વજન સરખું કરી આખું શરીર તે ઉપર ઉપાડી લેવું (અધર કરવું.) આ વ્યાયામ-કસરત કરવાથી વાયુનો ઉપદ્રવ નાશ પામે છે તેમજ હિસ્ટિરીઆ જેવા દરદો પણ નાબુદ થાય છે.

ઉપરોક્ત કસરતો શક્તિ અનુસાર કરવી.

કર્મ વિપાકની શાંતિઃ

પૂર્વ જન્મના પાપોના નિવારણ અર્થે વિદ્વાન અને પવિત્ર પંડિત પાસે વેદની પારાયણો કરાવવી. અનાથાશ્રમ, વિધવા સંકટનિવારણ સભા, ગુરૂ કુળ, વેદ પ્રચાર ફંડ, તથા ગરીબ વિદ્યાર્થીઓ વગેરેને યથાશક્તિ તન, મન અને ધનથી મદદ કરવી.

પોતાના સ્નેહી જનોને આમંત્રણ કરી સવાર, સાંજ વાજીંત્ર સાથે ઇશ્વરસ્તવન કરવું અને મન પસંદ રાગ રાગણીઓ ગવરાવવી. વિદ્વાન, નિષ્પક્ષપાતિ, ધર્મનાં શુદ્ધ તત્વોને જાણનાર અને તેને અનુસરનાર-મહાત્મા, સાધુ, સંન્યાસી, પંડિત, ઉપદેશક ઇત્યાદિને દેવ સમાન જાણી તેમનો સત્કાર કરવો.

જ્યોતિષઃ

શુભ દિવસે શુભ મુહુર્તે પવિત્ર સ્થાન કે જે માટી અને ગાયના છાણથી લીપેલું હોય, તેવા સ્થાનમાં આસન મુકી પૂર્વાભિમુખે સ્નાન કરી અને પવિત્ર કપડાં પહેરીને બેસી હવન કુંડની અંદર ૭ માસા ભાર એટલે આઠ આની ભારની ગોદ આહુતીઓ આપવી. સવાર સાંજ બે વખત હોમ કરવો.

હવન કુંડ ત્રાંબાનો, ઉપરથી સમ ચોરસ એટલે બારથી સોળ આંગળ પહોળો અને ત્રણથી ચાર આંગળ સમ ચોરસ રાખવો.

**આહુતિની સામગ્રી:**

સુખડનો ભુકો, મગો, ખાખરાનાં છોડીઆં, શમી, પીપળ, વડ, ઉમરો, આંબો, બીલી, ઇત્યાદી લાકડાં હોમા બાળવાં અને આહુતી નીચેની ચીજોની આપવી.

અગર, તગર, ધોળી સુખડ, ઇલાયચી, જાયફળ, જાવંત્રી, તુલની, કપુર કાચલી, જટામાંસી, ગુગલ, લવંગ, નાગરમોથ, સંખાવલી, તલ, ટેપર—સર્વે અડધો અડધો તોલો; કપુર તોલો ૧; ગાયનું ઘી તોલા ૫; કસ્તુરી ૧ વાલ, તથા કેશર બે આની ભાર, એ સઘળું મીલાવી તઇયાર રાખવું ને સવાર સાંજ તેનો ઉપયોગ કરવો.

આ પ્રયોગ દરદીએ પોતાના ઓરડામાં કરવો ને બારી બારણાં ખુલ્લાં રાખવાં. એ કરવાથી મગજને શક્તિ મળે છે અને શરીર તંદુરસ્ત થાય છે તેમજ ઘરની આંજુ બાજુ ની હવા સ્વચ્છ થાય છે

**ઔષધ:**

આ રોગ માટે અમુક દવા આપવાથી ફાયદો થાય છે એમ નથી. પણ તેના જે જે ઉપદ્રવના ચિન્હ જણાય તેને અનુસરીને ઇલાજ કરવો ઉપદ્રવનાં ચિન્હ આ પ્રમાણે છે (૧) મગજની નબળાઇ, (૨) હૃદયનું નબળું પડવું, (૩) હોજરીના વ્યાધિ, (૪) ગોળો, (૫) ઉર્ધ્વ-અમ્લપિત્ત, (૬) કબજીયત, (૭) દસ્તાન સંબંધી, (૮) પ્રદર-સોમ, (૯) સંતાન પ્રાપ્તિની ઇચ્છા, (૧૦) તાવ, ખાંસી, ગળાનો સાદ બેસી જવો, (૧૧) અનિદ્રા, (૧૨) ચક્કા, (૧૩) ઝાડા થવા, (૧૪) માથાનો દુખાવો, (૧૫) પેસાબ છુટથી નહિ થવો, તથા (૧૬) તાણ, ઇત્યાદિ એ દરદો માટે સાવચેતીથી નીચે પ્રમાણે ઉપચાર કરવા.

**મગજ તથા હૃદયની નબળાઇ:**

| | |
|---|---|
| જહર મોહરા ખતાઇ ભસ્મ, તોલો એક | સાથ યાકુત ભસ્મ, તોલો અડધો. |
| અણુવિધ મોતિ ભસ્મ, તોલો અડધો. | પ્રવાલ ભસ્મ, તોલો અડધો. |
| સંગેયશબ ભસ્મ, તોલો અડધો. | કહરૂબાશમઇ, તોલો અડધો. |
| વાસકપુર, તોલો અડધો. | ચાંદીના વરખ, ત્રણ માસા |

સુવર્ણ વરખ, દોઢ માસો.

સર્વેને વાટીને ત્રણ દિવસ કેવડાના જળમાં ઘુંટવું. જ્યારે ગોળી થઇ શકે તેવું થાય ત્યારે ૭ ગ્રેનની એક એક ગોળી વાળવી ને તે એક એક ગોળી સવાર સાંજ આઠ આની ભાર માખણ સાથે આપવી.

**પ્રદર, સોમરોગ, વિગેરે.**

વાંસ કપુર, તોલા ચાર—નાગ કેસર, તોલા ચાર—તથા ઇલાયચી, તોલા ત્રણ—એને મીલાવીને વસ્ત્ર ગાળ ચુર્ણ કરવું. બે આનીભાર લઇ પાવલીભાર સાકર મીલાવી ફાકી જવું. ઉપરથી ચોખા પિાઇનિુતેનું પાણી ૧ા પાંચ લેવું. તેમાં ગળ્યું થાય તેટલી સાકર નાખી પીવું.

[ સન્તાન પ્રાપ્તિ માટે સંપૂર્ણ માહિતી આપનાર એક પુસ્તક તૈયાર થાય છે, જે આ પત્રના ગ્રાહકોને થોડા સમયમાં મળી શકશે. ]

**અમ્લપિત, ઉલટી, અરૂચી.**

નાળીએરની ગિરી બત્રીસ તોલા લઇ તેને ગાયના અડધો શેર એટલે વીસ તોલા ઘીની અંદર મંદી આંચે સાંતલવું પછી સાકરની ચાસણી નાળીએરના પાણી શેર ૮ માં કરી પાક જેવી થાય ત્યારે તેમાં નાળીએરની ગિરી નાખવી, પછી નીચે ઉતારી સુંઠનું ચુર્ણ તોલા ૧૮, વાંસકપુર, મરી, પીપર, નાગરમોથ, એલચી, તજ, તમાલપત્ર, નાગકેશર, ધાણા, ગજપીપર, જીરૂ, વિગેરે તોલા બે બે લેવી ને તેનું વસ્ત્ર ગાળ ચુર્ણ કરી અંદર મીલાવી ઠારીને દૂધી જેવા કકડા કરવા. તેમાંથી એક એક રૂપીઆભાર ખાવું.

**તાવ, ખાંસી, ગળાનો સાદ બેસી જવો તથા શરીરમાં દાહ.**

ગળોસત્વ, તોલો એક,–પીપર તોલા, બે–તજ, તોલો અડધો,–એલાયચીદાણા, તોલો એક,–વાંસકપુર, તોલા ચાર,–જેઠીમધનું લાકડું, તોલો એક,–સાકર, તોલા આઠ,–પ્રવાલ ભસ્મ, તોલો એક,–સર્વેને વસ્ત્ર ગાળ ચૂર્ણ કરી તેમાંથી બે આનીભાર લઇ તેમાં છ આનીભાર ઘી અને આઠ આનીભાર મધ અને એક ચાંદીનો વરખ મીલાવી ચાટવું.

**અનિદ્રા, ચરકી.**

હાથ, પગ, માથામાં ખસખસનું તેલ ઘસવું. સલ્ફોનલ ( નામની દવા ) ૫ થી ૩૦ ગ્રેન રાતે સાકરના પાણી સાથે આપવું અગર વેરોનલ ( નામની દવા ) ૫ થી ૧૫ ગ્રેન દુધ સાથે આપવું ( જે પ્રમાણ જણાવ્યું છે તે પ્રમાણમાં આપવું )

**ઝાડા, કોલેરા.**

આદુ તોલો એક, મરી તોલો એક તથા આકડાનાં મુળની છાલ તોલો એક વાટીને ચણા જેવડી ગોળી વાળવી ને અડધા અડધા કલાકે આપ્યાં કરવી, જ્યારે ઝાડો, ઉલટી બંધ થાય ત્યારે દિવસમાં બે વખત આપવી.

**માથાનો દુખાવો.**

કપુર તોલો અડધો, સુખડ તોલો અડધો, જહેરીમોરા તોલો અડધો, ગુલાબ જળમાં ઘસી ભીના સુકી લેપ કરવો.

**પેશાબની છુટ.**

અળસીની ચાહ કરી તેમાં સુરોખાર અડધો તોલો નાખી પી જવું.

**ગર્ભાશયના વ્યાધિ.**

સુંઠ, પીપર, ચવક, પીપરી મૂળ, ચિત્રકમુળ, શેકેલી હીંગ, ચોપચીની, ધોળા સરસવ, જીરૂ, અજમોદ, નગોડના બી, ઇંદ્રજવ, કાળીપાટ, વાવડીંગ, ધ્દવરણી, ગજપીપર, કડુઆત વીખ, ભારંગમૂળ, ઘોડાવજ, તથા મરડાસીંગી, એ દરેક ચીજ પાવલીભાર લેવી અને તેનું વસ્ત્રગાળ ચુર્ણ કરવું.

દરડાં તોલા ૨, બેડાં તોલા ૨, આમળાં તોલા ૨ અને ગુગળ તોલા ૨૨, ઘી તોલા ૧૫ ગાયનું,—એટલું લેવું. પ્રથમ ગુગળ લઇ કુટવો. જ્યારે ઢીલો થાય એટલે ઉપરોકત ચીજો મીલાવતા જવું જ્યારે ગોળી વળાય એવું થાય, ત્યારે ગોળી ચણા જેવડી વાળવી ને સવાર સાંજ લેવી. બે મજુર રાખીને સતત ચોવીસ કલાક લોઢાના ઘણવડે કુટાવવું. આ પ્રમાણે કુટાવેલાથી સવાલક્ષ ઘા થશે. ને ગુગળ ઘણોજ પ્રભાવશાળી અને ગુણકારક થાય છે.

કબજીયત.

સુંઠ તોલા દસ, એળીઓ તોલા અગીઆર તથા તોલા ત્રણ મીલાવી, પાણી સાથે ગોળી ચણા જેવડી વાળવી. રાત્રે સુતી વખતે પાણી સાથે એક આપવી.

**હિસ્ટીરીઆની ( ચોકસ ) દવાઓ:**

( ૧ ) હિસ્ટીરીઆના રોગ માટે ખાસ દવા:—કસ્તુરી ગ્રેન એક, (એટલે અડધી ચણોઠીભાર ) કપુર ગ્રેન બે—( એક ચણોઠીભાર ) અને હીંગ ગ્રેન બે—( એક ચણોઠીભાર ), એટલું મીલાવી ગોળી વાળવી ને તે હીસ્ટીરીઆનો તાણ આવતા પહેલાં, અડધો કલાક પહેલાં, પાણી સાથે આપવી.

(૨) જટામાસી તોલો એક, ઉંદબીદેસ્તર તોલા પા, ગુંદરના પાણી સાથે મીલાવી, ગોળી ૩ ગ્રેનની વાળવી ને તે સવાર, સાંજ એક એક દુધ સાથે આપવી.

( ૩ ) નસોતર તોલો સવા, આકાશવેલ તોલો સવા, ઉસ્તખુદુસ તોલો સવા, ખીસકોંચેજ તોલો સવા, નાની હરડે તોલા સવાબે, બહેડાં તોલા સવા બે, આમળાં તોલા સવા બે, હરડેની છાલ તોલા સવા બે, કાબુલી હરડે તોલા સવા બે, બદામનું તેલ તોલા પાંચ, તથા મધ તોલા છાસઠ. પહેલાં દરેક ચીજોનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. પછી બદામના તેલનું મોણ દેવું. પછી તેમાં મધ મીલાવીને કાચની બરણીમાં રાખવું ને ચાલીસ દીવસ રાખી મુકવું. પછી તેનો ઉપયોગ કરવો. તેમાંથી દરદીને સવારે ૭ વાગે તોલો એક આપવું ને સાંજે સુઇ રહેતી વખત એક તોલો જે વખત બેહોશ થઈ જાય ત્યારે દરદીને સુગંધી અત્તરો સુંઘાડવાં. બન્ને વખત દુધ સાથે લેવું.

૩.

**અનુસંગી ઉપાય:**

"દર્દીને નવરો રહેવા દેવો નહિ. તેને કાંઇક ઉદ્યમે લગાડવો. આનો અર્થ માત્ર નોકરી નથી; પણ તેનું મગજ જેમાં ગુંથાઇ રહે અને તે વિચારે ચડી ન જાય, એવું કાંઇક કામ તેને સોંપવું. તે એકલો કાંઇ ન કરે તેમ લાગતું હોય તો, કોઇ માણસે પાસે રહીને તેની પાસેથી કામ લેવું. નિરૂદ્યમી રહેવાથી મગજ બગડી જાય છે; માટે ગૃહસ્થ લોકો કે જેને કાંઇ ધંધો રોજગાર કરવાની જરૂર નથી, તેઓએ પણ નિરૂદ્યમી નહિ રહેતાં પોતાનું યોગ્ય કામકાજમાં મન પરોવી રાખવું. ઘરનાં માણસોએ દરદીને લાડ લડાવવાં નહિ તેમજ

વહાલાંઓએ આ વખતે ઉપરથી દયા બતાવવાની નથી. જેમ બને તેમ મન મજબુત કરતાં તેને શીખવવું, અને જે, તેની આગળ મીઠી મીઠી વાતો કરીને તેનું મન પોચું કરી [illegible]ખતા હોય, તેઓને દુર રાખવા. તેના ઉપર દાબ રાખી શકે તેવા માણસોએ તેની [illegible]ારવારમાં રહેવું. તેને યોગ્ય જ્ઞાનનો બોધ આપવો, અને દાબ હદ ઉપરાંત ન થાય, તેની [illegible]ાળજી રાખીને, તેને મનોનિગ્રહ કરતા શીખવવો. બને તો તેના કુટુંબમાંથી અને ઘરની [illegible]ધણી સોબતમાંથી તેને બીજી જગ્યાએ લઇ જવો, જ્યાં નવા દેખાવ અને નવી સોબતથી [illegible]નું મન ઠેકાણે આવવા લાગશે ઠંડા પાણીથી સ્નાન કરવાની ટેવ સારી છે પણ નબળા [illegible]ાંધાવાળા શરીરે સ્નાન ઠંડા પાણીએ કરવું નહિ ઠંડા પાણીથી સ્નાન કરવાથી [illegible]નાયુઓમાં શક્તિ આવે છે. રમત ગમતનો બહુ શોખ સારો નથી. નાટક સીનેમા [illegible]ેવા નહિ. ઇશ્કની વાતો સાંભળવી કે વાંચવી નહિ. નિયમિતતાથી કામકાજ કરવાની, [illegible]ાવા સુવા બેસવાની ટેવ પાડવી, અને આરોગ્યતા નિયમો લક્ષ પૂર્વક પાળવા. હિસ્ટીરીઆ [illegible]વાનું જે કારણ માલૂમ પડે તે દૂર કરવું, અને તેની આસપાસના માણસોએ તેને હિસ્ટી[illegible]આ સંભારી આપવુ નહિ, તથા તે ન જ મટે એમ તેને કદિ કહેવું નહિ, વળી આ રોગ [illegible]થી જ મટતો એમ નથી. દુનિયાની કોઇ વસ્તુ પ્રાપ્ત કરવામાં નિષ્ફળ થવાયું હોય, તો [illegible] સઘળી વસ્તુઓ કેવી નાશવંત છે. અને તૃષ્ણાએ સઘળાં દુઃખોનું મૂળ છે, ઇત્યાદિ બોધ [illegible]રાબર મનમાં ઠસે એમ કરવું."

હિસ્ટીરીઆના દરદીએ પાળવાના નિયમો.

૧. સ્ત્રી પુરૂષે હળીમળીને અન્યોઅન્ય સાથે આનંદથી રહેવું.

૨. સ્વચ્છ હવામાં સવારે સૂર્ય ઉદય થતાં પહેલાં અને સાંજે સૂર્ય અસ્ત થયા [illegible]હેલાં ફરવા જવું.

૩. કુદરતી વેગો-જેવાકે ઉંઘ, પીતું, પેશાબ, ઝાડો, છીંક, ગોળ, બગાસું, અધો[illegible]ાયુ, ઉલટી, શુક્ર, ઇત્યાદિના વેગને રોકવા નહિ.

૪. રાત્રે સુવાના વખતે માથું ઠંડુ તથા પગ ગરમ રાખવા.

૫. શારીરિક અને માનસિક બળ મેળવવા સારૂ વ્યાયામ-કસરત શક્તિ અનુસાર કરવી.

૬. ખાવામાં જેમ બને તેમ નિયમિત અને મિતાહારી રહેવું અને ખુબ ચાવીને ખાવું.

૭. ખરાબ કુટેવો અને વ્યસનો દૂર કરવાં.

૮. વિરૂદ્ધ નુકશાનકારક આહાર કરવો નહિ અને જમ્યા ઉપર જમવું નહિ.

૯. દરેક ૠતુને અનુસરીને કાર્યવાહી કરવી.

૧૦. વિષય વાસ્છનામાં સ્ત્રી પુરૂષે ગૃહસ્થ-બ્રહ્મચર્ય પાળવું.

૧૧. સ્નેહીઓ સાથે હળીને રહેવું અને આ દરદી સાથે તેના સ્નેહીઓએ પણ ઉપરોક્ત વર્તન રાખવું.

---

ખાસ નોંધઃ—અત્રે જે દવાઓ વર્ણવી છે તે જો ન બની શકે તો અમને લખવાથી [illegible]વાનું ખર્ચ લઇ તૈયાર કરી આપીશું. નીચેને સરનામે લખવું—

પંડિત રામરાય હરિશંકર શર્મા વૈદ્ય-વીસનગર.




# રૂપ કે બુદ્ધિ ?

## લગ્ન સંબંધમાં પુરૂષો સ્ત્રીની સુન્દરતા વધારે પસંદ કરે છે કે હેની બુદ્ધિ અને જ્ઞાન ?

( વિલાયતની લોકપ્રિય સ્ત્રી-ગ્રન્થકારોના અભિપ્રાયો )

આ ચર્ચાને અંગે વિલાયતમા ત્યાંની ગ્રન્થકાર-બાનુઓના જાણવા યોગ્ય વિચારો થોડા વખત ઉપર પ્રકટ કરવામાં આવ્યા હતા આ લેખમાળાના સંપાદક જણાવે છે કે-પોતાની જિંદગીની સાથી અને સહધર્મિણી પસંદ કરવામાં, સામાન્ય ( રીતે ) પુરૂષ સ્ત્રીમાં રૂપ વધારે આવશ્યક ધારે છે-કે હેના શરીર અને મુખના સૌન્દર્યના કરતા હેની બુદ્ધિ વધારે મહત્વની માને છે ?-આ પ્રશ્નનો નિર્ણય મ્હને સ્ત્રીઓને માટે એટલો બધો ઉપયોગી અને જરૂરનો લાગ્યો છે કે હેના સંબન્ધમાં ઇંગ્લેંડના લોકપ્રિય સ્ત્રી-લેખીકા પૈકી બની શકયા તેટલાના અભિપ્રાયો મેળવ્યા છે, અને મ્હને ખાત્રી છે કે સઘળાં ગૃહ-કુટુમ્બમાં તે ઘણા રસથી વંચાયા વિના રહેશે નહિં.

૧.

મિસિસ એઠલિ રેનોલ્ડ્સઃ

" પુરૂષ સાધારણ રીતે બુદ્ધિ કરતા રૂપ વધારે પસંદ કરે છે ? " આ વિચારવા યોગ્ય પ્રશ્નનો ઉત્તર આપવો કઠિન છે. મિ હેરોલ્ડ ઓવને હમણાંજ પોતાનો દૃઢ અભિપ્રાય જાહેર કર્યો છે કે-" સામાન્ય રીતે પુરૂષ સ્ત્રીમાં બુદ્ધિ કરતાં સૌન્દર્ય વધારે આવશ્યક અને પસંદ કરવા લાયક માને છે, એટલુંજ નહિ, પણ લગ્નનો સંબન્ધ સંતોષકારક રીતે થવામાં બુદ્ધિ તો યુવાન સ્ત્રીને એક રીતે હરકત કરનારી જ થઇ પડે છે, તેથી હેનામાં સુરૂપ હોય તો પણ હેને બને તેટલી ઓછી કેળવણી આપી, હેની બુદ્ધિ થોડી ખીલવી હોય તો સારૂં. "

આવા વિચારશીલ વિદ્વાનનો આ અભિપ્રાય વાંચીને એમ સમજાયા વિના રહેતું નથી કે સંસાર અતિ વિશાળ છે અને હેમાં જૂદાં જૂદાં મનુષ્યોને અનેક પ્રસંગો તથા વિવિધ અનુભવો મળે છે. પરન્તુ મ્હારો અનુભવ એવો નથી. જે પુરૂષો મ્હારા ઓળખાણમાં આવ્યા છે, તેઓ તો મૂર્ખ ( અથવા બુદ્ધિહીન ) સ્ત્રીઓને પસંદ કરતા હોય અથવા હેમની શોધમાં હોય, એમ કદિપ મ્હને જણાયુ નથી. પછી તેઓ કદાચ સાધારણ વ્યક્તિઓ ન હોય અને માત્ર અપવાદરૂપ પણ હોય !

ગયા જમાનામાં તો અમને એમ શીખવવામાં આવ્યું હતું કે સ્ત્રીને સંસારસાગર તરવા માટે બુદ્ધિ અત્યંત જરૂરની છે. બુદ્ધિ ખીલાવવામાંજ સર્વ જ્ઞાનનો-અને સમર્પણો-

ઉપયોગ સફળ મનાતો. અને ખૂબસુરતી માટેના સઘળા પ્રયાસો, વખતના દુરુપયોગ તરીકે, બહુ ટીકાપાત્ર ગણવામાં આવતા. પણ એ દિવસો વહી ગયા લાગે છે હવે યુવાન સ્ત્રીઓ એકલી બુદ્ધિ જ નહિં પણ પોતાનું રૂપ પણ ખીલાવવાની ફરજ સમજે છે. તેથી કદાચ કોઈ તરુણ સ્ત્રીનો ચ્હેરો અનિયમિત હોય તો પણ ત્હેના હૃદયના ઉલ્લાસ ત્હેને આકર્ષક અને સુરમ્ય બનાવે છે. હવે નવા જમાનાની યુવતીઓ પોતાના કેશ સુન્દર રીતે સમારવા અથવા સુઘટિત, મનોહર પોષાક પ્હેરવા એમાં કાંઇ પણ અયોગ્યતા અથવા સમયની હાનિ સમજતી નથી. થોડા અઠવાડિયાં ઉપર, યુવાન સ્ત્રી પુરૂષોના એક આનન્દભર્યા મેળાવડામાં હું ગઇ હતી. અહિં એકઠી થયેલી ઘણી ખરી યુવતીઓમાં આપણને સન્તોષ થાય એટલી બુદ્ધિ જણાતી હતી, અને સુન્દરતાની પણ કાંઇ ખોટ ન્હોતી. ગમ્મતના એક વિરામ સમયે આ પાર્ટી આપનાર બાનુએ મ્હને કહ્યું હતું કે-" આપણી પ્રજાની ક્ષીણતા અને યુવાન વર્ગની નિમાલ્સતા વિશે લોકો વાતો કરે છે. પણ હું તો ત્હેનું ચિન્હ અહિં જોતી નથી. તમને શું લાગે છે ? "

મ્હારો પોતાનો મત એ છે કે યુવાન સ્ત્રીમાં જેટલી વધારે બુદ્ધિ હોય તેટલું ત્હેને આકર્ષક ( મનોહર )થવુ વધારે સ્હેલું થઇ પડે છે

૨.

રિતા ( મિસિસ ડેસ્મંડ હમ્ફ્રેઝ )

પ્હેલું તો " સામાન્ય પુરૂષ " એટલે શું ?-કઇ જાતના પુરૂષ વિશે વાત થાય છે ? એ તે મુત્સદ્દી ધંધાદારી છે,-કે રાજદ્વારી-કે કલાવિજ્ઞાનાર્થી વ્યાપારી-કે કારીગર-કે "મધ્યમ વર્ગનો" ! આમાંના છેલ્લા વિભાગમાં સૂચવેલા પુરૂષો વ્હેલાજ પરણે છે અને ગૃહસંસારની જોગવાઇ આ મનુષ્યોને, ત્હેમના રાજદ્વારી અથવા કલાવિજ્ઞાનાર્થી વગેરે બન્ધુઓ કરતાં, વ્હેલી વળગે છે.

જેઓ વ્હેલું લગ્ન કરે છે, તેઓ સર્વદા રૂપથી આકર્ષાઇનેજ પરણે છે, બુદ્ધિનું સર્વ માન્ય મહત્વ બરોબર સમજવા માટે સમય અને અનુભવની જરૂર છે. પરિણામ એ આવે છે કે આમ હોવાથી સામાન્ય " પુરૂષ " " વિવાહિત યુવાન પુરૂષ " બને છે અને બુદ્ધિ કરતાં સુન્દરતાને તે પોતાની પસંદગી આપે છે (-આપી હોય છે. ) એ તો ખરૂં છે કે "સામાન્ય" અથવા "અસામાન્ય" પુરૂષ, જે સ્ત્રીમાં ફક્ત સુન્દરતા જ છે, ત્હેના કરતાં, બુદ્ધિવાળી સ્ત્રીને વધારે પસંદ કરવાનો ડોળ કરે છે, પરન્તુ ત્હેની નજર તો પેલી ખૂબસુરતીવાળી ઓની તરફજ રૂહે છે અને (રેલ્વે, ટ્રામ,) ગાડીમાં ત્હેને ખાતર પોતાની બેઠક છોડી દે છે તથા મેળાવડાઓમાં ત્હેની સગવડ કરવામાં તે મશગૂલ હોય છે. નાટકશાળાઓ, નૃત્યાલયો અને બીજા વિનોદનાં સ્થળોમાં મનોહર રમણીઓને ખાતર ઉભરાતા પુરૂષો "સામાન્ય" હોય છે.

પોતાના ગૃહસંસારમાં કેવી તરેહની સ્ત્રીની જરૂર છે, ત્હેનો નિર્ણય " સામાન્ય " પુરૂષને પણ પોતાના મનમાં કરવોજ પડતો હશે. તેથી જો માત્ર સારા ચ્હેરા ઉપર મોહી પડીને કોઈ પુરૂષ કમઅક્કલની સ્ત્રીને પરણે, તો આપણે એટલું સમજી શકીએ કે ત્હેના જીવનની ન્યૂનતાઓ કાંઇ બુદ્ધિહીન સ્ત્રીથી પૂરાય નહિં અને ગૃહ વ્યવહારના કામમાં ત્હેને

અનેક અંગવડો પડવાની, છતાં તે તેમ કરે છે. તો અમુક પ્રકારનું, થોડું ઘણું સુખ તો ત્હેના સ્ત્રીથી પોતાને મળી જ શકશે એમ તે માનતો હોવો જોઇએ. અને આ ઉપરાન્ત કદાચ બુદ્ધિશાળી સ્ત્રી પોતાનાથી ચઢિયાતી નીવડે અથવા પોતાના ઉપર ત્હેની બુદ્ધિની પ્રતિભાનો દાબ પડે, એવી ધાસ્તીથી પણ કદાચ તે તેમ કરતો હોય!

૩.

મિસિસ એચ. એચ. પેન્રોઝ:

સામાન્ય રીતે પુરૂષ બુદ્ધિ કરતાં રૂપથી વધારે આકર્ષાય છે, એમાં કાંઇ શક નથી. કોઇપણ દિવાનખાનામાં દશ બાર લશ્કરી અમલદારો અથવા બીજા મુત્સદ્દી અગર "મધ્યમ વર્ગના" યુવાન પુરૂષો હોય અને ત્યાં બે યુવાન સ્ત્રીઓ દાખલ થાય. ત્હેમાંની, એક સાદી આકૃતિની વિદ્વાન સ્ત્રી હોય અને બીજી સુરમ્ય ચ્હેરાવાળી અક્કલ વિનાની સ્ત્રી હોય પછી ત્યાં શું થાય છે તે જોવું. દસ મિનિટમાં તો પેલી ખૂબસુરત મૂર્ખીની આસપાસ દશ પુરૂષો વાતો કરતા હશે, અને પેલી સાદા દેખાવની બુદ્ધિવાળી સ્ત્રી એક બેનું પણ ધ્યાન ખેંચી શકી હોય તો એનું ભાગ્ય!

ઘણી સ્ત્રીઓમાં સુન્દરતા નહિં હોવા છતાં, તેઓ પુરૂષોનાં હૃદય ઉપર અમલ ચલાવી શકે છે, ત્હેનું કારણ ત્હેમનામાં કુદરતી મોહિની (અથવા આકર્ષણ-શક્તિ) રહેલી છે, એ હોવું જોઇએ. પણ જો બુદ્ધિ અને સુરૂપ બન્ને સાથે હોય, તો તો તે યુવતીના સર્વત્ર વિજય માટે કાંઇ શંકા કરવા જેવું રહેતું જ નથી.

૪.

મિસિસ હેન્રી ડડની:

મ્હારો અભિપ્રાય તો એમ થાયછે કે—જો પુરૂષ કોઇ સ્ત્રીને ચ્હાતો જ હોય,—('ચ્હાવું' એ શબ્દ હું વિશાળ અર્થમાં વાપરૂં છું અને ક્ષણિક લાગણી અથવા અલ્પ સમયના મોહને માટે વાપરતી નથી)—તો તે પોતાની પત્નીની પસંદગી ત્હેના ચ્હેરા અથવા ત્હેની અક્કલને માટે કરતો નથી) જો કે એટલું તો ખરૂં છે કે રૂપ અને બુદ્ધિ પોતાની ભાવિ પત્નીમાં હોય તો ત્હેને માટે ત્હેને વિશેષ ગર્વનું કારણ રહે. પરન્તુ કદાચ તે ન હોય તોપણ પ્રેમની ખૂબી એવી છે કે તે બન્ને ત્હેનામાં છે, એવું એ માની લે છે.

કોઇ પુરૂષ અમુક સ્ત્રીને ચ્હાય છે અને ત્હેની સાથે લગ્ન કરવા માગે છે, ત્હેનું કારણ એટલું જ કે—તે સ્ત્રીનું આત્મત્વ અથવા સ્ત્રીત્વ ત્હેને પોતાને અદ્ભુત (અગમ્ય) રીતે આકર્ષે છે. આ કારણ નહિં સમજી—નહિં સમજાવી શકાય અને વખતે લોભ કરાવે એવું પણ હોય છે. પરન્તુ ઘણી વાર સહુથી વધારે સુખદાયી નીવડે છે.*

---

* પ્રેમનું કારણ શું—તે કોણ કહી શકે તેમ છે!

" ગો સ્વાર્થ બુધજનને શુદ્ધાબી રંગમાં આવી પડ્યો,

" તેને ઘડી ભર રંગ તે જોયા વિના ગમતું નથી.

" પ્રેમનું કારણ પ્રેમ—તે વિના બીજું ગમત નથી"— હરિપ્રેમ પંચદશી

જો પુરૂષ સ્ત્રીને ચ્હાતો ન હોય અને ત્હેને માત્ર રૂપ અથવા બુદ્ધિ ત્હેનામાં હોવાના કારણને લીધે જ પસંદ કરે છે, તો એથી બહુધા "બહુ ડાહ્યો તે બહુ ખરડાય!" એના જેવી સ્થિતિમાં આવી પડવાનો ત્હેને માટે ઘણો સંભવ રહે છે. કારણ કે લગ્ન પછી જ્યારે ખાલી મગજવાળી પૂતળી અથવા વધારે પડતી બુદ્ધિનું દબાણ કરતી સ્ત્રીની સાથે રાત્રિ દિવસનું ગૃહજીવન ત્હેને ગાળવાનું આવે છે, ત્યારે જે ત્રાસ નિરંતર ત્હેને થયા કરે છે, ત્હેનું વર્ણન કરવું તદ્દન અશક્ય જ છે

૫.

મિસ માર્જોરિ બૅાવેનઃ

મ્હારો અભિપ્રાય એવો છે કે સામાન્ય રીતે પુરૂષ પોતાની અર્ધાંગનામાં—ત્હેની પસંદગી કરતી વખતે તો જરૂર—બુદ્ધિ કરતાં રૂપ વધારે હોય એમ ચ્હાય છે; અને હું ધારૂં છું કે સ્ત્રીઓ પણ એમ જ કરે છે.

૬.

મિસ મેરી એલ. પેન્ડરેડઃ

ખરેખર ખૂબસુરતી એક એવી ચીજ છે, જેની મોહિની પુરૂષ તેમજ સ્ત્રીના હૃદયને એક સરખી રીતે તાબે કરી દે છે. સામાન્ય પુરૂષ સ્વાભાવિક રીતે સાદા દેખાવની કરતાં સુન્દર સ્ત્રીને પસંદ કરે છે. પણ હું ધારૂં છું કે એકલી ખૂબસુરતી માટે તો એ ભાગ્યે જ લગ્ન કરે છે. એ જ રીતે ભાવિ પત્નીની પસંદગી કરવામાં, તે એકલા ત્હેના મનના બળને માટે પણ ત્હેને સ્વીકારતો નથી. મ્હારો મત એવો છે કે બુદ્ધિ અને રૂપ વચ્ચે હરીફાઇ થતી જ નથી. દરેક મનોહર યુવતી મૂર્ખ નથી હોતી અને દરેક બુદ્ધિમતી સ્ત્રી કદરૂપી હોતી નથી. પુરૂષો સાધારણ રીતે જે સ્ત્રીઓ તરફ પોતે આકર્ષાય છે અથવા જે, પોતાની સાથે લગ્ન કરવાનો નિશ્ચય કરી બેઠી છે, એવી સ્ત્રીઓની સાથે જ પરણે છે. જે સ્ત્રી પુરૂષોની મ્હોટી સંખ્યાને પોતાની તરફ આકર્ષી શકે છે, ત્હેનામાં સુરૂપ હોવું જોઇયે, એવો કાંઇ ખાસ નિયમ નથી. ત્હેનામાં એવી કોઇ અજબ મોહિની અથવા મીઠાશ હોયછે, જે રૂપ અથવા બુદ્ધિથી તદ્દન નિરાળીછે, અને જે બીજી સ્ત્રીઓથી પણ બિલકુલ સમજાઇ શકાતી નથી. આમ અભિપ્રાય બંધાવાનું કારણ એ છે કે—ઘણી સ્ત્રીઓ એવી છે, જેમનામાં કંઇપણ આકર્ષણ કળા હોય એમ દેખાતું નથી અને છતાં તેઓનાં લગ્ન થયાં છે.

હું ધારૂં છું કે બુદ્ધિશાળી સ્ત્રીઓમાં એક પ્રકારનું આકર્ષણ તો હોય છે જ, જે સામાન્ય રીતે વિનોદ અથવા રસિકતા ચ્હાતા પુરૂષને પોતાની તરફ ખેંચી શકે છે; અને મ્હને ખાત્રી છે કે તદ્દન બુદ્ધિહીન સ્ત્રીઓના દહાડા તો હવે ચાલી જવા લાગ્યા છે. હું જાણું છું કે બુદ્ધિની ઝળહળતી પ્રતિભાવાળી સ્ત્રીઓ પુરૂષોને અત્યંત બળથી આકર્ષી શકે છે. અને એક દાખલો એવો મ્હારી માહિતીમાં છે,—જેમાં એક બહુ સુન્દર યુવતીની સાથે લગ્ન કરવાને તત્પર થયેલો પુરૂષ ત્હેને ત્યાગી, ત્હેની સાદી પણ ઘણી ચતુર બ્હેનની સાથે

પરણ્યો હવો! ત્યારે ખરી ખૂબસુરતી—મોહક મનોહરતા—વાળી સ્ત્રી સાદી બુદ્ધિમતી સ્ત્રીની સાથે હરીફાઇમાં ઉતરે છે, ત્યારે તો ત્હેની સુન્દરતા પુરૂષનું હૃદય એકદમ વિહ્વલ કરી દઇ, સહજમાં વિજય મેળવી શકશે, કારણ કે તે પુરૂષને તે એમ પણ સમજાવી શકે છે કે પોતાનામાં જેટલી મનોહરતા છે તેટલી જ ચતુરતા પણ છે. પરન્તુ આવાં દૃષ્ટાંતો અપવાદરૂપ છે, એટલે સામાન્ય ગણત્રીમાં ત્હેને દાખલ કરવા યોગ્ય નથી.

છેવટમાં, હું એટલું કહીશ કે ખરેખર મ્હેં એવો કોઇ પુરૂષ જોયો નથી, જે એમ કબૂલ કરે કે પોતાની પત્નીની પસંદગી ત્હેણે ત્હેની બુદ્ધિને ખાતર કરી છે; પણ તેથી એમ માનવાનું નથી કે કોઇ પુરૂષ એ દૃષ્ટિથી પસંદગી કરતો નથી. પુરૂષોની મ્હોટી સંખ્યા સાદા દેખાવની સ્ત્રીઓ—બુદ્ધિવાળી અથવા કમઅક્કલ—ની સાથે લગ્ન કરે છે. આ દેખાવ એટલો બધો સાધારણ છે કે આ ટીકાનું સત્ય આપણે તરત જ સ્વીકારવું પડે છે. પરન્તુ તેથી એમ પણ સમજવાનું નથી કે પુરૂષો સાદા દેખાવની સ્ત્રીઓને જ પસંદ કરે છે અથવા રૂપ કરતાં બુદ્ધિની વધારે યોગ્યતા છે એમ કબૂલ કરે છે. પુરૂષોના આ વર્તન માટે એક અવિવાહિત સ્ત્રી-લેખકે પોતાના પુસ્તક "પુરૂષ વિષે સાચી સમજૂતી" (Truth about Man) એના અગિયારમા પ્રકરણમાં બહુ ખરાં કારણો આપ્યાં છે. તે લખે છે કે—"સાદી સ્ત્રીઓ ઘણુંખરૂં જ્યાય ત્હેને પરણી શકે છે અને ઘણીખરી ત્હેવી સ્ત્રીઓ પુરૂષોને જ્યાય પણ છે. ......પુરૂષો વ્યક્તિ તરીકે એક બીજાથી ગમે તેટલા ભિન્ન હોય, તોપણ ત્હેમના હૃદયના તાર ખેંચતાં જે સ્ત્રીઓને આવડે છે, ત્હેમની પાસે તો એકસરખી રીતે જ તેઓ આકર્ષાય છે."

૭.

મિસિસ જ્યોર્જ ડિહાન વેઇગી

પુરૂષો બેશક (સ્ત્રીમાં) બુદ્ધિને જ પસંદ કરે છે, પણ તેઓ તેમ નથી કરતા એવું ધારે છે! આનું કારણ એ છે કે ત્હેમનું ધ્યાન સ્ત્રી તરફ ખેંચનારી તથા ત્હેને ત્યાં કાબુમાં રાખનારી વસ્તુ બુદ્ધિ પોતે નથી પણ ત્હેની સહચરી છે. આ વસ્તુ તે સ્ત્રીની મોહિની અથવા મીઠાશ છે." કોઇ વાચક એમ પણ ધારશે કે મોહિની એજ કાંઇ બુદ્ધિ નથી; એ વાત હું કબૂલ કરૂં છું. પરન્તુ થોડો વિચાર કરવાથી સમજાયા વિના રહેશે નહિ કે એ મોહિની અમુક પ્રકારની બુદ્ધિનું જ પરિણામ છે. [અભિનય અથવા વાતચિત વિના મોહિની સામા મનુષ્યોને આકર્ષી શકે નહિ એ સ્વાભાવિક છે: અને બુદ્ધિ શિવાય આકર્ષક અભિનય અથવા વાર્તાલાપ થઇ શકવો કેવળ મુશ્કેલ છે.]

મૂર્ખ અથવા કમઅક્કલ મનુષ્યમાં આ મોહિની હોઇ જ શકતી નથી; અને તે અક્કલ વિનાના બાલક જેવી સ્ત્રી તરફનો મોહ પણ ધીમે ધીમે ઉતરી જાય છે. સર્વોત્તમ સુન્દરતા પણ બુદ્ધિની મોહિની શિવાય નિર્માલ્ય અને કંટાળો ઉપજાવનારી લાગે છે. સાદા ચ્હેરા ઉપર પણ બુદ્ધિની મોહિની જ્વાઇ રહી હોય છે, તો વખત જતાં એ ચ્હેરાને તે સુન્દર જ બનાવે છે. મ્હારા અભિપ્રાયને અનુભવનો પણ ટેકો છે અને ત્હેને લગતું એક દૃષ્ટાન્ત હું અહિં આપું છું, જે મને હમેશાં ઘણું જ આકર્ષક અને બોધક જણાયું છે, અને જેની હકીકત તદ્દન ખરી છે.

ઘણાં વર્ષો ઉપર હું એક ઘણા જ સાદા દેખાવની સ્ત્રીને ઓળખતી હતી. આ સ્ત્રીમાં ચ્હેરા અથવા શરીરનું સૌન્દર્ય બિલકુલ નહિં હતું. પણ ત્હેનામાં બુદ્ધિની મનોરંજકતા બહુ હતી, જેને લીધે એના સહવાસમાં ખાસ આનન્દ પ્રાપ્ત થતો. રસ્તામાં મળીને એની સાથે થોડી વાતચીત કરીએ એથી પણ સન્તોષ મળતો. અને એ જો પાર્ટીમાં આવે તો તો તે મેળાવડાની સફળતા વિશે કંઇ શંક રહેતી જ નહિં. એનામાં કોઇ ખાસ જ્ઞાન અથવા ડહાપણ હોતું-ફક્ત અક્કલની ચપળતા અને બુદ્ધિ યોગ્ય રીતે વાપરવાની ચતુરાઇ હતી. એક પ્રસંગે મિત્રમંડળમાં વાતચીત કરતાં આ લેખના વિષય ઉપર જ ચર્ચા ચાલી. આ સ્ત્રીનો પતિ ત્યાં હાજર હતો. ત્હેણે નીચે મુજબ પોતાનો અભિપ્રાય આપ્યો હતો. "મ્હારે બચાવ કરવાની જરૂર નથી," તે બોલ્યો, "હું જાણું છુ કે મ્હારી પાસે બચાવનાં કાંઇ સાધનો પણ નથી, હું મ્હારો પોતાનો દોષ કહાડી શકું પરંતુ કુદરતી રીતેજ મ્હારી પ્રકૃતિ એવી છે કે "હું સાદા દેખાવવાળી સ્ત્રીને પરણી શકત જ નહિં" [અર્થાત્ પોતાની સાદા દેખાવવાળી સ્ત્રીમાં તે બુદ્ધિજન્ય (અસાધારણ) સુન્દરતા જોતો હતો.]

એક બીજે પ્રસંગે મ્હેં પોતે જ પુરૂષોની એક મંડળીને નીચેનો પ્રશ્ન પૂછ્યો હતો "જો તમે દુનિયાંની પરિક્રમા કરવાને સફરે નીકળ્યા હો અને વહાણમાં એમ જ સ્ત્રી હોય, તો તે કેવી હોવી જોઇએ એમ ત્હમે ધારો,-અદ્ભુત સુન્દરતા અને મનોહર રૂપવાળી પણ બુદ્ધિ વિનાની સ્ત્રી-અથવા બુદ્ધિ અને મોહિનીવાળી પણ સાદા દેખાવવાળી સ્ત્રી?"-થોડા વખત તો કોઈ કાંઈ બોલ્યું નહિં. પુરૂષોએ સીગાર અથવા પાઇપ (ચલમ) પીધા કરી આખરે એક પુરૂષે ઉત્તર આપ્યો. "ખુબસુરત સ્ત્રી જિબ્રાલ્ટર સુધી (થોડા દિવસ) અમારી સાથે આવે એમ હું ઇચ્છું પણ આખી મુસાફરીના સાથી તરીકે તો બુદ્ધિ વાળી સ્ત્રીને જ હું પસંદ કરૂં"

સામાન્ય પુરૂષના મનની વૃત્તિ આ જવાબ જણાવી દેતો નથી? કોઈ સ્થળે નાચમાં, ગમ્મતમાં, વિશ્રાન્તિના ધામમાં, ખુબસુરત સ્ત્રીની જ સોબત પુરૂષો ઇચ્છશે પણ આખી જીંદગીની મુસાફરીમાં તો નહિંજ! પુરૂષ એવી સ્ત્રી શોધે છે,-જે પોતાની સાથી અને મિત્ર થઇ શકે, અને જેનો સાદો ચ્હેરો પણ બુદ્ધિની પ્રભાથી મનોહર ને જેની મુખાકૃતિ ઉપર મનની પ્રતિમા છાયી રહે અને જે પતિના હૃદયની લાગણીઓ તથા જીવનના ધ્યેયોની અનુપૂર્તિ બની રહે

૮

**મિસ મેરી ઈ. મેન**

એવી કોઇ સ્ત્રી ભાગ્યે મળી આવશે, જે કહેવાની હિંમત ધરશે કે "હું રૂપ કરતાં બુદ્ધિને વધારે ચ્હાઉં છું." એ તો નક્કિ છે સામાન્ય રીતે પુરૂષની પસંદગીમાં ખુબસુરતી ઘણી જ અગત્યની વસ્તુછે અને ત્યાં બુદ્ધિનું સ્થાન બહુ ગૌણ છે. હૃદયના ઉંડાણમાં કદાચ બુદ્ધિ હોવી એ હાનિકારક છે એમ તે સમજતો નહિ હોય! પણ જિંદગીના સાથીની પસંદગી કરવામાં તો તે લાગણીનો જ ઉપયોગ કરે છે, બુદ્ધિનો નહિ તે બુદ્ધિને નહિ પણ સુંદર ચ્હેરાને ચ્હાય છે અને લગ્ન માટે પણ તેજ વસ્તુ મેળવે છે-અથવા મેળવવાનો પ્રયત્ન કરે છે.

જો એમ બની આવે કે રૂપની પાછળ અક્કલ છુપાઈ હોય તો સારું. આ હકીકત જાણીને તે ખુશી તો થાય છે પણ આંખોની આકર્ષકતા અથવા મુખની મનોહરતા અથવા શરીરની સુરૂપતાથી ત્હેના હૃદયના ખૂણે ખૂણામાં જે અત્યાનંદના ઉલ્લાસ પ્રસરી રહે છે, ત્હેવી એ ખુશાલી નથી.

પરન્તુ વસ્તુસ્થિતિ આમ હોવા છતાં સ્ત્રીની બુદ્ધિ એના રૂપ કરતાં એની ઘણી વધારે કીંમતી મિલકત છે. કારણ કે બુદ્ધિવાળી સ્ત્રી સામાન્ય રીતે પુરૂષનાથી વધારે સ્વતંત્ર રહી શકે છે અને એના ઉપર બિલકુલ આધાર રાખ્યા વિના પોતાનો જીવનનિર્વાહ નિરાંતે, સુખરૂપ ચલાવી શકે છે: અને કદાપિ કોઇ પુરૂષની સાથે લગ્ન કરવાની એ સ્ત્રીની ઘણી ઇચ્છા હોય તો તે ત્હેને એમ પણ સમજાવી શકે કે પોતે અસાધારણ ગૌરવવાળી છે ને એના આશાજનક ભાવિજીવનની અનુપૂર્તિ કરે એવા યોગ્ય સૌન્દર્યવાળી પણ પોતે છે! બુદ્ધિશાળી સ્ત્રીને કાંઈ અપ્રાપ્ય નથી. તે પુરૂષને સમજાવી શકે, ફુસલાવી શકે, આંજી નાખી શકે, અને મધ ઝરતી વાણીવડે ત્હેને પોતાની સાથે લગ્ન સંબન્ધમાં પણ ઉતારી શકે.

૯.

મિસ રાશેલ હેઇ:

રૂપ વિરૂદ્ધ બુદ્ધિની ચર્ચાને અંગે એમ કહેવુ જ જોઇશે કે સંસારમાં સામાન્ય રીતે પુરૂષ જરૂર રૂપને પસંદગી આપે છે; અને તેથી મ્હારો ઉત્તર પણ તે જ છે. એક સ્પેનિશ કહેવત છે કે "સ્ત્રીને ત્હેના કર્ણ દ્વારા વશ કરી શકાય છે." પુરૂષનો સ્વભાવ અને ત્હેની મનોવૃત્તિઓ કુદરતી રીતે જૂદી હોવાથી ત્હેને જૂદી જ રીતે પ્રસન્ન કરવાનો હોયછે. ત્હેનું હૃદય આકર્ષાય તે પ્હેલાં ત્હેનાં નયન મુગ્ધ થવાં જોઇએ. બદલાતો વખત, વિકાસ પામતા વિચારો અને વિસ્તૃત થતી સ્વતંત્રતા છતાં, હજુ પણ સામાન્ય પુરૂષને "ચતુર સ્ત્રી" તરફનો અણગમો (ઘણે અંશે ત્હેની બ્હીક) નિખાલસપણે જાહેર કરતાં આપણે સાંભળીએ છીએ.

આમ હોવાનું કારણ એમ પણ હોય કે કદાચ પોતાના ધંધામાં તે પોતાની સઘળી બુદ્ધિ વાપરતો હોય અને તેથી જ્યારે થાક્યો પાક્યો ઘેર આવે, ત્યારે પોતાના ઘરમાં અથવા બીજા કોઇનાં દિવાનખાનાંમાં (મિજલસોમાં) પોતાની બુદ્ધિને શ્રમ પડે એવી કોઇ પણ વસ્તુમાં એને રસ પડતો નથી; તે ફક્ત અમ્મત કરવા અને ખુશી થવા આતુર હોય છે. જો સ્ત્રીમાં સામા માણસને ખુશ કરવા જેટલી અક્કલ અને કળા હોય, ત્હેનામાં બુદ્ધિની બીજી ગમે તેટલી ન્યૂનતા હશે, તો પણ તે પુરૂષોનાં હૃદય આકર્ષી શકશે. રૂશિયાના વતનીઓ માટે એમ કહેવાય છે કે ત્યાં સ્ત્રીઓને રૂપ અને બુદ્ધિ બન્નેની જરૂર છે.

મ્હારા મત મુજબ, શરીરની સુન્દરતા જ સૌથી પ્રથમ આકર્ષણ કરેછે, એમાં જરા પણ શક નથી. જો કે એમ બને કે એ મોહિની જોઇએ તેટલી ઉંડી ન હોય અને લાંબો વખત ચાલે એવી પણ ન હોય. જ્યાં સુધી પુરૂષોમાં ત્હેમના હાસના ગુણ દોષ ચાલુ રહે—અને મનુષ્ય સ્વભાવ છે ત્હેવો ને ત્હેવો જ હમ્મેશાં રહેવાનો—એટલે ત્હેમાં ખાસ ફેરફાર

સાધારણ રીતે સંભવિત નથી-ત્યાં સુધી સુન્દરતાની દેવી બુદ્ધિદેવીના કરતાં અવશ્ય કરીને વધારે ઉપાસકો મેળવી શકવાની.

એવા પણ અસામાન્ય પુરૂષો હોયછે, જેઓ આત્મા અને બુદ્ધિને સુન્દર રૂપ અથવા મનોહર સ્મિતહાસ્ય કરતાં વધારે પ્રિય ગણે છે, પરન્તુ તેઓ અસામાન્ય હોઇને અપવાદરૂપ જ હોય છે, એટલે સામાન્ય ગણનામાં ત્હેમને દાખલ કરી શકાય નહિ

૧૦.

મિસ લુઇસ મેક

આ પ્રશ્નનો જવાબ આપવાનો ઉત્તમ માર્ગ મ્હને એ લાગ્યો કે એ સવાલ કેટલાક પુરૂષોને પૂછવો અને તરત જ મ્હેં તેમ કર્યું. મ્હેં ત્રણ વિદેશી ગૃહસ્થોને પસંદ કર્યા એક અમેરિકાનો, બીજો જર્મનીનો અને ત્રીજો પોર્ટુગાલનો રહીશ હતો, અને દરેકે વ્હેમ ઉપજાવે એવી ત્વરાથી ઉત્તર આપી દીધા કે-" રૂપ કરતાં બુદ્ધિને હું વધારે પસંદ કરૂં છું". મ્હારે એટલું કહેવું જોઇએ કે પોર્ટુગીઝ ગ્રહસ્થે પાછળથી એટલું ઉમેર્યું કે રૂપની પાછળ બુદ્ધિ પણ હોય એ ખાસ પસંદ કરવા જેવું હતું-પરન્તુ ત્હેવી રીતે બંને એક થયેલાં મેળવી શકવાની બાબતમાં ત્હેણે દેખીતી અશક્યતા બતાવી જર્મન ગૃહસ્થને તો રૂપની કાંઇ જરૂર સમજાતી જ ન્હોતી. અને અમેરિકન ગૃહસ્થ-પોતાના દેશમાં વિવિધ પ્રકારની અદ્ભુત સુન્દરતાના નમૂના ત્હેણે એટલા બધા જોયા હતા કે-તે સુરૂપતાથી કંટાળી ગયો હોય,એમ જણાતું હતું તે પણ સઘળો વખત બુદ્ધિની જ તરફેણ કર્યા કરતો હતો

મ્હને આ જવાબોથી-કોણ જાણે કેમ, પણ-બહુ આશ્ચર્ય થયું, કારણ કે મ્હેં એવી આશા રાખી હતી કે તેઓ સર્વાનુમતથી રૂપને જ પસંદ કરશે અને સ્ત્રીમાં સુન્દરતા ઉત્તમોત્તમ વસ્તુ છે એમ કહેશે આથી મ્હને ખેદ પણ થયો કે ખૂબસુરત સ્ત્રીઓએ પોતાની સુન્દરતાનું સામ્રાજ્ય,-પોતાનું હલકાપણું, સ્વાર્થીપણું, જૂઠો ડોળ, મિથ્યાભિમાન અને કમઅક્કલ,-એ વગેરે દૂષણોથી જોખમમાં નાખ્યું છે, અને પુરૂષોએ તેથી કંટાળીને અને ડરીને, ખૂબસુરતીની અવગણના કરી,-હુંશિયાર, સમજુ, બુદ્ધિશાળી સ્ત્રીહૃદયનો આશ્રય લેવા માંડ્યો છે. આમાં અચંબો પામવા જેવું કાંઇ પણ નથી! કદાચ એ જ માર્ગે આપણે કોઇ નવીન અદ્ભુત દર્શ્ય જોવાનું હશે, જેમાં પ્રકાશિત આંખો, રાતા હોઠ અને લીસા વાળના કરતાં વધારે કાયમ રહે એવી કોઇ વસ્તુમાં સ્થાન કરીને જીવનના જ્યોતિરૂપ-વિચારનું સત્વ આપણને દર્શન દેશે

૧૧.

મિસ જેન સધરલેંડ:

આવો પ્રશ્નનો સુયોગ્ય તુલનાવાળો ઉત્તર આપવો એ સગળગ અશક્ય છે, કારણ કે આ વિષય સામાન્ય પ્રજા સમૂહ ઉપર નહિ પણ એકેક વ્યક્તિના વિચાર ઉપરજ આધાર રાખે છે. સામાન્ય પુરૂષોના વર્તનમાં ઘણો ભારે તફાવત માલુમ પડે છે. તેથી લગ્ન સં-

અન્તમાં હેની પસંદગીના કારણ શોધવા જવાં એ મૂર્ખતા જ લાગે છે, કારણ કે હેણે અમુક પગલું ભર્યું હેનો આધાર જૂદી જૂદી મહાભારત અમરોના ઉપર આધાર રાખે છે. પરન્તુ મ્હારો અભિપ્રાય પૂછ્યો કે, તે આપવાને હરકત નથી, અને તે એજ છે, કે 'રૂપ!'

"બુદ્ધિ" એ શબ્દ બહુ વિશાળ અર્થમાં વપરાય છે અને ઘણા લોકોમાં હજુ બુદ્ધિ નો તો અનર્થજ થાય એવી ભાવના જે ઉંડી ભરાઇ રહી છે, હેના પરિણામે "બુદ્ધિ" વાળી સ્ત્રીથી પુરુષો હજી ડરતા લાગે છે!

"રૂપ નાશવત છે" એમ કહેવું, એ વાત ઠીક છે—અને બધાં મનુષ્યો જાણે પણ છે કે રૂપ નાશ પામે છે. પણ એ સામાન્ય રીતે જાણીતી હકીકત છે કે સામાન્ય પુરૂષને ભવિષ્યના કરતાં વર્તમાનકાળનાં લાભ હાનિની જ ચિન્તા હોય છે, અને ખૂબસુરત અથવા મનોહર ચ્હેરો લગભગ સઘળા મનુષ્યોને આકર્ષી શકે છે, એ નાકબૂલ થઇ શકે તેમ નથી. મ્હને પોતાને સુન્દરતાનું આકર્ષણ થાયછે, તો પછી પુરૂષોને તો તેમ થવા વધારે સંભવ છે.

પુરૂષને મનોહર રૂપવતી સ્ત્રીને જોયાં કરવું અને હેની સુન્દરતાની વાતો કરવી એ બહુ ગમે છે. અને એ સ્ત્રી ઉપર સ્વામીત્વનો હક ધારણ કરવો, એ તેથી પણ વિશેષ એને ગમે છે. પોતાની પત્નીની ખૂબસુરતી લોકોની દૃષ્ટિ અને પ્રસંશા મેળવી રહે, તો હેમાં જાણે હેણે કંઈ મહત્વનો ભાગ લીધો હોય નહિં, એમ તે અભિમાન ધરે છે. અને જો હેની પત્ની સાદા દેખાવવાળી હોય અને બુદ્ધિશાળી સ્ત્રી તરીકે એનાં વખાણ થતાં હોય તો હેમાં એને ભાગ્યે જ આનન્દ થાય છે!

હું જાતે—જો કે સુન્દરતાની મ્હોટી ઉપાસક છું છતાં—જો પુરૂષ હોઉં, તો મ્હારી જિંદગીની સાથી તરીકે સુશિક્ષિત અને ચતુર,—દરેક પ્રકારના સામાજિક વ્યવહારમાં મ્હારે પડખે ઉભી રહીને મ્હારી સાથે સહૃદયતા રાખે અને જરૂર પડે તો સહાય આપે—એવી સ્ત્રી પસંદ કરૂં. પણ સામાન્ય પુરૂષ પોતાની પત્ની,—પોતાના કામ તરફ કાળજી રાખે કે નહિં પણ પોતાની તરફ પૂજ્ય દૃષ્ટિ રાખે, એવું ઇચ્છે છે, અને અહિં જ અભિપ્રાયનો મ્હોટો તફાવત રહેવાનો

આવા વિષયમાં સાધારણ રીતે વિચાર કરીને અભિપ્રાય જેટલે અંશે આપી શકાય તેટલે અંશે હું ધારૂં છું કે બુદ્ધિ કરતાં રૂપને વધારે પસંદગી મળવાનો સંભવ છે.

## ૧૨.

### મિસ્ સેસિલિ સેજ્‌વિક.

હું ધારૂં છું કે સાદા ચ્હેરાવાળી સ્ત્રીઓને માટે લગ્નનો જેટલો સંભવ છે, હેના કરતાં રૂપવતી સ્ત્રીઓને વીસ ગણો વધારે છે પણ "રૂપ" અને "બુદ્ધિ" એ એવા શબ્દો છે, જેમના અર્થ ગમે તેટલા સંકુચિત અથવા વિશાળ કરી શકાય જે ગુણનું યોગ્ય રીતે વર્ણન પણ થઇ શકે એમ નથી—અને જેને આપણે મોહિની કહીએ છીએ, તે બીજી બધી વસ્તુઓ કરતાં પુરૂષોને વધારે આકર્ષી શકે છે. પણ આ ગુણનો કાંઇ રૂપમાં સમાવેશ થતો નથી. સાદા ચ્હેરાવાળી અથવા બદસિકલ સ્ત્રીમાં પણ આવી મોહિની હોઇ શકે.

બુદ્ધિશાળી પુરૂષ તો ભાગ્યે જ કમઅક્કલ સ્ત્રીની સાથે લગ્ન કરશે, કારણકે તે જાણે છે જે મૂર્ખ સ્ત્રીઓ બહુ હેરાન અને નુકશાન કરનારી હોય છે. તે પોતાની અર્દ્ધાંગનામાં અક્કલ હોય એમ તો ઇચ્છે જ; અને સાથે આનન્દી તથા ભલો સ્વભાવ પણ હોય એમ ચ્હાય. આની સાથે ત્હેની સ્ત્રીમાં ખૂબસુરતી હોય તો એટલું વધારે સારૂં, એ તો એ ધારે જ.

૧૩.

મેસિસ ફિલિપ ચેમ્પિયન ડી. ક્રેસ્પિગ્નીઃ

હું ધારૂં છું કે આગલા જમાનામાં ગમે તેમ બનતું હોય, પણ હાલના વખતમાં તો રૂપ કરતાં બુદ્ધિને માટે પસંદગીનો વધારે સંભવ રહે છે પરન્તુ બુદ્ધિ તે સાચી જાતની હોવી જોઇએ: માત્ર ડોળઘાલુ અથવા બીજાઓનાં ખોટાં અનુકરણ કરવા જેટલી અક્કલ નહિં! કારણ કે એવા ગુણોને બુદ્ધિ કહેવી ન જોઇએ, જો ખાસ અણગમો ઉપજાવે એવું કાંઇ ન હોય, તો હું ખાલી મગજવાળા રૂપ કરતાં બુદ્ધિની પસંદગીનો વધારે સંભવ હું ખાત્રીપૂર્વક જાહેર કરૂં, કારણ કે એ આપણા દરરોજના અનુભવની વાત છે

રા. જ.



## ભાવો હજી ઉંચા કાંય છે?

### કારણ કે લડાઇની ખુવારીઓથી આખી દુનિયા ગરીબ થઈ છે:

જરમની સાથેની લડાઇ પુરી થવાને વરસ ઉપર થયું છે. છતાં અનાજ અને બીજી ચીજોના ભાવ ઘટયા નથી. લોકો પુછે છે કે, એમ કાંય હોવું જોઇએ ?—ખરૂં કારણ લડાઇથી થએલી બરબાદી અને ખુવારીનું છે એ બરબાદી અને ખુવારીના સબબે દુનિયા વધુ ગરીબ થઇ છે અને તે ગંજાવર ખોટની બે અથવા ત્રણ વરસમાં પુરાંત થઈ શકે નહીં કારણ કે લડાઇના પાંચ વરસથી થએલા નુકશાનની મરામત એક વરસમાં થઇ નહીં શકે ચાર અથવા પાંચ વરસ સુધી જે શખસો અનાજની પેદાશ માટે જમીનની ખેતી કરતા હોવા જોઇતા હતા, તેઓ સીપાહો તરીકે નોકરી બજાવતા હતા, અને જે શખસો સાંચાકામ અને કાપડ અને બીજી ઉપયોગી ચીજો બનાવતા હોવા જોઇતા હતા, તેઓ તોપો અને લડાઇનાં સઘળી જાતનાં હથિઆરો બનાવતા હતા. એજ વેળાએ લશ્કરો, શહેરો અને ગામડાંઓનો નાશ તેમાંની ખાણો અને કારખાનાંઓ અને સાંચાઓ સાથ કરતા હતા. લશ્કરોએ ખેતીવાડીની જગ્યાઓ ઉજડ બનાવી, તેઓએ રેલ્વેઓ અને રેલ્વેની ગાડીઓનો નાશ કર્યો. દરિયામાં પણ ઘણી સ્ટીમરો ડુબાડવામાં આવી હતી. આના પરિણામમાં અનાજ, કાપડ અને જીંદગીની બીજી જરૂરિયાતોની ચીજો જે સુલેહના વખતમાં પુષ્કળ થતી હતી, તેની તંગી પડી, અને જેઓની પાસે આવી ચીજો હતી, તેઓ ઘણા મોંઘા ભાવ સીવાય તે વેચતા નથી

—જામેજમશેદ ઉપરથી.






# અર્વાચીન કેરો નગર.

( શ્રીયુત્ જોગેન્દ્રનાથ કુપ્પકુના ઇજિપ્શિઅન પ્રવાસ ઉપરથી- )* ,

લેખક શ્રીયુત્ "B—"

**પ્રાચીન ઇજિપ્તનો મહાન્ ઉત્કર્ષ**

ઇજિપ્ત ( મિસર ) એક એવો દેશ છે, જેમાં–યૂરોપિયન વિદ્વાનોના મત મુજબ–પ્રજાની ઉન્નતિ હિન્દુસ્થાનના કરતાં પણ પ્હેલી થઇ હતી હિન્દુઓ પ્રાચીન ઇજિપ્તને "ભ્રમરસ્થાન" અને ત્યાંના વતનીઓને "શ્યામ-મુખ, કહેતા હતા મનુષ્યજાતિના મ્હોટા ભાગના ભાવિ,–વિદ્દપ અસ્ત થમે હજારો વર્ષથી ટકી રહેલી એ મિસરની પીરેમીડો વિશે જ વિચાર કરીએ, તોપણ–એ દેશમાં પુરાતન કાળમાં જ્ઞાન અને ઉત્કર્ષ કેટલાં બધાં અભિવૃદ્ધિ પામેલાં હતાં તે સમજાઇ–આશ્ચર્ય પમાડયા વિના રહેશે નહિ અને આ પીરેમીડો ઇજિપ્તના મહાન્ શાહેનશાહોના સ્મરણાર્થે બંધાયલી કબરો સિવાય બીજું કાંઈ નથી. એમાં આવેલા વિશાળ ઓરડાઓમાં, તે મહારાજાના કીમતી મસાલા ભરીને સાચવી રાખેલાં શરીર અથવા શબ, ત્હેમણે ધારણ કરેલાં વસ્ત્રો સહિત–હજારો વર્ષો ઉપર તે જેવી સ્થિતિમાં હતાં ત્હેવાં જ,–હજી પણ છે અને જરા પણ મુખાકૃતિ બદલાઇ નથી તેમ બદસિકલ થઇ નથી મરણ પામેલાં માણસોનાં શરીરને સાચવી રાખવાની આ ચમત્કારિક કળા જ બતાવી આપે છે કે

* મૉડર્ન રિવ્યુ ઇજિપ્તની પીરેમીડો, નીલ નદીના ડાબા કાંઠા ઉપર, કેરો શહેરની પાસે આવેલી છે સૌથી પ્હેલી આશરે ઇ સ પૂર્વે ૩૬૫૦ માં બંધાયાનું જણાય છે. તે ઇંટો અથવા પત્થરની તળિએ ચતુષ્કોણ અને ઉપર જતાં ત્રિકોણ બાંધેલી–અને ઉપર જતાં ધીમે ધીમે સાંકડી થઇ અત્યન્ત ન્હાના શિખરમાં અન્ત પામતી–ઇમારતો છે ત્હેની અંદર ઓરડાઓ અને ભોંયરાં તથા જમીન ભીતર માર્ગો છે આવી આશરે ૪૦ હજી જોવામાં આવે છે મ્હોટામાં મ્હોટી ચિઓપ્સ નામના ઇજિપ્તના શાહેનશાહે પોતાની કબર તરીકે બંધાવી હતી અને ત્હેમાં ત્હેને મરણ પછી દાટવામાં આવ્યો હતો. તે બાંધવામાં ૨૦ વર્ષ સુધી એક લાખ માણસો રોકાયલાં હતા અને આઠ કરોડ ઘન ફૂટ ચણતરકામ એમાં છે તે 'મ્હોટી પીરેમીડ' કહેવાય છે ત્હેનું ક્ષેત્રફળ તળિયે ૭,૪ ચોરસ ફુટ અને ઉંચાઇ ૪૮૦ હતી–એમ કહેવાય છે કે ત્હેના ઉપર આરસપહાણના પત્થર જડેલા હતા–બીજી બે પીરેમીડો છે તે પણ ગજાવર હતી છે, જો કે આના કરતાં તે ન્હાની છે એવી મળાને ચિઓપ્સની પાસે બીજી દશ પીરેમીડો છે રણની ઉડી આવતી રેતીને લીધે ત્હેનું તળિયું ધીમે ધીમે જમીનમાં દટાતું જાય છે અને એ કારણને લઇને ત્હેની હાલની ઉંચાઇ પ્રથમ જેટલી રહી નથી

પ્રાચીન કાળમાં મિસર દેશે વિજ્ઞાન અને લોકોન્નતિના વિષયમાં કેટલી ભારે પ્રગતિ કરી હતી આવા મ્હોટા સમાજ-ઉત્કર્ષના સ્થાનરૂપ આ પુરાણુ દેશની રાજધાનીના શહેર કેરોની વર્તમાન સ્થિતિનું ટૂંક વર્ણન આપવાનો આ લેખનો હેતુ છે.

અર્વાચીન કેરો ( કાયરો ) શહેર, ઇજિપ્તના ખેદિવ ( સુલતાન ) નામદાર મ્હેલા અબ્બાસે વસાવેલ "અબ્બાસિયા" વિભાગમાં આવ્યું છે, એમ કહી

કેરો શહેરનાં જોવા લાયક સ્થળો

શકાય ત્યાંની ઉંચી વિશાળ બરાકો ( લશ્કરી મકાનો )માં હાલ બ્રિટિશ સિપાઇઓનો મુકામ છે અને ઝીતુન, ઓએસિસ, કુબ્બેર, હેલિઓપોલિસ અને માતારિએહનાં ઉજળી વસતિવાળાં પરાંના માર્ગમાં તે આવેલું હોવાથી, ભવિષ્યમાં જરૂર તે હજી પણ વધારે વધારે ઉત્કર્ષ પામવાનું કેરોની ઉત્તરે, આશરે ત્રણેક માઇલ ઉપર, ખેદિવ મહમદ અલીએ બંધાવેલો, નીલ ( નાઇલ ) નદીનાં કિનારા ઉપર સુન્દર બગીચાવાળો, શૌબ્રા નામનો ભવ્ય રાજમહેલ છે અને આ શૌબ્રાનો રસ્તો લ્હેની બંને બાજુઓ ઉપર ઝાડોની ગાઢી ઘટા છાયી રહેલી હોવાથી એક વખત ઘણો પ્રસિદ્ધ અને સુખકારક ગણાતો કેરોની પશ્ચિમે બાઉલૅક આવેલું છે, જે નીલ નદીનું પુરાતની બંદર છે અને હાલ પણ એ નદી દ્વારા ચાલતા ભારે વ્યાપારનું-આખા મિસર દેશમાં-મ્હોટામાં મ્હોટું બજાર ગણાય છે અબ્બાસિયા અને ઓએસિસમાં જવાને માટે વખાણવા લાયક વિજળીથી ચાલતી ટ્રામ ગાડીઓની ગોઠવણ છે અને બાઉલૅક માટે પણ એવી જ વ્યવસ્થા છે તેથી દરરોજ નદી કાંઠે ફરવા જવું હોય તો જઇ શકાય અને પ્રજાકીય ઉત્સવોની રાત્રિઓએ ત્યાં-પરદેશીએ ખાસ જોવા લાયક,-જે અદ્ભુત, વિચિત્ર દેખાવો થાય છે તે જોવાનું પણ બની શકે તેમ છે બાઉલૅકની સામે પ્રસિદ્ધ ગેઝીરેહ બેટ આવ્યો છે, જ્યાં જવા માટે એક ભવ્ય પૂલ બાંધેલો છે આ બેટમાં ઇસ્માઇલ પાશાએ બાંધેલો એક વિશાળ મહેલ છે, જેનો ઉપયોગ હાલ ગેઝિરેહની હૉટેલ તરીકે કરવામાં આવે છે વળી અહિં એક ઉત્તમ ઘોડાની શરતનું મેદાન, ટેનિસ કોર્ટ અને ગોલ્ફ રમવાનાં સ્થાન આવેલાં છે અને બાઉલૅકથી ગેઝીરેહ જતાં "કસ્ર-એલ-નીલ" નામનો પૂલ ઓળંગતી વખતનો દેખાવ મુસાફરના હૃદય ઉપર અજબ અસર કરે છે. બાઉલૅકની પૂર્વમાં શહેરનો ઇસ્માઇલિયા વિભાગ આવ્યો છે, જેમાં ઑપેરા સ્કવૅર ( ચૉક ) અને એસ્બેકિયા બાગ જોવા લાયક છે આ બાગની ગોઠવણી બેરીલેટ નામના ફ્રેંચ માળીએ, ફ્રાન્સ દેશની ખૂબસુરત અને મનોહર રાજધાની, પૅરિસના પ્રસિદ્ધ બગીચાની હરીફાઇ કરવાના ઇરાદાથી કરી હતી અને કેરો નગરની મધ્યમાં તે ખરેખર એક સુન્દર સ્થાન બન્યું છે શહેરના આ વિભાગમાં જાણીતો "શરીઆ કસ્ર-એલ-નીલ" નામનો મ્હોટો રાજમાર્ગ આવેલો છે જેના ઉપરનાં નીચે જણાવેલાં સ્થળો ખાસ જોવાલાયક છે પૅલેસિયલ સૅવોય હૉટેલ, સુલેમાન પાશાનું સ્મારકસ્થાન, સ્ટૅન્ડર્ડ બિલ્ડીંગ્સ, શાહજાદા મહમદ અલી પાશા-ખેદિવના ભાઇ-ના મહેલો અને ઇસ્માઇલિયાનો નામદાર ખેદિવનો રાજ મહેલ. "કસ્ર-એલ-દુબારા"ના ઉંચી વસતિવાળા વિભાગમાં બ્રિટિશ અમલદારો ( એજન્સી )નુ સ્થાન છે, જે નીલ નદીના બંધ પાસે આવ્યું છે આની નજદીકમાં જાહેર બાંધકામનું ખાતું, સુદાનની રાજ્યવહીવટી ઑફિસ અને લડાઇ ખાતાની ઓફિસ આવેલાં છે. ઇજિપ્તની

સૈરકારના કેટલાક ખાતાની ઑફિસો પણ આ વિભાગમાં જ છે—નદીને કાંઠે આગળ જતાં, ઈબ્રાહિમ પાશાનો મહેલ છે. અહિંનો નવો "શરિયા સુલેમાન પાશા" નામનો રસ્તો ધીમે ધીમે મોટો રાજમાર્ગ થવા લાગ્યો છે.

**ખેદિવની મ્હોટી નાટકશાળાઓ અને વિશ્રાન્તિનાં સ્થાન:** નાટકશાળા, સ્કેટિંગ (પગ વડે સરવાની રમત)નું મકાન, કાંઈખાનાં, સંગીત શાળાઓ (ગાનતાનના મેળાવડા ભરવાનાં મકાન,) એઝ્બીએ ટના જળાશયો વાળા બગીચા તથા ઘોડેહનું જીવતી માછલીઓનું સંગ્રહસ્થાન,—આ સર્વ શહેરનાં વિનોદ અને વિશ્રાન્તિનાં સ્થાન છે

**જાણીતાં મકાનો:** એઝ્બેકિયા વિભાગ પણ જોવા લાયક છે આ સુન્દર ઑપેરા સ્કવૅર (ચોક), જેમાં આવેલાં નાટકશાળામાંનું ભવ્ય મકાન અને ઈબ્રાહિમ પાશાના સ્મરણાર્થે ઉભું કરેલું ઘોડા ઉપર બેઠેલું બાવલું નવા આવેલા પરદેશીને ખાસ આકર્ષણ કરે છે, તે બેઉની મધ્યમાં જાણીતો એઝ્બેકિયાનો બગીચો આવ્યો છે ત્હેની સામે વિશાળ કોન્ટિનેન્ટલ હૉટેલ છે આની સમિપમાં અને શેફિઅર્ડ્ઝની હૉટેલથી થોડે દૂર ઇજિપ્ટની હાઇ કોર્ટ, દેશ પરદેશના ન્યાયખાતાં, ટ્રામ્વે સ્કવૅર (ચોક) તથા જનરલ પોસ્ટ ઑફિસનું મકાન આવ્યાં છે અહિંથી મોસ્કી સ્ટ્રીટ નામનો રસ્તો પૂર્વ તરફ જાય છે અને એક ટૂંકે માર્ગેથી "શરીઆ અબ્દીન" તરફ જવાય છે, જે પૂર્વ તરફ મેદાન અબ્દીન આગળ અટકે છે. આ મેદાનમાં અબ્દીન મહેલ નામનું મ્હોટું અને ભવ્ય મકાન છે, જેમાં નામદાર સુલતાન શિયાળાના દિવસોમાં રાજ્યનું કામકાજ કરે છે આ ઉપરાંત મિસર અને કેરોમાં બીજાં પણ ઘણાં સ્થાનો જોવા લાયક છે કેરો શહેરના પુસ્તકાલયમાં કૉપ્ટિક, સિરીઆક, પર્શિયન અને આરબી ભાષામાં થયેલાં કુરાનનાં ભાષાન્તરોની બીજે ન મળી શકે એવી પ્રતો છે તથા બીજાં પણ કાગળ અને પાંદડાં ઉપર લખેલાં પુસ્તકોની મ્હોટી સંખ્યા છે. પૅરિસમાં જેમ છે, તેમજ કેરોના મુખ્ય રેલ્વે સ્ટેશન આગળ બધી રેલ્વે લાઇનો મળે છે અને સઘળી ત્યાંથી જ ઉપડે છે. આ સ્ટેશનનો ક્લૉક ટાવર (ઘડિયાળવાળો બુરજ) હમેશાં ખરા રેલ્વે ટાઇમથી પાંચ મિનિટ આગળ જ વખત બતાવે છે. જેથી ત્યાંનાં સુસ્ત માણસો વખતસર ગાડીમાં બેસી શકે ! આ રેલ્વે સ્ટેશનની જોડેના મકાનમાં સુલેહશાન્તિ જાળવવા માટે રાખેલી લશ્કરી પોલીસનું થાણું છે કૈનુનનું "શાહમૃગ ઉછેરવાનું સ્થાન" બહુ જોવા લાયક છે ત્યાં જવા માટે કેરોથી સુધી અર્ધા કલાકની રેલ્વેની મુસાફરી કરવી પડે છે.

મેધાનીનમાં આવેલ મેમ્ફિસ ઘણું જોવા લાયક છે. હેલોનાન, ઇજિપ્તના રણના કિનારા ઉપર, કેરોથી આશરે પંદર માઇલ દૂર છે. તે મૉકાટ્ટમ ગિરિમાળાની છાયામાં છે. કેરોથી અર્ધા કલાકની રેલ્વેની મુસાફરી અને પછી હોડી મારફત નીચે આગળવી, એટલું આ સ્થળ જોવા જનારને કરવું પડે છે. જમાનાના જમાના સુધી હેલોનાન મિસરના રાજ્યકર્તાઓનું હવા ખાવાનું સ્થાન હતું અને બીજા પુષ્કળ મનુષ્યો પણ અહિંના આરોગ્ય વર્ધક પાણીવાળા કુદરતી ઝરણાંના કૂવામાં ન્હાઇને તન્દુરસ્તી સુધારવાને આવતા.

"કસ્ર-એલ-નીલ" નામનો પૂલ જૂના કેરો શહેર (પરા વિભાગ)ને હાલના ઉંચી વસતિવાળા ભાગ સાથે જોડે છે તેની પડોશમાં બ્રિટિશ સ્ટોર, સિપાઇઓની બરાકો, સ્કેટિંગ રિંગ અને મ્યુઝિયમ આવેલાંછે, આ સંગ્રહસ્થાનમાં રોમન, ગ્રીક અને આરબ રાજ્યકર્તાઓની પુરાણી વસ્તુઓ તથા મિસરની કબરોમાંથી ખોદી કહાડેલા અસંખ્ય શબો (મમી) જોવામાં આવે છે આ પૂલ બપોરે એકથી ત્રણ વાગ્યાં સુધી ખસેડી લેવામાં આવે છે કે જેથી હોડીઓ પસાર થઇ શકે પરન્તુ એટલા વખતમાં બન્ને બાજુએ વટે માર્ગુંઓ તથા ઊંટ, ઘોડા, ખચ્ચર વગેરે પ્રાણીઓની એવી મ્હોટી ભીડ થઇ જાય છે કે જાણે મેળો ભરાયો હોય નહિં એમ દેખાવ બની રહે છે. આ વિશાળ નગરને જોઇતી ખોરાકની તથા જરૂરિયાતની વસ્તુઓ આ માર્ગે જ આવે છે તેથી તાજાં ઘાસ તથા શાક તરકારીના ગંજાવર બોજાતળે દબાઇ જતા ઊંટ અને વિવિધપ્રકારની ચિત્રવિચિત્ર ગાડીઓ ખેંચતાં ઘોડા, ખચ્ચર તથા ગધેડાંની લાંબી હારની હાર ઘણા વખત સુધી ચાલી જ રહે છે. આ દૃશ્ય બહુ જોવાલાયક હોય છે નીલના કિનારા ઉપરથી સન્ધ્યા સમયે નદીમાં આમથી તેમ ફરતી હોડીઓ બહુ સુન્દર દેખાવ આપે છે અહિં લોકોને વિશ્રાન્તિ અથવા વિનોદ મળે તે માટે કાફીખાનાં સ્થળે સ્થળે હોય છે, જ્યાં કૉફી મળી શકેછે અને સંગીત તથા વાદ્યો ચાલુ હોય છે

**નીલ નદીનો જાણીતો પૂલ:**

ઇજિપ્તની પીરમીડો દુનિયાની "સાત અદ્ભુત વસ્તુઓ" માંની એક ગણાય છે, અને તેથી દરેક પરદેશી મુસાફર જે આ દેશમાં આવે છે તે પીરેમીડ તો અવશ્ય જોવા જવાનો. ત્યાં જવાને માટે 'કસ્ર-એલ-નીલ' ના પૂલ ઉપર થઇને તેને જવું પડશે આ પૂલ ૪૦૦ વાર લાંબોછે અને ઘેઝિરેહના બેટ ઉપર તેનો છેડો આવે છે રાક્ષસી કદની મિસરના પુરાણા રાજ્ય કર્તા ફેરોઓની કબરો જેમને ઘીઝેરની પીરમીડો કહેવામાં આવે છે તે અહિં છે. આ દુનિયા મશહૂર પીરેમીડો કેરો શહેરની નજદીક જ આવેલી છે. ત્યાં જવા માટે વીજળીથી ચાલતો પુલ ઓળંગીને—જે દર અર્ધા કલાકે આવે છે તે-વાપરી શકાય અથવા ભભકાદાર પૂર્વમાં શહેરનો ઇરાદા રસ્તો જેમાં-રાજ્યનું મ્યુઝીયમ અને લશ્કરી બરાકો જેવાં જ એક્લેઝિયા બાગ જેવા ૨ છે તે માર્ગે પણ જઇ શકાય. નીલ નદીનો આ મ્હોટો ફ્રાન્સ દેશની ખુબસુરત આપણે ઘીઝેરની યાત્રાના ઘણા જ સુન્દર અને મોહક વિભાગમાં વાના ઇરાદાથી કરી હતી -, આ ભાગ પીરમીડરોડ (રસ્તો) કહેવાય છે આ માર્ગ છે શહેરના આ વિભાગમાં જ બન્ને બાજુએ વિશાળ અને ઉંડી ઘટાવાળાં વૃક્ષો આવેલો છે, જેના ઉપરનાં નીચ્ચાટ જેવું બની રહે છે આ માર્ગમાં બગીમાં અથવા હોટેલ, સુલેમાન પાશાનું સ્મારકપુતળું લાગે છે અને રસ્તો છેક ચીઓપ્સની પીરેમિડના ભાઇના મહેલો અને અહિં ઇજિપ્તની રાજધાનીના યુવાનો, સુન્દરીઓ અને એલ-દુબારા"ના ઉંચી વસતિવાળ સુધી દરરોજ હવા ખાવા આવે છે. તેઓ એવા ધાર્યા છે, જે નીલ નદીના બંધ પાસે હોય છે કે એમને ત્યાં ફરતાં જોઇને-એમની ગાડીઓ, સુલતાનની રાજ્યવહીવટી ઑફિ નીહાળીને-આપણને પેરિસના "બૉઇ-દ-બુઁયાઁ" નામના

**પીરેમીડનો રસ્તો**

ફરવા હરવા માટે વપરાતા રાજમાર્ગનો—હેના આરામાં સારા વખતની લ્હેરનો આપણને ખ્યાલ આવ્યા વિના રહેતો નથી. સાતે માઇલ સુધીની ત્હેની લંબાઇમાં—ત્હેની બન્ને બાજુઓ ઉપર ભવ્ય અને વિશાળ ઝાડ આવી રહ્યાં છે, અને આખો દિવસ તે માણસોથી ભરપૂર રહે છે સવારમાં પણ બાનુઓ અને ગૃહસ્થો અહિં ફરવાને માટે આવે છે અને દિવસના ઘણા વખત સુધી માલથી લધાયલાં ખચ્ચર, ગધેડાં તથા ઊંટ બજાર તરફ આવ જા કરે છે.

**પીરેમીડ અને સ્ફીંક્સ**

ધીઝેહ આગળની—સ્ફીંક્સ નજદીક જે પીરેમીડ આવી છે, તે મિસરની ત્રણે મહાન પીરેમીડોમાં સહુથી મ્હોટી છે ઈ. સ. પૂર્વે ૩૭૩૩ માં ચોથા વંશના બીજા શાહેનશાહ ખુફુ અથવા ચીઓપ્સે તે બંધાવી હતી અને ત્હેનું નામ "ખુટ" પાડ્યું હતું. પથરનાં ગચ્છાં ઉપર પીરેમીડની અંદર લાલ શાહીથી તે બંધાવનારનું નામ લખેલું પણ જોવામાં આવે છે ત્હેની ચાર બાજુઓમાંથી દરેકની મ્હોટામાં મ્હોટી લંબાઈ હાલ ૭૭૫ ફુટ છે. પણ પ્હેલાં દરેક ભાગ ૨૦ ફુટ વધારે લાંબો હતો. ત્હેની ઉંચાઈ હાલ ૪૫૧ ફુટ છે પણ અસલ ઉંચાઇ ૪૮૧ ફુટ હતી મથાળા ઉપરની સપાટ જગો ૩૦ ફુટ ચોરસછે અને ત્યાંથી આસપાસના પ્રદેશનો—ખાસ કરીને સૂર્યાસ્ત સમયે—બહુ મનોહર દેખાવ નજરે પડે છે. પીરેમીડની અંદર જવાના માર્ગ જમીનથી આશરે ૫૦ ફુટ ઉંચાઇએથી છે એક લાંબે રસ્તે થઇને શાહેનશાહના ઓરડામાં જવાય છે. અહિં તે રાજાનું શબ જે કબરમાં મૂકવામાં આવ્યું હતું તે જોવામાં આવે છે. આ કબર રાતા ઉંચી જાતના પત્થરની બનાવેલી છે અને સવાત્રણ ફુટ ઉંચી—સવાત્રણ ફુટ પ્હોળી તથા સાડાસાત ફુટ લાંબી છે. ઉપરનું ઢાંકણ કોઈ ઉઠાવી ગયું છે અને શાહેનશાહનું શબ પણ ત્હેમાંથી ઉપડી ગયું છે!

સ્ફીંક્સને* બંધાયે ૬૦૦૦ વર્ષ થઇ ગયાં. ત્હેનું મ્હો બહુ ચળકતા રંગથી પ્રાચીનકાળમાં રંગેલું હતું એમ લાગે છે. કારણ કે હાલ પણ ત્હેના ઉપર આછો રંગ જણાય છે. આખા શરીરની લંબાઈ ૧૫૦ ફુટ, માથું ૩૦ ફુટ લાંબું તથા ચ્હેરો ૧૪ ફુટ લાંબો છે. આખી આકૃતિની ઉંચાઇ માથાથી તળિયા સુધી ૭૦ ફુટ છે! ફક્ત પગના પંઝાજ ૫૦ ફુટ લાંબા છે. એમ કહેવાય છે કે સ્ફીંક્સ ઘણીજ જૂની છે અને ચિઓપ્સે જ્યારે પોતાની પીરેમીડ બાંધી ત્યારે પણ તે ત્યાં હતી ત્હેના પંઝામાં, જે દેરની મૂર્તિ

---

* ધીઝેહની પીરેમીડની પાસે પત્થરના ગચ્છાંથી બનાવેલું સ્ફીંક્સનું રાક્ષસી કદનું પુતળું છે. ત્હેની લંબાઈ ૧૭૦ ફુટ અને ઉંચાઇ ૧૦૦ ફુટ છે. ત્હેનો ચ્હેરો અને છાતીનો ભાગ માણસના જેવો છે તથા શરીર અને પંઝા સિંહના જેવા છે. એના મુખ તરફ નજર કરતાં આપણને અત્યંત ગંભીરતાનો ખ્યાલ આવે છે અને આખો દેખાવ અતુલ રાજ્યશક્તિની પ્રતિમા રૂપ જણાય છે. આ આકૃતિ ઈજિપ્તમાં ઘણીજ પ્રાચીન મનાય છે.
—પૅર્કૂસ "રેફરન્સ બુક."

નવા શોધોથી એમ જણાયું છે કે પીરમીડોની માફક આ સ્ફીંક્સમાં પણ અંદર માર્ગો અને ઓરડાઓ છે—B

તરીકે તે ગણાતી, ત્હેને ભોગ અપાતા. થોડાં વર્ષોથી ત્હેની આસપાસ ખોદકામ ચાલુ છે પણ મ્હોટા જથ્થામાં ઉડી આવતી રેતીને લીધે તે કામનાં ગરો ઢર સફળતા મળતી નથી. સ્ફીંક્સની દક્ષિણે થોડે દૂર, મો. મેરિએટે શોધી કહાડેલું અને સ્ફીંક્સના દેવાલયના નામથી ઓળખાતું, એક આરસના અને બીજા પત્થરનું બાંધેલું મ્હોટું મન્દિર છે આ દેવળના એક ઓરડાના કૂવામાંથી શહેનશાહ ચેઓપ્સનાં બાવલાં, જે હાલ કેરો મ્યુઝીઅમમાં છે, તે હાથ લાગ્યા હતાં. તેથી સામાન્ય રીતે એમ મનાય છે કે એ રાજાએ આ મહાન્ આકૃતિને બંધાવેલી હોવી જોઇએ.

**કબરો.**

મિસરની રાજધાનીની આસપાસ આવેલા જૂદાં જૂદાં અનેક કબ્રસ્તાનોમાં સૌથી જોવા લાયક ખલીફ઼ો અને મેમેલ્યુક રાજ્યકર્તાઓની સુપ્રસિદ્ધ કબરો છે. તે બંને કિલ્લાની ઉત્તરે આવેલ છે. ૧૨૫૦ થી ૧૩૮૦ સુધી ઇજિપ્તમાં રાજ્ય કરનાર બેહરિત મેમેલ્યુક સુલતાનોએ તે બંને કબ્રસ્તાન બંધાવ્યાં હતાં. સૌથી વધારે ધ્યાન ખેંચે એવાં મકાનોમાં ઇમામ સેફ઼ેની કબર તથા સુલતાન મહમદઅલીની મ્હોટી કબર અને મસ્જીદ (જેમાં એ સુલતાનના કુટુમ્બીઓ તથા વંશજો પણ દટાયલા છે એ) મુખ્ય છે. ચૌદમા અને પંદરમા સૈકામાં સેરેસન આરબો તરફથી બંધાયલાં આ અદ્ભુત કબ્રસ્તાનો જોવાનું કોઇએ પણ ભૂલવા જેવું નથી. આ વિભાગ તદન મડદાંના શહેર જેવો જ લાગે છે. કોઇ કોઇ જગોએ રડયું ખડયું એકાદ કુટુમ્બ મળી આવે એટલું જ. બીજી કાંઇ વસતિ નહિ!

**મહમદઅલીની મસ્જીદ**

કેરોનો કિલ્લો, જે શહેરનું હજી પણ રક્ષણ કરવાને સમર્થ છે, તે સુપ્રસિદ્ધ સુલતાન સેલેડીને ઘીઝેહની પીરેમીડમાંથી પત્થરો લઇને તરફડમાં બાંધ્યો હતો. રાજધાનીની આસપાસ ત્હેણે જે મજબૂત કોટ્ટેબંધી કરી હતી, ત્હેની પણ ખરી કુંચી આ સ્થાન છે. આ કિલ્લાની મધ્યમાં મહમદઅલીની પ્રસિદ્ધ મસ્જીદ આવેલી છે. તે બાંધવાની શરૂઆત ૧૮૨૪ માં હાલના મિસરના રાજ્યકર્તાઓના વંશના મૂળ પુરૂષ સુલતાન મહમદઅલીએ કરી હતી અને ૧૮૫૭ માં સૈયદપાશાના રાજ્યમાં તે પૂરી થઇ હતી. ત્હેને બાંધનાર એક બુદ્ધિશાળી ગ્રીક કારીગર હતો, જેણે કોન્સ્ટેન્ટીનોપલમાં આવેલ સેંટ સોફીયાના વિશાળ દેવળ (હાલ મસ્જીદ)નો નમૂનો લઇને કામ આરંભ્યું હતું. ભીંતોની ફરસબંધી અને થાંભલા બેનિ–સુફની ખાણમાંથી આણેલા ઉંચામાં ઉંચા આરસ જાતના પત્થરોથી બનાવેલો છે આથી ત્હેને "આરસની મસ્જીદ" પણ કહેવામાં આવે છે. ત્હેના કીમતી કોતરણીથી શોભાયમાન કરેલો એક ખૂણામાં મહમદઅલી (મૃત્યુ પામ્યો–૧૮૪૯)ની કબર છે, જેની આસપાસ સુન્દર કિનારીનો બંધ નાખી દીધો છે. દૂરથી દેખાતો ઘુમ્મટ અને બે નાજુક મિનાર, જે શહેરની મનોહરતામાં પણ વધારો કરે છે, તે નજરે પડતાં બહુ ખૂબસુરત દૃશ્ય રજુ થાય છે. કેરોના ઉત્તમ સ્થાનોમાં પણ આ વિખ્યાત મકાન ખરેખર જોવાલાયક છે.

બાદેરાસાઇનના ગામમાં ખજૂરનાં ઝાડોની ઘટામાં મેમ્ફિસના શહેનશાહ બીજા રા-મેસિસનું એક ગંજાવર બાવલું છે હજારો વર્ષો પસાર થઇ ગયા બાવલાં અને મૂર્તિઓ. છતાં, તાપ તડકો, ટાઢ અને વરસાદની સખ્તાઇ તથા તોફાનો સહન કર્યા છતાં પણ, તે હજી પોતાની ગંભીર પ્રતિભા જાળવી રાખી શક્યું છે હેના મસ્તકને પણ વખત અને હવાના ફેરફાર કાંઇ અસર કરી શક્યા નથી. કૈરોના મ્યુઝિયમ (સંગ્રહસ્થાન)માં કેટલાંક આશ્ચર્યકારક પૂતળાં હજીસુધી પણ સચવાઇ રહ્યાં છે, એ જોઇને બહુ આનન્દ થાય છે હેમાંનું એક કારકુનનું બાવલું છે જે પોતાના શેઠની પાસે બેશીને આશાભરી આંખોથી પાંદડાં (તે સમયે લખવાનું મુખ્ય સાધન પાંદડાં હતાં) ઉપર હેની આજ્ઞા મુજબ લખી રહ્યો છે હજારો વર્ષ પછી પણ એવીને એવીજ આશા ભરી વૃત્તિથી-પોતાનો ચ્હેરો આશાના પ્રકાશથી ઝળકતો રાખીને-તે એવો ને એવોજ બેઠો છે.* એક મૂર્તિ બીજી મ્હોટી પીરેમીડ બંધાવનાર શહેનશાહ ખેફ્રનની છે. સ્ફીંક્સના દેવળના કુવામાંથી મળેલ આરસના એ રાજાનાં બાવલાંમાંનું એ એક છે

આ શહેરની સ્ત્રીઓમાં કેટલીક વિચિત્રતા હોવા છતાં હેમની વૃત્તિ વિચાર અભ્યાસ કરવા યોગ્ય છે અહિં જળ ભરવાનું પાત્ર બહુ પ્રિય જણાય છે. કૈરોની સ્ત્રીઓ શ્રીમન્ત કુટુમ્બોની બાનુઓ પણ જ્યારે છબી પડાવે છે ત્યારે તેઓ પાણી ભરવાનો ઘડો પોતાના પડખામાં રાખવા ભૂલતી નથી. આ રિવાજ અહિંની સ્ત્રીઓમાં ૩૦૦૦ વર્ષ પૂર્વે હતો, હેવો ને હેવોજ આજ પણ ચાલુ છે અને યૂરોપિયન વિચારનું વાતાવરણ હજુ સુધી તો તે રિવાજ, ગરીબ કે તવંગર, કોઇ પણ સ્ત્રીઓમાંથી ખસેડી શક્યું નથી.

આ દેશની સ્ત્રીઓ મ્હો ઉપર જે બુરખો નાંખે છે, તે પણ વિચિત્ર અને જોવાલાયક હોય છે. લાકડાની પોલી નળીમાં નાંખીને તે નાકની ઉપર અને આંખની નીચે લટકાવવામાં આવે છે. ગામડાંની સ્ત્રીઓ જે લુગડાનો કકડો હેની ઉપર લગાવે છે, હેમાં સોના મ્હોરો અથવા ગીલ્ટ કરેલી મ્હોરો જેવા ધાતુના સિક્કા લટકાવેછે. શ્રીમન્તો અને ઉમરાવ વર્ગમાં આ બુરખાનો રંગ સફેત હોયછે તથા સુતરાઉ કાપડને બદલે રેશમી વપરાય છે. ઉમરાવ બાનુઓને હિન્દી સ્ત્રીઓની પેઠેજ જનાનામાં રહેવું પડે છે પણ તેઓને ગાડીઓમાં બેશીને ફરવા હરવાની છુટ છે; જ્યાં તેમ કરીને તેઓ દુનિયા જોઇ શકે છે તથા હેને પોતાની સુન્દરતા બતાવી શકે છે

અમે મિસરમાં લશ્કરી નોકરીના સબબથી ગયા હતા, અને આ મહાન્ દેશ જોઇને બહુ સન્તોષ પામ્યા. ઈજિપ્ત જે પ્રાચીન કાળમાં ઉત્કર્ષનું એક મુખ્ય સ્થાન અને જ્ઞાન તથા કીર્તિની વિહાર ભૂમિ હતી તેની લાંબી કથા થોડા શબ્દોમાં કહી શકાય તેમ નથી-મહાસાગરરૂપ ઉત્કર્ષની વિશાળતાનું માપ લેવાને કાંઇપણ પ્રયત્ન કર્યા સિવાય, અમે માત્ર હેના થોડાક તરંગોનું અહિં આલેખન કર્યું છે



* આ બાવલાના માથા ઉપર આપણા દેશના પ્રાહ્મણો પ્હેરતા-પ્હેરે છે, એવી જ "કાનટોપી" છે! પૂર્વના દેશોના રીતરિવાજો ઉપર કાળની પણ બહુ સત્તા નથી ચાલતી, હેનો આ એક વિચારવા યોગ્ય દાખલો છે. —B.

## વાર્તાલહરી.

# વિધવા.

( હિંદી ઉપરથી. )

લેખક શ્રીયુત હમીદશાહ બી ટીયા.

( ૧ )

ચન્દ્રકાન્ત સાથે મ્હારે ઘણી મિત્રતા હતી. અમો બન્ને એક જાતિ, એકજ ઉમરના અને એકજ વિચારના હતા. ચન્દ્રકાન્ત મારા ઘરથી થોડેક દૂર રહેતા હતા અવકાશના સમયે કદી હું ત્હેમને ત્યાં જતો અથવા તે મ્હારે ત્યાં આવતા હતા. ચન્દ્રકાન્ત એક કંપનીમાં હેડ કલાર્કની જગ્યા ઉપર હતા અને પગાર રૂ. ૧૫૦ મળતો હતો. ત્હેમના કુટુંબમાં તે અને ત્હેમનાં પત્ની શિવાય બીજું કોઇ નહતું. ત્હેમનાં એક બ્હેન હતાં; પણ વધારે વખત તે સાસરે રહેતા હતાં; કદી કદી આવે તો બેએક માસ રહી જતાં.

મ્હેં ડૉકટરની એલ. એમ. એસ. ની પરીક્ષા પસાર કરી, વૈદકના ધંધાનો આરંભ કર્યો હતો. તે સમયે મ્હારા કુટુંબમાં મ્હારાં વૃદ્ધ માતા તથા એક વિધવા બ્હેનના શિવાય કોઇ નહતું. મ્હારો વિવાહ થયો નહતો. શહેરમાં મ્હારી પાસે ઠીક મિલ્કત હોવાથી મ્હને આર્થિક ચિન્તા નહતી પરન્તુ મ્હેં મ્હારો વિવાહ થવા દીધો નહતો. મ્હારા વિચારોમાં કંઇ વિચિત્રતા હતી—લોક એમ કહેતા હતા. પણ મ્હને મ્હારા વિચારોમાં કંઇ વિચિત્રતા જણાતી નહતી. મ્હારા વિચારોની એક વિચિત્રતા,—તે વિચિત્રતા કહી શકાય એમ હોય તો —એ હતી કે મ્હેં સુશિક્ષિત અને રૂપવાન્ યુવાન્ વિધવાની સાથે જ વિવાહ કરવાનો દૃઢ સંકલ્પ કર્યો હતો. મ્હારો આ વિચાર, મ્હારાં વૃદ્ધ માતા તથા જ્યેષ્ઠ ભગિની પણ,—જેમને દરેક રીતે સુખી કરવાં અને ત્હેમની આજ્ઞાઓનું પાલન કરવું, હું મ્હારૂં કર્તવ્ય સમજતો હતો,—તે ફેરવી શક્યાં નહતાં. હું જાણતો હતો કે મ્હારો વિવાહ નહિં થવાથી મ્હારાં માતા તથા ભગિનીને માનસિક કલેશ થાય છે, ત્હેમની અનેક ઇચ્છાઓનું ખૂન. થઇ રહ્યું છે; પણ મ્હેં મ્હારી ભીષ્મ પ્રતિજ્ઞા મુકી નહિં. હું ત્હેમાં પાપ સમજતો હતો.

એક દિવસ સન્ધ્યા સમયે હું ચન્દ્રકાન્તને ત્યાં ગયો. તે નોકરી પરથી આવીને કંઇ જળપાન કરવા બેઠા હતા. મ્હને જોઇને બોલ્યાઃ-" આવો, ઠીક સમય પર આવ્યા. " ત્હેમનાં સ્ત્રીને કહ્યું-" જાઓ, ત્હેમને માટે કંઇ લાવો. " ચન્દ્રકાન્તનાં પત્નિ મ્હારે માટે કંઇ મેવો વગેરે ખાવાનું લઈ આવ્યાં. હું ખાવા લાગ્યો.

ચન્દ્રકાન્ત—" આજ દવાખાનામાં ગયા નથી શું ? "

મ્હે જવાબ આપ્યો—" ગયો તો હતો, પણ આખો દિવસ બેસી રહી ખુરશી તોડવી, એ

ચન્દ્રકલા—"પોતે ડૉક્ટર છે. બીજાની નાડી જોઇ શકે છે. બીજાઓનું ગાંડપણ દૂર કરી શકે છે. પણ પોતાનું ગાંડપણ દૂર કરવાનો પ્રયત્ન પણ કરતા નથી."

મ્હેં હસીને કહ્યું—"મનુષ્ય પોતે પોતાની દવા કરી શકતો નથી. ડૉક્ટરોને પણ પોતાના રોગની ચિકિત્સા માટે બીજા ડૉક્ટરોની સહાયતા લેવી પડે છે. હું મ્હારૂં આ ગાંડપણું દૂર કરી શકતો નથી. આને માટે બીજા કોઇ ડૉક્ટરની આવશ્યકતા છે."

ચન્દ્રકલા પાન વાળતાં બોલ્યાં—"ઠીક, ઠીક; નિરર્થક વાતો બનાવો છો. મ્હને આ સારૂં લાગતું નથી."

ચન્દ્રકાન્ત—"ભાઇ! આ સારી વાત નથી. આવી ગાંડી વાત મુકી દો. કોઇ સારો માણસ ત્હમારી આ વાત માન્ય કરશે નહિં."

મ્હેં ગંભીર થઇને કહ્યું—"બન્ધુ! આ સંબન્ધમાં વાદવિવાદ કરવાની કશી આવશ્યકતા નથી. જાણો કે મ્હારૂં આ ગાંડપણ છે, પણ ગાંડપણું તર્ક અને વાદવિવાદથી દૂર થઇ શકશે નહિ.–ઇશ્વર જ આ ગાંડપણને દૂર કરી શકે. માણસ તેમ કરી શકતો નથી."

ચન્દ્રકાન્ત—"આ વાત સત્ય હોય તો હું કશું હવે ત્હમને કહીશ નહિં પણ ત્હમારા આ ગાંડપણને દૂર કરો."

ચન્દ્રકલા મ્હારા હાથમાં પાન આપતાં બોલ્યાં—"મ્હારૂં હૃદય તો એમ કહે છે કે ત્હમારૂં આ ગાંડપણ દૂર થઇ શકશે અને તે કોઇ મનુષ્ય દ્વારા! લોઢું લોઢાને કાપે છે. ત્હમને કોઇ ત્હમારા જેવુ ગાંડુ મળી જશે, ત્યારે ત્હમારૂં આ ગાંડપણ કેટલું કંઇ જતું રહેશે!"

મ્હેં હસીને કહ્યું—"ત્હમારા મ્હોંમાં સાકર"

## (૨.)

આ બનાવ બન્યા પછી બે વર્ષ વ્યતિત થઇ ગયાં. હતાં આ દિવસો દરમ્યાન મ્હારૂં કામ ઠીક ચાલવા લાગ્યું હતું. ચન્દ્રકાન્તને ત્યાં મ્હારો જવર અવર ઓછો થઇ ગયો હતો. કેમ કે દવાખાનામાંથી વખત ઓછો મળતો.

શહેરમાં ઇન્ફ્લ્યુએન્ઝા અર્થાત્ ઝેરી તાવનો ઉપદ્રવ ચાલ્યો હતો મૃત્યુનો બજાર તેજી ઉપર હતો. ખાવા પુરતો પણ મ્હને વખત મળતો નહતો. હું કોઇ રોગીને જોઇ પાછો ફર્યો હતો અને બિમારો પોતપોતાની હકીકત કહી રહ્યા હતા, એટલામાંજ એક સજ્જન જે કેટલાક સમયથી મ્હારી રાહ જોતા બેઠા હતા, તે બોલી ઉઠયાઃ—"ડૉક્ટર સાહેબ! હવે કૃપા કરીને જલદી ચાલો. મ્હારાં માતુશ્રી અતિ બિમાર છે. સ્થિતિ ઠીક જણાતી નથી એટલે ફરી હું ત્હમને લેવા માટે આવ્યો. આ ગાડી તૈયાર છે."

હું ગાડીમાં બેસવાની તૈયારીમાં હતો કે ત્હેવામાં ચન્દ્રકાન્તનો નોકર ગભરાતો દોડતો આવ્યો અને બોલ્યો—"ડૉક્ટર સાહેબ! મ્હારા માલિકની તબીયત ઘણી જ ખરાબ છે. શરીરમાં તાવ ભરાઇ આવ્યો છે, એટલુ દર્દ થાય છે કે કંઇ અર્થરહિત બોલી રહ્યા છે.

મ્હારા શેઠાણીએ ત્હમને તાકીદથી બોલાવ્યા છે. તુરત ચાલો." નોકરની વાત સાંભળી મ્હારૂં હૃદય ધડકવા લાગ્યું. તાવ અને શરીરમાં દરદ—એથી જાણવામાં આવી ગયું કે ઈન્ફ્લુએન્ઝાનું આક્રમણ છે. મ્હારા મનમાં આવ્યું કે આ મહાશયને કહી દઉં કે કોઇ બીજો ડૉક્ટર શોધી લ્યો; હું આવી શકતો નથી. પણ મ્હને વિચાર આવ્યો કે ત્હેમને ત્યાં પણ ભારે આપદા છે. મ્હારા માટે કેટલાક સમયનો ભોગ આપ્યો છે. આવી સ્થિતિમાં ત્હેમને નિરાશ કરવા ઠીક નથી. મ્હેં ચન્દ્રકાન્તના નોકરને કહ્યું—"ચાલ એક જગ્યાએ જઇને આવું છું. તું ગાડી પછવાડે બેસી જા."

હું તે મહાશયને ત્યાં ગયો. ત્હેમની માતાને જોયાં. દવા લખી આપી; પછી હું ચન્દ્રકાન્તને ત્યાં ગયો.

મ્હને જોતાંજ ચન્દ્રકલા રોવા લાગ્યાં. મ્હેં કહ્યું—"રડશો નહિ. કંઇ ધાસ્તી જેવું નથી. આજકાલ ઋતુ ખરાબ છે. ઠીક થઇ જશે." એમ કહીને હું ચન્દ્રકાન્ત પાસે ગયો. ચન્દ્રકાન્ત પલંગ પર તરફડીયાં મારી રહ્યા હતા. દરદથી ત્હેમની સ્થિતિ સારી નહતી. મ્હેં ત્હેમને બોલાવ્યા—"ભાઇ, ચન્દ્રકાન્ત!" ત્હેમણે દૃષ્ટિ સ્થિર થઇ આંખ્યો ખોલી અને મ્હારા તરફ જોયું. મ્હેં પૂછ્યું—"કેમ છે!" ચન્દ્રકાન્ત પાસું ફેરવતાં બોલ્યા—"હાય, ઘણુંજ દરદ થાય છે." મ્હેં કહ્યું—"ગભરાશો નહિ, મટી જશે." મ્હેં થરમામીટરથી જોયું. તાવ ૧૦૩ ડીગ્રી ઉપર હતો. છાતી જોઇ તો એ સમય ફેફસાંની સ્થિતિ સારી હતી.

મ્હેં ચન્દ્રકલાને પૂછ્યું—"ખાંસી તો આવતી નથી ને!"

ચન્દ્રકલા—"ખાંસી આવે તો છે. પણ બહુ નહિં. તરસ ઘણી લાગે છે."

મ્હેં તુરત નુસખો (દવાઓનું પ્રિસ્ક્રીપ્શન) લખ્યો અને નોકરને દવાખાને દોડાવ્યો. નુસખા પર "તાકીદથી મોકલવી" એમ લખી દીધું હતું. નોકર દશ મિનિટમાં દવા લઇને આવ્યો. મ્હેં એક ભાગ દવા તુરત જ પીવડાવી દીધી. એક ઔષધ માલિશ માટે પણ મંગાવ્યું હતું. તે મ્હેં માલિશ કરવાની રીત બતાવી અને અન્ય આવશ્યક વાતો પણ ત્હેમનાં પત્નીને સમજાવી દીધી. તત્પશ્ચાત્ હું જવાને માટે તૈયાર થયો. જતી સમયે મ્હેં ચન્દ્રકલાને કહ્યું—"જે વાતો મ્હેં કહી છે, તે ધ્યાનમાં રાખજો. ગભરાવાની કંઇ જરૂર નથી. ભાઇ જરૂર સારા થઇ જશે. હું ભોજન કરીને આવું છું."

ત્યાંથી હું સીધો ઘેર આવ્યો. ભોજન કરી રહ્યા પછી ચન્દ્રકાન્તના રોગગ્રસ્ત થવાના સમાચાર મ્હારાં માતા અને બ્હેનને સંભળાવ્યા. તે બન્નેને ફીકર થવા લાગી. મ્હેં મ્હારી બ્હેનને કહ્યું—"ત્હમે ચન્દ્રકાન્તને ત્યાં જાઓ, ચન્દ્રકલા એકલાં છે તે ગભરાતાં હશે. આવે સમયે કોઇ શાન્તિ આપનાર હોવું જોઇએ."

બ્હેન તુરત જવાને માટે તૈયાર થયાં. ત્હેમને ચન્દ્રકાન્તને ત્યાં મૂકીને પછી હું દવાખાને આવ્યો.

(૩.)

મ્હેં ચન્દ્રકાન્તને મૃત્યુના પંજામાંથી બચાવવાને માટે ભગીરથ પ્રયત્ન કર્યો. બે દિવસ સુધી હું ત્હેમની પાસે રાત્રિ દિવસ રહ્યો. અન્ય રોગીઓને જોવાનું પણ મુકી દીધું: માત્ર

કોઇ કોઇ જૂના રોગીઓને જોઇ આવતો હતો. પણ મ્હારો સઘળો પરિશ્રમ વ્યર્થ ગયો. ત્રીજે દિવસે ચન્દ્રકાન્તને સખ્ત ન્યૂમોનિયા (ત્રિદોષ) લાગુ થઇ ગયો. ત્હેમનાં ફેફસાં બગડી ગયાં: શ્વાસ પણ લઈ શકતો નહિં. હું ગભરાયો. હવે હું સમજી ગયો કે મ્હારી ચિકિત્સાથી કંઇ ફાયદો થશે નહિં એવો વિચાર કરી મ્હેં શહેરના પ્રખ્યાત પ્રખ્યાત ડૉકટરોને ભેગા કર્યા. ત્હેમના સૌના પરામર્શથી ઔષધ આપવામાં આવ્યું. હું ધડકતા હૃદયે પરિણામની રાહ જોવા લાગ્યો.

રાતના બાર વાગી ચુક્યા હતા. હું ચન્દ્રકાન્તના બિછાના આગળ ખુરશી પર બેસી પુસ્તક વાંચી રહ્યો હતો. મ્હારા બહુ સમજાવવાથી ચન્દ્રકલા આરામ માટે સૂઇ રહ્યાં હતાં. સહસા ચન્દ્રકાન્તે પાસું ફેરવી કહ્યું–"ચન્દ્રકલા!" મ્હેં કહ્યું–"ભાઇ! શું જોઇયે છે ચન્દ્રકલાને મ્હેં સુવાડી દીધાં છે. કંઇક દિવસોનો ઉજાગરો હતો." ચન્દ્રકાન્તે આંખ્યો ફાડી મ્હારા તરફ જોયું. થોડો સમય સ્થિર દૃષ્ટિ રાખ્યા પછી બોલ્યાં–"શશિકાન્ત!"

મ્હેં કહ્યું–"શું જોઇએ છે?" ચન્દ્રકાન્ત–"મ્હેં એક સ્વપ્ન જોયું."

હું સમજ્યો કે ચન્દ્રકાન્ત બેશુદ્ધ સ્થિતિમાં બોલી રહ્યા છે. તેથી મ્હેં કહ્યું–"હશે, જવા દો સ્વપ્નને, છાનામાના સૂઇ જાઓ વાત કરવાથી શ્વાસ ચઢશે"

ચન્દ્—"નહિં ..નહિ...શ્વા...સ . નહિં, મ્હે...એ.. ક...સ્વપ્ન."

મ્હે'—સ્વપ્ન!"

ચં—"હા .હા,...ત્હમોએ ચન્દ્રકલાથી વિવાહ કર્યો."

યદિ આ સમયે ચન્દ્રકાન્ત એકદમ રોગમુક્ત થઇને મને કહેત કે "ભાઇ! ફરવા ચાલીશું?" તોપણ હું આટલો આશ્ચર્ય પામત નહિ, જેટલો આ વાતથી હું આશ્ચર્ય પામ્યો. મ્હારાથી બોલી શકાયું નહિં કે ત્હેમને શો ઉત્તર આપું.',

ચં—"કેમ...ચૂપ...થઇ...ગયા?"

મ્હે'—"શું કહો છો, તે મ્હારા સમજવામાં આવતું નથી."

ચં—"ત્હમો જેવી વિધવા ઇચ્છો છો,–ચન્દ્રકલા તેવીજ છે."

હે પ્રભુ! મ્હારી સહનશક્તિનો અન્ત આવી ગયો યદિ ચન્દ્રકાન્ત માંદા હોત નહિ તો ત્હેમની પાસેથી ચાલ્યો જાત અને કદી પણ ત્હેમની સાથે વાત પણ કરત નહિં, ઠીક હતું કે ચન્દ્રકલા સૂઈ રહ્યાં હતાં. તે પાસે હોત તો મ્હારી કેવી દશા થાત?

ચં—"ભાઈ શશિકાન્ત!"

મ્હે'—"ભાઈ! ઇશ્વરને માટે આવી વાત ના કરો. શાન્ત થઇને સૂઇ રહો. બહુ બોલવાથી શ્વાસ ઉપડશે."

ચં—"હું...તે ..વાતથી...પ્રસન્ન...છુ...ત્હમારો...ત્હેના...પર...અ...ધિ...કા...ર"

આટલું કહી તે ચૂપ થઇ ગયા. શ્વાસ ચઢી ગયો. જોરથી શ્વાસ લેવા લાગ્યા. મ્હે ઔષધની એક માત્રા આપવા માંડી પણ તે ત્હેમણે હાથથી દૂર કરી દીધી.

તે પછી તે બોલી શક્યા નહિ. સ્થિતિ બગડતી ચાલી પ્રાતઃકાળે ચાર વાગે ચન્દ્રકાન્તે આંખ ઉઘાડી. ત્હેમણે મ્હને પૂછ્યું—"કેમ છે?"

મ્હેં ધ્રૂજતા અવાજે કહ્યું—"છે, એમનું એમ છે."

સવારે સાત વાગે ચન્દ્રકાન્તને શુદ્ધિ આવી. શ્વાસ ચાલતો હતો. બોલી શકતા ન્હોતા. પલંગની એક તરફ હું બેઠો હતો બીજી તરફ ચન્દ્રકલા બેઠાં હતાં. ચન્દ્રકાન્તે પહેલાં મ્હારી તરફ અને પછી ચન્દ્રકલા તરફ જોયું. તત્પશ્ચાત્ ત્હેમનો એક હાથ મ્હારા તરફ વધ્યો, બીજો ચન્દ્રકલા તરફ અમો બન્ને ત્હેનું તાત્પર્ય સમજી શક્યાં નહિં અમો બન્ને એમ સમજ્યા કે તેઓ ઉઠવા ઇચ્છે છે તેથી પોતાને સંભાળવાને માટે આમ કરતા હશે ત્હેમણે અમારા બન્નેના હાથ પકડી લીધા અને ચન્દ્રકલાનો હાથ ખેંચીને મ્હારા હાથમાં આપી દીધો. આમ કરીને તે અમારા હાથ મુકી પૂર્વવત્ શાન્તિથી સુઇ ગયા.

દિવસના લગભગ બાર વાગે ત્હેમનો આત્મા આ અસાર સંસારમાંથી સદાને માટે વિદાય થઇ ગયો પ્રભુ ત્હેમના આત્માને પરમ શાન્તિ પ્રદાન કરો!

(૪.)

ચન્દ્રકાન્તના મૃત્યુના એક વર્ષ પછી એક દિવસ ચન્દ્રકાન્તના નોકરે આવીને મ્હને એક પત્ર આપ્યો મ્હેં કાગળ ફોડીને વાંચ્યો આ કાગળ ચન્દ્રકલાનો લખેલો હતો. તેમાં કેવળ એટલું લખ્યું હતું—

"આજે કોઇપણ સમયે મ્હને આવીને મળો. એક આવશ્યક કામ છે"

ચન્દ્રકલા

મ્હેં કાગળ પછવાડે લખી દીધું કે "સાંજે મળીશ."

સન્ધ્યા સમયે હું ચન્દ્રકલાની પાસે ગયો એ પછી મ્હેં પૂછ્યું—"કેમ બ્હેન, કાંઇ ખાસ કામ હતું?"

ચન્દ્રકલા—"ત્હેમના મૃત્યુ પછી ત્હમારૂં ભરણપોષણ ત્હમે કરો છો. આ સમયે ત્હમોએ મદદ ના કરી હોત તો મ્હારી શી દશા થાત? મ્હારા પિયરમાં કોઇ નથી મ્હારી નણન્દ અને ત્હેમના પતિએ મ્હારી સાથે લુખો વ્યવહાર રાખ્યો છે. આ સમયે ત્હમારા સિવાય મ્હારૂં કોઇ નથી. ત્હમોએ મ્હારા માટે જે કર્યું છે, તે માટે હું આખી જીન્દગીસુધી ત્હમારી ઋણી રહીશ."

મ્હેં—"તે કહેવાની કશી આવશ્યકતા નથી—હું જે કંઇ કરૂંછું તે મ્હારૂં કર્ત્તવ્ય સમજીને કરૂંછું."

ચન્દ્રકલા—"હું ત્હમારા ઋણમાંથી કદી મુક્ત થઇ શકતી નથી પરન્તુ હું ચાહું છું કે મ્હારાથી ત્હમારી કંઇ સેવા થાય.

મ્હેં—ત્હમારી વાત સમજવામાં આવતી નથી. ત્હમારા કહેવાનું તાત્પર્ય શું છે?"

ચન્દ્રકલા કંઇ વખત સુધી ચુપ રહીને બોલ્યાં—" મ્હને નિર્લજ સમજો, શરમ શિવાયની સમજો, ગમે તેવી સમજો; પણ હવે મ્હારાથી કહ્યા શિવાય રહી શકાતું નથી. અત્યાર સુધી હું વિચાર કરતી રહી. કહેવાને શરમ આવતી, પણ અત્યારે મ્હેં નિશ્ચય કર્યોછે.'

મ્હેં—" શો નિશ્ચય કર્યો છે ?"

ચન્દ્રકલા—" ત્હમારી સાથે લગ્ન કરવાનો."

હું આશ્ચર્ય પામ્યો. મ્હારી સાંભળવાની શક્તિ પર મ્હને અવિશ્વાસ આવ્યો. મ્હેં ફરી પૂછ્યું—" શું કહ્યું ?"

ચન્દ્રકલા—" એ કે ત્હમો મ્હારી સાથે લગ્ન કરી મ્હારો ઉદ્ધાર કરો. હું આવી રીતે મ્હારૂં જીવન વ્યતીત કરી શકતી નથી. આવી રીતે જીવન વિતાડવાથી મ્હને શાન્તિ મળશે નહિં."

મ્હને ચન્દ્રકલાની વાત પર આશ્ચર્ય થયું. મ્હેં વિચાર કર્યો—" શું તે ગાંડી થઇ ગઇ છે ? જો ગાંડી થઇ ગઇ ના હોત તો આવી વાત કરત નહિં. સ્ત્રી પોતાના મોંથી વિવાહની વાત કહે, તે જો ગાંડપણું નહિં તો બીજું શું ?"

મ્હેં કહ્યું—" ચન્દ્રકલા ! ત્હમો આ શું કહો છો ? ત્હમો શુદ્ધિમાં છો કે નહિં ? ચન્દ્રકાન્તના મરણને હજી બાર મહિનાજ થયા છે. આટલી ઉતાવળ . ?"

ચન્દ્રકલાએ મ્હને બોલતો અટકાવીને કહ્યું—" નહિં, ત્હમને આ જીવનમાં હું ભુલી શકતી નથી. પણ મ્હને એ પણ યાદ છે કે ત્હેમણે મરતી વખતે મ્હારો હાથ ત્હમારા હાથમાં આપ્યો હતો. હું ત્હેનું તાત્પર્ય સમજી ગઇ હતી હું ત્હેમની ઇચ્છા પ્રમાણે કરી રહી છું. આમાં મ્હારા બે ઉદ્દેશ છે-એક તો હું ત્હમારી પ્રતિજ્ઞા પૂર્ણ કરીને ત્હમારી કંઇ સેવા કરી શકીશ. ત્હમોએ જે ઉપકાર કર્યો છે ત્હેનો કિંચિત્ બદલો વાળી શકીશ. બીજું મ્હારૂં જીવન શાન્તિથી વિતશે, કેમ કે હું આ ઉદાસીન જીવનમાં રહી શકતી નથી. મ્હારે જે કંઈ કહેવાનું હતું તે કહી ચુકી-હવે મ્હારો ઉદ્ધાર કરવો-મ્હારા જીવનને શાન્તિમય બનાવવું-ત્હમારા હાથમાં છે.

હું વિચારમાં પડી ગયો. તેમાં સન્દેહ નથી કે ચન્દ્રકલા રૂપવાન હતી, ભણેલી હતી. મ્હારે એવી સ્ત્રી સાથે વિવાહ કરવામાં કંઇ વાંધો હતો નહિં. મ્હારૂં હૃદય પ્રલોભન અને કર્ત્તવ્યના ઝૂલામાં ઝૂલવા લાગ્યું. સ્વાર્થ કહેતો હતો, હાનિ શી છે ? ત્હમારી ઇચ્છા પ્રમાણે કાર્ય થઇ રહ્યું છે. કર્ત્તવ્ય કહેતું હતું-ખબરદાર ! એ તે વ્યક્તિની સ્ત્રી છે, જેને ત્હમો ભાઇ સમાન ગણાતા હતા. અને તે સ્ત્રીને સર્વદા ત્હમે બ્હેન કહી હતી. ઘણા વખત સુધી મ્હારા હૃદયમાં સ્વાર્થ અને કર્ત્તવ્ય વચ્ચે દ્વન્દ્વ-યુદ્ધ થતું રહ્યું.

અન્તમાં મ્હેં ચન્દ્રકલાને કહ્યું-" હું આ કામ કરી શકું તેમ નથી. મ્હેં મ્હારી પ્રતિજ્ઞા તોડી નાંખી છે. હવે હું વિધવા સાથે વિવાહ કરવા ઇચ્છતો નથી.

ચન્દ્રકલા—" શું ત્હમો સાચું બોલો છો ?"

મ્હેં—" હા, હું સત્ય કહું છુ."

ચન્દ્રકલા—મ્હને વિશ્વાસ આવતો નથી."

મ્હે—"કેવી રીતે વિશ્વાસપાત્ર થાઉં?"

ચન્દ્રકલા—"ત્હમો અત્યારે કોઈ કન્યા સાથે વિવાહ કરવાને માટે તૈયાર છો?"

મ્હે—"હા, તૈયાર છુ પણ રૂપવતી હોય અને ભણેલી પણ હોય."

ચન્દ્રકલા—"પણ વિધવાની તો આવશ્યકતા નથી ને?"

મ્હે—"ના."

ચન્દ્રકલાની આખ્યોમાથી અશ્રુ વહેવા લાગ્યા. ત્હેણે કહ્યુ—'મ્હારા મનની ઇચ્છા પૂર્ણ થઇ હુ ત્હમારે માટે આટલો આત્મત્યાગ કરી રહી હતી મ્હને વિવાહની કશી લાલસા નથી. હુ તેમાં પાપ સમજું છુ. પણ હું ત્હમારે માટે આ પાપ કરવાને પણ તૈયાર હતી ત્હમે મ્હને આ પાપમાંથી બચાવીને મ્હારા ઉપર વિશેષ ઉપકાર કર્યો છે, જેનો બદલો હું જન્મોજન્મ પણ વાળી શકીશ નહિ હવે હું શાન્તિપૂર્વક મ્હારૂં જીવન વ્યતીત કરીશ"

મ્હેં—હવે ત્હમોએ ત્હમારે પોતાને માટે શો વિચાર કર્યો છે?"

ચન્દ્રકલા—"બસ, ઈશ્વરભજનમાં હું મ્હારી જીન્દગી પૂરી કરીશ"

મ્હેં—"બ્હેન, ચન્દ્રકલા! હું ત્હમને એક માર્ગ બતાવું, જેથી ત્હમારૂ જીવન અધિક શાન્તિપૂર્વક વીતિ શકશે"

ચન્દ્રકલા—'ત્હમે જે બતાવશો તે રસ્તે ચાલવાને માટે હું તૈયાર જ છુ"

મ્હે—સંસારમાં પરોપકાર સિવાય બીજો કોઇ ઉત્તમ રસ્તો નથી તેથી હૃદયને સાચી શાન્તિ મળી શકે છે મ્હારો વિચાર એક અનાથાશ્રમ ખોલવાનો છે"

ચન્દ્રકલા—"ઘણી જ સરસ વાત છે. નિસ્સન્દેહ આવીરીતે હું મ્હારૂં જીવન અધિક શાન્તિથી વ્યતીત કરી શકીશ હું ત્હમારા અનાથાશ્રમમા આવનાર અનાથોની સેવા કરીશ



## જાપાની માતાની દેશભક્તિ:

રૂશિઆ સાથેની લડાઇમાં એક માતાના ત્રણ પુત્રો રણક્ષેત્રમાં મરણ પામ્યા તે સાંભળી તે માતા રડવા લાગી, તેના મનનુ સમાધાન કરવા કેટલાંક સગાંઓ આવીને સમજાવવા લાગ્યાં. તે વખતે તે ક્રોધમાં આવીને બોલી કે—હું શા સારૂ રડુ છુ તે તમે જાણો છો? મારા ત્રણ પુત્રોએ પોતાના વહાલા દેશને માટે પોતાના પ્રાણ સમર્પણ કર્યાં તે સારૂ હુ રડતી નથી, સમજ્યા? પરતુ આવીજ રીતે સ્વદેશને માટે પ્રાણ સમર્પણ કરવા માટે હવે મને બીજા પુત્રો ઇશ્વરે કેમ ન આપ્યા તે માટે રડું છું! ધન્ય છે એવી વીર માતાઓને!—એવી વીર માતાના અને પ્રતાપી પિતાના પુત્રો મરણીયા ને પ્રતાપી હોય એમાં શક જ શો?

પોતાના પુત્રનો રણક્ષેત્ર ઉપર જવા માટે પગ ઉપડતો નથી એમ જોઇને એક જાપાનીઝ માતા પોતાની હત્યા કરવા મંડી પડી તે જોઈ તેનો પુત્ર રણક્ષેત્રમાં તેના આશીર્વાદ લઇ ચાલ્યો ગયો

# बाल पत्रिकाः બાલમિત્ર અને બાલોદ્યાન.

## મગરૂર માનકુંવર.

લેખકઃ—રા. રા. રમણલાલ નાનાલાલ શાહ.

અસલના વખતમાં મગધદેશમાં રૂપચંદ શેઠ નામે એક ઘણો ધનાઢ્ય વેપારી હતો. નગરશેઠ હતો, અને વહાણવટાના ધંધામાં તેણે એટલું બધું ધન પેદા કર્યું હતું કે આખા મમાં તેની કીર્તિના ડંકા વાગી રહ્યા હતા. રૂપચંદ શેઠને માનકુંવર નામે એકનો એક । હતો. શેઠીયાના છોકરાઓ સ્વાભાવિક રીતેજ લાડમાં ઉછરે છે, અને તે પ્રમાણે નકુંવર પણ નાનપણથીજ લાડમાં ઉછરેલો હોવાથી અભીમાન અને મગરૂરી જેવા દુષ્ટ ોણોએ તેના હૃદયમાં વાસો કર્યો હતો. તે જ્યારે પરણવાલાયક ઉમ્મરનો થયો, ત્યારે ણે એવું પણ લીધું કે "મારી સાથે જે પરણે તેને રોજ સવારના પહોરમાં સાત ખાસડાં હું મારૂં!—આવી શરતે જે છોકરી મને પરણવા તૈયાર થાય તેનીજ સાથે મારે રણવું અને નહિં તો નહિં પરણું!"

મૂર્ખતાની પણ હદ હોય છે આવી મ્હંગી શરત સાથે કોઇ પણ માબાપ પોતાની કરીને પરણાવે એ અસંભવિત હતું. પણ માનકુવરનું કુળ ઘણું ઉંચું અને તેનો બાપ કળ ધનનો માલિક હોવાથી આખરે મારવાડ દેશના ચતુરદાસ શેઠની એકની એક પુત્રી કુલા સાથે માનકુંવરનાં લગ્ન થયાં. થોડાક દિવસમાં બકુલા સાસરે આવી.

અમારે વાચકોને જણાવવું જોઇએ કે બકુલા ઘણીજ સુંદર અને ચાલાક છોકરી તી. તેની સુંદરતા ઉપરાંત તેની પાસે એક વિશેષ ગુણ હતો, અને તે એ કે તે ઘણીજ શીયાર અને દીર્ઘદ્રષ્ટિવાળી હતી. પરણીને સાસરે આવી, તેના બરોબર બીજેજ દિવસે નકુંવર ખાસડું લઇને પોતાની પત્નીને પહેરામણી આપવાને તૈયાર થઇ ગયો. પણ આગળ ણાવ્યા મુજબ બકુલા ઘણીજ ચાલાક હતી. તેણે ઘણા નરમ પણ મધુર અવાજે તાના પતિને વિનંતિ કરીને કહ્યુંઃ

"વ્હાલા! મારા લગ્નના પ્રથમ દિવસેજ તમારી આ પહેરામણી શું કરવા પો છો? સાસરામાં શું મને આજ સુખ સૌથી પ્રથમ દેખાડવાની આપની ઇચ્છા ? તમારી આ પહેરામણી તમે થોડાક દિવસ મુલતવી નહિં રાખો? મને થોડાક દિવસ ખ ભોગવવા દો. પછી તમે ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે મને ખાસડાં મારજો. પણ હાલને માટે મુલતવી રાખો. જો ન રાખો તો તમને તમારી બકુલાના સોગન છે!" બકુલા એવી

તો આશ્ચર્ય અને ચતુર રીતે બોલતી હતી કે મગરૂર માનકુવરનો મિજાજ આઇસક્રીમની માફક ઠંડોગાર થઇ ગયો! તેણે બકુલાની માગણી પ્રમાણે વર્તવાનું કબુલ કર્યું

આવી રીતે સુખ અને આનંદમાં ૭ માસ વીતી ગયા. બકુલાના સહવાસમાં માનકુવર એવો તો લુબ્ધ બની ગયો હતો કે આટલા વખત સુધી તો તે ખાસડાં મારવાની વાત ભૂલી ગયો. પણ વળી પાછો તેના મગજમાં મિજાજ ભરાયો, અને તેણે આવતી કાલે ખાસડાં મારવામાં આવશે એવી બકુલાને ખુલી ચેતવણી આપી દીધી

બીજે દિવસે સવારે માનકુવર પોતાના ખાસડાં લઇને તૈયાર થઇ ગયો. પણ બકુલાએ તેને કહ્યું, "વ્હાલા ભરથાર! હું જાણે તમારી ગુલામડી હોઉં, એમ મને તમે મારવાને કાં તૈયાર થાઓ છો? શાસ્ત્રમાં કહ્યું છે કે

पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने ।
पुत्रो रक्षति वृद्धत्वे न स्त्री स्वातंत्र्यमर्हति ॥

મતલબ કે બાળપણમાં બાપ, યુવાન વયમાં પતિ, અને વૃદ્ધાવસ્થામાં પુત્ર સ્ત્રીનું રક્ષણ કરે છે. તે પ્રમાણે યુવાવસ્થામાં તમારે મારૂં પોષણ કરવું જોઇએ પણ તમે મારા પતિ કહેવાઓ છો છતાં મારૂં પોષણ તો તમારા પિતા એટલે મારા સસરાજી કરે છે. જ્યારે તમે મારૂં પોષણ કરતા નથી,—તેમ કરવાની શક્તિ ધરાવતા નથી, ત્યારે તમને ખાસડાં મારવાનો શો હક્ક છે? માટે તમે દૂર દેશાવર જાઓ ત્યાંથી નાણાં ભેગાં કરો, અને પછી અહીં આવીને મારૂં પોષણ કરો પછી તમારી દાસી બનીને હું રહીશ. અને સાત નહિ પણ સાતસો ખાસડાંનો માર સહન કરીશ. હાલ તમે મને મારી શકો તેમ નથી!"

પોતાની પરણેલી પત્નીનાં આવાં શાસ્ત્રોક્ત વચન સાંભળીને માનકુવરને ઘણું ખોટું લાગ્યું, અને તેને પોતાની પરાધીન સ્થિતિનો ખ્યાલ આવ્યો તે જ દિવસે તેણે નાણાં કમાવવાને દૂર દેશાવર જવાનો નિશ્ચય કર્યો, અને પોતાના બાપને કહીને એક મોટું વહાણ પુષ્કળ માણસો તથા માલ સામાન વિગેરે લઇને થોડાક દિવસમાં તે દરિયાઇ મુસાફરીએ નીકળી પડયો. બકુલા પોતાના બાપને ઘેર મારવાડ ગઇ. જતાં જતાં માનકુંવરે એક કાસદીયું કબુતર સાથે લઇ લીધું હતું આ કબુતર જરૂરના પ્રસંગે માનકુંવરનો સંદેશો બકુલાને અગર તો પોતાના બાપને પહોંચાડે, એટલા માટે તેણે પોતાની સાથે લઇ લીધું હતું.

માનકુંવરની મુસાફરીને થોડા એક દિવસો થયા, એટલામાં તેનું વહાણ એક બંદર પર આવી પહોંચ્યું. આ બંદરના લોકો ઘણા લુચ્ચા અને ઠગારાઓ હતા. આમનો એક જે લુચ્ચાના સરદાર જેવો લાગતો હતો, તેને એક જ પગ હતો. તે એક પગે ખોડંગતો ખોડંગતો વહાણ પર ચઢી આવ્યો, અને બોલ્યો, "શેઠ સાહેબ! ઘણા લાંબા વખત ઉપર આપના દાદાજી પાસેથી મેં એક હજાર સોનામહોર મારો એક પગ ગીરો મુકીને લીધી હતી. હવે જ્યારે આપ અહીં પધાર્યા છો, ત્યારે મહેરબાની કરીને આપની એક હજાર સોનામહોર પાછી લો, અને મને મારો ગીરો મુકેલો પગ પાછો આપો!"

માનકુંવર તો આ વિચિત્ર વાતથી ગભરાઇ જ ગયો, અને બોલી ઉઠયો, "મારા દાદાની પાસે તો કોઇનો પણ પગ નહોતો. ભાઇ! તારી કાંઇ ભૂલ થઇ હોય એમ લાગે છે."

પેલો લુચ્ચો બોલ્યો, "શેઠજી સાહેબ! મને છેતરવાનો પ્રયત્ન કરશો નહિં; મારો પગ પાછો મળ્યા સિવાય હું આ વહાણ છોડવાનો જ નથી."

માનકુંવરને શું કરવું તેની કાંઇ સમજણ પડી નહિં. વળી પોતાના દાદાનું દેવું ચુકતે કરવું તે તેની પવિત્ર ફરજ હતી. આથી તેણે પેલા લુટારૂને એકહજારને બદલે બમણી સોનામહોર આપીને ત્યાંથી વિદાય કરી દીધો. માનકુંવરે વેપાર કર્યો!

ત્યાંથી વહાણ લંગર ઉપાડીને બીજા બેટ તરફ ગયું. અહીં આગળ પણ એવી જ છેતરપીંડી ચાલતી હતી. એક કાણો માણસ માનકુંવરના વહાણ પર ચઢી આવ્યો અને બોલ્યો, "શેઠ સાહેબ! તમારા દાદાએ એકહજાર સોનામહોરો આપીને મારી એક આંખ ગીરો રાખેલી છે. માટે આ તમારી સોનામહોરો લો, અને મારી એક આંખ પાછી આપો!

વળી માનકુંવર ગભરાયો. પણ આખરે બે હજાર મહોરો આપીને અગાઉની માફક આ લુચ્ચા માણસને પણ વિદાય કરી દીધો!

વળી પાછું વહાણ ત્યાંથી ઉપડીને એક ત્રીજા બંદરે આવી પહોંચ્યું. માનકુંવરે ધાર્યું કે અહીંથી કાંઇ કમાણી કરી શકીશું. પણ કર્મમાં કોદરા ખાવાના લખ્યા હોય,–તો પકવાનની આશા રાખવી નકામી છે! અહીં પણ વળી એવી જ મુશ્કેલી આવીને ઉભી રહી. વહાણ કીનારે આવતાં જ એક ડોશી કિનારા પર સારાં વસ્ત્ર પહેરીને આવી અને માનકુંવરને જણાવ્યું કે મારૂં નામ "ગંગા" છે, અને હું તારી માશી થાઉં છું! તારા બાપ કે દાદા જ્યારે જ્યારે વહાણવટુ કરવા નીકળતા, અને આ તરફ આવતા, ત્યારે ખાસ કરીને મારે ત્યાં ઉતારો લેતા, અને એકાદ દિવસ આરામ લેતા. તું થાકી ગયેલો જણાય છે. માટે દીકરા! આપણે ઘેર ચાલો. ત્યાં એકાદ બે દિવસ આરામ લેજે. પછી તારૂં કામકાજ સુખેથી કરજે."

ડોશીના આવાં હેતભર્યાં વચનો સાંભળીને માનકુંવર એકદમ ખુશ થઇ ગયો, અને ડોશીનાં ઘર તરફ ચાલ્યો. ડોશી ઘણી પૈસાદાર જણાતી હતી. તેણે માનકુંવરની પરોણાગત ઉત્તમ પ્રકારથી કરી. તેને સારૂં સારૂં ખાવાનું કરી આપ્યું. રાત્રે તેને એક ઘણો જ સુશોભીત પલંગ સુવાને માટે આપવામાં આવ્યો. ગંગામાશીની મહેમાનગીરીથી માનકુંવર ઘણો જ ખુશી થઇ ગયો. આખા દિવસનો થાકેલો હોવાથી તે ઘસઘસાટ ઉંઘી ગયો.

બરોબર મધરાતે ગંગામાશી ભાણેજનું ભલું કરવાનો નિશ્ચય કરીને માનકુંવરના ઓરડામાં છાનામાનાં જરાક પણ અવાજ કર્યા વગર પધાર્યાં. આસ્તે રહીને રહેજ પણ અવાજ કર્યા સિવાય એક નાની સોનાની કુંચી ગંગાએ માનકુંવરના અંગરખાના ગજવામાં મુકી દીધી, અને પછી જેવી રીતે તે આવી હતી, તેવી જ રીતે પાછી ચાલી ગઇ.

બીજે દિવસે સવારે માનકુંવરે પ્રાતઃકર્મથી પરવારીને ગંગામાશીની રજા લીધી, અને વહાણ તરફ તે ચાલ્યો. પણ થોડીક જ વારમાં "ચોર! ચોર!"ના પોકાર કરતી ગંગા

ત્યાં આવી પહોંચી. માનકુંવરે આમતેમ નજર કરી પણ કોઈ ચોર દેખાયો નહિ આથી તેણે પૂછ્યું, "માશી, ચોર ક્યાં છે?"

ગંગામાશી છણકો કરીને બોલ્યા, "મુઆ! તુંજ ચોર છે! મારી ભલમનસાઈનો તેં ગેરલાભ લીધો છે. મારી મહેમાનગીરીનો દુરૂપયોગ કરતાં તને રહેજ પણ શરમ આવી નહિં! મારી સોનાની કુંચી તેં શું કરવા ચોરી લીધી?"

માનકુંવર બોલ્યો, "માશી! તમારી કાંઈ ભૂલ થયેલી જણાય છે. જાઓ, હું શરત કરૂં છું કે આ વહાણના કોઈપણ ભાગમાંથી અગર અમારામાંના કોઈપણ માણસ પાસેથી તમારી કુંચી નીકળે તો આ વહાણ, તેનો સર્વ માલસામાન તથા અમે બધા તમારે હવાલે થઈ જઈએ. પણ જો અમારી પાસેથી કુંચી ન જડે, તો અમારી આબરૂને નાહક નુકશાન પહોંચાડવા બદલ તમારી સર્વ માલ મિલકતના માલિક અમે થઈએ. બોલો આ શરત તમને કબુલ છે?"

ડોશી બોલી, "હા, મને કબુલ છે"

ત્યારપછી ડોશીએ વહાણમાંની ચીજો તપાસવાનો ઢોંગ કરવા માંડ્યો; અને બધું ઉધું ચતું કરી નાંખ્યું પણ વહાણમાં કાંઈ કુંચી હતીજ નહિ એટલે ક્યાંથી જડે? માનકુંવર મનમાં મલકાવા લાગ્યો કે ચાલો, આજે ડોશીની બધી મિલ્કત આપણને મળશે. પણ એ ટલામાં ડોશીએ માનકુંવરનાં કપડાં તપાસવા માંડ્યાં. કપડાં તપાસતાંજ બધાની અત્યન્ત અજાયબી વચ્ચે તેના ડગલામાંથી ગંગા ડોશીની સોનાની કુંચી નીકળી કરાર પ્રમાણે ડોશીએ માનકુંવરનું વહાણ તેના સર્વ માલ સામાન સાથે કબજે લીધું, અને માનકુંવર તથા તેના જુદાં જુદાં માણસોને ગુલામ તરીકે જુદે જુદે ઠેકાણે વેચી દીધાં,

એક ઘાંચીને ત્યાં ગુલામ તરીકે ગદ્દાવૈતરૂં કરવાની માનકુંવરની દશા આવી પડી. ટાઢ તડકો વેઠેલો નહિ, એવા કોમળ કાયાના માનકુંવરને માટે દર રોજ ઘાંચીની ઘાણી ફેરવવી, એ કામ ઘણુંજ અઘરૂં થઈ પડ્યું. અને તે દીવસે દીવસે શક્તિ વગરનો થવા લાગ્યો. પણ હજુ તેની મૂર્ખતાનો અંત આવ્યો નહિં. તેણે એમજ ધાર્યું કે પરણ્યાપછી મારી સ્ત્રીને સવારના પહોરમાં સાત ખાસડાં મારવાની મેં જે પ્રતિજ્ઞા કરી હતી, તે પ્રમાણે હું ચાલ્યો નહિ, એટલે વખતે ભગવાને ગુસ્સે થઈને તો આ બધી ઉપાધિ મારે માટે ઉભી કરી નહિ હોય? તથી તેણે કેટલોક વિચાર કરીને બે કાગળ લખ્યા. એક કાગળ પોતાના બાપ રૂપચંદ શેઠને લખ્યો, અને તેમાં પોતાની કેવી દુર્દશા થઈછે તે વાત સંપૂર્ણ લખી જણાવી. બીજો કાગળ પોતાની સ્ત્રી બકુલા પર તેણે લખ્યો તેમાં બીજી ત્રીજી હકીકતો ઉપરાંત તેણે લખ્યું હતું કે "હવે અમને ઉચ્ચ અધિકાર પ્રાપ્ત થયો છે. અમે ઉંચે બેસણે બેસીએ છીએ, લાંબી લેખણે લખીએ છીએ, અને અહીં તહીં ને સઘળે,– સર્વ સ્થળે અમારી હકુમત ચલાવીએ છીએ. અમે કમાઈના કોથળા બાંધીને જ્યારે ઘેર આવીશું, ત્યારે સૌથી પહેલું કામ તમારો વસિલો હલકો કરવાનું કરીશું. માટે બકુલા વહુ! આજસુધી ચડેલી સંખ્યાના સર્વ ખાસડાં ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે મેળવવાને ખાઈ પીને તૈયાર થઈ રહેજો!"

પોતાને દેશથી નીકળ્યો, ત્યારે તેણે જે કબૂતર પોતાની સાથે લીધું હતું, તેના બે ...ગે આ બે કાગળ બાંધીને તેણે કબૂતરને ઉડાડી મૂક્યું. ઉડતું ઉડતું કબૂતર પહેલાં બકુ...ના પિયેર જઇ પહોંચ્યું, અને બકુલાના ખોળાના જ પેલા કાગળો સાથે થાકીને લોથ ...થ થઇને પડ્યું. બકુલાએ કબૂતરના પગેથી બન્ને કાગળ કાઢી લીધા અને વાંચ્યા. ...તિની મૂર્ખતા અને મમતથી તે ઘણી દિલગીર થઇ. પણ અમે અગાઉથી જ જણાવ્યું છે બકુલા ઘણી બહાદુર અને હિંમતવાન બાળા હતી. પોતાના પિતાને છાનામાનાં સર્વ ...કીકત તેણે સમજાવી, અને પુરુષનો પોષાક ધારણ કરી પોતાના પિતાનું એક વહાણ ...ઇને તે પોતાના પતિને તેની દુર્દશામાંથી છોડાવવા ચાલી નીકળી.

માનકુવરની માફક જ બકુલા પણ પેલા દરિયાઇ લુટારૂઓવાળા બેટ આગળ આવી ...ઢી. પેલો જ લગડો અગાઉની માફક પોતાના પગની માગણી કરતો આવ્યો. પણ બહા-ર બકુલા આવા લુચ્ચા સરદારોથી સ્હેજ પણ ડરી જાય તેમ નહોતી. તેણીએ સ્હેજ ...ભરાયા વગર જવાબ આપ્યો, "હા! તારૂં કહેવું ખરૂં છે. મારા દાદાએ તારી માફક ઘણા ...ણના પગ ગીરવી રાખેલા છે હું તે વાતનો નિકાલ કરવા જ નીકળી છુ મારા દાદાની ...ાસે ઘણા પગો ભેગા થયેલા છે. તેમાંથી તારો પગ કયો તે મારે શોધી કાઢવો પડશે ...ાટે હમણા જ એક ચકચકતા છરા વડે તારો આ બીજો પગ હું માગ માણસો પાસે ...પાવી લઉં છું. પછી જ્યારે હું માગ દેશમાં જઇશ ત્યારે તારા આ પગ સાથે પેલો પગ ...ળવીને બંને પગો તને પાછા સોંપી દઇશ માટે ચાલ, તારો પગ કપાવાને તૈયાર થા!"

બકુલાનુ આવુ બોલવુ સાંભળીને પોતાનો બીજો પગ કપાઇ જવાની બીકે લંગડો ...ટાર થરથર ધ્રુજવા લાગ્યો, અને પોતે બકુલા સાથે આ ઠગબાજી ચલાવવા મદલ ...ાફી માગીને બેહજાર સોનામહોરો આપીને ત્યાંથી ચાલતો થયો

આગળ ચાલતા બીજા બંદર પર પહેલાનો જ કાંણીયો આવીને ઉભો રહ્યો, અને તેણે ...ણ આંખની માગણી કરી. બકુલાએ તેને જણાવ્યું કે "મારા દાદા પાસે આવી પુષ્કળ ...ાંખો છે. મને તારી આંખ કાપી લેવા દે. હું ઘેર જઇને તારી આ આંખ સાથે તારી ...ીજી આંખ મેળવી જોઇને તારી બન્ને આંખો પાછી આપીશ "

પેલો કાંણીયો તો આ વાત સાંભળીને સજ્જડ બની ગયો, અને ચુપચુપ પેલા લ-...ડાની માફક બકુલાને બેહજાર સોનામહોરો આપીને ચાલતો થયો.

ત્યાંથી આગળ ચાલતાં બકુલા ગંગા ડોશીવાળા બંદર પર આવી દરેક નવા વેપા-રીને પોતાની જાળમાં ફસાવવા ગંગા તૈયાર રહેતી હતી. અહી પણ તે માશીનો ઢોંગ ક-રીને આવી. બકુલાએ ગંગામાશીનું સગપણ કબુલ રાખ્યું, અને ગંગાડોશીના બંગલે ગઇ, જ્યાં તેની ઉત્તમ પ્રકારની મહેમાનગીરી કરવામાં આવી બકુલાને રાત્રે સુવાને માટે એક સુંદર ઓરડો આપવામાં આવ્યો. બકુલાએ વિચાર કર્યો કે આ મારી માશી થતી કાંઇ કોડકની આટલી બધી મહેમાનગીરી કરતી નહીં હોય. નક્કી દાળમાં કાંઇ કાળું હોવુ જો ...એ! આમાં શું કપટ છે તે આજની રાત જાગ્યા સિવાય સમજાશે નહિં. એમ વિચાર કરીને બકુલા પલગ ઉપર ઉંઘવાનો ઢોંગ કરીને પડી રહી અધરાત થવા આવી, એટલે

ગંગાડોશી ધીમે રહીને બકુલાના ઓરડામાં પેઠી. બકુલા ઉંઘે છે એવું તેણીએ જોયું ને તરત પોતાની પાસેની સોનાની કુંચી બકુલાએ ખીંટી પર પોતાના ભરવેલા અંગરખાના ગજવામાં નાંખી દીધી, અને જરાક પણ અવાજ કર્યા વગર ત્યાંથી ચાલી નીકળી બધું કપટ બકુલાના સમજવામાં આવી ગયું ડોશીના ગયા પછી તે આસ્તેથી ઉઠી અને પેલી કુંચી ગંગાડોશીના પાણીના માટલામાં જઈને નાંખી દીધી પછી તે આવીને નીરાંતે ઉંઘી ગઈ બકુલાએ બીજે દિવસે માશી પાસેથી જવાની રજા માગી જ્યાં વહાણ પર તે પહોંચવાની તૈયારીમાં હતી એટલામાં 'ચોર ! ચોર !' કરતી ગંગાડોશી ત્યાં આવી પહોંચી. જો વહાણમાંથી કુંચી જડી આવે તો વહાણ ગંગાડોશીનું અને ન જડે તો ગંગાડોશીની સર્વ માલ મિલકત બકુલાની થાય, એવી શરત ગંગાડોશીએ કબુલ કરી આખું વહાણ શોધ્યું. બકુલાનું એકેએક કપડું તપાસ્યું, પણ કુંચી જડી નહિં બકુલાએ પોતાના માણસો મોકલી ગંગાડોશીના ઘરની તપાસ કરાવી તો ઘરમાંથી કુંચી પાણીના માટલામાંથી મળી આવી. કરાર પ્રમાણે બકુલાને ગંગાડોશીની સર્વ માલ મિલકત અને તેણીએ કબજે કરેલાં સર્વ વહાણો મળ્યાં. આ વહાણોમાં બિચારા માનકુંવરે ગુમાવેલું વહાણ પણ હતું.

આ કામ પુરૂં થઈ રહ્યા પછી બકુલાએ પોતાના પતિની શોધ કરવા માંડી. ધાંચીને મોંમાગ્યા રૂપીયા આપીને માનકુંવરને પોતાના ગુલામ તરીકે ખરીદી લીધો. એક શૂરવીર સોદાગરનું રૂપ બકુલાએ લીધેલું હતું, તેથી માનકુંવર પોતાની પત્નીને ઓળખી શક્યો નહિં. તેના મનને તો આ બનાવથી હર્ષ કે શોક કાંઈપણ થયો નહિ. એકનો ગુલામ મટીને બીજાનો ગુલામ બનવાનું હતું બકુલાએ માનકુંવરને પોતાના વહાણમાં લઇ લીધો, અને પછી બધાં આ બંદરેથી ઉપડી ગયાં

રસ્તામાં માનકુંવર અને વેપારીના વેષ વાળી બકુલા વચ્ચે સારી મિત્રતા બંધાઈ માનકુંવરે પોતાની બધી હકીકત બકુલાને કહી બકુલાએ કાંઈ પણ જવાબ આપ્યો નહિ. તેણીએ ખુશી થઈને માનકુંવરને માનકુંવરવાળું વહાણ સર્વ સામાન સાથે આપી દીધું, અને માનકુંવરને પોતાની ગુલામગીરીથી મુક્ત કર્યો. માનકુંવર બોલ્યો, "મારી પાસે આપને આપવા જેવી કાંઈ પણ વસ્તુ નથી. આપનો ઉપકાર હું કદિ પણ ભૂલી શકીશ નહિ. જો મારી પાસેની કોઈપણ ચીજ તમારા ઉપયોગમાં આવે એમ હોય, અને તમે તે માગશો તો હું તે ઘણી ખુશીથી આપને આપવા તૈયાર થઈશ" બકુલાએ માનકુંવરના હાથની વીંટી માગી, અને તે વીંટી માનકુંવરે ખુશીથી આપી. ત્યાર બાદ માનકુંવર છુટો પડી બીજા દેશોમાં વેપાર કરવાને ચાલ્યો ગયો, અને પુષ્કળ દ્રવ્ય ભેગું કરી બકુલા પણ પોતાના પિતાને ત્યાં જઈ પહોંચી, અને પોતાના બાપને બધી હકીકત કહી સંભળાવી બકુલાની બહાદુરીથી તેનો પિતા ઘણો જ ખુશી થયો.

ઉપરની વાતને બે વર્ષ વહી ગયાં. નશીબદેવી હવે માનકુંવર ઉપર પ્રસન્ન થઇ હતી, અને તેણે જે જે જુદા જુદા દેશોમાં વેપાર કર્યો, તેમાંથી તે પુષ્કળ પૈસા રળ્યો, અને આખરે તે પોતાને દેશ જઈ પહોંચ્યો બકુલાને આણું મોકલવામાં આવ્યું, અને બકુલા એકવાર ફરીથી સાસરે આવી પહોંચી બકુલાને જોઈને વળી [illegible]

ખસવા માડ્યા બીજે જ દિવસે સવારે બકુલાને તેણે કહ્યું, "હવે તારા જેવી એકને નહિં પણ સાતને પાળવાને હું શક્તિવાન છું માટે હવે ખાસડાં ખાવાને તૈયાર થઈ જા."

બકુલા બોલી, "શું ? મારો ગુલામ થઇને મને ખાસડાં મારવાનું કહેતાં શરમ નથી આવતી ? ધાણીની ધાણીએથી છોડાવી, વહાણ પાણુ આપી, ગુલામગીરીમાંથી મુક્ત કર્યા, તેનો આ જ બદલો કે ?"

માનકુંવર ફીક્કો પડી ગયો તેનાથી કાંઇ બોલી શકાયું નહિં. બકુલાએ માનકુંવર વાળી વીંટી તેના હાથમાં મૂકી, અને પછી પહેલેથી માંડીને છેલ્લે સુધી બધી વાત તેને કહી સંભળાવી. બધી વાત સાંભળી એટલે માનકુવર ધણો જ શરમીંદો બની ગયો અને બોલ્યો, "બકુલા ! તેં મારે માટે બહુ કામ કર્યું છે. તું નહિં પણ હું સાત ખાસડાંને લાયક છું ! આજથી મ્હારૂં અભિમાન નાશ પામ્યું છે દેવી ! મેં તારા બહુ અપરાધ કર્યા છે. મને ક્ષમા આપ. હું તારે પગે પડું છું" માનકુંવર ગળગળતે સાદે બકુલાને પગે લાગવા ગયો, પણ બકુલા વચ્ચે પડી માનકુવરને વળગી પડી અને બોલી "સ્વામીનાથ ! મેં કાંઇ કર્યું નથી. મારો વાંક પડે તો સાતને બદલે સાતમેં ખાસડાં મારજો મારી સર્વ મિલ્કત તમારી જ છે. તમારા પ્રતાપ જ મેં તે સર્વ મેળવ્યું છે, અને તે સર્વ તમારૂં જ છે. મેં તમને થોડાક વખતને માટે પણ મારા ગુલામ બનાવ્યા તે માટે મારો અપરાધ ક્ષમા કરો !"

ત્યાર પછીથી માનકુંવરે પોતાની ખોટી મગરૂરી અને તુમાખી છોડી દીધી અને બકુલા અને માનકુંવર સુખચેનથી રહેવા લાગ્યાં.

---

## ગધેડીનાં બચ્ચાં ગધેડાં

ગધેડીની અધરણી આવી. ગધેડાજીએ મોટી ધામધુમ કરી અને ગધેડાંની નાત ઉપરાંત ઘોડાં, ટટ્ટુ, ખચ્ચર, ઇત્યાદિને પણ જમવા નોતર્યાં. ગધેડીબાઇ એક તો અધરણીના હર્ષમાં સમાયાં ન જાય, તેમાં આ ધામધુમ જોઇ, એટલે તો વેવણ ફૂલીને ફાટી જ ગયાં! જમવા આવેલાં પરોણાંઓમાં એક વાંઝણી ઘોડી પણ હતી, તેને જોઇ ગધેડીબાઇને સુગ લાગી, અને ટીચકું ચઢાવી બોલ્યાં, "બ્હેન ક્ષમા કરજો, પણ સાચું કહ્યા વગર મને ચાલતું નથી. તમો જ્યારે વાંઝિયાં છો, ત્યારે આ અધરણીના શુભ અવસરમાં તમારે આવવું નહોતું જોઇતું. તમારાં વાંઝિયાપણાથી મને ભય લાગે છે કે રખે મારા પેટનું પરાક્રમી બચ્ચું જન્મે !" ઘોડીને આથી ભારે અપમાન લાગ્યું. તેણી ભવાં ચઢાવી બોલી, "અરે, તું ગધેડી તે ગધેડીજ ! બચ્ચું આવવા માટે તું એવડું અભિમાન રાખે છે, પણ તે બચ્ચું એક ગધેડા સિવાય વિશેષ નીવડનાર નથી. તેવું એક ગધેડું જન્મ્યું એ મરખું ને નહિં જન્મ્યું એ સરખું !—એવાં હીણાયલાં બચ્ચાંને જન્મ આપવા કરતાં મારાં વાંઝીયાપણામાંજ હું માન સમજું છું."

—સુબોધક નીતિ કથા.

# ધોકો.

લખનાર રા. રા. ચંદુલાલ બેચરલાલ મોદી.

## ( ૧ )

થોડા વખત પહેલાં એક દરજી રહેતો હતો તેને ત્રણ દીકરા હતા અને એક બકરી હતી. તે બકરી દર રોજ તેઓને દૂધ પુરૂં પાડતી. તેથી આ દરજી દર રોજ તેને ચરવા લઇ જતો. હવે દરજી ઘરડો થયો તેથી તેને બદલે તેના દીકરાઓ બકરીને ચરવા લઇ જવા લાગ્યા. એક દીવસ મોટા દીકરાનો વારો આવ્યો. ને તેને ચરવાને વાડીમાં લઇ ગયો, જ્યાં પુષ્કળ લીલોતરી પથરાએલી હતી સાંજ સુધી તે બકરી ચરી હવે ઘેર જવાનો વખત થયો હતો. જવાને વખતે તેણે તે બકરીને પૂછયું:–"અલી બકરી, તેં પુરૂં ખાધું છે ને?" બકરીએ જવાબ આપ્યો: "મેં પુરેપુરૂં ખાધું છે; હવે એક પણ પાંદડું ખાઈ શકું એમ નથી, મારા નાના શેઠ!"

"ચાલો ઘેર ત્યારે," તે છોકરાએ કહ્યું: અને તે બકરીને ઘેર પાછી લઇ જઇને ખીલે બાંધી અને તેના બાપ પાસે જઇ બેઠો.

"વારૂ દીકરા," દરજીએ પૂછયું: "બકરીએ પુરેપુરૂં ખાધું છે ને?"

"હા, તેણે પુરેપુરૂં ખાધું છે, હવે એક પણ પાંદડું વધારે ખાઇ શકે એમ નથી." તો પણ તેના પિતાને ખાત્રી ખાત્રી ન થઇ અને તબેલામાં જઇને બકરીને પૂછયું: "અલી બકરી, તેં પુરેપુરૂં ખાધું છે ને?"

બકરીએ જવાબ દીધો, "મારી ભૂખ મટી નથી, ચરવાને થોડી જગ્યા હતી અને ઘાસ મળે નહિ. તેથી મને એક પાંદડું/પણ જડ્યું નથી. માગ શેઠ!"

"આ હું શું સાંભળું છું!" તેણે એકદમ એક ધારો પાડ્યો. મેડીપર જઇને તેના દીકરાને કહ્યું: "અરે જુઓ! શા માટે મને કહ્યું કે બકરીએ પૂરતું ખાધું છે! અરે તે તો બિચારી ભુખે મરે છે!" તેણે એકદમ ગુસ્સાથી પોતાનો ગજ પુત્ર તરફ ફેંક્યો અને તેને ઘર બહાર કાઢી મુક્યો.

"કેવો હરામખોર છોકરો !" તેણે બુમ પાડીને કહ્યું કે "આવા ગરીબડા પ્રાણીને ભુખે મારે છે !" અને તેની તરફ ગજ ફેંક્યો તથા ઘેર બહાર કાઢી મૂકયો.

હવે સૌથી નાના દીકરાનો વારો આવ્યો. બકરીને તે પડખેના વાડામાં લઇ ગયો કે જ્યાં પાંદડાં, ફળ, ફુલ વગેરે હતાં. તે સવારથી સાંજ સુધી ચરી. સાંજરે ઘેર જતા પહેલાં પૂછ્યું: "અલી બકરી, તેં પુરેપુરૂં ખાધું છે ને ?" ત્યારે બકરીએ જવાબ દીધો. "મેં પુરેપુરૂં ખાધું છે, ને હવે એક પણ વધારે પાંદડું ખાઇ શકું એમ નથી. મારા સૌથી નાના શેઠ !"

"ચાલો ત્યારે ઘેર." તે બકરીને લઇ જઇ ખીલે બાંધી, અને તેના બાપા પાસે જઇને બેઠો.

"વારૂ ! દીકરા, બકરીએ પુરતું ખાધું છે ?," દરજીએ પૂછ્યું "હા, તેણે પુષ્કળ ખાધું છે, એક પાંદડું વધારે ખાઇ શકે એમ નહોતી." દીકરાએ જવાબ આપ્યો. પણ દરજીને તેના કહેવા ઉપર વિશ્વાસ ન આવ્યો. અને ખીલે જઇને પૂછ્યું, "અલી બકરી, તેં પુરતું ખાધું છે ને ?" ત્યારે બકરીએ કહ્યું, "મારી ભુખ મટી નથી થોડી જગ્યા હતી ઘાસ નહોતું. મને એક પાંદડું પણ જડયું નથી. મારા શેઠ !"

"અરેરે ! છોકરા કેટલા બધા ખોટા બોલા ! " તે દરજીએ બુમ પાડી, "એક બીજા એકએકના માથામાં મારો જેવા છે ! પણ તેઓ હવે મને વધારે વાર મૂર્ખ બનાવી શકે એમ નથી." અને ક્રોધથી બાજી ઉપર જઇ, તેના દીકરાને ખૂબ માર્યો અને ઘર બહાર તેને કાઢી મૂકયો.

( ૨ )

હવે દરજી એકલો જ રહ્યો, બીજી સવારે તે તબેલામા ગયો અને બકરીને કહ્યું કે, "ચાલ, ચાલ બકરી, ચરવા. આજે તને હું લઇ જઇશ " અને તે તેને સારી લીલોતરી વાળી જગ્યામાં લઇ ગયો સાંજરે તેને પૂછ્યું, "અલી બકરી, તેં પુરેપુરૂં ખાધું છે ને ? "મેં પુરેપુરૂં ખાધું છે અને હવે એક પણ પાંદડું વધારે ખાઇ શકું એમ નથી " તેણે જવાબ દીધો. "ચાલ, ત્યારે ઘેર," અને ઘેર જઇ તબેલામાં બાંધી અને પાછા જતી વખતે તેણે પૂછ્યું. "અલી બકરી, તે પુરેપુરૂં ખાધુંતો છે ને ?" ત્યારે બકરીએ જવાબ દીધો, "મારી ભુખ મટી નથી, થોડી જગ્યા અને ઘાસ નહિ, અને મને જરાપણ પાંદડું મળ્યું નથી. મારા શેઠ ! '

દરજી આશ્ચર્ય પામ્યો અને સ્તબ્ધજ બની રહ્યો. હવે તેને માલમ પડ્યું કે તે બકરી લુચ્ચી છે. અને પોતાના દીકરા તરફ ક્રુર વર્ત્યો, તેને માટે તેને પશ્ચાત્તાપ થયો. તે બુમ પાડી ઉઠયો; "ઉભી રહે, લુચ્ચી બકરી, હું તને બહાર કાઢી મૂકીશ એટલુંજ નહિ, પણ એવી શીક્ષા કરીશ કે તેથી તને કોઇ રાખશે જ નહિ." આમ કહીને તેણે છરો લીધો અને તેનું માથું બોડી નાખ્યું, સીધું સપાટ કરી નાખ્યું ! અને પછી ચાબુક વતી ખૂબ મારી, અને ત્યાર પછી ગજવતી ખૂબ ઠોંસા માર્યા, અને બે પગ પકડી હવામાં ઉછાળી, બકરી પણ માંડમાંડ તેની પાસેથી છુટતી નાસી છુટી.

હવે દરજી એકલો રહ્યો અને દુખી થયો. અને પોતાના દીકરા ઘેર પાછા આવે તો સારૂં એમ ઇચ્છવા લાગ્યો

( ૩ )

હવે મોટો દીકરો સુતારને ઘેર જઇ રહ્યો હતો ત્યાં તે સારી રીતે કામ શીખવા લાગ્યો અને પોતાના શેઠને તેણે ઘણો સંતોષ આપ્યો. આખરે જ્યારે તેને મુસાફરીએ જવાનું મન થયું, ત્યારે તેના શેઠે તેને એક ટેબલ (મેજ) બક્ષીસ કર્યું, કે જે સાધારણ લાકડાનું હતું, અને બીજા ટેબલની માફક દેખાતું હતું. પણ તેમાં એક અદ્ભુત ગુણ હતો. જો કોઈ તેના ઉપર બેસીને કહે કે "ટેબલ! ખાવાનું આપને તરત જ ટેબલ ઉપર દુધપાક, પુરી, ભજીયાં, શાક વગેરે જે જોઇએ તે તૈયાર થઇ આવતું.

તે દીકરાએ વિચાર્યું કે મારે હવે કમાવાની જરૂર નહિ પડે. તેથી તે ઘેર પાછો જવાને નીકળી પડ્યો. કારણ કે તેને ખાત્રી હતી કે 'જો હવે હું ઘેર જઇશ તો મને મારા બાપ મને કાઢી મૂકશે નહિ. રસ્તામાં તે ધર્મશાળામાં ઉતર્યો અને તેના માલીકને કહ્યું: "અલ્યા, આજે હું તારાં બધા મેમાનોને જમવાનું પુરૂં પાડીશ.' આમ બપોરે બધા જમવા આવ્યા, ત્યારે વચ્ચે તેણે ટેબલ મૂકી કહ્યું: "ટેબલ, જમવાનું આપ" તરત જ ત્યાં જાત જાતનાં પકવાન વગેરે દેખાયાં. હવે તો ખાવાની લુંટાલુંટ ચાલી, પણ તે કાંઇ ખૂટે તેમ નહોતુ તેથી દરેક જણાએ પુરતું ખાધું. આ દેખાવ તે ધર્મશાળાનો માલીક એક ખૂણામાં ઉભો ઉભો જોતો હતો. તેણે વિચાર્યું કે આ ટેબલ મારી પાસે હોય તો કેવું સારૂં? તેથી બપોરે બધા બહાર ગયા અને તે છોકરો કાંઈ કામ સારૂ ગામમાં ગયો કે તરત જ બીજું ટેબલ મૂકી તે ટેબલ લઇ લીધું. હવે પેલા છોકરાએ તે પછી રજા લીધી અને ભાડું આપી ચાલતો થયો પણ તેણે ટેબલ બરાબર જોયું નહિ તે સાંજે ઘેર પહોંચ્યો અને તેના બાપને જઇ પગે પડ્યો. "દીકરા" પિતાએ પૂછ્યું: "તું શું કમાયો?" તેણે જવાબ દીધો. "હું એક ટેબલ લાવ્યો છુ. પણ બાપા, એતો કલ્પવૃક્ષ જેવુ છે," દીકરાએ કહ્યું. જુવો, હું તેના આગળ બેસી કહું કે "ટેબલ, જમવાનું પાથર કે એકદમ જાતજાતનાં મિષ્ટાન તથા ખાવાનાં દેખાશે." તમે જઇને મેમાનોને નોતરો. જ્યારે બધા મેમાનો આવ્યા, ત્યારે તેણે ટેબલને કહ્યું. "ટેબલ, જમવાનું પાથર." પણ કાંઇ દેખાયું નહિ! તેથી તે ઘણો ઝંખવાણો પડ્યો અને બધા મેમાનોને ભુખ્યા પાછા પોતાને ઘેર જવું પડ્યું." અને દરજી તો દરજી જ રહ્યો.

( ૪ )

બીજો દીકરો મીલમાં જઇ રહ્યો. ત્યાં પણ તેણે કામથી પોતાના શેઠને બહુ ખુશી કર્યો જ્યારે તેને ઘેર જવાનું મન થયું ત્યારે શેઠે તેને એક ગધેડો આપ્યો અને કહ્યું કે જ્યારે તું આ ગધેડા નીચે લુગડું પાથરીશ અને કહીશ કે "સોનૈયા" કે તરત જ ગધેડાના મોંમાંથી સોનાની મહોરનો ઢગલો પડશે.—જાઓ સુખી થાઓ."

તે ચાલતો થયો અને રાત પડી ત્યારે પેલી આગળ જણાવેલી ધર્મશાળામાં જ ઉતર્યો. ત્યાં જઇ રાત રહ્યો. પહેલેથી જ તેણે ધર્મશાળાવાળાને થોડીક ગીનીઓ આપી જેથી તેને બહુ આશ્ચર્ય લાગ્યું. હવે કાંઇ ચીજ વેચાતી લેવા માટે પેલા છોકરાએ પોતાના ગજવામાં

હાથ નાંખ્યો તો એક પણ ગીની ન મળી, તેથી ઓરડામાં ગધેડાને લઇ જઇ બારણું વાસ્યું અને તેની નીચે લુગડું પાથરીને "સોનૈયા" કહ્યું કે તરત જ સોનાના સિક્કાનો ઢગલો થયો આ બધું તે ધર્મશાળાના માલીકે જોયું, તેથી તેને રહેવાનો ખૂબ આગ્રહ કર્યો. બપોર સુધી તે ત્યાં રહ્યો તે વખતમાં તે માલીકે ગધેડો બદલી લીધો. બપોરે તે ચાલ્યો અને ઘેર પહોંચ્યો. તેના બાપે તેને આવકાર આપ્યો. અને પૂછ્યું. "દીકરા, શું લાવ્યો? એક ગધેડો." તેણે જવાબ દીધો. "

"અરે, આ ગામમાં ગધેડાં તો ઘણાંય છે. તે શા માટે લાવ્યો?" તે છોકરાએ ગધેડાની નીચે લુગડું પાથરી કહ્યું. "સોનૈયા!" પણ એક પણ સોનૈયો દેખાયો નહિ તેથી તે ઝંખવાણો પડી ગયો. અને દરજી તે દરજી જ રહ્યો!

( ૫ )

ત્રીજો દીકરો સુથારોયાને ત્યાં જઇ રહ્યો હતો. ત્યાં તેણે બહુજ હુંશિયારી તથા બહાદુરી બતાવી. અને તેથી તેના બે ભાઇઓ કરતાં વધારે વખત રહ્યો. તેણે પોતાના બંને ભાઇઓની હકીકત સાંભળી હતી. અને જાણ્યુ કે તે બન્ને દુઃખી અવસ્થામાં છે. અને તે બન્નેને કેવી રીતે લુટી લેવામાં આવ્યા હતા એને લુટારો તે ધર્મશાળાનો માલીક હતો, એ પણ તેના જાણવામાં આવ્યું હતું.

જ્યારે તેને ઘેર પાછા જવાનો વખત આવ્યો, ત્યારે તેના શેઠે તેને એક લાંબી કોથળી આપી, કે જેમાં એક ધોકો હતો.

તેના શેઠે કહ્યું. "હું હવે તને બરાબર સમજાવું. જો કોઇ તને મારે, દુઃખી કરે, અપમાન કરે, કે કંઇપણ નુકશાન કરે કે તરત જ કહેવું કે "ધોકા, બહાર!" આટલુંજ બોલતાની સાથે એકદમ તેની અંદરનો ધોકો નીકળી તે માણસને મારશે." પછી જ્યારે તારી ઇચ્છા ખેંચી લેવાની થાય કે તરત જ "ધોકા, અંદર!" કહેવું એટલે તે પાછો કોથળીની અંદર પેસી જશે.

તે છોકરાએ તેનો આભાર માન્યો અને ખભા ઉપર તે ઉપાડીને ચાલતો થયો. તે પછી પેલી આગળવાળી ધર્મશાળામાં ગયો. ત્યાં ઉતારો કરી તેના માલીકને થોડા પૈસા આપ્યા. અને રાત રહેવા વિચાર કર્યો તે જમીને સૂતો. શેઠે વિચાર કર્યો કે આ કોથળી સોના રૂપાથી ભરેલી હોવી જોઇએ તેથી જેવો તે છોકરો સૂતો કે તરતજ તે ત્યાં આવી તે કોથળી લેવા લાગ્યો. પણ તે છોકરો ઉંઘતો નહોતો. તે તો વાટ જોઇને જ બેઠો હતો. તેણે તરત જ કહ્યું, "ધોકા, બહાર!" કે તરત જ ધોકો બહાર નીકળી તેને મારવા લાગ્યો. તેને ખૂબ લમદાર્યો અને પોતાના ભાઇને છેતર્યાનું તેની પાસે કબુલ કરાવ્યું. આખરે તે માલીકે કંટાળી જઇને કહ્યું કે જો આ ધોકાને ખેંચી લે તો હું તને ટેબલ અને ગધેડો પાછો આપું આથી આનંદમાં આવી જઇને તે બોલ્યો.કે "ધોકા અંદર!" આ સાંભળીને ધોકો કોથળીના અંદર આવી બેસી ગયો પછી ગધેડો, ટેબલ અને કોથળી લઇ પોતાના બાપને ત્યાં જઇને તેને પગે લાગ્યો બાપે તેને આવકાર આપ્યો. અને પૂછ્યું: "શું કમાણો?" "બાદશાહનું ગધેડુ અને ટેબલ અને તે ઉપરાંત એક કોથળી!—મારા બન્ને ભાઇઓને બોલાવો અને મેમાનોને બોલાવો. કારણ કે તેમને મારે જમણ તથા

જે યુવાન બનાવી દઉં, તો પછી અમે બન્ને જણ ઘણા વખત સુધી સુખ ભોગવી શકી આ વિચાર તેણે પોતાની સ્ત્રીને જણાવ્યો. એ વાત તે સ્ત્રીને પણ બહુ રૂચી. યુવની બ ધાના લોભમાં તે ઘેલી જેવી થઇ ગઇ. પોતાના પતિ પાસેથી પેલા તળાવનાં ઠેકાણુ પૂરતી માહીતી મેળવી તે તળાવની શોધમાં નીકળી પડી. કઠીઆરો ઘેરજ રહ્યો. આખરે ભૂલતી ભટકતી અંતે તળાવ પાસે જઇ પહોંચી. સ્વચ્છ જળ જોઇ તે બહુ ર થઇ. પાણી પીને તો ખુશ ખુશ થઇ ગઇ. તેને તે જળ અમૃત જેવુ લાગ્યું. તેણે ભરીને ખૂબ પાણી પીધુ. પછી સરોવરને કાંઠે સુઇ રહી-થોડી વાર પછી ઊઠી ફરીથી પા પીધુ-હવે એનું પેટ ફુલી ગયું.

સાંજના ત્રણ વાગ્યા પણ સ્ત્રી ઘેર ન આવી તેથી આ તરફ કઠીઆરાના મન અનેક પ્રકારની ચિંતાઓ થવા લાગી થોડી વાર સુધી તો વાટ જોઇ-પછી પાડોસી સેથી તાળું માગી ઘર બંધ કરી પોતાની સ્ત્રીની શોધ કરવા નીકળ્યો. તળાવ પાસે ચારે તરફ તપાસી વળ્યો પણ પોતાની સ્ત્રીનો પત્તો જ મળે નહિ. મોટેથી બૂમો મા પણ જવાબ ન મળ્યો. આથી નિરાશ થઇ ઘર તરફ પાછા વળવાની તૈયારી કરતો હતો તેવામાં એક ઘાટ ઉપર સ્ત્રીનાં કપડાં પડેલાં જોવામાં આવ્યાં. કપડાં પાસે જઇને જો તો તેની અચરતાનો પાર ન રહ્યો-તેણે નજર કરી જોયું તો કપડાંમાં છ મહીનાની એ બાલિકા હાથ પગ હલાવી રહી છે!!! બહુ વખત સુધી વિચાર કર્યો પણ સમજ કાંઇ નહિ-ઘણી વાર પછી તેને સમજ પડી કે હો ન હો પણ આ મારી સ્ત્રી છે કે કદાચ બાલિકા થઇ ગઇ હોય! બન્યું હતું પણ તેમ જ. તે સ્ત્રી જેમ જેમ પાણી પીત ગઇ, તેમ તેમ તેની ઉંમર ઘટતી ગઇ. થોડાં પાણીથી તેણે સંતોષ ન માન્યો. એ એમ સમજતી હતી કે હું જેટલું પાણી પીશ તેટલી જુવાન બનીશ. એની લાલચનું ફળ એ ર બ્યું કે તે સુંદ્રી છ માસની છોકરી બની ગઇ! કઠીઆરો બિચારો નિરાશ થઇ ગયે તેને ગોદમાં લઇ તે ઘર તરફ રવાના થયો.

સાર—

જે માણસ સંતોષ નથી રાખતા અને વધારે ને વધારે લાભ મેળવવાની ઇચ્છ રાખે છે તેઓની આ દશા થાય છે.

---

# રમન અને બચુ.

લેખકઃ રા. રા. તનુભાઇ જેવચરામ ત્રીવેદી.

આજે જ એવો કોઇ દહાડો હશે કે જે દિવસે રમન ને બચુ વખતસર નિશાળે પ્હોંચ્યા હોય. આજે પણ તેઓની માએ તેઓને જેમ તેમ બ્હાર કાઢીને નિશાળે મોકલ્યા હતા.

રમનને ને બચુને વર્ગ શરૂ થઇ જાય અને માર ખાવા પડે તેની દરકાર ન્હોતી તેથી તેઓ ધીમે ધીમે ચાલતા હતા એવામાં મગન અને કીકો મળ્યા. તેઓએ જણાવ્યું કે પ્રો. દેવલનું સરકસ આવ્યું છે અને તે સરસ પ્રયોગો કરે છે.

રમને અને બચુએ બીજે દિવસે સરકસના ખેલમાં જવાનું નક્કી કર્યું, અને નિશાળે

ગયા. તેઓ પહોંચ્યા ત્યારે ક્લાસ શરૂ થઇ ચૂક્યા હતા અને ભૂગોળ લેવાતી હતી. ભીંત પર હિંદુસ્થાનનો નકશો લટકતો હતો.

બધાની વારી પૂરી થતાં રમન અને બચુની વારી આવી. શિક્ષકે રમનને પૂછ્યું કે 'હિંદુસ્થાનની મોટામાં મોટી નદી કઇ?' રમને જવાબ આપ્યો 'નર્મદા.' બચુ તરફ આગળ કરતાં તેણે જવાબ આપ્યો કે 'તાપી નદી.' આ સાંભળીને માસ્તરે કટાણું મોં કર્યું. આખરે છૂટીનો ઘંટ વાગ્યો ને રમન તથા બચુએ છુટકારાનો દમ ખેંચ્યો. પણ માસ્તરે તેઓને રમવા જતા અટકાવીને ભૂગોળ પાકી કરવાનું કહ્યું.

સાંજે ઘેર જતી વખતે શિક્ષકે રમનને ને બચુને એકેક પાકીટ આપીને કહ્યું કે 'આ તમારે ઘેર આપજો. કાલે બપોરે તમારે અહીં આવવાનું છે તે વિષે એમાં લખ્યું છે.'

રમન તથા બચુ ખુબ બબડયા અને એક બીજાને કહેવા લાગ્યા કે 'ભૂગોળ ન આવડી તેથી શું શનીવારે બપોરે પણ આવવાનું? હવે કંઇ કાલે સરકસ જોવા જવાનું છે!'

આખરે તેઓએ વિચાર કરીને તે પાકીટો બાળી મૂક્યાં અને બીજે દિવસે સરકસ જોવા ગયા. ટિકીટ ઓફિસ આગળ જઇને ટિકીટ માગી ત્યારે ટિકીટ આપનારે પૂછ્યું કે 'તમે કોણ છો, અને તમારી ટોળી કયાં છે? આજે તો ફક્ત નિશાળના છોકરાઓને માટે જ ખેલ છે, અને આગલા દરવાજાની સઘળી જગ્યાઓ રોકાઇ ગઇ છે.' આથી રમન ને બચુને ઘેર પાછા જવા સિવાય છુટકો નહોતો. પણ ઘેર કહેવું શું, એ મુંઝવણથી ખેલ પુરો થતાં સુધી આમ તેમ ફર્યાં કીધું અને પછી ઘર તરફ ચાલવા માંડયું.

તેઓ જતા હતા ત્યારે મગને ને કીકાએ બુમ પાડીને ઉભા રાખ્યા અને પૂછ્યું કે 'તેઓને ખેલ ગમ્યો કે નહીં?' રમને સર્વ હકીકત કહી સંભળાવી, અને ત્યારે મગને કહ્યું કે અમને તો કાલે માસ્તરે પાકીટમાં ઘાલીને ટિકીટ આપી હતી ત્યારે તો તે બન્નુ શાહ-રમન ને બચુ-આભાજ બની ગયા! તેઓએ શું કર્યું હતું, તેનું ભાન છેક અત્યારે જ તેમને થયું. બન્યું તે બન્યું. પણ હવે કંઇ ઈલાજ નહોતો. સોમવારે નિશાળમાં મળવાનું કહીને તેઓ છૂટા પડયા.

આની અસર આ બે ભાઈ બ્હેન પર પણ થઈ, તેમના નાના મગજમાં આના ઉપાયની શોધખોળ થવા લાગી, એક વખત તેમની વચ્ચે નીચે પ્રમાણે વાતચીત થઈ.

દિનકર—કેમ સવિતા, આપણે કોઈ રીતે પૈસા મેળવીએ તો કેવું સારૂં? તને પૈસાદાર થવું ગમે છે?

સવિતા—હા ભાઈ, પરંતુ મોજમજા ભોગવવા માટે નહિ, બાપાજીની તબીયત સુધારવા સારૂ દાક્તર સાહેબના કહેવા મુજબ તેમનાથી હવા ફેર કરી શકાય એટલા પૈસાની ખાસ જરૂર છે. પણ તું તો મૂર્ખ છે. આપણી ઉમર હાલ ઘણીજ નાની છે. એટલે પૈસા કયાંથી મળે?

દિનકર—બહુ સારૂં. છોકરીઓ તો જે તે વાંધા કાઢયા જ કરે. હવે સાંભળ આજે જ મેં એક છાપામાં વાંચ્યું છે કે સમડીના માળાની લોકો બહુ મોટી કિંમત આપે છે. તેં મને તે દહાડે માળો બતાવ્યો હતો અને મને હજુ તે જગા યાદ છે. આપણે જઈને તે લેઈ આવીએ. પછી આપણે તે માળો વેચીને પૈસા મેળવીશું અને બાપાજીને હવા ખાવા જવાની જોગવાઈ થશે.

સવિતા—ના, ના, ગાંડા. હવે માળો તે કોણ ખરીદ કરતું હશે? વળી તેં એમ પણ વિચાર કર્યો કે તે માળો લેવાથી બીચારી સમડીને કેટલું દુઃખ થશે? તે નિરાધાર થઈ જશે, તેનાં ઇંડાં બધાં ખરાબ થઇ જશે, તેનાં બચ્ચાં મરી જશે. આવો નિર્દય મેં તને આજે જ જાણ્યો.

દિનકરને પણ પક્ષીઓ તરફના પોતાના ઘાતકીપણાનો વિચાર આવ્યો અને તેનું મો લેવાઇ ગયું છતાં પણ બાપાજી સંબંધી વિચાર આવતાં એટલે બોલ્યો:

"પણ આપણે તો બાપાજીની તબીયત સુધારવા માટે પ્રયાસ આદર્યો છે, અને તને ખબર તો હશે કે પક્ષીઓ દર વર્ષે નવા માળા બાંધે છે"

સવિતાના મનને પણ આ વાત ગમી. અને બીજે દિવસે સવારમાં વહેલા ઉઠીને માળો લેઈ આવવાનું ઠરાવ્યું.

દિનકરે કહ્યું, ’હા પ્રાતઃકાળ આપણે નીકળીશું બારી ઉઘાડી રાખીને સુઇ જજે એટલે વહેલું ઉઠાશે અને સુતી વખતે માથું ઓશીકા ઉપર ચાર વેરા ઠોકજે એટલે તું બરાબર ચાર વાગે ઉઠીશ.

સવિતા કહ્યા પ્રમાણે બરાબર ચાર વાગે ઉઠી, તેણે દિનકરને જગાડયો અને બંને જણ જરા પણ અવાજ કે ખખડાટ કર્યા વગર નીચે ઉતરીને બહાર ગયાં.

બહારનો દેખાવ રમણીય હતો. હવા ઠંડી તથા તાજી હતી. સવિતા બોલી ઉઠી:—ભાઈ બધાં માણસો વહેલાં ચાર વાગે ઉઠીને કામે કેમ લાગી જતાં નથી? આ વખતે નિશાળમાં જવું ઘણુંજ સારૂં લાગે અને શીખવાનું ગણવાનું તો બહુજ સહેલું થઇ જાય, તેમજ મુખપાઠ પણ ઝટ આવડે."

વિનોદમાં અને મઝામાં વાતો કરતાં કરતાં આ નાનકડાં ભાઇ બ્હેન હાથમાં હાથ મેળવી નદી કિનારે જઇ પહોંચ્યાં. ત્યાં તેમણે ખાવાનું આણ્યું હતું તે ખાઇ લીધું અને નિર્મળ પાણી પીધું. નદી કિનારે માળાની શોધ કરવા માંડી, અને છેવટે ખોળી પણ કાઢ્યો એટલામાં સામે તીરથી એક સદ્‌ગૃહસ્થનો અવાજ આવતો સંભળાયો.

"અરે છોકરાં, તમે કુકડો બોલ્યો કે તુરત જ ઉઠીને આવ્યાં છો કે શું ? અહીં શું ખોળો છો ?" એવું બોલતો બોલતો તે ગૃહસ્થ આવી પહોંચ્યો.

દિનકરે જવાબ દીધો—અમે સમડીનો માળો લેવા આવ્યાં છીએ. તેના બહુ પૈસા ઉપજશે.

તે ગૃહસ્થ બોલ્યો—તમારે કેટલા પૈસા જોઇએ છીએ.

દિનકરે કહ્યું—લગભગ ૨૦૦ રૂપિયા, સાહેબ. તે ગૃહસ્થે ડોકું ધુણાવ્યું, અને કહ્યું કે આ તો બહુ ભારી કિંમત છે. વારૂ, તમારે એ રકમ શા સારૂ જોઇએ છીએ ?

હવે સવિતાનો વારો આવ્યો. તેણે ઘણી જ અસરકારક રીતે બાપાજીના મંદવાડની તથા તેમને હવાફેર કરવા જવાની જરૂરની હકીકત કહી. બાળ વયનો નિર્મળ પ્રેમ સાથે સ્ત્રી જાતિનું લાલિત્ય જોડાયું, આથી ગૃહસ્થ પર સચોટ અસર થઇ ને ઉમળકાથી બોલ્યો.

"બચ્ચાં, હું એક કુદરત શાસ્ત્રી છું—ફોટોગ્રાફ લેવાસારૂ હું સમડીનો માળો ખોળતોજ હતો. તમે મને બતાવ્યો તે ઠીક થયું. હું તે માળાને અડકીશ પણ નહિ. પક્ષીના ઇંડાં ચોરીશ નહિ અને તમારે પણ તેમ કરવાની જરૂર નથી. પણ આ ફોટોગ્રાફ લેવાની કિંમત તરીકે હું તમારા બાપાજીને, માતુશ્રીને અને તમને બન્ને નાજુક ભાઇ બ્હેનને મહાબળેશ્વર લેઇ જઇશ. ત્યાં મારો સુંદર બંગલો છે, તેમાં તમે રહીને આનંદ કરશો. બાપાજીની તબીયત જરૂર સુધરી જશે. અને તમને પણ રમવાનું તથા જોવાનું મળશે."

પહેલી તકે તો આ બિચારાં બાળકોના માન્યામાં આ વાત આવી નહિ. તેમના કુમળા ભગજને માટે આ ભારે નવાઇ જેવી હકીકત હતી. પણ તે અક્ષરશઃ સત્ય નીવડી. તે માયાળુ સદ્‌ગૃહસ્થે ફોટા લીધા અને ત્યાંથી વિદાય થયો. સાથે જ તે દિનકરને ઘેર મળવા ગયો અને બધી હકીકત બાપાજીને સમજાવી. પરિણામે તેમનું જવાનું નક્કી થયું અને એ ત્રણ મહિનાની ટેકરી પરની હવાથી બાપાજીને પુરેપુરો આરામ થઇ ગયો.

બાળકોની ખુશીનો પાર રહ્યો નહિ અને સુજ્ઞ મા બાપે પણ પોતાનાં સુંદર બાળકોના મનમાં નાનપણથી જ માતા પિતાની ભક્તિ તેમ જ પક્ષી તરફના પ્રેમભાવના સંસ્કાર ઉદય પામેલા જોઇ પરમેશ્વરનો ઉપકાર માન્યો.

જ્યારે જ્યારે આ વાત ભાઇ બ્હેન પરસ્પર સંભારે છે, ત્યારે ત્યારે તેમને ખાસ આનંદનું કારણ એ જણાઇ આવે છે કે માળો ચોરવાની તેમને જરૂર પડી નહિ. માતા-પિતા માટે ચિંતા કરવી તે તો દરેક બાળકનો ધર્મ છે એમ તેઓ સમજે છે, અને તેને તેઓ પોતે મોટું રૂપ આપતાં નથી.




# સતી લોપામુદ્રા.

( હિન્દી ઉપરથી. )

યોજકઃ રા. રા. શંકરલાલ રણછોડભાઈ પંડયા.

પ્રાચીન સમયમાં વિદર્ભ રાજાને ત્યાં એક કન્યા રત્નનો જન્મ થયો હતો. રાજ્ય જોષીએ એ પુત્રીનું નામ ' લોપામુદ્રા ' રાખ્યું હતું.

પુત્ર વા પુત્રીને યોગ્ય વયમાં આવતાં વિદ્યાભ્યાસ કરાવવાની તે પ્રાચીન સમયમાં પ્રણાલિકા હતી. તદનુસાર વિદર્ભ નરેશે પુત્રી લોપામુદ્રાને સારી રીતે વિદ્યાભ્યાસ કરાવી ગૃહ–વ્યવહારાદિ કાર્યમાં ઉત્તમ પ્રકારે નિપૂણ કીધી હતી.

રાજા વિદર્ભની શક્તિ–સમૃદ્ધિ અતિ મોટા પ્રમાણમાં હોવા છતાં, પણ કન્યા લોપામુદ્રા અન્ય રાજકુમારીકાઓની માફક પોતાની પાસે ઘણી દાસીઓ રાખતી નહતી. તેમજ પોતાના અંગ ઉપર હિરા મોતીના અલંકારો કે મહા મૂલ્ય વસ્રો પણ ધારણ કરતી નહિ. તે તદ્દન સાદાઇમાં જ રહેતી. તેને એવી બીજી કોઇ શૃંગારવર્ધક વસ્તુ પર પ્યાર જ ન હતો ! પણ તેની રુચિ હમેશાં વિદ્યા પર વિશેષ પ્રમાણમાં વધ્યે જતી હતી. પોતાના સમયનો મોટો ભાગ તે વિદ્યાની વૃદ્ધિ કરવામાં જ વ્યતિત કરતી હતી. અને વિદ્યારૂપી ધન-ભંડારથી જ પોતાના જન્મનું સાફલ્ય–સાર્થક્ય માનતી હતી તેણી પોતાના મગજમાં બીજા કોઇપણ સાંસારિક વિચારોને સ્થાન લેવા દેતી નહિ, પણ તે સદાકાળ વિદ્યા સંબંધીનાજ ચિંતનમાં રહેતી હતી. પરિણામે લોપામુદ્રા ભવિષ્યમાં મહાન વિદૂષી અને સદ્‌ગુણી સ્રી નીવડી.

મહારાજા વિદર્ભાધિપતિએ પણ લોપામુદ્રાનો વિવાહ રાજસમૃદ્ધિયુક્ત કોઇ રાજકુમાર સાથે ન કરતાં, પૂર્ણ વિદ્વાન્, તેજસ્વી, સદ્‌ગુણી અને તપસ્વી મહાત્મા મિત્રાવરુણના પુત્ર અગસ્ત્ય ઋષિ સાથે કીધો હતો. અને તેમ કરીને આદર્શ કન્યા લોપામુદ્રાની સ્વવૃત્તિને ઉત્તેજન આપવામાં મદદ કર્તા નિવડવાનો સ્વાર્થ–પરમાર્થ સાધી લીધો હતો.

આ અગસ્ત્ય ઋષિની પાસે જો કાંઇપણ સમૃદ્ધિ હતી તો તે એક ફકત પલાશ–ખાખરાનો દંડ, ખાખરાના લાકડાનું કમંડલ, જંગલમાં એક ઝુંપડી અને પહેરવાને માટે વલ્કલ વસ્ર હતાં. આમ છતાં પણ તે બાળા પોતાના મનમાં ઉદ્વેગાદિને બીલકુલ સ્થાન ન આપતાં, રાજ્ય વૈભવને તુચ્છ સમજીને તેણી ઋષિ મુનિઓ સાથે વનવૈભવ અને વિદ્યા વિહારમાં જ સ્વર્ગ સમાન સુખ માનવા–અનુભવવા લાગી.

વિશેષ આશ્ચર્યકારક વાત તો એ હતી, કે વિવાહ સમયે–લગ્ન પ્રસંગે એ બાલિકાને તેના પિતાશ્રીએ અતિ મૂલ્યવાન વસ્રાલંકાર અને દાગીના વગેરે આભૂષણ આપ્યાં હતાં.

તે લોપામુદ્રાએ મરો સહિત સ્વીકાર્યા, પણ તત્ક્ષણેજ પાછાં તે સવિનય પિતાશ્રીને સ્વાધીન કરી દીધાં અને તેને બદલે તેણીએ પોતાના પતિદેવ ઋષિરાજ અગસ્ત્ય મુનિના સ્વાજ વલ્કલ વસ્ત્ર ધારણ કરી લીધાં હતાં !

લગ્ન કાર્ય ખલાસ થતાં વર કન્યાને વળાવ્યાં. સિંહ, ચિત્તા, વાઘ, રીંછ, વગેરે હિંસક પશુઓથી ભરપુર એવા વન વગડામાં પોતાના પતિની સાથે રહેવામાં પૂર્ણ અને સર્વ સુખ તથા આનંદ છે, એવું સમજીને તે સતી ઋષિની પાછળ પાછળજ ચાલતી થઇ, અને પોતાને સ્થાનકે પહોંચતાંજ તે પોતાના સ્વામીની સેવામાં એક ચિત્તથી રાત્રિ દિવસ રહેવા લાગી.

સતી લોપામુદ્રા પોતાના પતિની આજ્ઞાનુસાર ચાલતી હતી, તેમના પડછાયાની માફકજ તેણી તેમની સાથે રહેતી અને સ્વેચ્છાચરણ કદી આચરતી નહિ. પતિને ભોજન કરાવ્યા બાદ પોતે જમતી, પતિ નિદ્રાધીન થતાં સુધી તેમની ચરણસેવા કરતી અને પછી પોતે નિદ્રાવશ થતી. 'ઋષિજીના-પતિના' ઉઠયા પૂર્વેજ પોતે શય્યા તજી દઇ પ્રાતઃકર્મમાં પ્રવૃત્ત થઇ જતી. પ્રાત કર્મ પરવારી ઇતર ગૃહકાર્યમાંથી પરવારીને બાકીના સમયમાં તે પોતાના પતિશ્રીની સાથે ધાર્મિક વિષયોના પ્રવચન કરતી-સાંભળતી અને નિપજતી શંકાઓનાં સમાધાન મેળવતી હતી. પતિ કોઇ વાત કહે તે ધૈર્યથી સાંભળતી અને વિચારપૂર્વક ઉચિત ઉત્તર દેતી. વળી પતિને તેઓના માગમાં સમય પરત્વે યોગ્ય સલાહ અને સહાય આપતી. થોડાજ શબ્દોમાં કહેવાનું કે તેણી કદીપણ પોતાના જીવનક્રમથી અસંતુષ્ટ થતી નહિ. વિચાર, વચન, અને કર્મથી પતિસેવાનું જે વ્રત ધારણ કીધું હતું તેનું પાલન લોપામુદ્રાએ જીવનનેં પર્યંત કીધું હતું.

સતી લોપામુદ્રાના ધ્યાન અને જ્ઞાનના વિષય એક માત્ર પ્રભુ અને પતિ એ હતા. સતીએ પતિ પાસેથી તત્વજ્ઞાન પ્રાપ્ત કીધું હતું, અને ઘોર તપશ્ચર્યા પણ કરી હતી. તે વેદ ભગવાનને પુરી રીતે જાણી શકી હતી, અને તેથી તેની વેદોના આચાર્યોમાં પણ ગણના થાય છે.

અગસ્ત્ય ઋષિનો આશ્રમ ક્યાં હતો તે માટે બે મત છે. રામાયણમાં તેનું સ્થાન દંડકારણ્ય બતાવેલ છે, જ્યારે મહા ભારતમાં તે આશ્રમ સ્થાન ગંગાજીમાં હોવાનું જણાય છે. સતી લોપામુદ્રાએ પોતાના પતિની સાથે દેશવિદેશમાં પુષ્કળ પ્રવાસ પણ કર્યો હતો. સતીના પતિ-અગસ્ત્ય ઋષિએ સમુદ્ર વિષયક મોટી શોધખોળ કીધી હતી, એમ મનાય છે. કદાચિત્ સમુદ્ર વિષયક શોધો કરવાના કારણથીજ એમ કહેવાતું હશે કે—"અગસ્ત્ય ઋષિ સમુદ્ર પી ગયા!"

પાઠક ગણ !

જુઓ, પ્રાચીન સમયની રાજપુત્રીઓ કેવી કેવી બ્રહ્મજ્ઞાનવેત્તા થઇ ગએલી છે? આત્મજ્ઞાન આગળ રાજ્ય લક્ષ્મીને પણ તે તુચ્છ સમજતી હતી. જો લોપામુદ્રા રાજ્ય વૈભવને ચાહતી હોત, તો કોઇ મહાન્ રાજ્યના વારસ-રાજપુત્ર સાથે લગ્ન કરી સાંસારિક

ઐશ્વર્ય-સુખ વિલાસ ભોગવી શકત. પરંતુ તેણીએ બ્રહ્મવિદ્યાની સરખામણીમાં ધન સમ્પત્તિને તુચ્છ સમજીને જંગલના એક યોગી સાથે લગ્ન કીધું અને બ્રહ્મજ્ઞાનને પ્રાપ્ત કરીને પરમાનંદને પ્રાપ્ત થઇ જગતમાં અમર થઇ ગઇ!

**પ્રેમી બ્હેનો!**

વિદ્યાભૂષણની બરાબરી કરી શકે એવું આ દુનિઆમાં એક પણ બીજું કોઇ આભૂષણ જ નથી. એક પણ બીજું છુપું ધન નથી એટલા માટે, ઓ મ્હારી બ્હેનો! આ સૃષ્ટિમાં દૃષ્ટિને-હૃદયને ચલાયમાન કરી, નીતિથી ભ્રષ્ટ થવામાં સર્વદા સહાયક થઇ રહેતા ભભકાભર્યા આભૂષણોનો છંદ છોડી દઇને, વિશ્વજીત્ અને કીર્તિ તથા સુખ આપનાર એવું વિદ્યારૂપિ અલંકૃત, અખૂટ તથા અક્ષય્ય આભૂષણ ધારણ કરો. તેનાથી જ પ્રેમ ધરો. પ્રાચીન સમયમાં થઇ ગએલી સતીઓના પગલે ચાલો. તેમ કરશો તો તમે તમારાં બન્ને કુળને તારશો, તમારૂં પોતાનું શ્રેય કરશો અને સર્વ રીતે સુખી થશો.અને તમારી ઉન્નતિમાંજ રાષ્ટ્રની ઉન્નતિ રહેલી છે.



## દીવાસળીનો અદ્ભુત ઉદ્યોગ:

દીવાસળીનો શોધ થોડા વખત ઉપર જ થયો હતો. તે પહેલાં લોકો અમુક પ્રકારના પથ્થર (ચકમક) ઘસીને અથવા વાંસ અગર (અમુક જાતનું) લાકડું ઘસીને દેવતા સળગાવતા. ઇ.સ. ૧૬૮૦ માં ગોડફ્રે હેન્ક વિટ્ઝ નામના એક માણસે, ફૉસફરસ નામના હવામાં એની મેળે સળગી ઉઠતા પદાર્થનો શોધ થયા પછી, વાળેલા કાગળની સળી બનાવીને ત્હેને તે લગાડયો અને ભડકો થતા સુધી ત્હેને જમીન ઉપર ઘસ્યા કર્યું. તે પછી ત્હેણે એક વાંસની સળીને પણ તે જ રીતે સળગાવી. દુનિયાની આ પ્હેલી દીવાસળી હતી! તે પછી ધીમે ધીમે સુધારા થતા ગયો અને હાલની દીવાસળીઓ તૈયાર થવા લાગી. દીવાસળીઓ રાખવાની પેટીઓની બનાવટનો પણ ઇતિહાસ છે. પ્હેલાં લાકડાના કટકા કોરી કાઢીને ત્હેમાં દીવાસળીઓ ભરવામાં આવતી. નવા નવા શોધને પરિણામે હાલ એકજ લાકડામાંથી દીવાસળીઓ તથા પેટીઓ બને છે અને અગણિત સંખ્યામાં તૈયાર થાય છે. દીવાસળીનું સોંઘાપણું ત્હેમાં વપરાતાં માલની હલકી જાતને લીધે નથી. પણ મ્હોટાં યંત્રો, જેમાં જથ્થાબંધ માલ એકી વખતે સામટો બની શકે છે, ત્હેને લીધે છે. એકેકું યંત્ર દર રોજની આશરે ૫૦૦૦૦ પેટીઓ તો સહેલાઇથી તૈયાર આપી શકે છે. ગણિત શાસ્ત્રીઓ તરફથી એમ ગણત્રી કરવામાં આવી છે કે પૃથ્વી ઉપરનો દરેક માણસ સરેરાશ આઠ દીવાસળીઓ વાપરેછે અને દરેક મિનિટે ૩૦૦૦૦૦૦ દીવાસળીઓ સળગાવવામાં આવે છે!

## समयतरंग

# ગોધરામાં ' મહિલા વિદ્યાલય. '

અહિંયાના પરોપકારી, ઉત્સાહી અને સુપ્રસિદ્ધ સદ્‌ગૃહસ્થ રા. રા. મણિલાલ હરિલાલ મહેતા બી. એ. એલ. એલ. બી (મુંબઇ, હાઈ કોર્ટ વકીલ) તરફથી કેટલી એક મુદ્દત થયાં અત્રે એક "મહિલા વિદ્યાલય"ની સ્થાપના કરવામાં આવી છે. બીજા કેટલા એક સુધારાને માટે જેમ જૂના અને નવા વિચારના મનુષ્યોમાં મોટો મતભેદ પડે છે, તેમ હવે સ્ત્રી કેળવણીના સંબંધમાં તેવો મ્હોટો મતભેદ જણાતો નથી. અને તે સંબંધના વિચારોમાં જે કાંઇ જૂજ ફેરફાર રહેલો છે તે માત્ર તેમને ક્યા ક્યા વિષયો શીખવવાની વિશેષ જરૂરીયાત છે તેમાં જ ફક્ત વિચારની ભિન્નતા રહેલી છે. તે સિવાય કન્યા કેળવણી અને સ્ત્રી-કેળવણી વધારવાના સમયમાં સર્વત્ર એકસરખો ઉત્સાહ અને પ્રયત્નોની અભિવૃદ્ધિ જોવામાં આવે છે. એ દરેક સંસાર સુધારકને આનંદ તથા સંતોષ પામવા જેવું છે.

સરકારી કન્યાશાળાઓમાં પોતાનો અભ્યાસ કેટલેક અંશે પુરો કરી વયમાં આવતાં લગ્ન સંબંધ થવાથી અથવા બીજા કોઇ પણ કારણથી શાળા છોડી ગૃહ કાર્યમાં વળગેલી કેટલી એક વ્હેનોને અથવા તેમના સુજ્ઞ અને કેળવાયેલાં માતા પિતાને હાલના આગળ વધતા સમયને અનુસરી પોતાની વ્હાલી પુત્રીઓને તથા સૌભાગ્યવતી પુત્રવધુઓને કેળવણીમાં આગળ વધારવા ઇચ્છા થાય એ સ્વભાવિક છે, અને તેમાંના કેટલાએક સુધારામાં આગળ વધેલા, પુત્ર પુત્રીઓને સમાન ગણનાર વિદ્યાપ્રેમી માબાપ પોતાની પુત્રી વગેરેને ઇંગ્રેજી ભાષાનું શિક્ષણ આપવા ઇચ્છે છે. તેમ જ પોતાની દિકરીઓને થોડું તેઓ સંસ્કૃત શીખવવાની સાથે ધાર્મિક કેળવણી આપવા ઉત્સાહ રાખે છે. તો કોઇ કમનશીબ બાળ-વિધવાઓ હાલની અસંત અને અનિવાર્ય ગોઠવણીના કારણે પોતે પ્રથમ લીધેલી અધુરી કેળવણીને લીધે હવે પાછળથી પસ્તાઇને પોતાનો અભ્યાસ આગળ વધારી શિક્ષક થવા ઇચ્છે છે, પરંતુ તે કાંઇક મ્હોટી વયની થવાથી કન્યાશાળામાં શીખનાર ન્હાની વયની કન્યાઓ સાથે બેસતાં શરમાય છે. તે સર્વની સગવડતા સાચવવા અને તેમને યોગ્ય ઉત્તેજન આપી ઉન્નતિક્રમમાં વધારવા અત્રેના કેટલાએક ઉત્સાહી, વિદ્વાન સદ્‌ગૃહસ્થોની ઇચ્છાનુસાર સાહિત્ય પ્રેમી મિ. મણિલાલ એચ. મહેતાએ રેલ્વેસ્ટેશનઉપર જવાના મ્હોટા રસ્તા ઉપર ઉજળી વસ્તીમાં હવા અજવાળાની સારી સગવડતાવાળું એક મકાન મેળવી હાલમાં "મહિલા વિદ્યાલય"નું કામ ચાલુ કરવામાં આવ્યું છે, અને ત્હેમાં પ્રતિષ્ઠીત લાયક શિક્ષકોથી ઇંગ્રેજી શિક્ષણ તથા ચિત્ર વિદ્યા શીખવવા ઉપરાંત સંસ્કૃત અને ધાર્મિક શિક્ષણ અપાવવાની પણ શરૂઆત કરી દીધી છે. આ ઉપરાંત અનુભવી ટ્રેઇન્ડ શિક્ષિકાઓની મારફતે મોચકામ, ભરત, ગુંથણ અને બીજા ઉપયોગી વાંચન વગેરે શીખવવામાં આવે છે. વિશેષે

કરી મુંબઇના ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળની દેખરેખ નીચે ચાલતા સ્ત્રી–શિક્ષણ વર્ગો તથા વનિતા વિશ્રામમાં ચાલતા અભ્યાસને ધ્યાનમાં લઇ અહિંયાની પરિસ્થીતિને અનુસરી મિ મણિલાલભાઇએ પોતાની આ નવીન સંસ્થાનો અભ્યાસક્રમ એક કમિટિ સાથે વિચાર કરીને ગોઠવેલો છે અને જે અભ્યાસ ખીજી શાળાઓમાં એક વરસે પુરો થાય તે અભ્યાસનો ઘણો ખરો ભાગ અથવા ત્હેનાં મૂળ તત્ત્વો ૭ માસમાં શીખવવાનો ઇરાદો રાખેલો છે, કે જેથી શીખનાર બ્હેનો લગભગ બે વર્ષ પછી કદાચ ગૃહસંસારમાં પ્રવેશ કરતાં "મહિલા વિદ્યાલય" છોડી દે, તો પણ તેઓ કંઇ ને કંઇ નવું ઉપયોગી ઉંચા પ્રકારનું શિક્ષણ થોડા વખતમાં મેળવી લે.

મુંબઇ ઇલાકા અને ગુજરાતની છેક સરહદ ઉપર આવેલા પંચમહાલ જિલ્લાનો પ્રદેશ વિદ્યા અને હુન્નર કળામાં હજુ ઘણો પછાત છે તો તેવા અજ્ઞાન ભાગમાં સ્ત્રી કેળવણીનો પ્રવાહ મંદગતિમાં ચાલે એ દેખીતું છે છતાં અહિંયાં સંસારસુધારા અને કન્યાકેળવણીની ઉન્નતિની આ ઉછરતી નવીન સંસ્થામાં હમણા ન્હાની મ્હોટી લગભગ પચ્ચીસ બ્હેનો જુદા જુદાં ધોરણોમાં અભ્યાસ કરે છે, અને હજુ વધવા સંભવ છે તેમને કપડાં વેતરવાનું અને શીવવાનું કામ શીખવતાં તે મહત્વના—અતિ ઉપયોગી હુન્નરોમાં તેમને આગળ વધારવા સીંમર કંપનીના હાથે તથા પગે ચલાવવાના ઉત્તમ સંચા (મશીન)નું તેમ જ સંગીતનું કાંઇક જ્ઞાન આપવા વગેરે સારૂ એક હારમોનીયમની તથા કબાટ અને સ્ત્રી ઉપયોગી સારાં પુસ્તકો વગેરેની અત્રે વધુ જરૂરીયાત માલુમ પડે છે

સુપ્રસિદ્ધ અંગ્રેજી રાજ્યકવિ લૉર્ડ ટેનીસન કહે છે કે "સ્ત્રીજાતની અધોગતિ પામેલી ઇશ્વરી મહત્તાને પુરૂષના જેટલીજ ઉંચી પંક્તિએ પહોંચાડવા પ્રયત્ન કરવો, એ જીવિતનું કર્ત્તવ્ય છે." અને એ જ રીતે શ્રી મનુભગવાન્ વગેરે પ્રાચીન વિદ્વાન્ ધર્માચાર્યો પણ ઘણી રીતે સુબોધ આપી ગયેલા છે. તે સર્વેનાં મહાન્ સૂત્રો ધ્યાનમાં લઇ આશા છે કે મુંબાઇ, સુરત, અમદાવાદ, વગેરે શહેરોના ઉત્સાહી અને ધાર્મિક શ્રીમંતો પરોપકાર દૃષ્ટિથી યોગ્ય આશ્રય–ઉત્તેજન આપવા ઇચ્છા રાખતા હશે, તો તે સર્વેને "મહિલા વિદ્યાલયના સેક્રેટરી, ગોધરા, પંચમહાલ" એ શીરનામે લખવાની વિનંતિ કરવામાં આવે છે

| | |
|---|---|
| ગોધરા | હિરાલાલ વિદ્યારામ રાવળ |
| મહિલા વિદ્યાલય | સૌ. ચંચળગૌરી મુકુન્દરાય રાવળ |

आनंदी गुणी दादी तरफथी भेट.

# સુન્દરી સુબોધના આવતા અંકના મુખ્ય વિષયો.

**अनुमनिका**

સ્ત્રીઓ અને પુરૂષોએ લખેલી હૃદયભેદક અનુભવ કથાઓ.

**धर्मालय अने तपोवन**

ખ્રિસ્તી બાનુને એક હિંદુ સન્નારીએ અસરકારક રીતે સમજાવેલું હિન્દુ ધર્મનું રહસ્ય.

**वार्तालहरी.**

ગૃહ સંસારની એક સુબોધક અને રમિક કહાણી.

**विद्याकला—वैद्यक**

અરીઠાનો ઉપયોગ અને ગૂંથણ કળા તથા વીસનગરવાળા સ્વામીજી જેવા વૈદ્યકના સમર્થ વિદ્વાનને હાથે લખાયલો પાકશાસ્ત્રનો અતિ ઉપયોગી લેખ.

**विविध विषयो:—**

શામા રંજાડે ત્યારે રંભા શું કરે છે ?—જૂદી જૂદી વૃત્તિ અને પ્રકૃતિની સ્ત્રીઓ વચ્ચે થયેલી બોધક વાતચીત.

ઈસ્લામમાં સ્ત્રીનું સ્થાન:—પુરાણ આરબોની, પયગમ્બર સાહેબના સમયની તથા અર્વાચીન કાળની સ્ત્રીઓની ઈસ્લામ ઉપર થયેલી અસરના જાણવા લાયક નોંધ તથા તે ધર્મના સ્ત્રીઓને મળતા હક્ક—અધિકાર. (ચાલુ અંકના લેખનું અનુસન્ધાન.)

ઇંગ્લેંડમાં સમાજસેવા—સ્ત્રીઓ, બાળકો, મજૂરો તથા અપરાધીઓના સંરક્ષણ માટે વિલાયતમાં લેવાતાં પગલાં.

મોગલ સમયમાં સ્ત્રી શિક્ષણ: }
જાપાનમાં સ્ત્રી શિક્ષણ. } બહુ વાંચવા લાયક વિચાર યોગ્ય લેખો.

**प्रवासमंजरी:**

પુષ્કર તીર્થની યાત્રા અને વર્ણન.

---

આ ઉપરાન્ત પત્રમંજૂષા, આંક્ષપત્રિકા વગેરે.

---

ગ્રાહક થવા વિચાર હોય તો તરત લખો: પાછળથી અંકો નહીં મળે!

# સુન્દરી સુબોધની પાછલી ફાઇલો.

ફક્ત થોડીજ નકલો સિલિકમાં છે. સુન્દરી સુબોધનાં પાછલાં પુસ્તકોમાં ઉત્તમ વાંચન સમાયેલું છે.

| | |
|---|---|
| આઠમું વર્ષ—રૂ. ૧-૪-૦ | નવમું વર્ષ—રૂ. ૧-૪-૦ |
| દસમું વર્ષ—રૂ. ૧-૮-૦ | અગીયારમું વર્ષ—રૂ. ૧-૮-૦ |
| બારમું વર્ષ—રૂ. ૧-૮-૦ | તેરમું વર્ષ—રૂ. ૧-૮-૦ |
| ચૌદમું વર્ષ—રૂ ૧-૮-૦ | |

| | | |
|---|---|---|
| બારમા વર્ષની ફાઇલ | (માસિક વધારા સાથે) | રૂ ૩-૮-૦ |
| ચૌદમા વર્ષની ફાઇલ | ( ,, ,, ,, ) | રૂ ૩-૮-૦ |
| સોળમા વર્ષની ફાઇલ | ( ,, ,, ,, ) | રૂ ૩-૮-૦ |

સ્ત્રી લેખના ખાસ અંકો:

૧૯૧૩ નો ખાસ અંક [ સત્તર ચિત્રો ૧૯૨ પાનાં ] રૂ. ૧-૦-૦

૧૯૧૪ નો ખાસ અંક [ બાવીસ ચિત્રો ૧૩૫ પાનાં ] રૂ. ૧-૮-૦

૧૯૧૫ નો અંક [ ૨૧૬ પાનાં ] રૂ ૦-૧૨-૦

મળવાનું ઠેકાણું:

સુન્દરી સુબોધ મન્દિર: અમદાવાદ.

આ પત્ર તેના માલીક રામમોહનરાય જશવંતરાય માટે ગણેશરાય અમૃતરાયે અમદાવાદમાં વાઘેશ્વરની પોળમાં આવેલા પોતાના શ્રી "જ્ઞાનમન્દિર પ્રિન્ટીંગ પ્રેસમાં" છાપ્યું અને પ્રકાશક રામમોહનરાય જસવંતરાયે અમદાવાદ, ગણપુર 'સુન્દરીસુબોધ' ઓફીસમાંથી પ્રગટ કર્યું

પ્રજાને અર્પણ કરવાની શરૂઆત થઇ છે. અધ્યાત્મજ્ઞાન તેજ અમર જ્ઞાન છે. બ્રહ્મ-વિદ્યા તેજ અમરવિદ્યા છે. વેદ, દર્શન ઉપનિષદ્ વગેરે સત્શાસ્ત્રોનાં ગૂઢ વચનો સરલ તેજસ્વી ભાષામાં પ્રકટ થાય છે. બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય આદિ સહુઓએ વાંચી સુખ શાન્તિ સાધવી. સાચો આનંદ ઇશ્વર ભક્તિમાંજ છે તે પ્રાપ્ત કરવો.

**નવલકથા**—યોગાનંદજીનો યોગાશ્રમ અથવા જીવન મુક્તિનો મહામંત્ર—નામક જ્ઞાનોપદેશક—અતિ બોધક સામાજિક ધાર્મિક નવલકથા ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતાને હાથે લખાય છે. બ્રહ્મચારિણી, શાંતિનિકેતન અને આનંદમંદીર નવલકથાઓના જેવીજ સુંદર અને બોધપ્રદ હોવાથી શરૂવાતથીજ સર્વેએ ગ્રાહક થઇ આ અતિ ઉત્તમ નવલકથા વાંચવી જોઇએ.

**મોંઘવારી**—હાલ કાગળ વગેરેની ઘણી મોંઘવારી છતાં દેશ સેવા બજાવવાની ધારણાથી જ આ ધર્મ-કૃત્ય શરૂ કર્યું છે. સહિત્ય વિલાસી શ્રીમંત અને સાધારણ સ્થિતિના સર્વ સજ્જનોએ "ભારતજીવન" ના ગ્રાહક થઇ ધાર્મિક જ્ઞાનામૃતનું પાન કરવું. ધર્મથીજ મનુષ્યને આલોક પરલોકમાં શાન્તિ પ્રાપ્ત થાય છે.

**અર્વાચીન સતીમંડળ**—પ્રાચીન સતીઓનાં જીવન વૃત્તાન્ત કરતાં હાલના સમયમાં થતી સતીઓનાં જીવન ચારિત્ર બહુ અસર-કારક હોય છે તેથી તે શરૂ કર્યા છે. સ્ત્રીઓએ ખાસ વાંચવા જોઇએ.

**ભારતસંતમંડળ**—હાલમાં થઇ ગયેલા અને વિદ્યમાન સાચા ત્યાગી, વિરાગી,સંતપુરુષોનાં જીવનચરિત્ર પ્રકટ થાયછે. પ્રત્યેક મુમુક્ષુએ વાંચવા જોઇએ.

**અમર સાહિત્ય**—ધર્મ-પ્રાણ સન્યાસીઓની પવિત્ર કલમથી લખાયલા લેખો તે સત્ સાહિત્ય અમર સાહિત્ય છે. તે ઘેર ઘેર વંચાય, પ્રત્યેક મનુષ્ય નિત્ય પાઠ કરે. અને સંસારમાં સ્વર્ગનું સુખ ભોગવી આનંદ શાંતિ પ્રાપ્ત કરે એજ અમારી ઇચ્છા છે. અવશ્ય વાંચો, વંચાવો ઘરમાં સંગ્રહ કરો. આ સાહિત્ય અનંતકાળ આબાલ વૃદ્ધ પુરૂષ અને સ્ત્રીઓને ઉપયોગી થશે

**વાર્ષિક મુલ્ય**—માત્ર રૂા. ૨-૮-૦ (પોષ્ટેજ સાથે) વી. પી. ખર્ચ ૦-૩-૦ તથા ભેટનું પોષ્ટેજ વધુ. આફ્રીકાના ગ્રાહકોએ રૂા. ૩-૮-૦ અથવા શીલીંગ ૧૦ નો પોષ્ટલ ઓર્ડર મોકલવો. (ભેટની છબીઓ અને 'રાજયોગ' પુસ્તક રજીષ્ટર કરી મોકલતાં પોષ્ટ ખર્ચ રૂ. ૦-૪-૦ વધુ લેવાશે).

☞ "ભારત જીવન"ના ૧૯૧૧ ના જુના ગ્રાહકોએ બાકી રહેલું લવાજમ વસુલ જતા વધારાનો રૂા. ૧-૦-૦ અને ભેટનું પોષ્ટેજ જુદું આપવું પડશે. આફ્રીકાના ગ્રાહકોએ ૫ શીલીંગનો પોષ્ટલ ઓર્ડર મોકલવો.

**પત્ર વ્યવહાર**—સર્વ પત્ર વ્યવહાર મનિઓર્ડર નિચલે શીરનામે મોકલવા જવાબ માટે અવશ્ય રિપ્લાઇ કાર્ડ કે ટીકીટ બીડવી.

* ધર્મપ્રાણ એજન્ટો જોઇએ છીએ. ઇચ્છા હોય તેમણે લખવું.

ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા.

સમ્પાદક: ભારત જીવન.

અમદાવાદ—AHMEDABAD.




જાપાનની મોહક સુદરતા

# સુન્દરી સુબોધ.

સ્ત્રીઓ, બાલકો અને કુટુમ્બી જનો માટે પ્રકટ થતું સચિત્ર પત્ર.

આદ્ય સંપાદકઃ શ્રી બન્ધુસમાજ, અમદાવાદ.

પ્રકાશક અને તંત્રીઃ રામમોહનરાય જસવંતરાય.

દર મહિને બે કદમાં બહાર પડે છે.

( ૧ ) " માસિક વધારા " સાથેનું પત્રઃ વાર્ષિક લવાજમ રૂ. ૩–૮–૦.
( ૨ ) " માસિક વધારા " શિવાયનું પત્રઃ વાર્ષિક લવાજમ રૂ. ૧–૮–૦.
હિન્દુસ્થાનની બહારનાં ગ્રાહકો માટે–આઠ શિલિંગ અને ચાર શિલિંગ.

---

## —ભેટનું—પુસ્તકઃ—

આ અંક પ્રકટ થયા પછી થોડા દિવસમાં જૂલાઈ–ઑગસ્ટનો અંક બહાર પડશે

* * * * *

અને તે અરસામાંજ ભેટનું પુસ્તક જે રસભરી વાર્તાઓનો સુન્દર સંગ્રહ છે, તે પણ પ્રકટ થશે.

આ વિશેની વિશેષ નોંધ જૂલાઈ–ઑગસ્ટના અંકમાં જોવા ખાસ ભલામણ છે.

## સરસ્વતીઃ

### હિન્દુ સંસારનું અનુપમ ચિત્ર.

લેખકઃ મ્હેતા સૌ. રમણિક મ્હેતા.

આ રસીલી સાંસારિક નવલકથામાં હિન્દુ જીવનના અનેક હૃદયભેદક પ્રસંગો એ સુન્દર રીતે ગુંથવામાં આવ્યા છે કે તે એક વાર વાંચવાને હાથમાં લીધા પછી પૂર્ણ કર્યા શિવાય મૂકી દેવાનું બિલકુલ મન થતું નથી.

દરેક સ્ત્રીએ વાંચવા લાયક તથા પ્રત્યેક કુટુમ્બમાં ખાસ રાખવા લાયક આ પુસ્તક.

મૂલ્યઃ ફક્ત બાર આના.

નીચેને ઠેકાણેથી મળશેઃ

વ્યવસ્થાપકઃ સુન્દરી સુબોધ, અમદાવાદ.

સુન્દરી સુબોધ.

પુ ૧૭ મું ] મે-જુન, ૧૯૨૦ [ અંક ૫-૬

## ज्ञानसुगन्ध.

### ઉત્તમ શું ?

તન મન તણી તલવાર ધરી,
ચળકાવીને આ વિશ્વમા,
અન્ધાર પડદા ચીરવો,
છે તે જ ઉત્તમ જગતમા
સંકલ્પ જેના સત્ય ને
દૃઢતા થકી ભરપૂર છે,
પગલા ભરેલાં જેમના
દૃષ્ટાન્ત લેવા યોગ્ય છે
જનહિત ને સ્વાતંત્ર્યના
કાર્યો કરે ઉત્સાહથી,
કદિ દ્વેષથી નિન્દાય તે, પણ
છે જ ઉત્તમ સર્વથી.

ડાહ્યાભાઈ લક્ષ્મભાઈ

## धर्मालय अने तपोवन.

## ત્હારે દ્વારે—

લેખક: "એક બાળક."

અહો! પ્રભુ! ત્હારી લીલા! જંગલમાંજ મંગલ! સંત પુરૂષો કહે છે કે તું સર્વવ્યાપક છે, બ્રહ્માંડ ત્હારૂંજ સ્વરૂપ છે. પણ મનુષ્ય તો કોઈક વખતજ ત્હેના અહો ભાગ્યે ત્હને સમજી શકે છે.

ત્હેં કેટલાએ ત્હારા બાળકોને ત્હારી પાસે સ્થાન આપ્યું છે અને જાણે ત્હારૂંજ રૂપ હોય, એવા તેજોમય બનાવ્યા છે. મ્હારી શક્તિ એટલી નથી કે ત્હારી પાસે આવી ત્હારા રૂપ હું બની જાઉં. અભિલાષા તો મ્હોટી છે. ત્હારી આજ્ઞાથી પ્રયત્ન થાય છે. પોતાના બાળકને આગળ લઇ જવો એ પિતાનું કામ છે; ને તે બાળક પ્રયત્ન કરશે તો પિતાજી પોતાની સમિપ ત્હેને લઇજ જશે· પણ અત્યારે તો માત્ર એટલીજ અભિલાષા છે કે ત્હારા આ રળીઆમણા દ્વારેજ ઉભો રહેવા દે એટલી કૃપાય ઓછી નથી

એકવાર મ્હને તે જોઈ લેવા દે· પછી આગળ લઇ જા. આ ત્હારા દ્વાર આગળ આળોટતી, ફૂદકા મારતી, તોફાન કરતી, 'પોતાથી જગત્ પાવન થશે જાણી આનંદથી ઉછળતી, ન્હાનેથી મ્હોટું રૂપ લેતી ગંગા,—અને સ્હામેજ એને વળાવવા આવેલા અને ત્હારા પવિત્ર સ્થાનના દ્વારપાળ જેવા પર્વતોઃ જાણે એમનામાં ત્હારીજ અલૌકિક શક્તિનો અંશ હોય એમ જણાય છે. ત્હારા દ્વાર આગળથી જાણે ત્હારા પુણ્ય સ્થાનની ઝાંખી થતી હોય, એમ પણ લાગે છે. ગંગાને વળાવવા આવેલા પર્વતોને જાણે ત્હેં

# પાવન છાયા.

લેખકઃ શ્રીયુત્ "R–".

આગલા જમાનામાં એક સાધુ હતો. તે પવિત્ર, સાત્વિક અને શ્રદ્ધાળુ હતો. હમ્મેશાં તે પ્રભુ ભક્તિમાં લીન રહેતો. એક જુનું દેવાલય હતું, ત્હેની બાજુપરની ન્હાનકડી ઝૂંપડીમાં તે પડી રહેતો અને આખો–ભાંગ્યો રોટલો જે મળી આવે તે ઉપર ગુજરાન કરતો.

એક રાતે તે પોતાના ધર્મધ્યાનમાં નિમગ્ન હતો. મઢૂલીની બ્હાર તોફાની પવન સુસવાટા કરી રહ્યો હતો. ચારે દિશામાં ઘોર અંધારૂં ફેલાયલું હતું. પણ ત્હેનો જરાય ખ્યાલ આપવાનું સાધુ બાવાને ન્હોતો. તે તો પોતાના ઇશ્વર ચિન્તનમાં તલ્લીન હતો. એવામાં ઝૂંપડીમાં એકાએક અદ્દભુત અજવાળું ઝગઝગી રહ્યું. તરત જ ત્હેની આંખ ઉઘડી ગઈ. પોતાની સામે દિવ્ય પ્રકાશમાં ઉભેલા ફિરસ્તાને ત્હેણે જોયો. સાધુએ પ્રણામ કર્યા.

"ભક્તરાજ!" તે દેવદૂત બોલ્યોઃ "ભક્તવત્સલ ભગવાન ત્હમારી સેવાથી બહુ પ્રસન્ન છે. તે દયામય પિતાજીએ ત્હમને પૂછાવ્યું છે કે "ત્હમારા દિલની કોઇપણ ઇચ્છા હોય તે જણાવો.", ત્હમે કહેશો એટલે તરત તે પૂર્ણ કરવામાં આવશે."

સાધુ બાવાએ મન્દહાસ્ય કરીને ફરીથી વન્દન કરતાં કહ્યુંઃ "મ્હારા પ્રભુજીના પાર્ષદરાજ! એ પરમ દયાળુને મ્હારી નમ્ર વિનતિ નિવેદન કરજો કે–મ્હારે એમની કૃપાથી કોઇપણ વસ્તુની ન્યૂનતા નથી. હું પાછલી રાતે ઉઠીને "તારા સ્નાન" કરીને શ્રી ઠાકુરજીની સેવામાં બેસું છું. આ પછી ધ્યાન અને જપમાં આખું સ્હવાર પસાર થાય છે. બપોરે શ્રી ભગવાનની કૃપાથી જે કાંઇ મળી આવે છે, ત્હેનો શ્રી ઠાકુરજીને થાળ ધરાવીને મહાપ્રસાદ હું લઉં છું. એ પછી પ્રભુના ચરણ આગળ ઘડીક આરામ લઉં છું. બપોર ઉતરવા માંડે એટલે ધર્મશાસ્ત્રોનું વાંચન કરૂં છું અને રાત્રિ સમયે સ્તવન–ભજન–કીર્તન જે થાય તે કરૂં છું." કહો મહારાજ! મ્હારે શી ચીજની ખોટ અગર જરૂર છે, જેને માટે હું શ્રી ઠાકુરજીને તસ્દી આપું?"

દેવદૂત–જેણે અનેક ભક્તો જોયા હતા તે–પણ આવી અલૌકિક સાત્વિકી–સંતોષની વૃત્તિ જોઇને આશ્ચર્ય પામ્યો. ત્હેણે ફરીથી કહ્યું. "પણ, ભક્તરાજ! ત્હમને એમ નથી લાગતું કે જ્યારે કરૂણામૂર્ત્તિ પ્રભુજીએ પોતે કોઇપણ માગણી કરવા ત્હમને આજ્ઞા કરી છે, ત્યારે ત્હમારા પોતાના નહિં તો જગતના કલ્યાણ અર્થે પણ ત્હમે કાંઇક માગી શકો!– આવી અસાધારણ કૃપા ત્હમારા ઉપર દર્શાવવામાં પણ કોઇ મહાન્ હેતુ રહ્યો ન હોય!"

સાધુએ માથું નમાવ્યું અને તે ઉંડા વિચારમાં પડ્યો હોય એમ જણાયુંઃ દેવદૂતની આ દલીલ ત્હેને પણ સત્ય લાગી. અન્તે દીન ભાવે હાથ જોડીને તે બોલ્યોઃ "ઓ પ્રેમમય પ્રભૂ! ત્હમારે મ્હારા જેવા ત્હમારા અધમ દાસ ઉપર કાંઇ દયા કરવી હતી, તો ત્હેમાં મ્હને પૂછવાનું યે શું હતું!–ત્હમારી આજ્ઞા મ્હારી ઇચ્છા જ શી હોય!–અને

જગતનું હિત કરવાનો વિચાર કરનાર પણ મ્હારા જેવો પામર પ્રાણી કોણ માત્ર?–છતાં, ઓ દયાનિધિ! ત્હમારે અમારા સર્વ ઉપર કરૂણા કરવી જ છે અને મ્હારા જેવા ગંદ પાત્ર દ્વારા તે ત્હમારી મહાન્ કૃપા દર્શાવવી જ છે તો મ્હારી ઇચ્છાએ છે જે આ શરીર વડે સર્વનું કલ્યાણ થાઓ અને ત્હેનું જ્ઞાન મ્હને ન રહેો."

આ સાંભળી–વિશેષ આશ્ચર્ય પામીને, દેવદૂતે પોતે મસ્તક નમાવી ભક્તરાજને પ્રણામ કર્યા. ત્હેણે કહ્યું "અસ્તુ સાધુજી! ત્હમારા શરીરનો પડછાયો જ્યાં જ્યાં પડશે, ત્યાં ત્યાં સર્વત્ર સુખ–શાન્ત–કલ્યાણ ફેલાશે અને એ વાતનું ત્હમને જ્ઞાન રહેશે નહિ."

દેવદૂત અદૃષ્ય થયો. ધીમે ધીમે વાતો ચાલવા લાગી કે જ્યાં જ્યાં સાધુ જાય છે ત્યાં ત્યાં સઘળું સારૂં થાય છે પણ એને એમ ભટકવાને વખત ક્યાંથી મળે! તેથી લોકો અનેક રીતે તે બાવાજીને પ્રવૃત્તિમાં નાંખવા પ્રયાસ કરવા લાગ્યા આ ભક્તરાજ કંટાળે-ત્રાસે, પણ કાંઇ છુટકો ન્હોતો, અને ખરૂં કારણ તો તે પોતે ક્યારનોયે વીસરી ગયો હતો. એટલે "ઠાકોરજીની એમ ઇચ્છા" એવું માનીને પોતાના કર્તવ્યમાં ચાલુ રહેતો. અને–ધીમે ધીમે–સત્ય વસ્તુ સમજાઇ લોકોની ખાત્રી થઇ કે બાવાજીની છાયામાંજ સઘળું શુભ–કલ્યાણ વસેલું છે તેથી હવે તેઓ એને ઓછી પજવણી કરવા લાગ્યા. પરન્તુ વારંવાર માંદાં, અપંગ, દરિદ્રી, કમનશીબ, દુ:ખી મનુષ્યો આ સાધુરાજની ઝૂંપડી બ્હાર બેશી રહેતાં અને એ બ્હાર નીકળે એટલે એની પાછળ પાછળ જઇને એ ન જાણે એમ એની છાયાનો પૂર્ણ ભાવથી સ્પર્શ કરતા.

આમને આમ ઘણાં મનુષ્યોનું કલ્યાણ થયું અને લોકો પાછળથી આ સાધુરાજને "પવિત્ર છાયા" એ નામથી ઓળખવા લાગ્યા.

---

# પ્રેમને માટે જ ચ્હાજે.

લેખક: શ્રીયુત "B–"

ઓ મ્હારા પ્રીતમ!–જો તું મ્હને ચ્હાય, તો ફક્ત પ્રેમને ખાતર જ ચ્હાજે, બીજી કોઇપણ ચીજને માટે નહિ!... કદિયે તું એમ ના કહેતો કે–"હું એના મીઠડા હાસ્ય, મનોહર મુખ, મધુરી વાણી, બોલવાની રસીલી ઢબ, ચાલવાની સુન્દર રીતિ,–એને ખાતર પ્રિયતમાને ચ્હાઉં છુ."

અરે, એ વસ્તુઓ એવી ક્ષણિક અને નાશવન્ત છે અને ત્હેમનો મોહ એવો અસ્થિર છે કે–એક દિવસ જે ચીજ ત્હને મિઠ્ઠી લાગી, તેજ બીજે દિવસે ત્હેવી ન પણ લાગે!......અથવા–ત્હેના સ્વરૂપમાં, ત્હેની પ્રકૃતિમાં કાંઇ ફેરફાર થતાં,–ત્હારો પ્રેમ જે એ વસ્તુઓ ઉપરજ આધાર રાખતો હોય, તે પણ–રેતીમાં ઉભા કરેલા મકાનની પેઠે, સરી જ જવાનો ને!......માટે એવા કોઇપણ કારણને માટે મ્હને ચ્હાતો ના.

અને–મ્હારા હૃદયના શોકને ખાતર દિલમાં દયા લાવીને પણ મ્હને ચ્હાઇશ નહિં ...ત્હારો પ્રેમ, ત્હારો દિલાસો, ત્હારો પરિચય, એવાં અવર્ણ્ય સુખો જે મનુષ્યને મળે,

તે પછી રડી શકે જ કેવી રીતે?–અને જો તું મ્હને મ્હારા જિગરની દિલગીરીની ખાતર ચ્હાતો હોય, તો તો પછી ત્હારો પ્રેમ પણ ત્હેની સાથે જ ઉડી જાયને?

માટે ઓ મ્હારા પ્રીતમ! જો તું મ્હને ચ્હાય તો મ્હારે પોતાને ખાતર, મ્હારા પ્રેમને જ માટે મ્હને ચ્હાજે: જેથી આપણો પ્રેમ અનન્તકાળ પર્યન્ત ચાલુને ચાલુ જ રહે.

---

# મારી મુસાફરી.

(શ્રીમતી હેમન્ત કુમારી ચૌધુરાણીના એક લેખ ઉપરથીઃ )

લેખકઃ રા. રા. અમ્બેલાલ સવરામભાઈ દેસાઈ

અમે લોક યાત્રાએ જવા સારૂ લાહોરના રેલ્વે સ્ટેશન ઉપર આવી પહોંચ્યાં. અમારે પ્રાતઃકાળની આઠ વાગ્યાની ગાડીમાં જવાનું હોવાથી અમો સરસામાન લઇ સાત વાગતાં ઘેરથી નીકળ્યાં. લાહોરનું સ્ટેશન આનન્દદાયક અને ન્હાના પ્રકારનાં કૌતુકજન્ય દૃશ્યોથી ભરપૂર રહે છે. લાહોર મોટું જંક્શન છે ત્યાં જૂદી જૂદી દિશાઓમાંથી આવતી રેલ્વે ગાડીઓનો સંગમ થાય છે. સ્ટેશન ઉપર પહોંચતાં જ મુસાફરોમાં ગડબડ મચી રહે છે. સર્વ કોઇ શીઘ્રતાથી ગાડીમાં ચઢવાનો યથાશક્તિ પ્રયત્ન કરે છે. કોઇ પોતાના મિત્રોને ગાડીમાં બેસાડી ખિન્ન વદને વિદાય લઇ રહ્યા છે, અને કોઇ સ્નેહીનું સ્વાગત કરવા માટે આનંદથી ગાડીમાં ત્હેને શોધી રહ્યા છે. વિયોગ અને મિલનનું દૃશ્ય જોઇ સંસારની અલૌકિક માયાનું આપણને ભાન થાય છે. અનેક ખાધ પદાર્થો કેટલાક લોકો વેચી રહ્યા છે. કોઇ "ઠંડુ પાણી,–આઇસક્રીમ" તો કોઈ "ગરમાગરમ ચાહ"ના પોકારો કરી રહ્યા છે. અને કોઈ ફેરીવાળા રંગ બેરંગી રમકડાંથી બાળકોનું દિલ લલચાવી રહ્યા છે. અને સ્ટેશન ઉપર–સ્ટેશનનાં પ્લેટફૉર્મ ઉપર–લોકોના દોડવાની ગીર્દી થઇ રહી છે.

મેં બાળપણમાં જૂદા જૂદા દેશોમાં પિતાજીની સાથે ભ્રમણ કર્યું છે, અને યૌવનમાં પતિની સાથે એક પ્રાંતથી બીજા પ્રાંતમાં જવા સારૂ મુસાફરી કરીછે. પુરૂષોને તો હમ્મેશાં બહાર જવા આવવાનો અવસર મળે છે પરંતુ અમારા જેવાં સોનાનાં પિંજરમાં કેદ રહેનારાં પંખીને જ્યારે બહાર જવાનું સૌભાગ્ય પ્રાપ્ત થાય છે, ત્યારે અમારાં અંતઃકરણમાં એક પ્રકારનો અપૂર્વ આનંદ ઉત્પન્ન થાય છે એ વાત મારી સ્વદેશીય ભગિનીઓ જ સમજી શકશે. મેં રેલ્વે મુસાફરીથી જે લાભ મેળવ્યો છે અને સ્ત્રીઓનો પરિચય થવાથી જે ચિત્રો જોયાં છે તેમાંનાં એકાદ બે ચિત્રો આજ વાચક સન્મુખ રજુ કરવાનો મનોભાવ છે.

પરદેશમાં મુસાફરી કરવાથી ઘણા જ્ઞાનનો લાભ થાય છે, જળવાયુના પરિવર્તનથી સ્વાસ્થ્ય પણ સુધરે છે.

## ચિત્ર પહેલું:

હું મારી કન્યાઓને સાથે લઇને સ્ત્રીઓના ડબ્બામાં જઇને બેઠી. પ્રથમ ચઢતી વખતે જ ગાડીમાં બેઠેલી સ્ત્રીઓએ મને રોકી અને કહ્યું કે:–અહિં જગ્યા નથી, જાઓ બીજા

ડબ્બામાં બેસો." મેં કંઇક રોફ અને કંઇક વિનંતિ કરી અને છોકરાઓને બેસાડી દીધાં. હું થોડીવાર ઉભી રહી, તોપણ મારી બ્હેનોને ચેન પડ્યું નહીં. થોડા વખત બાદ ગાડીમાં સ્ત્રીઓએ કોલાહલ મચાવી મૂક્યો. પોતપોતાના ગૃહની અને સુખ દુઃખની વાતો કરવા લાગી. છોકરાઓનાં મળ મૂત્રથી અને ખાધેલાં ફળનાં છોતરાંથી તે સ્થાન દુર્ગન્ધપૂર્ણ થઇ ગયું. મેં તેઓને નમ્રપણે સમજાવ્યું કે આવી રીતે તો સર્વનું સ્વાસ્થ્ય બગડશે. પણ તેઓએ મારી વાત ઉપર ધ્યાન આપ્યું નહીં. આખરે તેઓના દુર્વ્યવહાર અને મળ મૂત્રની દુર્ગન્ધમાં અમારે ટકવું અસહ્ય થઇ પડ્યું. હાય મૂર્ખતા! તારો પ્રભાવ પ્રચણ્ડ છે. તેં દુર્બળ અબળાઓ ઉપર તારી સત્તા જમાવી છે, જેથી તેઓ હિતને અહિત સમજી પોતાના શિર ઉપર દુઃખનો બોજો લાવે છે. જેનાથી પોતાનું તથા પોતાનાં પ્રિય બાળકોનું ભલું થાય છે, તે તો તેઓ સમજતી જ નથી! આપણી બ્હેનોનો વ્યવહાર જોઇ હું ગંભીર ખિન્નતામાં ગરકાવ થઇ ગઇ. આજકાલ સ્ત્રીઓની સંખ્યા દિનપ્રતિદિન વધતી જાય છે. પણ તેના આરામને માટે રેલ્વે ઓફિસરો જરા પણ દરકાર રાખતા નથી. માત્ર એકજ ખાનું સ્ત્રીઓને માટે રહે છે, અને તે ખાનામાં ૧૨–૧૪ જણને સંકોચાઇને બેસવું પડે છે. ગ્રીષ્મ ઋતુમાં એ સંકડાશમાં કોઇ કોઇ વખત માણસ બેશુદ્ધ થઇ જાય છે, અને ન્હાનાં બાળકો તો સદા રડવાનો રાગડો ખેંચ્યા જ કરે છે! રેલ્વે કંપનીએ સ્ત્રીઓની સગવડતાને માટે લેડી ટીકિટ (સ્ત્રી) કલેકટરો રાખેલા છે. પણ મારે સત્યતાપૂર્વક કહેવું જોઇએ કે, લેડી ટીકિટ કલેકટરોથી સ્ત્રીઓને લેશ પણ સગવડતા નથી. તે ફક્ત ટીકિટો તપાસવી એટલું જ પોતાનું કર્તવ્ય સમજે છે અને કોઇ કોઇ વખત બિચારી ગરીબ સ્ત્રીઓને પોતાની સત્તાના બળથી સતાવે છે. તેના કરતાં તો પુરૂષ ટીકિટ કલેકટરો સ્ત્રીઓને સન્માન સહ સહાયતા આપે છે. એવી ફિરંગી લેડી ટીકિટ કલેકટરોને બદલે ખાસ અલાયદો સ્ત્રીઓ માટે એક ડબ્બો રાખવામાં આવે તો તે વધુ સગવડતા ભર્યું થઇ પડે. એક અને તેથી વધુ ડબ્બા યુરોપીઅન લોકોને માટે રહે છે, અને તેમાં હિન્દુ અગર મુસલમાન મહિલાઓને બેસવા મળતું નથી. કાળી અને ગોરી ચામડીનો ભેદ એટલો બધો રાખવામાં આવે છે કે કોઇ જાતનું ઠેકાણું જ નહીં. મારા પૂજ્ય પતિ એક માંદા પુત્રને લઇ જઇને એક બીજા ડબ્બામાં બેઠા. ગાડી ચાલવા લાગી, કોલાહલ પણ કંઇક કમી થયો. બે ત્રણેક સ્ટેશનો પસાર થયા બાદ મારા પતિ મારી પાસે આવ્યા. કારણકે તેમના ડબ્બામાં ચાર પાંચ યુરોપીયન સ્ત્રીઓ ચઢી ગઇ. મારા પતિ મને તેમના ડબ્બામાં બેસાડી મારી કન્યાઓને લઇને તેઓ બીજા ડબ્બામાં બેઠા. હું દુર્ગન્ધથી મુક્ત થઇ. તે અંગ્રેજ સ્ત્રી ખ્રિસ્તી ધર્મની પ્રચારિકાઓ હતી. તેઓ મારી સાથે ઘણા પ્રેમથી વાતો કરવા લાગી. તેમાંની એક જણી મારી પાસે આવીને બેઠી અને મને પૂછવા લાગી કે "આપ ક્યાં જાઓ છો? શું આપ ખ્રિસ્તી છો?" મેં ઉત્તર આપ્યો: "નહીં. હું ખ્રિસ્તી નથી; હું હિન્દુ છું." મારો ઉત્તર સાંભળતાં જ તે ખિન્નતાપૂર્વક બોલી, "તમે કોઇ વખત તમારા પાપગ્રસ્ત આત્મા માટે ચિન્તા કરો છો?—તમને મુક્તિ શી રીતે મળશે?"

મેં કહ્યું "કેમ! મારા આત્મા માટે તમને શા માટે ચિન્તા થાય છે? મારાં કર્મોનું ફળ મને અવશ્ય મળશે. મારી મુક્તિના દાતા મારા સ્વધર્મના બળવાન છે."

મેમ સાહેબ—"તમારો પુત્ર બીમાર છે, તેને માટે તો આપને અવશ્ય ચિંતા થતી જ હશે તો પછી તમારા પાપગ્રસ્ત આત્મા માટે કેમ ચિંતા થતી નથી!—એ એક આશ્ચર્યની જ વાત છે!"

મે કહ્યું—"એવી કઇ માતા છે કે જે પોતાના બીમાર બાળકને માટે ચિન્તા ન કરે! શુ તમારા લોકોમાં માતૃસ્નેહ નથી? મારા આત્માને માટે તો હું જ જવાબ આપીશ. તમે મારે માટે શામાટે ગભરાઓ છો? તમે તમારે નિશ્ચિંત થઇને બેસો."

મેમ સાહેબ—"વારુ તમારા આત્માની સદ્ગતિ મૃત્યુ બાદ શી રીતે થશે? તમને કોણ મુક્તિ આપશે? તમારો કોના ઉપર વિશ્વાસ છે?"

મેં કહ્યું—"મેમ સાહેબ! તમે મારે માટે શું કરવા ચિંતાના સાગરમાં ડુબકી ખાઓ છો? જે પરમાત્માએ અમને જીવતદાન આપ્યુ છે, તે શુ અમને મુક્તિ નહીં આપે? અમારો મુક્તિ દાતા ભગવાન છે, મારા જેવી લાખ્ખો પાપીણિઓને તે સદા તારે છે અમે હિન્દુ લોકો તો જગતમાં તેના જ આશ્રયે રહીએ છીએ અને જીવીએ છીએ"

મેમ સાહેબ—"હાય! હાય! હિન્દુ લોકો કેવા અજ્ઞાની છે? પવિત્ર સ્વરૂપ પરમાત્મા શુ કદી પાપીઓને તારવા માટે પોતે તેની પાસે આવે છે? કદી નહીં પોતાના પ્યારા પુત્ર ઇસુ ખ્રિસ્તને દુનિયામાં શા માટે મોકલ્યો'તો? પ્રભુ ઇસુ વિના અન્ય તમને મુક્તિ નહીં આપે. તમે તેના ઉપર વિશ્વાસ રાખો!'

મે કહ્યું—"હું તમને ધન્યવાદ આપુ છુ તમે મારા માટે ચિન્તા ન કરો. અમને તમારા ઇસુ-ખ્રિસ્તની સહાયના જરૂરતી નથી અમોને તો દિનાનાથ કૃપાસિન્ધુ ભગવાન્ સદાને માટે સહાય કરવા તૈયાર જ છે. બાળકો જેમ પોતાની માતાના અંકમાં નિર્ભયતાથી રમે છે, તેમ અમે લોકો તે અનંત સ્વરૂપ પ્રેમમયી જગત્માતાના અંકમાં સદા રમીએ છીએ માતા જેમ પોતાના બાળકોના હિતને માટે સદા પ્રયત્ન કર્યા કરે છે, તેમ અમારી પરમ માતા સદા અમારૂં મંગળ કરી રહી છે."

મેમ સાહેબ—"હા! એ તો ઠીક છે. અમે લોકો પણ પરમાત્માના ખોળામાં તો રહીએ છીએ પણ પાપ એટલું બધુ વધી ગયુ છે કે પ્રભુ ઇસુ સિવાય તમને કોઇ તારી શકે તેમ નથી તમે બાયબલ વાંચો તો તમને જ્ઞાન થાય. તમે હિન્દુ સ્ત્રીઓ બહુ જ અજ્ઞાન છો!"

મે કહ્યુ—"હાજી, અમારા અજ્ઞાનને લીધે અમારામાં ચતુરાઇ આવતી નથી. અમે સ્વાભાવિક સરળ અને શુદ્ધ ભાવથી પરમાત્મા ઉપર દૃઢ વિશ્વાસ રાખીએ છીએ સંતાન સપુત હો, અગર કપુત હો, પણ માતા તેનો ત્યાગ કરી શકતી નથી. અમે લોકો ગમે તેટલાં પાપી હઇશુ તોપણ અમારી પરમ પવિત્ર માતા પોતાના અગાધ પ્રેમથી અમોને શુદ્ધ કરશે એવો અમારો દૃઢ વિશ્વાસ છે આખી બાયબલ મે વાંચી છે.—પણ તમે અમારા શાસ્ત્રો વાંચ્યાં છે? વેદ, ગીતા, ઉપનિષદ્ અને મુસલમાનનું કુરાન વાંચો તો તમોને આવો ભેદ જણાશે નહીં. અમે પોતે પરમ પિતાનાં દર્શન મેળવી શકીએ છીએ અને તેની પ્રાર્થના કરી શકીએ છીએ તો પછી અમને અન્યની શી જરૂર છે? પોતાની માતા જેનો સાક્ષી ગાતા એમ શાને છે? અજ્ઞાની કોણ છે? અમે!—કે તમે લોકો!"

મેમ સાહેબ—"મહીં અમે તમારાં વેદ, ગીતા અને કુરાને વાંચવા માગતા નથી. ઈસું વિના કોઈને પણ ઈશ્વરનું દર્શન થવું અસંભવિત છે. તમારા લોકોમાં અત્યાર સુધી જ્ઞાન કેમ ન આવ્યું ?"

મેં કહ્યું—તમે જો અમારાં શાસ્ત્રો વાંચત તો તમોને માલુમ પડત કે, ભારતવર્ષમાં પ્રાચીન સમયમાં એવી એવી વિદુષી, જ્ઞાની મહારીઓ જન્મી હતી કે જેની સાથે આજે કોઈ પણ તુલના કરી શકે તેમ નથી ગાર્ગી, મૈત્રેયી જેવી બ્રહ્મવાદિની સ્ત્રીઓ પાસે મોટા મોટા જ્ઞાની પુરૂષો બ્રહ્મજ્ઞાન મેળવતા હતા સીતા, સાવિત્રી, અને દમયંતી જેવી પતિ માટે પ્રાણાર્પણ કરનારી સાધ્વી સ્ત્રીઓ કયા દેશમાં થઈ ગઈછે ? અમારા દેશની સ્ત્રીઓએ દૂર દૂરના દેશોમાં જઈ લોકોને ધર્મ જ્ઞાન આપ્યું છે. હમારા શિક્ષણને માટે આ દેશમાં ઘણી રત્નની ખાણો ભરેલી છે, હમે તમારી સહાયતા ચાહતા નથી તમે તમારા દેશના લોકોને મુક્તિની વાતો સુણાવ્યા કરો !"

મેમ સાહેબ—'તમે અત્યારે સમજતાં નથી પણ આગળ જતાં પસ્તાશો. તમારા પાપનો બોજો એટલો બધો વધી જશે કે પ્રભુ ઇસુના રક્ત સિવાય—તે કોઇનાથી ધોઇ શકાશે નહીં. બાયબલને સારી રીતે ધ્યાનપૂર્વક વાંચી જુઓ તેમાં પ્રભુએ શું કહ્યું છે ?"

મેં કહ્યુ—"તમે મને વારવાર બાયબલ વાંચવાનું કહો છો પણ મેં આખી બાયબલ વાંચી છે. તે તો માત્ર અમારાં પુરાણોની માફક કલ્પિત વાર્તાઓથી ભરેલી છે અને તેમાં કંઇક પેલેસ્ટાઈન અને ઇરાનનો પ્રાચીન ઇતિહાસ મળી આવે છે પુરાણી વાતોને કબરમાંથી કાઢવાથી શો લાભ ? અમારા દેશમાં અમારે માટે પરમાત્માએ યથેષ્ટ જ્ઞાન ભંડાર ભરી દીધો છે તમે તો એકવાર અમારા ગ્રન્થોનું અવલોકન કરો. ભક્તિ અને વિશ્વાસ સિવાય માત્ર બાયબલ વાંચવાથી કદિ પણ મુક્તિ મળી શકતી નથી આ પૃથ્વી ઉપર બાયબલ કરતાં અમૂલ્ય ગ્રન્થો પુષ્કળ છે"

મેમ સાહેબ—"હાં. તમારા ધર્મ પુસ્તક રામાયણમાં પ્રસપની વાર્તાઓ જેવી માત્ર વાંદરા એમે માંકડાંઓની જૂઠી હકીકતો ભરેલી છે તે વાંચવાથી મુક્તિ મહીં મળે. પ્રભુ ઈસુએ જેમ પોતાનું બલિદાન જગતનાં પાપીઓ માટે આપ્યું તેવુ કોણ આપશે ? બલિદાન વિના પાપ કદી દૂર થતુ નથી, અને કોઈપણ મહત્ કાર્ય પરિપૂર્ણ થતુ નથી ફક્ત ઈસુ જ એકલો પરમાત્માનો પુત્ર છે કે જેને એ અધિકાર પ્રાપ્ત થયેલો છે"

મેં કહ્યું—"એ તો એક આશ્ચર્યજનક ઘટના જ કહેવાય કે પાપ અમે કરીએ ને બલિદાન બીજા આપે ! ઇસુ ખ્રિસ્તનો જન્મ થયાને ૧૯૨૦ વર્ષ થયાં અને મનુષ્યની સૃષ્ટિ તેના યુગ યુગાન્તર પહેલાંની ચાલી આવે છે તો ૧૯૨૦ વર્ષ પહેલાં કોણ મુક્તિ આપતું હતું ? શું તે વખતમાં કોઇ પાપી નહોતુ ?"

મેમ સાહેબ—"એ તો બરાબર ઠીક છે ઇસુના જન્મ પહેલાં પરમેશ્વર પોતે લોકોને સુપન્થ બતાવતા હતા, અને મુક્તિ પણ આપતા હતા, પરંતુ જગતમાં પાપીઓની સંખ્યા એટલી બધી વધી ગઇ કે એકલા ઇશ્વરથી તે કામ પૂરૂં થવું મુશ્કેલ થઇ પડયું, ત્યારે જ તેમણે એક પુત્ર ઉત્પન્ન કર્યો અને તેને પાપીઓને તારવાનું કામ સોંપવામાં આવ્યુ. જેઓ એની મારફતે મુક્તિ માગશે તેઓને મળશે અન્યને નહીં."

મેં કહ્યું—"મેં તો બાયબલમાં વાંચ્યું છે કે 'મેરી' એની માતા અને 'જોસફ' એના પિતા હતો, અને ઇસુ સાધુ પુરૂષ હતો. તમે વૃથા ઝગડો શા માટે કરો છો? બાળકને પોતાની માતાનું પ્રત્યક્ષ દર્શન થાય તો પછી શું તે પોતાનું દુઃખ તેની દાસી મારફતે માતાને કહેશે? કેવી અદ્‌ભુત વાત! મારી સમજમાં તો એ વાત આવતી નથી. અમારા પતિત પાવન ભગવાને પ્રથમ અહલ્યાને તારી, અજામિલ જેવા પાપીને તાર્યો, રત્નાકર દસ્યુને પુણ્યાત્મા મહર્ષિ વાલ્મિકી બનાવ્યો. શું તે વખતે તમારો પ્રભુ ઇસુ પેદા થયો હતો? હું તમારી વાતો પર વિશ્વાસ રાખતી નથી." મારી આવી વાતો સાંભળી મેમ સાહેબ નિરાશ થઇને બીજી બેન્ચપર જઇને બેઠી. મને પણ થોડો સમય આરામ મળ્યો.

થોડો વખત બાદ બીજી મેમ સાહેબ મારી પાસે આવી અને ઘણા પ્રેમથી મારો હાથ પકડીને બોલીઃ "મારી વાત એક વખત ધ્યાનપૂર્વક સાંભળી લ્યો! દુનિયા ઘણી દુઃખ અને તાપથી ભરેલી છે. તમારા આત્માને જરા પણ શાન્તિ મળે છે? મને તમારે માટે દયા આવે છે."

મેં કહ્યું—"આપની દયા માટે હું આપની આભારી છું. પણ હું તો તમારી દયાને યોગ્ય નથી. આ દુનિયામાં બીજા ઘણા દયાને પાત્ર મનુષ્યો છે, જેના ઉપર તમારી દયાવૃત્તિ થશે તો, તેઓને લાભ થશે. અમે હિન્દુ લોકો તો તે શાન્તિદાતા ભગવાનનું નામ જપીને જ શાન્તિ મેળવીએ છીએ. આ દુનિયાના શોક અને તાપથી તપેલા મનુષ્યો ઉપર તે શાંતિદાતા ભગવાન જ કૃપા કરે છે. જે જેવા કર્મો કરશે, તેને તેવા ફળો ભોગવવા પડશે. તમે લોક આજ મારે માટે આટલા વ્યાકુળ થઈ રહ્યા છો, તો તમારા જાતિ બન્ધુ યૂરોપ તરફ તો દૃષ્ટિ કરો. કેવો ભીષણ સંગ્રામ ત્યાં મચી રહ્યો'તો? દુનિયાના ઇતિહાસમાં આજસુધી એવો સંગ્રામ થયો નથી. ખ્રિસ્તી લોકો, રવિવારને પવિત્ર દિવસ માને છે અને હવે તો રવિવાર ને સોમવાર રાત દિવસ લડતાં ચાર પાંચ વર્ષો ગાળ્યાં. જળ સ્થળ અને આકાશથી અગ્નિનો વર્ષાદ વરસાવ્યો. શું તેઓ તમારા ઇસુના શિષ્યો નથી? ઇસુ ખ્રિસ્ત તો પ્રેમનો અવતાર હતો, તેણે મરતાં સુધી પોતાના શત્રુઓ માટે પ્રાર્થના કરી હતી, અને આજ તેના શિષ્ય વર્ગે ભાઇએ ભાઇના શોણિતથી સમુદ્ર ભરી નાખ્યો હતો! હાય! શું તેઓમાં જરા પણ શાન્તિનો અંશ નથી. પરસ્પરનું રાજ્ય લઇ લેવા ઘોર અ-અંધતાથી. ઉન્મત્ત થઇ નિર્દોષ હત્યાનો અત્યાચાર ચલાવ્યો!" હું જરાવાર ચૂપ રહ્યા પછી, બોલી—

"મારી તમને એ વિનંતિ છે કે, તમારે તમારૂં મિશન હવે યૂરોપમાં લઇ જવું જોઇએ. ત્યાં જઇને જર્મની, રૂશિઆ, ફ્રાન્સ, અમેરિકા, ઇટાલી અને બ્રિટિશના લોકોને શાંતિના વચનો સંભળાવવાં જોઇએ."

મારી વાત સાંભળીને મેમ સાહેબ ગભરાઇ ઉઠયાં અને બોલી ઉઠી કે "શું અમારા દેશમાં શાંતિ નથી?"

મેં કહ્યું—"જુઓ! ઇંગ્લાંડ, જર્મની અને રૂશિઆ પરસ્પરના સ્નેહી સંબંધી છે. કેમ નહીં? અને તેઓ સર્વે ઇસુના ભક્તો છે કે નહીં? તો પછી શા માટે તેઓ મહા

મેમ સાહેબ—" નહી, જર્મન ખ્રિસ્તી નથી તે મહા પાપી અને નિર્દય છે "

આ વાત સાંભળતાં જ મને પુષ્કળ હસવું આવ્યું. મેં કહ્યું "મારાં સમસ્ત જીવન માં મે પહેલી વાર જ સાંભળ્યું કે જર્મન ખ્રિસ્તી નથી. અમે તો એમ જ જાણીયે છીએ કે અમારી પૂજનીય સ્વર્ગીય શ્રીમતી મહારાણી વિક્ટોરિયાનો દાહિત્ર જર્મન કૈસર–અને પૌત્ર અમારા ભારત સમ્રાટ્ પ્રજા વત્સલ મહારાજા પંચમ જોર્જ છે ત્યારે શું મહારાણીએ પોતાની કુમારીનું લગ્ન પોતાના ધર્મ વિરુદ્ધ જર્મન સમ્રાટ્ની સાથે કર્યું હતું ? તમારા લોકોનો ઉપદેશ અમારા ભારતવર્ષના લોકોને-માટે યોગ્ય નથી. તમે પ્રથમ તમારી જાતિની મુક્તિ માટે ઉપાય કરો તમારાંજ પુસ્તકોમાં લખ્યું છે કે "Charity begins at home." દયાની વૃત્તિ પોતાના ઘરથી શરૂ કરવી જોઇએ

મેમ સાહેબ—હું તમારે માટે પ્રભુ ઇસુને પ્રાર્થના કરીશ તો તે તમને પોતાની પ્રભા બતાવશે. તમારા પુત્રને માટે પણ હું પ્રાર્થના કરીશ તમે કૃપા કરી મારી વાતપર ધ્યાન આપશો એવી આશા છે."

મેં કહ્યું—"મેમ સાહેબ! આપની અમારા ઉપર મોટી કૃપા છે," કિન્તુ અમને તમારા લોકોની વાત ઉપર વિશ્વાસ નથી અમારા દેશના આર્ય ઋષિએ અમને મુક્તિનો એવો માર્ગ બતાવી ગયા છે કે અમે ભૂલથી પણ બીજા માર્ગે ચાલી શકતાં નથી "

બીજી મેમ સાહેબ પણ મારી વાતથી નિરાશ થઇ તેણે મારૂં સરનામું પોતાની ડાયરીમાં લખીઃ લીધુ, કારણ કે પત્રદ્વારા પણ મને તે મુક્તિની વાતો દર્શાવી શકે. મે પણ તેમનું સરનામું લખી લીધું અને ત્યાર બાદ તેઓ સર્વે ભજન ગાવા લાગ્યાં।

## ચિત્ર બીજું:

સર્વ મેમ સાહેબો પોતપોતાના ઇચ્છિત સ્ટેશને ઉતરી પડી થોડા વખત બાદ એક લાલ કોટ પહેરેલો મુક્તિ ફોજનો સૈનિક તથા એક, મિસ સાહેબ (બાલિકા) અમારા ખાનામાં આવ્યાં. થોડી વાર પછી તેમણે મને નમ્રપણે પૂછ્યું, "મને આપની સાથે વાતચીત કરવાની રજા છે ? શું તમે ખ્રિસ્તી છો ?"

મે કહ્યું—" નહી, હું ખ્રિસ્તી નથી. હું હિન્દુ છુ, અને હું પરમાત્માની સેવિકા છુ. જગતમાં અમે, સર્વે તેનાં દાસ, દાસી છીએ. તમે ક્યાંથી આવો છો ?"

ઉભયે કહ્યું—"અમે લોક પંજાબતી મુક્તિ માટે પ્રાર્થના કરવા, ગયાં'તાં, ત્યાંથી આવીએ છીએ."

મે કઇક આવેશથી કહ્યું—"પંજાબની મુક્તિ કેવી ? પંજાબ વિશે તમે શું જાણો છો ? શીખ લોકોના ગુરૂ નાનકનું નામ તમે સાંભળ્યું છે ? તેઓ મહાત્મા પુરૂષ હતા. જ્યારે તમે ખ્રિસ્તી લોકો હિન્દમાં આવ્યા નહોતા, તેના પણ સેંકડો વર્ષો પૂર્વે ગુરૂ નાનકજીએ અને તેમના પછી પણ, બીજા નવ ગુરૂઓએ પંજાબને મુક્તિનો માર્ગ બતાવ્યો છે. તેમના ઉપદેશો આજસુધી લોકોને મુક્તિની વાર્તા સંભળાવી રહ્યા છે. અને એ ઉપદેશના પ્રભાવથી જ શીખ લોકોએ આપણા સમ્રાટ્ માટે યૂરાપના ભીષણ રણ સંગ્રામમાં

પોતાનો ભોગ આપ્યો છે. પંજાબના ગર્જા મહારાજાઓએ પણ ધન અને પ્રજાનું જીવન સર્વસ્વ સમર્પણ કરી સમ્રાટ્‌ને સહાયતા કરી હતી. તેઓના સ્વાર્થત્યાગનો બદલો તો કાંઇ આપો !"

સાહેબ—"નહીં; મેં નાનક વિશે તો કશું પણ સાંભળ્યું નથી. શું તે કોઇ બહાદૂર સૈનિક હતો ! શું તેણે મુક્તિની વાતો મેળવાની હતી ! શું તેણે અમારી બાયબલનું અધ્યયન કર્યું'તું ! અમે લોકો પ્રભુ ઇસુને પ્રાર્થના કરી રહ્યા છીએ કે, પંજાબના લોકોને પોતાનો પ્રભાવ બતાવી પાપથી મુક્ત કરે, અને તેઓ સદા બાયબલનું અધ્યયન કરે, કારણ કે બાયબલથી ઉત્તમ સ્વર્ગ ગ્રન્થ આ જગત ઉપર નથી. શીખ લોકોને જે બદલો આપવાની વાત કહી તેને માટે અમે ઉપકાર માનીએ છીએ. અમે અનાથ બાળકો માટે સ્કૂલ ખોલીએ, ઓથી તેઓને શિક્ષણ આપીએ છીએ, પાળીએ છીએ અને સાથે સાથે ધર્મનું પણ જ્ઞાન આપીએ છીએ. અમે તેને રસોઇ કરવાનું તથા કપડાં સિવવાનું પણ શીખવાડીએ છીએ."

મેં કહ્યું—"ઘણી અદ્‌ભુત વાતો આપે કહી કે તમો પંજાબની મુક્તિમાટે પ્રાર્થના કરવા આવ્યા છો, અને પંજાબના ગુરૂ મહાત્મા નાનકજીનું નામ પણ જાણતા નથી ! અમારાં દેશનાં બાળકોને તમોએ તમારા બાયબલ અને નોકરી બનાવી દીધાં છે તે તમારી જ સેવા કરશે, તેનાથી આ દેશનું શું ભલું થવાનું છે ! તમે જો તેઓને માન્ચેસ્ટર અગર લે'ક-શાયરના કારખાનાનું કામ શીખવત તો કંઇક લાભ કરી શકત અગર શિલ્પવિજ્ઞાનનું જ્ઞાન આપત તોપણ તેઓને લાભ થાત. તમારા લોકોના ધર્મ પ્રચારમાં પણ તમારો જ સ્વાર્થ સધાય છે. ધન્ય છે તમને !"

સાહેબ—"જુઓ ! તમારા હિન્દુ લોકો બાયબલ વાંચતા નથી, અને પ્રભુ ઇસુને માનતા નથી; અને તેથી જ સમસ્ત જગતની સભ્ય જાતિ કરતાં તમે હીન અવસ્થામાં પડેલા છો. જાપાનના લોકોએ પોતાની ઉન્નતિ કેટલી બધી ત્વરાથી કરી છે ! જુઓ, આજે તે ઇંગ્લાંડની બરાબરી કરી રહ્યું છે. બીજું, હિન્દુ લોકો પોતાની સ્ત્રીજાતિનું આદર સન્માન કરતા નથી. પુરૂષો પોતે સાહેબ બની બૂટ, સુટ પહેરી ફરે છે અને સ્ત્રીઓને દાસી અને ગુલામડીની માફક સમજે છે. જો ખ્રિસ્તી ધર્મ ગ્રહણ કર્યો હોય તો આવું થાય નહીં."

મેં કહ્યું—"આપે જે જાપાનની ઉન્નતિ વિશે કહ્યું તે બરાબર છે, પણ આપ એ પણ જાણતા નથી કે જાપાને ભારતની પાસેથી જ ધર્મનીતિનું જ્ઞાન મેળવ્યું છે. હમારા દેશના મહાત્મા બુદ્ધદેવને જાપાન ગુરૂ માને છે અને જાપાનના લોકો સ્વતંત્ર છે. ત્યાંનો રાજા, ત્યાંનો દેશ, અને રાજ પ્રબંધ પણ પોતાના અધિકારમાં છે. જે જાતિ સ્વતંત્ર છે તે પોતાની ઉન્નતિ સહજ રીતે કરી શકે છે. અમે લોકો પરતંત્ર છીએ, અમારી ઉન્નતિનું દ્વાર તમે લોકોએ જ બંધ કરી ચાવી તમારા હાથમાં રાખી છે. આજ અંગ્રેજ લોકોએ જે અધિકાર પોતાની સ્ત્રીઓને આપ્યો છે, તે પ્રથમ આપવા તૈયાર હતા ! અમે લોકો પણ પરમાત્માની કૃપાથી કોઇ દિવસ મુક્તિ તો પામીશું. અમારા લોકોમાં સાધારણ શિક્ષ-

જુનો ફેલાવો થયો નથી તેમાં દોષ કોનો ? તમે કહોછો કે "હિન્દુ લોકો સ્ત્રીઓનો આદર કરતા નથી." પણ એ યોગ્ય નથી. હિન્દુઓનાં શાસ્ત્રમાં લખ્યું છે કેઃ—

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः

એવું મહાન્ વાક્ય કઇ બીજી જાતિને માટે કહેલું છે ? તમે લોકો ધર્માંધ બનીને ફક્ત તમારી બાયબલ જ વાંચ્યા કરો છો. જો તમે સંકીર્ણની સીમાંથી બહાર નીકળી હિન્દુ, મુસલમાન, અને શીખ જાતિના ધર્મ ગ્રન્થોનું અવલોકન કરો તો મને ખાત્રી છે કે તમે કદી પણ હિન્દુઓ પ્રતિ આવો બૂરો ભાવ રાખો નહીં હિન્દુ લોકો પોતાની મા બ્હેનોને પૂજ્ય માને છે અને પત્નીને દેવી સમાન ગણે છે. તમે જે નીચ શ્રેણી જોઇ છે તે અશિક્ષિત હિન્દુઓનું આચરણ છે. હિન્દમાં પ્રાચીન સમયમાં સ્ત્રીઓની પરિપૂર્ણ ઉન્નતિ થઇ હતી. અને કેટલીયે વિદ્યાવતી અને વીરાંગનાઓનાં નામો ઇતિહાસના પૃષ્ઠો પર સુવર્ણાક્ષરે અંકિત થઇ રહ્યાં છે ઘણી દિલગીરીની વાત છે કે તમે લોકો ઇસુ જેવા વિશ્વ પ્રેમી મહાત્માના શિષ્ય બની આટલા બધા અનુદાર છો ! તમે લોકો પ્રથમ તમારી જાતિને સુધારો પછી અમારા દેશમાં રોશની પ્રકટાવો. એક અંધ માણસ બીજા અંધને રસ્તો બતાવી શકતો નથી. અમે પ્રભુનો મોટો આભાર માનીએ છીએ કે તેણે ભારતવર્ષમાં અમોને જન્મ આપ્યો છે."

સાહેબઃ—તમે ખરેખર તમારા ધર્મથી સંતુષ્ટ છો ? તમને બીજાની મદદ નથી જોઇતી ?"

મેં કહ્યું—"નાજી; અમને તમારા ઉપદેશની આવશ્યતા નથી. અમારા દેશને પ્રભુ પોતે જ મુક્તિ માર્ગ બતાવશે. સત્યસ્વરૂપ પરમાત્મા જ હમારા એક પૂજનીય દેવતા છે. તેની પ્રીતિ સંપાદન કરવાથી અમને શાન્તિ મળશે."

સાહેબ—"તમારા જેવી બીજી પણ સ્ત્રીઓ હિન્દુઓમાં છે કે ?"

મેં કહ્યું—"હાજી; ઘણીયે છે."

મારી વાતથી તે બન્ને નિરાશ થયાં, તેઓને લાગ્યું કે હાથથી શિકાર છટકી ગયો. તેઓએ પુષ્કળ પ્રયત્નો કર્યા કિન્તુ મારાં પાષાણ જેવા હૃદયને બીલકુલ પીગળાવી શક્યાં નહીં ! થોડો વખત બાદ અમારી મુસાફરી પૂર્ણ થવા આવી, અમારે ઉતરવાનું સ્ટેશન આવી પહોંચ્યું, એટલે હું બન્નેની પાસે વિદાય માગી ઉતરી પડી.

મારે કૃતજ્ઞતાપૂર્વક કહેવું જોઇએ કે પેલી મેમ સાહેબ મને ભૂલી ગઇ નહીં. તેણે પોસ્ટ દ્વારા મને મુક્તિપત્ર મોકલી આપ્યો હતો કે જે બાયબલનો ન્હાનો અધ્યાય હતો અને તેમાં પિતા પુત્રનો સંવાદ હતો.

## विद्याकला—वैद्यक.

### અરીઠા.

( મળેલું. )

અરીઠાના ફળની અંદર જે કઠિન અને કાળાં બી હોય છે, એને વજ્રખુટ્ટા કહે છે. અને નાના બાળકોને નજર લાગે નહિ માટે ગળામાં બાંધે છે. અરીઠાનાં બી પલાળી રાખી તેઓને છિદ્ર પાડી તેની માળાઓ કરી શોભા માટે ઘોડાના ગળામાં બાંધે છે. અરીઠાના પાંદડાના રસમાં પારો ઘુંટવાથી તેની હાથમાં લેવા જેવી ગોળી થાય છે. સ્વચ્છ કરેલાં વાસણ ઉપર એ પારો ચોળવાથી તે વાસણ ઉપર સારો ઝગારો (ગિલ્ટિ) બેસે છે. દાગીના વગેરે ઉજળા કરવાના કામમાં પણ સોની લોકોને અરીઠાનો દરરોજ ખપ પડે છે. અરીઠા શરીરે ચોપડી દરરોજ સ્નાન કરવાથી અંગ ઉપરનો મેલ નીકળી જઈ અંગ અને કેશ નિર્મળ થાય છે. મેલાં કપડાં પણ અરીઠાના પાણીમાં ધોવાથી સ્વચ્છ થાય છે. અને ખાસ કરીને કીમતી રેશમી કપડાં તો અરીઠાવડે ધોવાથી બિલકુલ બગડ્યા વિના સારૂં થાય છે. સાબુ જેવા અશુદ્ધ અને મોંઘા પદાર્થનો આ કામમાં ઉપયોગ ન કરતાં, સ્વદેશમાં ઉત્પન્ન થનારા અરીઠાનો જ ઉપયોગ કરવો, એટલે સ્વકીય વસ્તુ ઉપરનું આપણું અભિમાન કાયમ રહી, એકંદર બધાઓનું હિત જ થશે.

(૧) અરીઠા—તીખો, પાકકાળે તીક્ષ્ણ, ઉષ્ણ વેખન, ગર્ભપાતકારક, લઘુ, સ્નિગ્ધ અને ત્રિદોષ, ગ્રહપીડા, દાહ, શૂળ, એઓનો નાશ કરે છે. ઉપયોગઃ—(૧) અરીઠા એ મોટો વિષનાશક પદાર્થ છે. સર્પદંશ થાય તો અરીઠાનું પાણી કરી તેનું આંખોમાં અંજન કરવું એટલે વિષ ઉતરે છે. વિષનું જોર ઘણું જ વધારે હોય તો અરીઠાનું પાણી કરીને પાવું, એટલે ઉલટી થઈ તે વિષ ત્વરિત ઉતરે છે. અફીણ, વછનાગ, સોમલ, મોરથુથુ, હરતાલ, ઈત્યાદિ કોઈપણ વિષ પેટમાં ગયું હોય તો અરીઠાનું પાણી કરી પાવું, એટલે વમન (ઉલટી) થઈ સર્વ પ્રકારનાં વિષ ઉતરે છે. અંજન કર્યાં પછી અરીઠાના પાંદડાના રસને પણ સર્વાંગે ચોળવો. અરીઠાના અંજનથી વિષ ઉતર્યા પછી આંખોમાં આગ (બળતરા) થાયછે અને આંખો લાલ થાય છે, તે નાશ થવાને, તુરત જ આંખોમાં માખણ કિંવા તાજું ઘી, બે ત્રણ દિવસ આંજવું એટલે આંખો સારી થાય છે. કોઈપણ રોગ ઉપર અરીઠાનું અંજન કર્યાથી રોગ ગયા પછી તુરત જ આંખોમાં ઘી ચોપડવું એટલે બળતરા થશે નહિ.

(૨) વિંછીના વિષ ઉપર—એક અરીઠાના ફોતરાની ગોળમાં ત્રણ ગોળીઓ કરી, પ્રથમ એક ગોળી ખાઈ ઉપર થોડું ઠંડું પાણી પીવું. પછી થોડી વાર બાદ બીજી ગોળી ખાઈ થોડું ગરમ પાણી પીવું. તે પછી ત્રીજી ગોળી ખવરાવી ઠંડું પાણી પાવું. એટલે વિષ ઉતરે છે. તમાકુ પીવાની ટેવ હોય તો તે તમાકુની પેઠે અરીઠા ચલમમાં નાખી ધૂમ્રપાન કરવું, એટલે તેથી પણ વિંછીનું વિષ તત્કાળ ઉતરે છે. (૩) કફ જાડો થઈ અતી પેરાઈ જાય તો—અરીઠાની છાલ ખાવી એટલે કફ પાતળો થઈ, પડશે. (૪) નળ વાયુ

હાર ૧૩. ૧) ખાનુ ૪) પાસા ( ચાર વખત ) ૨૧) ખાના ૧૯) પાસા ૩૬) ખાના ૪) પાસા હ) ખાનુ ૪) પાસા ( ત્રણ વખત ) ૧) ખાનુ ૫) સાંકળી ફેરવો

હાર ૧૪. ૧) ખાનુ ૪) પાસા ૧) ખાનું ૧૦) પાસા ૧) ખાનુ ૪) પાસા ૩૫) ખાના ૭) પાસા ૧) ખાનુ ૭) પાસા ૧) ખાનુ ૪) પાસા ૨૧) ખાના ૪) પાસા ૧) ખાનુ ૧૦ પાસા ૧) ખાનુ ૪) પાસા ૧) ખાનુ ૫) સાંકળી ફેરવો.

હાર ૧૫. ૧) ખાનુ ૪ પાસા+૨) ખાના ૪) પાસા+( બે વખત ) ૨૧) ખાના ૭) પાસા ૧) ખાનુ ૪) પાસા ૧) ખાનુ ૧૦) પાસા ૨) ખાના ૪) પાસા ૩૧) ખાના ૪) પાસા ૨) ખાના ૪) પાસા ૨) ખાના ૪) પાસા ૧) ખાનુ ૫) સાંકળી ફેરવો

હાર ૧૬. ૧) ખાનુ ૪) પાસા ૧) ખાનુ ૧૦) પાસા ૧) ખાનુ ૪) પાસા ૩૧) ખાના ૧૯) પાસા ૧) ખાનુ ૪) પાસા ૧) ખાનુ ૧૦) પાસા ૨૦) ખાના ૪) પાસા ૧) ખાનુ ૧૦) પાસા ૧) ખાનુ ૪) પાસા ૧) ખાનુ ૫) સાંકળી ફેરવો

હાર ૧૭. ૧) ખાનુ ૪) પાસા ( ચાર વખત ) ૨૦) ખાના ૭) પાસા ૨) ખાના ૪) પાસા ૧) ખાનુ ૧૬) પાસા ૩૨) ખાના ૪) પાસા+૧) ખાનુ ૪) પાસા+(ત્રણ વખત) ૧) ખાનુ ૫) સાંકળી ફેરવો

હાર ૧૮. ૧) ખાનુ ૪) પાસા ૧) ખાનુ ૧૦) પાસા ૧) ખાનુ ૪] પાસા ૨૫] ખાના ૪) પાસા ૬) ખાના ૧૩) પાસા ૨) ખાના ૪) પાસા ૨) ખાના ૧૩) પાસા ૧૮) ખાના ૪) પાસા ૧) ખાનુ ૧૦) પાસા ૧) ખાનુ ૪) પાસા ૧) ખાનુ ૫) સાંકળી ફેરવો

હાર ૧૯. ૧ ખાનુ ૪) પાસા ૨) ખાના ૪) પાસા+( બે વખત ) ૨૬ ખાના '૧૯) પાસા +૧) ખાનુ ૪) પાસા+૨) ખાના ૧૦) પાસા ૫) ખાના ૪) પાસા ૨૬) ખાના ૪) પાસા ૨) ખાના ૪) પાસા ( બે વખત ) ૧) ખાનુ ૫) સાંકળી ફેરવો.

હાર ૨૦. ૧) ખાનુ ૪) પાસા ૧) ખાનુ ૧૦) પાસા ૧) ખાનુ ૪) પાસા ૨૩) ખાના ૪) પાસા+૨) ખાના ૧૦) પાસા+( બે વખત ) ૨] ખાના ૭) પાસા ૧) ખાનુ ૪) પાસા ૧) ખાનુ ૨૫) પાસા ૧૪) ખાના ૪) પાસા ૧) ખાનુ ૧૦) પાસા ૧) ખાનુ ૪) પાસા ૧) ખાનુ ૫) સાંકળી ફેરવો.

હાર ૨૧. ૧) ખાનુ ૪) પાસા ( ચાર વખત ) ૧૬) ખાના ૧૯) પાસા ૧) ખાનુ ૪) પાસા ૨) ખાના ૭) પાસા ૧) ખાનુ ૨૫) પાસા ૨) ખાના ૪) પાસા ૨૩) ખાના ૪) પાસા ૧) ખાનુ ૪) પાસા ( ત્રણવખત ) ૧) ખાનુ ૫)સાંકળી ફેરવો

હાર ૨૨. ૧) ખાનુ ૪) પાસા ૧) ખાનુ ૧૦) પાસા ૧) ખાનુ ૪) પાસા ૧૭) ખાના ૪) પાસા ૫) ખાના ૪) પાસા ૩) ખાના ૧૯) પાસા ૨) ખાના ૭) પાસા ૧) ખાનુ ૭) પાસા ૧) ખાનુ ૧૩ પાસા ૧૮) ખાના ૪) પાસા ૧) ખાનુ ૧૦) પાસા ૧) ખાનુ ૪) પાસા ૧) ખાનુ ૫) સાંકળી ફેરવો.

હાર ૨૩. ૧) ખાનુ ૪) પાસા+૨) ખાના ૪) પાસા+( બે વખત ) ૧૯) ખાના ૧૦)પાસા ૧) ખાનુ ૭) પાસા ૧) ખાનુ ૧૦) પાસા ૧) ખાનુ ૧૯) પાસા ૨) ખાના ૭)

પાસા ૪) ખાના ૪) પાસા ૧૮) ખાના ૪) પાસા+૨) ખાના ૪) પાસા +( બે વખત ) ૧) ખાનુ ૫) સાંકળી ફેરવો.

હાર ૨૪. ૧) ખાનુ ૪) પાસા ૧) ખાનુ ૧૦) પાસા ૧) ખાનુ ૪) પાસા ૧૮) ખાના ૭) પાસા ૨) ખાના ૧૩) પાસા ૧) ખાનુ ૧૧) પાસા ૧) ખાનુ ૧૩) પાસા ૧) ખાનુ ૭) પાસા ૧) ખાનુ ૧૩) પાસા ૧૮) ખાના ૪) પાસા ૧) ખાનુ ૧૦) પાસા ૧) ખાનુ ૪) પાસા ૧) ખાનુ ૫) સાંકળી ફેરવો.

હાર ૨૫. ૧) ખાનુ ૪) પાસા ( ચાર વખત ) ૧૮) ખાના ૧૩) પાસા ૧) ખાનુ ૪) પાસા ૧) ખાનુ ૧૬) પાસા ૨) ખાના ૨૨) પાસા+૧) ખાનુ ૪) પાસા + ( બે વખત ) ૧૮ ખાના ૪) પાસા+૧) ખાનુ ૪) પાસા + ( ત્રણ વખત ) ૧) ખાનુ ૫) સાંકળી ફેરવો.

હાર ૨૬. ૧) ખાનુ ૪) પાસા ૧) ખાનુ ૧૦) પાસા ૧) ખાનુ ૪) પાસા ૧૯) ખાના ૬૭) પાસા ૧) ખાનુ ૧૪) પાસા ૩) ખાના ૪) પાસા ૧) ખાનુ ૧૬) પાસા ૧૭) ખાના ૪) પાસા ૧) ખાનુ ૧૦) પાસા ૧) ખાનુ ૪) પાસા ૧ ખાનુ ૫) સાંકળી ફેરવો.

હાર ૨૭. ૧ ખાનુ ૪) પાસા+૨) ખાના ૪) પાસા+( બે વખત ) ૧૬) ખાના ૨૨)પાસા +૧) ખાનુ ૧૦] પાસા+( બે વખત ) ૩) ખાના ૩૬) પાસા ૧૯)ખાના ૪)પાસા +૨) ખાના ૪) પાસા ( બે વખત ) ૧) ખાનુ ૫) સાંકળી ફેરવો.

હાર ૨૮. ૧) ખાનુ ૪) પાસા ૧) ખાનુ ૧૦) પાસા ૧) ખાનુ ૪) પાસા ૧૩) ખાના ૪) પાસા ૫) ખાના ૨૮) પાસા ૨) ખાના ૧૬) પાસા ૧) ખાનુ ૧૦) પાસા ૧) ખાનુ ૭) પાસા ૪) ખાના ૭) પાસા ૧૫) ખાના ૪) પાસા ૧)ખાનુ ૧૦)પાસા ૧) ખાનુ ૪) પાસા ૧) ખાનુ ૫) સાંકળી ફેરવો.

હાર ૨૯. ૧) ખાનુ ૪) પાસા ( ચાર વખત ) ૧૪ ખાના ૪) પાસા ૬ ખાના ૭) પાસા ૧) ખાનુ ૭) પાસા ૧) ખાનુ ૧૯) પાસા ૫) ખાના ૧૯) પાસા ૪) ખાના ૪) પાસા ૧૪) ખાના ૪) પાસા+૧) ખાનુ ૪) પાસા+( ત્રણ વખત ) ૧) ખાનુ ૫) સાંકળી ફેરવો.

હાર ૩૦. ૧) ખાનુ ૪) પાસા ૧) ખાનુ ૧૦) પાસા ૧) ખાનુ ૪) પાસા ૧૪) ખાના ૭) પાસા ૨) ખાના ૧૬) પાસા ૪) ખાના ૪૧) પાસા ૧) ખાનુ ૪)પાસા ૧) ખાનુ ૧૦) પાસા ૨૦) ખાના ૪) પાસા ૧) ખાનુ ૧૦) પાસા ૧) ખાનુ ૪) પાસા ૧) ખાનુ ૫) સાંકળી ફેરવો.

હાર ૩૧. ૧) ખાનુ ૪) પાસા+૨) ખાના ૪) પાસા+(બે વખત) ૧૯) ખાના ૧૩) પાસા ૨) ખાના ૪૦) પાસા ૩) ખાના ૧૯) પાસા ૧) ખાનુ ૪) પાસા ૧૪) ખાના ૪] પાસા+૧] ખાનુ ૪] પાસા+૧] ખાનુ ૪] પાસા + ( બે વખત ) ૧] ખાનુ ૫] સાંકળી ફેરવો

હાર ૪૧ ૧] ખાનુ ૪] પાસા + ૨] ખાના ૪] પાસા + [ બે વખત ] ૬૪] ખાના ૧
પાસા ૧] ખાનુ ૭] પાસા ૬] ખાના ૪] પાસા ૧] ખાનુ ૭] પાસા ૮] ખા
૪] પાસા ૫] ખાના ૧૬] પાસા ૧૨] ખાના ૪] પાસા + ૨] ખાના ૪] પા
૧] ખાનુ એ વખત ખાનુ ૫] સાંકળી ફેરવો

હાર ૪૨. ૧] ખાનુ ૪] પાસા ૧] ખાનુ ૧૦] પાસા ૧] ખાનુ ૪] પાસા ૧૦] ખાના
પાસા ૬૫] ખાના ૪] પાસા ૨] ખાના ૪] પાસા ૫] ખાના ૧૩] પાસા ૧] ખ
૧૦] પાસા ૧૫ ખાના ૪] પાસા ૧] ખાનુ ૧૦] પાસા ૧] ખાનુ ૪] પાસા
ખાનુ ૫] સાંકળી ફેરવો.

હાર ૪૩. ૧] ખાનુ ૪] પાસા [ ચાર વખત ] ૧૬] ખાના ૭] પાસા ૧] ખાનુ ૧૬] પા
૬] ૪] ખાના ૪] પાસા ૨] ખાના ૭] પાસા ૧૪] ખાના ૧૬] પાસા ૧] ખાનુ
પાસા ૯] ખાના ૪] પાસા+૨] ખાનુ ૪] પાસા + [ ત્રણ વખત ] ૧] ખાનુ
સાંકળી ફેરવો.

હાર ૪૪. ૧] ખાનુ ૪] પાસા ૧] ખાનુ ૧૦] પાસા ૧] ખાનુ ૪] પાસા ૧૧] ખાના ૧
પાસા ૧૩ ખાના ૧૭) પાસા ૩] ખાના ૪] પાસા ૨] ખાના ૭૫] પાસા ૧] ખ
૭ પાસા ૧૫) ખાના ૪] પાસા ૧) ખાનુ ૧૦] પાસા ૧) ખાનુ ૪] પાસા
ખાનુ ૫] સાંકળી ફેરવો

હાર ૪૫. ૧] ખાનુ ૪] પાસા +૨] ખાના ૪] પાસા+[ બે વખત ] ૧૪] ખાના ૧૦] પા
૧] ખાનુ ૧૦] પાસા ૭] ખાના ૪] પાસા ૪] ખાના ૭] પાસા ૧૧] ખા
૪] પાસા ૨] ખાના ૧૦] પાસા ૧૧] ખાના ૮] પાસા ૨] ખાના ૪] પા
૨] ખાના ૪] પાસા ૧] ખાનુ ૫] સાંકળી ફેરવો.

હાર ૪૬ ૧] ખાનુ ૪] પાસા ૧] ખાનુ ૧૦] પાસા ૧] ખાનુ ૮] પાસા ૧૨] ખા
૪] પાસા ૧૨] ખાના ૧૩] પાસા ૫] ખાના ૪] પાસા ૮] ખાના ૧૦] પા
૧૦] પાસા ૧] ખાનુ ૧૦] પાસા ૧૨] ખાના ૮] પાસા ૧] ખાનુ ૧૦] પા
૧] ખાનુ ૪] પાસા ૧] ખાનુ ૫] સાંકળી ફેરવો.

હાર ૪૭ ૧] ખાનુ ૪] પાસા [ ચાર વખત ] ૧૪] ખાના ૭] પાસા ૧] ખાનુ ૧૦] પા
૫] ખાના ૧૯] પાસા ૨] ખાના ૧૯] પાસા ૧૧] ખાના ૪] પાસા ૧૨] ખા
૪] પાસા +૧] ખાનુ ૪] પાસા+[ ત્રણ વખત ]+૧] ખાનુ ૫] સાંકળી ફેરવો.

હાર ૪૮ ૧] ખાનુ ૪] પાસા ૧] ખાનુ ૧૦] પાસા ૧] ખાનુ ૪] પાસા ૧૨] ખાના
પાસા ૧૮] ખાના ૧૦] પાસા ૨] ખાના ૭] પાસા ૧] ખાનુ ૧૩] પાસા
ખાનુ ૪] પાસા ૧] ખાનુ ૭] પાસા ૩] ખાના ૧૯] પાસા ૧૪] ખાના ૪] પા
૧] ખાનુ ૧૦] પાસા ૧] ખાનુ ૪] પાસા ૧] ખાનુ ૫] સાંકળી ફેરવો.

હાર ૪૯ ૧] ખાનુ ૪] પાસા+૨] ખાના ૬] પાસા+[ બે વખત ] ૧૩] ખાના ૧૬] પા
૨] ખાના ૪] પાસા ૨] ખાના ૭] પાસા ૧] ખાનુ ૭] પાસા ૧] ખાનુ ૧
પાસા ૩] ખાના ૪] પાસા ૧] ખાનુ ૧૦] પાસા ૨૭] ખાના ૪] પાસા +
ખાના ૪] પાસા + [ બે વખત ] ૧] ખાનુ ૫] સાંકળી ફેરવો

હાર ૫૦. ૧] આનુ ૪] પાસા ૧] આનુ ૧૦] પાસા ૧] આનુ ૪] પાસા ૨૧] આના ૭] પાસા + ૧] આનુ ૧૩] પાસા + [ બેવખત ] ૧] આનુ ૭] પાસા ૧] આનુ ૪] પાસા ૧] આનુ ૭] પાસા ૪] આના ૧૬] પાસા ૧૩] આના ૪] પાસા ૧] આનુ ૧૦] પાસા ૧] આનુ ૪] પાસા ૧] આનુ ૫] સાંકળી ફેરવો.

હાર ૫૧. ૧] આનુ ૪] પાસા [ ચાર વખત ] ૧૨] આના ૪] પાસા ૨] આના ૧૦] પાસા ૪] આના ૪] પાસા ૩] આના ૪] પાસા ૧] આનુ ૪] પાસા ૧] આનુ ૧૩] પાસા ૧] આનુ ૪] પાસા ૨] આના ૧૩] પાસા ૨૧] આના ૪] પાસા+૧] આનુ ૪] પાસા + [ ત્રણ વખત ] ૧] આનુ ૫] સાંકળી ફેરવો.

હાર ૫૨. ૧] આનુ ૪] પાસા ૧] આનુ ૧૦] પાસા ૧] આનુ ૪] પાસા ૨૨] આના ૭] પાસા ૧] આનુ ૪ પાસા ૩] આના ૧૯] પાસા+૧] આનુ ૪] પાસા +[ બે વખત ] ૪] આના ૪] પાસા ૫] આના ૪] પાસા ૪] આના ૪] પાસા ૧૧] આના ૪] પાસા ૧] આનુ ૧૯] પાસા ૧] આનુ ૪] પાસા ૧] આનુ ૫] સાંકળી ફેરવો.

હાર ૫૩. ૧) આનુ ૪) પાસા+૨) આના ૪) પાસા +[બે વખત] ૧૬) આના ૪) પાસા ૫) આના ૭) પાસા ૩) આના ૪) પાસા ૧) આનુ ૪) પાસા ૧) આનુ ૧૦) પાસા ૨) આના ૪) પાસા ૧) આનુ ૪] પાસા ૧) આનુ ૭) પાસા ૨૧) આના ૪) પાસા+૨) આના ૪) પાસા+[બે વખત] ૧) આનુ ૫) સાંકળી ફેરવો.

હાર ૫૪. ૧) આનુ ૪) પાસા ૧] આનુ ૧૦) પાસા ૧) આનુ ૪) પાસા ૨૦) આના ૧૩) પાસા ૫) આના ૧૦) પાસા ૨) આના ૪) પાસા ૧) આનુ ૪) પાસા ૫) આના ૪) પાસા ૧૬) આના ૪) પાસા ૧) આનુ ૧૦) પાસા ૧) આનુ ૪) પાસા ૧) આનુ ૫) સાંકળી ફેરવો.

હાર ૫૫ ૧) આનુ ૪) પાસા ( ચાર વખત ) ૧૬) આના ૪) પાસા ૫) આના ૭) પાસા ૨) આના ૪) પાસા ૧) આનુ ૪) પાસા ૧) આનુ ૧૬) પાસા ૩) આના ૪) ૪) પાસા ૧) આનુ ૪) પાસા ૧) આનુ ૧૦) પાસા ૧૮) આના ૪) પાસા +૧) આનુ ૪) પાસા+(ત્રણ વખત)૧) આનુ ૫) સાંકળી ફેરવો.

હાર ૫૬. ૧) આનુ ૪) પાસા ૧] આનુ ૧૦) પાસા ૧) આનુ ૪) પાસા ૧૭) આના ૧૬) પાસા ૧ આનુ ૪) પાસા ૧) આનુ ૧૦) પાસા ૧ આનુ ૧૯) પાસા ૨) આના ૪) પાસા ૧) આનુ ૪) પાસા ૨૩) આના ૪) પાસા ૧) આનુ ૧૦) પાસા ૧) આનુ ૪) પાસા ૧) આનુ ૫) સાંકળી ફેરવો.

હાર ૫૭. ૧] આનુ ૪) પાસા+૨] આના ૪) પાસા+( બે વખત ) ૨૬) આના ૩૧] પાસા + ૨) આના ૪) પાસા ( બે વખત ) + ૧) આનુ ૪) પાસા + ( બે વખત ) ૨) આના ૭) પાસા ૧૬) આના ૪] પાસા +૨) આના ૪) પાસ -[ બે વખત] ૧] આનુ ૫, સાંકળી ફેરવો.

હાર ૫૮. ૧) આનુ ૪) પાસા ૧) આનુ ૧૦) પાસા, ૧) આનુ ૪) પાસા ૧૬) આના

૧૩) પાસા + ૧) ખાનુ ૪) પાસા + (બે વખત] ૩) ખાના ૪) પાસા ૩)ખાના ૧૩) પાસા ૪] ખાના ૪) પાસા ૨૩) ખાના ૪) પાસા ૧) ખાનુ ૧૦) પાસા ૧) ખાનુ ૪] પાસા ૧) ખાનુ ૫) સાંકળી ફેરવો

હાર ૫૯ ૧) ખાનુ ૪) પાસા (ચાર વખત) ૧૩) ખાના ૪) પાસા ૨) ખાના ૪)પાસા ૧) ખાનુ ૧૩) પાસા ૪) ખાના ૪) પાસા ૫) ખાના ૪) પાસા ૧) ખાનુ ૭) પાસા ૧૭) ખાના ૪) પાસા + ૧) ખાનુ ૪) પાસા + ત્રણ વખત) ૧) ખાનુ ૫) સાંકળી ફેરવો

હાર ૬૦. ૧) ખાનુ ૪] પાસા ૧) ખાનુ ૧૦) પાસા ૧) ખાનુ ૪) પાસા ૧૮) ખાના ૭) પાસા ૧) ખાના ૪) પાસા ૪) ખાના ૧૦) પાસા ૧) ખાનુ ૪) પાસા ૩) ખાના ૪) પાસા ૨૩) ખાના ૪) પાસા ૧ ખાનુ ૧૦) પાસા ૧)ખાનુ ૪) પાસા ૧) ખાનુ ૫) સાંકળી ફેરવો.

હાર ૬૧ ૧) ખાનુ ૪) પાસા + ૨) ખાના ૪) પાસા + (બે વખત) ૨૨) ખાના ૭) પાસા ૨) ખાના ૪) પાસા ૧) ખાનુ ૧૩) પાસા ૫) ખાના ૪)પાસા ૧) ખાનુ ૪] પાસા ૧) ખાનુ ૧૦) પાસા ૧૯) ખાના ૪) પાસા + ૨) ખાના ૪) પાસા + (બે વખત) ૧] ખાનુ ૫) સાંકળી ફેરવો

હાર ૬૨. ૧) ખાનુ ૪) પાસા ૧) ખાનુ ૧૦) પાસા ૧) ખાનુ ૪) પાસા ૨૦) ખાના ૧૦) પાસા ૧) ખાનુ ૭) પાસા ૪) ખાના ૧૯) પાસા ૧) ખાનુ ૪) પાસા ૨) ખાના ૪) પાસા ૨૨) ખાના ૪) પાસા ૧) ખાનુ ૧૦), પાસા ૧)ખાનુ ૪)પાસા ૧) ખાનુ ૫) સાંકળી ફેરવો

હાર ૬૩ ૧) ખાનુ ૪) પાસા (ચાર વખત) ૨૨) ખાના ૪) પાસા ૨) ખાના ૧૦) ૧] ખાનુ ૧૩) પાસા ૫) ખાના ૧૦) પાસા ૨૨] ખાના ૪) પાસા + ૧)ખાનુ ૧) ખાનુ ૪) પાસા + (ત્રણ વખત) ૧) ખાનુ ૫) સાંકળી ફેરવો.

હાર ૬૪. ૧) ખાનુ ૪) પાસા ૧) ખાનુ ૧૦] પાસા ૧) ખાનુ ૪) પાસા ૩૦] ખાના ૧૩] પાસા + ૧) ખાનુ ૪ પાસા + (બે વખત) ૧) ખાનુ ૧૦) પાસા ૨૧] ખાના ૪) પાસા ૧ ખાનુ ૧૦) પાસા ૧) ખાનુ ૪) પાસા) ૧) ખાનુ ૫) સાંકળી ફેરવો.

હાર ૬૫ ૧) ખાનુ ૪) પાસા + ૨) ખાના ૪] પાસા + (બે વખત) ૨૧]ખાના ૧૦) પાસા + ૧) ખાનુ ૪) પાસા + [બે વખત] ૧) ખાનુ ૧૩) પાસા ૩૦]ખાના ૪) પાસા + ૨] ખાના ૪) પાસા + [બે વખત] ૧)ખાનુ ૫) સાંકળી ફેરવો

હાર ૬૬ ૧) ખાનુ ૪] પાસા ૧) ખાનુ ૧૦] પાસા ૧) ખાનુ ૪)પાસા ૩૦] ખાના ૩૧) પાસા ૨૩] ખાના ૪) પાસા ૧) ખાનુ ૧૦) પાસા ૧] ખાનુ ૪)પાસા ૧) ખાનુ ૫) સાંકળી ફેરવો

હાર ૬૭ ૧) ખાનુ ૪) પાસા (ચાર વખત) ૨૫] ખાના ૧૬) પાસા ૩૩] ખાના ૪] પાસા + ૧) ખાનુ ૪) પાસા + (ત્રણ વખત) ૧) ખાનુ ૫) સાંકળી ફેરવો.

હાર ૬૮ ૧) ખાનુ ૪), પાસા ૧) ખાનુ ૧૦) પાસા ૧) ખાનુ ૪) પાસા ૬૩) ખાના ૪) પાસા ૧) ખાનુ ૧૦) પાસા ૧) ખાનુ ૪) પાસા ૧)ખાનુ ૫) સાંકળી ફેરવો

હાર ૬૯ ૧) ખાનુ ૪ પાસા + ૨] ખાના ૪) પાસા + (બે વખત) ૬૩] ખાના ૪] પાસા + ૨] ખાના ૮) પાસા + (બે વખત) ૧) ખાનુ ૫) સાંકળી ફેરવો

હાર ૭૦ હાર ૬૮) માફક ગુથો

હાર ૭૧ ૧] ખાનુ ૪) પાસા [ ચાર વખત ] ૬૩ ખાના ૪) પાસા + ૧) ખાનુ ૪) પાસા [ ત્રણ વખત ] ૧] ખાનુ ૫] સાંકળી ફેરવો

| | |
|---|---|
| હાર. ૭૨ નવમી હાર માફક ગુથો | હાર ૭૩. આઠમી „ „ „ |
| હાર ૭૪, સાતમી „ „ „ | હાર ૭૫ છઠ્ઠી „ „ „ |
| હાર ૭૬ પાંચમી „ „ | હાર ૭૭. ચોથી „ „ „ |
| હાર ૭૮. ત્રીજી „ „ „ | હાર ૭૯. બીજી „ „ „ |
| હાર ૮૦ પહેલી „ „ | |

---

## કેટલાંક ગાનારાંની ગરીબી !

મિસ એબી રેસ્લિસ અને મિસ બો ડોની એ, યૂરોપના મહા યુદ્ધની શરૂઆતની પ્હેલાં, અઠવાડિયાના રૂ ૧૫૦૦૦ ના પગારે ગાવા માટે ફ્રાન્સથી અમેરિકા જવાનો કરાર કર્યો હતો ! મિસ રેસ્લિસને તે પ્હેલાં દર અઠવાડિયે રૂ ૬૦૦૦ અને મિસ બોડોની ને પણ એવીજ જાજ રકમ મળતી હતી !

સીનોર કેર્યુસોને માત્ર ૮૦ ગાયન ગાવા માટે દર વર્ષે રૂ ૬૦૦૦૦ મળે છે ! અને ત્હેને ગ્રેનોફોનની એક પ્લેટ (થાળી) તૈયાર કરાવી આપવા માટે ફક્ત રૂ ૧૨૦ મળે છે ! એક કરોડાધિપતિએ કેર્યુસોને પોતાના દિવાનખાનામાં આપેલી એક મિજલસમાં ફક્ત બે ગાયન ગાવા માટે રૂ ૭૫૦૦ આપવા માગણી કરી હતી પણ તેમ કરવા ત્હેણે ના પાડી હતી.

સીનોર કેર્યુસોને અમેરિકા ગાવા માટે બોલાવવામાં આવ્યો હતો, ત્યારે ત્હેણે ત્યાં ૬૦ વખત ગાયન કર્યું હતું, જેના ત્હેને ફક્ત રૂ ૬૩૦૦૦૦ મળ્યા હતા !

મેડમ સારા બર્નહાર્ટ (સ્વર્ગીય સારા–ફ્રાન્સની જગપ્રસિદ્ધ નાટકકાર) અમેરિકા ગઈ હતી, ત્યારે ત્હેને સાથે લઈ જનાર નાટક કંપનીનો મેનેજર ત્હેને એક રાતના રૂ. ૩૦૦૦ આપતો અને તે ઉપરાંત ત્હેની મુસાફરી માટે સ્પેશીયલ (ખાસ) ટ્રેનોનું તથા બીજું સઘળું ખર્ચ તો ત્હેને માથે હતું, તે જુદું !

મેડમ પેટિન નામની પ્રખ્યાત ગાનારીએ ત્હેની અમેરિકાની છેલ્લી મુસાફરી દરમિયાન માત્ર રૂ ૨૨૫૦૦૦ મેળવ્યા હતા !

મેડમ મેલ્બા નામના ઈંગ્લેન્ડની જગવિખ્યાત ગાનારીએ પચીસ વર્ષની કાર્કીર્દિ દરમિયાન ફક્ત રૂ ૭૫૦૦૦૦૦ ભેગા કર્યા હતા.

ત્હેણે પોતાની દોલત જલસાએ તથા નાટક શાળાઓમાં ગાયન ગાઈને મેળવી હતી. પોતાની ગાનારી તરીકેની શરૂઆત ત્હેણે ઓસ્ટ્રેલિયામાં કરી હતી, જ્યાં ત્હેને અઠવાડિયામાં ચાર જલસામાં ગાવા માટે રૂ. ૩૦૦ મળતા હતા પછી પેરિસમાં ત્હેને દર મહિને રૂ ૩૦૦૦ મળવા લાગ્યા. તે પછી ત્હેના મધુરા સુરની કીર્તિ એટલી બધી ફેલાઈ ગઈ કે જ્યારે તે ઓપેરામાં જતી ત્યારે ત્હેને દર વખતે રૂ. ૭૫૦૦ મળતા હતા.

મેડમ મેલ્બાએ પોતાનાં ગાયન દરેક દેશમાં અને દરેક રાજ્ય કર્તાની સમક્ષ ગાયાં છે મહારાણી શ્રી વિક્ટોરિયાની ત્હેના પર બહુ પ્રીતિ હતી.




# ખાનપાન.

લખક સ્વામી શ્રી શિવાનન્દજી તથા સ્વામી શ્રી પરમાનન્દજી

## ૧.

સુન્દરી સુબોધ

સુન્દરી સુબોધ માસિક પત્ર જો કે નિયમિતપણે પ્રસિદ્ધ થઇ શક્યું નથી, છતાં જન સમાજને ઘણું જ ઉપયોગી છે, અને "સ્ત્રી વર્ગનું તો ખાસ" અથવા "સ્ત્રીભૂષણ" કહેવામાં આવે તો પણ અતિશયોક્તિ કહેવાય નહિ. તેમાં દરેક લેખ મનન યોગ્ય હોય છે એમાં સંદેહ નથી તે ઉપરાંત ઘણા પ્રકારની ખાનપાનની વિધિઓ લખવામાં આવે છે તે સંબંધી અમારો પણ વૈદ્યક નિયમાનુસાર લખવાનો નિશ્ચય થયો છે અમે ધારીએ છીએ કે આવી પ્રકારનો લેખ હજુ સુધી કોઇપણ ઠેકાણે પ્રગટ થયા નથી. જેથી જનસમાજને તે ઘણોજ ઉપયોગી થઇ પડશે. આ લેખમાં ખાનપાનની દરેક ચીજનું જૂદી જૂદી ભાષાઓમાં નામ, તેને ઉત્પન્ન કરવાની વિધિ, ઉત્પન્ન થવાનો સમય તથા ગુણ દોષ, તેની ઓળખાણ, તેથી બનતા પદાર્થો તથા તે પદાર્થોના ગુણ દોષ,–એ વગેરે લખવાનો વિચાર છે.

પરંતુ તે સબંધી કેટલાએક ખુલાસાની જરૂર હોવાથી પ્રથમ તે લખી પછી પ્રસ્તુત વિષય ઉપર આવીશું.

ભૂખ અને ખોરાક

વિદ્વાન મંડળમાં શારીરિક ... કેટલા એક પ્રશ્નો ઉપસ્થિત થયેલા છે તે પ્રશ્નો પૈકી આ લેખને અંગે નીચે જણાવેલા ત્રણ પ્રશ્નોનો સબંધ છે તેનો ખુલાસો આપવા અહિં પ્રયત્ન કર્યો છે તેમાં જે વાચક વર્ગને કોઇ પણ રીતનો ખુલાસો ઓછા પ્રમાણમાં લાગે તો તેનું નિરાકરણ, સૂચના થયેથી, થશે.

પ્રશ્ન ૧. ભૂખ શું છે?

ઉત્તરઃ— દરરોજના ઘસારાથી શરીરનાં તત્વોની શક્તિ ઓછી થાય છે તે શક્તિને તેના પૂરા પ્રમાણમાં લાવવાને માટે હોજરી [Stomach] તેમાં અમુક પ્રકારની ક્રિયા ચાલે છે અને તે ક્રિયાની જ્ઞાન તંતુ ઉપર અસર થાય છે તે કારણને લેઇ ખોરાક લેવાની ઇચ્છા થાય છે. તે ઇચ્છાને ભૂખ કહે છે

જો શરીરમાં કોઇપણ જાતની વ્યાધિ ઉત્પન્ન થઇ હોય તો શારીરિક ઘસારાથી ઓછી થતી શક્તિને પૂરા પ્રમાણમાં લાવવાને માટે હોજરીમાં જે ક્રિયા ચાલેછે તે ચાલતી નથી. જેથી ખોરાક ઉપર ઇચ્છા થતી નથી અથવા ભૂખ લાગતી નથી અને તેથી શરીર દુર્બળ થતું જાય છે કેટલીક વખત હોજરીમાં ક્રિયા તો ચાલે છે પણ તેની અસર જ્ઞાનતંતુ ઉપર પહોંચી શકતી નથી તે કારણથી

પણ ખોરાક લેવાની ઇચ્છા થતી નથી તેના પરિણામમાં શરીરની અંદર જે મેદ છે [ Fat ] તેનું જઠર રસ પોતાની તરફ આકર્ષણ કરે છે. અને મેદ ઓછો થવાથી શરીર દિનપ્રતિદિન દુર્બળ થતું જાય છે

પ્રશ્ન ૨—અમારે ખોરાક શામાટે ખાવો જોઇએ ?

ઉત્તર:— હમેશાના અંદરના અને બહારના અવયવોના ઘસારાથી ઓછી થતી શક્તિને [ જે કારણને લેઇને મીલ તથા કોઇપણ જાતના યંત્રોના ઘસારાને પૂરો પાડવાને કોઇપણ જાતનું તેલ [ Lubricating oil ] મૂકવાની જરૂર પડે છે તે જ પ્રમાણે અનુસાર ] તે શક્તિને પૂરા પ્રમાણમાં લાવવાને ખોરાકની જરૂર છે જો એ ઘટાડાને પૂરો પાડવામાં ન આવે તો શરીરનો વ્યય જલદી થાય એવો સંભવ છે

પ્રશ્ન ૩.—જઠરરસ [Gastric juice] જઠરને (Stomach) કેમ પાચન કરી જતો નથી !

ઉત્તર — હોજરીની અંદર જઠરરસ પેદા કરવાની જેમ ગાંઠો હોયછે તેમજ હોજરીની અંદર શ્લેષ્મ પડ [ Mucous Membrane ] છે તેમાં શ્લેષ્મઉત્પન્ન કરવાની ઝીણી ઝીણી ગાંઠો છે અને તે ગાંઠો શ્લેષ્મ ઉત્પન્ન કર્યા જ કરેછે આ કારણને સબબે જઠરરસ હોજરીને અસર કરતો નથી, અને તેથી હોજરી પોતે ઓગળી જતી નથી બીજા પ્રાણીઓની હોજરી, જો ખોરાક તરીકે હોજરીમાં દાખલ થાય તો તે પાચન થઇ જાય છે કારણ કે એ હોજરીમાં શ્લેષ્મ પેદા કરનારી ગાંઠો શક્તિહીન થઇ ગએલી હોય છે જેથી શ્લેષ્મ પેદા થઇ શકતું નથી

૨.

હવે ખાનપાન સંબંધી કેટલીક સૂચનાઓ આપ્યા પછી અમે ખાનપાન અમારા લેખ ઉપર આવીશું

૧ ભોજન હમેશાં એકાન્તમાંજ કરવું ભોજન કરતી વખતે ખાસ કરીને નીચ, બીમારી, ભૂખ્યા, પાખંડી, રોગીની દૃષ્ટિથી અવસ્ય બચવુંજ જોઇએ

ભોજન કરતા પહેલાં સિંધવ, આદુ, તુલસી, ખાવી તેથી ભોજનની રૂચી થાય છે અને અગ્નિ દીપન થાય છે. તથા કંઠ સાફ થાય છે ભોજન કર્યા પછી હાથ પીઈ બે હાથ ઘસી આંખો ઉપર લગાડવાથી નેત્રને હિતકારી છે. ભોજન લીધા પછી સો કદમ ધીરે ધીરે ચાલવું તેથી પાચનક્રિયાને મદદ મળે છે અને કમર મજબુત થાય છે. ભોજન કર્યા પછી તુરત બેસી રહેવામાં આવે તો ખોરાક પચવામાં વાર લાગે છે અને ફાંદ વધે છે તુરત સુઇ જવાથી મેદની વૃદ્ધિ થાયછે અને આયુને દોડવાથી મૃત્યુને પકડવા જેવું થાય છે, અર્થાત્ અનેક વ્યાધિઓ ઉત્પન્ન થાય છે।

જમ્યા પછી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ—મનને આનંદ આપે તેવા પદાર્થનું સેવન કરવું તેથી પાચનક્રિયાને મદદ મળે છે અને નિંદિત શબ્દ, સ્પર્શ રૂપ, તથા ગંધના યોગથી ઉલટી થાય છે અને આપેલું પચતું નથી.

૪. પાતળા પદાર્થ ખાધા પછી વધારે જળ પીવું નહિ. કારણ પદાર્થ ખાતી વખતે ઇચ્છા થાય તે પ્રમાણે થોડું થોડું જળ પીવું. ખાધા પછી એક કલાકે જળ પીવાય તો ગુણકારી છે.

૫. તરસ લાગેલી હોય ત્યારે ખાવું નહિ. ભૂખ લાગેલી હોય ત્યારે પાણી પીવું નહિ. તરસમાં ભોજન કરવાથી ગોળાનું દરદ થાય છે, અને ભૂખ વખતે પાણી પીવાથી જલંદર થાય છે.

૬. ભોજન પાત્ર તથા તેના ગુણઃ—

સુવર્ણનું પાત્રઃ—ત્રિદોષનાશક, આંખોને હિતકારી.

ચાંદીનું પાત્રઃ—પિત્તશામક, નેત્રોને હિતકારી.

કાંસાનું પાત્રઃ—બુદ્ધિવર્ધક, રક્તપિત્તને હિતકારક, અરૂચિકારક.

પીત્તળનું પાત્રઃ—વાતકારક, કૃમિ, શૂળ તથા કફનાશક.

લોઢાનું પાત્રઃ—ભોજન, પાંન્ડુ રોગમાં હીતકારી છે તથા બળદાયક છે.

કેળપત્ર [પાંદડું]:—રૂચીકારક, હૃદયને હીતકારી, બળ તથા અગ્નિને વધારનાર, વિષ, થાક અને રતવામાં હીતકારી છે. પરંતુ પાંડુરોગવાળાને વર્જિતછે,

ખાખરાપત્ર [પાંદડું].—વાત, કફ, ગુલ્મ, ઉદર, કૃમિ, પીનસ, ખાંસી, જ્વરને દૂર કરેછે. શૂળ, વિષ, શ્વાસ, પાંડુ, કુષ્ટ (કોઢ) માં હીતકારીછે. દીપન, પાચન અને આંખોનું તેજ વધારનાર છે.

ક્ષીર વૃક્ષ પત્ર [ વડ, પીપળો, ઇત્યાદિનું પાંદડું ]:—તૃષા, દાહ અને રક્તપિત્તને મટાડે છે.

કમલપત્ર [પાંદડું]:—વાપરવાનો સર્વદા નિષેધ છે.

૭. વિષ [ ઝેર ] મિશ્રિત અન્નની પરિક્ષા—તાજા ભાતમાં જો વિષ મેળવવામાં આવે તો તુરત તે ભાત વાસી જેવો લાગે છે. દાળમાં વિષ મેળવવામાં આવે તો સીસા રંગની થઈ તેના ઉપર ફેણ આવી જાય છે. દૂધ અથવા દૂધના પદાર્થમાં વિષ મેળવેલું હોય તો પીળો રંગ થઇ જાય છે. શાકમાં વિષ મેળવેલું હોય તો દુર્ગન્ધી યુક્ત અને ફદફદી ગએલું હોય તેવું લાગે છે.

૮. ભોજનાન્તર ( જમી રહ્યા પછી ) સો કદમ ચાલવું પછી આઠ શ્વાસ પર્યન્ત (સુધી) ચતાં પડી રહેવું. પછી સોળ શ્વાસ પર્યન્ત જમણી બાજુએ પડી રહેવું અને બત્રીસ શ્વાસ પર્યન્ત ડાબી બાજુ ઉપર પડી રહેવું. ત્યાર પછી ઇચ્છા પ્રમાણે કાર્ય કરવું.

૯. જમ્યા પછી તુરત અગ્નિ સેવન, તડકામાં બેસવું, કૂદવું, સ્વારી કરવી, દંડ, કસરત, વ્યાયામ, દોડવું, કુસ્તી લડવી, જોરથી ગાવું, તરવું, રાત્રે જાગવું, વધારે જળ પીવું, ભોજન ઉપર ભોજન કરવું, મળ મૂત્રાદિ વેગને રોકવા, નિદ્રાને સમયે જાગવું અને જાગવાને સમયે ઉંઘવું, ઇર્ષા, ભય, ક્રોધ, દ્વેષ, આદિ ન કરવાં, તેમજ થવા પણ ન દેવાં. એ કારણોથી અન્ન પાચન થતું નથી.

૧૦. રસોડુંઃ—ઘરની સગવડ પ્રમાણે રસોડું સાધારણ રીતે સાંકડું નહિ હોવું જોઇએ. ધુમાડો નીકળવા માટે જાળીઓ,—વાસણ આદિ મૂકવા માટે ગોખલા, અભરાઇ,—ઘી આદિ મૂકવા માટે ભંડારીયું,—વધેલી રસોઈ મૂકી રાખવા માટે ચારેબાજુ જાળીઓ વાળું પાંજરું, તથા દરરોજ લીંપી અગર ધોઈ શકાય તેવું,—એક ભાગ રાંધવા પુરત

પાણી રાખી શકાય તેટલું પાણીઆરૂં જોઇએ. અગ્નિકોણ ખૂણામાં ચૂલો રાખવો જોઇએ. ઉપરાંત રસોઇ કરવામાં જોઇતા બીજા સાધનો રહી શકે, તેવું સગવડતા વાળું રસોડું જોઇએ.

૩.

આટલી સૂચનાઓ આપ્યા પછી હવે લેખની શરૂઆત કરીએ છીએ. પ્રથમ ખોરાકમાં ઘઉં વધારે વપરાય છે તેથી પ્રથમ આપણે ઘઉંથી જ શરૂઆત કરીશુઃ—

**ઘઉં:**

ઘઉંનાં જુદી જુદી ભાષાઓમાં નામઃ

સંસ્કૃતમાં ગોધૂમ્—બંગાળીમાં ગમ્—મરાઠીમાં ગહૂ—કર્નાટકીમાં ગોદી—હિંદીમાં ગેહૂં—તેલંગીમાં ગોદુમુ—અંગ્રેજીમાં Wheat—લેટીનમાં Triticum Vulgare—પારસીમાં ગંદુમ—અરબીમાં હીંતા.

**ઘઉં ઉત્પન્ન થવાનો સમય અને ઉત્પન્ન કરવાની વિધિ.**

જે જમીનમાં ઘઉં વાવવાના હોય છે; તે ખેતરને આશરે એક મહિના અગાઉથી ખેડી રાખી, પછી કાર્તિકી પુનમ ઉપર ફરીથી બે ત્રણ વખત ખેડી, તેમાં ઘઉં વાવવામાં આવે છે. તેમાં દર ચોથે દહાડે પાણી પાવાની જરૂર પડે છે. પાણી પાવાનો આધાર જમીનની સ્થિતિ ઉપર રહે છે. વાવ્યા પછી ૧૨૦ દિવસે ઘઉં પાકીને તૈયાર થાય છે. જ્યારે ઉગે છે ત્યારે, તેના છોડવાનો રંગ લીલો હોય છે. જ્યારે તે છોડ આશરે ત્રણ ફુટ જેટલો લાંબો થાય છે ત્યારે તેના ઉપર ઉંબીઓ આવે છે. દરેક ઉંબીમાં આશરે ૧૦ થી ૧૦૦ સુધી ઘઉંના દાણા હોયછે. જ્યારે પાકે છે ત્યારે છોડવાનો રંગ પીળાશ ઉપર થાય છે કાચા ઘઉંમાંથી દૂધ જેવું નીકળે છે. જ્યારે ઘઉં પાકી જાય છે ત્યારે, તેને કાપી લેઇ, તેને તેજ સ્થિતિમાં આશરે બે દિવસ સુકાવા દે છે. પછી તેને ભેગા કરી એક જગાએ ઢગલો કરી બળદની બે ત્રણ જોડને તેના ઉપર ઘાંચીની ઘાણીની પેઠે ફેરવ્યા કરે છે. બળદીયાના મો ઉપર એક શીકું બાંધેલું હોય છે. જેથી ફરતી વખત તે ઘઉં ખાય નહિ. એમ કરતાં કરતાં ઘઉંના દાણા છુટા પડે છે. પછી ઉપરથી ઘઉંનાં નાળવા લેઇ લે છે. અને ઘઉંની અંદર જે ભીંનું પરાળ અને ડુંર ભાળા ગએલું હોય છે, તેને એક માણસ ઉભો થઇ સુપડાવતી ઉપણે છે. તેથી નાળવાં અને ડુંર હોરાં [ હલકાં ] હોવાથી પવનથી ઉડી દૂર પડે છે અને ઘઉંના દાણા નીચે પડે છે, તે ઘઉં આપણા ખાવાની ઉપયોગમાં આવી શકે એવા થયા. લાલ અને ધોળા બે પ્રકારના ઘઉં થાય છે. ધોળા કરતાં લાલમાં પૌષ્ટિક પદાર્થ વધારે હોય છે.

ઘઉંના સામાન્ય ગુણ: વીર્ય વર્ધક, બળકારક, શરીરને મજબૂત કરનાર, સંધાનકારક, રહેજ રેચક, રંગને સારો કરનાર, લોહી વધારનાર. શરીરને જાડું બનાવનાર.

ઘઉંની પ્રકૃતિ: ભારી, શીતળ, વાત પિત્તનાશક, કફકારક, ઘઉંનો સ્વાદ મીઠો, રહેજ મીઠો.

ઘઉંનું પૃથકકરણ: ૧૦૦ ભાગમાં—પાણી ૧૪, પૌષ્ટિક તત્વ ૧૪, ચરબી, મેદો ૬૯, તથા ક્ષાર ૧.૫ ઘઉંના સો ભાગમાંથી આશરે ૮૨ ભાગ લોટ નીકળે છે. બશેર લોટની રોટલી કરવામાં આવે તો આશરે ત્રણ શેર રોટલી થાય છે.

ઘઉંમાં ચરબી અને ક્ષાર ઓછો હોવાથી તેની સાથે ઘી અને ગોળ લેવાની ખાસ જરૂર હોય છે.




# દેરાણી જેઠાણી.

અનુવાદ કરનાર: બ્હેન સૌ ધીરજબ્હેન વિશ્વનાથ ભટ્ટ.

ઉમાશંકર અને રામશંકર સગા ભાઈ હતા. તેઓએ એક જ માને પેટ જન્મ લીધા છતાં બન્નેના સ્વભાવમાં મોટો ફેર હતો. અને તે ફેર જેટલો મોટો હતો, તેનું કારણ પણ તેટલું જ હલકું હતું. ઉમાશંકર નિઃસંતાન હતો, તેની સ્ત્રી ગુણવંતીએ પોતાનો એક ભત્રીજો મહાદેવને તેના સાંસારિક દુઃખની દયા ખાઈ ભેગો રાખ્યો હતો. આ વાત રામશંકર કરતા તેની સ્ત્રી સૌભાગ્યવંતીને ગમતી નહતી. રામશંકરને બે પુત્ર હતા. બન્ને નિશાળમાં ભણવા જતા, પણ બન્ને દર વરસે નાપાસ થતા. રામશંકરની આર્થિક સ્થિતિ સારી હતી. પરંતુ તેટલી જ ઉપર સૌભાગ્યવંતીમાં વિકાર હતો, જેથી જે દુઃખ પોતાના છોકરા નાપાસ થવાથી ન થતું, તેટલું મહાદેવ દર વરસે ઉચો નંબર લેવે, તેથી થતું. ઉમાશંકર સીધો અને સાદો આદમી હતો. છળ કપટ પોતે તો જાણતો નહીં પણ બીજા કરે તે પણ પોતે સમજી શકતો નહી. મીલકતના ભાગ પિતા કરી ગયા હતા છતાં તેનો વહીવટ રામશંકર કરતો. તેથી રામશંકર પોતાનું કામ ખૂબ કાઢે છે તેમ બીજા માણસો ઉમાશંકરને કહેતા. ઉમાશંકરની સ્ત્રી ગુણવતી જેટલી ડરેલ, વિચારવંત, અને મહેનતુ, તેટલી જ રામશંકરની સ્ત્રી સૌભાગ્યવંતી ચંચળ, તડાકિયણ અને આળસુ હતી. આ કુટુંબ જો કે વિભક્ત જુદું થયેલું હતું છતાં એકજ મકાનમાં રહેતું. સુવા બેસવાનું, ખાવા પીવાનું ઇત્યાદિ જુદું જ થતું, જો કે વહીવટ બધો રામશંકરનાજ હાથમાં ચાલુ રહ્યો હતો. પણ બન્ને માટે કુવો એકજ હતો, તેથી ઘરમાં નોકર છતાં ગુણવતી પોતાના પતિ માટે પુજાવિધિ કરવા પવિત્ર પાણી દરરોજ પોતે જ ભરવા જતી. જ્યારે ગુણવતી કુવા પર આવતી ત્યારે તેને જોઈ સૌભાગ્યવંતી મેણુંમારૂં કડવાં વેણનો સંભળાવતી અને કાંઈ નહિ તો પાણીના છાંટા તો ઉરાડ્યા વગર રહેતી જ નહિ. એક દિવસ ગુણવતી પોતાના નિયમ પ્રમાણે પાણી લેવા આવી એટલે સૌભાગ્યવંતીએ ખાંડતાં ખાંડતાં કહ્યું 'ભાભીજી! મહાદેવને પાણી ભરવા દો તો કાંઇ ઓછો ઘસાઈ નહીં જાય. તે કૂવાનું ભારે અન્ન પચાવી શકે છે તો શું પાણી ભરી નથી શકતો? ખોટું ન લગાડશો, તમારા સારા-માટે કહું છું". આ બોલ સાંભળીને ગુણવતીને ગુસ્સો તો આવ્યો પણ તેણે ધીરજ રાખીને કહ્યું, "બ્હેન, મહાદેવે તમારૂં શું બગાડ્યું છે કે તેની નિત્ય નિત્ય તમે ખોદણી કર્યા કરો છો.? તે દિવસે પણ તમે એને બોલ સંભળાવ્યા હતા તેથી તે આખો દિવસ રોયા હતો. તમારે જે કાંઇ કહેવું હોય તે મને કહો. કારણ તમારાં સખ્ત વેણના કોરડા મારી પીઠ જેમ બને તેમ સહન કરશે, પણ તે બિચારો બાળક છે તેથી તેનું બિચારાનું મન આવા પ્રહારો સહન નથી કરી શકતું, બ્હેન।"

## ૨.

ઉમાશંકર માંદો છે. ઘરના બારી, બારણાં, દીવાલો, કોઠી અને કોઠારમાં તેનું મન ફસાએલું છે. ગુણવતીએ ઘર છોડવા એકવાર વાત કાઢેલી ઉમાશંકર પોતાની પત્નીની વાત માન્ય રાખતો તેથી તે સમયે તેણે હા પાડેલી, પરંતુ આ વાત અમલમાં મુકતાં તેનું ચિત્ત બહુ ખિન્ન થયું. જેથી પત્નીએ, પતિના ચિત્તની ચચળતાનું કારણ સમજી જઈ તે દિવસથી ફરી તે વાત કાઢી નહીં, અને પતિની તબિયત પણ ધીમે ધીમે પાછી આરામ ઉપર આવી.

મહાદેવ જે ગુણવતીના સંસારનો ધૂમકેતુ બની રહ્યો હતો, તે લાલાશોખથી કે સ્વાર્થથી પ્રેરાઇ આવ્યો નહતો. પિતાના અકસ્માત્ મૃત્યુથી તે બેબાકળો બની ગયો હતો ગુણવતીને પોતાના ભાઇના મૃત્યુથી જેટલું દુ ખ થતું, તે કરતાં અધીક મહાદેવના દુખો ઉપર થતું કેમ કે તેની મા પહેલી મરી ગઇ હતી. ભાઇના ઉત્તર ક્રિયા પછી ગુણવંતી મહાદેવને સાથે લઇ પોતાને ઘેર આવી. મહાદેવ દુનિયાનાં દુઃખો સહી નમ્ર થયો હતો. તે પોતાની ફોઇરૂપી ઢાલથી સંસારના દુઃખરૂપી ઘા સહન કરી શકતો. તે ઢાલ ભલે નરમ હતી પણ તૂટે તેવી નહતી. ફોઇની સાથે જ્યારે મહાદેવ પહેલ વહેલો ઉમાશંકરને ઘેર આવ્યો ત્યારે તેની ઉંમર સાત વર્ષની હતી, જેમ પરમાત્મા વડના બીજમાં તેના વિસ્તારના તત્વો સમાવી રાખે છે તેવી રીતે બાળક મહાદેવમાં પણ ધીરજ અને ડહાપણનાં બીજ બચપણમાં દેખા દેતાં હતાં. ઉમાશંકરથી અધીક તે રામશંકરની સેવા કરતો હતો એટલુંજ નહીં પણ પોતાની દુશ્મન છે એમ જાણતાં છતાં સૌભાગ્યવંતીની પણ ખરા અંત:કરણથી તે સેવા કરતો. આજે તેનું વય , સોળ વર્ષનું છે. વાર્ષિક પરીક્ષામાં સારી રીતે સફળતા મેળવી છે. તેને ભણવાનું અને ભણાવવાનું વ્યસન હતું. નવરાશના વખતમાં તે રામશંકરના બન્ને છોકરાનેભણાવતો. છોકરા પણ તેના પર બહુ મમતા રાખતા

## ૩

મહાદેવને આજે ઘરનો ત્યાગ કર્યે ત્રણ માસ થયા છે. દરમીયાન ઉમાશંકરે તેની પણી તપાસ કરી પણ કોઇ રીતે તેનો પત્તો ન મળ્યો. તેની વૃદ્ધાવસ્થાનું આશ્વાસન જતું રહ્યું. તેની માનસિક સ્થિતિ પણ બગડી. પણ શાણી પત્ની પતિના ઉદ્વેગનું કારણ સમજી તેને અનેક રીતે સમજાવતી અને દિલાસો આપી કહેતી કે ખેદ કરવાનું કાંઇ કારણ નથી. મહાદેવ જ્યાં ગયો હશે ત્યાંથી પાછો જરૂર આવશે હીંમત રાખો. એમાં તે આટલી ચીંતા શી ? તે ભણેલો ગણેલો છે એટલે જ્યાં હશે ત્યાં દુ ખી ન થતાં પોતાના દિવસો આનંદમાં ગાળતો હશે પતિના આવા દુઃખ શમીત વચનો તેણે સાંભળ્યાં છતાં ગુણવંતીની મુખમુદ્રા પરથી મહાદેવનો વિયોગ તેનું અંત:કરણ ચીરે છે એમ સ્પષ્ટ થતું હતું છતાં તે બધું છુપાવી પોતાના પતિને તે અસર જણાવા દેતી નહીં.

સૌભાગ્યવંતી ન્હેને કુવે આવતી દેખી તુરત બોલી- " બ્હેન, મહાદેવ ક્યાં ચાલ્યો ગયો ? કેવો ઉદ્ધત છોકરો છે કે કોઇને સુખ નથી આપતો " જાણીજોઇને દુઃખીને વધારે દુ ખી કરવા આ વચનો કાઢ્યાં પણ ગુણવંતીએ બહુ શાન્તી રાખી ઉત્તર આપ્યો " બ્હેન, શું કરીએ ! જેમ જેના ભાગ્યમાં હોય છે તેમ થાય છે તેમાં કોઇને દોષ દે

વાનો નથી. કયાંક ઠોકર ખાશે કે એની મેળે પાછો આવશે " આ સાંભળીને તે શરમાઈ ગઈ. તેણે જે અસર ધારી હતી તે ન થઇ. તેને વળી મહાદેવનો વિયોગ શરૂઆતમાં જે આનંદ આપતો હતો તે પણ ધીમે ધીમે ઓછો થવા માંડ્યો; કારણ તે જાણતી હતી કે, મારા છોકરા મહાદેવ પર જે ગમતા રાખે છે તે તેના ઉપકારનું કારણ હતું. મહાદેવ છોકરાને ભણાવતો, તે તેની ગેરહાજરીથી અટક્યું. કારણ શાળામાં તે શીખતા નહી અને ઘેર ભણવાનું કહેતા "અમારૂં ભણવાનું મહાદેવ સાથે ગયું !" આમ બોલી ઉઠતા. વસ્તુની કીમત તેની અછતમાં છે. જેમ જેમ દિવસ ગયા તેમ તેમ મહાદેવની ખોટ સૌભાગ્યવંતીને પણ અનુભવને લીધે સમજાતી ગઇ.

તેનો નાનો છોકરો જયશંકર તાવથી પીડાય છે. પ્હેલા દિવસનો ચડેલો તાવ હજી ઉતર્યો નથી. આખો દિવસ જોરમાં રહ્યો છે. ડાક્ટર પરીણામ શોચનીય જણાવી ગયો છે તાવમાં જયશંકર–" મહાદેવ, રહેવા, ઘર "ની વાતો બક્યા કરે છે. ઉમાશંકર તથા ગુણવંતી છોકરાની તબિયત જોવા દિવસમાં આખો વેખત આવ્યા કરે છે અને ચીંતાતુર રહે છે. આ બધું જોઇ આજે નાની વહુ ( સૌભાગ્યવંતી ) વધારે ચંચળ જણાય છે. તેના અંતઃકરણમાં મહાદેવના જવાથી મારો છોકરો માંદો પડયો એવા વ્હેમે પ્રવેશ કર્યો, તેને પોતાની પાપી બુદ્ધિનું ભાન થયું, હવે તેને સાફ દેખાવા લાગ્યું કે–મેં કેવો અનર્થ કર્યો છે ! તે મનમાં બોલી કે–મારી કઠોર જીભ અને વ્યવહારથી કંટાળી મહાદેવ ચાલ્યો ગયો છે એટલુંજ નહીં પણ ઉદાર જેઠ પણ મારાથી કંટાળી ગયા લાગે છે. જેઠાણી પોતાનું દુઃખ મનમાંજ સમજી દુઃખી રહે છે. મહાદેવનો વિયોગ હવે મને પણ સાલે છે. વ્યાકુળ થઇ ગઇ. પશ્ચાત્તાપ અને ક્રોધથી તેને પોતાના ઉપર ક્રોધ ચડયો.

૪.

રમાશંકર પણ પોતાની સ્ત્રીના સ્વભાવ પર ગુસ્સે થઇને રોવા લાગ્યો અને ગુણવંતી જેમ જેમ તેને સાન્ત્વન આપતી ગઇ તેમ તેમ તે વધારે અકળાવા લાગ્યો. તેને હવે ખાત્રી થઇ કે મહાદેવ તો ગયો તે ગયો જ !–તેથી ઉંટ વૈદની દવાથી આરામ થવાને બદલે જેમ રોગ વધે છે તેમ આ દીલાસો ઉમાશંકરના હૃદયને વધારે ઉશ્કેરતો હતો. આખરે તો ગુણવંતીથી પણ ન રહેવાયું. અત્યારસુધી તેણે પોતાના કોમળ હૃદયપર કાબુ રાખેલો પણ તે ઉછી જતાં અશ્રુ પ્રવાહ ઝીલ્યો ન રહેતો તે એટલે સુધી કે–તેણે પોતાના પૂજ્ય દેવતા પતિનાં ચરણો નીર્મળ નયનોના નીરથી ધોઇ નાખ્યાં. જે દિવસે મહાદેવ ચાલ્યો ગયેલો તે રાત્રિથી મોટી વહુ (ગુણવંતી)ને ઉંઘ પણ ન આવેલી પરન્તુ હવે સમય એવો આવ્યો કે નાની વહુને પણ એજ માફક થવા લાગ્યું. તેનું મન મહાદેવના વિયોગ સંબંધેની વાતો કરવા એટલું તલપી રહ્યું હતું, કે ક્યારે સવાર થાય ને કુવા પર જઇને ઉભી રહું. તેણે પતિને કહ્યું, "તમે મહાદેવનો કંઇપણ પત્તો ન મેળવ્યો ! કેવા કઠોર છો ? ગમે તે રીતે તેનો પત્તો મેળવો, મારો જીવ હવે બહુ ગભરાય છે." પતિએ ચમકીને ઉત્તર દીધો. "શું કહે છે !" પત્નીએ મનની વ્યથા પતિને જણાવી અને કોઇ રીતે મહાદેવનો પત્તો મેળવવા વિનંતી કરી, પોતાને ધિક્કારવા લાગી "કેવો ભોળો છોકરો હતો ? હું તેને ગમે તે કહી દેતી, પણ તે કદી સામો જવાબ ન આપતો, છોકરાઓને પોતાના ભાઇની પેઠે રાખતો. જેઠ-જેઠાણીની સ્થિતિ મારાથી નથી જોવાતી, તેણે એક વખત પણ મને ઉંચે

સાદે નથી કહ્યું કે—' તારે માટે જ તે ભાગી ગયો છે " રામ, રામ, મારાથી કેવો અનિષ્ટ અપરાધ થયો છે હું ખરેખર પાપીણી છુ મને લાગે છે કે—જ્યારે મહાદેવનો પત્તો લાગશે ત્યારે જ મોટાની બીમારી મટશે, મારા મનમાં ખરાબ વિચારો આવ્યા કરે છે "

આટલું કહી તે અભિમાની સ્ત્રી પતિના પગમાં માથુ મૂકી રોવા મંડી રામશંકરે પોતાની સ્ત્રીના દુઃખ મિશ્રીત આંસુવાળા ચહેરામાં સાક્ષાત્ લક્ષ્મીનું દર્શન કર્યું કારણ આવો સારો ભાવ કદી પણ તેણે તેના ચ્હેરા ઉપર જોયો નહતો પોતાની સ્ત્રીના હૃદયની સ્વચ્છતામાં રામશંકરે પોતાના હૃદયની દુષ્ટતા જેમ સ્વચ્છ આદરમાં કાળો ડાઘ ચોખ્ખી રીતે દેખાય છે તેવી રીતે જોઈ તેણે કહ્યું, "ખરૂ છે આપણે મોટુ પાપ કર્યું છે. પરમેશ્વરની નજર આગળ તે અક્ષમ્ય ગુન્હો છે મોટાની, બીમારીથી ભાઇ કેટલા દિલગીર રહે છે! હમેશ ચાર પાંચ વખત આવે છે અને પવિત્ર પ્રેમથી પોતાનો હાથ તેના માથા પર ફેરવી જાય છે ચાલો, તેની પાસેજ ક્ષમા માગીએ, ત્હેમની ક્ષમા વિના આ પણું પાપ નહીં ધોવાય આપણા ઉપર વિપત્તિનું વાદળ તૂટી પડવાથી આપણે કેવી યંત્રણા ભોગવીએ છીએ! હાય! દેવતુલ્ય ભાઇ અને દેવી તુલ્ય ભાભીની સાથે આવુ વર્તન કર્યું! ચાલો ઝટ આપણે આપણે આપણા પાપના પ્રાયશ્ચિત્તની પૂર્ણાહુતિ કરીએ હું પ્રતિજ્ઞા કરું છું કે—જ્યાંસુધી મહાદેવનો પત્તો નહીં મેળવુ ત્યાંસુધી નીરાંતે નહીં બેસું, અને મારૂં મોં પણ નહીં બતાવુ

આ પ્રમાણે કહી રામશંકરે પોતાની સ્ત્રીને હૃદય સાથે ચાંપી અને અશ્રુનો પ્રવાહ એક બીજાના પાપો ધોવા લાગ્યો આ રીતે પરસ્પર બન્ને પવિત્ર થયાં

૫.

ઉમાશંકર સાયંકાળે ભજન અને પાઠથી નિવૃત્ત થઇ તુલસીદાસ કૃત "રામાયણ" વાંચી રહ્યા છે તેની સ્ત્રી શિષ્યની પેઠે સામે બેઠી છે સુસ્વરે ઉમાશંકર ચોપાઇ ગાઇ રહ્યો છે, અને તેનો અર્થ પત્નીને સમજાવે છે આજે બન્ને ઘણા પ્રસન્ન છે દેવની પાસે ઘીનો દીવો ઝૂ ઝૂ થઇ રહ્યો છે, તેલનો દીવો પૂર્ણ પ્રકાશ આપી રહ્યો છે તે વખતે રામશંકરે પત્ની સાથે ઘરમાં પ્રવેશ કર્યો. ઉમાશંકરે પાઠ સમાપ્ત કરી દીધો અને તેઓના ઓચિંતા આવવાનું કારણ પોતાની સ્ત્રીને આંખના ઇસારાથી પૂછ્યું, સૌભાગ્યવતિ ઘણા દિવસોથી તેને ઘેર આવી નહતી ઉમાશંકરે પુસ્તક બંધ કરતા કહ્યું, "રામશંકર, આ વખતે વહુને લઇને કેમ આવ્યો? કાંઈ ખાસ જરૂરનું કામ છે? બેઠક પર બેસો. બહુ સારૂં થયું, મોટાને કેમ છે?" સૌભાગ્યવતીએ ગુણવતીના ચરણ પકડીને રડવા માંડ્યું રામશંકર પણ ભાઇના ચરણ પકડીને બાળકની પેઠે રોવા લાગ્યો. દયાએલા ભ્રાતૃસ્નેહનો આવો વ્યાપાર જોઇને ઉમાશંકરનું હૃદય પણ ભરાઇ આવ્યું અને તે પણ રોવા લાગ્યો. થોડા વખત પછી ગુણવતીએ કહ્યું "સૌભાગ્યવતી, શુ છે? કેમ અધીરી બની છું! મોટાને કેમ છે!"

સૌભાગ્યવતીએ કહ્યુ "ખરા અંતઃકરણથી અને ક્ષમા કરો નહિં તો અહિં તમારા ચરણોમાં જીવ આપીશ' આ વાત તેણે એવી દૃઢતાથી કહી કે ગુણવતીને તે તોડવા હીંમત ન ચાલી તેણે કહ્યું, "હું તને ક્ષમા કરૂં છુ પણ વાત શુ છે?' સૌભાગ્યવતીએ કહ્યુ "મારા જેઠની પણ માફી અપાવો' ઉમાશંકરે કહ્યું, 'દીકરી, હું તો પહેલાથીજ

માફી આપી ચુક્યો છું પણ વાત શું છે ?" બન્ને સ્વસ્થ થઇ બેઠા. અને સૌભાગ્યવંતીએ બધી વાત કરી. વાત સાંભળી ઉમાશંકર તથા ગુણવંતીની પ્રસન્નતાની હદ રહી નહીં. ઉમાશંકરે કહ્યું, આજનો આવેલો પત્ર તો તેમને બતાવો. ગુણવંતીએ પત્ર રામશંકરના ખોળામાં મૂક્યો. રામશંકર વાંચી સંભળાવા લાગ્યો.

પૂજ્ય ફૂઆજી !

મેં તમારો ઘણો અપરાધ કર્યો છે. કારણ કે તમને છોડી હું ચાલ્યો આવ્યો છું. તમને તથા મારી માતા તુલ્ય ફોઇને મેં અધમે ઘણું દુઃખ દીધું છે. મેં તમારો જે અપરાધ કર્યો તે પ્રથમથીજ સમજતો હતો અને અત્યારે પણ સમજું છું. પણ જે ભૂલ થઇ ગઇ તે થઇ ગઇ, થયું તે ન થયું થતું નથી. તમારી કૃપાથી હું અત્રે કુશળ છું. સનાતન સ્કુલમાં મને માસ્તરની જગા મળી છે તેમાં રૂા. ૫) તથા ખાનગી શિક્ષણના રૂા. ૧૦) મળી રૂા. ૪૫) માસિક મળે છે તે મને ગુજરાનથી વધારે છે, માટે તમે ચિંતા ન કરશો.

અહિંની નિશાળમાં નાની ફોઇ (સૌભાગ્યવંતી)નો ભાઇ રામલાલ નોકર છે. બિચારો ઘણો જ ગરીબ પણ સાચાબોલો છે. મારી સૂચનાથી જ આજ સુધી તેણે મારી ખબર તમને હોતી આપી. હું તેના છોકરાઓને ભણાવું છું. તે બધા મારા ઉપર ભાવવાળા છે. તમને ખબર છે કે તેને એક છોકરી છે, તેની ઉંમર હાલ તેર વર્ષની છે. તેના વિવાહ માટે તે ચિંતામાં છે, તેની ગરીબાઇને લીધે તેને ત્યાં વિવાહ કરવા કોઇ ખુશી નથી—રામલાલની સ્ત્રી મને તેનું પાણી ગ્રહણ કરવાનું કહેછે, પણ આ સંબંધી નાની ફોઇ નારાજ થાય તેથી તે અચકાય છે અને હું પણ ડરૂં છું. તે કહે છે કે લગ્ન પછી તેને ખબર પડશે તો નારાજ થઇને પણ શું કરશે ? થોડા દિવસો ગયા પછી માની જશે. પણ હું તમારી આજ્ઞા વિના હા નથી પાડી શકતો. તમે માર્ગ ફોઇને પૂછી લખો તેમ કરૂં. હું દશેરાની રજામાં આવીશ. મારી ફોઇના ચરણમાં પ્રણામ. આશા છે કે બન્ને ભાઇ ખુશીમાં હશો અને ભણતા હશો. હાલ એજ વિનતિ.

લી. આજ્ઞાંકિત બાળક મહાદેવના પ્રણામ.

સૌભાગ્યવંતીએ પત્ર સાંભળી વીજળીની પેઠે અતિ ઝડપથી ઉભી થઇ બેમો હમણાં આવુંછું એમ કહી ઘેર ગઇ. થોડી વારમાં તે એક ડબ્બો લાવી અને ગુણવંતીના ચરણમાં મૂક્યો. અને કહ્યું: "બ્હેન, આજે તમે સાચા થયાં. લો આ નજરાણું છે. તે તમે મહાદેવની વહુનું મોં જોઇ તેને આપજો. ડબ્બામાં સોનાનાં ઘરેણાં ઘરેણાં હતાં જે તેણે પોતાના મોટા છોકરાની વહુ માટે કરાવ્યાં હતાં. ગુણવંતીએ દાગીના પાછા આપવાની હઠ કરી, પણ સૌભાગ્યવંતીએ કાંઇ સાંભળ્યું નહીં. તેણે ઉંડા દર્દથી કહ્યું," બ્હેન, તમે મને એટલી નીચ ન સમજશો. હવે હું ત્હામરી નાની બ્હેન છું."

"સૌભાગ્યવંતીના છોકરાને તાવ ધીમે ધીમે ઉતરી ગયો. ગુણવંતીએ મા પડયા છતાં રામશંકર મહાદેવને તેડવા સંસારની ગાડીમાં ચાલ્યો ગયો."

મહાદેવે પાછા આવીને જોયું કે મકાનને બે ભાગમાં જુદું પાડતી દિવાલને નાની વહુ તોડાવી રહી છે. અને તે કામ જલદીથી પુરૂં થાય માટે મજુરો પર પોતે દેખરેખ રાખે છે. મહાદેવે ભક્તિભાવથી દોડી સૌભાગ્યવંતીના ચરણોમાં પોતાનું માથું નમાવીને પ્રણામ કર્યા.

## विविध विचार.

# રામો રંજાડે ત્યારે રામા શું કરે છે?

(સુધરેલી શ્યામા, વકરેલી વામા, લેભાગુ લલના અને સારગ્રહી સરિતા વચ્ચે થયેલી વાતચીત.)

લેખક: શ્રીયુત "મસ્ત" (બી. એ.)

**વકરેલી વામા—**

એવે તે શામાબ્હેન, તમારો રામો બહુ જ ડાફોડમરો, તમારે તો કાંઇ કર્ન ઘરની કાંઇ ફકરજ નહીં; ભટ ને નોકરથી કામ લેવાનું એટલે ફકર શેની હોય!

**સુધરેલી શ્યામા—**

અરે વકરેલી, બાળને એ સાળાનું મો! કોઇ એને જુએ તો તો એ નોકરને સારો કહ્યા વગર ન જ રહે, પણ જેમના ચોટીઆ કોને બતાવાય? મેશે તમાચો મારી ગાલ રાતો ન દેખાડીએ, તો શું કરીએ!

**લેભાગુ લલના—**

અલી સુધરેલી, એતે શું કહે છે!—ત્તારે ત્યાંથી પણ નોકરો નાસી જાય છે કે; તારે ત્યાં તો અલી! સાહેબસાઇ કામ, ઘડીઆળના ટકોરાબંધ ચાલવાનું, અને એને માન સાથે બોલાવવાનું, બ્હેની મારા ગુઆને શું વાકું પડતું હશે!

**સુધરેલી શ્યામા...**

લેભાગું, જોને બેન! આ પંદર દિવસથી તો સાળાને કાગળીયું આવ્યું છે! કહે શું કરું!

**લેભાગુ લલના—**

ત્યારે તું શું કરે છે!

**સુધરેલી શ્યામા—**

આ એના વિના બધુ ઠેરનું ઠેર! જે દહાડે એ દાઢીઓ પકડી આવે છે તે દહાડે ઘર સામટું વળાવી લઉં છું. રાંધવાનું તો પીયરમાંથી જ મેવે મુક્યું છે એટલે અંબાઆતી રહેજો વીથી! તીખો તમતમતો ગામનો કચરો આવે તે આપને કરીએ છીએ લ્હેર! વળી કપડાંની લાદી લઇ જાય છે ધોબી. જેથી બહાર બની ઠનીને નીકળવા બે સાડી રાખી મુકું છું. બાકી અધોતાં લુગડાંના ઢુચાના ખુણામાં ઢગ કરે જાઉં છું!—તે જ પ્રમાણે માટીડાનાં અનેણુચાણુચીનાં કપડાંનું પણ સમજી લેવું!

**વકરેલી વામા—**

ત્યારે ઓ શામા બ્હેન! પરણનારને માથે તો ચોનીસ હાથનો ભાણુવડીઓ ચેતો? સાધળ

સુધરેલી શ્યામા—

તેમાં મારે શું ? કયાં આપે અધારી બાંધી પરણવા આવ્યા હતા ? એ મને પરણ્યાં છઇએ મોજ માણવાને. તે પછી ઘરનું ફોડી લે પોતે! અહીંઆં શું કાંઈ વૈતરું કરવાને આવ્યાં છઇએ ? પરણેલીને પાળે ને જણ્યાને જીવાડે, તેમાં કાંઇ ઉપકાર કરે છે!"

લેભાગુ લલના—

પણ બ્હેન, એમ વર્તવામાં પૈસાની હોળી થઇ ધણીનું તાલકું તુટી જાય તેનું શું !"

સુંધરેલી શ્યામા—

લે હોંધે ઝોળી ને માગે ઘેર ઘેર પોળી, ત્યાંસુધી મારે જોવાનું નથી. "ચારો રૂવાળા ને કુટશે પીંજારો!' અહીંઆં તો બધ—

"હોવે દીધી છે હાલ, બસ આજ રંગ રાગ ઉડાવીએ!"

એટલું શીખ્યાં ને સમજ્યાં છઇએ ઘરને ત્રેવડનું એ મારી વૈતરણ બ્હેનોને સોંપ્યું છે. પણ અલી લલના, તારે નોકરનું કેમ છે ?

લેભાગુ લલના—

શ્યામા, મારે પણ નોકરના નામની તો હોળી જ છે! એના વીંધણાને તો હું પહોંચી શકતી જ નથી. ખાવામાં વેગવંચો કરતી નથી. કપડાં લત્તાં સારાં આપું છું. પગાર નીયમીત ચુકવું છું. પણ એ તો શાતો ફેંકવાનો ને ફેંકવાનો જ. એને ઘેર ઘેર ભટકી ચરી ખાવાની ટેવ, તે કયાંથી જાય!

સુધરેલી શ્યામા—

ત્યારે એ જતો રહે, તો તું શું કરે છે ?

લેભાગુ લલના—

જો બ્હેન, આપણે તો અર્ધદગ્ધ અર્ધાંગના કહેવાઇએ. એટલે આપણો રસ્તો પણ અધવચલો! આ વાસીદું વાળું છું, તો પાણી ભરે એ, પથારી ઉપાડું છું, તો ઝાપટઝુપટ કરે એ વાસણ માંજું છું, તો દીવાબત્તી સંભાળે એ અને રસોઇ કરૂં છું, તો "ઓળોળો ળોળો હા...લ...હા...લ" કરે એ. પણ બ્હેન, એ બધું બેધ બારણે હો અથવા ચત્રે! બહાર તો એમને તાડ જેવા બનાવું છું ને હું આશ્રીત અબળા બનું છું. બહાર કુંજ મુંછાળાને મુંછાળા બનાવાય છે ! અને અં—જો કોઇ એમને ઉતારી પાડવાને આવે, તો અ—આવડું મોટું લબ્બું લઉં. એ તો બા! બીજુનો તોએ માટી! જો તદન જાઇએ ફાટી તો કોઇક દહાડો નીકળે સપાટી!

સુધરેલી શ્યામા—

અને વકરેલી, તું તારૂં ઘર શી રીતે નીવેડે છે ? તારે નોકર બોકર છે કે નહીં ?

વકરેલી વામા—

આપણે તો બા, નોકરનું નામ જ નહીં. એ બરોરનું બારદાન બાંધવું ન્હે મને ગમતું જ નથી. અને એ તો વળી કહે છે કે બાયડીને ફાટી મુકવી હોય, તો જ ઘરમાં નોકર ઘાલવો.

સુંધરેલી શ્યામા—

ત્યારે ઘર બધું તારે માથે જ પડતું હશે તો ?

**વકરેલી વામા—**

ઓવે, એના કપાળમાં ટીપારતો ! હું તો મારે મને ગમે છે તેવું બાહ્યું એનું કરમમાં ફોડું છું ને કહું છું જે ભૂખના સ્વાદ કરવા હોય તો લ્યો હાથમાં સુંઝણી વેલણ ! અહીંઆં એવું કોણ નવરૂં છે કે ધાટ ઘડીને મુકે ! ને શામા, હાંભળ્યું કે આપણે બંધ તો સોડ તાણી લંબી પેંચીએ છઇએ એટલે પવિત્ર પતિ પોતાની મેળે ઘરમાં સાવરણીનું પીછું ફેરવી નાખે છે, પાણી ગળે છે, કપડાં ધુવે છે અને પથારી પાથરે છે વધારામાં ગર્જના તો એવા કરૂં છું કે મને, ખુણામાં લપાઇ, ભવોભવ માગે છે !

**સુધરેલી શ્યામા—**

અલી સારગ્રહી સરિતા; તારે તો અમારા બધાનું સાભળી જવું છે અને કહેવું કાંઈ જ નથી કેમ ? સે એમ ચાલે કે ? તું તારો ઘર સંસાર કેમ નીવેડે છે, તે તો તારે પણ કહેવું પડશે જ !

**સારગ્રહી સરિતા—**

જુઓ, બ્હેનો, મારો પહેલો સિદ્ધાંત જ એ છે કે—

"ગરી જોઇને ચાલવું અને કંથ જોઇને મ્હાલવું."

બ્હેનો, મારો સંસાર તો નિર્મળ નીરના રેલાની પેઠ નિર્વિઘ્ને સતત ચાલ્યાં કરે છે. તમારાં બધાંની કર્મકથા સાભળી મેં જોયું કે તમે ઘણીઘણીઆણી લોક દષ્ટિમાં થયાં છો, પણ આ પુરૂષનો પહેલો સિદ્ધાંત જે મનમેળ ઉર્ફે અંતરની એકતા, તે તમારાં એકે જોડામાં નથી. તમારી દરેકની પોઝીશન (પ્રતિષ્ઠા)માં ખામી આવે છે, જેથી આ બધી ઉપાધી છે. અમારી વચ્ચે તો—"હું વડ અને તેથી તમારાથી ઉંચો અને હું વડું તેથી તમે મારા ગુલામ"—એનો સ્વપ્ને પણ ઉપદ્રવ નથી ! મનનો જુદારો હોય તો જ આ તમે કરો, ને આ હું કરૂં, એ રહે, પણ જ્યાં ભેદનો હૃદયપટમાં અંકુર જ નથી, ત્યાં વૃક્ષ ક્યાંથી ! એ મને મુશ્કેલીમાં જુએ છે તો મારાં વગર બોલ્યે એ મારી વ્હારે ધાય છે; ને હું પણ છુટેક જ, એમને ધંધામમાં નાખું છું. તેમ હું, એમના ઉપર બ્હારના વ્યવસાયનો બોજો વધારે જોઉં છું, તો તરત જ હિંસની હસતો એમની પાસે દોડી જાઉં છું. ને એમના દિલમાંથી, એમના કામમાં સાથું મારી, ઉદ્વેગને ઉડાવી દઉં છું. બ્હેનો, અમે તો ભૂતળ ઉપર ત્રિભુવનસુખ અનુભવીએ છઇએ. કોઇ ચીજમાં એ મારી કચાશ જુએ છે, તો પડખામાં લઇ, પ્રેમથી મને એ શીખવે છે. અને હું, મારી એટલી કચાશ રહી જવા માટે, આંતર ખિન્નતા સાથે, તેમાં પાવરધી થતા મથું છું. તેમ, એમની કોઇ બાબતની બેસમજને દૂર કરવા હું વીનવું છું, તો એ પ્રફુલ્લિત હૃદયે મારા સૂચનને યોગ્ય લાગે તો વધાવી લે છે; નહીં તો મને ખરી વસ્તુસ્થિતિ સમજાવે છે. 'કહો, બ્હેનો ! આમાં ખડખડ થવાનું કંઇ કારણ રહ્યું ખરૂં ?' એક નોકર તો શું પણ એવા સત્તર નોટીસ આપે તો તેથી ગભરાવાનું શું ! દરેક પોતપોતાની ફરજ ઉપાડી લેતી એટલે ઘર ધમધોકાર ચાલ્યા કરે. વળી એનો વીચાર પણ શો ! પરણીએ છઇએ તે પ્રમત્ત રહેવા રાખવા માટે, નહીં કે પીડાવા ને પીડવા

## पत्रसंजूषा.

### ૧. સ્ત્રી હિતની ચર્ચા કેવી જોઇએ?

પૂજ્ય બંધુની પવિત્ર સેવામાં,

વિ. વિ. સાથે લખવાનું કે આપનો પત્ર મળ્યો. છે આપના પ્રોત્સાહક પત્રથી કાંઇ પણ લખવાનો મનને ઉમંગ આવે છે. મારી લખતાં શીખવાની નિશાળ સુન્દરી સુબોધજ છે. મેં મારા નાના લેખોથી શરૂઆત આપના સુન્દરી સુબોધમાંજ કરી છે. અને આજ આપના પત્રથી આપ વિજયાલક્ષ્મીના લેખોની તુલનામાં મારા લેખો મુકવા જેવા થાય એમ ધારો છો, તો તે પણ આપની ન્હાની બ્હેન તરફનીજ આપની માયા અને ઉત્તેજનનું પરિણામ ગણાશે વિજયા લક્ષ્મીના જીવનમાં જે જે સગવડ તથા છૂટ હતી, તે તે સગવડ કે છૂટ દરેકને હોતી ને હોવાથી તથા અભ્યાસ અને અનુભવ જૂદા જૂદા પ્રકારના હોવાથી, તેમના જેવી જીવનના પ્રેમ ગાનની કવિતા હું ધારૂં છું કે હું કદી પણ લખી શકું તેમ નથી. કેમકે મારા જીવનમાં સાગરની ગંભીરતા નથી તેમજ ઝરણાંની ઉછાળતી લહર પણ નથી. સાધારણ સરિત્ જે મંદ ગતિથી હંમેશાં સરખી વહ્યાં કરે છે, તેવાજ પ્રકારનું મારૂં જીવન હોવાથી કાંઇ પણ નવીનતા આણી શકું, તેમ હું ધારતી નથી. તો પણ પ્રયત્ન કરવા વિચાર છે.

સુન્દરી સુબોધના છેલ્લા અંક (નવેમ્બર-ડિસેમ્બર, ૧૯૧૯)માં............

જો કે પ્રત્યક્ષ નહી તોપણ પરોક્ષે પણ, સ્ત્રી જાતિની હાલની થોડી ઘણી મળેલી સ્વતંત્રતા ઉપર આક્ષેપ થયેલા મને તો લાગે છે. આજના જમાનામાં સ્ત્રીઓ કાંઇ પણ સ્ત્રીહિતની બાબત કરવા ધારે તો પુરૂષોના મદદકાર વિના કાંઇ પણ થઇ શકે તેમ નથી. કારણ કે કેળવાયેલી તેમજ આગેવાન ભાગ લેનારી સ્ત્રીઓની સંખ્યા ઘણીજ થોડી છે અને જો સ્ત્રી પુરૂષો ભેગાં મળીને કામ કરે, તો............સાચી ખોટી નિન્દાનો ભોગ થવું પડે છે! સ્ત્રીઓ બિચારી ટીકાને પાત્ર થયા વિના કોઇ પણ કરી શકતીજ નથી. કદાપિ કોઇ દુષ્ટ માણસો એવી ગેરવાજબી છૂટ લેવા પ્રયત્ન કરે, તો તેમાં સ્ત્રીઓનો દોષ ગણાય નહી અને સ્ત્રીઓ ત્હેમને તેમ કરતાં રોકી પણ શકે તેમ છે. તેથી તેટલા ઉપરથી સ્ત્રીઓની જરા જેટલી પણ છૂટ ઉપર કાપ મૂકવા તૈયાર થવું તે યોગ્ય ગણાય નહીં. જો કે ન્હાની બેને કડક શબ્દોમાં ઉત્તર આપ્યો છે, તો પણ મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે તેનો હેતુ તો બીલકુલ ખોટો નથી.

"પાપ ખરૂં?" એ ચર્ચામાં, પુરૂષોના ઘણા ખરા લેખો વાંચવાથી સમજાય છે કે તે ભાઇઓ ગમે તેટલા સ્ત્રીઓના હીમાયતી હશે, તો પણ જૂના વિચારના લાગે છે. પણ તે બાબત હવે ચર્ચા બંધ થયેલી હોવાથી મારે લખવું યોગ્ય નથી અને એવી જાહેર ચર્ચામાં વિદ્વાનો સામે પડવા જેટલું મારામાં જ્ઞાન પણ નથી. તો પણ મારે આપને એટલી વિનંતી કરવાની છે કે આપના "સર્વાંગે સ્ત્રીઓ માટે પ્રગટ થતા માસિક"માં એવી-

કોઈ-ઓઓ ઉપર પરોક્ષે પણ આક્ષેપ આવે તેવી-ચર્ચા ઉપસ્થિત થવા દેવી જોઈએ નહી અને તેમાં પણ મારા બંધુઓ (તેમજ બ્હેનો)એ અરસ્પરસ આવા કડક શબ્દો વાપરવા યોગ્ય નથી. સ્ત્રીઓની તરફ ખાસ કોમળતાથી વર્તવાનું વિશેષ કારણ એ છે કે હજી સ્ત્રીઓ ઘણી કેળવાયલી નથી કે તે દરેક એવા આક્ષેપનો જવાબ આપી શકે અને જે છે તેને પ્રવૃત્તિ ઘણી હોવાથી આવી દરેક ચર્ચામાં તેઓ ભાગ લઈ ન શકે. આમ હોવાથી ઘણા જૂના વીચારનાં કુટુંબો એવા છે, જેમાં સ્ત્રીઓને ભાગેજ થોડી ઘણી છુટ મળી હોય છે, તે પણ પાછી ખેંચી લેવાય, તેમ ધાસ્તી રહે છે આપેલી તસ્દી વેને માટે ક્ષમા કરશો. એજ વિનંતી.

( વડોદરા )

લી. આપની ન્હાની બ્હેન

સૌ. ચારૂમા પ્રણામ.

---

## ૨. એક ખુલાસાની જરૂર.

"સુન્દરી-સુબોધ"-પુસ્તક ૧૧-અંક ૧૧-૧૨-(પૃષ્ઠ ૨૫૬) માં "માળીડા" ને એવા મથાળાવાળું કાવ્ય પ્રસિદ્ધ થયું છે અને તેના લેખક બ્હેન અ. સૌ. લીલાવતી જનાર્દન પ્રભાકર છે.

એજ કાવ્ય "પ્રતિમા પૂજન" ના જુદા મથાળાથી રા. રા. જનાર્દન નાનાભાઈએ 'સાહિત્ય' માં આપ્યું છે (સાહિત્ય-પુસ્તક ૭ અંક ૧૦-પૃષ્ઠ. ૫૭૬) બે જુદા મથાળાવાળું એકજ કાવ્ય જુદે જુદે રસ્તે બે જુદા લેખકોથી અપાય, ત્યાં તેના કર્તૃત્વ સંબંધમાં શંકા ઉઠે એ સ્વાભાવિક છે.

મારી એવી શંકા નથી કે સૌ બ્હેન લીલાવતીમાં કવિત્વ શક્તિ નથી અને એ બ્હેન કવિતા નહિ લખી શકતાં હોય ઉલટું હું તો એમ માનું છું કે વિદ્વાન્-કવિ પતિના સહવાસથી એ પોતે કાવ્ય લખી શકતાં હશે અને કવિતાનો સારો અભ્યાસ પણ કર્યો હશે

... ... ... ... ... ... ... ... ... ... ... ... ...

આપણી સ્ત્રીઓના જુના ગીત સંગ્રહમાં 'માળણ' એવું એક કાવ્ય છે, અને તેને અનુસરી આ 'માળીડાને' કાવ્ય જો બ્હેન લીલાવતીએ લખ્યું હોય તો આપણે તેને માટે જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે. સાહિત્યની સમૃદ્ધિ માટે કવિતાના પ્રદેશમાં આપણી બેનોના આવા પ્રયત્નોને ગુજરાત હવે સગર્વ આનંદથી વધાવી લેશે. પરન્તુ રા. રા. જનાર્દનનાં હૃદયંગમ અને ભાવનાવાળાં કાવ્યો મારા વાંચવામાં આવ્યા છે. આપણા માસિકોમાં એમનાં કાવ્યો ઘણીવાર આવે છે કવિ ન્હાનાલાલની શૈલીનું અનુકરણ કરવાના એમના પ્રયત્ન બહુ સુંદર છે. 'પ્રતિમા-પૂજન' એ કાવ્ય પણ કદાપી એમણે પોતેજ લખ્યું હોય, એમ એમનાં બીજાં કાવ્યો વાંચતાં સહજ ભાન થાય છે

કદાચ કોઈ એવી દલીલ લાવે કે બ્હેન લીલાવતીએ આ કાવ્ય પોતે લખ્યું હોય અને તેમાં પાછળથી રા. રા. જનાર્દને સુધારા કર્યા હોય. આમ બનવું સંભવિત છે ખરૂં, પણ આવો ઉલ્લેખ પણ ઉક્ત માસિકોમાં થયો નથી.

કોઇ પણ રીતે બ્હેન લીલાવતીના આ પ્રયત્નને હું ઉતારી પાડવા માગતો નથી, પણ હું એટલું તો માનું છું કે અસત્યના પડદા નીચે સત્યને છુપાવવાનો આ યુગ નથી. દુનીઆમાં પ્રત્યેક વ્યક્તિની ખરી શક્તિનું માપ આવી રીતે ન મળી શકે. આંગ્લ કવિ બ્રાઉનિંગ અને મિસિસ બ્રાઉનિંગની જોડ આપણો ગુજરાત આશા રાખે, એ ઇચ્છવા યોગ્ય છે, તો પણ આવા પ્રયત્નોમાં ગેરસમજણ ન થાય, તે માટે સ્પષ્ટતાની તો જરૂર છે જ.

( ગુજરાત કોલેજ અમદાવાદ ) "વિદ્યાર્થી"

—※—

## ૩. સુન્દરી સુબોધનો વૈદક વિભાગ.

"સુન્દરી સુબોધ"ના 'વિવિધકળા–વૈદક' વાળા વિભાગમાં વૈદક સંબંધી કેટલીક માહિતી આવે છે તેમાં કેટલાક ટુચકાઓ આપવામાં આવે છે પણ તે અનેક રોગોને સમતા કરવા કેટલીક ચોપડીઓમાંથી ઉતારેલા લખી મોકલવામાં આવે છે. એ દવાઓમાંનો કોઇએ અનુભવ લીધો હોય, એવું હજુસુધી માસિક પ્રસિદ્ધ થએલું જોવામાં અગર વાંચવામાં આવ્યું નથી. વૈદ્યોએ ખુદ આવા ટુચકાઓનું ઉપયોગ કરી જોયો છે કે કેમ એ પણ સશંકિત છે. તેમ જે વૈદ્યો માસિકોમાં આવા ટુચકા લખી મોકલી નામ સાથે જનસમાજ પર ઉપકાર કરવાની ધારણા રાખે છે, તેઓ પાસે જ્યારે કોઇપણ સહેજ દરદ માટે દવા લેવાને જવું પડે છે, ત્યારે દરદ સાફ હોય છતાં પોતાની છાપ બેસાડવા દરદને બહુ મોટું નામ આપીને રોગીને બીવરાવે છે, અને તમને બે મહિના દવા લેવી જોઇશે, તમારા સારૂ ખાસ દવા ખાસ તૈયાર કરવી જોઇશે, એ વગેરે કહીને પોતાનું બીવરાવવાનું કરવાની કોશીષ કરે છે! આવે વખતે વૈદ્યો આવા ટુચકાઓનો કેમ ઉપયોગ નથી કરતા અગર રોગીને આવા પ્રયોગો કરી જોવા કેમ નથી કહેતા?—એ બીના બારેકું લાગે છે માટે 'સુન્દરી સુબોધ'ના વાંચક વર્ગને તેમજ વૈદક વિભાગમાં લખી મોકલનારા મહાશયોને નમ્ર વિનંતી એ કરવાની કે આવા ટુચકાઓનો જાતીઅનુભવ જેઓએ કરી જોયો હોય અને તેનું જેટલું અને સારૂં પરિણામ આવ્યું હોય, તે સર્વે પ્રસિદ્ધ કરવું, જેથી જનસમાજને વધુ લાભ થાય.

( આમોદ. ) ઠાકરસી પુંજાભાઈ દેસાઈ.

—◆◆◆◆◆—

## ૪. એક બાળવિધવાના ઉદ્‌ગાર.

સાહેબ,—આપ વિધવાની માનસિક યાતના દૂર કરવા આતુર છો, અને સુરતની હિંમત બહાદુર અંગ્રેજી વિધવાઓના સંકટ તરફ દિલસોજી દાખવો છો તે માટે હિન્દુ સમાજ આપનો આભાર માને છે. બાળવિધવાઓની અંતર્ગત ભાવના કેવી ઉંચી કોટીની હોય છે, તેમનાં દુઃખો કેવાં અસહ્ય હોય છે, સમાજનું સામાન્ય વર્તન તેઓ પ્રતિ કેવું ક્રૂર હોય છે, અને આમમાંની આફતથી વૈધવ્ય દશાને પ્રાપ્ત થતી આર્ય મહિલાઓ સુશિક્ષિત પ્રજા

---

૧—તેલનો ઉભરો કઢાઇમાં તેલ નાખ્યા પછી કોઈ વાર ઉભરો આવે છે એમ થાય ત્યારે ત્રાંબાનો એક પૈસો નાખવાથી તે શમી જશે.

( "ઘરગથ્થુ જ્ઞાન" પૃ. ૯૪ થી ચાલુ. )

ઉછેરતાં દેશોપયોગી કાર્યમાંથી બળાત્કારે બાતલ થઈ જાય છે, તેનો કંઈક ખ્યાલ એક બાળવિધવાના નીચેના ઉદ્ગારો આપ્યા વિના રહેશે નહિં,—એમ ખાત્રી હોવાથી પત્રોના ઉતારા ટાંકવા આપની રજા લઉં છું

અપરિચિત જનને અને તેમાં પણુ એક સ્ત્રીને કોઈ પુરૂષને પ્રથમ પત્ર લખતાં સંકોચ રહે એ આર્ય કુટુંબમાં ઉછરેલ સ્ત્રીવર્ગને માટે સ્વાભાવિક છે છતાં પણ જરૂરિયાતે એ સંકોચ દૂર કરી લખતાં સાહસ થતું હોય તો પણ ક્ષતવ્ય જ ગણાશે

બાળ વયમાં લગ્ન થવા પછી થોડા જ વખતમાં મારા પિતાજી અપુત્ર સ્વર્ગવાસી થયા અને ત્યાર પછી ગણ્યા દિવસોમાં જ કમનશીબે, વૈધવ્યનો ખરો અર્થ સમજવા પહેલાંજ—બાળક વયમાં જ,—મારું સૌભાગ્ય પોતાના વિદ્યાર્થી જીવનમાં જ નષ્ટ થયું ! આવા કારણુ સંજોગોમાં દિનપ્રતિદિન શરીર ક્ષીણ થાય, એમાં કાંઈ નવાઈ છે ? છતાંય શરીર હજુસુધી ટકી રહ્યુંછે અને શ્રી રામના ઉદ્ગારો બોલવાનું કિસ્મત કાયમ રહ્યું છે.

"દુઃખી શૂન્ય થયું વિશ્વ,
"વર્ષ બાર ગયાં વહી
"નાગે ડૂબ્યું સીતા કેરૂં,
"હોયે રામ મૂઓ નહિ !"

એક હિન્દુ વિધવાના કિસ્સામાં તબિયતની કાળજી અસ્થાને જ છે. કારણુ કે જે દેશમાં—

"નર જાત સુખી હશે કદી, કદી મ્હાલતી સ્વચ્છંદથી;
"પણુ નારીને સેવા* વિના, અહિ કર્મમાં બીજું નથી !"

ઉપરના શબ્દો સ્વર્ગસ્થ ગોવર્ધનરામ રાવ જેવા વિદ્વાનને લખવાની જરૂર પડે, ત્યાં તે દરરોજ અનુભવતી અનાથ વિધવાઓને માટે શું કહી શકાય ? ઉપરનું માની લેતી સમાજમાં વિધવાના જીવન માટે–તબિયત માટેની કાળજીને અવકાશ જ નથી. હિન્દુ સમાજમાં સામાન્ય રીતે વિધવા ભગિનીઓનાં જીવન કેટલાં હૃદયભેદક અને ત્રાસજનક હોય છે, તે સમાજનું બારીક અવલોકન કરનારથી અજાણ્યું રહે તેમ નથી.

સ્વર્ગસ્થ ગોવર્ધનરામભાઈના ઘણા શબ્દો હિન્દુ સમાજના જીવનના પ્રતિબિંબ રૂપ મને જણાય છે. અને તે ઉપરાંત દુનિયાનો મને જરા કડવો અનુભવ જણાતાં તે તરફ દોરવાઈ જવાય, એ સ્વાભાવિક છે.

ગુર્જર સાહિત્યમાં ભાગ્યે જ એવું પુસ્તક હશે કે જે મે વાંચ્યું ન હોય. મને તો લાગેછે કે આ જીવનના પ્રસંગો, તેમની લાગણી, સ્થિતિ અને માનસિક વૃત્તિ માત્ર સ્ત્રીઓ જ સમજી શકે છે પુરૂષ વર્ગને તેનાં સ્વમાં–ખરી સ્થિતિનો ખ્યાલ આવવો પણ મુશ્કેલ છે. મારું ઇંગ્લિશ વાચન હજુ જોઈએ તેવું વિશાળ નથી મે મેરી કોરેલી, ગોલ્ડસ્મિથ, શેક્સપિયર,–વાંચ્યાં છે. તે મને ઠીક લાગ્યાં. કાર્લાઈલનું એક પુસ્તક વાંચ્યું હતું. બેકનના એસેઝ ( નિબંધો ) શરૂ કર્યાં હતા પણુ જોઈએ તેવું સમજાયું

* મૂળ લેખકે "રોવા" લખેલ છે પણુ આ પત્ર લખનારે વાપરેલ "સેવા" શબ્દ પણુ ત્હેનાય ત્રાસદાયક રૂપમાં અહિ સાર્થ છે. તંત્રી–સુ સુ.

નહોતું ગુજરાતી કવિ લેખકોમાં સ્વર્ગસ્થ " કલાપિ "નાં કાવ્યોની મૃદુતા, રસિકતા અને સૌન્દર્ય પૂર્ણ ભાવનાઓ ખાસ પ્રશસનીય છે. પગલે પગલે કુદરતી લાગણીનો પ્રવાહ ઉછળે છે અને તેનાં ઘણાં કાવ્યો હૃદયસ્પર્શી છે, જેથી મને બહુ ગમે છે. બ. ક. ઠાકોર, મ. ર. ભટ્ટનાં કાવ્યો પણ સારાં છે કવિ ના. દ. ની સ્ટાઇલ (શૈલી) મને પસંદ છે. ગદ્ય લેખકોમાં સ્વર્ગસ્થ ત્રિપાઠીનાં અને " સુન્દરી સુબોધ " દ્વારા નીકળતાં પુસ્તકો સારાં જણાયાં છે. "પ્રમાદ ધનની પ્રભુતા" મે વાંચેલ છે, પણ સ્વર્ગસ્થ ત્રિપાઠીની રસિકતા મને તેમાં જણાઇ નથી. તે પુસ્તક મહિના વિચારો "આર્ટિફિશિયલ" (કૃત્રિમ) નથી લાગતા ? દેસવાડાકર તથા ઠક્કુરનાં પુસ્તકોમાં ન પચવા યોગ્ય શૃંગારરસ પગલે પગલે ઉછળે છે, જેથી ખાસ આકર્ષક લાગ્યાં નથી. "પ્રેમ" અને " શૃંગાર "નો અર્થ ગુજરાતી સાહિત્યમાં માત્ર શારીરિક સંબન્ધે ઘણાં પુસ્તકોમાં વર્ણવેલ છે. તેમાં હૃદયની ઐક્યતા, ઉચ્ચભાવનાની ઝાંખી બહુ ઓછી જણાય છે

અલબત યમરાજ પણ–દુનિયાની માફક–નિર્દય, કઠોર બની વિધવાઓને પોતાના સદનમાં આવતાં અટકાવે, તો તેઓને સુખે દુ:ખે જીવનનો ભાર વહી જવો જોઇએ–નીભાવી જ લેવું પડે. પણ હૃદયપટ પરની શલ્યા સાથે ઉદાસીન જીવન વ્યતિત કરવામાં કેટલીક મુશ્કેલી છે, તેનો બીજાને ખ્યાલ પણ આવી શકે તેમ નથી આ જીવનમાં અમને ‑ સુખ અને આનન્દ તો નથી જ, પણ શાન્તિએ શોધ્યા છતાં મળી શકતી નથી !

[ " પ્રજામિત્ર " અને " પારસી " માંથી. ]

## ૫. સુન્દરી સુબોધમાં કેવા લેખ જોઇએ ?

... " સુન્દરી સુબોધ " મ્હારી પુત્રી ખંતથી વાંચે છે. તેમાં હિન્દુસ્થાનમાં વધતું જતું બાળકોનું મૃત્યુ પ્રમાણ અને તેનાથી બચવાના વ્યાવહારીક ઉપાયો, એવા પ્રકારના વિષયો અવાર નવાર આવે તો સુવાવડમાં અને ત્યાર પહેલાં અને પછી શું કાળજી રાખવી જોઇએ તે ખ્યાલ આપણી બાળાઓને આવી શકે વૈદકનાં શિષ્ટ પુસ્તકોમાંથી કોઇક વખત ઉતારા લેવામાં આવે અને તે વિષયના વિદ્વાન્ સજ્જનોને ઉપરનો વિષય ચર્ચવાને આમંત્રણ કરવામાં આવે, તો બહુ ઇષ્ટ પરિણામ જરૂર દહાડે આવે ખરૂં, એમ મ્હારો આધિન અભિપ્રાય છે મને એક બીજી યોજના પણ સુજે છે –"ઘરવૈદુ ", "બાળ ઉછેર", "ધાત્રી શિક્ષા", " સ્ત્રીઓનો વૈદ ", " બાળકોના દરદો ", સ્ત્રી શૃંગાર (એરતરબાઇ ખીમચંદ કૃત, )–એના જેવાં સ્ત્રી ઉપયોગી પુસ્તકો પર ઇનામી નિબંધ લખવા આપણા સ્ત્રી વાંચકોને લલચાવવામાં આવે, તો પણ ધારણા પાર પડે તેવું છે મુંબાઇની " જીવદયા મંડળી "એ આવી હિકમતથી ઇષ્ટ પરિણામ મેળવ્યું છે અને આપ આ યોજના માટે સખી ગૃહસ્થોને જાહેર અપીલ કરો તો આર્થિક મદદ અવશ્ય મળવાની. આ વિષય સંબંધી મ્હારે મ્હારા ઇષ્ટ મિત્ર સ્વર્ગસ્થ શ્રી પઢીયાર સાથે અનેકવાર વાતચીત થયેલ અને તેઓશ્રીએ એવા પ્રકારનું પુસ્તક બહાર પાડવા વચન પણ આપેલ પણ માણસ ધારે છે કંઇક અને દૈવ કરે છે કંઇક ! એ ન્યાયે તેઓશ્રીની મુરાદ બર આવે તે પહેલાં જ તેણે સ્વર્ગમાં પ્રયાણ કર્યું.

જુનાગઢ. કેશવલાલ એલ. ઓઝા.

# વિચિત્ર-વિનોદ.

## મરણ પામેલાનો અવાજ.

ઇન્ગ્લેન્ડનો સુપ્રસિદ્ધ નવલકથાકાર તથા જગજાહેર "શૅરલૉક હોમ્સ "ની ડિટેક્ટિવ (છુપી પોલીસને લગતી) વાર્તાઓ રચનાર,-સર આર્થર કૉનન ડૉયલ "વેસ્ટ મિન્સ્ટર ગેઝેટ" નામના વિલાયતના જાણીતા દૈનિક પત્રમાં જણાવે છે કે-

"હું એક અન્ધારા ઓરડામાં મ્હારાં પત્ની તથા બીજાં પાંચ માણસો અને એક ગિન-ધંધાદારી 'મિડિયમ' (જે મનુષ્યની દ્વારા પ્રેતયોનિ આપણી દુનિયા સાથે વાતચીતનો સંબન્ધ રાખી શકે તે)-એટલાં બેઠાં હતાં. "મિડિયમ"ને મ્હેં દોરીથી ૭ જગોએ ખુરશી સાથે મજબૂતીથી બાંધ્યો. થોડીવારમાં મ્હારાં પત્ની બૂમ પાડી ઉઠયાં અને મ્હેં પણ મ્હારા પુત્રના અવાજને સાંભળ્યા એ પુત્ર એક વર્ષ અગાઉ મરણ પામ્યો હતો.

"મ્હારા પુત્રે, કહ્યું: પિતાજી! મ્હને માફ કરો એ શી બાબતને લગતી માફી મ્હાંગતો હતો, તે હું જાણતો હતો. ત્હેની આખી જિંદગીમાં અમારે એકજ વિષયમાં વાંધો પડયો હતો તે "મરણ પછીની જિંદગી"માં માનતો નહતો. અન્તઃકરણપૂર્વક મ્હારી આ શૈલી મ્હેં ત્હેને ખાત્રી આપી. અને ત્હેની પોતાની સ્થિતિ સંબન્ધી મ્હેં પૂછયું. ત્હેણે જવાબ દીધો કે "હું ઘણો સુખમાં છુ." પછી ત્હેનો અવાજ સંભળાતો બંધ થઇ ગયો.

"હું ખાત્રીથી કહું છુ કે મ્હેં મ્હારા સ્વર્ગસ્થ પુત્રની સાથે વાત કરી હતી અને અમે સાંભળેલો અવાજ ત્હેનો જ હતો. જો હું અસત્યવાદી હોઉં તો પાપીમાં પાપીજ હોઇ શકું."

## મોતની ખરી પડેલી આગાહી!

એક ઇંગ્લેન્ડના પુરાતની મકાનની વચમાં ચારે બાજુથી બંધ કરી શકાય, એવો જૂનો મિનારો આવેલો છે કિલફ્ટન ગામમાં કુક્સ ફૉલી નામથી તે મકાન જાણીતું છે. બ્રિસ્ટલ શહેરની પાસે આવેલું હોવાથી ઘણા મુસાફરો તે જોવાને જાય છે. આ મકાનની અંદરનો મિનારો એક કુક નામના ગૃહસ્થની માલીકીમાં તે હતું ત્યારે બંધાવ્યો હતો. અને એમ કહેવાય છે કે એક જિપ્સી (આપણે ત્યાં હાથ જોઇને ભાવિફળ કહેનારા ગરોડાઓના જેવું કામ કરનાર ભટકતી જાતના લોકો)એ ત્હેના પુત્રનું એકવીસમે વર્ષે અકસ્માત્ મરણ થશે એમ ભવિષ્ય કહ્યું હતું. તે ઉપરથી કુકે એ મકાન બંધાવ્યું, જેના મિનારામાં ત્હેનો છોકરો ઘણાં વર્ષો સુધી સહીસલામત રહ્યો. પણ ત્હેની એકવીસમી જન્મ તિથિને દિવસે તે મૃત્યુ પામેલો જણાયો હતો. કારણની શોધ કરતાં માલમ પડયું કે સગડીમાં દેવતા સળગાવવાને માટે જે લાકડાં નાખેલાં, ત્હેમાંના એક પોલા લાકડામાં ભરાઇ રહેલ ઝેરી સર્પ ત્હેને કરડયો હતો!

**વિલાયતના કરોડપતિઓ:** ઇન્ગ્લેન્ડમાં ૧૪૮ માણસોની વાર્ષિક આવક રૂ. ૧૫૦૦૦૦૦ કરતાં વધારે છે. આ "મહાન ૧૪૮" ની કુલ ઉપજ રૂ. ૪૦૦૦૦૦૦૦૦ ઉપર થાયછે. પરન્તુ રૂ. ૫૨૫૦૦ જેટલી આવાદિક ઉપજ આ શ્રીમન્તો પૈકી દરેક જણ ભોગવે છે છતાં ત્હેમને પોતાની આવકનો લગભગ અર્ધો ભાગ એટલે રૂ. ૨૦૦૦૦૦૦૦૦ કરતાં વધારે રકમ રાજ્યના ખજાનામાં ઇન્કમ ટેક્સ અને સુપર ટેક્સ વગેરે કરોને લીધે ભરવી પડે છે!

# સુન્દરી સુબોધ :: માસિક વધારો.

આપણાં બાળકો ઉપર દેશનું ભવિષ્ય આધાર રાખે છે,—આપણી બ્હેનોના હાથમાં બાળકોનું અને આપણું પરમહિત છે, તથા આપણા બન્ધુઓની સહાય વિના પ્રગતિ થવી કઠિન છે, આથી પોતાનામા તેમજ સ્ત્રીઓ, પુરૂષો, અને બાળકો સર્વમા સદાચાર અને સુવિચાર તથા ઉદ્યોગ, સત્ય, પ્રેમ અને સ્યોગનું-પ્રાબલ્ય થાય, એમ નિરન્તર પ્રયત્ન કર્યાં કરવો, એજ ભારત સંતાનોનું ખરૂં દેશવ્રત છે.

પુ. ૧૭ મું. ] મે-જુન, ૧૯૨૦. [ અંક ૫-૬.

## जापानमां केळवणीनी मूळ भावना.

जापानमां नवी राज्यरचना शरु थई अने प्रजानी केळवणी–देशना उद्धार अर्थे–अत्यंत आवश्यक मनाई ते परक्रिमात करवानो निश्चय थयो, त्यार पछी ए देशना सद्गत सम्राट् श्रीमन् महाराज मुत्सुहीतो तरफथी केळवणीनां मुळ तत्वोनुं एक आज्ञा पत्र प्रकट करवामां आव्युं हतुं. रहेमां जणाववामां आव्युं छे के.—

" प्रजाजनोनी राजभक्ति, धर्मनिष्ठा अने परस्पर एकता भर्यो सहकार, जे जमानाओ थयां चालु छे, रहेना उपरज अमारा देशनुं अलौल्य चारित्र्य घडायलुं छे.

" अमारी रैयतने जे केळवणी आपवामां आवशे, रहेना मुख्य सिद्धान्तो नीचे प्रमाणे छे:

१. रहमारां सगां व्हालां ( दाखला तरीके–पति अथवा पत्नी वगेरे ) तरफ वत्सलता राखो, अने रहमारा मित्रोनी साथे वफादारीथी वर्तो.

२. रहमारु वर्तन विनयी अने करकसरवाळुं राखो; अने बीजांने रहमारा पोताना जेटलांज व्हाओ.

३. रहमारा अभ्यास उपर ध्यान आपो अने पोतपोताना धंधामां प्रवृत्त रहो.

४. रहमारी बुद्धिनी शक्तिओने खीलावो अने मनोवृत्तिओने सुनियमित बनावो.

५. मनुष्यो जेम वधारे सुखी थाय तेम करो; अने समाजहितनो वधारो करो.

६. राज्यबन्धारण अने साम्राज्यना धाराने सर्वदा मान आपो.

७. रहमारो जनहितनो प्रेम अने रहमारुं पौरुष दर्शित करोः अने ते द्वारा अमारुं साम्राज्य,–जे पृथ्वी अने आकाशनु समकालीन छे,–रहेना संरक्षण तथा अभिवृद्धिमां रहमे अमने उपयोगी थाओ.

# भारत.

लेखकः—कविराज श्री विहारीलालजी.

( माढ )

तुमारी महिमा अगम अपार, धन धनहो किरतार,
तुमारी० टेक.
भाग्यवति धन भारत भूमी, बिरची रतनागार;
ता महिं गुण गुजरात मोहिनी, सुखमां सुखदातार.
तुमारी० ॥ १ ॥
युवति युवक पाठशालन मह, पढ विद्या सुविचार,
नरनारिन् उर बोध करायत, करहुं देश उपकार.
तुमारी० ॥ २ ॥
वारिजवदन कृशोदरि कामिनी, करकर विविध शृंगार;
मिल मिल वृन्द मंद गति ना चर्ही, गावत मंगल चार.
तुमारी० ॥ ३ ॥
हे जगदिश रमापति राघरिं, रचनाह थिर निहार,
बार बार बल जाय विहारी, बोलत जयजयकार.
तुमारी० ॥ ४ ॥

---

# भारती.

लेखकः—कविराज श्री विहारीलालजी.

कवित.

ट्रेनिंग फिमेलपंथजात अवलोक्यो लाज,
सुंदरी अवश्य ओप उघ्रतो बढावेंगी;
प्रकृति प्रभाव झलकाय, छवि आनन से,
विद्या विलसाय गित शिक्षक सुनावेंगी.
कहत विहारी जो प्रयोक पतो नित्ययहो,
सेवा देश दिव्य नर नारिन् सीखावेंगी;
तोय गुण गौरव बढाय गुजरायतको,
भारथंके मध्य क्यौंन भारति कहावेंगी.*

* વિદ્યાવર નિવાસી આ કવિરાજને અહમદાબાદમાં સ્ત્રી પુરૂષની પાઠશાળાઓ જોઈને બહુ આનન્દ ઉપજ્યો હતો.




## ઉરપ્રદેશ.

લેખક–શ્રીયુત " સ્નેહ સાગર. "

મ્હારી આભનાં ઉંડાણુ
વિજળી ઝબકે રે !
મ્હેદી કુંજ નિકુંજ અગાધ
કોયલ ટહુકે રે !
વિજલડી રે, ઝબકી જરા શાને ડુબી જતી ?
કોયલડી રે, ટહુકી જરા શાને ઉડી જતી ?
ઉંચે ઉંચે આભને ગોખ
ચાંદની રેલતી રે !
હેમ ચિત્રો ઉષા અનુપ
ગગને ચિતરતી રે !
ચાંદરણી રે ! શાને ઝરી ડુબતી છુપતી ?
ઉષા દેવી રે ! ચિતરી ક્હાં ચિતરો ભૂંસતી ?
મ્હારી ઉરનાં ઉંડાણુ વિજળી ઝબકે રે !
મ્હેદી ઉર નિકુંજ અગાધ કોયલ ટહુકે રે !
ઉંડે ઉંડે ઉરને ગોખ ચાંદની રેલતી રે !
હેમ ચિત્રો ઉષા અનુપ હૃદયે ચિતરતી રે !

---

## " 'એ જન્મભૂમી. "

લેખકઃ શ્રીયુત " રમાકાન્ત. "

" સ્વર્ગીય સુખડાંની લ્હાણ,
અનુપમ સ્નેહ–સ્થાન;
એ આનંદ–ધામ,
એ જન્મ ભૂમિ ! "

" અંતર આગમગાર,
સુખ દુઃખ ભાગીદાર;
એ અનંત અબ્ધિ સાર,
એ જન્મ ભૂમિ ! "

" જન્મ દેશ મમ જ્યાં ગણાય,
અસંખ્ય સુખ ત્યાં પમાય,
એ સર્વ વિશ્વ
ભૂમિ ! "

" સત્ય
નાય,
જન્મ ભૂમિ ! "

# પૂર્ણિમા.

લેખકઃ શ્રીયુત " વિનોદકાન્ત. "

ઝીલો ઝીલો પીયુષની ધાર,
ઝીલો ઝરે જે ચન્દ્રથી;
પીઓ પીઓ અમૃત એ આજ,
પીઓ સખિ ! આનન્દથી

( સાખી ) હિંમાંશુના અંશુથી સંગીત કેરા સૂર;
ઝીણા ઝીણા આવી રહે-ઝીલો, રસિકાંતુર !
ઝીલો સખિ ! એ દૂરથી. (૨) ૧

જુઓ જુઓ ઓ સુન્દરીના સાથ !
જુઓ ઉંચા આકાશને,
અભિષેકે શો રજનિનો નાથ,
નેહે પદી આ વિશ્વને !

( સાખી ) દેખો દેખો સખિરી ઓ ! નવપલ્લવનાં નૂર,
ચન્દ્રે શાં ત્યાં રેડિયાં, પ્રકાશ કેરાં પુર !
ઝીલો સખિ ! એ પુરને. (૨) ૨

આવો આવો હો સહીયર વૃન્દ !
આવોને આંહિ ઉલ્લાસથી,
મ્હારા આંખમિચાના અંક
ઉભરે શા ઇન્દુહાસથી !

( સાખી ) ચન્દ્રિકાના હાસથી નવ ચેતનના રંગ,
ઉધડે અંતર આભમાં, ઝીલો એ મુજ સંગઃ
ઝીલો સખિ ! ઉમંગથી. ( ૨ ) ૩

ઉંચા ઉંચા કો ગિરિને,શૃંગ,
'ભિમાં હતા એમ એક દી,
સારી સૃષ્ટિનાં સ્પર્શે અંગ;
આવાં જ ઓપતાં તેજથી,

( સાખી ) રૂપેરી કો પાત્રમાં નિર્મળ ભરિયાં નીર,
તેવાં સુન્દર શોભતાં, સૃષ્ટિ હરે આ ક્ષીર;
ઝીલ્યાં સખિ ! એ ધીરથી. ( ૨ ) ૪

ચાલો સાહેલી ! આપણ સર્વ,
વીનવીએ મહાતાતને,
આપે નિત્ય નિત્ય આવાં પર્વ;
મોંઘી આ માનવ જાતને.

## હર્ષોદ્‌ગાર.*

લેખકઃ શ્રીયુત " નવલ-નવનીત. "

સુણી મંગળ ગીતના રવ મીઠા, નિર્દોષ શાંતિ મહિં,
આજે ચિત્ત પ્રફુલ્લ પૂર્ણ બનતું, આનંદ-ઉર્મિ થકી;
એ આનદ સદા અખંડિત વહો, યાચી પ્રભુ પાસથી,
હર્ષોદ્‌ગાર હું આજ મિત્ર જનના, સત્કાર જે સ્નેહથી
" भार्या बन्धुजनाः सखा प्रियतमा सैका सहुत्वं मता "
આવે માતપિતા સહોદર ત્યજી, પામંત પ્રીતિ-સુધા;
અર્પી ઉરતણા સુરહાણ મધુને, આહ્‌લાદ જે પ્રેમથી,
જેથી દેવ રમે સદા તુજ ગૃહે, આનંદ-ઉલ્લાસથી.
ત્યાગે આશ્રમ બ્રહ્મચર્ય ત્યજીને, આજે ગૃહસ્થાશ્રમે,
ધર્માધીન બની સદા ધીરજથી, કર્તવ્યને રક્ષજે;
સંસારાર્ણવમાં પ્રયાણ કરતાં, શાન્તિ વિષે ચાલજે,
આધિઓ સહુ દૂરથી ત્યજી ઠઠ આનંદથી મ્હાલજે.
આજે મંગલ લગ્નના શુભ દિને, આનદ જે વર્તતો,
તે આનંદ સુદંપતી હૃદયમાં, હમ્મેશ વાસો વસો;
બાલાના સુ લલાટપટ્ટ વિષયે, સૌભાગ્યનો ચાંલ્લો,
રાખો ઈશ અખંડ આ અવનિમાં, આશા અનેરી ફળો.
આખું વિશ્વ ઉજાળતી ધવલ આ, ઇન્દુ તણી ચન્દ્રિકા,
તેવી રત પ્રભુ કૃપા યુગલનું, ઉજાળજો ભાગ્ય આ,
વાધો દંપતિ-સ્નેહ ને જીવનની યાત્રા સુખેથી કરો,
એવા આશીર્વાદ સ્નેહી જનના, कुर्यात् सदा मंगलम्.

---

## જગત્‌માં પ્રભુ.

લેખકઃ રા. રા. બચુભાઇ પરીખ.

જગત્‌માં પ્રભુ છે ને હતા.
જગત્ ભૂલે, પણ એ ભૂલતા નથી;
જગત્ ઉંઘે, પણ એ ઉંઘતા નથી;
જગત્ આળસે, પણ એ આળસતા નથી;
જગત્ નિંદે, પણ એ નિંદતા નથી,
જગત્ ઝોકે, પણ એ ઝોકતા નથી;
જગત્ ઝુલે, પણ એ ઝુલતા નથી,

* આ કાવ્ય એક મિત્રના લગ્ન પ્રસંગે લખવામાં આવ્યું છે એમાં લગ્નની ભાવના, હૃદય ભ રે સાથે દંપતીને આશીર્વાદયુક્ત અભિનંદન આપવા નમ્ર યત્ન કર્યો છે લેખક.

# ઇસ્લામી ધર્મમાં સ્ત્રીનું સ્થાન.

( ઇંગ્રેજી ઉપરથીઃ—ગયા અંકથી ચાલુ. )

લેખક શ્રીયુત "R—"

૨.

**મહાન્ ઇસ્લામી બાનુંઓ.**

ઇસ્લામી ધર્મના ઇતિહાસમાં ઘણી ઉમદા અને વિખ્યાત સ્ત્રીઓનાં જીવન વાંચવામાં આવે છે. પયગમ્બર સાહેબની વ્હાલી પત્ની ખદીજા બેગમની પુત્રી ફાતીમા બાનુ જે હજરત મહંમદે "ચાર ઉત્તમ સ્ત્રીઓ" ગણાવેલી છે ત્હેમાંની એક હતી, ત્હેનાથી શરૂ કરીને અર્વાચીન કુરૂત–ઉલ–એન, જેને વિશે હવે પછી લખીશું, ત્હેના સુધીમાં અનેક દ્રષ્ટાન્તો નજરે પડે છે. આમાંની કેટલીક સ્ત્રીઓ તો પયગમ્બર સાહેબના પોતાની સંબન્ધી હતીઃ ત્હેમની પત્ની આયેશા (અરશા) બેગમ જેણે હજરત અલીની સામે બળવો ઉઠાવ્યો અને ઉંટની પ્રસિદ્ધ લ્હડાઇમાં પોતાના લશ્કરની આગેવાની લીધી હતી. ફાતીમા બાનુ, પયગમ્બર સાહેબની પુત્રી, ખલીફાતના વારસાને લગતી ભાંજગડોમાં વારંવાર ભાગ લેતી; અને જેની સંતતિ "સૈયદ" એ પવિત્ર નામથી ઓળખાય છે. આ બાનુને હજરત મહંમદના સઘળા અનુયાયીઓ હજુ સુધી પણ ચ્હાય છે અને માન આપે છે. એને ઇસ્લામી દુનિયાએ જુદાં જુદાં નામ આપ્યાં છે જેવાં કે, "સ્વર્ગની સુન્દરી," અથવા "જન્નતની પરી." સ્ત્રીઓમાં જે સઘળું પવિત્ર સત્ય અને નિર્મળ છે, તે સર્વની મૂર્તિ ત્હેને ગણવામાં આવે છે અને માનવ કલ્પનાના ઉંચામાં ઉંચા આદર્શ રૂપે તે મનાય છે.x હજરત મહમ્મદની પૌત્રી ઝૈનાબ બાનુનો આત્મા ઘણોજ નીડર હતો. બીજી મહાન્ સ્ત્રીઓમાં નીચે જણાવેલ બાનુઓ પણ સુપ્રસિદ્ધ છેઃ સિંહ હૃદયવાળી ઝેબા ઘણાં યુદ્ધોમાં બહાદુરીથી લ્હડી હતી અને અત્યંત શૂરવીર યોદ્ધાઓની પણ સમોવડીયણ ગણાઈ હતી. ઝોબીદાએ પોતાના કાળના ઇતિહાસમાં મહત્વનો ભાગ લીધો હતો અને ત્હેના સદ્‌ગુણો તથા જ્ઞાન અને કુશળતાને લીધે તે પોતાનું નામ સર્વ સન્માનિત કરી ગઇ છે. હમીદા જેને પોતાના પુત્રની સ્વતંત્ર વાલી નીમવામાં આવી હતી, ત્હેણે ત્હેને એવી સારી રીતે કેળવણી આપી કે પોતાના સમયનો સહુથી વધારે પ્રસિદ્ધ ન્યાયશાસ્ત્રી તે થયો હતો. હજરત અલીની પૌત્રી સુકેનાહને માટે પેરોન લખે છે કે તે બાનુ તે વખતની ઘણીજ ખૂબસુરત, ઇમાનદાર,

x પયગમ્બર સાહેબે આ બાઇ, જે ત્હેમને ઘણી વ્હાલી હતી, ત્હેને બોધ આપ્યો હતો કે–"અય ફાતીમા! એવા ખ્યાલમાં ના રહેતાં કે–હું પયગમ્બરની પુત્રી છું.–બસ્ તો એ છે કે છેવટના દિવસ ( ઇન્તેકાળ ) ને માટે તૈયારી કરી રાખવી."

પ્રભાવશાળી અને ઝળહળતા સદ્‌ગુણોવાળી સ્ત્રીઓમાં મુખ્ય હતી. અને શેખા ફુલ્લા, જેને ફખ્રુન્નિસા ( કામિનીઓની કીર્તિ ) કહેવામાં આવી છે, તે ઇસ્વીસનના અગિયારમા સૈકામાં બગદાદ શહેરમાં સાહિત્ય, વક્તૃત્વ કળા, અને કવિતા ઉપર જાહેર રીતે વ્યાખ્યાનો આપતી. આ દાખલાઓ એટલું તો સાબીત કરી જ આપે છે કે સ્ત્રીઓની સામાન્ય રીતે પુરૂષો કરતાં ઉતરતી સ્થિતિ થઇ તે કેટલેક અંશે ત્હેમની પોતાનીજ મૌન સંમતિનું પરિણામ હતું. કારણ કે થોડીક સ્ત્રીઓ તો ઉંચું પદ મેળવી શકી અને તેમ કરવામાં ત્હેમને કોઇ બન્ધ નડયો નહિં હતો. પરન્તુ ત્હેની સાથે એટલું યે ખરૂં કે કેટલાક, ખલીફાએ ત્હેમની સ્વતંત્રતા ઓછી કરવાને પ્રયત્નો પણ કર્યા હતા. અને અલી હાકેમ,—જે રાક્ષસ રૂપે હોઇ દુષ્ટતાનો ભંડાર હતો અને રેગન શહેનશાહ કેલીગ્યુલાની માફક ઘણું કરીને ગાંડો પણ હોવો જોઇએ ત્હેણે દસમા સૈકામાં સ્ત્રીઓને સાધારણ, જનાનાઓ કરતાં પણ સખ્ત બન્ધન માં રહેવા ફરજ પાડી હતી અને કોઇ સ્ત્રી રસ્તા ઉપર ફરતી દેખાય તો ત્હેને દેહાન્ત દંડની સજા કરવાનો હુકમ પણ કહાડયો હતો !

સ્ત્રી-વિદ્વાનો.

મુસલમાન સ્ત્રીઓની અસર આરબસ્થાન, ઇરાન અને નજદીકના મુલકો ઉપરાંત બીજા દેશોમાં પણ જોવામાં આવે છે. સ્પેનમાં વસતા મૂર (આરબ) લોકોમાં, ત્હેમના સુલતાન બીજા વાલીદના સમયમાં સ્ત્રીઓને પડદામાં રાખવાનો જે રિવાજ દાખલ થયો હતો, ત્હેને અંગે ત્હેમને ઘણું અજબ છુટાપણું રહેતું. અને રાજધાનીનું શહેર, કોર્ડોવા સ્ત્રી-અભ્યાસીઓ તથા પ્રજાનાં બુદ્ધિશાળી સ્ત્રી આગેવાનોનું કેન્દ્ર સ્થાન બન્યું હતું. ત્હેની સાથે તે સ્ત્રી-કવિઓનું નિવાસ સ્થાન પણ તેટલા જ મહત્વનું ગણાતું. અહિં પિતાઓ પોતાની સંસ્કારી પુત્રીઓની પ્રસંશામાં ત્હેમને મળેલા ખિતાબો પોતાનાં ઉપનામ તરીકે ધારણ કરતા........ ઐઝા, હફસા અને હુમદા જેવી પ્રતિભાશાળી બાનુઓએ આ શહેરમાં પોતાનાં સુસંસ્કારી કાવ્યો લખ્યાં છે. જીવન પર્યન્ત અવિવાહિત રહેલી બાનુ વલ્લાદેહ, જેણે લાંબુ આયુષ ભોગવ્યું હતું, તે તો વળી પોતાની કવિતામાં, પોતાના મેળાવડાઓમાં, તથા પોતે કળા અને સાહિત્યને જે ઉદાર આશ્રય આપતી હતી ત્હેમાં અનુપમ હતી. શાહજાદીઓ અને ઉમરાવજાદીઓ સંગીત પાર્ટીના મેળાવડા કરતી, "ટેનિસ" અને "રેકેટ" જેવી રમતોમાં પોતાની ચાલાકી અજમાવતી, અને ધનુર્વિદ્યાનો અભ્યાસ કરતી......અગીઆરમા *સૈકામાં કોર્ડોવા શહેર સ્પેનના ખ્રિસ્તીઓએ છતી લીધું તે સમયે ઇસ્લામી ધર્મની રાજ્ય*ધાનીઓના જૂદાં જૂદાં શહેરોમાં, સ્ત્રીઓ-ધારા શાસ્ત્રીઓ, કુરાનના ધર્મશાસ્ત્રની શિક્ષિકાઓ સંગીત શાસ્ત્રીઓ, તથા લેપટન ભાષાની કવિઓ તરીકે, જઇને વસી. અને ગ્રેનેડા ( મૂર લોકોના તાબાનું સ્પેનમાં રહેલું છેલ્લું નગર ) જ્યારે હાથથી ગયું ત્યારે છેલ્લા મૂર સુલતાનને તે ખોવા માટે સખ્ત ઠપકો આપનાર તો ત્હેની માતા હતી ! ખરૂં જોઇએ તો-ઘણા સૈકા સુધી પશ્ચિમની યુરોપિયન ખ્રિસ્તી પ્રજાઓ કરતાં ખગોળ, વૈદક, તર્ક, ( ન્યાય ) અને સઘળા ઉપયોગી તથા શણગારની કળાઓના જ્ઞાનમાં સેરેસન ( મૂર ) લોકો ઘણા આગળ હતા. અને એ તો ખરૂંજ છે કે પોતાની સ્ત્રીઓને તદ્દન તાબેદારીમાં અથવા અધમતામાં નાંખી મૂકે, એવી કોઈ પણ પ્રજા આવી મહત્તાએ પ્હોંચી શકે, એ માની શકાય એમ નથી.

**જ્ઞાન મેળવવાની ઇચ્છા.**

મધ્યકાળના મુસલમાનો વિશે લખતાં સૈયદ આમીરઅલી ખરૂં કહે છે કે "જ્ઞાન મેળવવાની ઇચ્છા માત્ર પુરૂષોને જ હતી એમ નહિં. સ્ત્રીઓને કેળવવાનું તથા સામાન્ય જ્ઞાન આપવાનું કામ પુરૂષોના જેવી જ પદ્ધતિથી ચલાવવામાં આવતું અને સાહિત્ય તથા વિજ્ઞાનના અભ્યાસમાં સ્ત્રીઓ પણ પુરૂષોના જેટલી જ ઉત્સાહી હતી. હેમના અભ્યાસ માટે ખાસ પાઠશાળાઓ હતી. ( આવું જ એક વિદ્યાલય મિસર દેશના મેમેલ્યુક સુલતાન મલિક લાહેરની પુત્રીએ ચૌદમી સદીની શરૂઆતમાં કૈરોનગરમાં સ્થાપન કર્યું હતું. ) આ શાળાઓમાં સ્ત્રીઓ વૈદક અને ધારા શાસ્ત્રનો અભ્યાસ કરતી,—નીતિ શાસ્ત્ર વક્તૃત્વકળા અને સાહિત્યનાં શાસ્ત્રો વિશે વ્યાખ્યાનો આપતી,—અને દેશના ભવ્ય ઉત્કર્ષમાં ભાગ લેતી. શ્રીમન્તો અને સુલતાનોની પત્નીઓ તથા પુત્રીઓ પોતાનું ધન વિદ્યાશાળાઓ સ્થાપવામાં તથા યુનિવર્સિટીઓને આશ્રય આપવામાં, માંદાઓ માટે દવાખાનાં કઢાવવામાં અને ગરીબ અનાથ અને વિધવાઓ માટે આશ્રમો કઢાવવામાં વાપરતી.......ઘણી મુસલમાન સ્ત્રીઓ કવિતામાં સુપ્રસિદ્ધ હતી, " જેમાં માત્ર તેઓ પયગમ્બર સાહેબની પુત્રી ફાતીમાના દાખલા પ્રમાણેજ વર્તતી હતી.

**સ્ત્રીઓની અસર.**

તરૂણ આત્માઓને ખીલાવવાનું કામ, જે મુખ્યત્વે કરીને સ્ત્રીઓનું છે, તે અને હેની વિશાળ અસરોનાં દૃષ્ટાન્તો આપવામાં આવ્યાં છે અને હેવાં અસંખ્ય બીજાં આપી શકાય. એક જાણવા યોગ્ય દાખલો એ છે કે જાવાના લોકો પોતાના દેશને એક મહાન્ હાકેમ રેઇન પાકુને ઉઠેરીને મ્હોટો કરનાર મુસલમાન વિધવાની કબર આગળ હજી પણ પ્રાર્થના કરે છે. વિન્વુડ રીડ નામના લેખકે પોતાની " આફ્રિકાની નોંધ " એ નામના પુસ્તકમાં ઈસ્લામી બાનુઓની પ્રશંસા કરી છે અને હેમના " ગંભિર તથા સુયોગ્ય " દેખાવની પ્રસંશા કરી છે. સ્ત્રીઓના આચાર વિચારની અસર બહુધા પુરૂષોના અભિપ્રાયો ઉપર આવી સામાન્ય રીતે પણ સચોટ પડતી. રૂબ્રૉકના વિલિયમ લખે છે કે ખ્રિસ્તી ધર્મના પ્રચારમાં હેને મુસલમાન સ્ત્રીઓની અસરે ઘણી મુશ્કેલી આપી હતી; અને મોંગોલ લોકોને ઇસ્લામી ધર્મમાં લાવવામાં કેદ થયેલી મુસલમાન સ્ત્રીઓએ મહત્વનો ભાગ લીધો હતો. ટિ. ડબલ્યુ. આર્નોલ્ડ " ઇસલામના ઉપદેશ " નામના પુસ્તકમાં લખે છે કે મોગલ લોકોમાં સ્ત્રીઓ સન્માનિત સ્થિતિમાં રહે છે એમ લાગે છે અને તેઓએ જાહેર કામકાજમાં ભાગ લીધાના પણ ઘણા દાખલા આપી શકાય. અર્થાત્ પડદો અને તાબેદારી હોવા છતાં સ્ત્રીઓની પુરૂષો ઉપર અસર તો થયા વિનાની રહેજ નહિં.

**સ્ત્રીના મિલકતના હક.**

ઈસ્લામીઓમાં મિલ્કતવાળી સ્ત્રીઓને અમુક સત્તા છે અને માબાપની તરફથી મળતા વારસામાં પુત્રીઓ પુત્રોની સાથે જ હકદાર મણાય છે. જો કોઇ સ્ત્રી લગ્ન પછી પૈસો કમાય, તો તે પણ એના ધણીથી લઇ શકાય નહિં. અને પોતાની મિલ્કતની વ્યવસ્થા તે સ્ત્રી પોતાના પિતા અથવા સ્વામીની દરમિયાનગીરી વિના કરી શકે તેમજ ન્યાયની કોર્ટમાં પોતાના દેવાદારોની સામા સ્વતંત્ર રીતે તે દાવા પણ લાવી શકે. લગ્ન થવા પ્હેલાં ધણીએ સ્ત્રીને

" કુરાનમાં સ્ત્રી અને પુરૂષ વચ્ચેની અનીતિ ઘણા જ સખ્ત શબ્દોમાં ધિક્કારી કહાવામાં આવી છે, એટલુ જ નહિં પણ ત્હેવો દોષ કરનારને ત્રાસદાયક સજા ફરમાવી છે. આ કારણથી,—અને સ્ત્રી સુખના ઉપભોગની સુગમતા એટલી બધી વિશાળ અને અનુકુળ છે કે એક પ્રકારની અજ્ઞાત નીતિ ( જેને આપણે બ્રહ્મચર્ય અથવા પવિત્રતા તો ન કહી શકીએ, તે ) ઇસ્લામી જન સમાજમાં પ્રસરેલી જોવામાં આવે છે; અને આના વિરુદ્ધ દરેક યુરોપિયન પ્રજાના અમુક ભાગોમાં જે ગાઢ અનીતિની વ્યવસ્થા 'ખુલ્લી' રીતે ચાલે છે તે આપણને ખ્રિસ્તી તરીકે ખાસ શરમાવાનું કારણ છે. સંપૂર્ણ રીતે મુસલમાનોથી વસેલા કોઈ પણ મુલકમાં, જો કે નીતિની લાગણીનું સામાન્ય ધોરણ ગમે તેવુ ઉતરતી પંક્તિનું હશે, તો પણ ખ્રિસ્તી પ્રદેશોમાં જોવામાં આવતી મનુષ્ય જાતિની ઘોર અધમતા ત્યાં સાધારણ રીતે નજરે પડતી નથી. "

**વધતું જતું "એક પત્નીત્વ"**

અનેક સ્ત્રી પરણવાના રિવાજને કાબુમાં રાખનારો નિયમ—હજરત મહમ્મદે ચાર સ્ત્રી સાથે લગ્ન કરવાની આપેલી પરવાનગી–પ્રજામાં બાંધેલી અને અનીતિનો પ્રચાર રોકવામાં બહુ ઉપયોગી થઈ પડ્યો છે અને ન્હાના પાપવડે મ્હોટું પાપ રોકાવા પામ્યુ છે. પણ એ ખરૂં છે કે એક સ્ત્રી પરણવાનો ચાલ તો ઉત્તમ જ છે અને જો પતિ પત્ની અરસ્પરસ વફાદાર રહેતો એના જેવું આદર્શ લગ્ન બીજું કયુ હોઇ શકે ? અનેક પત્નીત્વના રિવાજનું એક બીજું કારણ એ છે કે સઘળાં છોકરાં વારસ હોઇ વારસામાં ત્હેમને માતાની સાથે અમુક હક મળે છે. સ્ત્રી પુરૂષના પરસ્પર સંબન્ધમાં નીતિનો સવાલ, આખી દુનિયામાં વિચારવાની અને વસ્તુ સ્થિતિમાં સુધારો કરવાની બહુ જરૂર છે. પણ ત્હેનો નિર્ણય તો ભવિષ્યમાં સ્ત્રીઓ અને પુરૂષો સાથે મળીનેજ કરી શકશે. આ પ્રમાણે હાલ પણ થતું ચાલુ છે; અને ઇસ્લામીઓ જે પ્રથમ ચાર સ્ત્રી પરણવાના શબ્દાર્થને પકડી રાખતા હતા, તેઓમાં હવે એક પત્નીત્વની ભાવના વધારે વધારે પ્રસરતી જાય છે. પરન્તુ જ્યારે મુસલમાન સ્ત્રીઓ આ વાત ઉપાડી લેશે અને પુરૂષો ત્હેનું મહત્વ પૂરેપૂરૂં સમજશે, ત્યારે જરૂર એ ભાવના ઇસ્લામી પ્રજાઓના ( અને જગત્ સમસ્તના લોકોના ) પ્રજા જીવનનું ધોરણ થશે હિન્દી મુસલમાનોમાં અત્યારે સેંકડે ૯૫ ટકા એકેજ સ્ત્રી પરણે છે–પછી ફરજિયાત કે નીતિના વિચારથી તેમ થતું હોય કે ગમે તે બીજા કારણથી,—અને કેળવાયલા વર્ગોમાં અનેક પત્નીત્વ તરફ અણગમો તથા અરૂચિ વધતાં જોવામાં આવે છે, ઇરાનમાં ફક્ત સેંકડે બે ટકાજ પુરૂષો એક કરતા વધારે સ્ત્રી સાથે લગ્ન કરે છે. એક ઇસ્લામી આગેવાન જેણે પોતાના ધર્મ સંબન્ધી પુસ્તકો લખ્યા છે તે જણાવે છે કે–"મ્હારો પોતાનો અભિપ્રાય તો એ છે કે હું અનેક સ્ત્રી પરણવાના રિવાજને ચાલુ જમાનામાં અનીતિ રૂપ જ અને ઇસ્લામના આન્તર્ હેતુનો વિરોધી ગણું છું; અને મ્હારા જેવો વિચાર ઘણા મુસલમાનોનો છે. " આ એક અગત્યનો અભિપ્રાય છે, જે ઉપરથી સમજાય છે કે ઇસ્લામના અનુયાયીઓમાં–જીવનના આ પ્રદેશમાં–સુધારો થવા લાગ્યો છે અને ધીમે ધીમે આગલી સ્થિતિ હવે પસાર થઇ જશે એવું માનવાને કોઇજ કારણ નથી કે યયગમ્બર સાહેબનો " ચાર સ્ત્રી પરણવાની હદ બાંધનારો સુધારો " એટલેથીજ અટકી જશે અને ભવિષ્યમાં સંપૂર્ણ રીતે એક પત્નીત્વનો નિયમ સ્વીકારવામાં કોઈ હરકત નડશે, કારણ

કે ઉત્કર્ષનો વાયુ પ્રજામાં વાય છે ત્યારે ગમે તેટલા મહાન્ ગુરૂઓનાં વચનો પણ્યુથી બન્ધાઇ રહેવા લોકો ઇચ્છતા નથી.

**સ્ત્રીની સામાન્ય સ્થીતિઃ**

સૈયદ અમીર અલી એમ પણ માને છે કે મુસલમાન દેશોમાં સ્ત્રીની સ્થિતિ આપણે ધારીએ છીએ એટલી હલકી નથી તે કહે છે કે-" સામાન્ય રીતે વિચાર કરતાં, ઇસ્લામી સ્ત્રીની હાલત ઘણી યુરોપિયન સ્ત્રીઓના કરતાં ઉતરતી નથી અને ઘણી બાબતોમાં તો તે વધારે સારૂં સ્થાન ભોગવે છે. ત્હેની દેખીતી રીતે પછાત સ્થિતિ છે, તે ત્હેનામાં જ્ઞાન અને કેળવણીનો અભાવ છે, ત્હેનું પરિણામ છે અને, ત્હેના બાપદાદાઓના રચેલા કાયદાઓમાં તેમ હોવાનું કાંઈ ખાસ કારણ જોવામાં આવતું નથી."

ઉપરના અને બીજા ફકરાઓમાં " ઇસ્લામના આત્મા " નો લેખક એક સત્ય એ સૂચવે છે કે સ્ત્રીઓની સ્થિતિ ધર્મશાસ્ત્રના નિયમો ઉપરાંત બીજાં, ઉંડા અને ગંભીર સંસાર જીવનનાં તત્વો ઉપર પણ આધાર રાખે છે. પરન્તુ એ વિદ્વાન્ ચાલુ સ્થિતિથી સન્તોષ માનતો નથી. તે કહે છે કે-" પડદાનો રિવાજ અનન્ત મુશ્કેલીઓ ઉભી કરે છે અને બાળકોનું પ્રાથમિક શિક્ષણ હાનિકારક બનાવી મૂકે છે. આ રિવાજ ધર્મની કોઇ આજ્ઞાને લીધે નહિં પણ ફક્ત રૂઢીને લઇને ચાલુ છે અને અમુક મગરૂર કરતો હોવાથી ટકી રહ્યો છે. ઇરાનના પ્રાચીન રાજાઓએ મ્હોટાઇના ચિન્હ તરીકે તે શરૂ કર્યો હતો અને ઇસ્લામી સુલતાનો અને આગેવાનોએ ત્હેમની દેખાદેખીમાં તે રિવાજ ચાલુ રાખ્યો છે. આરબોનાં ટોળાંમાં સ્ત્રીઓને સંપૂર્ણ સ્વતંત્રતા હોય છે અને મરજી મુજબ તેઓ હરી ફરી શકે છે. હઝરત મહમ્મદના કુટુમ્બની બાનુઓ ત્હેમના અનુયાયીઓને મળતી, ત્હેમની સાથે વાતચીત કરતી, અને પુરૂષોના ખાણામાં મદદ કરતી."

એક બીજો આગળ વધેલા વિચારનો મુસલમાન, એમ. એ. મોહિદીન ( જે મદ્રાસમાં મેજિસ્ટ્રેટ હતો તે ) પડદાનો રિવાજ બંધ પાડવા માગે છે. ત્હેણે ૧૯૧૧ માં એક હજાર રૂપિયાનું ઇનામ જાહેર કરીને જણાવ્યું હતું કે જે કોઇ કુરાનમાંથી અથવા પયગમ્બર સાહેબની કથાઓમાંથી એમ સાબીત કરી આપે કે સ્ત્રીઓને પડદામાં રાખવાનું ત્હેમનું ફરમાન છે, ત્હેને પોતે રૂ. ૧૦૦૦ આપે. આ ચર્ચા ત્હેણે યુનિવર્સલ રેસ કોન્ગ્રેસ ( સર્વ પ્રજા પરિષદ ) આગળ પણ રજુ કરી હતી અને પડદાના રિવાજનાં દુઃખો-કેળવણીના અભાવે અજ્ઞાનતા અને ખુલ્લી હવાની ન્યૂનતાને લીધે ફેફસાંના દર્દો થાય છે-એમ જણાવ્યું હતું. તેણે કહ્યું હતું કે-" આપણે, કુરાનના ફરમાન મુજબ, સ્ત્રીઓને બધી પ્રજાઓમાં ઉંચામાં ઉંચું સ્થાન આપ્યાનું અભિમાન રાખીએ છીએ પણ આ પદ ત્હેમને શા કામનું છે-જો ત્હેમની આખી જિંદગી સોનાથી રસેલા પાંજરાનાં પક્ષિઓની પેઠેજ ગાળવાની હોય તો ? આપણે આપણી પ્રજાના અર્ધા ભાગને કેદમાં પૂરી રાખીએ છીએ-ત્હેનું નુકશાન આપણનેજ થાય છે? બીજી પ્રજાઓની સાથેની હરીફાઈમાં આપણને એકલે હાથે કામ લેવું પડે છે, એટલુંજ ત્હેનું પરિણામ આવે છે."

આવા સુધરેલા વિચાર આપણે જોઇએ છીએ, છતાં મુસલમાનોમાં એવા પણ કેળ-

**નવી દુનિયામાં જૂનો જમાનો:**

વાંચેલા અને જૂદા જૂદા દેશોમાં ફરી આવેલા પુરૂષો હજી પણ છે, જેઓ પડદાનો રિવાજ અને સ્ત્રીની ઉતરતી સ્થિતિ ચાલુ રાખવામાં અનુમતિ આપે છે. તેઓ કહે છે કે "ઇસ્લામમાં પુરૂષનું ઉપરીપણું ઠરાવેલું છે, જે સ્થિતિ મુજબજ કુદરતે પણ મનુષ્ય જાતિ પેદા કરી છે, એ વાત તેઓ ભૂલી શકે તેમ નથી. "હાલીલ હારીદ" અર્ધચન્દ્ર અને ક્રોસ (ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મ) એ નામના હેના પુસ્તકમાં–" પુરૂષોને ઈશ્વરે સ્ત્રીના કરતાં અધિક ગુણો બક્ષ્યા છે, તેથી તેઓ હેના કરતાં ચ્હડિઆતા છે," એમ ધર્મશાસ્ત્ર ઉપરથી જણાવે છે. પરન્તુ આવી રીતે "કુદરત" નું પ્રમાણ લાવીને જેઓ જગતનો ઉન્નતિક્રમ રોકવા પ્રયત્ન કરે છે, તેઓ માત્ર લાકડીના બળથી મહા નદીનો પ્રવાહ રોકવાને ફાંફાં જ મારતા હોય નહિ એમ જણાય છે !

કેટલીક બાબતમાં ખાસ કરીને મોરોક્કો દેશમાં કુરાનના સમય કરતાં પણ હાલ વધારે ઉતરતી હાલતમાં સ્ત્રીઓને જોવામાં આવે છે કારણકે ત્યાં છોકરો યુવાનીમાં દાખલ થયો કે તરત એના માબાપ તરફથી એક દાસી ગુલામ હેને, સોંપવામાં આવે છે.* છતાં પણ આ હલકી ગુલામડીઓ ખુલ્લા મુખથી ફરે છે અને જો હેમના ઉપર જુલમ ગુજારવામાં આવે તો મસ્જીદો જેવાં આશ્રયસ્થાનમાં ન્હાસીને ભરાઇ જાય છે અને પોતાને બીજા માલિકને વેચવાની ફરજ પાડી શકે છે અને જો એ ગુલામડી છોકરું થાય તો હેના માલિકે–હેની ઇચ્છા હોય તો હેને છુટકારો પણ આપવો પડે છે.

**નવા વિચારની પ્રગતિ:**

પરન્તુ મુસલમાન દેશોમાં સ્ત્રીઓએ હવે હીલચાલ કરવા માંડી છે "યુવાન તુર્ક" ટોળી (જેણે તુર્કીની શહેનશાહતમાં બારે બજાવી જગાવી રાજ્યની ઉથલ પાથલ કરી નાખી હતી તે–) ની રાજકીય ચળવળમાં સ્ત્રીઓએ મ્હોટો ભાગ લીધો હતો, જો કે પાછળથી હેમને હાનિકારક પરિણામ પણ સહન કરવું પડ્યું હતું પરન્તુ જ્યારે તુર્કી સ્ત્રીઓ નીચે મુજબ લખવાની હિંમત ધારણ કરી શકે, ત્યારે હેમની અધમ દશા હવે વધારે લાંબો વખત રહેવા પામે તેમ નથી, એ ખાત્રી છે: (પોતાની સહચારિણી સ્ત્રીઓને લખતાં તે કહે છે કે—)

"આપણે વધારે એકત્ર થવું અને ધીમે ધીમે પણ દ્રઢતાથી વધારે સારી, વધારે સ્વતંત્ર, વધારે તન્દુરસ્ત સ્થિતિ મેળવવાને આગ્રહ કરવો જોઇએ.

આ કૃત્રિમ બન્ધનો, જેમને લીધે આપણી મશ્કરી થાય છે તે હવે આપણે, દૂર કરવાં જોઇએ ઉત્કર્ષની મહાન્ કૂચમાં આપણે ખુશી રીતે અને બહાદુરીથી ભાગ લેવો જોઇએ. આપણી જિંદગીને કેદખાનામાં પૂરી રાખવામાં આવે છે, હેની સાંકળો તોડી નાખીને સ્વતંત્ર થવાની આપણે હિંમત ધારવી જોઇએ—અને આ સ્વતંત્રતા આપણે જે મેળવવાની છે તે–વિચાર, વર્તન અને પ્રગતિની સ્વતંત્રતા છે આપણી બન્ધન મુક્ત સ્વેચ્છા

* કુરાનમાં લખ્યું છે કે "જો ત્હમારી દાસીઓ પવિત્ર જિંદગી ગાળવા માગતી હોય, તો ત્હમે હેમની નીતિને ભ્રષ્ટ કરશો નહિ કદાપિ કોઇ તેમ કરશે તો હેનો દોષ તે સ્ત્રીઓને માથે બિલકુલ નથી (પણ હેમના સાથે અનીતિથી વર્તનાર પુરૂષના ઉપર છે)

બહિનીઓ માટે નવો જમાનો શરૂ કરવાના સામમાં-ગમે હેવી મુશ્કેલીઓ આવી પડે તો, પણ-આપણે જ આગેવાની કરવી જોઇશે."

અમેરિકાની એક કોલેજમાં યુરોપિયનોની સમક્ષ ખુલ્લા મ્હેરાથી (બુરખા વગર) એક તુર્કી બાનુએ ભાષણ આપ્યું હતું, તેથી જુના વિચારના મુસલમાનોમાં ગુસ્સાનો જબરો આવેશ વ્યાપી ગયો હતો; પરન્તુ એણે એક એવું દ્વાર ઉઘાડ્યું છે, જેમાં થઇને બીજી સ્ત્રીઓ હવે વધારે સ્હેલાઇથી પસાર થશે.

એજ મુજબ ઇરાનમાં પણ સ્ત્રીઓની અસર ખુલ્લી રીતે જણાવા લાગી છે. હબસ્યુ મ્સોર્ગન શુસ્તર*, જે એ દેશની અંદરની હાલત બીજા કોઇ પણ પરદેશી કરતાં વધારે સારી રીતે જાણે છે, તે જણાવે છે કે—

"ઇરાનનાં જાહેર કામોમાં સ્ત્રીઓ જે મ્હોટો ભાગ લેવા લાગી છે, તે જાણીને ત્હમને આશ્ચર્ય થશે. ૫૦૦ વર્ષની જૂની નિરંકુશ રાજ્ય સત્તાનો જે બોજો ઇરાનીઓ પોતાની પીઠ ઉપરથી ખસેડવા શક્તિવાન્ થયા છે, તે મુખ્યત્વે કરીને સ્ત્રીઓના પ્રયત્નોને લીધે જ બની શક્યું છે અહિં એક સ્ત્રીઓની સભા છે, જેની ઘણી ભારે સત્તા જણાય છે, ત્હેના પ્રમુખ અને અધિકારીઓના ચ્હેરા મ્હેં કદિ જોયા નથી, કારણકે એમના ધર્મના ફરમાન મુજબ એમને ઘર બ્હાર નીકળતાં મ્હોંપર બુરખો રાખવો પડે છે. મુસલમાન ધર્મ સ્ત્રીઓને આવી જિંદગી ગાળવાની ફરજ પાડે છે, છતાં ઇરાનની બાનુઓમાં જે મ્હોટી પ્રગતિ થઇ રહી છે, તે ખરેખર અદ્ભુત છે."

થોડાં વર્ષો ઉપર ઇરાનની મેજલિસ અથવા પાર્લામેન્ટમાં એક બનાવની વિલાયતના "ટાઇમ્સ" વર્તમાન પત્રે નોંધ લીધી હતી, જે બનાવ એ દેશની સ્ત્રીઓની પ્રગતિમાં જાણવા યોગ્ય હતો.

હાજી વકીલ એલ રૂય, હામાદનના સભાસદે નવી ચુંટણીના નિયમોને લગતા બીલની ચર્ચા ચાલતી હતી, ત્હેવામાં સ્ત્રીઓના હકના બચાવમાં અત્યંત જુસ્સાભર્યું ભાષણ કરીને આખી મેજલિસને આશ્ચર્ય પમાડી દીધી હતી. ત્હેને કોઇ પણ સભાસદનો ટેકો મળ્યો નહોતો અને મુજતેહિદ, એક ધર્મગુરૂએ એમ પણ જાહેર કર્યું હતું કે સ્ત્રીઓને આત્મા અથવા હક છે, એ સિદ્ધાન્તનો ફેલાવો ઇસ્લામનો નાશ કરશે. પરન્તુ છતાંય વિચાર લોકોની સમક્ષ મૂકવામાં આવ્યો હતો અને ત્હેને શુભ ફળ જરૂર મળવાનું."

**સ્ત્રી હક પ્રચારક મંડળ:**

કોન્સ્ટેન્ટિનોપલ (તુર્કીની રાજ્યધાનીના શહેરમાં) હાલ સ્ત્રી હક પ્રચારક મંડળ તરફથી એક સાપ્તાહિક પત્ર પ્રકટ કરવામાં આવે છે અને વારંવાર સભાઓ ભરાય છે, જેમાં પુરૂષો ઘણું ખરૂં ભાષણ કરે છે! વિલાયતના "ડેલી ટેલિગ્રાફ" નામના વર્તમાન પત્રમાં થોડા વખત ઉપર મિસ ગ્રેસ એલિસન નામની બાનુએ આ મંડળની એક સભાનું વર્ણન આપ્યું હતું

* મિ શુસ્તર એક પ્રસિદ્ધ અમેરિકન અર્થ શાસ્ત્રી છે અને તેઓને ઇરાનના નાણાં ખાતાના ઉપરી નીમ્યા હતા એમણે એ દેશને દુશ્મનો બચાવવાને ઘણા પ્રયત્નો કર્યો, પણ યુરોપનાં મ્હોટાં રાજ્યોના વિરોધને લીધે તે ફાવ્યા નહિં અને એમને ઇરાન ફરજિયાત છોડવું પડ્યું હતું.

હિતની વિરુદ્ધ છે. જિંદગીના બગીચામાં ધેર યત્ન કરીને ઉછરેલાં ફુલ શા કામનાં છે? ગુલામી વડે સદ્ગુણ લાવી શકાયજ નહિં. શું ત્હમારાં બાળકોને જુઠું બોલતાં અટકાવવા માટે ત્હમે ત્હેમની જીભ કાપશો.”

**સ્ત્રીઓની સભા.** કૉન્સ્ટેન્ટિનોપલમાં એક બીજી સભા તે અરસામાં મળી હતી, જેમાં જુદી જુદી સ્ત્રીઓની સભાઓના પ્રતિનિધિઓ એકઠા મળ્યા હતા, ત્હેમાં સ્ત્રીઓજ ભાષણ કરતી અને પોતાની સંસ્થાનો અહેવાલ રજુ કરતી હતી. ત્હેમના ભાષણોનો ઉપદેશ એકલા પોતાના હક માટેજ માગણી કરવાનો નહિં હતો; તેઓ સાંસારિક સુધારા માટે પણ ચર્ચા કરતાં હતાં. અને ત્હેમણે તુર્કી સિપાહીઓ તથા ખલાસીઓનાં ભૂખે મરતાં સ્ત્રીઓ તથા બાળકોને મદદ મોકલી હતી. ત્હેમનું આ પગલુ બતાવી આપતું હતું કે ત્હેમનો દેશપ્રેમ ખરો અને ઉગ્ર છે અને ત્હેમની દૃષ્ટિમર્યાદા પોતાના હિતની માગણીઓમાંજ સમાપ્ત થતી નથી. આ હીલચાલને ઘણા પુરુષોનો અન્તઃકરણ પુર્વક ટેકો છે, એ વાત એનુ મહત્વ વધારે છે અને તુર્કીના રાજ્યકર્તાઓએ પણ સ્ત્રીઓને યુનિવર્હસિટીમાં ઉંચું શિક્ષણ લેવા દાખલ થવાની પરવાનગી આપી, તેઓ માટે ખાસ વ્યાખ્યાનમાળાની રચના કરી છે. આ પગલાનું પરિણામ સઘળા ઇસ્લામી દેશોમાંની દેશોમાંની સ્ત્રીઓની પદવીના ઉત્કર્ષમાંજ આવવાનું એ નિઃસંશય છે.

**સંસ્કારી સ્ત્રી–લેખકો:** મિસ એલિસનના લેખોનું તુર્કી વર્તમાન પત્ર "ટેનિન" માં ભાષાન્તર કરવામા આવ્યુ છે અને ત્હેના વાંચને આ હીલચાલને વિશેષ બળ આપ્યું હોવું જોઇએ હાલના તુર્ક સ્ત્રી–ગ્રન્થકારોમાં મિસ એલિસન હાલિદે–હાનુમને સહુથી બુદ્ધિશાળી અને સંસ્કારી લેખક માને છે તે ઇતિહાસ અને સાહિત્યનું શિક્ષણ આપે છે, પાંચ છ પુસ્તકો ત્હેણે લખ્યાં છે અને સ્ત્રીઓની સભાઓમા પ્રસંગોપાત્ત ભાષણો આપે છે. એક બીજી તુર્કી બાનુ જેણે ઇંગ્લૅંડમાં એક વર્ષ ગાળીને ઑક્સ્ફર્ડ કૉલેજમાં અભ્યાસ કર્યો હતો, ત્હેને માટે મિસ એલિસન કહે છે કે—

" જ્યારે એનો અભ્યાસ તે પુરો કરી રહે, ત્યાર પછી દર શુક્રવાર ( ઇસ્લામીઓનો આરામનો દિવસ ) ને દહાડે ગરીબ વર્ગની સ્ત્રીઓને શિક્ષણ આપતાં મ્હેં એને જોઇ છે. આમાંની કેટલીક સ્ત્રીઓ તો ૫૦ અને ૬૦ વર્ષની લગભગ લાગે છે અને કેટલીક તેથી ન્હાની છે, પણ આ વૃદ્ધ સ્ત્રીઓને–ન્હાનાં બાળકોની પેઠે, શબ્દોની જોડણી ગોખતી તથા જાણે પોતાના જીવન નિર્વાહનો સઘળો આધાર પાઠ શીખવા ઉપર હોય એમ–પોતાની પીઠવાળીને એકાગ્ર ચિત્તથી દરકત ઘુંટતી જોઈ મ્હારા હૃદયમાં બહુ લાગણી થઇ આવી. "

**બાનુ કુરરત–ઉલ આઇનઃ** " બાબીઝમ " ( બાબીના મત ) અથવા ત્હેના નવીન રૂપાન્તર " બાહાઇઝમ " ( બાહાનો મત ) નામની જે હાલ એક નવી પ્રવૃત્તિ ચાલી રહી છે, તેને માટે બે શબ્દો લખવા અહિં અસ્થાને નહિં ગણાય, એમ હું ધારું છુ કારણકે આ હીલચાલ જેને ગોબિનો " પ્રજાની અન્તઃકરણનો મૂળ ' સર્વ દેવવાદ ' જણાવી તત્વમાંહી ઉત્કર્ષનું છેલ્લું દર્શન " કહે છે કે ત્હેને સમર્થન અને ગતિ આપનાર એક મુસલમાનનો જ પુત્ર હતો.

# મોગલ સમયમાં સ્ત્રી કેળવણી.

લેખક રા. રા. શેલત વાસુદેવ રામચન્દ્ર.

૧.

મુસલમાનોના આવ્યા પછી તેમના ઝનાનખાનામાં સુંદર સ્ત્રીઓ અજ્ઞાનતિમિરથી ઢંકાયલી હતી, એ વિધાન અસત્ય છે, કારણ કે તેમના સમર્થનાર્થે ઐતિહાસીક પ્રમાણો મળી શકતાં નથી. તે સમયે સમાન્ય જનના પોતાના મહિલા વર્ગને શિક્ષણ આપતી હતી કે નહિ, તત્સંબંધે જો કે ઇતિહાસમાથી કંઇ પણ માહિતી મળી શકતી નથી, પરંતુ મોગલ બાદશાહના ઝનાનખાનામાં અવગુંઠનવતી બેગમો માટે શિક્ષણની કેવી વ્યવસ્થા કરવામાં આવી હતી, તેમનાં વિદ્યાભ્યાસનાર્થે દ્રવ્યનો કેટલો વ્યય કરવામાં આવતો હતો, ઇત્યાદિ માહિતી ઇતિહાસમાંથી વિપુલ પ્રમાણમાં મળી શકે છે. મોગલ સમયમાં શાહાજાદીઓ વિદ્યાલયમાં જતી નહોતી, પરંતુ તેમને માટે ખાનગી શિક્ષીકાઓ રોકવામાં આવતી હતી. તેમનું વાગ્દાન ( લગ્ન ) તેઓ સત્તર અઢાર વર્ષની થયા પૂર્વે કરવામાં આવતું નહોતું. આ વય દરમ્યાનમાં તેમને એવું શિક્ષણ આપવામાં આવતું હતું કે જેથી કરીને તેઓ પ્રૌઢ વયને પ્રાપ્ત થતાં ઝનાનખાનામાં બેસી એકમેકની સાથે સાહિત્ય વિષયક ચર્ચા કરવા સમર્થ થાય. તે સમયમા પરદાના પ્રતારણીય રિવાજના યોગે સાર્વજનિક સ્ત્રી શિક્ષણ અગત્યનો વિષય લેખવામાં આવતો ન્હોતો. આઠ વર્ષની થતા સુધી મોગલતનયા શાળામાં અધ્યયન કરતી હતી. તત્પશ્ચાત્ તેને બહાર ગમન કરવાનો નિષેધ કરવામાં આવતો હતો.

ઇતિહાસમાં જે અનેક સુશિક્ષીત મહિલાઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તેનાં દષ્ટાંત તપાસતાં મોગલ સમયમાં સ્ત્રી શિક્ષણ કેટલા પ્રમાણમાં હતું એ સ્પષ્ટ થાય છે.

૨.

## બાબર અને હુમાયુના રાજ્ય સમયમાં

ગુલબદન:—

મોગલના સમયમાં જે અનેક વિદૂષીઓ થઇ ગઇ તેમાં ગુલબદન શ્રેષ્ઠ છે. બેગમ ગુલબદન,—તે મોગલ સામ્રાજ્ય સંસ્થાપક બાબરની કન્યા અને હુમાયુની ઓરમાન બ્હેન તથા " दिल्हीश्वरो वा जगदीश्वरो वा " એવી ઉચ્ચ લોકમાન્યતાની પદવીને પામેલા પરમ ભાગ્યશાળી ચક્રવર્તી સમ્રાટ અકબરની પિતૃભગિની ( ફોઇ ) ગુલબદન તે સમયની સુશિક્ષિત સ્ત્રીઓમાં આદર્શભૂત હતી. તેણે બાબર, હુમાયુ અને અકબર, તે નૃપત્રયની કારકીર્દી વર્ણવી છે તે સ્વધર્મ નિરત, કર્તવ્યનિષ્ઠ, અને મમતાળુ સ્ત્રી હતી. તેવીજ રીતે તે ઘણી ઉદાર વનિતા હતી અને યથાશક્તિ દાન કરતી હતી. પોતાના દીર્ઘ જીવન પર્યંત તેણે કદપિ રાજ્યકારભારમા હસ્તાક્ષેપ કર્યો નથી. ' [illegible]યુ નામા " નામનો ગ્રંથ તેની સુશિક્ષિતપણાની સર્વોત્તમ સાક્ષિ બની રહ્યો છે. - [illegible] લેખનથી તેનું નામ અજરામર થઇ ગયું છે.

૩.

## ( અકબરના રાજ્ય સમયમાં. )

શાહેનશાહ અકબરના સમયમાં ઝનાનખાનામાં બેગમોના શિક્ષણ માટે યોગ્ય વ્યવસ્થા કરવામાં આવી હતી. આજ ઉદ્દેશથી ફત્તેહપુર સાકીના રાજ્યવાડાના કોઇ કોઇ ભાગોનો શાળા પ્રમાણે ઉપયોગ કરવાની અકબરે અનુમતિ દર્શાવી હતી.

તેના સમયમાં બે વિખ્યાત વિદુષીઓ થઈ ગઇ.

**૧. સલિમા સુલતાના બેગમ.**

આ બાબરની ભાણેજી ( દુહિતાની દુહિતા ) અકબરના સમયમાં અતિશય ચતુર બુદ્ધિમતિ અને વાક્પટુ ગણાતી હતી. લુમપ્રાય અફગાન શક્તિ સંજીવક શેરશાહે જ્યારે હુમાયુનો કનોજના મેદાનમાં પરાભવ કર્યો, ત્યારે રાજ્ય સિંહાસન શેરશાહને હસ્તગત થયું અને હુમાયુને ઇરાનનો માર્ગ પકડવો પડયો. આ પ્રસંગે અકબરને પુનઃ દીલ્હીની ગાદી મેળવી આપનાર બહેરામખાનની આ પત્ની હતી. હુમાયુએ જ્યારે હિંદુસ્થાનમાં પુનઃ મોગલ રાજ્ય સંસ્થાપના કરી ત્યારે તેણે બહેરામનો સલિમા સાથે વિવાહ કરી આપ્યો હતો. આ વિવાહ સમારંભ પંજાબના જલંદર નામક નગરમાં મોટા ઠાઠ સાથે ઉજવાયો હતો. ત્યાર પછી બહેરામખાનને કુબુદ્ધિ સુઝવાથી તેણે અકબર વિરૂદ્ધ બંડ કર્યું તેનું પરિણામ એ થયું કે બહેરામને પરાજીત થઇ મક્કાનગર પ્રતિ ગમન કરવાની ફરજ પડી. પરંતુ રસ્તામાંજ તેના કોઇ એક અફગાન શત્રુએ તેનો શિરચ્છેદ કર્યો તેથી અકબરે વિધવા સલિમા સાથે પુનઃ લગ્ન કર્યું.

ઉભય ભર્તારોથી સલિમાને કંઇ પણ સંતતિ થઇ નહોતી. તેથી કરીને તે યુવરાજ સલીમને પ્રાણ સમાન ગણતી હતી. સપત્નીપુત્ર હોવાછતાં પણ તેણે તેનું સ્વપુત્રવત લાલન પાલન કર્યું હતું. સલીમે જ્યારે તેના જનક અકબર વિરૂદ્ધ બંડ કર્યું ત્યારે બેગમે સ્વતઃ અલ્હાબાદ જઇ સલીમને ચાર દિવસનો ઉપદેશ કહી વ્હાલી પિતા અને પુત્ર ઉભય વચ્ચે સંપ કરાવી આપ્યો હતો.

સલિમા બેગમની અધ્યયન ઇચ્છા ઘણી તીવ્ર હતી. પ્રસિદ્ધ લેખક બદાઉનીના ગ્રંથમાં એવો ઉલ્લેખ કરાયલો છે કે-તેણે " સિંહાસન બત્રિશી " નું અધ્યયન કર્યું હતું બદાઉનીએ આ ગ્રંથનું ફારસી ભાષામાં ગદ્યપદ્ય મિશ્રિત ભાષાંતર કર્યું છે અને તેનું " ખિરદાફ્જા " એવું નામ રાખવામાં આવ્યું છે. કાવ્ય રચનામાં પણ સલિમા બેગમની પ્રતિભા ઝળકી ઉઠે છે. " મખફી," (ગુપ્ત વ્યક્તિ) એ ઉપનામ ધારણ કરીને તેણે ઘણી સારી કવિતા રચી છે. તેનો લખેલો નિમ્નોલિખિત શ્લોક તે સમયમાં ઘણોજ સુપ્રસિદ્ધ હતો એમ ખાફીખાન જણાવે છેઃ

" કાકુંલાત રા મન જે મસ્તી રિષ તા-ઇ-જાન ગે
મસ્ત ખુદમ્ ઈં સબબ હઈ-ઇપરેશાન્ ગોફ્તાઆમ્

ભાવાર્થ:—

" મોહવશ થઇને કેશને જીવન સૂત્ર કહેવાં, એ એક ઉન્મત્ત પ્રલાપ છે. "

ખાફીખાન સલિમાને " ખાદિની-ઉલ્-જમાની " એટલે નવાયુગની ખાદિની કહે છે. જહાંગીર પણ " તુઝક-ઈ-જહાંગીરી " નામક ગ્રંથમાં સલિમાના ગુણોની મુક્ત કંઠે પ્રશંસા કરે છે.

૨. મહામ અનાગા બેગમ:

આ અકબરની દાઇ ( Nurse ) ઘણીજ હોશીયાર હતી. તેનો અકબર ઉપર ઘણોજ સ્નેહ હતો. મોગલોના આવ્યા પછી શિક્ષા પ્રચારાર્થે જે વ્યક્તિઓએ પ્રયત્ન કર્યો છે તેમાં આનું નામ પ્રમુખસ્થાને વિરાજે છે. તેણે દીલ્હીમાં એક વિદ્યાલય સ્થાપ્યું હતું. આ વિદ્યાલય " મહામ અનાગાની " શાળા એ નામાભીધાનથી વિખ્યાત હતુ. હાલમાં તે નષ્ટ થઈ ગયું છે. એ વિદ્યાલયનું ચિત્ર " Hearn's seven cities of Delhi " એ નામક પુસ્તકમાં આપવામાં આવ્યું છે. તેનીજ રીતે આ બાઇની રાજ્યકારભારની ખટપટની તીવ્ર અવલોકન શક્તિ વિષયક સર્વ માહિતી વિખ્યાત લેન પૂલના ગ્રંથમાં પણ વર્ણવાયલી છે

## ૪.

## ( જહાંગીરના રાજ્ય સમયમાં. )

૧. નુરજહાન:

ઓસાડ પ્રાંતમાં જન્મેલી આ કન્યાનો ઇતિહાસ જગત ઘણાજનોને સુવિદિત છે. એ ઘણીજ કુશાગ્ર બુદ્ધિની જવાંમર્દ બાઇ હતી. એણે ભારતવર્ષના વિશાળ રાજ્યનો કારભાર ઘણીજ દક્ષતાથી ચલાવ્યો હતો જહાંગીર પોતે પણ તેની યોગ્યતા સમજતો હતો. તે ઘણીજ દયાશીલ હતી. પોતાની ખાનગી તીજોરીમાંથી તેણે ૫૦૦ પ્રાયઃ અનાથ કન્યાઓના વિવાહ કરી આપ્યા હતા. " અત્તર-ઇ-જહાંગીરી " નામક અત્તર તેણેજ શોધી કાઢયું હતું એ વાત સુપ્રસિદ્ધ છે

નુરજહાન શિકારમાં ઘણીજ હોશીયાર હતી રાજ્યારોહણ પછી બાર વર્ષ સુધી જહાંગીર તેની સાથે શિકારે જતો હતો. વનમાં હાથી ઉપર હોદા બેસીને તેણે ચાર કેસરીનો શિકાર કર્યો હતો. હોદામાં બેસી શિકાર કરવાનું કાર્ય સુલભ ન હોવાથી જહાંગીરે પરમ સંતુષ્ટ થઇને તેને એક લક્ષ રૂપિયાનુ બહુ મૂલ્ય કંકણ અને એક હજાર અશરફી ઈનામમાં આપી હતી. તે સમયે એક સરદાર બોલ્યો કે,

> નુરજહાન્ ગર્ચે બાસુરત્ જન્ અસ્ત,
> દર સફે–મર્દાન્ જને-શેર આફગન્ અસ્ત.

ભાવાર્થ:—

નુરજહાન એ આકૃતિમાં તો સ્ત્રી છે પણ વીર સમુહમાં તે રમણી વ્યાઘ્રહંતા નારી ( અન્વાર્થ, શેર અફગાનની સ્ત્રી ) છે.

સુપ્રસિદ્ધ છે. એમાં અજમેરના પ્રખ્યાત સાધુ " મુઇનુદ્દીન ચિશતિ " અને તેના શિષ્ય સંપ્રદાય વિષયક હકીકત છે.

આ ગ્રંથ પ્રધાનતઃ " અખબાર–ઉલ–આખિયાર " અને ઇતર પ્રાચીન ગ્રંથોના આધારે લખવામાં આવ્યો છે. આ ગ્રંથમાં જહાનઆરાની તીક્ષ્ણ વિચાર શક્તિ, રૂચિ અને મનિષા સ્પષ્ટ દેખાઇ આવે છે આ ગ્રંથની લેખન પદ્ધતિ સરલ અને ગાંભિર્ય પૂર્ણ છે. તે સમયના લેખકોનો દોષ એટલે કે અનાવશ્યક ઉપમા અલંકાર ઇત્યાદિની આ ગ્રંથમા સંપૂર્ણ ન્યુનતા છે.×

ડૉ. રીયુ ( Doctor Rieu ) જહાનઆરાએ શાહાજહાન ઉપર લખેલા એક પત્રનો ઉલ્લેખ કરે છે. એ પત્રનું " રકાઇમ–ઇ–કરાઇમ " પુસ્તકમાંથી ઉદ્ધરણ કરવામાં આવ્યું છે. આકીલખાન રાઝીના " જાફર–નામા–ઈ–આલમગીરી " અને " અમલ–ઇ–સાલિહ " એ પુસ્તકમાં જહાનઆરાના પત્રો આપવામાં આવ્યા છે. આ પત્રોમાં ઔરંગઝેબને દક્ષિણમાં સ્વજનક વિરૂદ્ધ બંડ કાર્યમાંથી પરાવૃત્ત કરવાનો પ્રયત્ન કરાયલો છે. સિરમુરના રાજા બુધપ્રકાશે જહાનઆરા ઉપર લખેલા પટપત્રો સંપ્રતિ પ્રસિદ્ધ થયા છે. તે ઉપરથી એમ જણાઇ આવે છે કે જહાનઆરાનો રાજ્યકારભારમાં થોડા વધારે પ્રમાણમાં પણ હાથ હતો.

જૂના દિલ્હીમાં શેખ નાઝમુદ્દીન અવલિયાના કબ્રસ્તાનમાં એક ખુણામાં જહાનઆરાની કબ્ર છે. આ સ્થાનમાં જહાનઆરા ચિરતન શયન કરે છે. કબ્ર ઉપર કૃષ્ણવર્ણના ઉપલોથી જે કાવ્ય મુદ્રિત કેરવામાં આવ્યું છે, તે તેણે સ્વમૃત્યુ પૂર્વે થોડાજ દિવસ ઉપર રચ્યું હતુંઃ

" હું—આર્ય હાઇ આલ કિઉમ્  
બખાએર સબ્જાન પોષદ્ કસે મુઝાર–ઇ–મરા  
કેમરા–પોષ–ઇ–ઘરિબાર હામી ગિયા બસસ્ત,  
આલ ફકીરા આલ સનીયા જહાનઆરા,  
મુરીદ–ઈ–ખ્વાજ ગાન–ઇ–ચિશતિ બીનત્–ઇ–શહાજહાન્  
બાદશાહ અનારૂલ્લા બુર્હાનુહ્ ૧૦૯૨. "

ભાવાર્થઃ—તેજવંત આત્મ સત્વ મારી સમાધિ ઉપર તૃણ સિવાય અન્ય આચ્છાદન ન કરોઃ કારણકે દીન આત્માની સમાધિ માટે તૃણાવરણજ વિશેષ ઉપયુક્ત છે. શાહજહાનની તનયા અને ચિશતિ સાધુની શિષ્યા વિનશ્વર ભિખારણ જહાનઆરા, ૧૦૯૨ હિજરી.

૨. સતી–ઉન–નિસા

આ ઇરાનમાંથી આવેલી સ્ત્રી, માઝેન્દાન એ સતી–ઉન–નિસાનું મૂલ નિવાસ સ્થાન.

× જેમને આ વિધાનની સત્યતાનો સાક્ષાત્કાર કરવો હોય તેમણે Punjab's Historical Society's Journal-1914, Volume ii, page 152–69. Jahanara by G. Yazdin M. A. એ ગ્રંથ જોવો.

એનો પિતા ઘણોજ વિદ્વાન હતો સતીનો ભ્રાતા " તાલિબા-ઇ-આમુલિ " જહાંગીરના દરબારમાં રાજ્ય કવિ હતો. શબ્દ પ્રાચુર્યમાં તેની સમકોટીનો અન્ય કોઇ કવિ નહોતો સતીનો પતિ વિખ્યાત ચિકિત્સક હકીમ-રૂકનાઇનો ભ્રાતા થતો હતો. પતિના અવસાન પછી સતીયે મુમતાઝ બેગમની નોકરી સ્વીકારી હતી. અલ્પ સમયમાંજ સતીના સદાચાર, નિર્મલ ચરિત, કાર્ય નૈપુણ્ય, મધુર ભાષણ ઇ. ગુણોથી બેગમ મુમતાઝ મહાલ પરમ સંતુષ્ટ થઇ; અને તેથી સતીને તેણે પોતની મહોર સંભાળવાના કાર્ય ઉપર નીમી. એમ કહેવામાં આવે છે કે એ સતી-ઉન-નિસા ઘણી સારી રીતે કુરાન વાંચી જાણતી હતી. ફારસી કાવ્ય પદ્ય એ ઉભય શાખામાં તે પરમ વ્યુત્પન્ન હતી. તેને ઔષધિશાસ્ત્રનું પણ સાધારણ જ્ઞાન હતું. આ તેની સાહિત્ય વિશારદતાના યોગેજ તે જહાનઆરાની શિક્ષયત્રી થવાના સદ્‌ભાગ્યને પ્રાપ્ત કરી શકી હતી.

૬.

## ( ઔરંગઝેબના રાજ્ય સમયમાં. )

### ૧. ઝેબ-ઉન-નિસા:

આ ઔરંગઝેબની જ્યેષ્ઠ કન્યા ઘણીજ વિદ્વાન્ હતી. આદ્યાવસ્થામાં તેણે "હાફીઝ મરીયમ" નામની સ્ત્રી જોડે અધ્યયન કર્યું હતું, તત્પશ્ચાત તેને જ્ઞાનાર્જનનું વ્યસન લાગી ગયું. સમગ્ર કુરાનને સ્વજન સમક્ષ મુખ પાઠ બોલી બતાવી સઘળા જનોને તેણે આશ્ચર્ય મુગ્ધ કરી નાખ્યા હતા. આ તેની અસાધારણ સ્મરણ શક્તિના બદલામાં ઔરંગઝેબે તેને ૩૦૦૦૦ હેમ મુદ્રાઓ બક્ષિસ તરીકે આપી હતી અને તેના અધ્યયનાર્થે અનેકાનેક ઉત્તમ સ્ત્રી શિક્ષિકાઓની યોજના કરી હતી. રાજતનયા પણ જ્ઞાનાર્જન માટે આલસ્યાભિભૂત થઇ ન્હોતી અરબ્બી અને ફારસી ભાષાઓ તેને અલ્પ સમયમાંજ બરાબર આવડી ગઇ હતી. વળી અરબ્બી ધર્મ તત્વોમાં પણ તે ઘણી પારંગત હતી. આ તેની ધર્મ પ્રિયતાના યોગે ઔરંગઝેબનો તેના ઉપર પોતાના અન્ય અપત્યો કરતાં વિશેષ અનુરાગ હતો. ભારતેશ્વરની ભાગ્યશાળી કન્યા હોવા છતાં પણ વિલાસમાં નિમગ્ન ન રહેતાં તેણે પોતાનું અખિલાયુષ્ય જ્ઞાનના શિલનમાં અને સાહિત્ય ચર્ચામાંજ ગાળ્યું હતું. ગ્રંથો પ્રમાણે ગ્રંથકારોનો સમાગમ પણ તેને ઘણોજ પ્રિય હતો. ઘણા દરિદ્રી લેખકોને તેના તરફથી આર્થિક સહાય્ય મળી હતી. તેણે અનેક પંડીત અને મૌલવી લોકોને નુતન ગ્રંથ પ્રયોજનાર્થે તથા દુષ્પ્રાપ્ય હસ્ત લિખિત ગ્રંથોના પુનર્‌લેખનાર્થે વેતન આપી પોતાની નોકરીમાં રાખ્યા હતા.

ઔરંગઝેબને કાવ્ય અને સંગીત પ્રિય નહોતાં, એ ઘટના વિશ્વ વિખ્યાત છે. તેથી તે સમયે કોઇ પણ કવીને રાજ્યાશ્રય મળી શક્યો નહોતો. પરંતુ ઝેબ-ઉન-નિસાએ અસંખ્ય કવિઓને સહાય્ય કરી હતી

" દયોયાન-ઇ-મખફી " માં ઝેબ-ઉન-નિસાની અનેક કવિતાઓ છે, પણ આ " મખફી " કોણ ? જે કવિ ગુપ્ત નામ ધારણ કરી કાવ્ય કરે તેને ફારસી ભાષામાં

" મખફી " કહે છે. ફારસી ભાષામાં આવા અનેક મખફીઓ થઇ ગયા છે. તેથી શાહજાદીની કવિતા કયા મખફીની એ નિર્ણય શી રીતે કરવો ? ×

અવગુણનવતી અત:પુરવાસીની ઝેબ-ઉન-નિસાની કીર્તિ ઘણે દૂર પ્રસરેલી હતી. તેના પોતાના ભ્રાતા અકબર ઉપર તેનો નિરાતિશય સ્નેહ હતો. અકબરને પણ તેના ઉપર અગાધ વિશ્વાસ અને પૂજ્ય બુદ્ધિ હતા. અકબરે પિતૃદ્રોહનું ભયંકર પાપાચરણ કર્યું હતું અજમેર આગળ તેણે સ્વજન્મ દાતા જનકના પક્ષનો ત્યાગ કર્યો અને તે રજપુતોને મળી ગયો, તત્પૂર્વેના અકબરના ઉપર ઝેબ-ઉન-નિસાએ પાઠવેલા પત્રો ઔરંગઝેબને હસ્તગત થયા. અપરાધી અકબર છટકી ગયો અને નિર્દોષ ઝેબ-ઉન-નિસાને શિક્ષા ભાજન થવુ પડ્યુ. ક્રોધાન્ધ બાદશાહે સ્વતનયાની સર્વ સંપત્તિ જપ્ત કરી લીધી અને ચાર લાખ રૂપિયાનુ વર્ષાસન પણ બંધ કરી દીધુ. આ ઉપરાન્ત ચતુર્ભૂજ કરીને તેને સલીમગઢના કિલ્લામાં પૂરી રાખી ત્યાર પછી બાવીસ વર્ષો વીતી ગયાં, ત્યારે આ કુસુમ કલિકા સમાન નાજુક રાજકન્યાને તે કઠોર બંદીવાસમાંથી બ્હાર કાઢવામાં આવી હતી. તેના અદ્ભુત અને અસહ્ય યાતનાઓ ભોગવી હતી નિરાશામાં તેણે ઉદ્ગારો કાઢ્યા હતા કે " લોહ કારાગારનાં દ્વાર ઉઘડે એવી સ્વલ્પાશા પણ જણાતી નથી ! " ખરેખર, લોહ દ્વાર ન ખૂલ્યાં તે નજ ખૂલ્યાં ! તે ફક્ત એકજ દીને ખૂલ્યાં કે જ્યારે કરાળ કાળે દુ:ખી ઝેબ-ઉન-નિસાને સદાને માટે આ ક્ષણભંગુર જગતમાંથી ઉપાડી લીધી હતી તે દિવસે સર્વે પૌરજનો ઘણાજ દીલગીર થયા જે બાદશાહે સ્વાર્થાંધ થઇ અપત્ય સ્નેહનો સંત્યાગ કરી સ્વદુહિતાને આમરણાન્ત બંદિવાસનો પરિચય કરાવ્યો હતો, તે બાદશાહેજ આ દૃશ્ય જોઇને મુક્તકંઠે રૂદન કર્યું ! સ્વકન્યાના અવસાનની અંતિમ ઘટિકાની વાર્તાઓ શ્રવણ કરી ઔરંગઝેબના નેત્રોમાંથી અશ્રુની અવિચ્છિન્ન ધારા વહેવા લાગી ! ! !

૨. બદર-ઉન-નિસા.

આ ઔરંગઝેબની તૃતિયતનયા. આને પણ કુરાન સાદ્યોપાન્ત કંઠસ્થ હતું; પરંતુ તેને તેની વડીલ ભગિનીવત્ ઉચ્ચ શિક્ષણ મળ્યુ નહોતું

૭.

## ( પહેલા બહાદૂરશાહના સમયમાં. )

નૂર-ઉન-નિસા.

આ બહાદુરશાહની પત્ની મહા સમર્થ વિદૂષી હતી. તેના પિતાનું નામ મિર્ઝા સંજર નજમખાન હતું. ખાફીખાન જણાવે છે કે તે હિંદીમાં ઉત્તમ કાવ્યો રચી શકતી હતી.

૮.

ઉક્ત વૃત્તાંત ઉપરથી સ્પષ્ટ થાય છે કે મોગલ સમયમાં તે સમયની જરૂરિયાતો અને

× જુઓ ખાનબહાદુર અબદુલ મુક્તાદીરનું " દીવાન-ઈ મખફી " નું વિસ્તૃત સમાલોચન Barki re Oriental library catalogue–Persian poetry.

અનુકૂળતાઓ-દેશકાળની રૂચિ પ્રમાણે મોગલ રાજસ્ત્રીઓને આવશ્યક શિક્ષણ મળી શક્યું હતું. ફારસી પદ્ય રચના, અને કુરાનનું મુખોદ્‌ગતપણું એ ઉભય અવસ્થાઓ તે સમયમાં સુશિક્ષિતપણાની પરાકાષ્ઠા લેખવામાં આવતી હતી. રાજકુળમાં સ્ત્રી શિક્ષણની જેવી રીત હતી તેવી રીત સામાન્ય જનતામાં પણ હશે એમ માનવું ભ્રમમૂલક નથી. કારણ કે શ્રેષ્ઠ જનોના આચરણોને અનુસરીનેજ ઇતર જનો કાર્ય કરે છે; અને શ્રેષ્ઠ જનોના આચાર વિચાર જનતાને અનુકરણીય લાગે એ કેવળ સ્વાભાવિક છે. જે સમયમાં રાજકુળમાં સ્ત્રી શિક્ષણની અગત્ય સમજાઇ નહોતી તે સમયમાં પ્રજા પણ અજ્ઞાનજ હતી. તેથી તે સમયમાં સામાન્ય જનતા પોતાના મહિલા વર્ગને જે યોગ્ય શિક્ષણ આપતી હતી, એ વાર્તા જ્યાં સુધિ સબળ ઐતિહાસિક પ્રમાણોથી અસત્ય સિદ્ધ ન થાય ત્યાં સુધી આપણે તે સત્ય તરીકે સ્વીકારવીજ જોઇએ*

---

# જાપાનમાં સ્ત્રી-કેળવણી.

(સંત નિહાલસિંહના એક લેખ ઉપરથી.)

અનુવાદકઃ શ્રીયુત્ "B—"

**શિક્ષણ લેતી બાલિકાઓ.**

જાપાનના ગામોના રસ્તા, દરરોજ, સવાર સાંજ બાલિકાઓથી ભરાઇ જાય છે. આ કન્યાઓનો પહેરવેશ પૂર્વ અને પશ્ચિમના રિવાજોના સંયોગનો વિચિત્ર નમૂનો છે. " કિમોનો " નામનો લાંબો, પ્હોળા બ્હાંયવાળો ઝભ્ભો તેઓ પહેરે છે અને ત્હેના ઉપર એક પ્હોળા પટીવાળો કમરબંધ બાંધવામાં આવે છે. આ " કિમોનો " ને બટન નહિં પણ આપણી પાસાબંડીના જેવાં-એક બીજાની ઉપર આવી જતાં પડ હોય છે અને કમરબંધથી તે સારી રીતે પકડાઇ રહે છે. છોકરીઓના હાથમાં કાગળની છત્રીઓ અને પગમાં લાકડાનાં તળિયાંવાળા જોડા હોય છે વરસાદના દિવસમાં આ જોડાનું તળિયું બેથી ત્રણ ઇંચ જેટલું ઉંચું રાખવામાં આવે છે. આ કન્યાશાળામાં ન્હાની ન્હાની બાલિકાઓથી માંડીને મ્હોટી અરાઢ વીસ વર્ષ સુધીની બાળાઓનો પણ સમાવેશ થાય છે. ઘણી ખરી છોકરીઓનું શરીર કૃશ અને તેઓ સામાન્ય રીતે નાજુક અને દૂબળા હોય છે. એમના ગાલમાં હાડકાં જરા આગળ પડતાં હોય છે, જે ઉપરથી ત્હેમનો મોંગોલ વંશ હોવાની પ્રતીતિ થાય છે ચાલવાની ઢબ તથા વર્તનની ચંચળતા એમની કુદરતી તેજી તથા જાગૃતિ બતાવી આપે છે

આ સહુ જાપાનની પાઠશાળામાં અભ્યાસ કરતી બાલિકાઓ તથા ત્હેમની અધ્યાપિકાઓ છે. આજ કાલ સાઠ લાખથી અધિક શિષ્યો જે આ દેશની શાળાઓમાં અધ્યયન કરે છે, ત્હેમાંથી લગભગ અર્ધી સંખ્યા બાલિકાઓની છે. પ્રાથમિક શિક્ષણ આપવાનું

---

* અંગાળી અને મરાઠી માસિકના લેખો ઉપરથી.

રાજનીતિજ્ઞ પુરુષો તથા સાર્વજનિક જિંદગી ગાળનાર મનુષ્યો છે, તે સઘળા સ્ત્રી-કેળવણીની પરમ આવશ્યકતા મુક્ત કંઠે સ્વીકારે છે.

## પ્રાથમિક શિક્ષણ.

મહારાજાજીની આજ્ઞા પ્રમાણે આખા દેશમાં પાઠશાળાઓ ઉઘાડવામાં આવી છે. "કિંડરગાર્ટન" (બાલોદ્યાન શિક્ષણ) તથા શરૂઆતની કેળવણી તો છોકરા અને છોકરીઓને સાથે સાથે (એકજ શાળામાં) જ આપવામાં આવે છે. ઉચ્ચ શિક્ષણ માટેની પાઠશાળાઓ બંનેને માટે જૂદી જૂદી છે.

"કિંડરગાર્ટન" નું શિક્ષણ જાપાનમાં પશ્ચિમના દેશોની રીતે જ આપવામાં આવે છે. આ શિક્ષણ પદ્ધતિનું જન્મસ્થાન જર્મની છે જાપાને એ રીતિ જર્મની પાસે શીખી લીધી અને ત્હેમાં કાંઇ કાંઇ સુધારાવધારા કરીને પોતાના દેશને અનુકૂળ પડે તેમ તે કરી દીધી છે. આપણા હિન્દુસ્થાનનાં શહેરોમાં અપાતી કેળવણીની પદ્ધતિને તે લગભગ મળતી આવે છે. આથી એનું વિશેષ વર્ણન અહિં કરવાની જરૂર જણાતી નથી

શરૂઆતના વર્ગોમાં જાપાની બાલિકા ફક્ત લખતાં વાંચતાં અને હીસાબ શીખે છે. એને સ્હવારના આઠ વાગ્યાથી બપોરના બે વાગતાં સુધી શાળામાં રહેવું પડે છે. દર કલાકે પંદર મિનિટની છુટી મળે છે, ત્હેમા મગજને મહેનત પડે એવું કોઈ પણ કામ કરવા દેવામાં આવતું નથી. મેદાનમાં તેટલા વખતમાં ત્હેને રમતગમ્મત, કસરત અથવા હરવા ફરવાનું, એટલું કરવાનું હોય છે. શાળાઓના ઉપરીઓ આ વિષયમાં ખાસ ધ્યાન રાખે છે કે અસાધારણ શ્રમને લીધે બાલિકાની વૃદ્ધિ ( શરીરની તેમજ મનબુદ્ધિની ) અટકાવ ન પામે. એ કારણથી દર અઠવાડિયામાં ત્રણ કલાકની કસરત કરવી દરેક શિષ્યાને માટે ફરજિયાત છે. વ્યાયામશાસ્ત્રના પૂર્ણ જ્ઞાનવાળા શિક્ષકોની હાજરીમાં છોકરાં તથા છોકરીઓ કસરત કરે છે. અને કસરત માટે જરૂરની સઘળી વસ્તુઓ શાળામાં રાખવામાં આવે છે.

## નીતિ શિક્ષણ.

જાપાનમાં નીતિ શિક્ષણનું વિશેષ પ્રાધાન્ય છે આ વિષયની કેળવણી બાલિકાઓ શાળામાં દાખલ થાય ત્યારથીજ ત્હેમને મળે છે અને નિશાળ છોડે છે ત્યાં સુધી તે ત્હેને મળ્યે જાય છે માતા પિતાની ભક્તિ તથા ગુરૂજનની આજ્ઞાનું પાલન, પ્રેમ અને નીતિ, નિયમિત શ્રમ અને ધૈર્ય, સુશીલતા અને પતિવ્રત, સાહસ અને દેશ તથા સમાજ તરફનું કર્તવ્ય આદિ સદ્‌ગુણોનું શિક્ષણ શરૂઆતથી આપવાનું ચાલુ થાય છે. અઠવાડિયામાં ત્રણ કલાક માબાપની ભક્તિ વિશે, બે કલાક ગુરૂસ્થાશ્રમના સુખ વિશે, ત્રણ કલાક પ્રીતિ વિશે, ત્રણ કલાક દેશ તરફની ફરજ વિશે, બે કલાક ઉદ્યોગ વિશે, બે કલાક કલહ કલેશ નહિં કરવા વિશે, બે કલાક જૂઠું નહિં બોલવા વિશે, બે કલાક પોતાની એબ (દુર્ગુણ) નહિં છુપાવવા વિશે, અને બે કલાક બીજા કોઇને નહિં સતાવવા વિશે,-આ સસ્થાઓમાં શિક્ષણ આપવામાં આવે છે. આ ઉપરાન્ત ચોખ્ખાઇ, નિમકહલાલી, વખતનો સદુપયોગ, ખોટી નકલ નહિં કરવાનું, ખોટી સલાહ નહિં માનવાનું, ઉદારતા, દાન, નોકરો તરફ

શિક્ષણ આપવાની પણ બહુ સારી સવડ છે. આ ઉપરાન્ત ટોકિયો [ રાજધાનીના શહેર ] માં ચિકિત્સા શાસ્ત્ર ( રોગ પરીક્ષા ) માટે પણ એક ખાસ વિદ્યાલય છે, જેમાં એકલી સ્ત્રીઓનેજ દાખલ કરવામાં આવે છે. અને બે કોલેજો ( વિદ્યાલયો ) એવી પણ છે, જેમાં સ્ત્રી—વિભાગ તદ્દન અલગ છે. અત્યારે આખા જાપાનમાં ૧૫૦ કરતાં અધિક સ્ત્રીઓ ચિકિત્સક છે. આટલા ( હિન્દુસ્થાનના પ્રમાણમાં ) ન્હાનકડા બેટમાં લગભગ ૩૦૦૦ સુશીક્ષીત દાઇઓ છે, જેમાંની ઘણી ખરીએ રશીયા અને જાપાન વચ્ચેના વિગ્રહમાં જાપાની લશ્કરનાં માંદા તથા જખમી માણસોની સારવારમાં ભાગ લઇને ભારે સેવા કરી હતી. આ સેવાનું મહત્વ એટલું બધું મનાયું હતું કે શ્રીમાન્ સમ્રાટ્ ( શહેનશાહ ) તરફથી તેઓને ખાસ ચાંદનું માન આપવામાં આવ્યું હતું. ટોકીયોમાં તો સ્ત્રીઓને માટે એક ખાસ વ્યાપાર ઉદ્યોગનું વીદ્યાલય પણ સ્થાપિત થયેલું છે. આ દેશમા આવી વ્યાપાર-ઉદ્યોગની કેળવણીની સંસ્થાઓ તો ઠેકાણે ઠેકાણે જોવામાં આવે છે. એક રીતે કહીયે તો આખો દેશ તેથી ભરપૂર છે. ઉચ્ચ વિદ્યા પ્રાપ્ત કરવાને ઉમંગી બાલાઓ મહાવિદ્યાલયમાં દાખલ થતી નથી, તેઓ શીલ્પકળા વગેરે બીજા ખાસ વીષયોમાં શીક્ષણ મેળવે છે.

આ દેશમાં છોકરીઓને સંગીત અને લલિત કલા શીખવાને માટે પણ બહુ સગવડ છે. ટોકીયોમાં તે વીષયોનું શીક્ષણ આપવા માટે એક વિદ્યાલય છે; અને આ પ્રકારની કેટલીક પાઠશાળાઓ દેશમાં જુદે જુદે સ્થળે છે.

### સરદારોની પુત્રીઓ માટે ખાસ શાળાઃ

ઉપર જણાવી તે વ્યાપાર-ઉદ્યોગની તથા પ્રારંભિક અને ઉચ્ચ શ્રેણિની કેળવણીની સંસ્થાઓ મધ્યમ અને ઉતરતા વર્ગના મનુષ્યોની છોકરીઓ માટે છે. આ ઉપરાન્ત એક એવી સંસ્થા છે, જેને " સરદારોની પુત્રીઓ માટે ખાસ પાઠશાળા " કહેવામાં આવે છે અને જેમાં ફક્ત શ્રીમન્તો તથા ઉમરાવોનાં કુટુમ્બની કન્યાઓ જ શિક્ષણ લે છે. આ પાઠશાળા રાજ્યના શિક્ષણ-વિભાગના તાબામાં નથી; પરન્તુ રાજપરિવારના સંરક્ષણ નીચે છે. ખરૂં કહીએ તો એજ સંસ્થા જાપાનનાં સ્વર્ગસ્થ મહારાણી સાહિબાએ સ્થાપિત કરી હતી. એમણે પચીશેક વર્ષ ઉપર હેની સ્થાપના કરી અને ત્હેને તે પછી દરેક રીતની સહાય ત્હેમના તરફથી મળ્યાં કરી છે.

શિક્ષણ જેટલા તો થાય છે જ, પરન્તુ સેંકડે પચ્ચાશેક બાળાઓ જ આ ઉચ્ચ વિભાગ સુધી પ્હોંચીને ત્હેમાં વિજય મેળવે છે.

આ છોકરીઓ આગળ ઉપર મ્હોટી મ્હોટી ઘરોની માલીક થવાની. તેથી ત્હેમણે શિષ્ટાચાર શીખવો, એ ખાસ જરૂરનું છે. અને ત્હેને માટે ત્હેમને ત્હેની કેળવણી પણ વિશેષ લક્ષ દઇને આપવામાં આવે છે. એ પાઠશાળામાં, એવા પ્રકારનું શિક્ષણ અપાય છે, જે દ્વારા તેઓ જનસમાજમાં પોતાને મળવાના ભાવિ સ્થાન માટે યોગ્યતા મેળવી, ત્હેને દીપાવી શકે. સમુરાઇ (જૂના ક્ષત્રિય) વંશનો એક અધ્યાપક જે ત્હેના શિષ્ટાચારના જ્ઞાન માટે ઘણોજ પ્રસિદ્ધ છે અને જેને માટે એમ કહેવાય છે કે આખા દેશમાં આ વિષયમાં ત્હેના કરતાં અધિક યોગ્યતાવાળો અન્ય શિક્ષક નથી,—ત્હેને આ પાઠશાળામાં એ વિષયનું શિક્ષણ આપવાનું સોંપેલું છે. તે બાળાઓને ખાસ લળીને વન્દન કરતાં શિખવે છે, પરન્તુ આ નમન એવી રીતે થવું જોઇએ કે જેમાં નિયમિત સમય કરતાં વધારે વખત ન થાય. ઘૂંટણ સુધી રહેલાઇથી નમતાં, નરમ અને સફેત બિછાના ઉપર સફાઇથી હાથ ફેરવતાં તથા ચાલાકીથી પોતાની ગર્દન જમીન ઉપર ઝુકાવતાં,—એ અને એવી એવી વ્યાવહારિક અનેક બાબતો તે શીખવે છે. પુરાતન રૂઢિ પ્રમાણે ચ્હા બનાવતાં તથા આપતાં અને ફૂલોને સુન્દર રીતે ગૂંથતાં તથા મકાન શણગારતાં પણ અહિં શીખવાય છે.

### ખેલ-તમાશા.

આ પાઠશાળામાં ખેલ-તમાશા પણ બહુ સારા થાય છે. રંગભૂમિ સુન્દર અને ચોરસ છે. તથા ત્હેમાં રેતી પાથરવામાં આવી છે. ચારે બાજુએ બેઠકોની ચાર ચાર-પાંચ પાંચ હાર ગોઠવેલી છે. તાપથી બચવાને, ત્હેની ઉપર ગોઠવવાનો વાંસનો છજિયાનો તૈયાર રાખવામાં આવે છે. એક બાજુએ સુગન્ધીમય પુષ્પોની કુંજ છે, જે તાજાં ખીલેલાં ફૂલના, સુન્દર સુવાસથી ગગનને તર કરી દે છે. બીજી બાજુએ મહારાણીજીને માટે એક ખાસ તંબુ રાખવામાં આવે છે. તંબુની પાછળ તથા બાજુમાં ઘેરા લાલ મુખમલના, સફેત કિનારીવાળા પડદા છે. મહારાણીજીની ખુરશીની આગળ એક મેજ છે જેના ઉપર મૂલ્યવાન વસ્ત્ર પાથરેલું હોય છે. તેઓશ્રીની સાથે કેટલીક રાજકુમારીઓ પણ આવે છે. તેઓ રાણીજીની આસપાસ બેસે છે. બીજાં રાજકુટુંબનાં મનુષ્યો તથા દાસીઓ જમીન ઉપર બેસે છે.

પાઠશાળાની બાળાઓ પ્રથમથી ખૂબ તૈયારી કરી રાખે છે અને પોતપોતાની હુશિયારી ઘણી ચચળતાથી બતાવે છે. કોઇ કોઇ ખેલમાં સો સો છોકરીઓ સામેલ થાય છે. તેઓ સામટી કવાયત કરે છે તથા એક બાજુએથી આવીને બીજી બાજુએ જાય છે. તેઓ જે જે કહે છે તે બહુ સારી રીતે કરે છે, એમાં કાંઇ શક નથી.

ખેલોમાં,—વાંસ ઉપર ચાલવાનો ખેલ બહુ જાણીતો છે. પચીસફૂટ લાંબાવાંસ, જમીનથી એક ફૂટ ઉંચાઇ પર બાંધવામાં આવે છે. ત્હેના ઉપર ચાલીને ત્હેને ઝૂલાવતાં ઝૂલાવતાં એક છેડાથી બીજા છેડા સુધી જવાનું હોય છે વાંસ ઉપર જો બોજો સરખો ન રાખવામાં આવે તો તરત જમીન દોસ્ત થઇ જવાય. શરીરના ફેરફારમાં ચચળતા તથા સાવધાનતા વ્યાપી રહે છે, અને સમતોલનના શિક્ષણ તરીકે આ ખેલ બહુ ઉત્તમ કસરત ગણાય

છે. જાપાની બાલિકાઓ આ વાસ ઉપરથી પડયા સિવાય તથા મુંઝાયા વિના, એકથી બીજે છેડે ધીમે ધીમે સરળતાથી ચાલી જાય છે.

## સેવા-શુશ્રૂષાઃ

અહિં ભણતી છોકરીઓને યુદ્ધ સમયમાં જખમી થયેલા અને ગંદા લડવૈયાઓની સેવા તથા માવજત કરવાનું શિક્ષણ પણ આપવામાં આવે છે. આ વિષયને લગતો એક ખેલ તેઓ મહારાણીજીની સમક્ષ કરે છે. હેમા મલમ પટ્ટા કરવાનો તથા ઇસ્પિતાલને લગતાં બીજાં કામો તે બહુ ચતુરાઇ અને કુશળતાથી કરે છે. ખેલમાં કેટલીક બાલિકાઓ ઘાયલ યોદ્ધા બને છે અને બીજી છોકરીઓ હેમને ડોળીઓમાં ઘાલીને દવાખાનામાં પ્હોંચાડે છે. અહિં દાકતરી કામ કરી રહેલી યુવતીઓ હેમની સારવાર બહુ યોગ્ય રીતે કરે છે

ખેલ સમાપ્ત થતા પ્હેલાં છોકરીઓ દોર ખેંચવાની રમત કરે છે તે પછી આ પાઠશાળાની સઘળી એટલે સાતસોએ બાલાઓ તથા શિક્ષકો શફેનશાહી બૅન્ડ (વાજાં) ની ગતિને અનુસરીને રંગભૂમિ ઉપર કવાયત કરે છે. જ્યારે રાણીજી સિધાવે છે, ત્યારે તેઓ સર્વે પોતાનાં માથાં ઉઘાડાં રાખીને ઉભાં રહે છે અને " કિમિગાયો " નામનું સ્વજાતીય-રાજા અને દેશ તરફના ભક્તિ ભાવથી ઉભરાતું-સંગીત ગાય છે

## વિદેશ યાત્રા.

આ પાઠશાળામાં અભ્યાસ કરી રહ્યા પછી શ્રીમન્ત કુટુમ્બની કોઇ કોઈ સ્ત્રીઓ પરદેશ મુસાફરી કરવાને પણ નીકળે છે. ૧૮૭૨ માં શ્રી મહારાજા મિકેડો તરફથી આજ્ઞા પ્રકાશિત થઇ હતી કે દેશના સઘળા ધનવાનો તથા અમીરોએ પોતાની સ્ત્રીઓને વિદેશ-યાત્રાનો લાભ આપવો, એ જરૂરનું છે. આ રાજ-આજ્ઞાનો એક ભાગ નીચે મુજબ હતોઃ

" હવે એ ઉચિત છે કે જેઓ વિદેશ જાય, તેઓએ પોતાની સ્ત્રીઓને પણ સાથે
" લઈ જવી. જો સ્ત્રીઓ પરદેશ જતી થશે, તો તેઓ બીજા દેશોમાં સ્ત્રીઓની કેળવણીની
" કેવી સ્થિતિ છે, તે જોઇ તથા સમજી શકશે. તેઓને એમ પણ ખબર પડશે કે ત્યાં
" બાળકોને કેવા પ્રકારે શિક્ષણ આપવામાં આવે છે "

## ગૃહ શિક્ષણઃ

આ ઉપરથી એમ નથી સમજી લેવાનું કે જાપાનમાં સ્ત્રીઓને કેળવણી ફક્ત શાળાઓમાંજ અપાય છે જાપાની માતા હમ્મેશાં હૃદયમાં એ વિચાર ખસૂસ કરીને રાખે છે કે પોતાની પુત્રીઓ જ્યારે મ્હોટી થાય ત્યારે હેમને ઉપયોગમાં આવે તથા હેમનો ઘરસંસાર સારી રીતે ચાલે અને લોકોમાં પોતાની રીતિનીતિ તથા ચારિત્ર્યને માટે તે વખણાય, એવું શિક્ષણ એમને મળવું જોઇએ તેથી છેક ન્હાની હોય ત્યારથી બાલિકાનું ધ્યાન એવી બાબતો તરફ દોરવામાં આવે છે અને હેનો વિવાહ થતે તે પતિગૃહે જાય, ત્યાં સુધી આ પ્રકારનું શિક્ષણ ચાલુ જ રહે છે

# ઈંગ્લૅન્ડમાં સમાજ—સેવા.

લેખકઃ શ્રીયુત્ "મણિધરપ્રસાદ."

સંસારના બધા ધર્મોમાં સમાજ—સેવા ધર્મ સર્વથી અધિક મહત્વપૂર્ણ, ઉપયોગી તથા પવિત્ર ધર્મ છે ભારતમાં આ ધર્મનો પ્રચાર કરવાની ઘણીજ આવશ્યકતા છે કારણકે ભારતનું સમાજ—જીવન ( શરીર ) આજકાલ વ્યાધિગ્રસ્ત બન્યું છે અને આ વ્યાધિને દૂર કરવા માટે ફક્ત ઔષધિ "સેવા વ્રત" જ છે સેવા—ધર્મનું પવિત્ર વ્રત લીધા સિવાય આ સમયે કોઇ પણ કાર્યમાં એક પણ ડગલું આગળ ભરી શકાય તેમ નથી. સેવાધર્મ વ્રતની આવશ્યકતા ડગલે ડગલે, પળે પળે અને સ્થળે સ્થળે દરેક કાર્યમાં સમજાય છેઃ

સેવાધર્મની ભાવનાનો પ્રચાર જો કે આપણી ભારતભૂમિમાં ઘણાએ સમયથી ચાલે છે, તોપણ વ્યવસ્થિત કાર્યક્રમથી ચાલે છે કે કેમ તે બાબતથી આપણે બધા હજુસુધી અજાણ છીએ જેવી રીતે આપણે ઇચ્છીએ છીએ, તેવી રીતે તેની સફળતા—અને પ્રચાર જનસમાજમાં જોઇતા પ્રમાણમાં ફેલાયાં નથી. અને વસ્તુસ્થિતિ છેકજ અંધકારમય રહી ગઇ છે. આથીજ આપણી સામાજીક વ્યાધિ જેવીને તેવી રહી ગઇ છે અને દિનપ્રતિદિન વધુ બગડતી જાય છે. પાશ્ચાત્ય દેશોમાં આ વિષયમાં લોકોએ વિશેષ સફળતા મેળવી છે અને સમાજસેવાનો કાર્યક્રમ પૂર્ણ જોરમાં ચાલી રહ્યો છે. તેઓ સેવાધર્મનું કાર્ય નિયમિત, નીતિસર અને વ્યવસ્થિત રીતે યુક્તિ પ્રયુક્તિથી ચલાવે છે અને સમાજને ઉન્નતિના પથ પર ચઢાવવા તન, મન અને ધનથી, ઉમંગ અને ઉત્સાહથી કાર્ય કરે છે.

ઇંગ્લાન્ડમાં એવી સેંકડો સભાઓ છે કે જેઓનો ઉદ્દેશ એક માત્ર સમાજની સેવા કરવી એ છે આ સેવાધર્મ-પાળનારાઓ ખંતથી અને અન્યોન્ય સંપથી પોતપોતાનું કાર્ય કર્યા કરે છે સેવાધર્મ-સભાદ્વારા જ સમાજની ઉન્નતિ થઇ છે અને સમાજની કેટલીએ વ્યાધિઓ થોડે ઘણે અંશે નાબુદ થવા લાગી છે.

આપણા દેશમાં મનુષ્યો પોતાને મ્હોટા કહેવરાવવા ખાતરજ સમાજ સેવા કરે છે, તેવાઓ માટે ઇંગ્લાન્ડની સેવાધર્મ સભાઓનો કાર્યક્રમ અને શિક્ષણનું જ્ઞાન અત્યન્ત ફાયદાકારી થઇ પડશે

, વિદ્વાનો કહી ગયા છે કે Child is the father of man." અર્થાત્ બાલક મનુષ્યનો પિતા થાય છે. આની મતલબ એવી છે કે જે આજ બાલક છે તે થોડા સમયમાં મનુષ્ય થાય છે વર્તમાન સમયમાં બાલકોને જેવું શિક્ષણ

**૧. બાલકોનો ઉદ્ધાર.** આપવામાં આવશે, તેવો ભાવી મનુષ્ય-સમાજ થશે સ્વસ્થ, સબળ, સદાચારી, તથા શિક્ષિત મનુષ્ય બનાવવા માટે પ્રથમ બાલકોનું સ્વાસ્થ્ય, ચાલચલગત, તથા ચરિત્ર સુધારવા ઉપર ખાસ કરીને ધ્યાન આપવું જોઇએ ઇંગ્લાન્ડમાં આ મુખ્ય તત્વ ઉપર બહુજ ધ્યાન રાખે છે તેઓએ ઠેકઠેકાણે ઘણીએ શિશુ—સેવા—સમિતિઓ સ્થાપિત કરી છે આ સભાઓદ્વારા ઇંગ્લાન્ડમાં ઘણાએ બાલકો અને બાલિકાઓની ઉન્નતિ થઇ છે-અને થાય છે

પૂર્વોક્ત શિશુ-સેવા-ગૃહ એક નહિં પણ અનેક પ્રકારનાં છે. તેઓનાં નામ તથા કાર્યક્રમની રીતભાત પણ ભિન્ન ભિન્ન છે. આ સભાઓદ્વારા બાલકો-બાલિકાઓના શારીરિક, માનસિક અને નૈતિક ઉન્નતિ થાય છે અને બુદ્ધિ ખીલે છે. શિશુ-નિરીક્ષણ-સભા (Child study Society) નામની એક સભા છે. આ સભા તરફથી બાલકોને ઉપયોગી થઇ પડે તેવાં જ્ઞાનમય માસિક પત્રો પ્રકટ થાય છે તેઓનાં નામ "Child" (શિશુ) અને "Child Study" (શિશુ-શિક્ષણ) છે; જેમાં શિશુ જીવન સમ્બન્ધીજ ઉત્તમ લેખો હોય છે. આ માસિકનો પ્રચાર બહુજ છે.

માતાનો પ્રભાવ બાળકોના ચારિત્ર ઉપર બહુજ અધિક પડે છે. પરન્તુ અશિક્ષિત માતાઓના કારણથી બાલકોને શિક્ષણમાં બહુજ હાની થાય છે. આથી ઈંગ્લાન્ડમાં મુખ્ય મુખ્ય શહેરોમાં "માતૃ-સભા" (Mothers' Associations) એ સ્થાપિત કરવામાં આવી છે. આ સભાઓમાં વિદ્વાનો દ્વારા ભાષણો અપાય છે. બચ્ચાંઓનું કેવી રીતે પાલન કરવું જોઇએ અને તેઓને સદાચારી-સબળ અને સદ્‌ગુણી બનાવવા સારૂં કેવું શિક્ષણ આપવું જોઇએ. આ બધું જ્ઞાન ભાષણો દ્વારા માતાઓ મેળવે છે અને બાલકોને શિક્ષણ આપી ઉછેરે છે-કેળવે છે. આ સભાઓએ સમાજની બહુજ ઉન્નતિ કરી છે. માતાઓમાં સંતાન-પાલન પોષણના જ્ઞાનનો પ્રચાર થવાથી દેશનાં ભાવી-આશા-સ્થલ રૂપ બાલકોની દશા બહુજ સુધરી ગઇ છે.

જે સ્ત્રીઓ કારખાનામાં મજુરી કરવા જાય છે, તેઓનાં બાલકોની ઘણી દુર્દશા થાય છે. તે સ્ત્રીઓ પોતાનાં બચ્ચાંઓને સાથે કારખાનામાં લઇ જાય છે અને તેને એક ખુણામાં ઓઢાડી સુવાડી મુકી દે છે અને પોતાનું કામ કરે જાય છે. આ વખતે બાલકોનું લાલન પાલન-ખબર અંતર કોઇ કામની ધમાલમાં લેતું નથી. આ સિવાય કારખાનામાં અસ્વચ્છ-ગંદી હવા-ઉકળાટ અને કોલાહલના કારણથી બાલકની શારીરિક તન્દુરસ્તી બગડે છે અને તેની ભાવી ઉન્નતિની આશા ચૂર્ણવિચૂર્ણ થાય છે. જાતીરૂપી વૃક્ષના આ અવિકસિત પુષ્પો તુલ્ય બાલકોને બચપણમા અકાળ મૃત્યુ મરતાં કે રોગીષ્ટ થતાં બચાવવા માટે ત્યાંના સમાજ-સેવકોએ ઠેકાણે ઠેકાણે શિશુ-શુશ્રૂષા-ગૃહ (Day Nurseries) ઉઘાડયાં છે આ પાલનાશ્રમોમાં જે સ્ત્રીઓ કારખાનામાં મજુરીએ જતી હોય તેઓનાં બાલકોનું લાલન પાલન બહુજ સારી રીતે કરવામાં આવે છે. સન્ધ્યા સમયે-ઓફીસોના કામકાજથી પરવારી ઘેર જતી વખતે પોતપોતાનાં બાલકોને આ પાલનાશ્રમમાંથી લઇ ઘેર જાય છે. અને રાત્રે પોતે પોતાની મેળે તેને ઉછેરે છે. આથી નાનાં-અમોલ બાલકો મૃત્યુ પામતા-અપંગ થતાં અને જન્મ રોગીષ્ટ બનતાં બચે છે.

જે બાલકો નિશાળમાં ભણવા જતાં હોય તેઓની સંભાળ અને શિક્ષણ ઉપર દેખરેખ રાખવા માટે પણ "Children's Care Committees" નામની સભાઓ છે આ સભામાં વધુ પ્રમાણમાં કામકાજ કરનારી ભણેલી ગણેલી સ્ત્રીઓજ છે. તેઓ નાનાં નાનાં બાલકોની સાથે સ્નેહથી કલાકો કલાક તેઓને રમતમાં રાજી રાખી શીખવે છે. તેઓનું કલ્યાણ અને ઉન્નતિ શી રીતે, કેવા પ્રકારે થાય, તે તરફ આ સેવકોનું મુખ્ય ધ્યાન હોય છે. કવચિત્ કવચિત્ આ સેવકો બાલકોને ઘેર જઇ તેઓનાં માબાપને મળી બાલકોને

પડતી અગવડો બાબત પૂછપાછ કરી પદ્ધતિસર બાલ-શિક્ષણ કેમ આપવું-તેમને કેવી રીતે કેળવવાં, એ વિગેરે બાબતોમાં સૂચનાઓ આપી સમજાવે છે આથી બાલકોની માનસિક અને શારીરિક ઉન્નતિમાં કોઇપણ પ્રકારની ઉણપ-ખોડખાંપણ રહેતી નથી અને ભવિષ્યમાં તેઓ બુદ્ધિમાન તથા સદાચારી નાગરીક બને છે.

દરિદ્ર, નિરાધાર, વિકલાંગ અને વ્યાધિગ્રસ્ત બાલકબાલિકાઓ માટે પણ ઇંગ્લાન્ડમાં સમાજ સેવકો બહુજ ધ્યાન રાખે છે તેઓનાં દુ:ખો નિવારવા માટે ઘણા ઘણા ઉપાયો તેઓએ કર્યા છે. સ્થળે સ્થળે એવા આશ્રમો સ્થાપ્યા છે કે જ્યાં ભુખ્યાંને ભોજન, ચિથરેહાલને ઉત્તમ વસ્ત્રો તથા નિરાધારને રહેવા માટે ખાસ બંદોબસ્ત કરી આપવામાં આવે છે આટલુંજ નહિ પણ જે બચ્ચાંનાં માબાપ દરિદ્ર હોય,-ઉત્તમ શિક્ષણ પોતાનાં બાલકોને આપવા ભણાવવા અશક્ત હોય તેવાં માટે આ સમાજ-સેવકો ઉત્તમ શિક્ષણ શાળાઓમાં તેઓને ભણવાનો બંદોબસ્ત કરી આપે છે ગરીબ બાલકો માટે કૃષિ-વિદ્યાલય બહુજ ઉપયોગી ગણાય છે. આ ઉદ્દેશની ખીલવણી માટે ઇંગ્લાન્ડમાં કૃષિ-વિદ્યાલય ઘણીજ સ્થાપન થએલી છે. આ વિદ્યાલયમાં શિક્ષણ મેળવી જે બાલક નીકળે છે તે ભાવી જીવનમાં હુંશિયાર ખેડુત બની ખૂબ પૈસો કમાય છે અને જીવન સુખચેનમાં ગાળે છે

ઇંગ્લાન્ડમાં ઘણીએ બાલકો રસ્તે પડેલાં જડી આવે છે, કે જેનાં માતાપિતાનું નામ કે નિશાન પણ હોતું નથી. આ અનાથ-અસહાય બાલકનું પાલણ પોષણ કરવા માટે, તેને ભણાવી ગણાવી ભવિષ્યમાં ઉત્તમ સદાચારી નાગરીક બનાવવા માટે સ્થળે સ્થળે અનાથાશ્રમો ખોલવામાં આવ્યાં છે આ બાબતમાં લંડન શહેરની ધી ફાઉન્ડલીંગ હોસ્પીટલ તથા સદરહુ હોસ્પીટલથી અતિરિક્ત "પરિત્યક્ત તથા નિરસ્ત્વ બાલક હિતૈષિણી સભા (The Waifs and Strays Society) સર્વ આશ્રમોમાં મુખ્ય છે અને સારવારનું કામ સર્વથી શ્રેષ્ટ રીતે સભાળપૂર્વક કરવામાં આવે છે આ સભાઓની શાખાઓ શહેરે શેહરમાં ગભવામાં આવી છે તેઓનો મુખ્ય ઉદ્દેશ એ છે કે જે કોઇ અનાથ બાલક-બાલિકા જડી આવે તો તેનું ભરણ પોષણ કરવું તથા નિયમિત શિક્ષણ આપવું અને તેઓની ઉન્નતિ કરવી.

આંધળા-બહેરાં, મુગાં અને લગડાં બાળકો માટે પણ આશ્રમો છે ડૉ બર્નાર્ડોનો આશ્રમ સર્વથી ઉત્તમ સગવડવાળો છે. આ આશ્રમમાં એક હજારથી પણ વધારે અપગ બાલક-બાલિકાઓનું પાલન પોષણ થાય છે તથા શિક્ષણ અપાય છે આનાથી પણ ઉત્તમ પ્રકારની મહત્વપૂર્ણ વિખ્યાત એક સસ્થા છે, જેનુ નામ (The Ragged School Union) ઉપેક્ષિત-શિક્ષામંડળ છે. આ મંડળના આશ્રમમાં સાત-આઠ હજાર અપંગ બાલકો પળાય છે, અને તેમને શિક્ષણ અપાય છે

ઇંગ્લાન્ડમાં એવી ઔષધાલયો છે કે જ્યાં ગરીબ બાલકો માટે પૂર્ણ ચિકિત્સા કરી દવા આપવામાં આવે છે. આ ઔષધાલયમાં Queen's Hospital બહુજ પ્રસિદ્ધ છે. દરીદ્ર-દુઃખી બાલકો માટે આવાં દવાખાનાઓ ઘણાં ખોલવામાં આવ્યાં છે જો બાલકનો રોગ અસાધ્ય અથવા વાઢકાપનું કામ હોય તો પણ ત્યાં રાખી મફત સારવાર કરવાની સગવડ રાખેલી છે અને ઘણી કાળજીપૂર્વક સારવાર કરવામાં આવે છે

દુનિયામાં બધા દેશોમાં છોકરાંઓને વાંક-ગુન્હાસર ધમકાવવા-મારવાની પ્રથા છે. આ રીતરિવાજથી ફળ એ થાય છે કે બચ્ચાંની શારીરિક અને માનસિક ખીલવણી-વિકાસ થવામાં ઘણીજ અડચણ થાય છે. આ માટે ઈંગ્લાન્ડમાં ઘણીએ સભાઓ બાળકોને થતી શિક્ષા-અને દુર્વ્યવહારનો અટકાવ કરવા હીલચાલ ચલાવે છે. આ સભાઓનું એવું માનવું અને મુખ્ય ઉદ્દેશ છે કે બાળકોની સાથે મનુષ્યોચિત-શિષ્ટ વ્યવહાર રાખવામાં આવે અને તેમને આત્મસન્માનશીલ નાગરીક બનવાનો અવસર આપવો.

શહેરોમાં રહી નિગત લખી-વાંચીને તથા શારીરિક શ્રમ ન કરવાથી બાલકોની તન્દુરસ્તી બગડે છે. અને તેઓની ભાવી ઉન્નતિમાં બહુજ અડચણો આવી પડે છે. આ માટે ઘણીજ જરૂરની વાત એ છે કે નગરમાં રહેવા વાળાં બાલકોને સ્વચ્છ હવાપાણીનું સેવન નિયમિત આપવું તથા રમતગમત-કસરત કરાવવી. ધનવાનનાં બાલકો આ નિયમ ઘણીજ સહેલાઈથી પાળે છે અને તેનો લાભ લે છે. પરન્તુ દરિદ્ર બાલકો માટે હવા ફેર બદલ કરવી, એ નસીબ ક્યાંથી જ હોય! અને તેમ બનતું પણ નથી. તેથી ગરીબ બાલકો માટે જ ઈંગ્લાન્ડમાં સમાજ-સેવકોએ આમોદપ્રમોદ-વ્યાયામનાં સાધનો વાળાં હવા-ફેર માટે સ્વચ્છ હવા ઉજાસવાળાં સ્થળો સંસ્થાઓદ્વારા સ્થાપિત કર્યાં છે. આ સંસ્થાઓનાં નામ આ પ્રમાણે છેઃ-(૧) The Children's fresh air Mission. (૨) Country holiday fund Society, (૩) The children's happy evenings Association અને (૪) Evening play centres Society. આ સંસ્થાઓદ્વારા પચાસ સાઠ હજાર દરિદ્ર બાલકો નિયમિત આનંદનો લાભ મેળવે છે.

જે બાલકોનું ચારિત્ર્ય બાળપણથી જ બગડેલું હોય છે તેઓને સુધારવા ઈંગ્લાન્ડમાં શિશુ-પ્રજાતંત્ર ( Little Commonwealth ) નામનું આશ્રમ છે. આ આશ્રમમાં રહેનારા અપરાધી બાલકોની ઉમ્મર ચૌદથી સત્તર વર્ષની હોય છે, આ આશ્રમમાં પોતપોતાની મરજી મુજબ શિક્ષણ લે છે. જે નિયમાનુસાર પ્રજાતંત્ર રાજ્યોનું શાસન હોય છે, તેવાજ નિયમવાળું આ આશ્રમ છે આત્મશાસનના પ્રભાવથી આ આશ્રમના નિવાસિઓનું ચરિત્ર એવું સુધરી જાય છે કે જ્યારે તેઓ આ સંસ્થામાંથી ભણીગણી નીકળે છે ત્યારે સચ્ચારિત્રવાન, શાંત તથા શિષ્ટ નાગરિકના ઉત્તમ સદ્‌ગુણોવાળા હોય છે.

ઈંગ્લાન્ડનાં સમાજ-સેવકગણ ભારતમેના સભાની માફક પોતે આડંબર કરતા નથી તેમ પોતાના પ્રયત્નમાં કશી પણ જાતની ક્યાસ રાખતા નથી. બાહ્ય આડંબર રાખવો એ તેઓને ગમતુ જ નથી, તેઓ એવાં મહાન કાર્યો આદરે છે કે

**૨. મજુરોમાં શિક્ષા-પ્રચાર.**

જેથી સમસ્ત દેશવાસિઓને આશ્રયરૂપ થઈ શકે અને લાભ મેળવે. કહેવાની કંઈ આવશ્યકતા નથી કે ચાલુ સમયમાં પાશ્ચાત્ય દેશોમાં મજુરો-કામગરોની દશા અત્યન્ત શોચનીય થઈ ગઈ છે. તેઓની આ દુર્દશા દૂર કરવાનો મુખ્ય ઉપાય એ છે કે તેઓમાં શિક્ષણનો પ્રચાર કરવો. ઈંગ્લાન્ડના ઉદાર નેતા, સમાજ સેવકગણ આ કાર્ય ઘણાજ ઉત્સાહથી કરે છે. આ સમાજ સેવકોએ ઠેકઠેકાણે એવી વિદ્યાલયો ઉઘાડી દીધી છે કે જ્યાં ફક્ત મજુરો તથા તેઓનાં બાલબચ્ચાં શિક્ષણ ઉત્તમ રીતે લઈ શકે. આવી સર્વ વિદ્યાલયોની દેખરેખ-સંભાળવાનું

સર્વ કામકાજ શ્રમજીવી-શિક્ષણ પરિષદ્ (Workers' Educational Association) નામની સભાને સોંપવામાં આવ્યું છે. આ સભાની ખ્યાતી-પ્રભાવ આખા દેશમાં પ્રસરી ગયેલ છે. આ સભાની શાખાઓ મોટાં મોટા નગરોમાં રાખવામાં આવી છે કે જેની સંખ્યા સેંકડો કરતાં પણ વધારે છે.

આ મજુર વર્ગ માટે શિક્ષા-પરિષદ્ સન ૧૯૦૩ માં પ્રથમ સ્થપાઇ હતી. ટુંક સમયમાં જ આ સભાએ મજુરોમાં ઘણી સરલતા અને સફળતાથી શિક્ષાનો પ્રચાર ફેલાવ્યો છે. આ સંસ્થાની શાખાઓદ્વારા દેશમાં સ્થળે સ્થળે વિદ્યાલયો ખુલ્લા મૂકવામાં આવ્યાં છે. પરન્તુ લન્ડન શહેરની મજુરો માટેની શિક્ષા કોલેજ સર્વોત્તમ છે. આ કોલેજમાં ૧૧૭ જાતના શિક્ષણ વિભાગ છે. જેમાં ત્રણ હજારથી વધારે મજુરો અધ્યયન કરે છે. દિવસે આ લોકો પોતપોતાનો કામ ધંધો કરે છે અને રાત્રે આ કોલેજ શિક્ષણ લે છે. મજુરોમાં શિક્ષણનો પ્રચાર વધતો ગયાથી ટુંક સમયમાં તેઓની રીત-રીતભાત-આચાર વિચાર સર્વ સુધરી ગયા છે અને સામાજીક તથા નૈતિક જીવનમાં વિશેષ ઉન્નતિ પ્રાપ્ત થઇ છે.

**૩. અપરાધિઓનું ચરિત્ર સંશોધન.** અપરાધિઓના ચરિત્રનું સંશોધન કરવું એક ઘણુંજ પુણ્યનું કાર્ય છે. આ ઉદ્દેશની પુરવણી માટે ઘણી સભાઓ સ્થાપવામાં આવી છે. જેમાં The Central Association for the aid of discharged Convicts ' નામની સભા મુખ્ય છે. આ સભાના સભાસદો વખતો વખત કેદખાનામાં જાને જઇ ત્યાં કેદીઓના ચરિત્રો સુધારવા માટે ઉપદેશ તેઓને આપે છે આ સિવાય કેદીઓની સજા પૂરી થયા પછી તેઓ જેલમાંથી છુટતી વખતે આ સભાના સભાસદો તેના ઉપર વિશેષ દેખરેખ-સંભાળ રાખે છે તેઓ એવો ઉપાય કરે છે કે કેદી ફરીથી અપરાધ ન કરે અને શિક્ષણના પ્રતાપથી પોતપોતાની મેળેજ રહેણીકરણી-ચાલચલગતમાં સુધારો કરે છે. વળી એટલું જ નહિ પણ કેદીઓની આજીવિકા માટે આવશ્યકતાનુસાર આ સભાઓ ખાવા-પીવા અને રહેના માટે રહેઠાણનો બંદોબસ્ત કરી આપે છે. અને તેઓની ઇચ્છાનુસાર ધંધા-રોજગારે વળગાડી દે છે.

સ્ત્રીઓની શારીરિક, સામાજીક, તથા રાજનૈતિક દશા સુધારવા તથા તેઓની ઉન્નતિ કરવાના ઉદ્દેશથી ઇંગ્લાન્ડમાં, ઘણીએ સભાઓ સ્થપાઇ છે અને ઘણાજ ઉત્સાહ અને કાર્યકુશળતાથી પોતપોતાનું કાર્ય કરી રહી છે. આ સભામાં સ્ત્રી-પુરૂષ

**૪. સ્ત્રી-શિક્ષણ.** બન્ને એક બીજાની સહાયતાથી-એક સંપથી કામકાજ કરે છે. આજકાલ સ્ત્રીઓ અધોગતિ દશા પામેલી હોવાથી આ દશાનું નિર્મૂળ કાઢવા અને સ્ત્રીઓની ઉન્નતિ કરવા આ સભાના સભાસદો તન-મન અને ધનથી ઉમંગ ભેર સદા-સર્વ સ્થળે કાર્ય કરે છે અને ફતેહ મેળવે છે. માંદગીના પ્રસંગે સ્ત્રીઓની સેવા સુશ્રૂષા કરવાનું તથા તેઓના સંતાનનું પાલન પોષણ કરવાનું અને અન્ય ગૃહકાર્યને ઉપયોગી થઇ પડે તેવું શિક્ષણ આપવાનું ઇત્યાદિ અનેક પ્રકારનું સ્ત્રી-શિક્ષણનાં કાર્યો કરવાનો આ સભાનો મુખ્ય ઉદ્દેશ છે. આ સિવાય બીજી ઘણીએ સ્ત્રી-સુધારિણી સભાઓ છે જેનાં નામ આ પ્રમાણે છે. (૧) Women's League of Service. (૨)

Women's Imperial Health Association, ( ૩ ) Federation of Universal Women, (૪) Women's Co-operative Guild.

**૫. દારિદ્રય નિવારણ.**

વર્તમાન સમયમાં દરિદ્રતા એક વિશ્વ-વ્યાધિની દશા છે. દુનિયામાં એવો એક પણ દેશ નહિં હોય કે જ્યાં દરિદ્રતાનો પ્રભાવ દ્રષ્ટિગોચર થતો ન હોય. યૂરોપમાં મજુર લોકો પૈસાદાર વર્ગ આગળ સ્વાભાવિક રીતે ગરીબ-કંગાલ ગણાય,-જ્યાં ઘણા ઘણા કુબેરભંડારી જેવા ધનાઢ્ય લોકો સુખચેનમાં આનંદથી મોજશોખમાં જીવન ગાળે અને બીજી બાજુએ હજારો મનુષ્યો કંગાલ સ્થિતિમાં ગુજારો કરતા જોવામાં આવે છે, કે જેઓ મુઠ્ઠીભર અનાજ માટે તલસ્યાં કરે છે અને પોલીસની બીકને લીધે ભીખ પણ માંગી શકતા નથી! આવા દારિદ્રયનું દુઃખ દૂર કરવાનું અને તેઓની દશા સુધારવાનો પ્રયત્ન કરવો એ પ્રત્યેક સમાજ-સેવકનું મુખ્ય કર્તવ્ય છે. ખુશી થવા જેવી બાબત એ છે કે ઇગ્લાન્ડમાં સમાજ-સેવકો પોતાનું સેવાધર્મનું કર્તવ્ય ઘણીજ ચતુરાઇથી અને ખૂબીથી પાલન કરી રહ્યા છે આ કાર્ય માટે તેઓએ "દારિદ્રય-નિવારિણી-સભા" સ્થાપી છે આ સભા દરિદ્ર વ્યક્તિઓની કેવળ સામયિક સહાયતા કરી બેસી રહેતી નથી પરન્તુ તેઓની દીન દશાનું મૂળ કારણ શોધી તેનો સમૂળ-વિનાશ કરવો અને તેઓને સારી સ્થિતિમાં લાવવા મદદ કરવી-પ્રયત્ન કરવો એ તેઓનું મુખ્ય કર્તવ્ય છે. આ સભાના કાર્યમંત્રીઓનું એવું કહેવું છે કેઃ-"દીન, દુઃખી મનુષ્યોને ખાવા પીવાનું અને ઓઢવાનું આપ્યાથી કંઇ તેઓની સ્થિતિ સુધરતી નથી-દરિદ્રતા દૂર જતી નથી અને હરામનું ખાવાની ટેવ પડે છે. તેઓની દીનતા જડમૂળથી નાશ પામે અને તેઓ ચિરકાળ સુધી ફરી દીન ન બને અને તેઓની વ્યાધિઓ-સંકટો-દુઃખ સદાયને માટે નાશ પામે, એ ઉદ્દેશ ફળિભૂત નીવડે, તે માટે આ સભાએ નાના પ્રકારના ઉપાયો અમલમાં મૂક્યા છે. ઉદાહરણ માટે જ ઉપાયોનાં કેવળ નામનો જ ઉલ્લેખ સમજ ખાતર આપ્યો છે

(૧) રાજનૈતિક, સામાજીક અને વ્યાવસાયિક કાયદાઓ-રૂઢીના રીતરીવાજો અને કર્મ સંજોગનાં કારણોથી દરિદ્રતા ઉત્પન્ન થઇ હોય અને દુઃખ વધે જતું હોય તો આ સંસ્થાઓ તેનો વિનાશ કરવા માટે ઉદ્યોગ કરાવે છે.

(૨) આળસુ-શિથિલ-નબળા અને બેદરકારીના દરિદ્ર દૂર કરવા માટે તેઓને ઉપદેશ આપે છે.

(૩) દુઃખી-નિરાધાર મનુષ્યોને એવું શિક્ષણ આપે છે અને હુન્નર-ઉદ્યોગ શીખવાડે છે કે તેઓ પોતેપોતાની મેળેજ સરલતાપૂર્વક ધનોપાર્જન કરી શકે છે.

(૪) દરિદ્ર મનુષ્યોની શારીરિક તથા માનસિક ખોડખાપણ-અથવા દોષોને દૂર કરાવે છે.

દરિદ્રતા-નિવારિણી-સભામાં પાંચસો વક્તાઓ, લેખકો અને કાર્યકર્તાઓ આ કામને માટે જ નિયુક્ત છે. તેમાંના કેટલાક તો કેવલ માત્ર સમાજ-સેવાની ભાવનાથી જ, મહેનતાણાની કશી પણ દરકાર વિના, આ કાર્ય ઉમંગથી કરે છે. સમાજ સેવકોનું સૈન્યબળ પોતાના અનેક પ્રકારના પ્રયત્નોથી દરિદ્રતાને ચૂર્ણવિચૂર્ણ કરે છે. દરેક પ્રકારે

ફતેહ મેળવવા માટે યુક્તિપ્રયુક્તિ કરી ઉમંગભેર તેઓ દરેક કાર્ય કરે છે, અને સમાજને ઉન્નતિના શિખરે પહોંચાડે છે.

ઉપર જણાવેલી સભાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેનો મુખ્ય ઉદ્દેશ દરિદ્રતાની જડ ઉપર કુહાડાનો ઘા કરી તે કાપી નાંખવી અર્થાત્ જે કારણોથી દરિદ્રતા ઉત્પન્ન થઇ હોય તેને શોધી દૂર કરવા પ્રયત્ન કરવો એ મુખ્ય છે. પરન્તુ

૬. દુઃખીની દાઝ જાણવી.

આટલાથી કાર્યની ફતેહ પરિપૂર્ણ રીતે પ્રાપ્ત થતી નથી. જે લોકો વર્તમાન સમયમાં દરિદ્રતાના ખાડામાં પડયા પડયા સડતા હોય, તેઓનાં તાત્કાલિક દુઃખો દૂર કરવાના પ્રયત્નો પણ કરવા જોઇએ. આ ઉદ્દેશ માટે ખાસ સભાઓ ઘણી છે. જેઓનું મુખ્ય કામ દરિદ્ર વ્યક્તિને અન્નવસ્ત્રાદિ આપી તેઓનું પ્રત્યક્ષ દુઃખ દૂર કરે છે. તેમાં Charity Organization Society મુખ્ય છે. આ સભાની શાખાઓ ઇંગ્લાન્ડમાં નગરેનગરમાં સ્થાપવામાં આવી છે. આ સભાના કાર્યકર્તાઓ ઉઘરાણું કરી-દ્રવ્ય સંગ્રહ કરી-કંગાલ અને નિરાધાર દુઃખી લોકોને સહાયતા કરે છે. ભૂખ્યાને ભોજન, ચિંથરેહાલને પહેરવાને વસ્ત્ર અને રોગીની સેવા ચાકરી-દવા દારૂનો બંદોબસ્ત કરવામાં તન, મન અને ધનથી સહાય કરવી એ આ લોકોનો મુખ્ય ઉદ્દેશ કર્તવ્ય છે. તેઓ જનસમાજની અમૂલ્ય સેવાનું કાર્ય હૃદયના ઉમળકાથી-પૂર્ણ ખંત અને ઉત્સાહથી કરે છે. તેઓ આંખો મીંચીનેજ દરિદ્ર વ્યક્તિને મદદ કરતા નથી પરન્તુ પાત્રાપાત્રનો ઊંડો વિચાર કરીનેજ મદદ કરે છે. ભારતમાં લાખોના ફંડોની વ્યવસ્થામાં આપણે નજરોનજર જોઇએ છીએ કે દીન, દુઃખી અને દયા ખાવા લાયક પાત્રને એક દમડી પણ મળતી નથી અને આશ્રમ આશ્રમ એક બાજુ ખૂણામાં બેઠાં બેઠાં તેઓ ટળવળે છે, ત્યારે બીજી બાજુ હાલી મવાલી-નોકર ચાકર પારકા પૈસાથી મોજશોખ ઉડાવે છે અને પોતાના સાગરીત વળગતાં-ખુશામતીઆને દાનપુણ્યમાં હજારો રૂપીઆ અપાય છે! આમ બહુ ખોટો ખર્ચ થાય છે. આ સભાના કાર્યવાહકો અપાત્ર કે કુપાત્રને કદાપિ સહાયતા ન મળવા પામે એ બાબતમાં બહુજ ચતુરાઇ અને બારીકાઇથી તપાસ કરે છે. જે લોકો નૈતિક ચારિત્રથી ભ્રષ્ટ થઇ-તે કારણે હાથનાં કર્યાં હૈયે વાગ્યાં હોય અને દરિદ્રતા પ્રાપ્ત થઇ દુઃખ પામતા હોય એવા લોકોને આ સભા આર્થિક સહાયતા ન આપતાં તે બદલે ચરિત્ર સુધારવા કહે છે.

જે લોકો આર્થિક સહાયતા આપી સમાજની સેવા કરવાને અશક્ત હોય છે તેઓ પોતાની માનસિક, નૈતિક તથા શારીરિક શક્તિઓનો સમાજના હિતાર્થે ઉપયોગ કરી-સેવાધર્મનું પાલન કરે છે. ઉદાર-દિલાદી-અને

૭. વ્યક્તિગત સેવા.

ખંતીલા સ્વયંસેવકોની ઇંગ્લાન્ડમાં એક સભા છે, જેનું નામ વ્યક્તિગત-સેવા સમાજ ( Personal Service Association ) છે. આ સમાજના સભાસદોનો કાર્યક્રમ આ પ્રમાણે છેઃ-રોગીની સેવા સુશ્રુષા કરવી, દુઃખીનું દુઃખ દૂર કરવું, શોકાતુરની સાથે સહાનુભૂતિ બતાવી તેને સાન્ત્વન આપવું. અત્યાચાર કરનારા દુષ્ટ મનુષ્ય તરફથી દુઃખ પામતા મનુષ્યોનો પક્ષ લઇ એવા દુષ્ટ મનુષ્યને દંડ દેવો. બીડબીડામાં-તોફાનમાં નબળાં પાતળાં-બાળબચ્ચાંની રક્ષા કરવી. અજ્ઞાની મનુષ્યને જ્ઞાનનો બોધ કરવો અને દુરાત્માનું દુષ્ટ ચરિત્ર સુધારવા પ્રયત્ન કરવા. મતલબ એટલી કે સમાજના લોકોનું દુઃખ, શોક તથા અજ્ઞાનતા દૂર કરી તેઓને સુખી, જ્ઞાની, સુચરિત્રવાન

કરવાં અને નિરાધારને આશ્રય આપી હયમે વળગાડવાં એ સભાના સભાસદોનું મુખ્ય કર્તવ્ય છે. ઈંગ્લાન્ડના સમાજ–સેવકોમાં આ સભાના સભાસદો–સ્વયંસેવકોનો દરજ્જો શ્રેષ્ઠ છે.

**૮. સમાજ–સેવકોની મહા સભા.** ઈંગ્લાન્ડમાં આવી હજારો સભાઓ છે કે જેઓનો મુખ્ય ઉદ્દેશ સમાજની દરેક પ્રકારે સેવા કરવી એ છે. આ સર્વ સભાનું કેન્દ્ર સ્વરૂપ એક સમાજ સેવિની મહાસભા (British Institute of Social Service) છે. આ સભામાં ઇંગ્લાન્ડના લગભગ બધા પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થો, સોદાગર, ધનાઢ્યો, વકીલ, ડોક્ટર, અધ્યાપક અને ઉમરાવો સભાસદ છે. આ મહા સભા ઇંગ્લાન્ડના સમાજ–સેવા આન્દોલનનો મુખ્ય આત્મા છે. સંસારભરની સેવા સમિતિઓનું વૃતાન્ત કાર્યક્રમની પદ્ધતિ અને ધર્મ–કર્મ સમ્બન્ધી સમ્પૂર્ણ માહીતીની વાતચિત (Facts and figures) અને તેનું સાહિત્ય આ મહાસભાની પુસ્તકાલયમાં સદાયે તૈયાર હોય છે, જે વાંચી જેને જેવી રીતનો લાભ લેવો હોય તેવી રીતે તે લે છે. કેવા પ્રકારે સેવા ધર્મનો ભાવ–લાગણી–પ્રચાર દેશભરમાં પ્રસરે અને સમાજસેવી મનુષ્યો નિયમસર તથા એક સંપથી હૃદયના ઉમળકાથી સમાજ–સેવાનું કાર્ય કરે, સમાજને કેવા કેવા પ્રકારની સેવાઓની આવશ્યકતા છે–અને કઇ સેવામાં ખોડખાંપણ રહી છે, તથા સેવાના નૂતન ઉપાયના વ્યવહારથી સમાજમાં સુખ કે દુઃખ, ફળ યા હાની કેટલી થઇ તે સંશોધન કરવાનું ઇત્યાદિ વિષયોપર વિચાર કરવા માટે કમીટીઓ આ મહા સભા દ્વારા નિયુક્ત કરવામાં આવે છે. આ મહાસભાની કમીટી જે નિર્ણય ઉપર આવે તે નિયમાનુસાર સર્વ સમાજ–સેવા ધર્મની સભાઓ પોતપોતાના સેવા કાર્યમાં ફેરફાર કરી લે છે.

**૯. સમાજ–સેવાનું શિક્ષણ.** જે લોકો સેવા ધર્મનું પવિત્ર વ્રત ગ્રહણ કરવાનું પણ સેવાની ઇચ્છા કરે છે, તેઓએ પ્રથમ સેવા કાર્યનું શિક્ષણ મેળવવું–શીખવું એ ઘણુંજ જરૂરનું છે. ગુરૂ વિના જ્ઞાન નહિ, એ પ્રમાણે આજકાલ કોઇ પણ કામ શીખ્યા કે જાણ્યા વિના તે સંપૂર્ણપણે સફળ થતું નથી. જે લોકો સેવા વ્રતનું શિક્ષણ પ્રાપ્ત થયા–શિક્ષણનું જ્ઞાન મળ્યા વિના સેવા કાર્ય કરે છે તેથી તેઓનું કામ જોઇએ તેવું જનસમાજને લાભકારક થતું નથી. કામ બગડે એટલે સ્વાભાવિક રીતે ઉત્સાહ પણ દિન પ્રતિદિન ઓછો થતો જાય છે કાર્ય કરવાની યોગ્યતા પ્રાપ્ત થયા વિના કોઇપણ કાર્ય કરવામાં માથું મારવું નહિ. ઇગ્લાન્ડમાં કંઇ પણ કામ આવડયા વિના તેઓ તે કામમાં ડહાપણ અને ખોટો ડોળ કરતા નથી. આ તત્વને તેઓ ખૂબ સમજે છે. સમાજ સેવાનું કાર્ય કેવી રીતે અને કેવા પ્રકારથી કરવું તે શીખવવા માટે મુખ્ય મુખ્ય સ્થળે વિદ્યાલયો ખોલી મુકવામાં આવી છે. આવા પ્રકારની સંસ્થાઓમાં લંડન વિશ્વવિદ્યાલયનું સમાજ તત્વવિભાગનું શિક્ષણ સર્વથી શ્રેષ્ઠ અને સરલ છે. આ મહા વિદ્યાલયમાં સમાજ–સેવા–શાસ્ત્ર વૈજ્ઞાનિક નિયમાનુસાર શીખવવામાં આવે છે. સુપ્રસિદ્ધ વિદ્વાનો અને જગદ્વિખ્યાત સમાજ તત્વવેત્તા અધ્યાપકો અહિં કોલેજોમાં પુસ્તકીય અને વ્યાવહારિક બંને પ્રકારનું ઉત્તમ શિક્ષણ લોકોને આપે છે.

ઇગ્લાન્ડમાં કેવા કેવા પ્રકારના નિયમાનુસાર સમાજ–સેવાનું કાર્ય થાય છે અને તેનું ક્ષેત્ર કેટલું બધું વિસ્તૃત છે, તે આ ઉપરથી જણાશે. યુરોપીયન લોકો પ્રથમ રોગનું મૂળ કારણ શોધી લીધા પછી તેને યોગ્ય દવાદારૂ તથા સારવાર કરે છે. જેથી ધર્મપાદુરીનું

કામ બહુજ ઓછું થાય છે સમાજમાં જે રોગો તેઓ જુએ છે, તે દૂર કરવાને ઉપાયો આદરે છે આનેજ તેઓ ખરી સમાજ સેવા સમજે છે-જાણે છે. સમાજને સુખી કરવી, સમૃદ્ધિવાન અને સદ્‌ગુણી બનાવવા માટે આજ ઉત્તમ ઉપાય છે

ભારતમાં ઇગ્લાન્ડ દેશની માફક સમાજ સેવાનો પ્રચાર થવો જોઇએ. ભારતનો સમાજ કંઇ ઇંગ્લાન્ડના સમાજથી કોઈ પણ રીતે ઓછો આધિમસ્ત નથી. જે યુક્તિપ્રયુક્તિથી-ઇગ્લાન્ડ નિવાસીઓએ સમાજને સેવા ધર્મ શીખવી-સેવાનાં અનેક પ્રકારનાં કાર્યો કરી સમાજને ઉન્નતિના પથાર આણ્યો, તેજ યુક્તિપ્રયુક્તિથી ભારત નિવાસીઓએ પોતપોતાની સમાજની પરિસ્થિતિનુ અવલોકન કરી જોઇતા ફેરફાર સાથે અમલમાં મૂકી લાભ શામાટે મેળવવો ન જોઇએ? ત્યાંની માફક સમાજ-સેવાધર્મમમાની બીજી બીજી પ્રકારની સેવા સમિતિઓ સ્થાપવામાં આવે તો સમસ્ત ભારતનો પુનઃ ઉદ્ધાર થાય એમાં લેશ માત્ર પણ સંશય નથી. આ સેવા સમિતિઓનું પવિત્ર-મહત્વપૂર્ણ અને સમાજ સેવાનું કાર્ય કરવા માટે દૃઢ-એક વચની-સત્વશોધક કર્મવીરોએ આ સમાજ સેવાના કર્મક્ષેત્રમાં આવી સમાજના હિતનું કાર્ય શામાટે ઉમંગથી માથે લેવુ ન જોઇએ ? પરન્તુ અફસોસની વાત છે કે અખીલ ભારતમા નિસ્વાર્થી-સત્યશોધક-દૃઢતાવાળા કર્મવીરો સમાજ-સેવાના અમૂલ્ય તત્વને હાથ કરી શકયા નથી-પ્રયત્ન કરતા નથી !

માટે નવયુવકો ! જાગો અને સમાજસેવાના કર્મક્ષેત્રમાં આવી સિંહગર્જના કરી મોતરફ ગજાવો તેનો પડઘો અખીલ ભારત ભૂમિમાં પાડો-અને ,,ઉંઘમાં-આળસમાં સડયા કરતા એદી જેવા અન્ય બન્ધુઓને જગાડો. તમે તમારી માતા-જન્મભૂમિના ભાવી ભાગ્યવિધાતા હો-થશો. તેત્રીસ કરોડ નરનારીઓની આશાવંત આતુર આંખો તમારીજ તરફ સહૃદય ભાવે દૂરે છે ભારતની મુમુક્ષુ માનવ સમાજને નિરોગી તથા હૃષ્ટપુષ્ટ બનાવવાની પહેલામાં પહેલી આવશ્યકતા છે. દેશમાં કોડી કોડી નર-નારીઓ અજ્ઞાનતાના કુસંસ્કારે અન્ધકારાચ્છદિત કુવામાં પડયા પડયા સડતા પશુવત જીવન ગાળે છે. આ ઉપરાન્ત દરિદ્રતા-અત્યાચાર, દુર્ભિક્ષ-અને મોંઘવારી, દુર્વ્યસન, દુરાચાર અને પરાધીનતાથી તો સમસ્ત દેશની દશા અત્યંત શોચનીય થઈ ગઇ છે. દેશના દશ કરોડ નરનારીઓ ચોવીસ કલાકમાં કેવળ એકવાર પેટપૂર પણ નહિં એવુ લુખુ સુકું ખાઇ પોતાનુ જીવન કેવી દુર્દશામાં ગાળતાં હશે? તેઓનાં નાનાં કુમળાં બચ્ચાંઓને ખાવા માટે પેટપૂર પણ અન્ન મળે નહિં, શરીર પર સમૂળગુ વસ્ત્ર નહિ-તાપ તડકામાં ઉઘાડાપુઘાડા ભૂખે ટળવળે કળકળે, તો પછી માંદા પડે ત્યારે તો તેની દવાદારૂ-સારવાર તો શી રીતિ થતી હશે ? કોણ કરે ? આટલુંજ છે એમ નહિં. પરન્તુ ૭ કરોડ ભારત પુત્રોની અવસ્થા તો હૃદયને કમકમાવી નાખે તેવી છે તેઓનું જીવન કેવળ પશુવત છે. અરે, પશુથી પણ અધમમાં અધમ સ્થિતિમાં તેની ગણના થાય છે આ સર્વ દુર્દશાને દૂર કરવાની ઘણી આવશ્યકતા છે આ કાર્ય કરવું તે એક નાનું સુનું કામ નથી મનુષ્ય ધારે તો શુ નથી કરી શકતો.

માટે ભારત સંતાનો કર્મવીર બનો ! સેવા ધર્મની દીક્ષા લઇ મોજ શોખને ત્યાગી, ઉત્સાહ અને મમતાથી તમારા કરોડો દુઃખમાં રિબાતા દેશ બન્ધુ-બ્હેનોના ઉદ્ધારનું કંઇ સાધન થાઓ. અને ઉંઘતા દેશને જગાડો.

---




# કાળા પાણી

અથવા

## અન્દામાન બેટની જાણવા યોગ્ય હકીકત *

( મળેલું. )

ન ( અંડામાન ) બેટને આપણા દેશમાં સાધારણ રીતે "કાળા પાણી" ના નામથી લોકો ઓળખે છે સંસ્કૃતમાં એને અન્ધદ્વીપ કહે છે. હિન્દુસ્થાનના દેશનિકાલની સજા પામેલા કેદીઓને ત્યાં મોકલવામાં આવે છે. હેનું મુખ્ય શહેર પોર્ટ બ્લેર છે.

અન્દામાન દ્વીપ સમુહ ન્હાના મ્હોટા બસો ટાપુઓનો બનેલો છે ત્યાં વર્ષમાં લગભગ ૨૦૦ ઇંચ જેટલો વરસાદ પડે છે. તેથી આ બધા ટાપુઓ ગાઢાં જંગલોથી ભરપૂર છે. અહિં નાળિયેર, કેળ અને પપીતાનાં ઝાડ પુષ્કળ છે. અને તેથી બ્રિટિશ સરકારને નાળિયેર વગેરેની ઉપજ પણ ઘણી છે.

અહિંના જંગલી (મૂળવતની) લોકો આખી દુનિયાંમાં સહુથી ઠીંગણા હોવા માટે જાણીતા છે. હેમની ઉંચાઇ સ્હાડાત્રણથી ચાર ફુટ હોય છે અને હેમનુ વજન સાધારણ રીતે ૬૦ થી ૬૫ રતલ કરતા વધારે હોતું નથી પણ તેઓ દોડવામાં તથા ઝાડપર ચ્હડી જવામાં ઘણાજ નિપુણ હોવ છે. આ બેટમાં એક "આર-યા-ઉટોરા" નામની જાતના માણસો છે, તે દરિયામા તરવામાં એટલા બધા કુશળ થઇ ગયા છે કે હેમને જળચર પ્રાણીની ઉપમા આપીએ તો પણ ચાલે. એ લોકો પાણીમાં તરતી માછલીને ઘણી ચાલાકીથી તીરવડે મારીને પકડી લે છે

આ ટાપુઓ ઉપર કુલ સત્તા બ્રિટિશ સરકારે નીમેલા ચીફ કમીશનરના હાથમા છે. હેના હાથ નીચે જૂદા જૂદા વસુલાતી, ન્યાય, અને પોલીસ ખાતાંના અમલદારો છે. ચીફ કમીશ્નર ઉપર હિન્દી સરકારની જ સત્તા રહે છે. અહિં હાલમાં સડકો ચારે તરફ બનાવવામા આવી છે તથા ઠેકાણે ઠેકાણે ટપાલ, તાર, ટેલીફોન, તથા પોલીસની ઓફિસો અને દવાખાનાં કર્યાં છે પોર્ટ બ્લેરમા વાયરલેસ ( દોરડાં વિનાના તાર ) ની ઓફિસ પણ છે. આ ઉપરાન્ત કેદીઓ માટે દેવાલયો તથા પ્રાર્થનામન્દિરો અહિં બંધાવવામાં આવ્યાં છે, સીખોનું ગુરૂદ્વાર, મુસલમાનો માટે મસ્જીદ, હિન્દુઓનું મન્દિર અને ખ્રિસ્તીઓ માટે દેવળ

* હિન્દી ઉપરથી અનુવાદ

આ ટાપુની વસતિ,-હિન્દુસ્થાનથી દેશ નિકાલ થઇને ગયેલા કેદીઓ, સજા ભોગવતાં વીસ વર્ષ ઉપરાન્ત થવાથી છૂટા થઇને અહિં પોતાનું ઘર માંડીને રહેલા, બૈરાં છોકરાંવાળા માણસો (જેમને "Free man-કેદ નહિ તેવા સ્વતંત્ર" કહેવામાં આવે છે, તે-) તથા સરકારી નોકરોની બનેલી છે મૂળ વતનીઓ અજ્ઞાન સ્થિતિમાં હોઈ, આપણા દેશમાંની જંગલી ભીલ, બાઘડા, નાયકડાં વગેરેની જાતો છે, એવીજ હાલતમાં જોવામાં આવે છે તેઓ સામાન્ય વસતિથી દૂર રહે છે.

હિન્દુસ્થાનના દરેક પ્રાન્તમાંથી, જેને જન્મપર્યન્તની અથવા લાંબા વખતના દેશનિકાલની સજા થાય છે તેવા કેદીઓને, દર ત્રીજે મહિને, અન્દામાન મોકલવામાં આવે છે. પંજાબ, સંયુક્ત પ્રાન્તો તથા બંગાળના કેદીઓને કલકત્તેથી તથા મુંબાઇ, મદ્રાસ અને સીલોનના કેદીઓને મદ્રાસથી મોકલે છે. ત્હેવા કામ માટે તથા ટપાલ લાવવા લઈ જવા માટે એક ખાસ આગબોટ રાખવામાં આવી છે, જેનું નામ "મહારાજા" છે. અન્દામાન ખાતે એક બીજી આગબોટ પણ રાખી છે, જે જરૂરનું સરકારી કામ કરે છે. "મહારાજા" ને Prison Boat (જેલનું વહાણ) પણ કહે છે. ત્હેના ઉપર પોલીસ મ્હોટી સંખ્યામાં રાખવામાં આવે છે. આ વહાણમાં કેદીઓને ખોરાકી તરીકે ફક્ત ચણા અને મમરા જ આપવામાં આવે છે. કલકત્તા અથવા મદ્રાસથી ત્હેને પોર્ટ બ્લેર પ્હોંચતાં ચાર દિવસ થાય છે.

ઘણા લોકોનું એમ માનવું છે કે કેદીઓને અન્દામાન પ્હોંચાડીને છૂટા મૂકવામાં આવે છે; અને તે પછી તેઓ પોતપોતાને અનુકૂળ ધંધો શોધી લઈ, ફાવતું કામ કરી શકે છે. પણ ખરી હકીકત તેમ નથી. પોર્ટ બ્લેરમાં દરિયા કિનારે એક ત્રણ માળની જેલ છે. વહાણમાં દૂરથી જોનારને તે એક મ્હોટી ગંજાવર હોટેલ જેવી દેખાય છે. યુરોપમાં આવી હોટેલો સ્થળે સ્થળે હોય છે, જ્યાં મુસાફરો વિશ્રાન્તિ તથા દરિયાઇ હવાનો સાથે લાભ લઇ શકે છે અને સુખચેનથી રહે છે. આ કેદખાનાને "સેલ્યુલર જેલ" (અથવા કોટડીઓવાળું કારાગ્રહ) કહે છે. આ મકાનના દરવાજા ઉપર પોલીસનો સખ્ત પ્હેરો હોય છે. કેદીઓને વહાણમાંથી ઉતર્યા પછી તરત જેલમાં લઇ જવામાં આવતા નથી; પણ બરોબર એક અઠવાડિયા સુધી ત્હેમને એક અલગ સ્થળે (સેગ્રીગેશન કેમ્પમાં) પૂરના જાપતા સાથે રાખે છે, કે જેથી કોઈ ઉડતો રોગ આવેલા કેદી મારફત કેદખાનામાં દાખલ થવા પામે નહિં. ઓઓ માટે જુદીજ જેલ છે, ત્હેમાં ત્હેમને બોટમાં બેસાડી મોકલી દેવામાં આવે છે.

દાખલ થયા પછી, કેદીને સાત દિવસ સુધી કોટડીમાં બંધ બારણે બેસી રહીને કામ કરવાનું હોય છે. ત્યાં ત્હેમને નાળિયેરના છોડાં કૂટવા માટે આપે છે અને ફક્ત કુદરતી હાજતો માટે તથા ખાવાને વખતે બ્હાર કહાડે છે. એક અઠવાડિયા પછી ત્હેમને મુખ્ય અમલદારની ઓફિસમાં તપાસ માટે લઇ જાય છે, જ્યાં ત્હેમની સામેનો કેસ (ફરિયાદની હકીકત તથા પુરાવો) અને ફેસલો વાંચી જઇને ત્હેમનું અહેવાલ પત્રક બનાવવામાં આવે છે. છ મહિના સુધી ત્હેમને જેલના મકાનમાંજ કામ કરવાનું સોંપાય છે. પછી બ્હારનું કામ પણ ત્હેમને કરવાનું આવે છે. પણ કેટલાક કેદીઓ, જેમને તોફાની ગણવામાં આવે છે,

તેઓને તો ત્રણ ચાર અથવા પાંચ વર્ષ સુધી પણ જેલમાંથી બ્હાર નીકળવાની પરવાનગી મળતી નથી. આ બાબતનો ફાવે હેવો હુકમ કરવાની કુલ સત્તા ચીફ કમીશનરની પાસે છે. હિન્દુસ્થાનમાંનાં કેદખાનાંમાં દર એક મહિને ત્રણ દિવસની માફી ( Remission ) મળે છે, તેમ અહિં નથી.

જેલમાં નાળિયેરના કોતુ ( કોલ ) ચલાવવામાં આવે છે હેમાં કામ કરીને દરેક કેદીએ દરરોજ ૫ દરશેર કોપરેલ તેલ કહાડવું પડે છે. આ ઉપરાન્ત દોઢશેર છોડા કૂટવાનાં હોય છે તે તો જૂદાં ! ઘણીવાર આ મજૂરી એવી સખ્ત થઇ પડે છે કે કેદીઓ તેથી ત્રાસી જઇને આપઘાત કરી હમ્મેશને માટે હેમાંથી મુક્ત થઈ જાય છે. જેલમાં જે ઓવરસીયર ( દેખરેખ રાખનાર ) હોય છે, તે ઘણું કરીને ગોરા હોય છે બધા કેદીઓ હેમની હકુમત નીચે છે અને હેમણે હેમનો હુકમ માનવાનો હોય છે, ઓવરસીયરોની ઉપર જેલર વગેરે અમલદારો છે

આ દ્વીપ સમુહ ૨૦૦૦ બેટનો બનેલો છે. તેથી કોઈ પણ કેદી નાશી જાય તો હેને આ ટાપુઓમાંજ શોધવામાં આવે છે. આવી તપાસ કેરવાનુ કામ પણ ઓવરસીયરનુ છે તેથી તેઓ દરરોજ કેદીઓની હાજરી લે છે.

દરેક ટાપુમાં લાકડાના વાડા ( અથવા વડા ) બનાવેલા હોય છે. રાતે હાજરી લીધા પછી કેદીઓને આવા વાડામાં પૂરવામાં આવે છે અને સવારે નવ વાગતાં ખીચડી ખાઇ હેમને કામપર ચ્હડવાનું હોય છે. કેદીઓની દરેક ટોળી માટે તેઓમાંથી એકને જમાદાર નીમે છે, જેને માસિક આઠ દસ રૂપિયાનો પગાર મળે છે હેણે કેદીઓનું કામ તપાસવાનું હોય છે જો કોઇ કેદી કામ કરવાની આનાકાની કરે છે અથવા તે બરોબર કરે નહિ, તો હેની ઉપરી અમલદાર પાસે ફરિયાદ થાય છે અને હેને પગમાં બેડી નાંખવાની, ફટકા મારવાની અથવા કોટડીમાં પૂરી રાખવાની સજા કરવામાં આવે છે કોઇ કોઇ કેદીઓ તો અહિં આવ્યા પછી પણ ચોરી, મારામારી અથવા ખુન કરે છે કેદી ક્યારિયાદ ઉપરથી તેઓને થયેલી સજામાં વધારો કરવામાં આવે છે અથવા ફાંસી· જાતના માણસો છે, તે ફાંસ્ય બાબતની અપીલ ખુદ હિન્દી સરકારનેજ થઇશકે છે. જળચર પ્રાણીની ઉપમા આપીએ ——> નિયમ છે કે પ્હેલાં પાંચ વર્ષ સુધી તેઓ ત્રીજા ઘણી ચાલાકીથી તીરવડે મારીને પકડી લે છે ~ પાંચ વર્ષના કેદીને દર મહિને ખર્ચ

આ ટાપુઓ ઉપર કુલ સત્તા બ્રિટિશ સરકારે નીમેલા ચીફ છે, હેના હાથ નીચે જૂદા જૂદા વસુલાતી, ન્યાય, અને પોલીસ ચીફ કમીશ્નર ઉપર હિન્દી સરકારની જ સત્તા રહે છે તરફ બનાવવામાં આવી છે તથા ઠેકાણે ઠેકાણે ટપાલ, તા ઓફિસો અને દવાખાનાં કર્યા છે પોર્ટ બ્લેરમાં વાપરે ઓફિસ પણ છે. આ ઉપરાન્ત કેદીઓ માટે દેવાલયો બંધાવવામાં આવ્યાં છે, સીખોનુ ગુરૂદ્વાર, મુસલમાનો [illegible]સ્તીઓ માટે દેવળ

કે દસ વર્ષ પછી ચીફ રોજગાર કરીને ગુજરાન ઓ લગ્ન કરી શકે છે અને પણ દરરોજ રાતે હાજરી વખતે જાય છે, ત્યારે હેમને, પોતાનાં ની પરવાનગી મળે છે. જે, કોઇ પણ પ્રકારનો અપરાધ તે પરવાનગી રદ કરવામાં આવે

* હિન્દી ઉપરથી અનુવાદ

છે અને પાછા જેલ જાય હના હેવા થઇ રહે છે ! આવી રીતે કેટલાક કેદીઓ એવા પણ છે, જેઓએ ત્રીસ ત્રીસ વર્ષ સુધીની સજા ભોગવેલી હોય છે પરન્તુ છૂટા થઇ શક્યા નથી અને સેંકડો કેદીઓના પગમાં વર્ષોના વર્ષો સુધી પણ બેડીઓ કાયમ રહેલી છે !

કેદીઓનાં બાળકો માટે નિશાળ છે અને લોકોની સુખાકારી જળવાય તે માટે દવાખાનાં પણ ઉઘાડયાં છે. જુદા જુદા પ્રાન્તના, લોકો આ ટાપુઓમાં જોવામાં આવે છે. હેમની જાતિ તથા ભાષા પણ જુદી જુદી જ હોય છે. પરન્તુ મુખ્યત્વે હિન્દી ભાષા બોલાતી સાંભળવામાં આવે છે. બધા પોતાને ભારતવાસી તરીકે ઓળખાવે છે. ઇ. સ. ૧૯૦૯ પ્હેલાં અન્દામાનમાં શસ્ત્રધારી કેદીઓને મોકલવામાં આવતા નહિં હતા તેથી આ પ્રદેશની હકીકત પણ જાણીતી ન્હોતી. પરન્તુ હવે તો અહિંની દરેક વ્યવસ્થા પ્રકટ થઇ ગઇ છે.

---

# પુષ્કરજી.

(મરાઠી ઉપરથી.)

લેખક શ્રીયુત " B.—"

## ૧.

અજમેરથી પશ્ચિમ તરફ આશરે સાત માઇલ ઉપર પુષ્કર તીર્થ આવેલું છે. પ્રથમ અજમેરથી અહિં જવા આવવા માટે ફક્ત પગરસ્તો જ હતો; પરન્તુ ૧૮૪૬ ની સાલમાં ગાડીઓ જઇ શકે એવી સડક કરવામાં આવી. આ સડક નાગપહાડ નામના ઉંચા ડુંગર ઉપર થઇને જાય છે. પુષ્કર તીર્થમાં એક મ્હોટું સંબગોળ તળાવ છે, આ તળાવની ત્રણ બાજુએ ઉંચા ડુંગરો આવ્યા છે તથા ચોથી બાજુમાં રેતીનું મેદાન છે. તળાવની સઘળી બાજુઓમાં સુન્દર ઘાટ બાંધેલા છે તથા ઠેકાણે ઠેકાણે મકાનો, બંગલા તથા મન્દિરો આવ્યાં છે. તેથી આ સ્થળ બહુ રળિયામણું અને જોવાલાયક લાગે છે.

આ તીર્થ હિન્દુસ્થાનનાં ધર્મ સ્થળોમાં અતિ પ્રાચીન ગણાય છે. તે ક્યારે બંધાયું, હેનો કાંઇ પુરાવો હાથ લાગતો નથી, પણ હેના સંબન્ધનો ઉલ્લેખ રામાયણ તથા મહાભારતના પુરાણ ગ્રન્થોમાં જોવામાં આવે છે. આ સ્થાનમાંથી જે જૂના સિક્કા હાથ લાગ્યા છે, તે એનો એ તીર્થ ઇસ્વી સન પૂર્વે ચોથા સૈકામાં ત્યાં હોવું જોઇએ એમ લાગે છે. કારણકે એ નાણું બેક્ટ્રિયન તથા ગ્રીક લોકોનું અને ક્ષત્રપ તથા ગુપ્તવંશના રાજાઓના ચલણનું છે. રામાયણમાં વિશ્વામિત્રે તપ કરેલું તથા હેનો ભંગ ઇન્દ્રે મેનકા અપ્સરાને મોકલીને કરાવેલો, એ વાત છે. તે હકીકત આ સ્થળમાંજ બનેલી કહેવાય છે. અને મહાભારતમાં ધર્મરાજાએ સિન્ધ પ્રાન્તના અરણ્યમાંથી આવતી ન્હાની ન્હાની નદીઓ મળીને થતા પુષ્કર તળાવમાં, તીર્થ યાત્રા કરવા આવતાં, સ્નાન કરેલું, તે પણ અહિંજ, એમ જણાય છે. ભોપાળ પાસે સાંચીમાં જે બૌદ્ધ ધર્મનો સ્તૂપ બાંધેલો છે, હેમાંના શિલા

લેખમા બીજી હકીકત સાથે એ પણ લખેલું છે કે પુષ્કરના રહેવાશીઓએ એ ધર્મ અગીંકાર કર્યો. આ બનાવ ઈ. સ. પૂર્વે બીજા શતકમાં થયો હતો. અને આ ઉપરાન્ત નાશિક પાસે આવેલા ત્રિરશ્મિળ પર્વતની ગુફામાના એક લેખમાં જણાવ્યુ છે કે શક વંશના દિનિક રાજાના પુત્ર ઉશવદત્તે ત્રણ હજાર ગાયો તથા એક ગામનું દાન આ તીર્થમાં કર્યું હતું. આ લેખની સાલ ઈ. સ. ૧૨૫ ની છે. ખુદ પુષ્કરના વતની પંડિત હરબિલાસ સર્દા તથા પંડિત ગૌરીશંકર ઓઝાને એક લેખ આ સ્થળને લગતો જ મળી આવ્યો હતો, જે ઈ. સ. ૧૧૮૭ માં લખેલો છે.

પદ્મપુરાણમાં પુષ્કર તીર્થની કથા નીચે પ્રમાણે આપી છે:

"બ્રહ્માજીએ યજ્ઞ કરવા માટે યોગ્ય સ્થાન શોધતાં, આ જગોએ હેમના હાથમાંનું કમળનું પુષ્પ પડી ગયું. તેથી તે જ્યાં પડ્યું ત્યાંજ હેમણે યજ્ઞ કરવાનો નિશ્ચય કર્યો. એ કમળ જમીન ઉપર ઉછળીને ત્રણ સ્થાનમાં પડ્યું હતું. આ ત્રણે ઠેકાણે પાણી ઉત્પન્ન થયું. આ ત્રણ તળાવો ૭ માઈલની અંદર છે. તે જ્યેષ્ઠ પુષ્કર, મધ્ય પુષ્કર અને કનિષ્ઠ પુષ્કર અથવા વૃદ્ધ પુષ્કર એ નામથી ઓળખાય છે.

" પત્ની શિવાય યજ્ઞ કરી શકાય નહિં. એમ હોવાથી બ્રહ્મદેવ સાવિત્રીજીની રાહ જોતા બેઠા. પણ સાવિત્રીજીને લક્ષ્મીજી અને પાર્વતીજીની વાટ જોવા રહેતા બહુ વિલંબ થયો. અને અહિં યજ્ઞનું મુહૂર્ત ચાલી જવા માંડ્યું. તેથી બ્રહ્મદેવે ઇન્દ્રને એક કન્યા લઇ આવવા કહ્યું. ઇન્દ્રે ગાયત્રી નામની બાલિકા આણી. બ્રહ્માજીએ તરત જ હેની સાથે લગ્ન કરીને યજ્ઞનો આરંભ કરી દીધો. હવે એટલામાં સાવિત્રીજી પણ આવી પહોંચ્યાં. હેમણે પોતાના સ્થાનમાં ગાયત્રીને બેઠેલા જોતાંજ હેમને અપાર ક્રોધ થઇ આવ્યો અને તત્કાળ તેઓ ત્યાંથી નીકળી રત્નગિરિ પર્વતમાં જઇને બેઠાં. આ ડુંગર પુષ્કળ તીર્થની દક્ષિણે આવ્યો છે અને ત્યાં સાવિત્રીજીનું મન્દિર છે "

આ પછી જ્યારે બૌદ્ધ ધર્મનું પ્રાબલ્ય થયું, ત્યારે કાશી, ગયાજી, મથુરા, વગેરે ધર્મ ક્ષેત્રોની પેઠે આ તીર્થમાં પણ તે ધર્મનો વિસ્તાર થયો હતો; અને જ્યારે હેની હિન્દમાં સર્વત્ર પડતિ થઈ, ત્યારે અહિંથી પણ તે ચાલ્યો ગયો. આશરે નવમા સૈકામાં પરિહાર વંશનો નરહરરાય નામનો રાજા થયો, જેનો અમલ સિન્ધથી બંગાળ સુધી હતો, હેણે આ ક્ષેત્રનો ઉદ્ધાર કર્યો. એવી દંત કથા છે કે નરહરરાય એક વખત શિકારે નીકળેલો ભૂલ્યો પડ્યો અને બહુ જ તરસ્યો થઇ ગયો. પાણી શોધતાં શોધતાં એક ન્હાનકડા જળાશય આગળ તે આવી પ્હોંચ્યો અને પાસે પાણી પીવાનું કાંઇ પણ સાધન નહિં હોવાથી, હેણે ખોબાવતી પાણી પીધું. આ પાણીએ જેવો હેના હાથને સ્પર્શ કર્યો કે તરત હેના ઉપર કોઢના ચાઠા હતા, તે સઘળા નાશ પામ્યા. તેથી હેણે તળાવડીમાં સ્નાન કર્યું. આમ કરતાં તો હેના આખા શરીરનો રોગ જતો રહ્યો. આ ચમત્કાર જોઇને હેણે ત્યાં એક ઘાટ બંધાવ્યો, જેનું નામ " સ્વરૂપ ઘાટ " પાડ્યું. આ તીર્થ જ હાલનું પુષ્કર.

પછી કેટલાક કાળ સુધી આ સ્થાન ઉપર ગુર્જરોનો અમલ રહ્યો. ઈ. સ. ૧૧૫૭

ની સામમાં દીવાળીની રાત્રિએ ત્હેમના ઉપર કેટલાક અંબાશીઓનાં ટોળાએ હુમલો કરીને ત્હેમની કતલ કરી નાંખી અને એ ક્ષેત્ર ત્યાર પછી બ્રહ્મણોના તાબામાં સોંપ્યુ. તે વ્યવસ્થા અદ્યાપિ સુધી એમની એમજ ચાલે છે.

પુષ્કરમાં બ્રહ્માજીનું મન્દિર છે, તે બહુ પ્રસિદ્ધ છે. ઈ. સ. ૧૭૧૯ માં કુંડીબાઇ નામની એક બ્રાહ્મણ સ્ત્રીએ ત્હેની દુરસ્તી કરી હતી. તે પછી એ મન્દિર ૧૮૦૪ માં મહારાજા સિંધિયાના પ્રધાન ગોકુલચંદ પારેખે એક લાખ અને ત્રીસ હજાર રૂપિયા ખર્ચીને ફરીથી બાંધ્યુ. આ મન્દિરમાંની મૂર્તિ છે, તે બેઠેલા સ્વરૂપમાં છે. ત્હેમનાં ચાર મુખમાંથી ત્રણ સામા દેખાય છે અને ચોથુ બાજુપર છે. આ ઉપરાન્ત બ્રદ્રીનાથજી, સાવિત્રી માતા, વરાહજી તથા આત્માતેશ્વર મહાદેવજી, એમનાં અતિ પુરાતન દેવાલયો છે. આ મન્દિરો શિવાય શ્રી રામાનુજના વૈષ્ણવ પન્થનું શ્રીરંગજીનું મન્દિર છે, તે પણ જોવા લાયક છે. તે પ્રમાણેજ મહારાજા દૌલતરાવ સિન્ધિયાના માતામહ અપ્પાજી સિન્ધિયાએ જયાપ્પા સિન્ધિયાની જે " છત્રી " બધાવી છે, ત્હેઓની કારીગરી પણ બહુ જોવાલાયક છે. જયાપ્પા સિન્ધિયાનું ખૂન ૧૭૫૬ માં નાગોરમાં થયુ હતું. કર્નલ ટાડ આ " છત્રી " ની બાબતમા લખે છે કે " હિન્દુસ્થાનમાં જેટલાં સુન્દર શિલ્પકળાનાં કામ છે, તે સઘળામાં આ મન્દિરમાંનું સંગેમરમરનું કામ અતિશય રમણીય છે. " આ મન્દિરમાં પંચમુખી મહાદેવજીની મૂર્તિ પધરાવેલી છે.

પુષ્કર તીર્થના તળાવના મુખ્ય ઘાટ નીચે મુજબ છે: ગઉઘાટ, વરાહ ઘાટ, બ્રહ્મ ઘાટ, ક્પાલેશ્વર ઘાટ, ચન્દ્રઘાટ, ઇન્દ્રઘાટ, જોધપુરનો ઘાટ, કોટાઘાટ તથા રાજઘાટ. પુષ્કર ગામની વસતિના બે ભાગ છે; ન્હાની ( છોટી ) વસતિ અને મ્હોટી ( બડી ) વસતિ. આમાં બ્રાહ્મણોની વસતિજ બહુ અધિકતી છે.

મ્હારા મનની ધાર્મિક વૃત્તિ ગમે તો ઓછી હો અથવા આ સ્થળના સૃષ્ટિ સૌન્દર્યનું આકર્ષણ વિશેષ હો,—ગમે તેમ હોય તોપણ એટલુ તો અહિં સ્વીકારવુ પડશે કે મ્હને જેટલો આનન્દ મન્દિરો જોઇને થયો, તે કરતાં ઘણો વધારે આનન્દ અહિંની કુદરતી લીલા જોઇને થયો. ઉંચાં પર્વત શિખરો, રમણીય વૃક્ષોનાં ઝુંડો, અને સ્વચ્છ તથા વિશાળ જળાશય, એની જે અહિં ખૂબી છે, એવી બીજા કોઇ સ્થળે મ્હેં જોઇ નથી. મ્હોટાં મ્હોટાં વૃક્ષોની નીચે સાધુ સન્ત મહાત્માઓ તપ કરતા બેઠા છે. સ્હામું સરોવરનું જળ છે. બાજુપર સૂર્યપ્રકાશ અથવા ચન્દ્રપ્રભામાં ચળકતાં સુન્દર મન્દિરો આવી રહ્યાં છે.×

## ૨.

લેખકઃ રા. રા. બચુભાઈ અમરતલાલ પરીખ.

પુષ્કરજીના તીર્થમાં એક પવિત્ર સરોવર અને બ્રહ્માજીનું મન્દિર, એ મુખ્ય ધર્મસ્થળો છે ત્યાં અજમેરથી જવાય છે; પણ જવા આવવાનો માર્ગ બહુ ખડબચડો છે,

× " મનોરંજન " ગામા એક લેખ ઉપરથી અનુવાદ.

જો કે ઘોડાની ગાડીઓ છેક સુધી જઈ શકે છે. ડુંગરોમાં થઈને ત્યાં જવાય છે. કેટલીક ભાગ તો સાંકડી ખીણમાં થઈને આવેલ છે.

સરોવરનો દેખાવ બહુ રમણીય છે. શ્રીમાન્ કદરુઓએ અને રાજા મહારાજાઓએ આ જળાશયની આસપાસ સુન્દર ઘાટ, મન્દિરો, આશ્રયસ્થાનો, વગેરે બહુ બંધાવ્યાં છે. અહિં એક દંત કથા ચાલે છે કે બ્રહ્માજીને રાક્ષસોનો નાશ કરવા માટે યજ્ઞ કરવાની જરૂર પડી. તે ઉપરથી હેમણે આ પવિત્ર સ્થળને પસંદ કર્યું અને હેનું સંરક્ષણ કરવાને ચારે બાજુએ મ્હોટા પર્વતો સ્થાપન કર્યો હવે યજ્ઞના આરંભની તૈયારી થઇ રહી, જ્યાં એમનાં ધર્મપત્ની સરસ્વતી આવ્યાં નહોતાં તેથી હેમણે આ ધર્મ કાર્યમાં ભાગ લેવાને એક અપ્સરાને બેસાડી દીધી. એટલામાં સરસ્વતીજી પધાર્યાં. પરન્તુ પોતાનું સ્થાન પરસ્ત્રીએ લીધેલું જોઇ તેઓ ક્રોધિત થઇ ગયાં અને રત્નાકર ગિરિ તરફ પછા ફરી એક ઝરાના રૂપમાં અદ્રશ્ય ગયાં! ઘણા સૈકાઓ ગયા પછી આ જમીને ઠુરદેરનો રાજા આવી ચ્હડયો! દિવસના થાકથી શ્રમિત થઇને તે અહિંની ખાબોચિયામાં ન્હાવા પડતાં હેને અદ્ભુત ધ્યાન પ્રેમ થયું તેથી પાછાં જતાં હેણે પોતાની પાઘડીની કાપલીઓ ઠેકાણે ઠેકાણે બાંધીને આ સ્થળની નિશાની રાખી અને પાછળથી મ્હોટું જળાશય બંધાવ્યું. તેજ હાલનું પુષ્કર તળાવ.

આ સરોવર શ્રીમન્ત, સામાન્ય તથા ગરીબ, સઘળા વર્ગના લોકોની યાત્રાનું બહુ માનનું સ્થળ છે. અહિંના બ્રાહ્મણોને દાન પણ પુષ્કળ મળે છે. જયપુર અને જોધપુરના મહારાજાઓ આ તીર્થના મહાન ભક્ત હતા અને અહિં ધર્મકાર્યોમાં હેમણે ખર્ચ પણ ઘણું કર્યું હતું. એમણે અને બીજા ધનવાનોએ બંધાવેલ ભવ્ય અને સુન્દર મહેલોની હાર જે સરોવરની આસપાસ ત્રિ-ગોળાકાર આવી રહી છે, તે દૃશ્ય ખરેખર બહુ મોહક અને રમણીય છે. અહિંના મન્દિરોમાં પણ આપણા પ્રાચીન શિલ્પીઓની કારીગરીના નમુના બહુ સુંદર છે. આ સઘળું નિહાળતાં આપણી જૂની સ્વદેશી કળાકુશળતા અને કારીગરોની ચતુરતા તથા આપણા દેશી ભાઇઓની પુરાતન કાળથી ચાલી આવેલી ધર્મભાવના આપણા હૃદયમાં હેમને માટે પૂજ્ય ભાવ ઉપજાવ્યા વિના રહેતી નથી.

પ્રથમ આ સ્થાનમાં મહાલો બંધાવવાને આજુબાજુનો શ્રીમાન્ અમીર વર્ગ બહુ ઉત્સુક રહેતો. તેથી શિલ્પીઓ અહિં વર્ષાઋતુ સિવાય બીજા સઘળા વખતમાં બાંધકામ ચાલુજ રાખતા અને વરસાદમાં આ સ્થળ નીચાણમાં આવેલું હોવાથી પાણી પુષ્કળ ભરાય છે. આનું પરિણામ એ આવ્યું છે કે ઘણાં ખરા મહાલોના ભોંયતળિયાનો ભાગ વર્ષમાં કેટલોક વખત પાણીથી ઢંકાયલોજ રહે છે. સરોવરનું જળ સરખી સપાટીએ રહી શકે તેટલા માટે લોકોએ બ્રિટિશ સરકારને નહેર બંધાવવા વિનંતિ કરી હતી. પરન્તુ હેનું શું પરિણામ આવ્યું એ જણાયું નથી.

મુસાફરોને રહેવા માટે તળાવને કિનારે એક બાજુમાં ધર્મશાળાઓ છે ત્યાં યાત્રિકો જે અહિં પુષ્કળ સંખ્યામાં આવ્યે જાય છે તે ઉતારો કરે છે. હેમની સંખ્યા ઓકટોબર નવેમ્બર મહિનાના અરસામાં વિશેષ હોય છે. એટલે જો એકંદર આંકડો જોવા જઇએ તો લાખો માણસો આ તીર્થમાં આવે છે, એમ સહજ માલુમ પડે. પરન્તુ જમાના

પ્રમાણે એક ફેરફાર કેટલીક વખત થયો નજરે પડે છે અને તે એ છે કે હવે રાજવ-શીઓ અહિં બહુ આવતા હોય એમ લાગતું નથી, અને તેથી ત્હેમનાં બાંધેલાં અહિના મકાનોની બહુ સંભાળ લેવામાં આવતી ન હોય, એ નવાઈ જેવું નથી.

સરોવરની એક બાજુએ બ્રહ્માજીનું મન્દિર આવેલું છે એ તરફનોજ પુષ્કરજીનો ભાગ વધારે અગત્યનો છે બ્રહ્માદેવનું મન્દિર આરસપહાણનું બાંધેલું છે અને એક ટેકરી ઉપર તે આવ્યું છે સાધુઓથી વસેલાં ન્હાનાં મ્હોટાં મકાનો ત્હેની આસપાસ આવી રહ્યાં છે. મન્દિરની આગળ આરસના બે હાથી છે. સિન્ધિયા મહારાજાના સચિવ ગોકુળ પન્થે એક ભવન અહિં બંધાવેલ છે

બ્રહ્માજી વિશે પુષ્કરના બ્રાહ્મણો એક વિચિત્ર દંતકથા કહે છે. એક ગોરે કહેલી કથાનો ટૂંકો સાર નીચે મુજબ છે.

"વિષ્ણુજી મહાસાગરમાં હજારો વર્ષો સુધી સૂઇ રહ્યા હતા. ત્હેમના નાભિકમળમાંથી બ્રહ્મદેવ પેદા થયા ત્હેમણે આજુબાજુ બહુ જોયું, છતાં કોઇ પ્રાણી ત્હેમની નજરે પડયું નહિં, તેથી તેઓ જે કમળમાં હતા, ત્હેને ચીરૂ અને નીચે જોયું તો વિષ્ણુ દેખાયા. તેઓ કોણ છે એમ જાણવાની જિજ્ઞાસા થવાથી બ્રહ્માએ ત્હેમને જગાડયા અને પુછ્યું કે ત્હમે કોણ છો ? વિષ્ણુજીએ જવાબ દીધો કે "હું દેવોમાં મુખ્ય છું" આ સાંભળીને બ્રહ્મદેવે ત્હેમની સાથે તકરાર ઉઠાવી અને મ્હોટું યુદ્ધ-યથ વિશ્વનો નાશ થાય એમ જણાયું. આવી સ્થિતિ જોઇને મહાદેવજી ત્યાં પ્રકટ થયા. ત્હેમણે નિકાલ કર્યો કે બ્રહ્માજીએ પોતાનું મૂળ શોધી કહાડયું માટે તેઓને દેવ ત્રિપુટીમાં પ્રથમ સ્થાન મળે અને તેઓ પિતામહ કહેવાશે પ ન્તુ આ સંબન્ધમાં બ્રહ્માજીએ કેટલીક ખોટી હકીકત જાહેર કરી તથા ગાય પાસે જૂઠી સાક્ષી પુરાવેલી. તેથી મહાદેવજીએ ત્હેમના ઉપર કોપિત થઇને ત્હેમનાં પાંચમાંથી એક માથું કાપી નાંખ્યું અને ગાયને શાપ દીધો તેથી ત્હેની વાચા જતી રહી તથા ત્હેને ગમે ઘાસ ખાવાનું આવ્યું ! વિષ્ણુજીની શાન્તિ અને સત્યતા જોઇને ત્હેમને મહાભક્તિની ભેટ આપી."

આ તીર્થનાં મન્દિરોમાં એક સહુથી મ્હોટું છે, તે શ્રી રામચન્દ્રજીને અર્પણ થયેલ છે, તે જુદા જુદા મતના શિલ્પશાસ્ત્રીઓના વિચારની મેળવણીથી બાંધવામાં આવ્યું છે આગથા પાગથી બુરજ જૈનોના રથ બની જેમ લેખા થાય છે. મિનારાની આકૃતિ દક્ષિણના નમૂના ઉપરથી લીધી જણાય છે અને બાજાની કારીગરી રાજપૂત શિલ્પીઓના જેવી છે.

અજમેરથી પુષ્કર જવાનો રસ્તો અનાસાગર તળાવ ઉપર થઇને જાય છે. તે બહુ સુન્દર દેખાવ છે ત્યાંથી આગળ જતાં ઉંચા પર્વતોની દિવાલની બાજુપર થઇને જવાનું છે આગળ જતાં પુષ્કરજીનું સરોવર નજરે પડે છે. અહિં રેતી છે પણ કુદરતનું સૌન્દર્ય કેવળ અદ્દભુત છે આ પવિત્ર સ્થળ દરેક મનુષ્યે જોવા લાયક છે, એમાં કાંઇજ શક નથી.

લક્ષ હતું. શાળાની પરીક્ષાઓમાં કોઇ વખતે તેં નાપાસ થતા નહોતા. કારણ કે એકવાર નજર ફેરવી જવાથી તે ચીજ સિમેંટની માફક મગજમાં ચોટી જતી. મેટ્રિકમાં આવ્યા એટલે તો શાળાના ઉપરીઓ મારા સસરાજીને કહેવા લાગ્યા કે તમારો પુત્ર આશાવંત નિવડશે અને અમારી શાળાનું પ્રથમ આસુપણુ થશે એમ અમને દિસે છે. જ્યારે સસરાજીના મુખથી પતિશ્રીનાં આ વખાણ ઘરમાં હરતે ફરતે હું સાંભળતી, ત્યારે 'માગ પંકમાં ખગેલા મારા યૌવનમદને શીતળતાનો લેપ થતો અને હું મોં મલકાવી મારી જાતને એક રીતે ભાગ્યશાળી માનતી. કારણ એમનામાં હું મારૂં ઉજળું ઢંકાયલું ભવિષ્ય નિહાળતી હતી અને મન વાળતી હતી કે વાદળ ફાટતાં તડકો નિકળશે. પણ મારા સાસુ સસરાને મારી મદમાતી સ્થિતીને લઇ આંતરૂ ચિંતા બહુ થયા કરતી હતી. અને કેટલીકવાર તો અમારા હસ્ત મેળાપ માટે એમને ખાનગીમાં શોકોદ્ગાર પણ કાઢતાં હું સાંભળતી હતી. એમની આ નિરાશા જનક સ્થિતી જ્યારે હું એમના ચ્હેરા ઉપરથી વારંવાર જોવા લાગી ત્યારે મેં મારાં સાસુજીને એકવાર એકાન્તમાં કહી દિધુ કે "પુજ્ય માતાજી, આપ પિતાજી ( સસરાજી ) ને છાતી ઠોકીને કહી દેજો કે હું મરણાન્તે પણ ઉભય કુળને ડોઘ લાગે એવું પગલું કદી ભરીશ નહીં. મેં કદી મારા પિયરમાં સ્વેચ્છાચારીપણું જોયું નથી, તેમ સાસરે આવીને તેનો અનુભવ કર્યો નથી; તેમ મને જાતે પણ વિષયનીવાત પર તિરસ્કાર છે. વળી જે નૈતિક અને ધાર્મિક સંસ્કારો બચપણમાંથી મારાં માતાપિતાએ મારા મગજમાં રેડયા છે, 'દૃઢ કર્યા છે, તેને તમારે ત્યાં સારી પોષણ મળ્યુ છે. માટે મારૂ ચિત્ત સદા ઘરકામ, ધાર્મિક કાર્યો અને સદાચારી વાંચનમાં રહે છે અને રહેશે કદાચ તે તમે ખાતરી રાખજો. જો કે હું બહાર-બહુ ફરતી નથી પણ પુસ્તકો દ્વારા દુનીયાની દુષ્ટતાનો મેં સારો અનુભવ લીધો છે. જેથી હું તેની સામે સદા કટીબદ્ધ રહુ છુ. તેમજ તેજ પુસ્તકો દ્વારા સાધ્વી સ્ત્રીઓ પોતાનો સમય કેવી રીતે ગાળવો અને શું શું ચીજો ગ્રહણ કરવી તે પણ હું સંપુર્ણ શીખી છુ. મેં મારી પ્રકૃતિને લીધે પુસ્તકોને મારાં ખરાં મિત્રો નાનપણથીજ કરેલાં છે. પતિશ્રીનું લક્ષ ભણવા તરફ સંપુર્ણ છે તો તેમાં મારી સોળે સોળઆના સંમતિ છે. માટે તેમને પણ તેમાંથી વિમુખ કરી મારા તરફ દોરશો નહીં અને એમનો અવતાર બગાડશો નહીં."

## ( ૨ )

થયું. આજે "માટલી" ફુટવાની છે ! ( મેટ્રિક્યુલેશનની પરીક્ષાનું પરિણામ જણાવાનું છે. ) હાથનાં કાંડાં કાપી આવેલા વિદ્યાર્થીઓ તાર ઓફિસના ચોગાનમાં અથવા તો શાળાના ઉપરીના મકાન આગળ કીડીઆરાની માફક ઉભરાય છે અને એક બીજાની મશ્કરી કરી રહ્યા છે. પણ સોએ સાઠ ટકાના મનમાં તો "ચિંતા ચિતા સમાન" થઈ પડી છે અને દેખી હાસ્ય કરતું વદન છતાં, વારે ઘડીએ હૃદય નિમોસા ગુરી રહ્યું છે ! તાર ઓફીસમાંથી સિપાઇ બહાર નિકળે છે કે બધા તેને ઘેરી વળે છે અને કોનો તાર છે તે જાણવા ખાતર તેને પંખીની પેઠે પીંખી નાખે છે, અને જ્યાં કોઇ "દ્વીતીય-તૃતીય" નું નામ સાંભળે છે કે "અ-અ-અ-અ-અ !" ના કર્ણવેધક પોકારોથી ચોગાનની ચારે દિશા ગજાવી મુકે છે. તેમજ શાળાના ઉપરીના મકાન આગળ કોઇ સાઇકલવાળાને દુરથી જુએ

છે તો "હુરેં, હુરેં," "હિપહિપ-હુરેં "ના આશ્ચર્યજનક અવાજોથી વારંવાર શાળાના ઉપરીઓને ખુરશી ઉપરથી ઉઠબેસ કરાવે છે. જાણે નિશાળમાંનું તેમના ઉપર વેર લેતા કેમ હોય નહીં? પણ મારા નાનાલાલ-અરે ગાથી હોં, મે અજાણતાં વા જાણતાં એમનું નામ દઇ દીધું!-પણ મારા નાનાલાલ તો નથી તાર ઓફીસમાં ગયા કે નથી ગયા શાળાના ઉપરીને ત્યાં. કોણ જાણે આજે તેઓ તો હારમોનીઅમ ઉપર બેસી કિન્નર કંઠથી-

"ઇશ્ક બુરી જંજાલ, કિસીસેં દિલ ન લગાના,
"છયલા, તું દિલકો સંભાલ, કિસિસે દિલ ન લગાના"

એ પદ લલકારી રહ્યા છે. અને ફરી ફરીને તેનું પુનરાવર્તન કરવામાં પોતાના મંડને પણ ભુલી ગયા છે. હું બેઠી છું તો સાસુ નણંદની સમક્ષ, પણ મારા કાન મારા મનને તેમના શબ્દો તરફ દોરી ગયા છે અને કૃષ્ણની બંસરીએ જેવી લીનતાની સ્થિતી કરી નાંખી હતી તેવી મારી સ્થિતી તેમના શબ્દો કરી રહ્યા છે. હું મારા મનને પુછી રહી છું કે આ ગાયન એમને કોણે શીખવ્યું હશે? શું આ કડીઓ એ અજ્ઞાન નિર્દોષ અવસ્થામાં ગાય રહ્યા છે કે મને તૈયાર કરવાને તેઓ પરોક્ષ ઉપાલભ આપી રહ્યા છે? શું "Coming events cast their shadows beforehand" (ભાવિના પડછા પ્રથમથી જ પડે છે) એ ઉક્તી સત્ય તો નહીં પડે? શુંપવામાં ગુંથાયલાં મારાં સાસુ અને વિણવામાં વળેલાં મારાં નણંદને ભિષ્મ પ્રતિજ્ઞાનો પ્રસંગ સંભળાવી રહેલી હું આ પ્રમાણે મારા મનમાં ભ્રઢ ભાંગ કરી રહી હતી તે વખતે તારા વાળાએ અને શાળાના સિપાઇએ એકી વખતે "નાનાલાલ છે કે-નાનાલાલ છે કે?" કહી બુમ મારી. મેં અને મારાં સાસુજીએ બારીના નીચેના સળીઆમાંથી બારણા તરફ જોયું, જ્યારે મારાં નણંદતો શુભ સમાચાર સાંભળવાને દાદરનાં પગથીઆંજ ગબડાવી ગયાં! "કહો ભાઇ, શું છે? નાનાભાઇ તો જરા ગાવા વગાડવામાં પડયા છે, જે કાંઇ કહેવું હોય તે મને કહો." બન્ને સિપાઇઓ બોલ્યા," ના, એમ કાંઇ નાનાલાલ ભાઇથી આજ ઘરના ખુણામાં ભરાઈ રહેવાશે નહીં. પહેલા મોં મીઠું કરાવો, પછી ખુશ ખબર કહેવાના છે." આ વિનોદી રગઝગ સાંભળી એ નીચે દોડી ગયા અને તારવાળા પાસેથી તાર લેતા હતા, તેટલામાં શાળાના સિપાઇએ કહ્યું: "લ્યોને ભાઇ, હું કહી દઉં. તાર ફોડવાની કાંઇ પણ જરૂર નથી. આપ મેટ્રીકની પરીક્ષામાં પાંચ હજાર છોકરામાં પહેલે નંબરે પાસ થાઓ છો, અને આપને યુનીવરસીટીનાં પહેલાં બે ઈનામ મળ્યાં છે નાનાલાલ ભાઇ, અમે પણ આજે નાનું ઇનામ લઇ અહીથી ખસવાના નથી. માટે અમારી મુઠડી ભરો, અને પ્રભુ તમારી દિનદિન ચડતી કરો." એમણે એ લોકોને પ્રસન્ન કરી વિદાય કર્યા અને માતાપિતાને શિરસાવંદન કર્યા. થોડા વખતમાં વાયુ વાતને વિદ્યુત્ વેગે લઇ ગયો અને સગાં સંબંધી તથા સ્નેહીઓ સાસુ સસરાને અને એમને મુબારકબાદી આપવા સંખ્યાબંધ આવવા લાગ્યા. સાથે સાથે એમને ગામની ને ગામની કોલેજમાં ભણવા મુકવા કે પરગામ પાઠવવા, તે વિષે પણ દરેક પોતપોતાની મતિઅનુસાર સલાહ આપવા લાગ્યું. મારાં સાસુ સસરા સર્વની સલાહનો સ્વીકાર મસ્તક ધુનનથી કરે જતાં હતાં. કારણકે કેટલાને જવાબ આપવો? હસ્તિની જેમ હાથીખાનામાં પોતાના મદમાં ને મદમાં ડોલ્યા કરે છે, તેમ હું અત્યારે મદમાતી બની આવા પતિની પત્ની હોવાથી આનંદ સાગ-

મા ડોલી રહી હતી. પણ મારા મનમાં ગણગણાટી થયાં કરતી હતી કે પતિને તે પરગામ મોકલવામાં આવશે કે અહીંજ રાખવામાં આવશે ? ધીરે ધીરે બધા વિખરાઇ ગયા, અને વાળુ વિગેરેમાંથી પરવારતાં અમારો પણ શયનાધીન થવાનો વખત આવી પહોંચ્યો. આજના આનંદ અવસરનો લાભ લઇ સાસુજીએ સસરાજીની સંમતિથી આજજ અમારે માટે નોખું શયનગૃહ બનાવી રાખ્યું હતું. શયન સમય થતાં સાસુજીએ પુત્રને માથે હાથ ફેરવી કહ્યું "ભાઈ નાનુ, આજથી તારે ત્યાં સુવાનું છે." "બાઇ, હજુવાર છે, ઉતાવળા ન થાઓ," કહી મારા વિદ્યાવિલાસી વર વાચનગૃહમાં ચડી ગયા. વડીલમાંથી કોઈ કાંઇ બોલી શક્યું નહીં. અને હું મારાં સાસુજી સમીપ નિદ્રાદેવીના અંકમાં જઇ પડી. સુતે સુતે ભાગ્યની રેખા ઉપર અને ભવિષ્ય ઉપર આંખો ફેરવી રહી હતી તેવામાં—

"ધરક પુરી જંજાલ, કિસીસેં દિલ ન લગાના,
"બપલા, તું દિલકો સંભાલ, કિસીસેં દિલ ન લગાના"—

એ કડીઓનો ભણકાર મારા કર્ણપટ પર અથડાવા લાગ્યો અને તેની સાથે સ્વામીની બાળમુર્તિ મારી સમક્ષ હારમોનીઅમ વગાડતી ખડી થઈ. એમની નિર્દોષ અવસ્થા અને તલ્લીનતા નિહાળતી હું યૌવન લ્હાવાને તો એવો ભુલી ગઇ કે તે આનંદમાં ને આનંદમાં મારાં ચક્ષુ મીંચાઇ ગયાં અને પરોઢીએ જ્યારે સાસુજીએ નીચેથી બુમ મારી ત્યારે મેં જવાબ આપ્યો "પતિદેવ, તમે પંડનેપાવન કર્યા કરો, હું તમારા માર્ગમાં આડખીલ રૂપ નહીં થાઉં. તમારી બેફિકરી, નિર્દોષ, આનંદ અવસ્થામાં હું મારો વખત ખુશીથી વિતાવી શકીશ. માટે તમે તમારૂં કાર્ય કરી પાર ઉતરો." હજુએ એમની પ્રેમાળ મુર્તિ મારી મીંચેલી આંખો સમક્ષ હતી. મારા બરાડા સાંભળી સાસુ હાંફળાં ફાંફળાં ઉપર આવ્યાં અને મને ગલીપાટ પડેલીને ઢંઢોળી અને મારી છાતી ઉપરથી મારો હાથ ખસેડી નાંખ્યો. હું ઝબકીને જાગી ઉઠી અને સાસુજી કરતાં આજ મોડું ઉઠાયાથી અને તેથી તેમને મારૂં કામ આટોપી લેવાની ફરજ પડવાથી તેમની ક્ષમા યાચવા લાગી. વ્હાલસોયાં સાસુજીએ મને ગોદમાં લઇ, મારા શિર ઉપર હાથ ફેરવી, છાતી સરસી ચાંપી એક બચ્ચી કરી અને હરતે ફરતે મારા કુશળ સમાચાર પુછ્યા. મેં મારી વાતને ફેરવી નાંખી કારણકે મને લાગ્યું કે તેમણે મારા ઉદ્‌ગારોને સ્વપ્નવત્ માન્યા છે. જમતાં સુધી ગઇ સાંજના જેવી ધમાલ ચાલુ રહી. જમતી વખત સાસુ, સસરા, નણંદ અને પતિને મેં તૈયાર કરેલું મિષ્ટ ભોજન હું ખવડાવવા લાગી અને સસરાજીએ એમની આગળ કઇ કોલેજમાં ભણવું છે એ વાત કાઢી. એમણે તો "તરત દાનને મહાપુણ્ય" કરી દિધું કે મારે તો મુંબઇની વિલસન કોલેજમાં પ્રો. સ્કૌટના હાથ નીચે ભણવું છે. સસરાજી તો સપડાઇ ગયા, અને સાસુજીની શીખ દેવાની શુદ્ધી રહી નહી. નણંદને પણ "એક નન્નો સર્વ દુઃખને હણે"—એવો તોરનાલાલનો અનુભવ હતો એટલે એ તો નીચું મુખ રાખી જુદી જુદી વાનીઓને ન્હોતરું વાળેજ જતાં હતાં. આપણે તો પ્રસંગ જ રચાં હતાં એટલે અબોલજ હતાં!

પાળમાં ચાસ્સો કરી દહીં ગોળ તેમના મુખમાં મુકે છે. પડોશીઓ અને સગાંવહાલાં વોટ- ળાઇ વળી પરદેશમાં સાવધ રહેવાની અને પોતાના કાર્યપર જ લક્ષ રાખવાની શીખામણ આપી રહ્યાં છે. નોકર એમનો સામાન ગાડીમાં મુકવા બધાંની વચમાં થઇ આવજા કરે છે. દોસ્તદારો ભવિષ્યના વિજયની ફક્ત એક વર્ષની નહીં પણ સામટી ચાર વર્ષની મુબારક બાદી અગાઉથી આપે જાય છે. શાળાના શિક્ષકો પિતાજીને અને એમને બી. એ., એમ. એ. અને વિલાયતનો માર્ગ સુચવે જાય છે. અને હું ?......હું પરસાળના ઉમરામાં તેના બારણાની એક સાખ સાથે સિદ્ધી ટટાર ઉભી રહી આનંદ શોકનો ફુટ બોલ (દડો) બની એમને એકીટસે જોતી ઉભી રહી છું. આનંદ એટલા માટે કે આવા પતિને પામી જીંદગી સફળ કરી. શોક એટલા માટે કે એ તો હજી એમની જ ધુનમાં ધુણ્યા કરતા હતા ! અત્યારે પણ—

"ઇશ્ક બુરી જંજાલ, કિસિંસે દિલ ન લગાના;
"છયલા, તું દિલકો સંભાલ, કિસિસે દિલ ન લગાના."

એ ગીતનો ધ્વની મને ધમકાવવા લાગ્યો અને મારા સામું એક વખત પણ જોયા વગર એ વિદાય થયા. એમને વળાવાને બધાં પોળ સુધી ગયાં અને હું હૈયુ ભરાઇ આવ- વાથી તેને હેઠું પછાડી, પરસાળનો ઉમરો છોડી, એમની દુર ખસતી પ્રતિમાની ઝાંખી કરવા આગલા બારણાના ઉમરે આવી ઉભી. એમણે તો ગાડી ચાલતા સુધીમાં એકવાર પણ એમનાં મિઠ્ઠાં નયનની સેર ઘર તરફ (મારી તરફ) ન ફેંકી. પણ મેં તો એમની-

"રામ ધુન લાગી, ગોપાળ ધુન લાગી...જનમના વેરાગી !"

એવી છબીને ગાડીનાં પૈડાં ફરવા માંડયાં, ત્યાં સુધી મનમાં ઉતાર્યા કરી અને અંતરનો આશિર્વાદ આપ્યાં કર્યો કે જો સરસ્વતીની સોબત આવી સારી લાગી છે તો તે તમારૂં કલ્યાણ કરો.

( ૪ )

પુત્રને વિદાય કરી સસરાજી સ્ટેશનેથી ઘેર આવ્યા અને એકના એક પુત્રને પરદેશ પાઠવ્યાના થતા દુ:ખને પત્ની આગળ ખાલી કરવા લાગ્યા. પત્નિએ પણ પતિ પીડામાં ભાગ લીધો અને બન્નેએ પોતાનું હૈયું હલકું કર્યું અને—

"કઇ લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે"

એ પદને હૈયામાં ધારણ કર્યું. સુતા સુતા સાસુજીએ મારા મનનું સમાધાન કર્યું કે પરદેશમાં પાવરધો થઇ આવશે એટલે છોકરમત છોડી દેશે અને સૌ સારાં વાનાં થશે. હૃદય ભારી હોય છે તે વખતે પણ ઉંઘ આવે છે. તદનુસાર જો કે અમારા દરેકના દિલ- પર જુદી જુદી રીતની દિલગીરીનું દબાણ હતું તો પણ અમે આખરે નિદ્રાધીન થઇ ગયાં. સવાર પડતાં દિનચર્યાની ચક્કી પાછી શરૂ થઇ ! સમય અને સુપ્રવૃત્તિ શોકને સૈતાન થવા દેતાં નથી. દિવસ ઉપર દિવસ કાળની પાંખો પર ઉડવા લાગ્યા, અને દુ:ખનું ઓસડ દહાડા

કેટલેક અંશે થયું પણ ખરૂં. સમરાજી ઉપર વખતો વખત એમના લિફાફા ( કાગળો ) આવતા, તે ઉપરથી મે જાણ્યુ કે એમને એમની કોલેજ તરફની ખાસ સ્કોલરશીપ મળી છે. વળી અમારી જ્ઞાતીની બે સ્કોલરશીપો એમને અપાઈ અને જ્ઞાતિમાંથી પારિતોષિકો પણ મળ્યાં. એમણે જ્ઞાતીની સ્કોલરશીપો આભાર સાથે પાછી વાળી અને એ જ્ઞાતીના અન્ય વિદ્યાર્થી બંધુઓને આપવા લખી મોકલ્યુ. આ પ્રમાણે અલંકૃત થયેલા એ વિદ્યાભ્યાસની ગાડી ગબડાવવા લાગ્યા. એમની કોલેજના અધ્યાપકોનો ચાહ એમના તરફ દિન પ્રતિદિન વૃદ્ધિંગત થતો જતો હતો. હું હવે અહીં શુક્લ પક્ષના શશાંક માફક જવાનીની દિવાનીમાં દાખલ થવા લાગી હતી. પણ ધર્મ અને નીતિનાં નાનપણથી પેહેરેલાં બખ્તરને લીધે હું નિર્ભય હતી. જોકે કામદેવના કુટિલ શિષ્યોનો સપાટો મને ઝપાટો મારવા ચુકતો નહોતો. જ્યારે હું એકાંતનો, સારા પુસ્તકોનો અને સંયમનો સંગ મારા સતીત્વને સાચવવાને કરી રહી હતી, ત્યારે મારા સતીત્વનો સંહાર કરવાને બહાર ભગીરથ પ્રયત્નો થઇ રહ્યા હતા. તેની સામે થવાને મેં સાદાઇનાં, સીધી ચાલનાં, નીચાં નયનનાં, એકલાં ન જવાનાં, રાત્રે અડી ઓપટી શીવાય બહાર ન નિકળવાનાં, વીગેરે, વીગેરેનાં શસ્ત્રાસ્ત્ર સાંધ્યાં હતાં. તેમ છતાં વખત બે વખત ખંધાના ખુંખારા, સડેલાની સિસોટીઓ અને કારેલાના કામમાંથી હું બચતી નહોતી. પણ તે નરાધમો આટલેથીજ અટકી જતા. કારણ કે વાઘ જેવા સસરાને સારી પેઠે તેઓ ઓળખતા હતા.* હવે તો પ્રાણનાથ પણ યુવાવસ્થામાં પ્રવેશ કરતા હતા, પણ તે અવસ્થાનો મારો તેમના વિદ્યાવ્યસન નીચે એવો તો કચરાઈ છુદાઇ ગયો હતો કે હજીપણ તેઓ તો મને નાના નંદકુંવર જેવાજ લાગતા. જ્યારે જ્યારે કોલેજમાં રજા પડતી ત્યારે ત્યારે તેઓ ઘેર આવતા. પણ એમનો વિદ્યાવાસ ભલો, એમનાં પુસ્તકો ભલાં અને પોતે ભલા ! માતાએ એક બે વાર વાત ઉખેળવાને હામ બીડી પણ નિરાશાના બાચકા શીવાય હાથમાં બીજું કાંઇ આવ્યું નહી. પિતાએ મિત્રો દ્વારા કહેવરાવ્યું પણ ત્યાં પણ નિરાશાની પાષાણ ભીંત સામે આવી. હજી પણ તેઓ તો વારંવાર ગાયાજ કરતા હતા કે—

" ઈશ્ક બુરી જંજાલ, કિસીસેં દિલ ન લગાના;
" છયલા, તું દિલકી સંભાલ, કિસીસેં દિલ ન લગાના. "

હવે તેઓ નિશાળની માફક પહેલે નંબરે માન સાથે પ્રિવિઅસ, ઇન્ટરની પરીક્ષાઓ પસાર કરી બી. એ. ના બીજા વર્ષમાં આવી ગયા હતા. આ વખતની રજામાં એ ઘેર આવ્યા અને માતાને મને વાચનગૃહમાં મોકલવા કહ્યું. જીદ કરી રહેલા બાળકને રમકડું મળતાં આનંદ થાય; વૃદ્ધાવસ્થામાં સંતતિ હીન માતાપિતાને પુત્ર થાય; બીજીવાર ન પરણવાની હઠ લઇ બેઠેલો, પરણવાને કબુલ થતાં ત્હેનાં સ્વજનને આનંદ થાય; વંઝાને આધેડ આધેડ અવસ્થામાં સાંપડેલો સુત મરતાં બચે ને આનંદ થાય; વાંદાને વનમાં પેસતાં વામા

* સ્મરને સેવતી, સમાન વૈયરના સંગમાં, શબ્દોના સપાટા સહેતી સાંભળીજ રહેતી. શશી સમ શોભતી, કાંઇજ ન કહેતી હું, હસીને એમની વાત ઉડાવી દેતી કોઇ મને મીરાબાઈ કહી, મારા રાણાજીને ત્યાગવા કહેતું, ત્યારે કોઇ, " મોઢું રહીં હાંત પાડે " કહી, મારી ટોળ કરતું ! પણ મારૂં ચિત્ત મારા નાનાલાલ તરફથી ન ફરતું તે નજ ફરતું. કારણ એજ કે અણસમજુ નાનાલાલને પે મારા દેહના હાર કર્યા હતા. ( —આ સમયની નોંધપોથીમાંથી ઉતાર્યે )

મળે ને આનંદ થાય; કાંકરા પેઠે બાતલ ફેંકેલીને વય વીતી ગયે પરણનાર નિકળી આવે ને આનંદ થાય; અસાધ્ય રોગીને સાધુની રાખની પડીકીથી સાતવન થતા આનંદ થાય; વૈતરાને લોટરીમાં લાખ રૂપીઆ મળે ને આનંદ થાય; સતિને બાણશય્યામાંથી પતિ ઉઠે ને આનંદ થાય; હિંમત હારી ગયેલાને હાથ ઝાલી બહાર ખેંચી કાઢનાર મળતાં આનંદ થાય, અને ભુખ્યાને ફાકા ઉપર ફાકા થયા પછી ભોજનમાં બાજરીનો બટકો મળે ને આનંદ થાય-તેવો અવર્ણનીય આનંદ એમના અમૃત વચનોથી સાસુ સસરા અને મને થયો. સાસુજીએ તો હર્ષમાં રેલાઇ મને કહ્યુ "કેમ, બેટા, હું કહેતી નહોતી ?-છેવટે પણ સમજ્યો ખરો."

( ૫ )

હું પતિદેવ પાસે પ્રાપ્ત થઈ. તેઓ અધ્યયનમાં મશગુલ હતા. કેટલીકવાર સુધી તો હું એમની ખુરશી પાસે ઉભી રહી, એમના વિકસિત વદનને નિહાળી રહી. સરસ્વતી સેવતા સુદૃઢ સેવકને તેમની તંદ્રામાંથી જાગ્રત કરવા કે કેમ, તે મારા મનને એક મોટો પ્રશ્ન થઈ પડ્યો. પણ તેટલામાં કુદરતે મને મદદ કરી. સુપક બાજરીના ખડખડાટે એમની દૃષ્ટી અન્ય દિશામાં ફેરવી, અને એમની આંખોને મારા ઉપર ઠેરવી. એમણે હસતે વદને મારો સત્કાર કર્યો અને મને બેસવા કહ્યું. મે તો જાણ્યું કે સ્વર્ગનું સુખ મળવાનો પ્રારંભ થઇ ચુક્યો. પછી એમણે પુસ્તકને હાથમાંથી ટેબલ ઉપર મુક્યું અને મારી તરફ ફરી, ગંભીર મુખમુદ્રા કરી બોલ્યા: "જુઓ, મારી અંતીમ પરીક્ષાનુ આ છેલ્લું વર્ષ છે. માટે મારે તમને બે બોલ કહેવાના છે. કોલેજમાં દાખલ થયા પછી બી. એ. થતા સુધી મેં અખંડિત બ્રહ્મચર્ય પાળવાનો દૃઢ સંકલ્પ કર્યો છે અને હવે કિનારે આવી પહોચેલો હોવાથી હું તેનો ભંગ કરવા માગતો નથી. વળી મારા વિદ્યાભ્યાસમાં ખલેલ થાય, એ હું કોઇ રીતે ઇચ્છતો પણ નથી. માટે તમે મોહીની સ્વરૂપ ધારણ કરશો નહી અને કરશો તો તેમાં હું ફસાઉં તેમ નથી. ભલે, તમે અહીં આવી દરરોજ સુજો. એક સાથરે શયન કરવાને મને બાધ નથી કારણકે હું પણ મારા મનોબળને કસોટી ઉપર ચડાવવા માંગુ છું. વળી તમે સમજુ છો અને સ્વમહેનતથી સુશિક્ષિત થયા છો. માટે મને અનુકુળ થશો અને રહેશો, એવી હું આશા રાખું છુ. શારીરિક સુખ એ કાંઈ શાશ્વત સુખ નથી. પતિપત્ની કાંઈ એથી જ પતિપત્ની ગણાતાં નથી. માનસિક મનમેળ કરી પરણેલા જે સ્ત્રી પુરૂષ સંસાર સંકટ અવિચ્છિન્ન હૃદયે સહે છે તેજ ખરા પતિપત્ની કહેવાય છે અને તેજ પતિપત્ની ઐહિક તથા દૈહિક જીવન સુધારે છે. કેમ, તમે મારા વિચારને સંમત થાઓ છો કે નહીં ?-કે તમે પશુવત જીંદગીનેજ અગ્રસ્થાને મુકો છો ? મારી ઇચ્છાને તમે વર્તનમાં મુકી શકશો કે નહી ?" પગના અંગુઠાથી નીચી નજરે જમીન ખસી રહેલી હું,-મારા હવાઇ કિલ્લા જમીન દોસ્ત થતા જોઇ રહેલી હું,-મારો આનંદ ઉદધિ અવળો થઇ ગયેલો જોતી હું-પતિદેવની સાથે એકદમ નજર મેળવી હૃદયને કાબુમાં કરી બોલી "આપની આજ્ઞાનો અક્ષરે અક્ષર મારા શીર ઉપર છે અને તે હું આપની ઇચ્છા પ્રમાણે અક્ષરે અક્ષર પાળીશ. કારણકે

"પતિનો હુકમ માને તેજ છે સાચી સતિનારી
કરે સેવા સમર્પી સર્વ પ્રીતીથી પ્રભુ પ્યારી—

વિસારી વેદની વાતો, પુરાણોને હણીવાતો,
સ્મૃતિનો સાર, છોડી, વાક્ય પ્યારાનું ગ્રહે પ્યારી-પતિનો.
ગણે ના જ્ઞાન કે અજ્ઞાન, ન રાખે પુણ્ય પાપે ભાન,
સદા ચાલે સતિ શુરી, પતિનું વાક્ય સ્વીકારી-પતિનો.'

આપ મને જેવી રીતે વર્ણવા ઇચ્છો છો, તેવી રીતે જ હું વર્તીશ. પછી કાંઇ છે ?' "પણ જો જો," એમણે મને ઉદ્દેશી કહ્યુ: "મારા તમારા વચ્ચેની આ વાત કદી પણ બહાર આવે નહીં." મેં કહ્યું. 'પ્રભુ, આપની વાત જો શરીરના કોઇ સ્થાનમાં ભેરાઇ પેસે તો તો એને કોઇ વખત દર્દરૂપે દેખાવાનો સંભવ રહે. પણ પ્રિયતમ, એનું તો લોહી બની શરીરની નસેનસમાં વ્યાપી ગયુ. જેથી આપના વિચારને વર્તનમાં મુકવા પુષ્ટી મળી. માટે નિશ્ચિંત થઇ સો મણ રૂની તળાઇમાં ઉંઘજો. કહો, આ કિંકરીને બીજી કાંઇ આજ્ઞા છે. ?' "ના બસ, ત્યારે તમે સુઇ જાઓ" એમણે કહ્યુ: "હું મારા અભ્યાસમાંથી પરવારી સુઇશ." પથારીમાં પડી અંતર ધ્વનીથી પ્રભુ સ્મરણ કરતી હું મારા ભાગ્યની બલીહારીનો અનુભવ કરી રહી હતી. પણ તેનું મને દુઃખ થવાને બદલે ઉલટો આનંદ થતો હતો, કારણકે નૈતિક-અને ધાર્મિક સંસ્કારોને અંગે મે દૈહિક સુખને ગૌણસ્થાન આપેલુંજ હતું, અને પતિ પરાયણતામાં જ સર્વ સુખનો સમાવેશ મે જોયો હતો. વળી પતિ વચનથી 'હરકરકા ભેદ પાવા" એવું મારે થયું! મારા અંતરમાં મારા ભવિષ્યની રેખાઓમેં દોરી મુકી હવે તો મે પણ મારા મનમા સત્ય માનવા માંડયું કે

"ઇશ્ક બુરી જ બલા, કિસીસેં દિલ ન લગાના,
"છપલા, તું દિલકો સંભાલ, કિસીસે દિલ ન લગાના."

હવે તો મેં પણ મારા મન સાથે સંકલ્પ કર્યો કે જો પતિ યુનીવરસીટીની પરીક્ષાઓમાં પ્રથમ પંક્તિમાં આવી માન અકરામ મેળવે છે, તો હું એમણે મારે માટે નિયત કરેલી પરીક્ષામાં પ્રથમ પંક્તિએ આવી એમને જ હસ્તે માન અકરામ કેમ ન મેળવું ? સતિને પતિપ્રસન્નતા કરતા વધારે શું જોઇએ ? મને અહીં યાદ આવ્યું કે

"બાદ, રાના, કામીની, ભૂલ કરે મન કોય,
"પતિ કહે સો કીજીએ, આપહી સે બસ હોય."

બસ, મારો પણ દૃઢ સંકલ્પ થઈ ગયો, અને તે મને ઉંઘમાં લપેટી ગયો.

(૬)

મારા નાનાલાલ માન સાથે બી. એ. થઇ ગયા છે, એટલુ જ નહીં; પણ એ પરીક્ષામાં એવું તો સરૂ લખી આવ્યા હતા કે હાળી ગામડીના વિદ્વાનને નિદાનના સવાલ પત્રો નપાસનારા શ્વેતવર્ણીઓએ આમંત્રણ મોકલ્યા. તેથી પરીક્ષા આપી આવ્યા પાછી પણ એ તો મુંબઇ જ રહ્યા. પરિણામને દિવસે એવું જાહેર કરવામાં આવ્યું કે સરકાર મી. નાનાલાલને પોતાને ખર્ચે ઈન્ડીઅન સિવીલ સરવંટ થવાને ઈંગ્લંડ મોકલશે. પણ તેમણે તુરત પ્રયાણ કરવા તૈયાર રહેવું.

આજ અમે બધાં મુંબઈની ગોદીમાં એકઠાં થયાં છઈએ. એમની સફળ સફર ઇચ્છ-વાને બધાં અને હું એમને અમારી નજરથી લાંબા વખત માટે દુર કરવાને આવ્યાં હતાં, તેમ છતાં હું અંતરમાંથી આશીષ તો આપી જ રહી હતી કે જેવી ઉજ્વળ કિર્તી માતૃ ભુમીમાં સંપાદન કરી મુઠી ભર ગોરાઓના પ્રિતીપાત્ર બન્યા છો, તેવી જ રીતે ગોરાઓના ઘણમાં ધજ થઈ બતાવી આપો કે કાળા માથાનો માનવી શું શું કરી શકે છે? થયું. મારી આંખોના તારાને, તાળીઓના અને હુરૂરાના ગડગડાટ વચ્ચે ફુફુ કરતી પી. એો. કંપનીની સ્ટીમલૉંચ "પીના" દરીઆમાં દુર ઉભા રહેલા ઇંગ્લીશ મેઇલ તરફ, મારાથી ન્યારા કરવાને લઈ ચાલી. અને અમે બધાં પાછા ફર્યાં તથા તેજ રાત્રે મલકાતી મુંબાઈ છોડી સ્વસ્થાને આવ્યાં. "નજરથી દુર, એ હૈયેથી દુર" એ કહેતી વખતે મિત્ર સગાંવહાલાંને લાગુ પડતી હશે, પણ અમને-મને, સાસુસરાને અને નણંદને-એ લાગુ પડતી નહોતી. અમને દરેકને તો હરરોજ સુર્ય ઉગ્યા વગર રહે તો એ સાંભર્યા વગર રહે. છતાં કાળક્ષેપ આનંદથી થયા કરતો હતો. કારણકે અમારો ક્રમ સુકાર્યમાં ગોઠવાયો હતો. તેમ અમને ખોટી ઝંખના કરવાની ટેવ નહોતી. દીન ગણતાં માસ અને માસ ગણતાં વર્ષ વીતવા લાગ્યાં. તે દરમી-આનમાં એમના આશાજનક અને ઉત્તેજક સમાચાર અમને મળ્યા કરતા હતા. "પુત્રનાં લક્ષણ પારણામાંથી અને વહુનાં લક્ષણ બારણામાંથી," એ અમારે બન્નેને માટે હજી સુધી તો ખરૂં પડે જતું હતું. આગળ ઉપર બાજી બદલાય છે કે કેમ, એ જોવાનું રહ્યું હતું

( ૭ )

ધાર્યા પ્રમાણે બધાને પાછા પાડી, પહેલે નમ્બરે પાસ થઈ, ઉત્તમ સર્ટીફીકેટો મેળવી, સરકારની સહાય સાર્થક કરી, "આઈ. સી. એસ." બની એ સ્વભુમીમાં આવી ગયા છે. એમને સરકારે, સ્વદેશ પાસે હોવા છતાં મહારાષ્ટ્રમાં મુકયા છે. નોકરીએ ચડવાને એક માસની વાર છે. તેટલા વખતમાં સ્વજ્ઞાતી તરફથી, શહેર તરફથી, સ્વશાળા અને કોલે-જ તરફથી અને અંતમાં સ્વઇલાકા તરફથી પણ એમને માટે માનની લ્હાણીઓ થવા લાગી છે. આંગ્લભુમીમાં જઈ આવીને હવે તો એ બદલાયા લાગે છે. આગળ જેવા મૌન અને શુષ્ક નથી, બધા સાથે હવે હસી ખુશીથી વાતચિત કરે છે અને રિઝવે છે. પણ મારી સાથે?.........મારી સાથે તો એના એજ છે! વળી વર્તારામાં એ સુધરેલા મગજના થયેલા લાગે છે. સાહેબ છોડી "ટાઇડી રામ" થવાનું એ મને કહે છે અને પથરાને પુજ-વાનું, ધાર્મિક પુસ્તકો વાંચવાનું અને માળા તિલકઃબંધ કરવાને બોધ આપે છે. જે હું આમળ વ્હાલથી એમના તરફ જોઈ રહેતી હતી, તે હું વ્હાલથી તો ખરી પણ વધારામાં આશ્ચર્યતાથી દિંગમુઢ બની તેમને નિહાળ્યા કરૂં છુ, અને વિચાર કરૂં છુ કે આ તે સારૂં સુચન છે કે અશુભ? અમે પહેલાંની પેઠેજ શયન કરીએ છઈએ. પણ ન વાત છેડે એ કે ન હોઠ ફફડાવું હું. મારે તો એમની ઇચ્છાનુસાર વર્તવાનું મતજ હતું. પહેલાં એમને પ્રતિજ્ઞા હતી. હવે એમને આંગ્લ રમણીઓના રીતરિવાજ જોયા પછી મારા જેવી ગુજરાતી ગામડીઅણ વખતે ગમતી પણ નહીં હોય! પણ આહાહા, વિષય સુખની લોલુપતા જરા પણ ન હોવાથી અગર એમ સમજો કે તેના ઉપર હું શેર થઈ જવાથી મને કેવી નિર્ભય-તા અને કેવો આનંદ હતો?—નોકરી ઉપર એમના વિદાય થવાના દિવસ પહેલાં એમણે મને

કહ્યું "કહો, મારી સાથે આવવું છે? પણ જો આવવું હોય તો મારી પોઝીશન (પ્રતિષ્ઠા) માં ખામી ન આવે તેમ અને મારા મનને નિરાંત વળે તેમ તમારે વર્તવું પડશે. મારી કેવી ઇચ્છા છે તે તો તમે જાણો છો. કહો, ત્યારે, તમારાથી અનુકુળ થઇ મારી સાથે રહેવાશે?" મેં તેજ ઘડીએ વિચાર અને નિશ્ચય કરી જવાબ આપ્યો "પતિને અનુકુળ થઇ વર્તવું એજ અમારૂં સ્ત્રીઓનું જીવન કર્તવ્ય છે. જો કે આપને સંતોષ થાય તેવી સુશિક્ષિત તો હું નહી હોઉં, છતાં સ્ત્રીમંડળ વિગેરેમાં મને મોકલવાની આપની ઇચ્છા હશે તો તેમાં મારે ના નથી. મારી મતિ અનુસાર હું તેમાં ભાગ લઇશ, જરૂર પડવે, જરૂર જેટલું પરપુરૂષોના પ્રસંગમાં આવવા પણ હું પાછી નહી પડું. આપનું ગૃહકાર્ય શક્તિ અને મતિ પ્રમાણે વ્યવસ્થિતપણે ચલાવીશ. અને આવી રીતે વર્તીને આપની પોઝીશનમાં હું કોઇ પણ રીતે ખામી નહી આવવા દઉં. પણ બે બાબતમાં હું આપને ખુશી નહીં કરી શકું. એક તો હું મારી કુલીનતાને છિછલી બનાવે તેવાં કપડાંલત્તાં કદી નહી પહેરૂં અને બીજું મારા ધાર્મિક જીવનને પ્રાણાંતે પણ નહી છોડું. આ સિવાય આપ મને જે આજ્ઞા કરશો તે હું સહર્ષ એક પગે ઉઠાવીશ. આપ તો ઇંગ્રેજી શિક્ષણ અને તાલીમ લીધાથી સ્વતંત્રતાના હીમાયતી થયા દેખાઓ જ તો પછી આપ મારી માગણીનો અસ્વિકાર નહી કરો." "ત્યારે તો એ મોટા વાંધો પડયો," એમણે કહ્યુ: "તમારે મારી પોઝીશનમાં વેષ, વર્તન કે વચનથી કોઇ પણ રીતે ખામી ન આવવા દેવી જોઇએ, અને તમારે મારા દરેક વિચારોને સંમત થવું જોઇએ. શું એ પત્ની ધર્મ નથી?" "જેમાં પતિનું શ્રેય થાય એ માર્ગ પકડવો એજ પત્ની ધર્મ છે. નહીં કે પતિની દરેક બાબતમાં હા એ હા જ કર્યા કરવી. વળી શું પત્ની સુમાર્ગે હોય, તો મિથ્યા મમત અને મિથ્યા આડંબર ખાતર તેના ઉપર નજીવી અમુક અમુક બાબત વાસ્તે નાહકનું દબાણ કરવું, એ ખાસ કરીને, સુધરેલા અને સુશિક્ષિત પતિનો ધર્મ છે?" હું બોલી. તેમણે જવાબ વાળ્યો: "હા પણ હાલના જમાનાને અનુસરી બાહ્યાડંબરથી મારૂં બહેતર થતું હોય, તો તમારે તેમાં મને મદદરૂપ ન બનવું? તમે તો ઘણીએ વાર કહો છો કે આપણે બે એક ધોંસરી નીચે છેએ. તો પછી આગળ પાછળ થઇએ તો ગાડું કેમ ચાલે? છતાં પણ ખાલડોળ રાખવાની મને કબુલત આપો, પછી મને તમારા ઓરડામાં મરજી તમને ફાવે તેમ કરજો" મેં કહ્યું, "નાથ, એ બીકનું કામ છે. છાતીવાળાનું તો મન, વચન અને કર્મ એકજ હોય છે. હું મારા હૃદયને નિમકહરામ નહીં થઇ શકું. નાથ, જરા તો વિચારો ખરા કે જે લોકોના સંસર્ગ પછી તમે મને ઢોંગી થવાને બોધ આપો છો, તે લોકોજ પોતાનો આચાર વિચાર અને ધર્મ છોડે છે? અરે, તે તો પોતાના સંતાનોમાં નાનપણથીજ ઘરમાં અને શાળાનાં, પોતાની રીત પ્રમાણે ધાર્મિક અંકુરોનાં બી એવાં ઉંડાં રોપે છે કે જેનાં વૃક્ષ ઉથલાવ્યાં ઉથલવાનાં નથી, એટલુંજ નહિ પણ ઉલટાં પોતાની છાયા તળે બીજાને આકર્ષેજ જાય છે અરે નાથ, બાગમાં ઉગતી મેંદીને માળી ઉપર ઉપરથી છાંટી ઘાટીલી બનાવે છે, પણ તેને મુળમાંથી ઉખેડીને ફેંકી દેતો નથી તેમ મને સમયાનુસાર માત્ર જોઇતા ફેરફાર કરવામાં વાંધો નથી પણ આખો મીંચીનેજ આપણું એ બધું બાતલ અને પારકું એ બધું અનુકરણીય, એમ શા માટે? અરે નાથ, એવાં પણ દૃષ્ટાંતો છે કે જેમાં માણસોએ બબ્બે ત્રણ ત્રણ વખત પોતાનો ધર્મ બદલ્યો છે અને પાછા ઠેરના ઠેર આવ્યા છે. ભલે, તમે મને સાથે રાખો કે ન રાખો, પણ આપ ખોટી શરમમાં અને

બાલ્યકાળમાં કદી તણાશો નહીં, નિજ ધર્મને ત્યાગશો નહીં. આપે કિર્તિ આપના મગજથી મેળવવાની છે અને તેજ કાયમ ઝળકયા કરશે. ખરૂં જ્ઞાન ન હોય અને બહારથી બડેખાં થઇ ફરીએ, એ તો ચંદરોજ ( થોડા દિવસ ) નું જ છે." "ઓહ્લો, તમે તો કાળા અક્ષરને ખૂબ કુટી માર્યા લાગે છે અને તત્વજ્ઞાનમાં તો ખુબ તણાયા લાગો છો! ઠીક પણ મારે તમારી એવી ફિલસુફીનું કામ નથી. તમારે તો ઘરમાં બેસવું છે ને મારે તો મારૂં નામ ખોવું છે. તો, ભલે–તમે તમારે રસ્તે ને હું મારે રસ્તે." એમણે જરા કડકાઇથી કહ્યું. "પણ પ્રભુ, આપણા વિચારો જુદા છે તેથી આપણને સાથે રહેવામાં બાધ નહીં આવે. જુઓને અર્થશાસ્ત્રના અભ્યાસી મિ. અને મિસિસ ફોસેટ કંઇક વિષય પર ભિન્ન ભિન્ન મત ધરાવતાં હતાં પણ તેથી એમના ગૃહસંસારમાં એ ભિન્નતા આડખીલ રૂપ નિવડી નહોતી. જુઓને, મારે તો આપની સેવા ઉઠાવવી છે, એટલુંજ કામ છે." "ના, પણ એ શી રીતે બની શકે? મારે રાખવો હોય બટલર અને છરી કાંટાથી ટેબલ ઉપર ખાવું હોય અને તમારે હાથે બંસરી બજાવી અથવા પાતળ રાખી પાટલે બેસી જમવું હોય. કહો, મારો ને તમારો મેળ શી રીતે ખાય? મારે વખતે છાંટા પાણી અને રાતું રાતું જોઇએ ને તમે તેનાથી સો ગાઉ દૂર નાસો! મારે उदार चरितानां तु वसुधैव कुटुंबकं 'એ સિદ્ધાંતને અનુસરી અસ્પર્શ્યની સાથે બેસી જમવું હોય, ને તમે તો તેના પડછાયાથી પણ અભડાતાં હો. કહો, ત્યારે–મારે ને તમારે ઉભા રહે બને ખરૂં?" "અરે નાથ, પરમહંસ રામકૃષ્ણે પોતાની પત્નીને રહેવાને એક ઓરડી કહાડી આપી હતી, તેમ મને અંધારિયું સ્થાન આપો. પણ મારો આપના પ્રતિનો ધર્મ બજાવવાની તક મને ન ગુમાવવા દો." "હા પણ હું પરમહંસ રામકૃષ્ણ ક્યાં છું?" "એક વાતમાં તો બન્યા છો,* ત્યારે બીજીમાં પણ બનો." "ના, ના, તમે તમારે સાસુ સસરાને સેવો. હું મારૂં નિવેડી લઇશ. મારો તમારો મેળ ખાશે નહી. મારે સાહેબ, મુસલમાન વા પારસી બિરાદરો સાથે એક ટેબલ ઉપર બેસવું હોય, અને તમારૂં મોં આંબલી ખાધા જેવું થતું હોય એ કેમ બને?" "અરરર, પ્રભુ! હું આ શું સાંભળું છું? રુઢ્આચાર વિચારવાળાં સદ્ધર્મી માત પિતાના આપ ફરજંદ? વખતે વિલાયત જવા ખાતર અને આપનું કાર્ય સાધવા ખાતર આપને આપણા રિતરિવાજ છોડવા પડ્યા હોય તો ઠીક છે. પણ પાછા વતનમાં આવીને પણ આપ તે પાળી શકો તેમ નથી? ઓ નાથ, મેં સાંભળ્યું છે કે યુરોપીય પ્રજા જે વિદેશીને પોતાના સારા રિતરિવાજને વળગી રહેતાં જુએ છે તેને માટે તે ઉચ્ચ અભીપ્રાય ધરાવે છે, પછી ભલે બહાર તે ન બતાવે. અરે, આપને આપનું જાતિ અભીમાન અને સ્વદેશાભીમાન નથી? નાથ, દેશ બદલવો પણ વેશ ન બદલવો. એ તો બે ગોળીના ચડવાનું કે ઢોલકી બજાવનારનું કામ છે આપને સાહેબ મુસલમાન કે પારસીભાઇઓને ભોજન આપવું હોય તો તેમને માટે જુદી ગોઠવણ ક્યાં થતી નથી? એમ કર્યે આપ છો તે કાંઇ બદલાવાના નથી. અરે કોટ પાટલુન ને નેકટાઇ ચડાવીને રાખ્યે કોઇ આપણને યુરોપીયન કહેતું નથી, પણ ઉલટા બડા બટલરમાં ખપીએ છઇએ! જન્મથી જે આપ છો, તેમાં સ્થાનાંતર કોઈ કાળે પણ થવાનું નથી. આપને માટે તો જે હદ બંધાઇ ચુકી છે તેજ રહેવાની. શેકસપીયરના "એઝ યુ લાઇક ઇટ" માં જ્યારે ડયુક ફ્રેડરીક કહે છે તેમ—

* શ્રીમદ્ રામકૃષ્ણ પરમહંસદેવે પોતાનાં ધર્મપત્ની સાથે સંસાર સુખ સબંધ રાખ્યો નહોતો. આ પવિત્ર પતિ પત્નીએ જીંદગી પર્યન્ત અખંડ, નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળ્યું હતું.

I would thou hadst been son to someone else...
Thou shouldst have better pleased me with this deed
Hadst thou descended from another house.

( તું કોઇ બીજાનો છોકરો હત એમ હું ઇચ્છું છું......જો તું કોઇ બીજા કુટુંબ માંથી ઉતરી આવ્યો હત, તો તું મને વધારે રાજી કરી શક્યો હત. )
ત્યારે તેનો જવાબ ઓરલેન્ડો શું આપે છે?

I am more proud to be Sir Rowland's son
.. ......and would not change that calling,
To be adopted heir to Frederick.

( હું સર રોલેન્ડનો છોકરો હોવા માટે ઘણો મગરૂર છું ...અને ફ્રેડરીક વખતે મને દત્તક લેવાનું કહે, તો પણ હું,-હું છું તેમાંથી બદલાવાને, નહીં ઇચ્છું. ) આનો આપ સુધી નહીં ગયા હો. "

" અરે, હું તો જાણતીજ હતી કે 'ઘર વકર્યું ને બગાડ્યું પેટું!' પણ તમને તો સામાજીક અને રાજકીય બાબતમાં પણ માથું મારતાં દેખું ને શું? આ બધું કઇ નિશાળે શીખ્યા? મેં તો કોઇ દહાડો શીખવ્યું નથી? શું મારી ગેરહાજરીમાં શાળા હોસેજ સેવી છે?" નાથ, એ દેખાદેખીનો ચેપી રોગ છે, સંગનો રંગ છે. આપ વિદ્યા દેવીના વહાલા હો, તો હું-આપની પત્ની-એટલું એ ન શીખું? પ્રભુ, મેં આ ઘરને જ શાળા હોસેજ જે કહો તે બનાવી છે અને આપના પુસ્તકોનેજ, સેવ્યાં છે." "હં, તેથીજ મારા રોટીઆ મારા ગળામાં" ત્યારે શું આપ સ્ત્રી કેળવણીના હીમાયતી માત્ર મ્હોડેથી જ છો, અંતરથી નહી? જે સ્ત્રી નાની ઉમરમાં સાસરે આવવાથી, અને માતા પિતા જુના જમાનાના હોવાથી, પીયરમાં જ્ઞાન પ્રાપ્ત ન કરી શકી હોય અને જેને હાથ પકડનારે ઉંચે ખેંચી ન હોય, તે સ્ત્રી પુર્વજન્મના સંસ્કાર સ્ફુરી નિકળવાથી જાત મહેનતથી જ્ઞાન પ્રાપ્ત કરે, તે પણ આપને ન ગમે? આપ સુધરેલા અને ભણેલાઓ તો સ્ત્રીઓના સહાયક કહેવાઓ છો અને આમ કેમ!" "એ તો એમજ. परोपदेशे पाण्डित्यं!-વારુ ત્યારે તમારો એજ નિશ્ચય છે ને?" "હા, નાથ, એજ એમાં મીનમેષ ફેર નહીં પડે. પણ અંતિમ વિનંતી એટલી જ છે કે મારા કથનને ધ્યાને ધરજો અને પછી આપ સ્વયેગી આપના માર્ગે વિચરજો "

માન, અને વળી સ્વશકેરીનું અભીમાન. અને એમની અર્ધાંગના જાણવામાં આવતાં કેટલાક ભાખા બોલાઓએ તો સસરાજીને મોએ ચડીને પુછ્યું પણ ખરું: "સાહેબજી, બાવાજી, મી. નાનાલાલની સાથે મિસિસ. નાનાલાલ કાંય નહીં જવાનાં?" સસરાજીએ જવાબ આપ્યો "દિકરો સુપુત છે એટલે અમો વૃદ્ધ માતાપિતાની સેવા કરવાને એને મુકી જાય છે." જવાબ બંધબેસતો મળવાથી કોઇ વધારે ઉંડું ન ઉતરી શક્યું. આ પ્રમાણે જ્યારે વિધવિધ નાટચારંગ એમના ડબા પાસે થઇ રહ્યો છે અને જ્યારે સ્ત્રીપુરૂષ, બહારથી એમના ગાઢા પરીચયમાં છે એવું બતાવવાને, પણ અંદરથી, કોઇક વખત કરી ઓળખાણ કામ આવે એ મુદ્દાથી, એમની સાથે વળી વળીને વાત કરી રહ્યાં છે, ત્યારે ગાર્ડે અઢેખાઇમાં આવી જઈ સીસોટી મારી ગાડીથી દુર રહેવાની અને ગાડીમાં બેસી જવાની આજ્ઞા આપી, અને ધ્વજાથી ધમધમતીને ધમકારામાં ચલાવીમુકી." હીપ હીપ હુરૂરા." અને "સાહેબજી, સાહેબજી"—ના નિરંતર વપરાશથી કડવા થઇ પડેલા લાગણી વગરના પોલા અવાજેથી સ્ટેશન ગાજી રહ્યું અને આગગાડી તો એમને ઉપાડી, કેબીન વટાવી વેગે પડી. પણ આ વખત તો એ જેમ બીજાઓની સાથે મોં મલકાવતા હતા, તેમ મારી સાથે પણ એમણે મોં મલકાવ્યું હતું. હું આવી ઘેર અને રહી કેરની કેર જતા નહોતું મારા મનમાં ઝેર કે લઉં શી રીતે વર ઉપર વેર! બીજાને તો લાગશે કે એમણે વરસાવ્યો મારા ઉપર કેર, પણ મારે મનતો હતી વર્ષારૂતુની લ્હેર. મારા મનમાં ઉડતી હતી આનંદની સેર, કે કરૂં હજી પણ પતિસેવા કઇ પેર?

પતિઆજ્ઞા ઉઠાવવાનો મળતો જતો અલભ્ય લાભ જોઇ હું મારા મનથી કૃતકૃત્ય થયાં કરતી હતી. વખત તો પાણીપ્રવાહ પેઠે વહે જતો હતો. સાસુસસરાની સેવામાં, ઘરકામમાં, પ્રભુ ભજનમાં, અને વાંચન વીગેરે સુપ્રવૃત્તીઓમાં દીવસ ક્યારે ઉગતો હતો અને રાત્રી ક્યારે પડતી હતી, એ જણાતું એ નહોતું. એમને વિદાય થયાને પાંચ વર્ષ તો થઇ ગયાં હતાં. એસીસ્ટંટ કલેકટરમાંથી કલેકટર થઇ ગયા અને આજ તો એ એક્ટીંગ કમીશનરનો હોદ્દો ભોગવે છે એમનો પ્રકાશ વધનોત્ર ગયો છે. નહીં તો વળી પાંચ વર્ષની ટુંકી મુદતમાં એક્ટીંગ કમીશનર ક્યાંથી થાય? એક તો કાળી ચામડી અને તેમાં વળી ગરીબડા ગુજરાતી! પણ સરકારે એમનાં અસાધારણ કામોની કદર બુજી એક અપવાદ તરીકે એમને આ જગ્યા આપી હતી. અને હજીએ એમના આગળ અતિવિશાળ ક્ષેત્ર વધવાનું પડયુ હતું. હું તો અંતઃકરણથી ઇચ્છતી હતી કે મારા નાનાલાલ ગવરનર અને ગવરનર જનરલ પાસે હોદ્દો કેમ ન ભોગવે અને પછી પોતે સરકારને હાથે લોર્ડ થઇ ગવરનર પણ કેમ ન થાય?—અને હું લેડી નાનાલાલ કેમ ન કહેવાઉં? પ્રીય વાચક, આ મારા હવાઇ કિલ્લા ન સમજીશ. કારણ કે "જેનો દૈવપાધરો, તેને બધું પાધરૂં." એમને પોતાનું હીરક બતાવવાનાં પ્રસંગો એક પછી એક સાંપડે જતા હતા, જેથી આવી આશા રખાતી હતી.

પોતાનો હેવાલ હવે વિલાયત ગયા ત્યારથી તેઓ લખતે શીખ્યા હતા. મારા ઉપર નહીં હો, વાચક! સસરાજી ઉપર અને સસરાજી સાસુજીને બધું કહી સંભળાવતા. બાકી એ મારા તો અશ્રુબોમા મેમાન રહ્યા છે! સાસરામાં પગ દીધાં પછી તે અત્યાર સુધીમાં એમણે

મારા ઉપર કાગળનુ એક પણ ચબરકું મોકલ્યુ હોય, તો મને મારા નાનાલાલના જ સમ છે. પણ મને એ વ્હાલા બહુજ લાગે છે, હો. કોણ જાણે કેમ, પણ એમના ઉપર મને જરીએ રોષ આવતો નથી. કોઇ કોઇકવાર સાસુસસરા, મારા તરફની એમની આ વર્તણુકને માટે, એમના ઉપર તપી જાય છે પણ તે વખતે હું હસુ છુ ને બન્નેને શાંત પાડુ છુ. તેઓમાંના એકે હજી સુધી અમારી ખાનગી સ્થિતી જાણતાં નથી. સાસુજી તો ઠીક, પણ સસરાજી જો એ જાણે તો હવે તો ભઠો થયા વગર રહે જ નહી. કારણકે એમની મારા તરફની બાહ્ય વર્તણુક માટે જ એ એટલા બધા રાતા પીળા થઇ રહ્યા છે અને કહે છે કે "એ મોટો મહારાજા કેમ થતો નથી. મારા આગળ તો એ નાનોજ છેને પણ હવે જો નાનો અહીં આવે તો ઘરમાં પગ મુકતાં પહેલાં એને ઉઘડો લઇ નાંખુ કે જેથી એ ભુલી જાય." હવે તો સસરાજી મારી સાથે બોલે છે અને હુ પણ એમની જોડે વિના સંકોચે વાત કરૂં છુ હવે મારે માટે એમને એમના ઉપર બહુ જ ઓછુ આવે છે ને મારી દયા જોઇ વખતે વખતે વૃદ્ધ જોડુ પુષ્કળ માના આગળ રોષ પડે છે. હું એમને શાન માર્ગમાં ઘણીએ દોરૂં છુ, પણ એમનો ગુસ્સો કેમે કર્યો સમાતો નથી. સાસુજીતો કહે છે કે "બસ તમે મોંયેથી બોલજો પણ હું તો આટલે વરસે પણ હવે નાનાને તમાચો મારવાની અને એ અણુધની અક્કલ ઠેકાણે આણુવાની બહાર બેઠેલા થયો તેમા (મને બતાવીને) આ બીચારીનુ શુ રંધાયું? એનું આવા ધુરંધર ધણીનો શું લ્હાવો લીધો?" હવે તો એ મોંમાં મારે માટે છભ પણ નથી ચાલતા.

રજા લઇને આવવાને સસરાજી એમને લખી પણ ચુકયા છે. હવે તો બન્ને વડીલો મને એમનો બચાવ પણ કરવા દેતા નથી પણ સસરાજી સાસુજીને એકાંતમાં કહે છે કે "અલી, નાનુ પુરો ભાગ્યશાળી તો ખરો, હો નહી તો આગી તરફ એનું આવુ કઠોર વર્તન, છતાં એ એની પાછળ મરી ફિટે છે, એ શુ? તું કહે કે ન કહે, પણ મને તો નાનુ માટે બધી બાબતનો શક જ છે. મોટી જેવી મમાબાને અત્યાર સુધીમા એક પણ સંતતીનુ સુખ નહી, એ માન માન્યામા તો આવતું જ નથી હુ તો આ વખત જરૂર નાનુને લઇ બેસવાનો છુ" આ સાંભળતાં મારા મનમાં થતું કે ખરેખર એમનુ મારી પાસે માંગણું તો અપુર્ણ! નહી તો પ્રેમ ગંગા એક તરફી કેમ વહે? અને વહે તો એ સતત ચાલુ કેમ રહે? બીજો વિચાર મને વળી એ આવતો કે આ બધુ સસરાજી શી રીતે જાણી ગયા હશે? શુ એમને પોતાના સુતની શંકા પડવાથી એ છાનુંમાનુ જોતા અને સાંભળતા હશે? અને મારી આ પાછલી શંકાને માટે પ્રશ્ચાતાપ થતો. કારણકે પવિત્ર સસરાજી ઉપર ખોટો વહેમ લાવી હું પાપભાગી થતી ખરૂં કારણ અને પછી યાદ આવ્યું અને તે એ હતું કે સસરાજીમાં પારખ શક્તિ પુષ્કળ હતી. તેઓ મુખમુદ્રા, વર્તન અને વચન પરથી સ્હેજમાં સ્વભાવ સંપુર્ણ સમજી શકતા. અને તેથી એમની આગળ આ બધો ભેદ ખુલ્લો થઇ ગયો હશે એમ મને લાગ્યું પણ જ્યારે જ્યારે સસરાજી એમને સપાટામા લેવાનું કહેતા, ત્યારે ત્યારે મારો જીવ એમને માટે બળીને ખાખ થઇ જતો. મને એમ થતુ કે એમને એક પણ શબ્દ ન કહે તો સારૂં. ને એમને બદલે ભલે મને સેંકડો કરી નાંખે. મારા નાનાલાલ હો નાનાલાલ રહે આવી ઘટના ગોઠવાઇ રહી હતી, તેટલામાં એક દિવસ એકદમ નીચે પ્રમાણેનો તાર આવ્યો.

બહાર કાઢી બન્ને પુત્રને વળગી પડયા અને ધ્રુસકે ને ધ્રુસકે રોયા એ પાછા સચેત થયા અને બોલ્યા "માતાપિતા, મારૂં જવાનું તો હવે નિર્માણ થઇ ચુકયું છે. તેમાં કોઈ કાંઇ કરી શકે તેમ નથી ડોકટર પણ ડોકુ ધુણાવે છે એટલું જ, બાકી એમના હાથપણ હેઠા પડી ગયા છે માટે કાળજુ કઠણ કરી જે આઘાત સહેવાનો છે તેને માટે તૈયાર થાઓ. પિતાજી, સર્વને જવાનું જ છે, માટે વહેલા મોડાનો શોક મિથ્યા છે તમે વૃદ્ધ માટે મારા પહેલા જવા જોઇએ અને હું યુવાન રહે પછી જવો જોઇએ, એતો અજ્ઞાનીની વાતો છે જેને ત્યાંનો હુકમ આવે, તેણે તેની પાસે ખડા થઇ જવાને તત્પર રહેવુ જોઇએ મને મોતનો શોક જરી પણ નથી હું આટલી મોટાઇએ ચડયો છુ છતા સાપની કાંચળાની પેઠે મે અત્યારે તેને ઉતારી નાંખી છે. ફિકર માત્ર આ (મને બતાવીને) રાંક અબોલ મોગીની છે એને સાચવજો, એ તો હું નહી કહુ કારણકે તમે જ એને આવી ત્યારથી પડખામાં લીધી છે હૂ તો માત્ર નામનો જ પતી બન્યો છું છતાં પણ મન હવે, એની તમને ભલામણ કરવાને, ઝંખે છે ' આટલું બોલતાં એમને પાછો ઝોબો આવી ગયો. કલાકેક પછી એ જાગ્યા અને ડોકટરને પુછયું 'ડોકટર, બહારના ઓરડામાં કોઈ છે ?" હાજી, શહેરના સર્વ સંભાવિત ગૃહસ્થો એકત્ર થયા છે," ડોકટર બોલ્યા "જુઓ ડોકટર, હવે મારી ઉતાવળી ઘડી છે, અને મારે મારા પાપનુ પ્રાયશ્ચિત કરવું છે. માટે એ સર્વને અત્રે એકઠા કરો " ' પણુ આપ બહુજ નબળા પડતા જાઓ છો અને ન બોલો તો બહુ જ સારૂં. આપ તો હવે શાંત પડી રહો "" વેદ ડોકટર, મારે મારી અંતીમ અવસ્થામાં તમારૂં પાશ્ચિમાત્ય પુરાણ નથી જોઇતું શુ તમે મને મારા મનપર ભાર રહેવા દઇ મરી જવા ઇચ્છો છો ? અરે તમે લોકો પાદરીના પાસે કયાં દિલ ખોલતા નથી ? ત્યારે શુ મારે મારા પાદરી આગળ 'મારૂં પાપ પ્રકટ ન કરવું ?" "પણ આપે તો કોઇ પાદરી બોલાવ્યો નથી ને ?" અરે મારી મોગી એ જ મારો પાદરી છે " "પણ આપ બધાને અંદર બોલાવવાનુ કેમ કહો છો ? પાપ પ્રગટ તો ખાનગીમાં થવુ જોઇએ " "હા, પણ આ પાપ એવું ભારે છે કે તે ખ્હોળા પાણીમાં ધોવાવું જોઇએ હું મારી મોગીનો મોટો ગુનેગાર છું માટે જલદી કરો મારો પ્રાણ રૂંધાય છે, ને ફકત આટલાજ માટે હું નાહકનો પીડાઉંછુ. મારે મારૂં પ્રાયશ્ચિત જાહેરમા કરવું છે ' વળી પાછી એમની ચક્ષુ બીડાઇ ગયા. પણ તે પાછા તરત ખુલ્યાં અને એમણે ડોકટરને પુછયુ ' કેમ ડોકટર, બધાને બોલાવ્યા કે નહી ?" "હાજી" "ત્યારે મોગી, (હવે મારા તરફ નજર કરી) આ પાપીના પલંગપર બેસી તેને પાવન કર'. ગૃહસ્થો અને બાનુઓને સંબોધી પોતાના પડને બતાવી તેઓ વળી બોલ્યા "આ સફેદશાહની કહાણી તમે પણ સાંભળો જેને તમે બધા પુન્ય ગણો, જેની ફિકરમાં અહી સ્વાર્થ છોડી, તમે બધા બેસી રહ્યા છો તેના છુપા પાપની આ કર્મકથા છે જુઓ, અત્યાર સુધીમા મે પાપ કદી કર્યું નથી કારણકે માતાપિતાનો કે ભગિનીનો હું કદી અરૂણી થયો નથી વિદ્યાર્થી અવસ્થામાં મારા માસ્તરો અને પ્રોફેસરોનુ મે માન જ સદા મેળવ્યું છે જેની સ્કોલરશીપ ખાઈ હું આઇ સી. એસ થયો છુ અને જેની નોકરી કરતાં કરતાં હુ અત્યારે મારા પ્રાણ છોડુ છું તેને હું કદી બેવફા થયો નથી જો કે મે મારૂં મન માખ ખોયુ તો કર્યું નથી, જે પ્રજા ઉપર મે હુકમત ચલાવી છે તેને મે યોગ્ય શાસન તો કર્યું હશે અને અન્યાય કદી આપ્યો નથી. ઉલટો મારા માલીક પાસે પ્રજાને થતો અન્યાય

અટકાવવા બેધડક બોલ્યો છું તેમ મારી માતૃભૂમીને નિમકહરામ નિવડ્યો નથી. પણ મારે પાસે પડેલી, મારા ઉપરજ આધાર રાખી રહેલી, મને એકલાને જ જોઇ રહેલી, મારા શબ્દે શબ્દને પાળી રહેલી, અબળા નામને પામી હોવા છતાં સ્ત્રીધર્મને આગળ પાડવા ખાતરેજ યથાર્થ કરી બતાવતી, મારી આ ભોગી તરફ હું નાનપણથી તે અત્યાર સુધી બેદરકાર રહ્યો છું. બાલ્યાવસ્થામાં રમતને લઇ એની કદર કરી શક્યો નથી. યુવાવસ્થામાં ભણવાની ગાંડાઇમાં એને ભુલી ગયો છું, અને વિલાયત જઇ આવી વાયડાઇમાં એને અળગી રાખી છે. પણ મારા ઘરમાં પગ મુક્યા પછી એ તો મનેજ મન, વચન અને કર્મેથી દેખ રહી છે. મારા સુખમાં જ પોતાનું સુખ સમાવી આવી છે અને જેમાં આનંદ તેમાંજ એણે આનંદ લીધો છે, અને મને સહેજ દુખી જોતાં પોતે તેમાં સળગી રહી છે મે એને આઠે પહોર હસમુખી જ જોઇ છે. એવી મારી ભોગી તરફના હું મારા પતિધર્મ

માણસ પોતાના કે પારકાના આત્માને ગમે ત્યાં મોકલી શકે છે, તે તમે કબુલ કરો છો કે નહી ?" એમણે એકદમ બેઠા થઈ ડૉકટરને પુછ્યું. "હા એ પણ માનવું પડે છે" ડૉકટરે ગોગોતલ્લાં કરતાં કહ્યું. "તો ડૉકટર, ( મને બતાવી ) આ અખંડ બ્રહ્મચારીણી, સતિ શિરોમણી મારી મોટી, આદર્શ પતિ ભક્ત, પોતાના પ્રભાવથી શું કરવાને અશક્તિવાન છે ? સતિત્વ એજ ઓઓનું હીપનોટીઝમ, મેસમેરીઝમ ને યોગ વિદ્યા છે. અને તેમાં અખંડ બ્રહ્મચારીપણું ભળ્યું. પછી એ શું ન કરી શકે ? કેમ ડૉકટર, હવે માન્યામાં આવે છે કે હજી પણ મને બકવા કરનારમાં ખપાવવો છે ? મારામાં જો મોટીના જેવી શક્તિ હોય તો અત્યારે જ તમને હું જે રૂપમાં મોટીને જોઉં છું, તે રૂપમાં તેને બતાવી આપું. પણ મે નિભાંગીએ તેના તરફના મારા પતિ ધર્મનું ઉલ્લંઘન કરી મારી શક્તિ ગુમાવી છે." આટલું બોલી એ પાછા પથારીમાં પડયા પડે પડે તે બોલ્યા "ભલે, ભલે, મોટી મૃત્યુ પછીની સહીમા પણ, ભલે, તું મારો સુકાની થા. અને તોજ મારો ઉદ્ધાર થશે. પણ મોટી, હજી તારા અનુપમ વ્હાલમાં મારો જીવ ગોંધાં જાય છે તેનું શું કરૂં ?" મેં કહ્યું "નાથ, હવે હું આપને કહું છું કે—

"ઇશ્ક બુરી જજાલ, કિસીસે દિલ ન લગાના,
"ઉવલા, તું દિલકો સંભાલ, કિસીસે દિલ ન લગાના"

કારણ કે—

'મોત ગઈ થોડી રહી, નારાયન અબ ચેત,
કાલ ચિરૈયાં ચુગ રહી, નિશદિન આયુ ખેતઃ
ધનજોબન યું જાત હે, જેસે ઉડત કપૂર,
નારાયન ગોપાલ ભજ, કાં ચાહે જગ ધુર ?'

"મારે પ્રશ્ન, પ્રભુનોજ વિચાર કરો" "હે ત્યારે, મારી આજ્ઞા ઉઠાવ અને મને અજાણે રસ્તે આગળ ચલાવ." આટલું બોલી એમણે આંખ બંધ કરી. હું ઉઠીને ઓરડામાં ગઈ અને નાહી ધોઈ સફેદ વસ્ત્ર ધારણ કરી, કપાળમાં કુમકુમ ચલ્લા ઉપર ભસ્મ લગાવી. એમની પાસે આવી અને પલગપર બેસી કઠાય ગીતાજી ભણવા લાગી એઓ સાંભળતા હશે એમ અનુમાન થતું હતું, કારણ કે શ્લોકોના ભાવાર્થ પ્રમાણે એમના મુખ મંડળ ઉપર ફેરફાર થયે જતો હતો મૃત્યુ આવી પહોંચવાનાં દરેક ચીન્હો, એમના દેહનો એક પછી એક કોણ લેતાં હતાં, જો કે મરણના દુઃખનો લેશ પણ આભાસ જણાતો નહોતો. જ્યાં મારા મુખમાંથી—

"सर्वं धर्मान परितज्य मामेकं शरणं व्रज ।
"अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच ॥"

એ વચન પુરૂં થયું કે એમના ચ્હેરા ઉપર એક જાતનું અલૌકિક અવર્ણનીય તેજ હારય છવાઇ રહ્યાં તેની સાથે એમણે પોતાનો શ્વાસ હેઠો મુક્યો અને તેમનો પવિત્ર ધર્મેલો આત્મા આ માટીના કેદખાનામાંથી પવિત્ર પિતાના પગમાં પડવાને પલાયન કરી ગયો અને જમીન ઉપર જડ જકડાઈ રહ્યું. બધા એકદમ બહાર જતા રહ્યા. અમે એમના અંગનાં આદમીઓએ એમને હેઠા ઉતાર્યાં અને મૃત દેહને કરવાની ક્રિયા કરી મે સસરાજીને કહ્યું "હું પાસેના ઓરડામાં અધુરાં રહેલાં ગીતાજી પુરાં કરૂં છું આપ બધા એમના

પુછવાની હિંમત બીડી પણ બન્નેને " લ્હેણાદેણીનો સંબંધ છે. પ્રભુને એમ ગમતું હશે, અમારી વૃદ્ધોની ચાકરી કરવા એને રાખતો હતો." એ વીગેરે વાક્યોથી, વાતને વાળી લેતાં જોઈ, વધારે વાતમાં વાળવાની કોઈની વૃત્તિ ન થઈ. સમય પણ શોકનો હોવાથી અનુકુળ નહોતો. અને એકના એક આશાવંત યુવાન પુત્રના મરણ રૂપી ઘા વાગેલાં માતા પિતાને વધારે વેદના કરવી એ ડાહ્યા પુરૂષો તરફથી અયુક્ત કરવાથી એ વિષય માંડી વાળવામાં આવ્યો સ્વામીને પંચતત્વમાં પ્હોંચાડી, એમની રક્ષાને પાણીમાં વહેવરાવી અમે ઘેર આવ્યાં. સસરાજીએ બધાનો ઉપકાર માન્યો અને પંખીમેળો વિખરાઈ ગયો. માત્ર ઘાયલ પંખીડાં પડી રહ્યાં.

( ૧૦. )

પ્રિય વાંચક ! મારી કર્મ કથા હવે લાંબી નથી. સરસામાન સમેટી અમારા વતનમાં આવી ગયા પછી, મે સાસુ સસરાની સેવા કર્યા કરી. એમણે પણ મારા વૈધવ્યને લીધે મને કોઈપણ રીતે ઓછુ ન આવે એવા પ્રયત્નો આદર્યા કર્યા અને પોતે જીવ્યાં ત્યાં સુધી વૈધવ્ય ધર્મ ચલ્યો કર્યો. એજ માયા અને એજ વડીલોનું વ્હાલ. છોકરૂં પુખ્ત ઉંમરે પહોંચવા છતાં માબાપને તો એ છોકરૂં જ લાગે છે. પણ એ બન્નેને પુત્ર શોકે કોરવા માંડ્યાં હતાં. જોકે હું પણ કોરાવા ન માંડું, તેટલા માટે ચહેરા ઉપર તેઓ શોક કદી લાવતાં નહતાં. એમના ગયા પછી નવમે માસે સાસુજી અને અગીઆરમે માસે સસરાજી સ્વર્ગે સિધાવ્યાં. રહ્યામાં એક નણંદ અને મારા પંડ. નણંદજી સાસરે સર્વ વાતે સુખી હોવાથી મને એમની ચિંતા નહોતી. ઘરની મિલ્કતમાંથી સસરાજીએ કહ્યા ઉપરાંત મેં એમને આપ્યું. ભાઈના તરફનું પણ આપ્યું. આપ્યુ અને એમને પરીપુર્ણ સંતોષ્યાં. બાકીના ધનમાંથી ન્યાતની ઉન્નતીની યોજનાઓ કરી અને લોકોપયોગી તથા પારમાર્થિક કાર્યો નામ સાથે તથા નનામાં કર્યાં. તન કરતાં મન અને ધન વધારે ખરચી મેં લોક સેવા કરી. જ્યારે હું એમાથી પરવારી ત્યારે મેં હિમાલયમાં વિચરવાનો વિચાર કર્યો. ત્યાગીને પણ પેટની તો ફિકર રાખવી પડે છે. કારણ કે મધ્યાને ચામડાની કોઠીમાં આગ લાગ્યા વગર રહેતી નથી. તેથી અડધીકેયમાં બાવા " કાળી કામ્બળીવાળા " ને ત્યાં અમુક સારી રકમ જમે કરાવી: એવી શરતથી કે તેના વ્યાજમાંથી મને જે પ્રમાણે ખાવા ખર્ચવા જોઈએ તે પ્રમાણે મળે જાય ને મારો પંડ ન હોય ત્યારે તે રકમમાંથી એ સંસ્થા પોતાને માટે થોડું રાખો બાકીનું લોકોનો સગવડ સારૂ હિમાલય અટનમાં ખર્ચે. આ બધી મારી શુભ યોજના હતી. મારા નાનાલાલના મારી પાસેથી નાસી ગયા પછી હું સંસારી કાર્યો કરતી હતી, સાસુ સસરાને પુજતી હતી પણ તે બધું માથા ઉપરનું ગાળીયું ઉતારવા પુરતું હતું. અંતર તો અલગ થઈ જઈ, ક્યારનુંએ ઉપડેલુંજ હતું. માત્ર સાનુકુળ સમય માટે તલપી રહ્યું હતું. સાસુ સસરાના પરલોક ગમન પછી તો મારે માથે મુદ્દલે જુમ્મેદારી નહોતી જેથી સંસારમાંથી સટકી જવાનો મેં નિશ્ચય કર્યો. બાકી કે સંન્યાસિની બનવાનો નહીં હો: પણ મારે માર્ગે પડવાનો અને તે ખાનગી રીતે. કારણકે સગાવહાલાં આમથી તેમથી તાણી તુસીને પણ સગપણ લાવી લક્ષ્મીને લેવા માગતા હતાં. જે ખર્ચાતું હતું તે મોઢેથી તો સારૂં કહ્યા વગર ચાલતું નહોતું પણ મનમાંથી ગમતું નહોતું કારણ કે એટલું એમને ઓછું મળે ને. પણ અહીં તો "મીયાં તુરા ને લેખાં પુરા" હતા! હોય શુ કે આપવાનું

રહે ? વળી માંશ અપેાિ પંવાની દિલચાલની એમને ખબર પડે તો અને લોકલાજમાં લપટાવે અને રોટી પાડવાને પ્રયત્ન કરે. અને લક્ષ્મીની લાલચમાં પાગલમાં પણ ખપાવે! તમે ગાયે હવે મુરબ્બી ન રહેવાથી વખતે દબાવે. કારણ કે હવે શેહ કોની પડવાની હતી? અને હું હવે અબળા અનાથ બની હતી.

(૧૧.)

ગંગોત્રી, જમનોત્રી, કેદારનાથ, અને બદ્રીનારાયણનાં મુખ્ય ધામો કરી, વસુધારા નીચે સતિત્વની કસોટી કરી, સત્ય પંથ વંદી સ્વર્ગારોહણ સમક્ષ હું આવી પહોંચી છું. બદ્રીનારાયણમાં મને, મારો આગળ વધવાનો વિચાર જાણી લોકોએ બહુ સમજાવી અને તેમાં કારણ બાઇ માણસ હોવાનું મુખ્ય આગળ આર્યું. જાણે બૈરાંઓથી કાંઇ બની શકેજ નહીં. અરે, પુરૂષોએ બૈરાંઓની માટી ! કેવી હલકી કરી મુકી છે કે જ્યાં ત્યાં એને માટે તો "હાઉ-હાઉ ને હાઉજ ! પણ પુરૂષોજ પોતાના અહંપદ આગળ અને સ્વાર્થ ખાતર તેને આગળ વધવા દેતા નથીઃ એ કોણ નથી જાણતું ? તેઓએ કહેવા માંડ્યું કે " ભલભલા પુરૂષો અને તે એ સાધુ સંતો જેવા પણ ત્યાં જવાને અસમર્થ હોય છે, તો તું કોણ ગણત્રીમાં ? અરે, બન્નેી મુર્ખબાઇ, તેં આટલી બધી જાત્રા કરી તે તને બસ નથી લાગતી કે મોતના મોંમાં જાય છે ? માટે જીહઠ છોડ અને પાછે પગે ઘર ભણી દોડ. તારે તે કાંઇ ધણી ધારો છે કે નહીં ? કે પાગલ બની ગઇ છું ?—આહાહા અબળા જાતી બીચારી બિચારો ! સામાન્ય કાર્યમાં એના કણુકા નહીં, તો આવા દુર્ઘટ કાર્યમાં તો હાંસી થાય એમાં નવાઇ શી ? હું તો જાણતી હતી કે સંસારીઓ જ લપસી પડે છે અને બીજાને પાડે છે પણ અહીં તો પેરમાત્માની ભુમીમાં પણ એવો જ તાલ તમાસો જોયો ! સાર મેં એ લીધો કે

' એની મરજી વીના નવ હાલે, એક પત્ર ઝાડની ડાળ. "

અને ચમકેલી ડરવા છતાં મારૂં મન ચળ્યું નહીં ને હું આગળ વધી. કારણકે 'मनस्वी कार्यार्थी न गणयति दुःखं न च सुखं.' 'મનસ્વી રીતે કામ કરનારને સુખ દુઃખ હોજ નહિ') મને પણ વસુધારા પછીના સ્થાનની વિકટતા માલુમ પડવા લાગી પણ મારૂં ધ્યાન પતિ દેવમાં તલ્લીન થઇ ગયું હતું. હવે હું મસ્ત બની ગઇ હતી અને પાછા ન પડાય તેટલા માટે

" ઇશ્ક બુરી જંજાલ કિસીસેં દિલ ન લગાના,
" છયલા, તું દિલકો સંભાલ, કિસીસેં દિલ ન લગાના. "

એ ટૂંક બોલતી બોલતી સ્વર્ગારોહણને પહેલે પગથીએ ચડતી હતી, એટલામાં કાને અદૃશ્ય અવાજ આવ્યોઃ "મોટી ! તું કયાં જાય છે ? " મેં પતિનો અવાજ પારખ્યો અને જવાબ આપ્યો, " પતિને ભેટવા ચાલી, પ્રભુને પામવા ચાલી. "

અને તે સાથે સ્વર્ગારોહણના દ્વારમાં ઉભેલા મારા માનોહારે મને છાતી સરસી ચાંપી ઉપર ચડાવી લીધી અને હું પતિ પડખું લઇને પ્હોંચી પ્રભુ ચરણમાં સીધી.*

* સ્વ. શ્રી મોટીબાઇની, હીમાલયના એક નિર્જન દેવાલયમા ,દાય લાગેલી, નિત્ય નોંધ ઉપરથી.

# बालपत्रिकाः बालमित्र अने बालोद्यान.

## પુષ્પ—કુમાર.

લેખક—રા. રા. પ્રભાશંકર મંગળજી દ્વિવેદી.

એક હતો સોદાગર—તેની પાસે ઘણીજ દોલત હતી.

એ સોદાગર જે દેશમાં રહેતો હતો, તે દેશમાં એક ડાકણ અને તેની છોકરી રહેતી હતી. એક દિવસે ડાકણની દીકરીએ ડાકણને કહ્યું " આ સોદાગરની વહુ એક નાનો છોકરો અને એક નાની છોકરીને મૂકી મરી ગઇ છે, તો મને સોદાગર સાથે પરણાવને હું યુક્તિ કરી નાના છોકરાને આ જંગલમાં મોકલી દઇશ-તારા દાંત પડી ગયા છે તેથી તું મોટાં માણસને ખાઇ શકતી નથી, પરન્તુ તે બે છોકરાંને તો તું ખુશીથી ખાઇ શકશે"

" ત્યારે આવ તને સુન્દરી બનાવી દઉં. ' એમ કહી ડાકણે તેને એક લાલ રંગનું ફુલ સુંઘાડ્યું. ફુલ સુંઘતાંજ પેલી છોકરી ખુબસુરત બની ગઇ. ત્યાર પછી ડાકણે તેને એક છરી આપી કહ્યું-" આ રાખી મુક, તેમાં તારો જીવ છે. આથી તને ભૂત પ્રેત, રાક્ષસ વગેરે કોઈ પણ કનડી શકશે નહિ, પરન્તુ યાદ રાખજે કે તે ખોવાઇ જતાં તું બચવાની નથી. "

એમ કહી તે છોકરીને નદીને કાંઠે બેસાડી ગઇ.

છોકરી કાંઠે બેઠી બેઠી રોવા લાગી.

તેજ વખતે સોદાગર ન્હાવા આવતો હતો, તેણે જોયું કે એક અતિ સ્વરૂપવાન છોકરી કાંઠે બેઠી બેઠી રડે છે, તેને તે પોતાને ઘેર લઇ ગયો તેની સાથે વિવાહ કર્યો, અને કહ્યું:-" જો આ મારાં બે નાનાં છોકરાં છે તેને સાચવજે "

" શા માટે ન સાચવું ? તમારાં છોકરાં શું મારાં છોકરાં નથી ? તે તો મારાંજ છોકરાં છે. "

થોડા દિવસ ગયા, બન્ને છોકરાં મોટાં થયાં.

સોદાગરને સ્વપ્ન આવ્યું —એક સોનાનું ઝાડ છે, તેને મોતીનાં ફળ ફળ્યાં છે, તેના પર બેઠું બેઠું સોનાનું પખી ગાયન ગાય છે, પોતાનો દીકરો રાજાની કુંવરી પરણ્યો છે, અને છોકરી રાજકુંવર સાથે પરણી છે

સોદાગર પોતાનાં સ્વપ્નની વાત બીજાને કહેવા લાગ્યો; થોડા દિવસ પછી તે પરદેશ ગયો.

સોદાગર પરદેશ ગયો એટલે પેલી ડાકણની છોકરીને સગવડ મળી. બન્ને ભાઇ-

બ્હેનને ગાયો ચરાવવા વગડામાં મોકલવા લાગી. રોજ તે વિચારતી કેઃ—" આજ તો માએ તેને કાઢી ખાધાં હશે; " પરન્તુ સાંજ પડયે તેઓ પાછાં આવતાં ત્યારે તે બહુજ દિલગીર થતી.

ભાઇ-બ્હેન રોજ સવારે થોડા ચણા ખાઇ ગાયો ચરાવવા જતાં-તેથી વગડામાં તેમને બહુજ ભૂખ લાગતી. બન્ને નાનાં હોવાથી ભર વગડામાં પોતાની માને સંભાળી રોતાં. રોતાં રોતાં લંબો સાદ કહાડી બોલતાં કેઃ " ઓ, મા, તું ક્યાં છે. પિતાજી ઘેર નથી. તારાં છોકરાં ભર વગડામાં ભૂખે મરે છે. "

આમ બોલતાંમાંતો તેની ગાયો તેની પાસે દોડી આવતી અને તેને પેટ ભરીને દૂધ પીવરાવતી.

ડાકણની છોડી વિચારવા લાગી.—

" ગાયો એક ટીપું પણ દૂધ આપતી નથી, એનું કારણ શું ? આ બન્ને છોકરાં તેને ચરાવતાંજ નહિ હોય. હું અહીંથી ગાયો ચરાવવા મોકલું છું એટલે તે તો ભીખ માગી ખાય છે. સાંજે ગાયો લઈ પાછાં આવે છે. જોને દિવસે દિવસે જાડાં બમ થતાં જાય છે. વળી મા પણ તેને ખાઇ જતી નથી. પણ કેવી રીતે ખાય ? તેના વગડામાંજ જતાં નથી તો. વારૂ, કામે વાત ! " એવો વિચાર કરી બીજે દિવસે તેણે છોકરાંને કહ્યું: " આ વગડામાં તો જરાપણ ઘાસ લાગતું નથી, માટે આજતો નદીને પેલે પાર ગાયોને ચરાવવા લઇ જજો. જો, મારૂં કહ્યું નહિ માનો તો તમારૂં ચામડું ચીરી નાખીશ ! "

એમ કહેતાંજ એક લાકડી લઇ છોકરાં તરફ ઉગામી, ગાયો સાથે તેમને ઘર બહાર કાઢી મૂક્યાં. પરન્તુ જેવી તે બારણાં ઉઘાડવા ગઇ કે તરત તેના અંબોડામાંથી પેલી તેની માએ આપેલ છરી પડી ગઇ. તેને તેની ખબર પડી નહિ. પેલાં છોકરાંએ તે જોઇ, કે તરતજ તે લઇ લીધી. પછી બ્હેનનો હાથ ઝાલી ભાની બીકથી નદીને પેલેપાર જતાં રહ્યાં. તે ડાકણનો વગડો હતો.

તે વખતે સાત સમુદ્ર અને ૧૩ નદીઓએ માઝા મૂકી હતી. રાક્ષસોનો દેશ તેનાં પાણીથી ડુબી ગયો હતો તેથી રાક્ષસ-રાક્ષસી પોતાને ફાવે તેમ પૃથ્વીપર આવ્યાં હતાં.

તે વખતે એક જાડી રાક્ષસી હતી. તે દોડી ન શકવાથી પાણીમાં તણાઇ તણાતી તણાતી પેલી ડાકણના વનમાં આવી.

રાક્ષસ અને ડાકણને બનતું નથી તેથી તેણે કર્યું શું કે પોતાના મોટા મોટા પાવડા જેવા નખવડે પેલી ડાકણની આંખો ફોડી નાખી. પરન્તુ ડાકણનું માંસ તીખું લાગવાથી તેણે તે ખાધું નહિ. ને તેને વગડા બહાર કાઢી મૂકી.

તે રાક્ષસી દરરોજ આખું વન ખુંદી વળતી. રાત પડે એટલે એકાદ ગાઉ દૂર એક રાજાના રાજમાં જઇ માણસ પકડી લાવી ખાતી.

આ તરફ પેલાં ભાઇ-બેન તેજ વનમાં આવી લાગ્યાં. જેઠ માસ હતો. આંબાપર કેરીઓ પાકી હતી. તેથી બન્ને જણા કુંગીઓ પાડી પાડી ખાવા લાગ્યાં. એમ કરતાં કરતાં બપોર થવા આવ્યો. આકાશમાં વાદળાં ચડયાં. ચારે વરાળીઓ આવ્યો, અંધારૂં ઘોર

# बालपत्रिकाः बालमित्र अने बालोद्यान.

## પુષ્પ–કુમાર.

લેખક–રા. રા. પ્રભાશંકર મંગળજી દ્વિવેદી.

એક હતો સોદાગર—તેની પાસે ઘણીજ દોલત હતી.

એ સોદાગર જે દેશમાં રહેતો હતો, તે દેશમાં એક ડાકણ અને તેની છોકરી રહેતી હતી. એક દિવસે ડાકણની દીકરીએ ડાકણને કહ્યું. " આ સોદાગરની વહુ એક નાનો છોકરો અને એક નાની છોકરીને મૂકી મરી ગઇ છે, તો મને સોદાગર સાથે પરણાવને હું યુક્તિ કરી નાનાં છોકરાંને આ જંગલમાં મોકલી દઇશ–તારા દાંત પડી ગયા છે તેથી તું મોટાં માણસને ખાઇ શકતી નથી, પરન્તુ તે બે છોકરાંને તો તું ખુશીથી ખાઇ શકશે."

" ત્યારે આવ તને સુન્દરી બનાવી દઉં. ' એમ કહી ડાકણે તેને એક લાલ રંગનું ફુલ સુંઘાડયું. ફુલ સુંઘતાજ પેલી છોકરી ખુબસુરત બની ગઇ. ત્યાર પછી ડાકણે તેને એક છરી આપી કહ્યું–" આ રાખી મૂક, તેમાં તારો જીવ છે. આથી તને ભૂત પ્રેત, રાક્ષસ વગેરે કોઈ પણ કનડી શકશે નહિ, પરન્તુ યાદ રાખજે કે તે ખોવાઇ જતાં તું બચવાની નથી. "

એમ કહી તે છોકરીને નદીને કાંઠે બેસાડી ગઇ

છોકરી કાંઠે બેઠી બેઠી રોવા લાગી.

તેજ વખતે સોદાગર ન્હાવા આવતો હતો, તેણે જોયું કે એક અતિ સ્વરૂપવાન છોકરી કાંઠે બેઠી બેઠી રડે છે, તેને તે પોતાને ઘેર લઇ ગયો , તેની સાથે વિવાહ કર્યો, અને કહ્યું:–" જો આ મારાં બે નાનાં છોકરાં છે તેને સાચવજે ",

" શા માટે ન સાચવું ? તમારાં છોકરાં શું મારાં છોકરાં નથી ? તે તો મારાંજ છોકરાં છે. "

થોડા દિવસ ગયા, બન્ને છોકરાં મોટાં થયાં.

સોદાગરને સ્વપ્ન આવ્યું—એક સોનાનું ઝાડ છે, તેને મોતીનાં ફળ ફળ્યાં છે, તેના પર બેઠું બેઠું સોનાનું પખી ગાયન ગાય છે, પોતાનો દીકરો રાજાની કુંવરી પરણ્યો છે, અને છોકરી રાજકુંવર સાથે પરણી છે

સોદાગર પોતાનાં સ્વપ્નની વાત બીજાને કહેવા લાગ્યો, થોડા દિવસ પછી તે પરદેશ ગયો.

સોદાગર પરદેશ ગયો એટલે પેલી ડાકણની છોકરીને સગવડ મળી. બન્ને ભાઇ–

બારણાં બંધ કરી રાખ્યાં હતાં.–સવાર પડી પણ કોઇ બહાર નીકળ્યાં નહિ

રાજાએ વિચાર કર્યો આખી રાત રાક્ષસીએ બુમો પાડી છે. ને પછી એકાએક ચુપ થઇ ગઇ. જોઉં તો ખરો કે તે જતી રહી કે શુ? એમ કહી મહેલની બારીમાંથી તે જોવા લાગ્યો

તેણે જોયું કે તાડ જેવી રાક્ષસી મહેલ આગે જ પડી છે. અને તેનું પેટ ચીરી એક નાનકડી છોકરી બહાર નીકળી ઉભી છે અને છોકરો બહાર નીકળે છે.

આ દેખાવ જોતાંજ રાજા દોડી આવ્યો. તે છોકરાંને માનપાન સાથે ઘેર તેડી લાવ્યો. બધી વાત સાંભળી તે બહુ જ ખુશી થયો. તેને ખોળે લઇ સિંહાસન પર બેઠો બેઠો કહેવા લાગ્યોઃ "તમારાં સાહસને ધન્ય છે, તમને હું દત્તક લઇ ગાદીના વારસ કરીશ "

તે રાજાની રાણીને બે છોકરા અને એક છોકરી હતાં તેને અદેખાઈ આવી. રાણીએ વિચાર કર્યો કે આ બન્નેને મારી નહીં નાખીએ તો મારાં છોકરાં રખડી પડશે.

એક દિવસ રાજા શિકાર કરવા ગયો હતો. ત્યારે રાણીએ પેલી બ્હેનને કહ્યુ. "વાહ, કેવી છોકરી છે! પરન્તુ તારે શરીરે કેવી ખરાબ ગંધ આવે છે? તું રાજાની દીકરી કેવી રીતે થઇ શકશે? ચાલ આજતો તને નદીએ જઈ ચોળીને નવડાવું. એમ કહી તે તેને નદીએ નવરાવવા લઇ ગઇ એક ઉંડાપાણીની પાટ હતી તેમાં મોટી મોટી બખોલો હતી. ત્યાં જઇ તેણે છોકરીને ધક્કો માર્યો છોકરી ડૂબી ગઇ રાણી ખુશી થઇ ઘેર આવી ખોટે ખોટું રોવા લાગી અરેરે! કેવી સુન્દર છોકરી હતી. પરન્તુ મગર તેને તાણી ગયો.

આ તરફ રાણીની શિખવણીથી તેના કુંવરોએ પેલા ભાઇને કહ્યું "ચાલને, ભાઇ, બગીચામાં ફરવા જઇએ' એમ કહી તેને સાથે લઈ એક ઉંડા પાતાળ કુવામાં તેને ફેંકી દઈ ઘેર આવ્યા

ભાઇ બ્હેન બન્ને ગયા–રાણીનું દીધું થયું.

રાજાએ ઘેર આવી તપાસ કર્યો. રાણીએ કહ્યુ કે બ્હેનને મગર ગળી ગયો અને ભાઇ તેના શોકમાં ડુબી મર્યો. રાજાતો દુઃખમાં ડુબી ગયો

ત્યાર પછી બન્યું એવું કે બગીચાનો માળી પેલા પાતાળ કુવામાંથી પાણી કાઢવા આવ્યો. તેણે જોયુ કે કુવામાં એક રૂપાળો છોકરો પડયો છે. તેણે તે છોકરાને મહા મહેનતે બહાર કાઢયો તેને પુછપરછ કરી બધી વાત જાણી લીધી. છેવટે તેણે તેને કહ્યું. "મારે છોકરૂં નથી–તું મારો દીકરો થઈ રહે મહેલમાં હવે જઇશ નહિ.

ભાઇ તો માળીને ઘેર રહ્યો. તે દિવસથી બધા ઝાડો પ્રફુલ્લિત થઈ ગયાં ડાળે ડાળે ફૂલ ઉઘડવા લાગ્યાં. બગીચો ફૂલ ફળથી લચપચી રહ્યો. આ બધું જોઇ માળીએ તેનું નામ રાખ્યુંઃ "પુષ્પકુમાર."

[ ૬ ]

રાજાએ તે બગીચામાં એક હરડેનું ઝાડ વાવ્યુ હતું તેણે વિચાર કર્યો હતો કે પાકી હરડે ખાઇ હું અજર–અમર થઇશ.

પરન્તુ ઝાડ ઘરડું થવા આવ્યું પણ તેના ફળ આવ્યાં નહિ. રાજા બહુ દિલગીર થયો. જે દિવસથી પુષ્પકુમાર આવ્યો તે દિવસથી તેમાં ફળ થવા આવ્યા પરન્તુ પાકી હરડે તો મળી નહિ. મધરાતે કોઇ આવી પાકવાપર આવેલ હરડે ખાઇ જતું

રાજાએ સિપાઇ સન્ત્રિના પહેરા બેસાડયા-ફળ કંઇ ન આવ્યું.

રાજા ગુસ્સે થયોઃ માળીને ધમકાવી કહ્યું. આ બધાં તારાં જ કારસ્થાન છે હવેજો પાકેલ હરડે નહિ મળે તો તને શૂળીએ ચડાવીશ.

માળીતો આ સાંભળી રડતો રડતો ઘેર આવ્યો. પુષ્પકુમારે કહ્યુંઃ "પિતાજી બીક રાખો નહિ હું આજ ચોરને પકડીશ "

એમ કહી તે ધનુષ્ય-બાણ લઇ તે ઝાડ નીચે ચોકી કરવા બેઠો. મધરાત થવા આવી. ચારે તરફ સુમસુમાકાર જેવું થઇ ગયુ. કંઇ પણ અવાજ થતો નહોતો તેવે વખતે ઝાડપર શબ્દ થયોઃ ઝપ, ઝપ, ઝપ!"

પુષ્પકુમારે જોયું કે ઝાડપર એક મોટું પંખી બેઠું છે તેનું શરીર સોના જેવુ ચળકે છે તે બેઠું બેઠું પાકેલ હરડે ખાય છે. જોતા વેંતજ તેણે તીર છોડયું. પંખી ઉડી ગયું તેનું એક પીછું જમીનપર પડયુ

પુષ્પકુમારે જોયું કે તે સોનાનું છે. ત્યારે શુ તેના બાપે જે સ્વપ્ન જોયું હતું તે સાચું હતું? આજ સોનાનું પંખી!

તે પીછું લઇ તે માળી પાસે આવ્યો. માળીએ તે રાજાને બતાવ્યું રાજા તો આ પીછું જોઇ દિગ્મૂઢ બની ગયો. તેણે ભરસભામાં કહ્યુંઃ "આ સોનાનું પંખી જે આણી આપશે તેને રાજા કરીશ."

મોટો કુંવર તરત જ દોડી આવ્યોઃ "હું પંખી લઇ આવીશ "

રાજાએ તેને પૈસા આપ્યા ઢાલ તરવાર આપી કુંવર ગયો સોનાનુ પંખી શોધવા.

ઘણા દિવસ થયા છતાં મોટો રાજકુમાર તો આવ્યો નહિ, ત્યારે નાનો રાજકુમાર તેને શોધવા ગયો.

આ તરફ તે દિવસથી પુષ્પકુમારતો ખાતો નથી પીતો નથી. ઉંઘતો નથી ફક્ત પેલાં સોનાના પંખીનીજ વાત વિચાર્યા કરે છે

એક દિવસ તેણે સ્વપ્ન જોયું જાણે કાલિકા માતા તેને કહે છે કેઃ "બરાબર દક્ષિણ દિશા તરફ ચાલ્યો જા."

પુષ્પકુમાર તરતજ ઉઠયો. માળી પાસે જઇ તેને સમજાવી સોનાનાં પંખીની શોધમાં નીકળી પડયો.

આ તરફ મોટો રાજકુમાર પૈસો-ટકો લઇ નીકળ્યો છે. એક દેશથી બીજા દેશમાં ને બીજા દેશથી ત્રીજા દેશમાં એમ સહેલ કરતો મુસાફરી કરવા લાગ્યો.

તે રખડતો રખડતો એક જંગલમાં આવી પહોંચ્યો. ત્યાં તેને લુટારા મળ્યા, લુટારા-

ઓએ તેની પાસેનું ધન મારીને લુંટી લીધું. અને એક રણમાં રખડતો મૂકી ચાલ્યા ગયા; રાજકુંવરને ચેતન આવ્યું ત્યારે તેણે જોયું કે એક મોટા રણમાં તે પડયો છે તેણે ત્રણ દિવસ સુધી ખાધું નહોતું ભૂખ અને તરસથી તેનો જીવ મુંઝાવા લાગ્યો. તે ચાલવા લાગ્યો. ચાલતાં ચાલતાં તેણે એક મોટા પક્ષીને જોયું. તેની ડોક ઊંટ જેવી લાંબી હતી. તે એકું એકું એક તરબુચ ખાતું હતું. આ જોઇને રાજકુમારને લોભ લાગ્યો. તેણે વિચાર કર્યો કે આ પ્રાણી મોટું છે. તેથી તેને મારૂં તો મહિનો પહોંચે તેટલું માંસ મળશે. વળી પેલાં તરબુચનું પાણી પણ પીવાશે. એમ વિચારીને પક્ષીને તરવારથી મારવા લાગ્યો તે પંખી બોલી ઉઠયું: "મા૨ નહિ, માર નહિ, મારાં બચ્ચાં ખાધા પીધા વિના મરી જશે." રાજકુંવર બોલ્યો: 'તારાં બચ્ચાં મરે તેમાં મારે શું ? હું બહુ ભૂખ્યોછુ. તને મારી તારૂં માંસ ખાઇશ"

એમ કહી તેણે પાછી તરવાર ઉગામી. તરત જ પંખીએ પોતાની પાંખો ફફડાવી રેતી ઉડાડી. રેતી આંખમાં પેસવાથી રાજકુમાર આંખો ચોળવા લાગ્યો, કે તરત જ પંખી તેને ચાંચમાં ઘાલી ઉડયું ઉડયું પછી તેને એક મોટા પહાડના શિખર પર મૂકી ઉડી ગયું.

ઘણા દિવસ ગયા પછી ન્હાનો રાજકુમાર પણ તેજ સ્થળે આવ્યો. તેની પણ એજ દશા થઈ.

હવે પુષ્પકુમાર સન્યાસીનો વેષ લઇ ઝોળીમાં ધનુષ્ય બાણ છુપાવી દક્ષિણ દિશામાં ચાલવા લાગ્યો. ચાલતાં ચાલતાં એક સ્મશાનમાં આવી પહોંચ્યો તે દિવસ અમાસ હતી. ભારે અંધારૂં હતું. એક લૂટારાનું ટોળું તે દિવસ કાળી પૂજા કરી પાસેનું ગામ લૂટવાના ઇરાદાથી ત્યાં પડયું હતું.

પુષ્પકુમારને જોતાં જ તે બધા તેને પગે પડયા અને બોલ્યાઃ "તમે સન્યાસી છો, તેથી આજ અમને કાળી માતાની પૂજા કરી આપો.

પુષ્પકુમાર એક ચિત્તે માતાજીની પૂજા કરવા બેઠો મનમાં મનમાં વરદાન માગવા લાગ્યો કે: "ઓ મા, મારાપિતા, બેનને પાછાં આપો તથા મારા પિતાજીનું સ્વપ્ન હું સફળ કરી શકું તેવું વરદાન આપો તો જ હું અહીંથી ઉઠીશ નહિ તો પરોઢીઆમાં મારો જીવ આપને અર્પણ કરીશ."

પુષ્પકુમારની ભક્તિથી માતાજી પ્રસન્ન થયાં, અને તેના કાનમાં અવાજ કરવા લાગ્યાં: "મારાં ચરણામૃત લઇ આ લુટારાપર છાંટ; તેથી તેઓ મૂર્છા પામશે. પછી તું મારાં હાથમાંનું કૃપાણ લઇ બરાબર પૂર્વ દિશામાં ચાલ્યો જા"

પુષ્પકુમારને ભારે આનન્દ થયો તે માતાજીનું ચરણામૃત લઇ લૂટારા પર છાંટવા લાગ્યો. તરતજ લૂટારા જે જ્યાં પડયા હતા ત્યાં સુઇ જવા લાગ્યા. અમાવાસ્યાના ભયંકર અંધકારમાં તેમના નસકોરાંના અવાજ સંભળાવા લાગ્યા. પુષ્પકુમાર માતાજીના હાથમાનું કૃપાણ લઇ પૂર્વ દિશા તરફ ચાલ્યો. ચાલતાં ચાલતાં મોટું રણ આવ્યું તેમાં પાણીનું ઠેકાણું નહોતું જેમ તેમ કરી તેણે તે રણ પસાર કર્યું. હવે તે ભૂખ તરસથી પીડાવા લાગ્યો તેવામાં તેણે પેલાં પંખીને તરબુચ ખાતું જોયું. તે તેને મારવા ગયો, તેવું જ પેલું પંખી બોલી ઉઠયું: "માર નહિ, માર નહિ, હું મરીશ તો મારાં બચ્ચાં તરફડી મરી

# તરંગાવલી

મધુરાં ગીત અને મનોહર કાવ્યોનો સંગ્રહ

મજબુત બોર્ડ, રંગીન પૂઠું—પૃષ્ઠ ૧૧૨. મૂલ્ય. રૂ. ૦—૧૨—૦.

સુન્દર ભાવનાઓથી ઉભરાતી અને સતીત્વ—સદ્દગુણ—સ્વદેશ પ્રીતિથી ભરપૂર ગીત—ગરબીઓ તથા અપૂર્વ મોહકતાવાળા સુરસકાવ્યો છે. સુપ્રસિદ્ધ વિદ્વાન્ રા. રા. શંકરરાય અમૃતરાયે લખેલ વિવેચન અને સમજુતી સાથે સામેલ છે.

# કમલિની

સાદું પૂઠું—પૃષ્ઠ ૨૫૦. મૂલ્ય: રૂ. ૧—૦—૦. ફકત થોડીજ નકલો સિલિકમાં છે.

મદ્રાસમાં પ્રગટ થતા "ઇન્ડિયન લેડીઝ મેગેઝીન" પત્રમાં સુપ્રસિદ્ધ બાનુ અધિપતિ બ્હેન શ્રી કમળા સત્યનાથન્ (એમ. એ.) એઓએ રચેલી "કમળા" નામની રસપૂર્ણ, સુબોધક નવલકથાનું આ પુસ્તક ભાષાન્તર છે ભાષાશૈલી સંસ્કારી, સરળ અને સુન્દર છે. લેખક: સ્વર્ગસ્થ સૌ. ઉર્મિલા બ્હેન.

# વાર્તાલહરી

સાદુ પુઠું—પૃષ્ઠ ૩૦૦. મૂલ્યઃ રૂ ૧—૦—૦.

વિદ્વાનોએ રચેલી ૨૩ વાર્તાઓ આ સંગ્રહમાં છે. જુદા જુદા અનુભવો, સંસારના વિવિધ દેખાવો, મનુષ્ય હૃદયનાં ભિન્ન ભિન્ન સ્વરૂપો, એવાં અનેક રસિક ચિત્રો આ ન્હાની ન્હાની નવલકથાઓમાં આબેહુબ નજરે પડે છે.

# અનંગભસ્મ

મજબુત બોર્ડનું રંગીન પૂઠું—૭૫ પૃષ્ઠ. મૂલ્ય રૂ ૦—૮—૦.

પ્રોફેસર એફ. ડબલ્યુ, બેઇન કૃત અદ્દભુત નવલકથાનું આ ભાષાન્તર છે; "તેમાં અપૂર્વ રસિકતા છે" ભાષા સંસ્કારી મધુર અને સચોટ છે. સુન્દર ઉન્નત ભાવનાઓથી આ પુસ્તક ભરપુર છે લેખક: રા. રા. સાકરલાલ અ. દવે.
(દરેક પુસ્તકનું ટપાલ ખર્ચ જુદું પડશે.)

મળવાનું ઠેકાણું—સુન્દરી સુબોધ મન્દિર—અમદાવાદ.

# સચિત્ર સુન્દરી સુબોધ

(કોઇપણ નિર્દોષ બાલિકા અથવા યુવાનને પુર્ણ ખાત્રીથી વાંચવા આપી શકાય એવું આં માસિક પત્ર છે)

## દરેક અંકમાં શું આવે છે ?

૧. વિવિધ પ્રકારનાં સુન્દર ચિત્રો, મનોહર છબીઓ.

૨. સુબોધક, આનન્દ આપનારી રસીલી વાર્તાઓ—નવલકથાઓ.

૩. સમાજ, સાહિત્ય અને વિજ્ઞાનને લગતા ખાસ વિષયો.

૪. વિદ્યા—કલા--વૈદક: પાકશાસ્ત્ર--ગુંથણકલા.

૫. ગૃહ--ધર્મ વિષે અને બીજા એવાં અનેક ઉપયોગી લેખો.

૬. હિન્દુસ્તાનમાં અને દુનિયામાં બનતા બનાવો

૭. કાવ્યો, સંગીતો, ગરબીઓ, ગરબાઓ.

૮. બાલકો માટે વાર્તાઓ, કવિતા, ઉખાણા, રમુજ વગેરે.

૯ જુદા જુદા દેશોમાં મુસાફરીનાં, અને યાત્રાનાં વર્ણન.

૧૦. ગમ્મતનાં લખાણ, ઉત્તમ વિષયોના ઉતારા, ઉપયોગી સાર, ચાલુ ચર્ચા, અગત સાંસારિક અનુભવોની નોંધ, વિગેરે.

દર વર્ષે ઉત્તમ લેખકથી લખાયેલું એક સુન્દર, ઉપયોગી પુસ્તક ભેટ આપવામાં આવે છે. નમુનો વિના મૂલ્યે મળે છે.

ठ. 'आनंदजी [illegible] गांधी तरफथी भेट.

સ્ત્રીઓ, બાળકો, અને કુટુમ્બીજન માટે પ્રકટ થતું સચિત્ર માસિક પત્ર

# સુન્દરી સુબોધ



પરદાનશીન ઈસ્લામી મહિલા

# અનુક્રમણિકા.

चित्र परिचयः

પૂઠા ઉપર-પરદાનશીન ઈસ્લામી બાનુનું નૃત્ય. ( એક ચિત્ર ઉપરથી )

મુખ પૃષ્ઠ-ધર્મવીર સ્વામી શ્રી વિવેકાનન્દજી: નવીન ભારતના આચાર્ય.

પુઃ ૧૭ મું. ] જુલાઇ-ઑગસ્ટ, ૧૯૨૦. [ અંક, ૭-૮.

# मासिक-वधारो.



## નવિન ભારતના મહાન ધર્મગુરૂ



સ્વામી શ્રી વિવેકાનંદજી

Lakshmi Art Bombay No 5

# સુન્દરી સુબોધ.

પુ ૧૭ સું. ] – જુલાઇ-ઑગસ્ટ, ૧૯૨૦. [ અંક ૭-૮.

## આગેવાનો ! ઓ આગેવાનો !

આપણે અહિં આરામ લઇ શકીએ તેમ નથી
આપણે આગળ વધવું જ પડશે, વ્હાલાં ભાન્ડુઓ !
જગતનાં જોખમનો બોજો આપણે જ ઉઠાવવો પડશે,
આપણી લોહીભરી જુવાની-જુસ્સાભરી ચપળતા ઉપરજ
મંસારની પ્રગતિનો ભાર રૂહે છે,
માનવીના ઉદ્ધારનો આધાર છે
આગળ ચાલો, આગળ ચાલો !
આપણે હજી આરામ લઇ શકીએ તેમ નથી,
આગેવાનો ! ઓ આગેવાનો !
વૃદ્ધજનો શું થાકવા છે ?–ત્હેમને આરામ આપો
ત્હેમના અનુભવ અને ડહાપણ,
ત્હેમના વિચાર અને સદાચાર,
ત્હેમના જ્ઞાન અને અવલોકન,
એ સહુને આપણા સુમાર્ગદર્શક કરીશું,
એ સહુને આપણે હૃદયસ્થાન આપીશું;
પણ પુરજોસથી વધવાની હિમ્મત, સાહસ અને દૃઢતા,
દિલદાઝથી કરવાનાં હિતકામ–સ્હેવાનાં સારા માઠા પરિણામ,
–એ સહુ આપણે જ માથે છે,
એ સહુ આપણી જ સાથે છે
સદ્‌ગુણ અને સન્મતિ, સ્વદેશભક્તિ અને સ્વતંત્રતા–
એના સંચારનો મહામન્ત્ર આપણે જ ફૂંકવાનો છે,
એના સચવનું મહાતન્ત્ર આપણે જ રચવાનું છે
આગેવાનો ! ઓ આગેવાનો !

૨૯. જ

## પ્રિય સ્વદેશ !

( અમેરિકન કાવ્ય ઉપરથી )

૧.

ક્યા અણકલ્પ્યાં ભાવિ તરફ, ઓ મ્હારા દેશ ! ત્હારી જીવનનૌકા જાય છે ?... દૂરને દૂર, નહિ જોયેલા સિતારા નીચે, દુશ્મન અને દોસ્તથીય અજાણ, ક્યા પ્રદેશ તરફ તે ખેંચાય છે ?

૨.

જે અગાધ સાગરનો કિનારો દેખાતો નથી, ત્હેમા ત્હારૂં વહાણ અન્ધ તાબેદારીથી ચાલ્યાંજ કરે છે... સંસારનો નૌકાધિપતિ ત્હેને હંકારે છે અને જે અંદરમા ત્હેનું ભવિષ્ય નિર્માણ થયેલુ છે, તે તરફ એ ગતિમાન છે.

૩.

અમલદારોના અત્યાચાર અને અન્યાયથી જેઓ રડે છે અને શાપ દે છે, તેઓ તો એ કૃત્યેમાં નિરાશા અને 'ફેલ્ડકોર્ટ' જુવે છે !....પંજાબમાં ગર્જના કરનારી બંદૂકો અને તોપો જાણતી ન્હોતી કે ત્હેમા કરતા પણ વધારે બુલંદ અવાજથી પ્રજાનો સરકાર સાથે " અસહકાર " અને હિન્દુ-મુસ્લામી એકતા જાહેર થશે.

૪

વાદળાંની પાછળનો સૂર્ય, કદાપિ તત્કાળ દૃષ્ટિએ ન પડે, તેથી તે નથી એમ નહિં: . ઇશ્વરનો પ્રતાપ જ્વલન્ત છે, કદાપિ તરત અસર ન કરે, તેથી તે કાંઇ કરવાનો નથી, એમ નહિં જ.

૫.

હાર ઉપર હાર ન થઇ હોત, દુખ ઉપર દુખ ન પડયું હોત, તો અમેરિકાના ગુલામો આજ છૂટા ફરતા નહોત....અને જગતમાંથી ગુલામી પણ નાબૂદ થઇ નહોત.

૬.

એક એવી પરમશકિત છે, જે આપણાં કર્મોને,–આપણા ધાર્યા કરતાં પણ, વધારે ગહન હેતુઓને અનુસરતાં બનાવે છે . ઓ મ્હારા દેશ ! ત્હારો દરેક પુત્ર જે જખમી થાય છે, દરેક પુત્ર જે હસે છે, તે સહુય ત્હેની આજ્ઞાને જ આધીન છે

૭

હુ જાણતો નથી કે ક્યા આકાશ તળે અને ક્યા સાગરમાં ત્હારું ભાવિ રચાયલુ છે...પરન્તુ હુ એટલુ તો જાણું છુ કે તે ઉન્નત છે, હુ એટલું તો જાણું છું કે તે મહાન છે.

( ' હિન્દુસ્થાન 'નો દિવાળીનો અંક-૧૯૭૬ ) રા. જ.

# ધર્માલય અને તપોવન.

## પ્રાર્થના.

(ઇમેજીન ઉતરાથી અનુવાદ).

લેખક. શ્રીયુત સ્વામી જ્ઞાનાનન્દ.

ઓ પ્રભુ! પ્રત્યેક દેવાલયમાં હ્હારૂં દર્શન કરનારા મનુષ્યો હું જોઉં છું:
દુનિયામાં બોલાતી દરેક ભાષામાં ત્હારી સ્તુતિ સાંભળું છું.

બહુ–દેવ પૂજકો તેમજ ઇસ્લામ હ્હારૂં રટણ કરે છે.
દરેક ધર્મ વદે છે,—"પ્રભુ! તું એકજ છે, અદ્વિતીય છે."

મસ્જિદોમાં લોકો પવિત્ર પ્રાર્થના ઉચ્ચારે છે: અને ખ્રિસ્તી દેવળમાં
ત્હારા પ્રેમને ખાતર માણસો ઘટનાદ કરે છે.

કદિ કદિ હું ખ્રિસ્તી દેવળમાં અને કદિ કદિ મસ્જિદમાં જાઉં છું:
પણ ઓ પ્રભુ! સઘળા દેવાલયોમાં હું તો ત્હને જ શોધું છું.

ત્હારા ભક્તોને નવા અથવા જૂના મતની ભાંજગડો સાથે લેવા દેવા નથી,
કારણ કે તે બેમાંથી એક, પણ ત્હારા સત્યની છાયામાં રહી શકે તેમ નથી.

નવામત વાળાને ભલે નવા વિચાર હજો:
જૂના વિચારવાળાને ભલે ધર્મલાભ મળો;
પરન્તુ શુભાત્મના ફુલની રજ તો સદાય—
અંતર વેચનારના હૃદયમાં જ વસેવાની

---

## વિવાહનો ઉદ્દેશ:

[ હિન્દુ ધર્મશાસ્ત્રોને આધારે અનુવાદ. ]

લેખક. શ્રીયુત સ્વામી જ્ઞાનાનન્દ.

૧. જેમ વાયુને આધારે સર્વ પ્રાણી જીવતાં રહે છે, તેમ ગૃહસ્થાશ્રમને આશ્રયે બીજા સઘળા આશ્રમો છે. અને—

૨. બીજા ત્રણ આશ્રમો (બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ, સંન્યસ્ત) ગૃહસ્થાશ્રમ વડે રક્ષા પામે છે, માટે જ ગૃહસ્થાશ્રમ શ્રેષ્ઠ છે

૩. જે અખંડ સ્વર્ગની અને હમેશના સુખની ઇચ્છા રાખતો હોય, ત્હેણે પરમયત્નથી ગૃહસ્થાશ્રમનું પાલન કરવું જોઇએ દુર્બળ ઇન્દ્રિયોવાળા મનુષ્યો એનું પાલન કરવાને કદાપિ સમર્થ થતાં નથી

૪. જે દેવતાઓને, પિતૃલોકને, ભૃત્યોને, અતિથિને, અને આત્માને સન્તોષ આપતો નથી, તે શ્વાસોશ્વાસ લેવા છતા પણ જીવતો નથી.

૫. ગૃહસ્થ મનુષ્યે નિત્ય હોમકાર્ય, પંચમહાયજ્ઞ, અને દરરોજની પાક ક્રિયા, વૈવાહિક અગ્નિમાંજ કરવી જોઇએ. (મનુસ્મૃતિ.)

આ શાસ્ત્ર વચનોનો સાર એ છે કે–ગૃહસ્થાશ્રમ (સ્ત્રી પુરૂષની વિવાહિત સ્થિતિ) મનુષ્યની બીજી સઘળી સ્થિતિ જેવી કે બ્રહ્મચર્ય, નિવૃત્તિ, અને સંન્યાસ, એના કરતાં ઉત્તમ છે; કારણ, બીજા ત્રણે આશ્રમો ગૃહસ્થાશ્રમને આશ્રયે રહે છે, ત્હેના આધારથીજ ચાલી શકે છે. અર્થાત્ ગૃહસ્થાશ્રમ સંસારનો પ્રાણ છે. અને ત્હેની વ્યવસ્થા અને અનુષ્ઠાન પરોપકારને અર્થે જ છે. ખરૂં જોતાં પરોપકાર જ ગૃહસ્થાશ્રમનો પ્રધાન ધર્મ છે, મુખ્ય કર્તવ્ય છે, વિશેષ લક્ષણ છે. ત્હેની રચના ધર્મ સંરક્ષણ અર્થે છે, અને પ્રથમ દૃષ્ટિએ ત્હેમાં સુખોપભોગની ભાવનાનું દર્શન થાય છે, તથાપિ સત્ય. તેમ નથી ઇન્દ્રિયદમન, ધર્મ પાલન, અને દેવ-પિતૃ-અતિથિ-અને નોકરોના પણ સેવાનું કર્તવ્ય દરેક દંપતીને શિર છે, એમાં કાંઇ શક નથી. આટલું કરવામાં જે માણસ મન રાખતો નથી, તે અધમ છે–જીવતાં છતાં મરેલો છે. અને ભાર્યા સિવાય આ સદાચાર સારી રીતે થઇ શકતા નથી, માટે જ વિવાહની પરમ આવશ્યકતા છે. "વિવાહ તત્વ સિન્ધુ" ઉપરથીઃ

---

# ધર્મ ગુરૂ.

**લેખકઃ શ્રીયુત સ્વામી જ્ઞાનાનન્દ.**

૧.

સઘળા ધર્મગુરૂઓનો આશય અદ્દભુત અને ઉજ્વળ હોય છે.
ત્હેમનું કલ્યાણકાર્ય જગતમાં અદ્વિતીય છે સંસારને સ્વર્ગરૂપ કરવો,
સંસારીને પ્રભુમય બનાવવો, એવી ત્હેમની ઉદાત્ત મહેચ્છા હોય છે
તેથીજ આપણે તે ગુરૂઓને અત્યંત સ્નેહથી સત્કારીએ, પૂજીએ છીએ.

૨.

સઘળા ધર્મગુરૂઓની પ્રેરણા એકજ પરમ સત્યને પ્રબોધે છે.
દુનિયાંના વિકટ, કંટુમાર્ગોમાં ભૂલા પડેલાને તે સન્માર્ગ દર્શાવે છે,
ત્હેમનો સુબોધ આપણી ઉચ્ચ આશાઓનું વિશ્રાન્તિધામ બને છે.
તેથીજ આપણે તે ગુરૂઓને ધર્મપન્થે પ્રેમથી, ઉમંગથી પળીએ છીએ.

૩.

સઘળા ધર્મગુરૂઓનું દર્શન અને ચિન્તન એકજ સ્વરૂપ બને છે.
પવિત્ર પરમતત્વનું જન હિતકારી શિક્ષણ અર્પણ તેઓ આપે છે,
આત્માની પરબ્રહ્મ સાથે એકતાનો અખણ્ડ સંબન્ધ તેઓ કરાવે છે
તેથીજ આપણે તે ગુરૂઓને સાધીને પરમ પુણ્ય જ્ઞાનાનન્દ પામીએ છીએ.

# ... મેઝીનીની ધર્મભાવના.

લેખકઃ—શ્રીયુત સ્વામી જ્ઞાનાનંદ.

[ ઇટાલીનું રાજ્યતંત્ર પોણોસો વર્ષ ઉપર લગભગ આપણા જેવીજ દશામાં હતું. દેશના મ્હોટા ભાગ ઉપર પરદેશી (ઑસ્ટ્રિઆના શહેનશાહના) રાજ્યની હકુમત હતી; અને બાકીનો ભાગ આપણા હાલના રાજપૂતાનાની જેમ ન્હાનાં ન્હાનાં સંસ્થાનોમાં વ્હેંચાઇ ગયો હતો. આવી સ્થિતિમાં પડેલા દેશનો ઉત્કર્ષ કરવા માટે મ્હેલું તો એ જરૂરનું હતું કે ત્હેને એકત્ર કરીને એક રાજ્યછત્ર તળે આણવો. આ ઉચ્ચ દૃષ્ટિબિન્દુથી ત્રણ દેશભક્ત મહાન નરોએ જૂદા જૂદા પ્રયાસો લગભગ એકજ સમયમાં કર્યા હતા. મેઝીની, ગેરીબાલ્ડી અને કેવ્હર,—એ ત્રણે મહાત્માઓનાં નામ ઇટાલીના ઇતિહાસમાં એક સાથે અમર છે.

મેઝીની સમર્થ વિચારક, લેખક, વક્તા અને લોકનાયક હતો; ગેરીબાલ્ડી અનુભવી સૈનિક અને કુશળ સરદાર હતો, તથા કેવ્હર વિચારશીલ વિદ્વાન્ અને સમર્થ રાજનીતિજ્ઞ પુરૂષ હતો. આવું અલૌકિક મિશ્રણ દેશોદ્ધારના કાર્યવાહકોમાં થાય, ત્યારેજ શુભ પરિણામ જોવું આવે છે. મેઝીનીએ વાવ્યું, ગેરીબાલ્ડીએ લણ્યું, તથા કેવ્હરે વાપર્યું: અર્થાત્ સ્વદેશની ઉન્નતિનાં શુભ બીજ વાવનાર, યોગ્ય રીતે લણનાર અને તેનો બિગાડ ન થાય એમ શુભ ઉપયોગ કરનાર—આ મહાજનોમાંથી એક પણ ખૂટતો હોત, એક પણ ગેરહાજર હોત, તો ઘણી બુદ્ધિ અને અત્યંત ઉત્સાહ છતાં, ધાર્યું ફળ આવી ન શકત. આપણી હિન્દમાતાના દેશપ્રેમી નાયકોનું પણ દેશોદયના મહાન્ કાર્યમાં આવુંજ ઉત્તમ મિશ્રણ થાઓ, એવી શ્રી પ્રભુને મ્હારી ખરા દિલની પ્રાર્થના છે. ]

મેઝીની મહાન દેશભક્ત હતો એટલુંજ નહિ, પરન્તુ તે દેશભક્તિનો સાચો શિક્ષક પણ હતો; અને જે દેશભક્તિનો તે બોધ આપતો ત્હેનાં મૂળ ધર્મ ભાવનામાંજ રોપતો. ત્હેના શિક્ષણનું મધ્યબિન્દુ એ હતું કે "ફરજ બજાવવાથીજ ખરા હકની શરૂઆત થાય છે." એટલે કર્તવ્ય અને ધર્મને તે હક કરતાં વધારે અગત્યનાં માનતો અને કહેતો કે જે મનુષ્યો પોતાની ફરજ બજાવતા નથી, તે હક ભોગવવાને લાયક નથી. "મનુષ્યનાં કર્તવ્ય" એ લેખમાં તેણે કહ્યું છે કે—

"સાવધાન થાઓ: અને જે માણસે છેલ્લાં ત્રીસ વર્ષથી યુરોપખંડના બનાવોનો અત્યંત લક્ષપૂર્વક અભ્યાસ કર્યો છે,—અને પવિત્રમાં પવિત્ર કાર્યોને, સફળ થતાં થતાંમાં, કેવળ ત્હેમના કાર્યવાહકોની ઉદ્ધતતા અથવા અનીતિને લીધેજ ફળહીન થતાં જોયાં છે, ત્હેનાં વચનો હૃદયમાં ઉતારો. ત્હમે જો આત્મ-સુધારણા નહિ સાધો, તો કદિપ વિજયી થવાના નથી. ત્હમારા પોતાના પ્રયત્નો વડે યોગ્યતા પ્રાપ્ત કરીને તથા ત્હમારા હૃદયની પ્રેમ અને આત્મભોગની ભાવનાને મજબુત કરીને જ ત્હમારા હક ભોગવવાની શક્તિ ત્હમે પ્રાપ્ત કરશો. જો ત્હમે ફરજો બજાવીને, ત્હેને અંગે મળવાના હક માગશો, તો તે જરૂર ત્હમને મળશે. કદાપિ ફરજો બજાવવાની હોય, ત્હેને માટે પણ હક માગો તો પણ તે ત્હમને મળે. પરન્તુ આટલું ખાસ કરીને ધ્યાનમાં રાખજો કે ત્હમારી આત્મમાનની લાગણીને સન્તોષવા અથવા સ્થૂલ સુખની-પ્રાપ્તિને ખાતરજ ત્હમે જો હક મેળવવા જશો,

આટલી વાતો કહીને તે થોડા વખતને માટે ચૂપ થઇ ગયા. કેમકે હું એક યુવક છુ, તેથી સંભવ છે કે હરિશંકરે વિચાર્યું હોય કે પૃથ્વીની સુંદર પ્રકૃતિનું વર્ણન અને આવી વૈરાગ્ય પૂર્ણ વાતોથી વિનોદ નાખુશ થશે. પણ થોડો સમય શાંત રહ્યા પછી ફરી કહેવા લાગ્યા–" તે પછી થોડા સમય વિત્યે એક ડુબતા માણસનો આર્તનાદ "અરે! કોઇ કાઢો! ઇશ્વરને માટે મ્હારા પ્રાણ બચાવો!" એમ સંભળાયો. હું ચોંકી ઉઠયો. પુન: એ શબ્દ સાંભળવાને માટે કાન માંડયા, પણ કંઇ સંભળાયું નહિ. આ સમયે માણસ જાતની જે ફરજ છે તે બજાવવીજ જોઇએ અને હું તે ફરજ બજાવીશ નહિં તો સદા સહાયક ઇશ્વર પણ નારાજ થશે, એવો મ્હેં વિચાર કર્યો એ ફરજ બજાવતા આ પવિત્ર સરિતા દેવીના ઉદરમાં રહને જગ્યા મળી જશે તો પણ સારૂં છે. દુ:ખ સાગરમાંથી મુક્તિ પામીશ મ્હેં તરત નૌકા ચલાવી.

જઇને જોયુ તો નદીના વચ્ચે એક વૃક્ષ છે, તેનો મૂળ ભાગ તો પાણીની અંદર છે, અને બે એક ડાળ ઉપર છે. આ વૃક્ષના પાતી સમયના ધક્કાથી એક નૌકા ઉંધી વળી ગઇ છે "

આવી રીતે એક ભયંકર દ્રશ્યનું વર્ણન કરવામાં હરિશંકરે ઘણી હિંમતનું કામ કર્યું તે ગણગણતા કહેવા લાગ્યા–" આકાશ સ્વચ્છ હતું, ચંદ્રપ્રકાશ ધીમે ધીમે ફેલાઇ રહ્યો હતો. થોડી થોડી વારે વાદળો આવી ચંદ્ર–પ્રકાશ ઘેરી લેતાં, વળી હાર પામી નાશી જતા. ત્યાં મ્હને કોઇ પણ માણસની ભાળ મળી નહીં. થોડો સમય ત્યાં જોઇ તપાસ કરી પાછો ફરવા લાગ્યો એટલામાં જોયુ કે વૃક્ષની ઝાંખરાળવાળી ડાળીઓમાં એક ન્હાની છોકરી ભરાઇ રહી છે, અને એક યુવયુત પણ તરફડીઆ મારતું તેની પાસેની એક ડાળીમા અટકી રહ્યું છે.

બસ વિનોદ! તેજ મ્હારી પ્રમીલા છે મ્હે ઘણી મુશીબતથી, ઘણી જ મહેનતથી, ઘણી ડાળીઓનો ભાર છાતી પર લઇ ઉંચી કરી ત્હેને અને......"

આટલું કહેતા હરિશંકર ઘણા જોરથી રડવા લાગ્યા, ત્હેમના વક્ષસ્થળના અંદરથી રડવાની "હા. .હા," ધ્વનિ ત્હેમના તન પિંજરને ભેદીને બહાર આવવા લાગી. થોડા સમય પછી વળી આગળ કહેવા લાગ્યા–" પ્રમીલાને મ્હેં આવી રીતે કષ્ટમાંથી બચાવી. તે પછી ત્હેણે મ્હને એક નૂતન સંસારના બંધનમાં બાંધી લીધો હું તે સૌ વાતોનો વિચાર કરૂં છુ, તો મ્હારૂં હૃદય કંપી ઉઠે છે જુઓ વિનોદ! જગદીશ્વર મનુષ્યો સાથે આવું હાસ્ય શા માટે કરે છે? મ્હે સંસારમાં રહીને પણ સૌ બંધનો ત્યાગી દીધા હતા, ને દુઃખનો ભાર માથા પર લઇને મરવાને માટે બેઠો હતો. મ્હારૂં આવી રીતે મરી જવું પણ સારૂં હતું. પણ હાય! હાય! પરમેશ્વરે વાગ્યા ઉપર મીઠું ભભરાવી દીધુ! આવું કેમ થયું હશે? જણાય છે કે પૂર્વજન્મનું ફળ છે અરે! પ્રભુ, આટલી ક્ષમા તો કરવી હતી?

નવ વર્ષ સુધીમાં પ્રમીલા મ્હારી આંખની પુતળી થઇ રહી હવે તે કહેતાં મ્હને ઘણુંજ દુ:ખ થાય છે કે મ્હે ત્હમને તે મ્હારી જ્ઞાતિની છે એવો પરિચય આપ્યો હતો. પણ મ્હેં તે વાત ત્હમને એકલાને નહિ, પણ સૌને કહી હતી. કેમકે મ્હારા મનમા મ્હને બીક હતી કે કોઇ ત્હેને પરણી ના લે! અને મ્હને એકલો મુકી જઇને ત્હેના ચાલ્યા

જવાનો મ્હારા સ્વપ્નામાં પણ વિચાર નહોતો આવ્યો. ત્હમે જોતા હતા કે ત્હેને હું એક મિનિટ પણ મ્હારાં નેત્રોથી દૂર થવા દેતો ન હતો! મ્હને વિચાર પણ ન હતો કે ઇશ્વર આવી થઇ અન્યાય આપશે, આવા નિર્દય બની જશે. પ્રમીલા સાથે હું કેવા સુખથી રહેતો હતો? અને ત્હેના વિષયમાં, જુઓ કેવા કેવા વિચાર કરતો હતો કે તે મ્હોટી થશે ત્યારે ત્હેનો વિવાહ ઘણીજ ધામધુમથી કરીશ! અત્યારથી વરની શોધ કરવી જોઇએ! આવાજ વિચારોમાં મ્હને ઘણો આનંદ મળતો હતો. ઘણા વખતથી દૂર કરેલ સંસારનું સુખ મ્હને જલદી મળનાર છે-આવો વિચાર કરી ઘણોજ ખુશી થતો હતો.

જુઓ, હવે સૌને આ દુઃખની કહાણી કહીને મ્હારો સમય વિતાડું છું, અને કહ્યા શિવાય પણ રહેવાતું નથી! આ દુખનો બાર એટલો બધો વધી ગયો છે કે કહ્યા શિવાય હૃદયના ટુકડે ટુકડા થઈ જાય છે. એથી કહેવું પડે છે. હાય! આવું થશે એમ કોણ જાણતું હતું? આગળ સાંભળો—

'ત્હમારા ગયા પછી બીજે દિવસે અહિં ઘણોજ વરસાદ થયો હું દરવાજા ઉપર બેઠો બેઠો મહાભારત વાચી રહ્યો હતો. પ્રમીલા બિલાડીનો પગ પકડી તેને ઘસડતી રમી રહી હતી. એવામાં એક સદ્‌ગૃહસ્થ ભિંજાતા ભિંજાતા મ્હારા દરવાજા આગળ આવી ઉભા રહ્યા. મ્હે ઉઠીને ત્હેમને મ્હારા આસનપર બેસાડયા. તે જમીનદાર હતા, પાસેના પ્રદેશમાં એક ગામ છે, ત્યાં કોઇ કામ માટે ગયા હતા. ગાડી ચુકી જવાથી બીજી ગાડીમાં આવવું પડ્યું હતું. ત્હેમના ઘેર જતાં વરસાદ પડવા લાગ્યો. વચમાં કોઇ ગામ જોયું નહિ, જેથી દૂરથી મ્હારી ઝુંપડી જોઈ અને ઘાટ ઉપર નૌકા બાંધેલી જોઇ આશ્રય માટે મ્હારે ત્યાં આવ્યા. ત્હેમની સાથે બીજા બે માણસ હતા.

જમીનદાર મહાશયનાં કપડાં ભિંજાઇ ગયાં હતાં, શાલમાંથી પાણી દડતું હતું. તેમના પગના કાળા વાર્નિસ કરેલા જોડામાં પાણી ભરાવાથી ચાલતાં સમયે તે જોડા ચપ, ચપ, બોલતા હતા. ત્હેમનો ચહેરો પણ ઉદાસ હતો. કંઇ લજ્જિત થઇને મ્હે તુટેલી ખાટલીપર બેસાડયા. તાપવાને દેવતા કર્યો. તે પછી ઘણી વાતો થવા લાગી. મ્હારા જીવનની સમસ્ત વાતો કહી દીધા પછી, પ્રમીલાની વાતો કહેવા લાગ્યો. મ્હારી વાતો સમાપ્ત થવા પર, ત્હેમના મુખનો ભાવ જોઇને મ્હારો પ્રાણ ઉડી ગયો. તે પ્રમીલા તરફ ઘણી વારથી જોઇ રહ્યા હતા. તે પછી ધીમે ધીમે કહેવા લાગ્યા-'મહાશય! ત્હમારી આ પ્રમીલા, મ્હારી-ઘણા દિવસોની ખોવાયેલ ભત્રિજી છે. ત્હેના માબાપ જ્યારે તે ત્હમને મળી હતી ત્યારે પાણીમાં ડુબીને મરણ પામ્યાં હતાં. તે નૌકા ડુબી ગઇ જાણી અમોએ પ્રમીલાની પણ આશા મુકી દીધી હતી. પણ દયાળુ પરમેશ્વરે દયા કરીને તે અમને મેળવી આપી છે. જુઓ, ઇશ્વર કેવો દયાળુ છે? એ જ પ્રભુએ વરસાદ વરસાવીને મ્હને ત્હમારી પાસે મોકલ્યો છે.'

તે સમયે વરસાદ જોરમાં વરસવા લાગ્યો હતો. આકાશમાં વાદળાં એક બીજા સાથે અથડાઇ કડાકા કરી રહ્યાં હતાં. વિજળી ચમકારા મારી રહી હતી. પણ વિનોદ! મ્હારૂં માથું ચક્કર ખાઈ રહ્યું હતું, અને મ્હને એમ જણાતું હતું કે હું એક અગાધ દુઃખસમુદ્રમાં ડુબી રહ્યો છું. ઓ ઇશ્વર! મ્હેં એવો કયો અપરાધ કર્યો હતો!

તે પછી તે માણસે મ્હારી એક પણ વાત સાંભળી નહિ; અને રડતી કકળતી

કે તે મ્હારા માટે મરવા પડી છે તે એક વખત મ્હને અથવા તો પોતાના દાદાને જોઇ લેશે તો તે સારી થઇ જશે પણ હાય, મ્હને ત્યાં કોણ જવા દેશે ? કેમકે તે મહાશય તો મ્હને પહેલાંથીજ ના કહી ગયા છે ? પણ મ્હે વિચાર કર્યો કે એક વખત પ્રયત્ન તો કરૂં એક વાર ત્હેને જોઇ લઇશ તો પછી જોવાની ઇચ્છા નહિ રહે.

એક તો જમીનદાર મહાશયનું ઘર, અને બીજું ત્યાં ઘણા વૈદ્ય ડૉક્ટર અને બીજા ફાલતુ માણસો ભેગા થયા હતા. દરવાજાપર પહરેદાર પણ ઉભો હતો મ્હે અંદર જવાને માટે પહરેદારને જણાવ્યું ત્હેણે ના કહેતાં પુછ્યું કે ત્હમો કોણ છો ? મ્હેં ફક્ત એટલો જવાબ આપ્યો કે હું પ્રમીલાનો દાદો છુ ઓહો, આતો પ્રમીલાના દાદા–કે હું કરીને દરવાન રહી ગયો. પછી કંઇ વિચાર કરી–રહો, હું અંદર ખબર કરી આવું છુ,–એવુ કહી મકાનમા ચાલ્યો ગયો.

પ્રમીલાએ સાંભળ્યું પણ નહિં હોય કે ત્હેનો વહાલો દાદો આવ્યો છે મ્હારા અંદર જતાં જતાં ઘરમાંથી રડવાનો અવાજ આવ્યો મ્હારાં નેત્રોએ તમ્મર આવી ગયા અને આંધળાની પેઠે ત્યાં બેસી ગયો મ્હારી ચારે તરફ અંધકાર જ અંધકાર જણાવા લાગ્યો ! જ્યારે કંઇ શુદ્ધિ આવી તો જોયુ કે મ્હારી વહાલી પ્રમીલા ઠાઠડી પર કફન ઓઢીને સુતેલી છે, અને એક તરફથી અવાજ આવ્યો કે 'આ ડોસો તે છોકરીને ખાવા માટેજ આવ્યો હતો !"



## ઈશ્વરનો બ્રહ્માંડવ્યાપી પ્રભાવ.

રે પ્રભો !–જેના રસને વેદ "સોમ" "ઇન્દુ" આદિ નામે સ્તવે છે–તારી દૃષ્ટિ અંદર પડતાં, આ જન્મના અનેક સાંસારિક અનુભવો અને લાલસાઓથી ખવાઇ ગએલા, અરે ! અસંખ્ય જન્મોની માયાજાળથી છવાએલા જર્જરિત, આત્માઓનાં હૃદયો પણ ઉછળે છે રે પ્રભો ! તારો દિવ્ય સમાગમ થતાં, અત્યન્ત શુષ્ક અને જીર્ણ થઇ ગએલી આત્મ વૃક્ષની શુભ વૃત્તિ રૂપી ડાળીઓ પણ પુન ધીમે ધીમે પવિત્ર ધ્વનિ ઉચ્ચારે છે મૂન વસ્તુઓમાં–ખરો ચિત્ પદાર્થ ખોઇ બેઠેલા જીવોમાં–પણ તારો એક મરક શુભ મય શુદ્ધ પ્રકાશ અને પ્રેમમય ચુંબન અલૌકિક ચૈતન્ય પ્રેરે છે આ ઇન્દ્રિયરૂપી ગાયો, તારા પ્રેમની ચંદ્રિકામા વીંટાએલી ઊંઘમાં પણ–આ સંસાર નિદ્રામાં પણ–હૃદય ક્ષેત્રોનાં સ્વપ્નાં અનુભવે છે અસંખ્ય મહાત્માઓરૂપી ગિરિવરો તારા દૃષ્ટિપાતથી પવિત્ર થવા મ્હોટી મ્હોટી આકાંક્ષા ભર્યા ઉભા રહે છે અને તે છતાં એક અલ્પમાં અલ્પ માનમ ગુહા, તારો આનન્દ સીંચી શકાય એક ન્હાનામા ન્હાની જગ્યા પણ તારી પ્રેમ ચન્દ્રિકા વિના રહી જતી નથી આ શરીર રૂપી માળામાં રહી, પ્રવૃત્તિ નિવૃત્તિ રૂપ પાંખો ફફડાવતું આ આત્મ પક્ષી પણ એની શાંત દૃષ્ટિ વડે તારા મુખનું અવલોકન કરી શકે છે, અને એકા. પવિત્ર ગ્રન્થ રૂપી લતાપત્રોના આશ્રય નીચે રહીને તારી ઝાંખી લઇ શકે છે ભક્તિ રૂપી મોતીની છીપમાં ન્હાની આ ખીચારી શાન થઇ પડી રહેલી મન રૂપી માછલી પણ તારી શાંતિ પામે છે

—આનન્દશંકર ધ્રુવ કૃત "ધર્મવિચાર."




# બનાવટી ગુલાબ ફૂલનો હાર.

## લેખક: બ્હેન ચંચળકુમારી છોટમલાલ પારેખ

[ આ બ્હેનની ઉમ્મર ફક્ત ચૌદ વર્ષની છે. ત્હેમણે રંગીન કપડાંના કકડાઓનો એક કૃત્રિમ પણ સુન્દર ગુલાબનાં ફૂલનો હાર બનાવીને સુન્દરીસુબોધ મન્દિર તરફ ભેટ તરીકે મોકલ્યો છે, તે માટે હું ત્હેમનો ઉપકાર માનું છું.

આ હાર દેખાવમાં આબેહૂબ ગુલાબનાં ફૂલનો જ બનેલો લાગે છે. ત્હેની બનાવટ બહુ મુશ્કેલ જણાતી નથી; કારણકે આ નમૂના ઉપર બીજી બ્હેનોએ પણ ત્હેવા હાર બનાવ્યા છે અને હું આશા રાખું છું કે આ લેખ વાંચીને બીજી ઘણી કૃતિઓ ત્હેવા પ્રકારની થશે. શ્રી ચંચળ બ્હેનને માટે પણ હું આશા રાખું છું કે ત્હેમનામાં કુદરતી કળાકુશળતા છે, ત્હેમાં દિનપરદિન વધારો થયાં, કરશે અને ઘણી વધારે ઉત્તમ, સુન્દર કૃતિઓ ભવિષ્યમાં તેઓ કરી શકશે. ર. જ. ]

કપડાના ફુલ હાર મનને આકર્ષે તેવા, કુદરતી ફુલ જેવા દેખાવના થાય છે અને ઘરની શોભામાં તે સારો વધારો કરે છે. તેને જો ધૂળથી બચાવીને-સ્વચ્છ રાખવામાં આવે તો બહુ સુન્દર દેખાય છે અને તેના ઉપર "સેન્ટ" (સુગંધી) ની ઝીણી છાંટ નખાય તો ફુલના જેવી સુવાસ પણ આપે છે.

### બનાવવાની રીત:

**કપડું:** એક હાર કરવાને માટે બે વારને આશરે 'બુક મજલીન" અથવા "લોન" લેવો તેના ઉપર ચાર ચાર આંગળના લીટા (લીટીઓ) પાડવા. પછી તેને ખુલતા ગુલાબી રંગના પાણીમાં બોળીને સૂકાવવો. સૂકાયા પછી તેને સંકેલી, વચમાં પીળા રંગનો એક ચાંદલો કરવો. પછી તેને ગોળ કાતરી, તેનું આઠ પાંખડીનું ફુલ બનાવવું. આવું ફુલ કાતરવાની રીત તો બહેનો જાણતાં હશે, કારણ કે કાતર વતી આવાં કાગળનાં ફુલ કાતરતા તો આપણે ઘણા ખરા બાળક અવસ્થામાંથી શીખીએ છીએ.

**પાંખડી તથા નસો** નસો પાડવા માટે એક વેંતના બે લોઢાના કકડા મંગાવી, તેમાંથી એકને પાંખડી જેવડો લંબગોળ, તથા બીજાને છેડે ગોળ સોપારી જેવડું બોરીયું નસો પાડવા માટે કરાવવું. તેની અંદર ઝીણી આડ આંમ કાનસ વતી પડાવવા તેને સ્હેજ તપાવી, તેના ઉપર સ્હેજ ભાર દઇ લગાવવાથી, લુગડાનો કટકો કુદરતી ફુલની પાંખડી જેવો વળશે તેની અંદર નાની કળીઓ કરવા માટે ફુલને એક ભાગ ઉપરથી બરોબર કાતરીને તેના વતી ગોળ કળી પણ બનાવવી

કારણ છે. એક તો જ્યારે ઘઉંથી બનતા પદાર્થ લખવામાં આવે છે, ત્યારે રોટલીની બનાવટ પણ તેમાં આવવી જ જોઇએ. બીજું–રોટલી કરવામાં ઘણે ઠેકાણે ભૂલ થાય છે, તેનો પણ ખુલાસો કરવો જોઇએ. )

ઘઉંના લોટને થોડું પાણી નાંખી થોડીવાર ખૂબ મસળીને રહેવા દેવો અને થોડીવાર પછી થોડું થોડું પાણી નાખી ખૂબ મસળી મસળીને પછી તે બાંધવો. વધારે વધારે મસળવાથી લોટ સુવાળો થાય છે અને રોટલી સફાઇબંધ આવે છે. પછી તેમાંથી થોડોક લુવો લેઇ, તેને હાથે વતી ગોળ કરી વેલણ અને ઓરસીઆ (આડણી) થી રોટલી વણી* તવી ઉપર નાખવી. થોડીવાર પછી તેને ઉલટાવવી. જ્યારે લાલ ડાઘ પડી જાય ત્યારે ઉતારી કોલસા ઉપર ફુલાવી સારી પેઠે ખંખેરી ઘી ચોપડી, રોટલી મુકવાના પાત્રમાં તેને મુકવી.

અહીંઆં ખાસ ખુલાસો કરવાનો એ છે, કે આ ગુજરાત દેશમાં સારા સારા ગૃહસ્થોને ઘેર એવો રિવાજ છે કે રોટલી તવી ઉપર નાખી ઉલટાવ્યા પછી તુરત ચુલામાં આગ ઉપર મૂકે છે. ને તુરત તે ફુલી જાય છે. આમ રોટલી ફુલ્યા પછી તેને કાચી ગણવામાં આવતી નથી. પણ તે મોટી ભૂલ છે. રોટલીનાં બે પડ હોવાથી અંદર વરાળ ભરાય છે તેથી ફુલે છે. કંઈ પાકવાથી ફુલતી નથી। તેની ખાત્રી કરવી હોય તો પાંચ દશ રોટલીઓ ઘી ચોપડી ઉપરા ઉપરી મૂકી આશરે એક બે કલાક દાબી રાખી, પછી તેની શુ સ્થિતિ થાય છે તે જોઈ લેવી। ફુલવા ઉપર આધાર ન રાખતાં રોટલીને તવી ઉપર ખુબ લાલ થવા

અટામણ ભભરાવી, તેને ફેર બેવડી વાળવી ફેર ઘી ચોપડી અટામણ ભભરાવવું. પછી તેને ગોળ કરી રોટલો પ્રમાણે વણી તવી ઉપર નાંખી, ઘી નાખી, ઉલટ સુલટ કરવી અને લાલ થાય ત્યારે ઉતારી લેવી. તે બળકારક, પુષ્ટિકારક વીર્યવર્ધક, શરીરને જાડુ કરનાર હોય છે પણ પાચનમાં ભારે છે

## પુરી.

રોટલી કરતાં જરા સખત લોટ બાંધી, આશરે બે રૂપીઆભાર લુવાની પુરી વણી વણીને મુકવી. પછી એક કઢાઇમાં ઘી નાખી ઘી ગરમ થાય ત્યારે વણેલી પુરીઓ તેમાં નાખી લાલ થાય ત્યારે કાઢી લેવી અહીં પણ કેવળ પુરીના ફુલવા ઉપર આધાર રાખવો નહિ. બને બાજુએ લાલ થાય ત્યારે કાઢવી. આનો ગુણ પણ ચોપડા જેવો છે.

## પુરણપોળી.

ચણા, મગ અથવા તુવેરની ફોતરાં વગરની દાળ શેર ૧ પાણીમાં નાંખી ચઢવવી. જ્યારે ચઢી જાય ત્યારે ચૂલા ઉપરથી ઉતારી પાણી કાઢી નાંખી, તે દાળમાં ગોળ આશરે સવા શેર ( સાકર અથવા ખાંડ હોય તો દોઢશેર ) નાંખી ચીભળવી, બારીક વાટી લેવું. એને પુરણ કહે છે જ્યારે પુરણ તૈયાર થઇ જાય ત્યારે બાં ધેલા ઘઉંના લોટની ઝીણી રોટલી વણી તે ઉપર પુરણું પાથરી, તે રોટલીને એવી રીતે ગોળ વાળવી કે પુરણ ઢકાઇ જાય પછી તેને ચોખાનું અટામણ લઇ ગોળ વણી લેવી. તે તવી ઉપર પકવી ઉતારી લેવી (પુરણ પોળી અથવા વેઢમી કરવાના લોટમાં મોવણ નાંખવાથી ફુળી થાય છે ) ખાતી વખતે દરેકની રૂચી પ્રમાણે તે ઉપર ઘી લવુ દક્ષણીઓમા કહેવત છે કે પુરણાચી પોળી તે તુપાચી દોળો। (પુરણની પોળી તો ખરી પણ તેમાં ઘીની હોળી થાય છે તો।—અર્થાત્ ઘી બહુ જોઇએ ) આ બનાવટ સ્વાદુ, હલકી, શીતળ, દીપન, પૌષ્ટિક, બળવર્ધક છે. પણ પ્રમેહ અને ક્ષયને હિતકર્તા છે

## બાટી.

ઘઉંના લોટમાં ( ઘી અથવા તેલનુ ) મોવણ નાંખી પાણીથી લોટને સખત બાંધી, તેમાંથી થોડો લુવો લેઇ ગોળ દડા જેવો કરી ઉપરથી સ્હેજ દબાવી ચપટો કરી તેને અંદર અંગુઠાથી એક ખાડો કરી પછી નિર્ધુમ ( ધુણી નીકળતી ન હોય એવા ) છાણાના અંગારા ઉપર ઉલટ સુલટ કરી શેકવો. જ્યારે બરાબર શેકાઇ જાય ત્યારે તમામ બાટીઓને ભેગી કરી છાણાંની ગરમાગરમ રાખમાં દાટી દેવી. જ્યારે પાકી જાય ત્યારે તેના ઉપરથી રાખ સાફ કરી ગુડીમા દાબી કાઢી જાય ત્યારે તેને ઘીમાં પલાળી એક વાસણમાં મુકી દેવી. તે બલકારક, પૌષ્ટિક, અગ્નિ દીપક છે. પણ કફ, શ્વાસ, પીનસને હિતકર છે.

### ૧૦. મુઠીયા લાડુ.

ઘઉંનો લોટ શેર ૧ લેવો, તેમાં ઘી (અથવા તેલ) નું મોવણ તોલા ૮ નાખી લોટ બાંધી, જ્યારે મુઠી વાળવા જેવું થાય ત્યારે તેના મુઠીયા વાળી ધીમી આંચ ઉપર લાલચોળ કરી, પછી ઘીમાં તળી લઈ તેને ખાંડી લઈને ઝીણો ભૂકો થાય ત્યારે તેમાં સાકર અથવા ગોળ રિવાજ પ્રમાણે નાખી, તેમાં ઘી શેર ૧, એલચી તો. ના, તથા કાળા મરી તોલો ના નાખી સારી પેઠે મેળવી, તેના લાડુ વાળી લેવા. તે સ્વાદિષ્ટ, ભારી, કફદોષ ન કરતા, વીર્યવર્ધક, બળકારક, વાતપીત નાશક,-પણ કફ કારક હોય છે

### ૧૧. સેવ લાડુ.

મુઠીઆ લાડુ પ્રમાણે ઘઉંનો લોટ બાંધી તેની સેવો વણી તે સેવને ઘીમાં તળી લેઇ પછી તૈયાર રાખેલી ખાંડ અથવા સાકરની ચાસણીમાં નાખી, ઠંડુ પડે ત્યારે લાડુ વાળી લેવા. તેના ગુણ પણ મુઠીઆ લાડુ જેવાજ છે

### ૧૨. દાબડ મોદક.

મેંદો શેર ૧, માવો શેર ૧, તથા ઘી શેર ૧,-એ ત્રણેને ભેગા કરી ખૂબ મસળી શેકવું. જ્યારે લાલ થાય, ત્યારે તેમાં સાકર શેર ૨ નાખી ઉતારી લેવું. તેમાં ઇલાયચી, લવીંગ, બદામ, વિગેરે નાખી, તવેથાવડે ખુબ હલાવી, ટાઢું થયા પછી લાડુ વાળી લેવા તે બળકારક, રૂચીકારક, વીર્યવર્ધક, શીતળ, તૃપ્તિકારક, વાતપિત્તનાશક, –પણ ભારી અને કફ કર્તા છે.

### ૧૩. ચૂરમા લાડુ.

ઉપર પ્રમાણે લોટ બાંધી જાડા જાડા રોટલા કરી અંગારા ઉપર શેકી ખૂબ લાલ કરી કુટી, બરાબર (શેરે શેર) ઘી તથા ઓગળેલો ગોળ અથવા ખાંડેલી સાકર નાખી, તેમાં એલચી, લવીંગ, મરીનું ચૂર્ણ નાખી લાડુ વાળવા તે પુષ્ટિકારક અને ભારી હોય છે આ લાડુ બ્રાહ્મણોને વિશેષ પ્રિય હોય છે

## પત્ર ફેણકા.

ઘઉંના લોટમાં પાણી નાંખી રાત્રે પલાળી મૂકવો સવારે તેમાં બીજું પાણી નાંખી રહેજ પાતળું કરી વડવાના પાંદડા ઉપર તેનો થોડો થોડો લેપ કરી, એક તપેલામાં અર્ધા તપેલા સુધી પાણી નાખી, પછી તેમાં ઘાસ નાંખી તે ઘાસ ઉપર પાંદડાં ગોઠવી નીચે અગ્નિ કરવી જ્યારે પાંદડા ઉપર કરેલો લેપ વરાળથી પાકી જાય, ત્યારે બહાર કાઢી પાંદડાંના ટુકડા કરી ઘીમાં તળી લેવો તે 'પત્ર ફેણી' ક્ષારી, વાતનાશક, રુચિકારક, તથા અમ્લપિત્ત, દાહ અને ઉલટી નાશક છે તેમજ બલકારક છે.

## તાર ફેણી.

ઘઉંના મેંદામાં સહજ સિંધવ નાખી ખુબ મસળી નરમ લોટ બાંધી પછી તેની ઝીણી સેવ વણી તેનો ગુચ્છો વાળવો અને ઘીને પાણીમાં ફીણીને તેના ઉપર લગાવી ઘીમાં તળી લેવું તળતી વખતે એક લોઢના સળીઆ વતી તેને નીચે ઉપર કરતા રહેવું, જ્યારે પરીપક્વ થાય, ત્યારે ચાસણીમાં નાખી સાકર ચઢાવવી. આ "તાર ફેણી" સૂક્ષ્મ ધાતુવર્ધક, મળને બાંધનારી, ત્રિદોષ નાશક અને રુચિકારક છે.

## પૂરણપોળીની બીજી રીત.

પૂરણ પોળી આગળ જણાવ્યા પ્રમાણે વણી, દાળના પૂરણના બદલામાં બદામ પીસ્તાં, ચારોળી, ઇલાયચી, લવીંગ તથા સાકર વગેરે ઝીણાં વાટી તેની અંદર ભરી, પૂરણ પોળી પ્રમાણે વણી ઘીમાં તળી લેવી આ પૂરણ પોળી સ્નિગ્ધ, વીર્યવર્ધક, બળદાયક, વાતપિત્ત નાશક છે.

## પૂવા.

ઘઉંના મેંદાને ગોળના પાણીમાં બાંધી, પૂરી પ્રમાણે વણી ઘીમાં તળી લેવા. જ્યારે લાલ થાય ત્યારે ઝરીવતી કાઢી લેવા આ પૂવા વાતપિત્ત નાશક અને કફકારક છે

## માલ પૂવા.

ઘઉંનો મેંદો શેર ૧ અને ગોળ શેર ૦॥।, અથવા સાકર શેર ૧ પાણીમાં ઘોળી ખૂબ ફીણવું જ્યારે મધ જેવું જાડું થાય ત્યારે અગ્નિ ઉપર મૂકેલી એક છાબરમાં ઘી નાંખી તે ઉનું થાય એટલે, તે ખીરામાંથી થોડું લઇ છાબરમાં એવી રીતે નાખવું કે જેથી તે સરખી રીતે ફેલાઇ જાય જ્યારે પાકીને લાલ થઇને ઉપર આવે ત્યારે તેને ઝરીવતી કાઢી લેવા તે રુચિકારક, બળદાયક, પણ ભારી અને કફકારક છે.

## જલેબી.

મેંદો શેર ૧, શેર દુધમાં ફેણી, માટીના એક નવા વાસણમાં નાખી મોં બંધ કરી રાખી મુકવો બીજે દીવસે જ્યારે તેમાં ખમીર આવી જાય, ત્યારે તેમાંથી થોડું એક નાળીએરની કાચલીમાં અગર માટીની કુલડીમાં નીચે તળીએ કાણું પાડીને ભરી દેવું

અને અગ્નિ ઉપર મૂકેલી એક છાઝરમાં ઘી નાંખી તે ઉનું થાય ત્યારે તેમાં એવી રીતે નાંખવું કે જેથી ત્રણ ગોળ આંટા તથા તેના ઉપર એક આડો આંટો આવે. તરત જ તે કાણાને આંગળીથી બંધ કરી દેવું. તે જ પ્રમાણે છાઝરમા સમાવેસ થાય તેટલાં ગુંચળાં ( જલેબીનાં ) પાડવાં. જ્યારે જલેબી સેકાય લાલ થઈ ઉપર તરી આવે, ત્યારે તેને ઝરીવતી કાઢી ચાસણીમાં નાંખી, થોડીવાર પછી કાઢી લેવી. આ ગરમ ગરમ જલેબી હ્રદયને બળદાયક, ધાતુવર્ધક, ઇંદ્રિયોને તૃપ્તિ કરનાર, પુષ્ટી અને કાન્તિને વધારનાર છે. અને આદોથી ( આદાશીશી–માથું દુઃખવું ) ચઢતાં પહેલાં જો ખાવામાં આવે તો ત્રણ દીવસમાં આદોથીને તે મટાડે છે.

૨૧. ઘેબર.

ઘઉંના મેદામાં ચોથા ભાગનું ઘી મેળવી, તેમાં મધના જેવું જાડું થાય ત્યાં સુધી દુધ નાંખી ફીણવું. પછી અગ્નિ ઉપર મૂકેલી છાઝર ઉપર એક આડી લાકડી મુકી તેના ઉપર ઝરી મુકી તેના ઉપર તે ખીરૂં નાંખી હાથથી ઘસવું જ્યારે છાઝરમાં આશરે બે આંગળ થર થાય ત્યારે ઝરીને લઇ લેવી. અને જ્યારે છાઝરમાં પરિપક્વ થાય ત્યારે કાઢી સાકરીની એકતારી ચાસણીમાં નાંખી,, થોડોવાર પછી કાઢી લેવું. આ "ઘેબર" ભારી, બળદાયક, ધાતુવર્ધક, કાન્તિ આપનાર, સ્વાદિષ્ટ, અને વાત-પિત્તનાશક પણ કફકારક છે.

૨૨. ગુગરા.

( સમોસા; ગુચ્છીઆં; ઘુઘરા )—ઘઉંનો લોટ ઘીમાં શેકી લાલ કરી સાકર, લવીંગ ઇલાયચી, મરી, વગેરે મસાલો તૈયાર રાખવો. બીજા જુદા મેદાને ઘીમાં મોવણ આપવું અને દુધમાં બાંધવો. તેમાંથી સોપારી જેટલો લુવો લઇ પુરી જેવું વણી તેની અંદર ઉપરનો મસાલો ભરી અર્ધચંદ્રાકાર વાળી તેના છેડા નખયા બંધ કરી ઘીમાં તળી લેવું. આ "ગુગરા" ભારી, પૌષ્ટિક, મધુર અને તુટેલા હાડકાંને જોડનાર પણ કફકારક છે. [ બદામ, પિસ્તાં, ચારોળી, સાકર અને એલચીને ઝીણાં કરી તેનો ભૂકો પણ આવા "ગુગરા" મા ભરાય છે ]

૨૩. શકરપારા.

લોટ ઘીમાં સરખાભાગે મેળવી, અગ્નિ ઉપર મૂકીને લાલ થતાં સુધી શેકવો. લોટથી દોઢી સાકર લઇ તેની ચાસણી કરી, તે લોટ ચાસણીમાં નાંખી તેની અંદર લવીંગ, ઇલાયચી આદિ મસાલાનો ભૂકો મેળવી તવેના વતી ખુબ હલાવવું. પછી એક કથરોટમા નાંખી ઠારી દેવું. ઠર્યા પછી છરીથી ચોરસ કકડા કરી લેવા. આ શકરપારા ભારી અને મજાસ્તભને હીતકારી,-પણ કફકારક છે.

( અપૂર્ણ. )




# " ઉઠે છે કે પરણાવું? "

લેખક: રા. રા. હિંમતરાય કલ્યાણરાય દેસાઇ.

૧.

એક બ્રાહ્મણનો છોકરો હતો. બાપ ન્હાનપણમાં ગુજરી ગયેલો હતો અને આ રાંડી રાંડ, તે બિચારી દળણાં ખાંડીને તથા બીજી મજુરી કરીને પોતાનું તથા આ " એકના એક મોઘા ને લાડવાયા " દીકરાનું ગુજરાન ચલાવતી હતી અને બ્રાહ્મણ એટલે આ બાઇને તો નાતવરામાં તથા યજમાનોને ઘેર મિષ્ટાન્ન જમવાનું પણ ઘણું મળતું. અને દક્ષિણા મળતી તે કોઇ માને આપતો કરતો નહિ. તે તો પોતાની ગાંઠેજ બાંધતો! એટલે હેમાંથી તથા પોતાની માતાને દમીને પૈસા કઢાવતો, હેમાંથી હમ્મેશા મોજ શોખ ઉડાવ્યાં કરતો.

ભણવા ગણવાની કાળજીને તો હેણે પણ્ડા વખતથી મહેતાજીને જ સોંપી દીધી હતી! અને દરેક જાતના વ્યસનમાં તથા ગાનતાન ગપ્પાંમાં તે હમેશાં પ્હેલોજ નંબર રાખતો હતો! ધીમે ધીમે હેણે શેઠ શાહુકારોના છોકરાઓ સાથે ભેદક ઉઠક રાખવા માંડી. હેમાંથી પણ–હેમને રાજી કરીને તથા ધુતી છેતરીને–પૈસા પાડવા લાગ્યો. અને ઘરની કોઇ ચિન્તા નહિ હોવાથી જાતજાતના ઠાઠમાઠ અને " શિખા, ટિકા તથા પટિકા " ની ખુશામતમાં તે જિંદગી ગાળવા લાગ્યો વખત જતાં હેની માતા પણ મરણ પામી, એટલે કોઇ કહેનાર પૂછનાર હતું જ નહિં–છતાં હવે તો રહ્યું પણ નહિં! આ પછી તો આ " રાંડીપુત્તા–શાહજાદા " મન માને તેમ વર્તવા લાગ્યા

આ બ્રાહ્મણ હવે ભરજુવાનીમાં આવેલો હતો અને મોજશોખના સરદાર તરીકે લોકો તેને " લાલ " કહીને બોલાવતા હતા! એક દહાડો તે નાજમહેલ પાસેના રસ્તા આગળથી જતો હતો અને હેને બાજુની એક ગલીમાં થઇને વળવાનું હતું માથે લાલ કસુંબલ રંગની ઉંચા મૂલ્યની પેચદાર પાઘડી બાંધી રહી હતી. શરીરે ઝીણું ઢાકાની મલમલનું અંગરખુ પ્હેર્યું હતું. બ્હોત પ્હોળા રેશમી કોરનું ધોતીયુ ધારણ કર્યું હતું અને શરીરે બસો ત્રણસો રૂપિયાની કસબી શાલ ઓઢી હતી આ ઉપરાંત દિલ્હીના ભારે કિંમતના મુખમલી જોડા હેણે પગે પ્હેરી દીધા હતા.

ગલી આગળ વરસાદનું પાણી ભરાવાથી કાદવ થયો હતો અને સંભાળીને જતા પણ [illegible]

કે તે ગામના રાજાની કુંવરી અહિંજ બારીએ બેઠી બેઠી જતાં આવતાં માણસો જોતી હતી, ત્હેનું ધ્યાન આ "લાલ" ને કાદવ આગળ અટકેલો જોઇ ત્હેની તરફ વિશેષ ખેંચાયું.

પેલા "લાલે" સ્હેજ જ વિચાર કર્યો અને તરત પોતાના ખભા ઉપર જે કિંમતી શાલ હતી તે ઉતારીને પેલા કાદવ ઉપર પાથરી દીધી અને પોતે ત્હેના ઉપર થઇને બેફીકર બન્ધ ચાલ્યો ગયો. બગડેલી શાલ પાછી ઉપાડી લેવાની પણ ત્હેને પરવા નહિં કરી. કુંવરીને આ જોઇને ઘણુંજ આશ્ચર્ય થયું. ત્હેને અચંબો પામેલી જોઇને પાસે ત્હેને ઉછેરનારી એક વૃદ્ધ દાસી ઉભી હતી, તે બોલી ઉઠી: "કુંવરીબા! એમાં કાંઇ નવાઇ પામશો નહિં! એ માણસને હું ઓળખું છું. એ તો "રાંડીપુત્તા—બેહુજાહ!" એને કાંઇ ફિકર ચિન્તા છે નહિં. નથી બાયડી કે છોકરાં, કે જેને લીધે એને દુનિયાંની મુશ્કેલીઓનો કાંઇ ખ્યાલ પણ આવે. પરન્તુ આ વાત આપને વધારે જાણવી જેવી હોય, તો આપના મહેલ પાછળનું ખેતર અને એક હજાર રૂપિયા મને આપો. એટલે હું એક બે વર્ષમાંજ આપની ખાત્રી કરી આપીશ કે આ સંસારની જળોજથા કેવી સખત છે?"

રાજકુમારીને પણ આ બ્રાહ્મણ આટલો બધો બેપરવા શા કારણથી હતો તે અને દાસી ત્હેને શી રીતે નાણી જુવે છે તે જાણવા બહુ ઇન્તેજારી થઇ. તેથી ત્હેણે માગ્યા પ્રમાણે દાસીને આપવા હુકમ કર્યો.

૨.

રૂપિયા મળ્યા એટલે તરતજ પેલી દાસી પેલા "લાલ" ની નાતના બીજા એક બ્રાહ્મણને ઘેર ગઇ. આ મહારાજ ગરીબ હતો અને ત્હેને પુષ્કળ છોકરીઓની પ્રજા હતી. આ બ્રાહ્મણ અને ત્હેની સ્ત્રી જબરાં લ્હડવાડિયાં અને કજિયાખોર તરીકે મશહુર હતાં. ત્હેની પાસે જઇને "લાલ"ની તરફથી દાસીએ કન્યાનું માગું કર્યું. પેલા મહારાજે પૂછ્યું કે "હું દીકરી તો એને આપું પણ મ્હારી છોડી એને ઘેર જઇને ખાય શું?" દાસીએ જવાબ દીધો કે "જુવો મહારાજ! ભગવાને દાંત દીધા છે તે ચાવણું પણ દેશે. આવો સારો વર ત્હમારી દીકરીને માટે મળે છે, ને લક્ષ્મી ચાંલ્લો કરવા આવે છે ત્યારે મ્હોં ધોવા ક્યાં જાઓ છો?—વળી વધારામાં એટલું કહું છું જે અમારાં કુંવરીબાએ હમણાં એક વ્રત કર્યું હતું ત્હેની દક્ષિણામાં રૂ. ૧૦૦૦ તથા એક ખેતર આપવાનાં છે, ત્હેમાંથી ત્હમારી દીકરીને પલ્લામાં રૂ. ૪૦૦ ને ખેતર તથા રૂ. ૨૦૦ ત્હમારા જમાઇ રાજને, અને ત્હમને રૂ. ૪૦૦ ત્હમારા ખાનગી ખાતે અપાવીશ. કહો, કેમ હવે રાજી થયાને?—માટે જાઓ ઉઠો, ત્હમે લગ્નની તૈયારી કરવા માંડો."

પેલા મહારાજને આ વાત એવી ગળી ગળી મધ જેવી લાગી કે ત્હેણે લગ્નની તાબડતોબ તૈયારીઓ કરવા માંડી.

હવે પેલી દાસી આપણા "લાલ" પાસે ગઇ. ત્હેને કહ્યું: "ભાઇ, ત્હારી મા તો મ્હારી ન્હાનપણની બ્હેનપણી હતી. તું બ્હારનો બ્હાર ભટકતો ફરે એટલે એ વાત તું શું જાણે? પણ અમે તો ઘણાં વરસ ભેગાં ગાળેલાં. ત્હારી મા મ્હને ત્હારી સુપરત કરતી

ગઇ હતી પણ હું વચમા બહાર ગામ ગયેલી હોવાથી હેના મરણ પછી હારી કાંઇ ખબર અંતર મ્હારાથી લેવાઇ શકી નથી ને હવે હું પણ ઘયડી થઇ ગઇ છુ મ્હારે કાંઇ છોકરા છૈયા નથી પણ હજી મ્હને હારી એક ફિકર છે માટે તું હવે તો ઘર માંડીને બેસે એ દેખે મ્હારા મનમાં નિરાંત થાય જો, હવે તો તું ઉમર લાયક પણ થયો છે, માટે હારે વિવાહનો વિચાર કરવો જોઇએ

"લાલ" આવી વાત સાંભળી તેથી હેને આશ્ચર્ય થયુ પણ દાસીને એની પાસે ખોટું કહેવામાં શુ સ્વાર્થ હોય?–તેથી બધી હકીકત સાચી માની. હેણે જવાબ દીધો, "બાઇ, હમે કહો છો તે ખરૂં હશે પણ મ્હારી પાસે કાંઇ પૈસા નથી, સગુ વ્હાલુ નથી ને હું ધધો રોજગાર પણ કરતો નથી તેથી મ્હને કોણ પૈણાવે?"

દાસી બોલી "જા, મ્હારા બાપ! આવો મરદ માણસ થઇને એવી રડની સુરત જેવી વાતો શુ કરે છે?–હારે સગુ કોઈ નથી, હેમાં શુ થઇ ગયું? હું બેઠી છુ ને? તુ જરાપણ ફિકર ના કરતો. હવે હારી લગ્ન કરવાની મરજી છે, તો થોડાજ દિવસમાં હું હને થોડે મ્હડાવુ ત્યારે ખરી"

'પણ માજી, મ્હારી પાસે કાંઇ પૈસા નથી, હેનુ કેમ? પરણ્યાના પૈસા જોઇશે ને વ્હેવાઇને ખર્ચના આપવા પડશે–અમારી જાતનો એવો રીવાજછે, તે હમે કયાંથી જાણો?

"અરે, એ તો બધુય થશે મ્હારાં શેઠાણી કુવરીબા પાસેથી હારૂ ખરચ અપાવીશ. માટે જરા પણ હેની ફિકર ચિન્તા કરતો નહિ." એમ કહીને પોતે પેલા મહારાજાને કહેલી ગોઠવણ હેને સમજાવી

લાલ" તો આ સાંભળીને ખુશી ખુશી થઇ ગયો ને દાસીનો ઉપકાર માનવા લાગ્યો. બીજે દિવસે ચાંલ્લા થયા અને થોડા દહાડામા લગ્ન પણ થઇ ગયાં.

૩.

ઉપરની વાત બન્યે બે ત્રણ વર્ષ થઇ ગયાં હતાં

એક દિવસે બપોરે સખ્ત તાપ પડતો હતો પવન બિલકુલ નહિં અને ગરમી પુષ્કળ. શરીરે પરસેવાના રેલેરેલા છુટતા હતા રાજકુમારીને મહેલની ઠંડકમાં પણ શાન્તિ વળતી ન્હોતી. તેથી પેલી દાસી ઉભી ઉભી એને પખો નાખ્યા કરતી હતી. એટલામાં કુવરીની નજર મહેલની પછલી બાજુ તરફ ગઇ. હેણે જરા ધ્યાનથી જોયુ તો એક માણસ શરીરે બધુ બદન પરસેવાથી ભીન્જાઇ ગયેલું, માથે ફાળીયું વીટેલું, અને હાથમા બળદની રશી પકડીને હળ હાંકતો હતો આ જોઇને સહજ જિજ્ઞાસા થવાથી પેલી કુવરી જાતે જઇને ઉભી રહી દાસી પણ પાછળ પાછળ ગઈ પેલા ખેડુતની નજર એમના તરફ ગઇ નો નહી પણ એટલામાં એક ઠામ થાક અને તાપથી ગભરાઈને જમીન ઉપર બેસી ગયો અને પેલા માણસે એને બહુ બહુ લાકડીઓ મારી તો પણ ઉઠયો નહિં, ત્યારે હેના કાન તરફ વળીને હેણે કાંઈ કહ્યુ અને તેનું પૂછડું આમળ્યુ એટલે ઝટ દઇને તે ઉભો થયો અને પાછો હળ ખેંચવા લાગ્યો

કુંવરીએ દાસીને પૂછ્યું: " બાઈ, ત્હને સાભરે છે ?–આ પેલો બ્રાહ્મણ તો ન્હોય, જે આપણા મ્હેલ આગળ કાદવમાં શાલ નાખીને ચાલ્યો ગયો હતોને તે ?–ત્હે " દુનિયાનો અનુભવ " મ્હને દેખાડવાનું કહ્યું હતું–તેનું શુ થયુ ?

દાસી બોલી: " હા, બા સાહેબ, એજ માણસ. આપને એનો અનુભવ પૂછવો હોય તો આપણે એને બોલાવી જોઈએ. "

એક નોકરને મોકલીને તે " લાલ "ને રાજકુમારીએ મહેલમાં બોલાવ્યો. ત્હેણે આવીને નમસ્કાર કર્યા અને દાસી તરફ જોઈ મૂંગો મૂંગો ઉભો રહ્યો.

કુંવરીએ પૂછ્યુ. " મહારાજ, બે ત્રણ વર્ષ ઉપર મ્હારા મહેલ આગળ જોડા ન બગડે તેટલા સારૂ કિચ્ચડમાં શાલ નાખીને ચાલ્યા ગયા હતા, તેજ ત્હમે કે ? "

" લાલે " જવાબ દીધો: " હા, બા સાહેબ. "

કુંવરીએ સ્હેજ હસીને ફરીથી પ્રશ્ન કર્યો: " પણ હમણાં ત્હમે વાંકા વળીને બળદના કાનમાં કાંઈ મંત્ર ભણીને ફૂંક મારતા હતા કે કહેતા હતા ? "

" લાલે " કહ્યું: " બા સાહેબ, મ્હારો અહેવાલ જરા લાંબો છે. તે સાંભળશો, તો મ્હેં શુ કહ્યું ત્હેની આપને સમજણ પડશે.

"હું આ ગામનો બ્રાહ્મણ છુ. ગરીબ છુ. પ્હેલાં પણ સંસારની જળો જંથાનો મ્હને કશો પણ ખ્યાલ ન્હોતો. મળે તે ખાતો અને લ્હેર ઉડાવતો હતો. કોઈ દિવસ–કાંઈ–ન મળ્યું હોય એવો કે મ્હારી જરૂરિયાતો પૂરી ન પડી હોય એવો–ગયો ન્હોતો. મ્હોટા શેઠ સરદારોના દીકરાને ત્યાં પણ મ્હારો સારો સત્કાર થતો. અને હું નવી નવી કીમતી ચીજો જ વાપરતો. મ્હારાં વસ્ત્રો પણ હમેશાં નવી ઢબનાં કરાવતો. આમ થોડું મળતું પણ મ્હારી જરૂરિયાતો મ્હોટી ન હોવાથી ત્હેમાં હું સુખરૂપ અને ખુશબખ્તીથી ગુજારો કરતો.

પણ એવામાં આ આપની પાસે ઉભા છે તે મ્હારી માના બ્હેનપણીને મ્હારૂં હિત કરવાનું સાંભર્યું ! કહે છે કે મ્હારી મા એમને મ્હારી ભલામણ કરી ગઈ હતી. ત્હેમણે આવીને મ્હને પરણવા સમજાવ્યો. ત્યાર સુધી તો કોઈ મ્હને કન્યા આપે તેમ ન્હોતું. તેથી મ્હને એ વિચાર પણ આવ્યો ન્હોતો. પણ આ મ્હારાં શુભેચ્છક માશીએ મ્હને રૂપિયા અને જમીન આપી અને મ્હારી સ્ત્રીનું ઘરેણું આપ્યું તથા મ્હારા સસરાને આપવાના રૂપિયા આપ્યા. એટલે મ્હારૂં લગ્ન થયુ.

મ્હારૂં લગ્ન થયુ કહું કે મ્હારી મુસીબતની શરૂઆત થઈ કહું ?–થોડો વખત તો જેમ તેમ નભ્યું. મ્હને ધંધો રોજગાર કરવાની ટેવ નહિં. મજૂરી કરવાની દાનત નહિં. ઘેર બાયડી આવી એટલે દરરોજ પારકે ઘેર જમનો, ત્હેને બદલે ઘેર ખાવાનું શરૂ થયું ! શેઠ સરદારોને ઘેર બરોબર જવાય નહિ એટલે એમની તરફથી મળતી મદદ બંધ થઈ. અને મ્હારી સ્ત્રી એવા પ્રસિદ્ધ કુટુંબમાંથી આવી હતી કે લ્હડતાં હું થાકું પણ એ ન

ચરબી બોલાવવાની સેવડ ના હોય, તો ઉદર પણ છોડી જુદાં પાડી આપશે. પણ શાસ્ત્રમાં તેવું એટલું પુણ્ય કહ્યું નથી.

### ૩. વગર પૈસે વોલસેટ બનાવવાની રીત.

એક શીશો લઇ તેને વચલા ભાગમાં આગળ પાછળ એક દોરી ઘાસતેલમાં પલાળી વીંટાળવી. પછી તેને સળગાવવી. બે ત્રણવાર સળગાવવાથી જો બે ભાગ છૂટા ના પડે તો દોરી કાઢી નાખી, પાણીનું ટીપું તે પર મૂકવું, જેથી બે ભાગ છૂટા પડી જશે. ઉપરનો ભાગ શીશાના બાહામાં દાટાની જગ્યાએ મીણબત્તી બેસી વોલ્સેટ તરીકે કામમાં આવશે. નીચેના ભાગનો ગ્લાસ તરીકે ઉપયોગ થશે. વોલસેટ અવળું કરી નાળચાં તરીકે પણ ચાલશે

---

## હકારીઆ હાક્ષરેનો હેક હનુભવ !

હુંદરીહુબોધના હધિપતિ હાહેબ,

હા ચોપડીમાં હેટલા બધા હહાર હુમેના છે કે હેના હબ્દ હમારા હહવા હીખાડીને હીયે હયડાય છે ! હે માટે હા ચોપડી હેવીને હેવી પોહોચે હેથી હમદાવાદ મોકહું છુ. તહમને નવાહી લાગહે કે હાવી હુંદર ચોપડી, જેહ હરેકને હારી લાગે છે, તે મહને ના લાગી. હેનો હર્થ હેટલોજ જે ગુજરાતી હીખવાની હભીલાખા હતી, તે હમલમાં હાવી!

લખીતંગ " હવામી. "

( આ પત્ર લખનારની ટીકા, આપણી ભાષામાં નવી શૈલીની જોડણીને અંગે " હ" કારનો વધારો પડતો ઉપયોગ થતો દેખાય છે, હેને માટે છે તંત્રી. સુ. સુ.



## ઘડી ગમ્મત.

સંપાદક રા. રા. હિંમતરાય કલ્યાણરાય દેસાઇ.

> બેંગન રાજા શાહન હૈ, તુરી મજીર ઉસ પાસ ખડી હૈ,
> શક્કર શાહ, કોટવાલ કરેલા, ચિંબેભડ-તુમ્બેડ હોજ ચ્હડી હૈ,
> ભાજી-મૂલી કરી રંકને કો, ખીર પરી તજ હાલ ધરી હૈ,
> કબિ ગંગ કહે સુન શાહ અકબ્બર, સબ પાકન મેં કઢી બડી હૈ!

[ ભાવાર્થ: ભોજન સાહિત્યમાં રીંગણાં ( વેંગણ-વંત્યાક ) સહુ શાકનો રાજા છે. તુરીયાં વજીર છે સક્કર ( સાકર ) કોણ શેઠ ( ખજાનચી-વ્યાપારી ) છે. કારેલાં ફોજદાર છે ચીભડાં ( કાકડીઓ ) અને દૂધી સિપાઇઓ છે ભાજી તથા મૂળાપણી મજૂર ( ગરીબ લોગ ) છે. અને દાળ જરૂરને પ્રસંગે ઉપયોગી સામગ્રી છે પણ ગંગ કવિરાજ અકબર શહેનશાહને કહી રહ્યા છે કે-હે મહારાજ ! સઘળા પાક ( ભોજન ) માં સરદાર ( ઉત્તમ ચીજ ) તો કઢી જ છે આ કવિત બનાવનાર કઢીનો જબરો સવાદીઓ લાગે છે !




# આપણી જિન્દગીઃ

## ત્હેની ખુબીઓ અને ખામીઓ.

### લખનારઃ વિલાયત જઇ આવેલ એક ગુજરાતી.

૧.

આપણા લોકોમાં વિલાયતને નામે ઘણા હવાઇ ખ્યાલો ફેલાયલા છે, તે દૂર કરવા જેવા છે તે દેશ સ્વર્ગ નથી તેમ નરક્બી નથી આપણા દેશ જેવો એ દેશ છે અને ત્યાંના લોકો આપણા જેવાં માણસો છે, પણ તે લોકની સામાન્ય હાલત આપણા કરતાં વધારે સારી આ શિવાય તેઓ આપણા હિંદુસ્થાન દેશના રાજકર્તા એટલે આપણે તેમની તરફ માનની નજરે જોતા આવ્યા છીએ શિવાય વળી પહેલાં વિલાયત જનાર ઘણુ થોડા હતા. કોઇની પાસે પૈસો નહિ અજેન્ને તે દેશમાં ખરચ ઘણું થાય છે ને પૈસાવાળાને ન્યાત જાતની બીક ! વળી દૂર દેશ જતાંમાં મહાસાગર ઓળગવાનો. આવી આવી ઘણી મુસીબતે વળી તે દેશથી માણસ પાછો આવે, ત્યારે કંઇબી વિદ્યા, હુન્નર, જ્ઞાન અથવા પદવીમાં વધારો મેળવીને આવ્યો હોય શિવાય આપણા કમીશનર સાહેબો ને કલેક્ટર સાહેબો અને પોલીટીકાલ સાહેબોની સાથે સાઇ પીઆન કરી તેઓને ભાણે જમવાની લાયકાત બી મેળવી હોય ! આમ હોવાને લીધે વિલાયત વિશે લોકોમાં બહુ ઉંચા ખ્યાલ હતા પણ હવે તો સૌ કોઇ તે દેશ જાય છે વળી બધા જનારા કંઇ મોટા અમલદાર બનતા નથી તેમ બધા જનારા કંઇ નવુ નવુ શીખીને લાવતા નથી હવે તો પૈસાવાળા એશ આરામ માટે અને વિદ્યાવાળા તે દેશ જોવાને માટે બી જાય છે. જરૂર ફક્ત પૈસાની ! હા. તેની તો જબરી જરૂર છે. આપણે અહીંયા જેનુ ખરચ એક રૂપિયો થાય, તેનુ વિલાયતમાં એક પાઉન્ડ ખરચ થાય, એમ માનીને જ જવુ તે દેશ વિશે જાણવાનું બી ઘણું છે

વિલાયતમાં, આપણા દેશની જેમ, માણસોની જિંદગી તથા હાલત જુદી જુદી જાતની છે ગામડાના લોકો જુદી તરેહથી રહે ને શહેરની વસ્તી જુદી ઢબથી રહે એ દેશમાં બી પૈસાવાળા આપણા જેવા, અને બીજા મધ્યમ, ગરીબ વર્ગના લોકો પણ આપણા જેવા જ છે તવગર લોકો વિશે આજ હું કંઇ બી લખવા માગતો નથી દરેક દેશનો મોટો ભાગ સાધારણ ને ગરીબ સ્થિતિના માણસો હોય છે, તેથી તેમનીજ બાબતમાં

હું અહીંયા લખીશ. પણ તેમ છતાં–એક ભિન્નભળતાપણું હું જણાવીશ તે ધ્યાનમાં રાખવા જેવું છે ને તે શ્રીમંત માણસોને લગતું છે. જેવા તે દેશમાં અઢળક પૈસાવાળા વેપારીઓ અને જાગીરદારો છે, તેવા આપણા દેશમાં બી છે. બંને પોતાને મનગમતી મોજ માણે છે ને દિલ ચાહે તેવું ખરચ કરી નાંખે છે. બંનેમાં ડાહ્યા અને બિનડાહ્યા લોકો છે. પણ સામાન્ય રીતે કહું તો એક વાત ખેંચાણ પૂર્વક ધ્યાનપર આવે છે કે વિલાયતના તવંગરો જે રીતથી સાહેબી, સગવડ ને સુખ ભોગવે છે, તેમ આ દેશના ધનવાનોમાં જોવાતું નથી. આપણા પૈસાવાળા ખરી રીતે પૈસો ભોગવી જાણતા નથી, તેમ ખરચી શકતા પણ નથી. એ દેશમાં એશ આરામનાં, ગંમત વિનોદનાં સાધનો અતિશય છે, ને તે લોકો તેનો ખુબ ઉપયોગ લે છે પૈસો ખર્ચે છે ને બરબાદ બી કરે છે, પણ તેઓ પોતાના ધનનો સારો યા માઠો વાપર કરે છે હવે આપણા શ્રીમંતોના હાલ જોઇશું તો જણાશે કે તેમનાં ઘર, તેઓ પોતે, તેમનાં બૈરાં છોકરાં અને બરે, તેમના નોકર ગુમાસ્તા લોક પણ કેમ જાણે તે શેઠના ધનનો બોજો ઉઠાવીને ફરતાં ન હોય એમ દીસે છે. તેઓને તે દોલતની હૂંફ હશે, પણ હોય તો કઇજ જણાતી નથી! કઇબી નિયમ તેમનાં ઘરમાં નહીં ગેર રીતની કસર ને ગેરરીતનું ઉડાઉપણું, એટલુંજ તેમાં જોવાય છે. જે સફાઇ, સુઘડતા, સગવડ ને સુખ સામગ્રી વિલાયતનાં તવંગર ઘરોમાં છે, તેનો નજીવો હિસ્સો પણ આપણા દેશમાં દીસતો નથી. વળી ત્યાંના ધનવાનોમાં એવા માણસો છે, જે સારા કામની પાછળ પૈસો પાણી પેઠે રેલાવે છે, ને કઇ બી નામના અથવા માન અપમાનની પરવા નહીં!

૨.

અહીંયા મેં જે વાત કરી તે પૈસાવાળાના મોટા ભાગને માટે છે, આપણા સઘળા ધનવાનોને માટે નહીં. શિવાય વળી કેટલાંક વર્ષો આપણા શ્રીમંત લોકો યુરોપીયન લોકોના પ્રસંગમાં વધારે આવવા લાગ્યા છે, એટલે દેખાદેખી કેટલાક સુધારા થતા બી જોવાય છે. પણ હવે જો ધનવાનોનું ધન એટલે ખેંચવાનો ભાર, તો ગરીબ લોકોમાં છોકરાં એટલે ઉઠાવવાની વેઠ,–એમ તો બંને દેશમાં દીસે છે! આ વાતમાં તો કયાં હિંદુસ્થાન કે કયાં ઇંગ્લંડ, ઘણાં દૂર પડયાં છતાં તેની કહાણી સરખી દુખી છે તો પણ થોડો ફરક છે. વિલાયતમાં poor laws (ભીખારીઓ માટે કાયદા) અને Work House system (ગરીબ, અપંગ માટે ફરજીઆત આશ્રમો) ની ગોઠવણ છે છોકરા બચ્ચાંની તથા છોકરા છોકરીઓની કમનસીબ હાલત તરફ ત્યાંના દયાળુ આગેવાનો ચિંતા કરવા લાગ્યા છે અને તેમની સ્થિતિ સુધારવા ખરી લાગણીથી બહુ મહેનત ઉઠાવે છે ઠેકઠેકાણે સભાઓ અને ખાતાં ઉઘાડવામાં આવ્યાં છે ને તે વડે જબરા પ્રયત્નો ચાલી રહ્યા છે હું કબુલ કરીશ કે આ બધી હીલચાલોનું ફળ હાલ મોટું દીસતું નથી, પણ તે કામ દર હમેશ ચાલુજ રહે છે એટલે ધીમે ધીમે સારો ફાયદો જણાય, એમાં નવાઈ પામવા જેવું નથી આપણો દેશ આ સૌ કામમાં કેટલો પછાત છે? તે છતાં ગરીબી, તંગી, મ ઘવારી અને અજ્ઞાનતા આપણા લોકોમાં અથાગ છે! પણ આપણી ઉંઘ જરાબી ઉડતી હોય એમ લાગતું નથી. વિલાયતના ધર્માદા ખાતાંઓની મહેનતની તવારીખ આપણા દેશમાં બહેળે હાથે વહેંચાવાની જરૂર છે. તે એક નાનકડો દેશ છે, જેમાં ત્યાંની વસ્તીના પ્રમાણમાં

આટલી બધી તરકી ગરીબો અનાથોને ખાતર પૈસાવાળા ને લાગણીવાળા લોકો લે, ત્યારે આપણા આવા જબરી વસ્તીવાળા દેશમાં–જ્યાં ઘણીજ દરિદ્રતા, દુઃખ ને લાચારી કુદકે ને ભુસકે વધતી જતી જોવાય છે, ત્યાંના દોલતમંદ લોકો કંઇપણ કરવાની જવાબદારી ન સમજે, એ ખચીત આપણે માટે શરમાવા જેવું છે

આપણા દેશમાં ઘણાં ગરીબ, અપંગ, નિરાધાર માંણસો એવાં છે, જેમને આખા દિવસમાં એક વખતનું ભાણું મળ્યું–ને તે બી જે કંઇ મળી આવે તેથી ચલાવી લેવા જેવું –એટલે તેઓની આજની વાત પુરી થઇ ને "કલકી તો ખુદા જાને!" આ લોકોની જિંદગી ઘણી કમનસીબ છે કુભાગ્યે આવાં માણસોને છોકરાં પણ ઘણાં હોય છે ને તેમની સંભાળ કેમ રખાય છે, તે કેમ ઉછરે છે, તે તો–અરે, ભગવાન જ જાણતા હશે! કારણ કે ભીખારી લોકોનું ગુજરાન ભીખ માંગવા ઉપર નીભે છે ને જે ટુકડો બચકો મળે, તેના ઉપર તેમની જિંદગીનો આધાર રહે. આવી તેમની હાલતમાં તેમનાં બાળબચ્ચાંનું શું થાય? આ વિષયની ગંભીરતા તરફ આપણા આગેવાનોનું ધ્યાન ખેંચાયું જણાતું નથી તે છોકરાંને બી સંભાળથી ઉછેરવાનો, તથા સંસારની લડતમાં ઉતરવાને સારી સામગ્રી સાથે તૈયાર થવાનો પૈસાવાળાના બાળકો જેટલોજ હક છે. પણ તે તરફ નજર પણ કોણ નાખે છે? આ વાત ખસુસ કરીને વિચારવા જેવી છે નિર્ધન, દુઃખી લોકોનાં છોકરાં કંઇપણ સંભાળ વગર, મદદ વગર પણ જીવે છે ને જીવશે. પણ મોટાં થયા પછી તેમને સ્વદેશ તરફ પ્રેમ કે માનની લાગણી ક્યાંથી રહે? ને કદાચ એમ બને કે પૈસાવાળા લોકોને માટે તેઓના મનમાં ભારે કડવાશ પેદા થાય! આવી ખોટી લાગણીને પરિણામે જ દુનિયામાં ઉથલપાથલની લડાઇઓ થઇ છે ને થાય છે માટે લાગણી નહીં તો નીતિને ખાતર, ડહાપણને ખાતર પણ દેશમાં તે પગલાં ભરવાની જરૂર દીસે છે.

૩.

હવે હું આજના વિષય ઉપર આવીશ. મેં આગળ કહ્યું તેમ આપણા લોકોની જીંદગી બે નીરાળી તરેહની છે ગામડાની જીંદગીમાં ખુલ્લી હવા, મહેનત અને આરામ, સાદો પણ પાચક ખોરાક અને નાનાં પણ હવા અજવાળાવાળાં ઘરોનું સુખ છે. ઇંગ્લાંડમાં પણ કોલસાની ખાણો, પોલાદ અને લોઢાની બનાવટો, તથા માટીની ખાણો, જે ભાગોમાં છે, ત્યાંના ગામડાંની મજુરીઆત કોમોની જિંદગી તો આપણી મુંબઇના ગરીબ વસ્તીની ચાલીઓના જેવીજ ગલીચ, ખરાબ, અને બધી રીતે બદહાલતમાં છે અને આની અસર મધ્યમ લોકો ઉપર પણ થાય છે જ પણ બીજે ઠેકાણે તેમ નથી બનતું અને આપણાં ગામડાંના લોકોના જેવાં, બલ્કે, તેથી વધારે સફાઇદાર અને સુખનાં સાધનવાળા ઘરોમાં તે લોકો રહે છે

એક વાત અહીંયા ધ્યાનમાં રાખવાની જરૂર છે કે મેં આગળ કહ્યું તેમ વિલાયત તનો દેશ કાંઇ સ્વર્ગ નથી ત્યાં પણ બદીઓ ઘણી છે ત્યાં લોકોમાં બી બિગાડ, ગરીબી, બિમારી, તંગી, નહીં ધારી શકાએ એટલાં છે!–અશક્ત પછાત વર્ગોનાં રહેઠાણોમાં એવી મુશ્કીલ હાલત મેં જાતે જોઇ છે કે તેથી પ્રભુ તોબાહ! પણ આ જગોએ હું તે લોકોની

નાહક નાલાશી કરવા લખતો નથી તેમજ તેમના ખોટાં વખાણ બી કરવા માંગતો નથી. "સુંદરી સુબોધ" ના વિદ્વાન તંત્રી સાહેબના ફરમાનને માન આપીને, આ જે લખાણ કરવા બેઠો છું, તેનું કારણ એટલું કે તે લોકોની 'સારી રીત' રૂઢીઓ ઉપરથી આપણી સંસારી જિંદગીમાં આપણે કેવી રીતનો સુધારો કરી શકીએ, તે વિષે કંઇ વિચાર કરવો. આગળ ઉપર વિલાયતના લોકોની સંસારી હાલત વિશે બી લખીશ અને આપણી તથા તેમની બની શકતી સરખામણી પણ કરીશ. પણ આજનો વિષય તે નથી.

આજ તો એક વાત યાદ રાખવાને મારા ગુજરાતી ભાઇઓને હું વીનવીશ: વિલાયત જઇ આવેલા-પણ બીલકુલ "વિલાયતી" નહીં થયેલા,-આપના એક ગુજરાતી ભાઇને બંને દેશમાં જે સારૂં લાગ્યું છે તે લખે છે અને તે પણ તેનો અંગત અભીપ્રાય છે, એમ આપ માનશો. તથા આ લખાણમાંથી આપને ઉપયોગી જણાય તે વિચારી જોશો. આટલી હકીકત રોશન કર્યા પછી, હવે હું આગળ ચલાવીશ.

આપણાં ઘરોમાં સાદાઇ તો છે. પણ તે એટલે સુધી કે પરદેશીઓને તે બીલકુલ કોઇ ધરમશાળા અથવા અપાશરા જેવાં લાગે. બેસવાની સારી સગવડ નહીં. શણગારની બહુ ચીજો નહીં. લોકોને કળાનો કંઇ નહીં જેવો ખ્યાલ. સુખ આરામનાં ઘરમાં બહુ સાધન નહીં. હજારે એક ઘર એવું હશે, જેમાં કોઇ જાણીતા ચીતારાનું સુંદર ચિત્ર હશે. દસ હજારે એક ઘર એવું હશે, જેમાં એકાદ વાજીંત્ર હશે. ઘર રચના એટલે ઘરની ચીજોની ગોઠવણી જોઇશું તો જરા પણ artistic (કળા ભરેલી) નજર ભાગ્યે માલુમ પડે. ઘરનો સારામાં સારો સામાન (બાવી ચીજો બહુ હોતી નથી),-માંજેલાં ચળકતાં વાસણ, સારા મોટા પેટી પટારા, એવું જે કંઇબી હોય, તે ઘરના ઓરડાની સામી દેખાતી બાજુએજ ખડકાવાનાં. અગર થોડો ભાગ આગળની પરસાળની ભીંતે પાટીઆં ગોઠવીને મૂકાવાના! એક નવાઇ તરીકે જોનારને તે જરીવાર ઠીક લાગે પણ અંદર પેઠા તો બીજી બાજુઓ તદન ખાલી! એટલે બહુ અચંબો ઉપજાવે એ કુદરતી છે. ઘરમાં કાંઇ છબીઓ, ચિત્રો હોય તો તેબી દીવાનખાનાની સામી ભીંતે લટકાવવાનાં-કેમ જાણે છબીવાળાની દુકાન હોય નહીં? આ બધું ઘર શણગારના ખ્યાલથી કઢંગુ અને કદરૂપું લાગે છે.

હવે આ બાબતમાં હું એમ કહેવા નથી માગતો કે પારસીઓની પેઠે નાનકડાં ઘરમાં મોટી ચીજો ભરીને તેને ભરચક બનાવી દેવું! પણ એમ તો ખરૂં કે મકાનોમાં શણગાર અને સુઘડતાની કાળજી રાખવાને લીધે તેના શોભામાં સારો વધારો થાય છે. આપણાં મકાનોમાં સારાં ચિત્રો નથી એટલુંજ નથી. ઘણાંખરા ઘરોમાં સારાં પુસ્તકો પણ કેટલાં ઓછાં હોય છે? સારાં પુસ્તકોની લાયબ્રેરી-નાની કે મોટી-ગમે તેવાં ઘરોમાં બી આપણે વિલાયતમાં જોઇએ છીએ. વાંચનનો શોખ ત લોકોનો છે, તેનો એક નાનો ભાગ પણ આપણે અહીંઆં દેખી શકતા નથી. આપણા લોકોમાં તો સારી ચોપડીઓ જુવે તો તે વાચવા લઇ જવાનો-ને બને (અને માલીકને ન સાંભરે) તો તે ઘાલી જવાનો શોખ આબાદ છે! વિલાયતમાં બી બધા સાધુ સંત વસ્યા નથી. તેઓમાં બી "કાળાં મોંઢાં" છે. પણ તે લોકોને સારી ચીજો, સારાં પુસ્તકોનો સંગ્રહ કરવાનો બહુ શોખ છે અને તેને સુખનાં

સાધન તરીકે તેઓ માને છે. આપણે અહીંયાં સારી ચોપડીઓના મોટા કબાટો ભરેલાં તો ભાગ્યે શોહીયા લોકોને ઘેર પણ જોઇ શકીએ. હા. એવા ઘણા લોકોને ત્યાં કબાટો ભરેલાં હોય છે ખરાં, પણ તે હલકી જાતનાં કાચનાં રમકડાં અને હાસકુસીયા ચીજોથી !

આપણા દેશમાં વિલાયતના લોકો જેટલો ફુલ ઝાડનો પણ શોખ જણાતો નથી. તુલસીના છોડ ઘણાં ખરાં મકાનોમાં ને ખાસ કરીને વૈષ્ણવ ઘરોમાં હોય છે; પણ એકફુલ ઝાડ નહીં. એ તો હવે સાબીત થયું છે કે તુલસીના છોડ બહુ ગુણકારી છે, ઘણી રીતે તેથી તેનો જેટલો વધારો થાય તેટલો કરવો જોઇએ. પણ ફુલ ઝાડ થોડાં થોડાં ઓટલા ઉપર ન બની શકે, તો છજામાં, અગાશીઓમાં, કુંડાં મુકીને ઉગાડી શકાય છે. લીલાં પાન અને અને સુંદર ફુલથી ઘર શોભામણું દીસે છે ને દિલ ખુશીમાં રહે છે.

પણ આની સાથે એમ બી કબુલ કરવું પડશે કે આપણાં જુનાં ઘરોની સાધારણ બનાવટ સારી અને હવા અજવાળાને મદદ આપે એવી હોય છે. આપણા ચોક અને પોળોની અંદરના ચોકઠાં બહુ હિતકારી ગોઠવણ છે. ફક્ત નવાઇ લાગે તો એકજ કે મોટાં શહેરો વસાવ્યાં હશે તેમાં આવી ગલી ગુંચીઓની ગોઠવણી કરનાર કારીગરની અક્કલ તો બહુ અજાયબ હોવી જોઇએ. ને જો પાછળથી તેમ થયું હોય તો તે વર્તમાન શહેરોની સુખાકારીનાં સંભાળ ખાતાંના ઉપરીઓને પણ મોટામાં મોટાં ધન્યવાદ ઘટવો જોઇએ !

૪.

હવે આપણા કુટુંબોમાં શી હાલત છે તે આપણે જોઇશું. એક રીતે કહીએ તો આપણો હિંદુસ્થાન સામસામા જોસ ભેર વહી રહેલા Currents (પ્રવાહો) ની વચમાં છે. પરિણામ એ આવ્યું છે કે નવા અને જુના વિચારોમાંથી સારું એકદમ આપણે લઇ શકતા નથી, માઠું એકદમ તજી શકતા નથી. આપણા કુટુંબની જિંદગી એક ખીચડા સમાન થઇ ગઇ દીસે છે !

ઘરોમાં કે બહાર હરવા ફરવામાં, કસરતનાં, તનદુરસ્તી વધારવાનાં, આરામ આસાએશનાં બહુ સાધન નથી. આપણા લોકોના જાહેર ઉત્સવો જેવાકે મેળા, દેવદર્શન, ઉજાણીઓ, તેમાં આપણા પૈકી ભણેલા, સુધરેલા ગણાતા વર્ગની હાજરી કમી થઇ જઇ છે. તેની સાથે યુરોપીયન લોકોની પેઠે હરવા ફરવાનું, મીજલસો અને નાચોમાં જવાનું, નાટક સીનેમા જોવા દોડવાનું, અરસપરસ હળવા મળવાનું બહુ દાખલ થયેલું નથી. એટલે આપણાં અંગ ખીલાવવાનાં ઘણાં ખરાં નવાં સાધન હજી હાથ લાગ્યાં નથી અને અફસોસની વાત છે કે જુનાં ગુમાવી બેઠા છીએ.

ખોરાકની વાતમાં પણ એમજ. ન્યાતોની જમણવારો ઘટી છે, સારો પુષ્ટીકારક ખોરાક તે વડે વર્ષના કેટલાક ભાગમાં મળતો તે બંધ થયો છે. પણ આપણાં ખોટાં ખરચો કંઇ તેથી કરીને ઘટતાં જણાતાં નથી. એટલે તેને બરાબર હું કેમ કહું ? વળી જુદા મોજ શોખ બી વધ્યા છે. વ્યસનના વધારાનું કાંઇ પુછવું બી નહીં. પાનવાળાની-બીડી

વાળાની–ચાહેવાળાની દુકાનો જ્યાં એકાદેક ભાગ્યે હતી, ત્યાં અસખ્ય થઇ પડી છે ! ને બધાનો ગુજારો ધમધોકાર ચાલે છે, એટલે લોકોમાં તે ચીજો બહુ ખપતી હોવી જોઇએ, એમ કબુલ કરવું જોઇશે અફીણ, ગાંજો, ભાંગનો ઉપાડ આપણા ગુજરાતમાં તો ઘટ્યો લાગે છે પણ તેને બદલે દારૂ, બીડી અને–અરે, કાગળની બીડીઓનો વાપર તો તેથી ઘણો વધારે થઇ પડ્યો છે. આ કાગળની રાખ શ્વાસની સાથે પેટમાં ઉતરીને છાતીમાંજ ચોંટી જાય છે, એ વાત લોકોના ધ્યાનપર મજબુતાઇથી લાવવાની જરૂર છે.

હવે, જ્યારે આવી બદીકારક ચીજોનો શોખ અને વાપર વધ્યો છે, ત્યારે આપણા લોકોના ખોરાકમાંથી પુષ્ટીકારક ચીજોનો ઉપાડ ઘટ્યો છે. ચાહેના વધારે ઉપયોગને લીધે દુધનો વાપર ઘટ્યો છે. વિલાયતી લોકો માંસાહારી પ્રજા છે, તેઓ ઘણો ખોરાક ખાય છે. અને તે બહુ પુષ્ટી આપનાર બી ગણાય છે. પણ હું તેની ભલામણ કરતો નથી હું જાતે તદન વનસ્પતી અને અન્નનો આહાર તે દેશમાં બી કરતો હતો. છતાં એમ તો કહેવુ જોઇશે કે આપણા લોકોએ તનની ખીલવણી માટે દુધ, દહી ને ઘીનો બને તેટલો વધુ ઉપયોગ કરવો જોઇએ. તેમ નહીં કરીએ તો કેટલાક વખત પછી આપણી પ્રજા બહુ નિર્માલ્ય અને કમતાકાત બની જશે. આમાં તો કરકસરના સવાલે પણ દરમિયાન થવું જોઇએ નહીં. બીજા હરકોઇ ખરચો દુર કરીને બી આપણું તન સમાલવાને અને તેને ખીલવવાને પૌષ્ટીક ખોરાક માટે પૈસા ખરચવા જોઇએ. ચાહેની ખાસ વીરૂદ્ધ હું નથી. દારૂ અને તમાકુની બદી કરતાં તે વધારે ખરાબ તો નથી જ. પણ સોડા લેમનની દેશી બનાવટની શીશીઓમાં ભરેલા કચરા કરતાં ઘરનો બનાવેલો ચાહ પસંદ કરવા લાયક છે બેશક વીશી હોટેલની હરકોઇ ચીજ ઘણી ખરાબી કરનાર છે. પણ તે લેવી પડે તો હું તો યુરોપીયન હોટેલનો ખોરાક લેવાનું પસંદ કરૂં. આપણી વીશીઓ એવી ગંદી, બિનસુખાકારી, બિગાડવાળી છે ! ખાલી ધર્મનો ડોળ નુકશાન કર્તા છે. યુરોપીયન હોટેલોમાં બી આપણી જોઇતા ખોરાકની માગણી પુરી પાડી શકાય છે. ને જેમને ધર્મનો સાચો વાંધો હોય, તેઓએ તો હરગીજ વીશીઓમાં પણ કદી પગ મુકવો જોઇતો નથી. એ તો તદન ગલીચીનાં, ગંદગીનાં ઘરજ છે ! અને તેના ગંદા નોકર ચાકરો તથા તેમના શરીર ઉપરનો મેલ અને પરશેવો અને કપડાં જોઇએ, છતાં આપણને ઉલટી–અકારી ન થઈ આવે, તો આપણે ખચીત તેવા વાતાવરણમાં ખસુસ ટેવાયલા હોવાને માટે ભારે ઇનામને લાયકજ ગણાઇએ'

૫.

હવે આપણાં લુગડાં તરફ નજર કરીએ. મારાં અમાઇ ઘણાં વર્ષો આગળ એમ ફરિયાદ કરતાં કે સંગીન કિંમતનાં વસ્ત્રોને દેશવટો દઇને આપણે વિલાયતી ફાસફુસ–પરપોટા જેવાં લુગડાં લેતા શીખ્યા છીએ. આ વાત મને તે દિવસોમાં બેહુદી–તદન બીનસમજની દીસતી. પણ વિલાયતમાં મેં જે જાતે જોયું અને ત્યાંના સજ્જનોની આ બાબતમાં ખરા જિગરની બુમ મેં સાભળી, ત્યારે મને એમ થઈ આવ્યું કે આપણા વૃધ્ધો મુરખ નહોતાં. આપણાં ઘરડાં વડીલોની નજર આપણા ચાલુ જમાનાના "ફેસનદાસો"ના કરતાં વધારે નિર્મળ હતી અને તેને લીધેજ તેઓ પોતાની અસલી ઢબમાં પણ દેશના સારા રીવાજો–રૂઢીઓનું રક્ષણ કરવાને મહેનત લેતાં હતાં. વિલાયતમાં ઘરેણાં બહુ ઓછાં, લુગડાં ઘણાં વધુ !

ને તેનું ખર્ચ બી ભારી નાખે એટલું વધારે !—ત્યાની કેટલીક ઓઓને પોતાના ધરધણીઓથી છાનાં આ કારણને લીધે કરજ કરવાં પડે છે અને તેનાં નહી ધારેલા માઠાં પરિણામ બી આવે છે એ તો જાણે તે દેશની દશાની વાત થઇ. પણ આપણા લોકોમાં હાલ એવી બદી કયા ઓછી ફેલાઈ ચાલી છે ?—"બાર હાથનું લુગડું ને તેર હાથનું બી !" એ કહેવતની 'જેમ બે રૂપિયાનું લુગડું ને સાડા ત્રણ સીલાઇ' આ જુલમની સામે થવાની તો સંસાર સુધારાના આગેવાનોની પહેલી ફરજ છે. એ બહુજ ગંભીર બાબત છે. ગરીબ થઇ જતા આપણા દેશની આગળ'જતા દશા શી થવાની ? આના કરતાં તો—મારા અભાઇની જેમ હું બી કહું છું જે—ઘરેણાંની ઘેલાઇ સારી કે એટલું ધન ઘરમાં તો રહે ?

લુગડાંના શણગારની સાથે, બીજી એક અગત્યની ચીજ આપણે ભુલવી જોઇએ નહીં. અને તે શી છે ?—બુટ ! જોડાનું' ઘાયલ તો આપણા ભણેલા વર્ગોમાં એવું વધી પડ્યું છે જે આ વખતને જોડાનો જમાનો કહીએ તો બી ચાલે ! અને તેમાં બૈરાંના બુટથી તો પ્રભુ તોબાહ ! અરે, બહેનો ! વિલાયતી સ્ત્રીઓની ભુલને આંખેચાળે તમે પણ શું કામ ચડો છો ?—ઉંચી એડીવાળા બુટથી તમારી જરા બી ખુબસુરતી વધે, સગવડ વધે, એમ અમે તો ધારતા જ નથી. તેથી તો તમારી તકલીફ વધે છે, બીજું કાંઈ નહી. ચીનની બાનુઓની યૂરોપીયન નારીઓ મશ્કરી કરે છે પણ તે જાણતી નથી, જે એવો'જ દવ પોતાને ઘેર પણ સળગે છે!

કસકસતાં બુટ પેરીને નાની કરેલી પાનીઓ તથા સખત કમરપટાથી દાબી દાબીને પાતળી કીધેલી કમરો, એ બધું વિલાયતી વાહીયાતપણું નહી તો બીજું શું છે ? ને આપણે પણ તે જ માર્ગે ચડવા માડયા છીએ, એમાં શું શાણપણ છે ? બચાવને ખાતર જોડા પગે પહેરવા એ જુદી ચીજ છે ને આવી ઘેલાઇઓ કાઢવી એ કંઈ જુદીજ ચીજ છે!

આ સિવાય એક વાત તરફ મારા વાંચનારનું ધ્યાન ખેંચવાની મને વધારે જરૂર જણાય છે. આપણા લોકોમા જુગારની બદી વધતી દીસે છે. વિલાયતમા Race-Course (ઘોડાની શરતો) અને Bridge (બ્રિજ નામની પત્તાની રમત) એ બે જુગારખાનાએ જુલમ ગુજાર્યો છે ને હજી પણ તે જુલમ ચાલુ જ છે. આપણા દેશમાં, લોકો-બૈરીઓ અને મરદો-ધર્મને નામે જુગાર બેસે છે અને ઘણીવાર ખાના ખુવાર થઈ જાય છે! આવી નઠારી ટેવોમાં પૈસો બરબાદ કરવો અને ખુદ પોતાના જાનને બી જોખમમાં નાંખી દેવો, એ પાયમાલીનું લક્ષણ છે, એ વાત લોકોએ પોતેજ ધ્યાન પર લેવી દુરસ્ત છે.

૬.

હું એમ નથી કહેવા માંગતો કે આપણે ત્યાં વિલાયતના Balls and Dances (નાચ મિજલસો) ના જેવા ખેલ દાખલ કરવા. પણ શરીરને સુઘડ, તનદુરસ્ત, સુરૂપ બનાવવાને માટે કાંઇક એવી આરામ અને આનંદ આપે એવી કસરત આપણી ન્યાતોમા અને આપણા મેળાવડાઓમા દાખલ કરવાની જરૂર છે. છોકરીઓ કુકડી રમતી ને રમે છે ને

ગરબા પાર્ટીઓમાં ઘુમીને ગરબા ગાય છે, પણ તેટલું બસ નથી. આપણા મરદો નિશાળ-છોડયા પછી ભાગ્યેજ કોઇ પણ શરીરને લગતી કસરત અથવા ગમતમાં ભાગ લેતા હશે. ને હવે તો મંદિરોનાં દર્શન કરવાને માટેની દોડાદોડી બી ઓછી થતી દીસે છે. સીનેમા આવ્યા પછી નાટકોનો ભાવ કુદરતી રીતે ઓછો થયો છે, પણ તેમાં–દેખાવ સારા હોય તો –ગમત ને આરામ મળે, પણ કસરત શી? આથી મગજથી કામ કરનારા વર્ગોનાં તન નબળાં પડવા માંડયાં છે, એ દેખીતું છે. વિલાયતના લોકો મેળા અને મેળાવડા ને મીજલ-સોમાં બને તેટલો વધતો ભાગ લે છે–ને આપણા લોકો બિચારા થોડા વર્ષોમાં વૃદ્ધ થઈ ગયા, એટલે ઓછો ભાગ લે છે।

મધ્યમ વર્ગની વિલાયતના ઘરોમાં ઘણું કામ સ્ત્રીઓ જાતે કરે છે. નોકરો ભાગ્યે હોય છે. કોઇ કામ કરનારી બાઇની મદદ લે એટલું જ. આપણા દેશમાં પૈસો તો વધ્યો હશે કે નહીં બી વધ્યો હોય, પણ "દેખાદેખી સાધે જોગ ને પડે પીંડ કાં વાધે રોગ?"–એવું કરે છે. અરે, બાઇ સાહેબથી કામ જ કેમ થાય?–આ કુટેવથી દેખીતું નુકશાન છે અને તે ઘરમાં નોકરની સાથે ડૉકટરનું પણ ખર્ચ વધતું જ જાય છે!

આપણાં ઘરોમાં સાસુ વહુને બનતું નથી, એ જાણીતી વાત છે. પણ હું ધારું છું કે કુટુંબના ભઝીયારાપણાનું એ એક સૌથી કબુલાતું દુઃખી તાવ છે. વિલાયતમાં પણ Mother-in-law (સાસુ) દીકરીને સુખરૂપ પણ તેના સ્વામીને ત્રાસ આપનારૂં કારણ ગનાય છે. એકઠા રહેવામાં સુખ ને દુઃખ બેઉ છે. પણ હું અંગત વિચાર જણાવું તો છોક-રાને છુટા–જુદા રાખવામાં જ માબાપનું માન અને શાંતિ સચવાય છે ને સિવાય વળી તેને પોતાના પગપર ઉભા રહીને, પોતાની જવાબદારીથી ધંધો રોજગાર કરવાની ફરજ પડે છે. વહુ પણ સુખી થાય છે અને ભઝીયારા કુટુંબના જેટલાં વેર ઝેરનો ભવિષ્યને માટે સંગ્રહ થતો અટકે છે.

છેવટે એક જરૂરની વાત રહી જાય છે તે કહીને આ ટુંકો લેખ પુરો કરીશ. આપણાં વડીલો–ઋષિઓમાં જે રીતની ભક્તિ તથા ધર્મની ભાવના હતી, તે હવે બહુ દીસતી નથી, એ ખુલ્લું છે. જુની વાતો વહી જાય છે ને નવી આવે છે પણ દિલગીરીની સાથે એક નોંધ લેવી જરૂરી છે,–જે બુદ્ધિ, વિદ્યા, જ્ઞાન તથા અનુભવ જેમ દુનિયાનાં વધે છે, તેમ ધર્મ અને ભક્તિના આચાર અને વિચાર વધતા જણાતા નથી, બલ્કે, ઘટતા દીસે છે! આ વર્જનું ઉપયોગીપણું સૌ કોઇ કબુલ રાખશે અને આ હકીકત ખરી હોય તો તેનો ઇલાજ તુરત લેવાની જરૂર છે. અસલી ધર્મની લાગણી ઉંડી હતી, ઇશ્વર ઉપરની પાકી શ્રદ્ધા તેમાં સમાયલી હતી. હાલના નવા વિચારમાં વાતો ઘણી થાય છે પણ જીંદગીમાં ઉતારી શકાય એવો ધર્મ જરા બી દીસતો નથી. સઘળેજ ઠેકાણે એ ખરૂં છે કે ધર્મ ઉપર દેશના ઉદયનો પાયો રચાય, ત્યારે જ તે દેશની ચડતી થઇ શકે છે.

# નજીવી ભૂલો.

## અને ત્હેનાં ગંભીર પરિણામ!

લેખકઃ બ્હેન સૌ. નન્દુબા.

બાયડીઓ ઘણીવાર ભુલ્યો કરે છે ને ખરાબી થાય છે. પણ પોતાની કુટેવો તેઓ ભાગ્યેજ છોડે છે. આળસને લીધે કહો કે ગફલતને લીધે કહો, પણ નાદાની ને કમઅક્કલને લીધે તેઓ ઘણી વેળા નજીવી ભુલચુક કરી દે છે ને પરિણામ બહુ ખરાબ આવે છે. આવી વાતો તેમને બહુ વાર કહે પણ શો ફાયદો? તેથી કંઇ સમજણ આવે છે? એ તો "ભીંત આગળ ભાગવત।" પણ માણસ જાતનો ધર્મ છે, જે આપણે જાતે સમજવું ને સાવચેત થવું ને બીજાંને સમજાવવા મહેનત લેવી.

આ લખવાનું બીજું કારણ એમ છે, જે વાત શીખામણ આપેથી મનમાં ના ઉતરે, તે કદાચ દાખલા આપેથી ઉતરે તેથી આજ હું થોડા એવા બનાવો લખું છું કે જેના ઉપરથી બેરાંને સાવચેતી રાખવાની જરૂર લાગે. એવી ભૂલ્યોનાં બહુ માઠાં પરિણામ આવે છે, એ દેખીતું છે. આવી ભુલ્યો કાંઇ મારાથી નથી થઇ ગઇ ને બીજાને જ હું ડાહી-ડમરી બનીને શીખામણ આપવા બેઠી છું, એવું નથી. મેં પણ સેંકડોવાર એવા વાંક કર્યા હશે ને હજી થઈ જાય છે. પણ માણસ જાતનો ધર્મ એ છે કે બને તેટલું સાવચેત રહેવું. માઠું પરિણામ કાંઇ દર વખત ને દરેક જણને આવે છે? ના. પણ જ્યારે આવે છે, ત્યારે આપણી આંતરડીએ આંતરડી કાપી કાઢે એમ લાગી આવે છે ને આપણી ભુલ્ય સુધારવાનો તે વેળા રસ્તો પણ રહેતો નથી તેથી આટલું લખું છું.*

બીજી અનુભવી, વડીલ બહેનોને પણ વીનંતી કરૂં છું જે એવા બનાવ તેમના જોવામાં કોઇ આવ્યા હોય તો તેઓ લખીને "સુન્દરી સુબોધ" માં દાખલ કરાવશે. તો ઘણી બહેનો ઉપર ઉપકાર થશે.

### ખરા બનેલા દાખલાઃ

૧. આળસ: એક બાઇ સુરતની વતની હતી. તેના વરને પરદેશમાં તાર માસ્તરની નોકરી હતી. તે બીચારાને વાનું દરદ હતું તેટલા સારૂ તેણે દવાખાનામાંથી વા ઉપર ઘસવાનું તેલ આણ્યું હતું. એવામાં આ બાઇ પણ માંદી પડી, તેને સારૂ એના વરે દવા આણી. બંને શીશીઓ ઉપર નામ લખ્યા હતાં. એક દહાડો રાતમાં, દીવો બળતો હતો તોયે નામ વાંચ્યા વગર, પોતાની દવાને બદલે પેલું ઝેરી તેલ પી ગઇ! એના વરને બીચારાને વા આવેલો તોપણ દોડાદોડી કરવી પડી ને કેટલું યે ખરચ પણ થયું. છેવટે જીવી તો

* આ લખાણ માટે મારા પુજ્ય સ્વામીએ કેટલીક સુચનાઓ કરી હતી. તે મુજબ ફેરફાર કરીને મેં તે ફરીથી લખાને મોકલ્યું છે. અંતઃકરણપૂર્વક તેમનો ઉપકાર માનું છું.—સૌ. નન્દુબા.

ખરી. પણ એને દિવસ હતા તેની કસુવાવડ થઇ ગઇ ને હવે વખતો વખત હજીયે દિવસ રહે એટલે કસુવાવડ થઇ જાય છે

૨. બેદરકારી:—એક જુવાન સ્ત્રી પોતાના ઘરમાં પોતાના સ્વામીને માટે "સ્ટવ"—દીવો સળગાવીને ચા કરવા કરવા જતા તેની ઉપર માથુ ઝુકાવીને ફુકતા તે દીવો સળગી ઉઠયો ને આંખે માથે બધે સળગી ગઇ! બહુ ઇલાજો ઉપરાઉપરત થયા એટલે બચી તો ખરી પણ તેનુ મોં કદરૂપુ થઇ ગયુ છે ને એક આંખ તદન ગઇ છે ને બીજીએ ચસમાં પહેરવાં પડયાં છે, નાની ઉંમરમાં.

૩. એક બીજી બહેન પણ હમણાં દાઝીને મરી ગયાનુ સાંભળ્યુ છે સ્ટવની પાસે સ્પીરીટનો શીશો ઉઘાડો હતો તે સળગી ઉઠયો ને શરીર ઉપર ઉડયો તેથી લુગડાંનો ભડકો થઇ ઉઠયો લુગડાં કાઢતાં કાઢતાંમાં તો એ બીચારી બળીને ભડથુ થઇ ગઇ.

( આગની બાબતમા ખાસ સાવચેતી એટલી રાખવી જોઇએ કે ઘાસ તેલ અથવા સ્પીરીટનો ભડકો કદી પાણીથી બુઝાતો નથી. તેના ઉપર પાણી ન નાંખવુ પણ દાઝેલા માણસને ગરમ કપડુ લપેટી દેવુ અથવા જમીન ઉપર ધુળમા આળોટવું. અથવા કોઇ ચીજ સળગી ઉઠી હોય તો ( અને સળગી ઉઠેલા માણસની ઉપર પણ ) ધુળ નાંખવાથી આગ શમી જાય છે "સ્ટવ" વાપરતા બીનકાળજીથી બનતા અકસ્માતો બહુ વધે છે, તેથી આ સૂચના યાદ રાખવાની ઘણી જરૂર જણાય છે. —ત્રિ. મ.)

૪. મશ્કરી: બે છોકરાં વડોદરા પાસેના એક ગામડામાં રમતાં હતાં. ઘરનો ઓરડો ખુલ્લો હતો ને તેમનો પટારો ( મજુસ ) પણ ઉઘાડો હતો છોકરી ઘરની ને છોકરો પડોશીનો હતો. તે સંતાકુકડીની રમત રમતાં હતાં પટારામાં છોકરી પેઠી એટલે છોકરાએ પટારાનું ઢાકણું દઇને તે બંધ કરી દીધો! પેલી છોકરી અંદરથી બુમો પાડવા લાગી, તેમ તેમ છોકરો ઓરડાની બહાર નીકળીને હસવા લાગ્યો એવામાં ઘરની માલીક પેલી છોકરીની મા આવીને તેણે ઓરડાને ઉઘાડો જોઇને વાસી દીધો ને પેલા છોકરાને ધમકાવીને ઘેર જઇ ભણવા બેસવા કહ્યું. છોકરો બીકનો માર્યો નાશી ગયો કેટલાક વખત પછી છોકરી ન જણાતાં તેની તપાસ કરી, તો આખરે તેનુ બંચારીનુ મુડદુ મજુસમાંથી નીકળ્યું. ઢાંકણું બંધ થવાની પછી થોડીજ વારમા તે ગુંગળાઇને મરી ગઇ હતી. પેલો છોકરો જે હાલ મોટી ઉમરનો થયો છે, તે આ બનાવ માટે ઘણા વખત સુધી ગામમાં હાડેહાડે થયો ને હજી એ બનાવને સંભારતાં આંખમાં આંસુ આવે છે

( આ બનાવ કોઇ સ્ત્રીની ભુલને લીધે નથી પણ છોકરાની નિર્દોષ રમતમા પણ ગફલત થતાં કેવું ભયંકર પરિણામ આવે છે, તે વિશે બોધકારક હોવાથી દાખલ કર્યો છે —(ત્રિ. મ.)

૫. બેદરકારી:—કાઠિયાવાડના શીહોર ગામમાં એક બાઇએ છાણાંની રાખ જોયા વગર ખુણામાં નાંખી મુકી ને તેજ જગોએ પાછી કેટલીક ઘર ઉપયોગની ચીજો પણ નાખી રાતમાં ભડકો થયો ને ઘર સળગી ગયુ. તે બાઇ ને એનાં છોકરાં માંડમાંડ બચ્યાં પણ બધુ ઘર, રાચરચીલું, સામાન, સૌ બળીને રાખ થઇ ગયુ

૬. મશ્કરી —બે બેનપણીઓ નરબદા નદીને કિનારે નહાતી હતી એકને તરતાં આવડતું હતું ને બીજી પરદેશની રહીશ, તે તરતાં શીખેલી નહી. પણ આ બે બાઇઓની વચ્ચે સહીપણાં ઘણાં થયેલાં અને સાથે નહાવા જાય પણ પેલી જેને તરતાં આવડતું હતું તે બીજીની નિત ઠેકડી કરે ને તેને બનાવે. પેલી બીજી પાણીથી બીયે પણ બહુ. એક દહાડો ગમતમાં ને ગમતમાં પેલી તરનારીએ બીજીને જરા ધક્કો માર્યો તેથી બાજુપર ખાડો હતો તેમાં તે ઉછળી પડી ને જોતજોતામાં અંદર ખેંચાઈ ગઇ પેલી બીજીએ બહુ ફાંફાં માર્યાં, તારાને ઉતાર્યો પણ એની બેનપણી ડુબી ગઇ, તેનું મુડદું યે હાથ ન લાગ્યું કદાચ વેહેણમાં તણાઇ ગયું હશે એમ લોકો કહે છે

૭. બેકાળજી —એક જાનમાં હું ગઇ હતી એ વાતને ઘણાં વરસ થયાં. રસ્તામાં જે ગામમાં અમારો મુકામ થયો, તે ચોર લોકોના મથક તરીકે બહુ જાણીતું હતું જાનવાળાએ બીચારાએ બધાને તે વાતની સૂચના પેહેલેથી આપી દીધી હતી સાથે હથીયારવાળા સીપાઇઓ પણ રાખ્યા હતા પણ બાયડીઓની જાત ! પોતે તો શરીર ઉપર ઘરેણાના ઢગેઢગ કરે ને છોકરાંના ઉપર પણ એમ કરે વળી જો છોકરાંની ફિકર ચિંતા હોય તો તો સારૂં પણ તે જરાયે ન મળે અમે ઉતર્યા ગામથી થોડે છેટે એક જુનું મહાદેવજીનું મંદિર હતું, ત્યાં જવા નીકળ્યા બધાને સાથે અથવા પાસે પાસે ચાલતાં પણ વાંધો પડે ! આમ હોવાથી લોકો પોતપોતાની મોજ પ્રમાણે ફીરતા નીકળ્યાં ચાર પાંચ પટાવાળા સાથે હતા પણ છુટા છવાયા વીખ્ગયલા પચાસ-સાઠ બૈરાં ને પુરૂષો ને છોકરાંને તેટલા કેવી રીતે સંભાળે ! એક બાઇએ પોતાની ત્રણ વરસની છોકરીને પોતાની સાથે લીધેલી, તેને ધીમે ધીમે ચલાવતી-લડાવતી-બીજી બેનપણીઓ અથવા ઓળખીતી બાઇડીઓ સાથે વાતો કરતી કરતી તે ચાલતી હતી વાતોના રસમાં છોકરીને ભુલી ગઇ ! મંદિરે પહોંચ્યા પછી દીકરી સાંભરી. તેના શરીર ઉપર બસો રૂપિયાના દાગીના હતાં તેથી તેને કોઇ ઉપાડી ગયું તો પછીથી પતો લાગ્યો જ નથી

# જીવન નાટકનો બીજો અંક.

લેખક:-રા. રા. ચ્યવનરાય શુકલ.

પચ્ચીસેક વર્ષની ઉમ્મર થઇ ગઇ હોય; હુંકારા તુંકારા સાંભળવા તથા પુરો પાધરો જવાબ ન મળવા છતાંય, અનેક ઠેકાણે ધક્કા ખાઇ જોડાંના તળીયાં ઘસી નાંખ્યા પછી છેવટે ભાગ્યના બળે કહો, કે હુંડમીજાજી અમલદારોની ગાંડ ગુલામી તથા ગદ્ધાવૈતરાના સિધા ફળ રૂપે કહો,-કઇ દસબાર રૂપીઆની ક્ષુદ્ર નોકરી મળી હોય પોષણ કરનાર પિતાશ્રી તથા વડીલ ગત થઇ ગયાં હોય; વ્હાલસોઇ માતુશ્રીએ પણ તે સાથેજ વિદાયગીરી લઇ લીધી હોય' ઉગ્ર ચંડિકાના ગુણ ધરાવતાં અખંડ સૌભાગ્યવંતાં સાથે પાનું પડ્યું હોય, સાંભરી સુભરીને મિસિસે (પત્નીએ) અડધો ડઝનેક (-છએક બાળકોની) આળપંપાળ વળગાડી હોય! મિસી (પુત્રી) આવીને કહેતી હોય કે 'શિરિનના જેવું ફ્રૉક મારે પણ જોઇએ;" માસ્ટર ( પુત્ર ) આવીને કહેતો હોય કે " પપા ! સાવકશાનો છોકરો મારી મશ્કરી કરે છે માટે મારે પણ જહાંગીરના જેવો " અપ-ટુ-ડેટ સુટ " ( ફેશનદાર પોશાક ) જોઇએ." મિસિસ આવીને ફરિયાદ કરતાં હોય કે " સાંભળો છો કે-ઘરમાં તેલ બળતું નથી, તો તેલ આણતા આટલું બધું તેલ શીદને ચોળાવો છો ?-વધાર શાનો કરૂં ? મારા કરમનો ?" અગર તો-" સાંભળો છો કે ઘરમાં લાકડું સમ ખાવાને નથી, તો ચુલામાં શું મુકું ?- તમારો ને મારો પગ ? "-એવામાં વળી ફુલાણી કાકી ને ઢીંકણી માશી, રમકડી મામી તથા એલી ફોઇ આવીને અણમાગી શિખામણ દેતાં હોય કે " તમે તો છેક બાપનું નામ બોળ્યું ! નાતમાં રહેવું તે વરો કર્યા વગર ચાલે ? સવડ ન હોય તો કોઇને મોટા બા કરો પણ બાપદાદાની આબરૂને બટ્ટો લગાડતા નહિ. સમજ્યા કે ? તમે કંઇ બોડાણુંય નથી. વરતારી છો, વરતારી ! [ કેમ જાણે-હું તે મહત્વની વાત પળવાર પણ ભુલી શકતો હોઉં ની !—] છોકરાં ( પરણ્યા વગર ) રહી જશે તો આખો જન્મારો ફટ ખાસડું થશે ! " અગર તો-" જોયું બા ? આ આજકાલના અંગરેજી ભણેલા છોકરા ચબાવલા થઇ ગયા છે તે ? નાતજાતમાં રહેવું છે પણ નાતજાતના રિવાજ તો કરવા નથી ! શિવ ! શિવ ! કેવો જમાનો આવ્યો છે ? હડહડતો કળજુગ બેઠો છે ! હવે તો આવા ચબાવલાનાં મ્હોં જોવા કરતાં આપણું પોંહ્ડું ખોળાય તો બસ ! " એવામાં વળી સાહેબની ગાડીનું પૈડું ભાગી ગયું છે, તે રિપૅર ( સમું ) કરાવવા હોય ફેક્ટરી ( કારખાના ) માં ગાડી લઇ જવાનો પોતાના ઉપરી સાહેબે કરેલી તાકીદ સાંભરી આવતી હોય, તથા સરકારી નોકરીથી મળતા નજીવા મહેનતાણામાં આટલી બધી જમાતનું પુરૂં ન થઇ શકવાથી કોઇ બુકસેલરના વેઠીઆ-લહીઆ તરીકે કામ કરવા બંધાવાથી કાગળ તથા પેન્સિલ લઇ કોઇ વાર્તા લખવા હાડપંજર ગોઠવાતું હોય; એવામાં વળી આપણી અજા ખુમાં મિસિસ જે કાપડીઆને ત્યાંથી સારામાં સારી સાડી ઉધાર લઇ આવ્યાં હોય, તેની મુદત પુરી થવાથી તેનો ગુમાસ્તો બગલમાં ચોપડા મારી પોતાના નાકેથી ખુમો પાડતો લાંબા ટુંકા હાથ કરતો, તથા ઘડીયે પલકે લાજનીવાં સંભળાવતો, કૅમરીપાંજ કરવાને ઇરાદે આવી ચડી આપણા ઉમરા પર અડગો નાખી બેઠો હોય અને તેનું સમાધાન કરવા આપણી પાસે કશું પણ સાધન હાજર ન હોય !-કેવળ ફજેતી કરવાનાજ ઇરાદે આવી પહોંચેલા

આ જેન્ટલમેન ( ગૃહસ્થ ) ની આગળ પાછળ વીંટાઈ વળી, પારકે દુખે રાજી થનાર, આબાલવૃદ્ધ સગાંવ્હાલાં તથા પડોશીયો આપણી ઠેકડી કરતાં હોય; તેમનાં મ્હોડે ચડાવેલાં છોકરાં આ–વગર પૈસે જોવા મળતા–તમાશાથી હર્ષઘેલા થઈ સડક પરની ધુળ ઉરાડી આપણી હુરીઓ બોલાવતાં હોય!–તે વખત માથું ભમી જાય છે; ભુતકાળ ખડો થાવ છે, વિદ્યાર્થી અવસ્થામાં ગાળેલી સ્વચ્છંદ, નિર્દોષ નચિંત અવસ્થા, સાંભરી આવે છે, પોતાનું નામ અમર કરવાની ઘેલછાથી જે પાટલીઓ કોતરી હોય, તે આંખ આગળ આવે છે; ઉધમાતી નીતિથી સહાધ્યાયીઓનાં નામ તથા કામ જે ભીંતો પર આલેખ્યાં હોય, તે પ્રત્યક્ષ થાય છે, નિશાળમાંથી જતી આવતી વખત ભોળા વટેમાર્ગુઓને ચીડવ્યા હોય તે યાદ આવે છે, જે જે તરેહ તરેહનાં સ્થળોમાં છોકરાં સાથે તોફાન–શીવુર કર્યાં હોય, તે સ્થાન નજર આગળ તરવરી રહે છે. અને તેજ વખતે કવિ ભવભુતિએ ભગવાન રામચંદ્રજી જેવા પાસે પણ કહેવડાવેલ ते हि नो दिवसा गताः !–" તે દિવસો તો ગયા તે ગયા જ ! " એ ઉદ્ગાર આપણા મ્હોડામાંથી સ્વાભાવિક રીતે નીકળી પડે છે તથા આંખમાંથી ડબડબ આંસુ ગરવા લાગે છે ભુતકાળ તથા વર્તમાનકાળની સરખામણી થાય છે, અને છેવટે ખોળા પાથરી દયામણે મ્હોડે સર્વેશ્વર પાસે એટલુંજ માગીએ છીએ કે " પ્રભો ! પ્રભો ! વર્તમાન સુધારઃ નહિ તો ભુતકાળ પર વિસ્મૃતિનો પડદો નાખ. જો તેમ પણ તારાથી ન થઈ શકતું હોય, તો તો આવું ત્રાસજનક જીવન જીવાડવા કરતાં તો મૃત્યુ સાથે આલિંગન કરાવે તો પણ તારો પાડ ! "...અફસોસ !



# કેટલાક અસલી રીતરીવાજો.

### લખનાર એક વિદ્યાર્થી.

આપણા ગુજરાત કાઠીઆવાડ દેશમાં ઠેકઠેકાણે જન્મ, જનોઈ, વિવાહ, સીમંત અને મરણના જુદા જુદા રીવાજો હોય છે. વિવાહ સમયે તેમ મૃત્યુ પછી આનંદ કે દીલાસો દર્શાવવાની રૂઢીઓ પણ વીવીધ પ્રકારની દેખાય છે. આમાંના આપણા રીતરીવાજો શરૂઆતમાં હીતકારક હશે પણ હવે તો તદન કઢંગા ને ત્રાસ આપનારા થઈ પડ્યા છે કેટલીક નાતોમાંથી આવા ચાલ ધીમે ધીમે જાય છે. ને કેટલીકે એકદમ છોડી દીધા છે, એમ સંભળાય છે. આવા રીતરીવાજોની નોંધ કરવામાં આવે, તોપણ તેની વિચિત્રતા સમજાય, લોકોમાં તેનો વહેલો ત્યાગ કરવાનું વલણ થાય–એ શિવાય આ જવા માંડેલી રૂઢીઓની નોંધ ઐતિહાસીક દૃષ્ટિએ પણ ઉપયોગી લાગશે.

### મહેમાનગીરી.

(૧.)–એક નાતમાં એવો રિવાજ છે કે ગામ આગળ થઈને પોતાનો જ્ઞાતીબંધુ જતો હોય, તો તેનો સત્કાર ન કરવો એ ઘણા ખોટું ગણાય હવે આટલું તો સ્વાભાવીક રીતે સારૂં છે નાગરોને માટે મે એવું સાંભળ્યુ છે કે તેઓને કોઈ બીજી જાતના બ્રાહ્મણનું રાંધેલું ખપતું નહી હોવાથી, જ્યાં જાય ત્યાં કોઈ હાટકેશ્વર છે કે કેમ ? ( હાટકેશ્વરને

ઇષ્ટદેવ માનનારો નાગર )–એ તપાસ કરે. ને જો પોતાની નાતનો કોઈ માણસ હોય તો તેને સાજ ઉતારો કરે. પેલો માણસ પણ આ મહેમાનનો આદરસત્કાર જેમ બને તેમ સારી રીતે કરવાની પોતાની ફરજ સમજે. જે જમાનામાં વીશીઓની સગવડ નહોતી અને મુસાફરીનાં સાધન ઓછાં હતાં અને બીજી નાતનાનું ખાવા ન ખાવાની ધર્મની લાગણી વધારે પ્રબળ હતી, તે વખતે આટલો ભાવ પોતાના જ્ઞાતીભાઇ તરફ દર્શાવવાની જરૂર હતી અને તે વખાણ પાત્ર પણ છે.

હવે જે નાતનો આપણે દાખલો લઇએ છીએ, તેનો એક માણસ ગામમાં રહે છે. બીજો તે ગામ આગળ થઇને જાય છેઃ તો જનારની ફરજ એ છે જે એણે તે ગામના રહીશનું ઘર પુછતા જવું ને તે ઘરવાળાએ તેની પરોણાગત કરવી પણ એમ બનતું નથી. પેલો જ્ઞાતીલો મુસાફર તળાવ કે કુવો અથવા ધર્મશાળા કે દેવાલય, જે કોઇ ગામ બહાર હોય ત્યાં બેસે છે ને આવતા જતાને પુછે છે જે ફલાણા ભાઇ આ ગામમાં રહે છે તે ઘેર છે કે ? કોઇ પરગજુ માણસ જવાબ આપે કે–હા, છે ( નાનાં ગામોમા લોકો એક બીજાને સારી પેઠે ઓળખે છે) આવો જવાબ મળ્યો તો કહેશે જે એમને અમારા નમસ્કાર કહેશો ?–કહેજો કે ફલાણા ભાઇ તમારા ( સાળાના સાળા–ને તેના વેવાઇના પડોશીના–સાળા ! ) સગા છે ને તે ફલાણે ગામ જાય છે ને પાધરે (ગામને ઝાંપે) વીસામો ખાવાને બેઠા છે, તેમણે નમસ્કાર કહાવ્યા છે. પેલો માણસ ગામમાં જઇને તરત તેમ કરે છે.

આ સંદેશો સાભળતાંજ પેલા બ્રાહ્મણના પેટમાં તેલ રેડાય છે ! ઘરમાં વખતે ઘેંશ રોટલાની ગોઠવણ તો હોય, પણ આવા પાસેના (!) સગાને જો તે પોતાને ઘેર પધરામણી કરીને તેને "કસાર ને ઘી ખાંડ" ન ખવાડે, તો નાતમાં નાક વઢાઇ જાય ને સાતે પેઢીઓ બુડે ! તેથી બિચારો પોતાની બાયડીને પરોણાને માટે શીધાની ગમે તેમ કરીને ગોઠવણ કરવાને વાણીયાને હાટે મોકલે છે ને પોતે ઝાંપે ઉતાવળો જાય છે, જ્યાં પેલા પોતાના નાતભાઇ બીરાજ્યા હોય છે ! હવે પેલો વટેમાર્ગુ ભટ મહારાજ જે કલાકના કલાક સુધી પોતાનો સંદેશો પહોંચવાની વાટ જોઇને ચુનો તંબાકુ ચાવતો ઠંડે પેટે બેસી રહ્યો હોય છે, સાંજ પડવા આવી હોય ને બીજુ ગામ અહીંથી આઘે હોય, તો પણ આ બ્રાહ્મણને આવતો જોઇને તે પોતાનો ખડીયો (ખભા ઉપર ભેરવાય એમ બાંધેલુ પોટલું) સંભાળીને ઉપાડે છે ને ધીમે રહીને જવાને ઉભો થાય છે ! એટલામાં પેલો ગામવાળો દોડી પહોંચે છે. બંને જણ એકબીજાને ઘણી વાર સુધી સામસામા વળગીને ભેટે છે ને પછી પેલો ભટ વિદાય થવાની તૈયારી કરે છે. કહે છે કે આપના જેવા શ્રોતસ્માર્ત બ્રાહ્મણ, પ્રસીદ્ધ વિદ્વાન ને અમારા આવા સગાના ગામ આગળ થઇને અમારે જવુ થાય ને આપનાં દર્શણ કર્યાં વગર જઇએ તો પછી અમારે તે કોઇ દહાડો આપને મોં દેખાડવું છે કે નહી ?–પણ હવે સારૂં થયું. આપ મળ્યા, વારૂ. આપના જેવા પવિત્ર સજ્જનનાં દર્શણ કરીને પાવન થયા. હવે આજ્ઞા લઇશું. કારણ જે અમારે તાકીદનું કામ છે. સામે ગામ જેમ બને તેમ વેળાસર પહોંચી જવુ જોઇએ નહી તો અંધારામાં ઠેબાં ખાઇએ. આ દરમીયાન તો પેલો બ્રાહ્મણ ભટને વળગ્યો હોય છે જે–ના આજનો દહાડો તો મારે ઘેર વીસામો ખાધા વના ચાલેજ નહી. તમને જવા દઉં તો આ બ્રાહ્મણને ( મારે ) કોઇ દહાડો સગાં વહાલામાં મોં દેખાડવું છે કે નહીં ?–માટે, મહારાજ, કૃપા કરીને મારી ઝુંપડી પાવન કરો. (અપૂર્ણ.)

પુ. ૧૭ મુ ] જુલાઈ—ઓગસ્ટ, ૧૯૨૦ [ અંક, ૭–૮.




## सोनेरी सुवचनो.

ब्हेनो, स्त्री मंडळनी सखीओ कहे छे के अमे संसारसेवा तेमज देशसेवामां पछात नहि पडीए. महर्षि महात्मानी मगल जयंतीनो मेलावडो योज्यो छे .... .... स्वार्थ त्याग करी स्वदेश सेवा करीए, एटला माटे आजनी पुण्य तिथि. ... ; आ भारत भूमिना चारे खुणे दादाभाइनुं पवित्र नाम पूज्य छे. आ नामनी पूजा करवा स्त्री मंडळ मळ्युं, तेमा ते भावना जागी, आ उत्साह जनम्यो, ते स्त्री मंडळना उत्कर्षनुं मंगलाचरण. . दादाभाइनुं जीवन, परमार्थ जीवन आपणा हृदयमा परम पूज्य भाव उगावे छे अने आपणे आज ते मूर्त्तिनी पूजा आरंभीए छिए. नवा युगमां नवा देवोनी पूजा आपणने नवा पाठो बोधे छे. आपणे स्त्रीओ तो सत्य, सौंदर्य अने शौर्यने पूजनारा छिए, महात्मा दादाभाइनुं तपोमय जीवन, सत्यमयज गयु हो. आ मूर्त्तिनुं आजे आपणे पूजन करीए छिए. आपणुं हृदय सुंदर थाओ, आपणा शरीरना शणगार छे तेवा आपणा आत्माना शणगार खीलो, आपणे सत्यनी पूजा आरंभीए, सत्य वहनमां जीवन गाळी सत्यनो बोध वर्षावीए, देश सेवाना पाठ शीखी शीखावीए. आ विधाना मंत्रो आपणे दादाभाइना देश भक्तिमय जीवनमांथी मेळव्या. स्त्री मंडळनी सन्नारीओ ! आ मंत्रनो जप करी, देश

प्रीति तमारा हृदयमां फळो ... .. देश भक्तनी जयंतीथी देश भक्ति तमारामां फळो. ... ....

"टुंकामां एटलुंज के सखीभाव दाखववो. एक बीजाने दुःखे दुःखी, सुखे सुखी, एवी शुभ रीतिओ आ सृष्टिमां दरेक मनुष्य प्राणीओ ज्यारे पोतानां अंतःकरण कोतरीने करी बतावशे तो ज सखी–भाव–अने मित्र भावनी फरजो अदा थशे, पछी छेल्लुं सर्व मननुं समाधान करी मन रुपी वेगी घोडानुं झुंवाण सुधरी गयुं तो पछी एकत्र थवाने कंइज वार नथी अने पछी आपो आप परमार्थ वृत्तिओ दोडी आवीने खडी थशे, परमानंदनी प्राप्ति थएथी आ सृष्टि मां अनेक कार्यो करवाने फळीभूत थइशुं अने जे जे फरजो बजाववानी छे, तेमां वळी सर्वज्ञ सच्चिदानंद आपणी पासे जे बीराजे छे, तेज हीरो तेनो अनुभव बतावशे, अने योग्य रीति नीतिमां सामेल थइ छेल्ली स्थिति जे वृद्धावस्था छे ते, अने मरणस्थिति पण सुधारशे, अने ज्यां परमात्मानो आनंद थयो पछी कंइ बाकी रहुंज नहि, तेमज जन्म धरती वखते जे जे फरमान पाळवानी कबुलात प्रभुने आपी हती तेमां जुठुं कार्य कंइ कर्युं नथी ते विषे पोतपोताना मननी दृढता थयेथी, मननो मेल कपाइ गयेथी, आनंद भुवननी प्राप्ति थशे अने वडी फरजो आ सृष्टिमां बजावी छे तेनुं तेज कोइ दीवस पण झांखु पडनार नथी."

"देशना अने प्रजाना शुद्ध जीवननों मूळ आधार आपणाज शुद्ध जीवनना कर्तव्यना वर्तन उपर छे. जेम देशनुं जीवन राजाना कर्तव्य उपर छे, तेम राजानुं जीवन तेनी प्रजाना शुद्ध जीवन उपरज टकेलु छे. अने प्रजाना शुद्ध जीवननी दोरीओ तेमनी पवित्र माताना हस्तमांज शोभी रहेली छे. देशमां शुद्ध जीवन गुजारनार, प्रजानी शारीरिक, मानसिक, धार्मिक अने आर्थिक वगेरे शक्तिओने केळवणी द्वाराए खीलवी देशनु जीवन शुद्ध करनार महात्मा आ आर्यावर्त्तना जीवनरुप दादाभाइ अन्य महान पुरुषोनी पंक्तिमां विशेष पधारो करवा आवी शुद्ध जीवननी दोरीओथी हालनी माताओ पोतानी प्रजाने शुद्ध जीवनमां दोरी महान कृपाळु इश्वरनी भक्ति प्रयोगे आ हिंदनुं जीवन सुधारवा शक्तिस्वरुप प्रकट करी अभिलाषा तृप्त करशे."




# સખિ! સેવાના પંથે સીધાવો!

લેખક શ્રીયુત "નલિનીકાન્ત."

(પુષ્પ પથે સુવાસ સુગન્ધી—એ ઢબ.)

સખિ! સેવાનાં પંથે સીધાવો!
મનુ જીવનનો ધન્ય એ જ લ્હાવો— સખિ૦

પુણ્ય યોગ મળ્યો આ અમૂલો,
અંક ભારતનો આજ દીપાવો
જીવ્યું જન્મ્યું સફળ મ્હાવો— સખિ૦

આર્ય ધર્મે જે શાસ્ત્રમાં લખાયો,
જીવન મંત્રરૂપે જે બોધાયો,
વ્રત સેવાનાં સર્વદા સ્વીકારો— સખિ૦

જ્ઞાન-ધ્યાન-સમાધિ-પૂજનો,
ધર્મ-કર્મ-સ્વાધ્યાય બધાનો
મુખ્ય ઉદ્દેશ દેશ સેવાનો— સખિ૦

સંત સજ્જનને સ્નેહથી વધાવો,
ભાઈ ભાંડુ સમાં સહુ પ્રમાણો,
દીન જનનાં કઈ કષ્ટ નિવારો— સખિ૦

દેશ સેવામાં સર્વ સમર્પો,
સદ્ધર્મ સદાચાર સુહાવો,
સખિ! સંસારે સ્વર્ગ ઉતારો— સખિ૦

(રસકુંજ)



# બ્હેનનાં ઓવારણાં.

લેખક શ્રીયુત ભાનુશંકર દુર્લભજી વ્યાસ.

લાવ લાવ બહુ હેત કરતા, મીઠાં ઝરણાં હૃદયોનાં,
સ્નેહ પથમાં સ્નેહે રમતાં, નિર્મળ શક્તિ અંતરમાં.

આંગણીયામાં ચોકો રૂડા, પૂરે ન્હાના મોતીના,
છાંટે કુંમકુંમ કેશર રૂડાં, હારો કુમળાં ફુલડાંના.
મધૂર ન્હાના બોલો મીઠાં, ઝરતાં કોમળ ગીતોમાં,
'ખમા ખમા, હો ભાઈ મ્હારા!' હરનીશ બોલો કંઠોમાં.

હરખે દોડી હેતે લઈને, મધુરાં ફુલડાં કરવોમાં;
આશીષ પુષ્પ ગુંથીને દે કે, હેતે હરખી હૈડામાં.

નાનકડી નિર્દોષ બ્હેનો, રમતી ગૃહના મંડપમાં;
સ્નેહ ભર્યાં આંગણીયાં જોતાં, કાપે દુઃખડાં અંતરનાં.

સ્વર્ગ ગંગની નિર્મળ સરિતા, વહેતી નીશદીન મીઠડામાં,
એવા મીઠા સ્નેહ ઝરંતા, સ્નેહ ઓવારણ અંતરનાં.

સેવો ભાઇ! સદાય સેવો, અમૃત સેરો છે એમાં,
દુઃખડાં હરશે, સુખડાં દેશે, દીવ્ય પ્રભા કંઇ છે તેમાં.

દુષ્ટ ભાવના નષ્ટ કરીને, ટાળે તિમિરે હૈડાનાં,
મોકલ બ્હેની! એવા ત્હારાં, સ્નેહ ઓવારણ અંતરનાં.
( જંગબાર. )



# મધુરી.

લેખકઃ શ્રીયુત્ "સ્નેહસાગર."

( ગેળાઃ )

નભપટ તારક તેજ પ્રેરતા રાત્રે શોભે,
બિન્દુ તેજ અનેક આંખડી કંઇ કંઇ લોભે,
ક્યાં પાછી તારક તેજ ઝળકશે વ્યોમ વિશાળે,
શીળાં ચન્દા એક ઉગશે વ્યોમે જ્યહારે!

ગાન મધુરાં લવે પ્રકૃતિનાં ખગ ટોળાં,
કિલ કિલ કરતાં સહમળાવે ઉર ભાવો ભોળાં;
હૃદય ભેદવા સૂર મૃદુ પંખી ગણુનો કહ્યા,
દિવ્ય કોકિલ રવ રેલ આમ્રકુંજેથી છે જ્યહાં!
મધુરી ગુંજિત કુંજ સુન્દરી લલિત સમૂહે,
હાવ ભાવ મદરૂપ ભરી જ્યહાં બ્હાર નિકળશે;
કહે તેજ અંબાર થશે ના સહુ ઝંખાશે,
ચળકે તારક તેજ ઉગતી ચન્દા ક્યાં રે!

## હૈયાનાં ચોકમાં.

લેખકઃ શ્રીયુત "મધુસૂદન"

સખિ! ચાંદલીયો ઉગ્યો,
મ્હારા હૈયાના ચોકમાં

સખિ! વરસે એ મીઠાં મેહ,
મ્હારા ઉરના ઊંડાણમાં.

રૂપાનાં રશ્મી એ અજવાળાં રેલતો,
મ્હારા હૈયાના ચોકમાં,
સખિ! ચાંદલીયો ઉગ્યો

સખિ! સેજે શણગાર સજી,
તારલીઓ આવી,
વિજના ચમકારે ચાલતી,
મ્હારા હૈયાના ચોકમાં,
સખિ! ચાંદલીયો ઉગ્યો

સખિ! હેમે છે પૂર્ણિમા,
આજે આનન્દ છે
નહિ થાશે શું ચિરના વાસ?
મ્હારા હૈયાના ચોકમાં,
સખિ! ચાંદલીયો ઉગ્યો.

---

## 'પ્રભુનો આદેશ.'

લેખક બ્હેન શ્રી કંચન બ્હેન.

તુજ મધુર બાગે જો ખીલ્યાં છે, પુષ્પ સુન્દર ઓળાડા
તો તેહની પીમળ મરગને, પ્રેમથી ગ્રહ બ્હાલીડા!
શું કામ અન્યતણું તુંને? શું નાસિકા તુજને નથી?
જો ખીલવામાં છે મણા, તો અન્ય શું ગ્રહશી વળી?
કમળો સરોવરમાં મહા, વિકસે મનોહર ભાવથી,
વિણ નોતર્યા અલિ આવશે, 'તું મા જજેનુ' રૂહે બની.

જ્યાં સ્નેહના સાગર તણું શું ચક્ષુને રૂદન ગ્રહે,
સુર ખાગના ભાળી મચ્ચે, અધીરાઇ ક્યમ આવી શકે?

અધીરાઇના આચ્છાદને, છુપાય જો તુજ પૂર્ણતા;
તો તો ત્હને ભાસે પછી, સર્વત્ર વ્હેતી ક્રૂરતા:

વાયે અનિલ આનંદથી ને સૂર અનહદ નીકળે,
તે સુણુ હું, તે સુણુ હું, નવ અન્ય જગમાં કો વસે.

તુજ જ્યોતિના ઝરણાં વિષે, જગ સર્વને વિકસાવજે,
નથી ઉણપ કંઇ સૃષ્ટિ મહીં, એવું ત્હને સૌ ભાસશે.

તે પૂર્ણ હૃદયે દિવ્યતા, સંતોષ ને શાન્તિ વસ્યાં;
આનંદ ઘન જ્યોતિ અને, આત્મા મહિં નવ ભિન્નતા.

વડોદરા.

---

# નિસર્ગ દૃશ્ય.

લેખકઃ બ્હેન શ્રી હેમકુંવર કૃષ્ણદાસ સંપત.

( શિખરિણી. )

ગિરિનારે દેખ્યાં વિવિધ હરતાં ચક્ષુયુગલો,
ઉષાનાં મેધિરાં ઝગમગ થતાં સૂર્યકિરણો;
નમી અમ્બાશૃંગે મુકુટ ધરતાં રત્નમય સૌ,
અહા ! શી આ લીલા ? પ્રકૃતિતણી શું પરની ?

નિહાળ્યો ત્યાં મોટો ગિરિશિખર શો મેઘ ઉડતો,
ઉભો વચ્ચે ધોળો હિમપતિ સમો રૂપ ધરતો;
ધર્યાં અંગે રૂડાં, કિરણમય વસ્ત્રો અનુનવાં,
દીસતો તે યોદ્ધો સુરપતિતણું બાણ સજતો.

દીઠું ત્યાં આકાશે ધનુષ નવરંગી પ્રસરતું,
ન દેખ્યાં તે પાછાં મધુર સ્ફુરતાં સૂર્યકિરણો,
નિસર્ગે દેખાતાં ક્ષણિક, ફરતાં, દશ્ય સઘળાં,
દિસંતાં ચાં ખોટાં ભ્રમવશ બધાં ખેલ જગનાં.

---

# વૃથા મહેનત.

લેખક બ્હેન શ્રી "સુમન."

( ગઝલ. )

કરી આદર અવિદ્યાનો, ભલા ભાષણ કરે, તો શું !
રહી જાતે કુશીલીમાં, પછી સત્સંગ કરે, તો શું !

અરે, મા બાપની સેવા, ન જાણે જીવતાં કે દીન,
મુવે મોટા કરે મેળા, ગયા આપ્યા કર્યું, તો શું !

સતી ભામા ભણેલી પણ, પતિ શું પ્રેમ ના ધારે,
ભલે ભાગવત અને ગીતાતણા પાઠો કરે, તો શું !

સદા નિંદા વિષે રાચે, પછી ભક્તિ કરે ક્રોડી,
હરિ ના અંતરે વસીઆ, ભલે માળા ફરી, તો શું !

નહિ જાગ્યા જુવાનીમાં, અરે બુઢાપાને કહીએ
થયા ઘરડા, શરીર દુબળા, પછી પ્રભુ સાંભર્યા, તો શું !

થઇ શ્રીમાન મોટા ને, ફેર્યાં ગાડી અને ઘોડે,
ન પરમારથ કંઈ કરીઓ, ભર્યાં ભંડાર, તોયે શું !

કહે "સુમન" જી લોકો, પ્રભુ અર્થે ન કંઈ કરીયું,
મુવા વાંસે કરે "ફરજી", ધર્મ ને દાન, તેથી શું !

## ભક્તિ.*

લેખકઃ રા. પ્રભાશંકર મંગળજી દ્વિવેદી.

ભક્તિની વાત તો ન્યારી સાહેલડી,
ભક્તિની વાત તો ન્યારી છે.
ભક્તો કહે છે તે ઘણી સ્હેલી,
ઇશ્વરને મન મેલી છે—ટેક.

ભક્તોનો મહામન્ત્ર છે, પ્રભુજી દુનિયા માંહ,
સમભાવેથી વર્તવું,
એવો એવો વિકટ છે, સિદ્ધાન્ત સાહેલડી,
ભક્તિની વાત તો ન્યારી છે.

એક કુટુંબી સર્વજન, નથી નથી નીચું કોય,
એ બીજા સિદ્ધાન્તથી,
ધીમે ધપે છે વિશ્વના ભક્ત, સાહેલડી,
ભક્તિની વાત તો ન્હારી છે.

સત્યતણા સિદ્ધાન્તથી, પામે દુઃખ અપાર,
તોયે તે છોડે નહિ,
ભલે જાયે ભક્તોના જાન, સાહેલડી,
ભક્તિની વાત તો ન્યારી છે.

જન્મભૂમિને માતસમ, જાણે ભક્ત વિશેષ,
સ્વાત્માર્પણ તે માટ પણ,
કરે, થાયે ભલે પાયમાલ, સાહેલડી,
ભક્તિની વાત તો ન્યારી છે.

નાસ્તિકથી કંઇ થાય શું ? કરે વિઘ્ન અપાર,
છે વિજય છે ભક્તનો,
જાણો, જાણો એ, વેદનું વાક્ય, સાહેલડી
ભક્તિની વાત તો ન્યારી છે.

નાસ્તિકને મન છે તેઘણી,
ભક્તો કહે પણ પહેલી છે.
દેશભક્તિ તે, છેમપ્રભુભક્તિ,
ભક્તો કહે તે સહેલી છે.
ભક્તિતણી વાત ન્યારી સાહેલડી,
ન્યારી પણ તે વ્હાલી છે,
ભક્તિની વાત તો ન્યારી સાહેલડી,
ભક્તિની વાત તો ન્યારી છે

* કવિ ન્હાનાલાલના ન્હાના ન્હાના રાસમાંના 'સ્નેહીનાં સ્વપ્નાં'નો રાગ.

## कर्मक्षेत्रः चारित्र्य अने उद्योगः

# મહા યુદ્ધની વીરાંગનાઓ:

લેખક: શ્રીયુત્ "R–."

"મ્હારી મીંચાતી આંખો આગળ ત્હારૂં દયા–સ્વરૂપ પ્રકટ કર,–જે અન્ધકારમાં ગાળીને મ્હને ત્હારૂં પુણ્યધામ દેખાડશે: સ્વર્ગનું-સ્હવાર ઉગે છે અને પૃથ્વીની ખાલી યાઓ ન્હાસે છે; જિન્દગીમાં તેમ મૃત્યુમાં, ઓ પ્રભુ! તું મ્હારી સાથેજ રહે."

"મ્હારૂં કલ્યાણ કરનાર તું પાસે છે, ત્યાં સુધી મ્હને દુશ્મનનો ભય નથી, અને ખોનો ભાર નથી, તેમ આંસુમાં કડવાશ નથી; મૃત્યુનો ડંખ અથવા ચિતાની ફતેહ શું કર્યાં છે?–હે પ્રભુ! તું મ્હારી સાથે છે, તો સર્વદા મ્હારો વિજયજ છે."

## ૧. પ્રસ્તાવન.

યુરોપિયન યાદવીના ભયંકર દાવાનળમાં દુનિયા હોમાઈ, ત્હેની શાન્તિ ધની દેખાઈ; પણ સળગતા અંગાર હજી શમ્યા નથી: અને એમ ભીતિ રહે છે કે

**અમૂલ્ય અર્ધાંગ:** જ્યાં સુધી વિજયી પ્રજાઓ "ન્યાય અને નીતિ"ના જે સિદ્ધાન્તોની યુદ્ધ દરમિયાન વાતો કરતી હતી, તે પ્રમાણે વર્તન ન કરે, ત્યાં સુધી તે ત્રાસદાયક અગ્નિ શાન્ત થવાનો નથી જ. તથાપિ આ વર્તમાન યાદવી અથવા મહાભારત વિગ્રહનું બીજું-ગમે તે પરિણામ આવે, તોપણ એક સત્ય તો સંસારને બહુ સારી રીતે સમજાયું છે કે સ્ત્રીજાતિ એ મનુષ્યનું અમૂલ્ય-અર્ધાંગ છે અને ત્હેની પ્રબળ સહાય વિના આ ભીષણ યુદ્ધે આખી પ્રજાઓ ને પ્રજાઓનો ક્યારનોય નાશ કરી નાંખ્યો હોત. અર્થાત્ હવે એટલું તો સાબીત થયું છે કે સ્ત્રી એ પુરૂષના વિલાસનું સાધન અથવા ગમ્મતનું રમકડું નથી: તે તો ત્હેનો સમોવડીયો સાથી છે, જેની મદદ વિના કોઇ પણ દેશ અથવા પ્રજામાં ખરી માણસાઈ ખીલી શકે જ નહિં.

**વીરાંગના:** આ મહાયુદ્ધમાં દરેક પ્રદેશની વીરાંગનાઓએ બહુ ભારે સહાય આપી હતી. સમસ્ત પ્રજાને તૈયાર કરવામાં, યુવાનોને રણભૂમિમાં પ્રેરવામાં, સ્વદેશના સાધનો સાચવી રાખવામાં–તથા ખીલવવામાં, પુરૂષ વર્ગનું કામ ઉપાડી લેવામાં, ફરજિયાત થઈ પડેલી કરકસરનો ઉમંગથી સ્વીકાર કરવામાં, વિગ્રહ માટે જરૂરની સામગ્રી તૈયાર કરવામાં, માંદા અને જખમી મનુષ્યોની

અને જ્યારેજ્યારે તેમ બનેછે, ત્યારે સંસારનું કાંઇ ઉત્તમ હિત અને કલ્યાણ જ થાય છે.

જગતનો નાશ કરવાને મથી રહેલા યૂરોપિયન મહાયુદ્ધનું પણ અન્તે શુભ પરિણામ આવ્યું છે અને તે એ કે સ્ત્રીએ સંસાર રચનામાં પોતાનું યોગ્ય સ્થાન મેળવ્યું છે. આપણે ત્હેની સહાયનું સત્ય મૂલ્ય અનુભવી શક્યા છીએ. "ધીમે ધીમે, શાન્તિથી, ધાંધલ શિવાય, સુલેહના સેતુનો મુખ્ય પાયો સ્ત્રી થઈ છે" અને જ્યારે મહાન્ સેનાપતિઓ અને લોકપૂજ્ય રાજદ્વારીઓનાં નામ ભૂલાઇ જશે, ત્યારે પણ મિસ ફ્લોરેન્સ નાઇટિંગેલના જેવી મહા દેવીઓનાં નામ મનુષ્યોનાં હૃદયમાંથી ખસવાનાં નથી. મહાવિગ્રહમાં સહાય, સુશ્રૂષા અને સાન્ત્વનનું સત્કાર્ય સ્ત્રીઓને માથે જ પડ્યું હતું; તથા યુદ્ધને પરિણામે પ્રજાને જે મહાશોક અને આર્થિક તથા સાંસારિક મુશ્કેલીઓ ભોગવવાનું આવ્યું છે, ત્હેનો ઘણો વધારે ભાર પણ સ્ત્રિયો ઉપર જ પડ્યો છે! પરન્તુ તે સઘળું ત્હેમણે પૂર્ણશ્રદ્ધા, ઉચ્ચ મનોબળ, તથા અનન્ય દેશપ્રેમથી સર્વત્ર એકસરખી રીતે સહન કર્યું છે. આ રીતે પ્રજામાં પુરૂષોની સાથે સ્ત્રીઓનો પણ સમાવેશ થાય છે, એટલું સાબીત થવા ઉપરાન્ત પુરૂષોને મુક્તકંઠે સ્વીકારવું પડયુંછે કે સ્ત્રીઓ દેશને ત્હેમના પોતાના જેટલી જ ઉપયોગી નીવડી છે. અનેક દયાળુ, પ્રેમાળ મહિલાઓ તરફથી આ મહાકાર્યમાં જે પ્રોત્સાહન મળ્યું હતું, તેથી ત્હેમની પૂર્ણ ખાત્રી થઇ છે કે સ્ત્રીઓને "કલ્યાણી અને પાવનકારી" કહેવામાં આવે છે, તે સર્વ રીતે સત્ય છે.

**કલ્યાણી અને પાવનકારી:**

સ્ત્રીઓએ ગૃહ–કુટુમ્બમાં રહીને મહાન્ સેવા કરી, ઔષધાલયો અને ધર્માલયોમાં કામ કરીને અદ્‌ભુત સહાય આપી, અને દેશની રાજકીય–વ્યાવહારિક –અને વિગ્રહને લગતી સંસ્થાઓનાં કર્તવ્યો સ્વીકારી લઇને અત્યંત ભારે સહાનુભૂતિ દર્શાવી. આ સર્વ ઘણું કીંમતી છે પરન્તુ આના કરતાં પણ અધિક કાર્ય રણભૂમિ અને ત્હેના સેવાલયોમાં જે ત્હેમણે કર્યું છે, તે તો કેવળ અમૂલ્ય છે. સાધારણ રીતે લડાઇનાં શસ્ત્રાસ્ત્રથીજ અપરિચિત, કોમળ હૃદયવાળી સ્ત્રીને સમરક્ષેત્રનાં ભયંકર દ્રશ્યો જોવાં, અનુભવવાં પડયાં હશે, જખમી–માંદાની સારવાર–તોપોના ભીષણ ધ્વનિ અને યુદ્ધની ગગનભેદી ગર્જનાઓ વચ્ચે–કરવી પડી હશે, તથા અનેકવાર પોતાના પ્રાણુના–અને તેથીય વધારે વિકટ–પોતાની પ્રતિષ્ઠા તથા નીતિના જોખમે પણ બન્ધુઓના પ્રાણુ બચાવવાને, પશુવત્ બની રહેલા–લોહીના તરસ્યા–જીવ આપવા અથવા લેવામાં બેદરકાર થયેલા–નીતિ અનીતિના ભેદ પણ ભૂલી ગયેલા–સૈનિકોમાં (અને વિશેષે કરીને દુશ્મન સૈનિકોમાં) રહીને પોતાનું સ્વયસેવાનું કામ કરવું પડયું હશે, એ કેટલું કઠિન, વિકટ, ત્રાસજનક હોવું જોઇએ, ત્હેનો સહજ વિચાર કર્યે પણ ખ્યાલ આવશે. અને આ ઉપરાન્ત જ્યારે એમ વિચાર કરીશું કે પુરૂષસૈનિકોને નિરાશ–નાહિંમત થતા, પાછા હઠતા જોઇને, અબળાઓને–કોઇ દિવસ હાથમાં નહિં લીધેલા–હથિયાર ઉપાડીને શત્રુઓની સામે સ્વદેશને ખાતર પુરૂષાર્થ કરવા ધસવું પડયું હશે, ત્યારે તો માનવ ધૈર્ય, હિમ્મત, સાહસ, પરાક્રમ, નિડરતા અને દેશભક્તિની હદ જ આવી ગઇ, એમ કહેતાં કોણ આંચકો ખાશે? વિચારશીલ વિદ્વાનોએ ખરૂં જ કહ્યું છે કે "સ્ત્રી એ સંસારનું સર્વોત્તમ

**રણભૂમિમાં કરેલી સેવા**

મત્વ છે. સતી સ્ત્રી પવિત્રતાની પ્રતિમા છે, શૂરી સ્ત્રી સંરક્ષણની શક્તિ છે, અને સ્નેહાળ સ્ત્રી દયાની દેવી છે."

## ૨. મહાન બાનુઓ.

### ૧

રશિયાના રાજ્યનગર પેટ્રોગ્રેડના "બોર્સગેઝેટ" પત્રમાં એક વિદ્વાન્ લખેછે કે "સે-

મિરા ઈવાનોવ્નાઃ વા ભગિની મિરા ઇવાનોવ્ના એક ખરી વીરબાળા હતી અને રશિયાનું જીવત્વ જે એ દેશને વિજયી બનાવી રહ્યું છે, ત્હેની પ્રતિમા હતી." બીજો લેખક કહે છે કે 'અમગ કુમારિકા (જિસસ ક્રાઇસ્ટનાં માતુશ્રી.—મેરી) ના હૃદયમાં જે પવિત્ર અગ્નિ છે, ત્હેની જ શાખા એના જિગરમાં જ્વલન્ત હતી." જીવનનો—દેશખાતર—ત્હેણે મહાન્ ભોગ આપ્યો, ત્યારે મિરાની ઉમ્મર વીસ વર્ષથી અધિક ન્હોતી. ત્હેનો બાંધો નબળો અને કાઠું ન્હાનું હતું. પરન્તુ ત્હેનું આત્મબળ એવા સામર્થ્ય વાળું હતું કે ત્હેને અદ્ભુત પ્રવૃત્તિઓ અને અસાધારણ પ્રયાસો તરફજ તે ખેંચી જતું. ત્હેની સહન શક્તિ અને કામ કરવાનો આગ્રહ એટનાં મ્હોટાં હતાં કે કોઇ પણ કાર્ય ત્હેને અશક્ય ભાસતું નહિં, કોઇપણ પ્રયત્ન ત્હેના નબળા શરીરને થકવી શકતો નહિં. "કંઇક સત્કાર્ય કરવું" એજ ત્હેના હૃદયની, જીવનની મહેચ્છા હતી. અને આ હેતુથીજ ત્હેણે "સેવા ભગિની" (ઔષધાલયની નર્સ) નું કામ સ્વીકાર્યું હતું. જ્યારે મહાયુદ્ધ શરૂ થયું, ત્યારે ત્હેનો ભાઇ જે લશ્કરી ડૉક્ટર હતો, ત્હેની સાથે મિરા પણ રણભૂમિમાં ગઇ અને માંદા તથા જખમી સિપાઇઓની સારવારનું કામ કરવા લાગી.

એમ કહેવાય છે કે ત્હેણે અહિં કરેલી સેવા અમૂલ્ય હતી ત્હેના હાથનો લાગણી ભર્યો સ્પર્શ થવાથી ઘણા સૈનિકો સાજા થયા હતા ત્હેનું દર્શન એક દેવીના જેવું પાવનકારી હતું. ત્હેની સાથે વાતચીત કરવાથી પણ ઘણા જડબુદ્ધિના અજ્ઞાન પુરુષો અત્યંત ધાર્મિક થયા હતા. એને મન સારવારનું કોઇ કામ હલકું ન્હોતું, કોઇ મુશ્કેલ ન્હોતું દરેક સિપાઇ—ગરીબમાં ગરીબ માણસની પણ તે પોતાના બાન્ધુ જેવા પ્રેમથી, લાગણીથી સારવાર કરતી. સત્યતઃ રણક્ષેત્રમાં તે એક દયાની મૂર્તિ—દેવદૂત સમાનજ હતી અને આ સાથે આપણે એ પણ ધ્યાનમાં લેવાનું છે કે ત્હેની ધર્મવૃત્તિ અત્યન્ત ગાઢ હતી મહાન્ રશિયાનો દેશ ત્હેની માતૃભૂમિ હતો· રશિયાના સૈનિકો, મજૂરો અને નોકરો—સઘળા, દેશના શ્રીમન્તોની પેઠે જ પોતાના ભાઇ હતા, અને તેથી ત્હેમની શારીરિક સંભાળની સાથે ત્હેમનાં મન અને આત્માની કાળજી રાખવાની પણ ત્હેની ફરજ હતી, એમ તે ખરા દિલથી માનતી. ત્હેની ખાત્રી હતી કે રશિયાનું વિગ્રહમાં ઉતરવાનું કારણ વાજબી હતું. અને તેથી ત્હેની સંપૂર્ણ ફતેહને માટે પોતાનાથી બનતા સઘળા પ્રયત્નો સમસ્ત પ્રજાએ કરવા જોઇએ, એમ પણ તે બહુ આગ્રહ પૂર્વક કહેતી. આટલા માટે, જરૂર પડે તો—રણભૂમિમાં જવા, હથિયાર ઉપાડવાને પણ તે તૈયાર હતી આવી ન્હાનકડી બાળાને આમ ભીષણ યુદ્ધમાં લ્હડવા જવાની વાતો કરતી

પરન્તુ ત્હેમને પણ ત્હેણે ધીમે ન્હીને દયા કર્યો અને સમજાવ્યું કે "ઈશ્વર રાખે છે, ત્હેને કોણ મારનાર છે?"

હવે તે ફ્રાન્સના વીરબાળા "જોન ઑફ આર્ક"ની પેઠે જ સમશેર લઇને આગળ થઇ આ દૃષ્ય જોઇને સૈનિકોને પણ અતુલ જોમ આવ્યું અને ન્હાસતા, પાછા હઠતા સઘળા માણસો ત્હેની સાથે આગળ ધસ્યા હવે પ્રભુકૃપા પણ ત્હેમની તરફ વળી જણાઈ અને દુશ્મનોની ટુકડીઓને હઠાવતા તેઓ રુઝાગી બાજુની તોપોની પાસે પણ આવી પહોચ્યા. ભગિની મિરા જાણે પોતાને ઈશ્વરી બખ્તર જ ન હોય, એમ તે ગોળીઓના વરસાદમાં આગળ વધતી હતી અને દરેક પગલે ગંખ્યાબંધ સિપાઈઓ પડતા હતા, તોપણ રશિયનોને હવે પાછી પાનીનો વિચાર પણ આવતો ન્હોતો અને જ્યાં ગયા ત્યાં ત્હેમનો વિજયજ થયો

છેક પાસે આવી જવાથી હાથોહાથની—સંગીનની લ્હડાઈઓ પણ ચાલી, પરન્તુ દુશ્મનોને પોતાની ખાઈઓમાં રહેવુંય હવે રહેલું ન્હોતું આ પવિત્ર, દેશપ્રેમી ભગિનીની હિમત અને બહાદૂરી આગળ જર્મનીનું કમાયનું લશ્કર પણ પાછુ હઠયુ

પણ ભગિની મિરાનો આ મહાન અને છેલ્લો ભોગ હતો રશિયન લશ્કર જય મેળવી રહ્યું હતું, એવામા એક ગોળી અકસ્માત્ ત્હેને લાગી ગઇ અને મિરા ઉછળીને જમીન ઉપર પડી. આખા લશ્કરમાં હાહાકાર થઈ ગયો હુંશિયાર ડૉક્ટરો ત્વરાથી ત્યાં હાજર થયા પણ તે સઘળું નિષ્ફળ હતું કારણ કે ત્હેને સારવાર કરવાના ખાતા તરફ ડોળીમાં સુવાડીને લઇ જતા હતા, ત્હેવામા બીજી ગોળી પણ આવી લાગી! અને તરત જ ત્હેણે પ્રાણ ત્યાગ કર્યો [illegible] ત્હેના પવિત્ર શબની આસપાસ એકઠુ થઇ ગયું અને હવે ઘણાં માણસોને વિચાર થવા લાગ્યો કે 'આ ન્હાનકડી બાળાએ આના મ્હોટા લશ્કરની સરદારી લઇને યુદ્ધમાં વિજય અપાવ્યો, એ કેવી રીતે બન્યું હશે?— ખરેખર તે જગદમ્બાનો અવતાર જ હોવી જોઇએ અત્યન્ત પૂજ્યભાવથી, સંપૂર્ણ મૌનથી, આખા લશ્કરના સૈનિકો ત્હેની આગળ હાથ જોડીને ઉભા રહ્યા, જાણે પ્રાર્થના કરતા હોય નહિ કે—"હે પિતા! ત્હારી આ પુણ્યશાળી પુત્રી જે અમારૂં કલ્યાણ કરવાનેજ જન્મી હતી, તે ત્હારા ધામમાં પાછી આવે છે, ત્હેને સંભાળી લે ખરેખર સિસ્ટર (ભગિની) મિરા "સ્વર્ગની સુન્દરી" હતી,— દયાની દેવી' હતી સ્ટી. બ્યુવ લખે છે તેમ "એની અન્ત પ્રેરણા ત્હેના હૃદયની ગાઢ દયાવૃત્તિનું પરિણામ હતું અન્યની દુઃખ દાઝથી રડતી સ્ત્રીઓની જેમ નહિ, પણ એક વીરબાળા, જે દુઃખીઓની દયા ખાતર જરૂર પડ્યે હથિયાર પણ ધારણ કરે છે, અને પોતનો પરમ ધર્મ સમજીને દરેક કામ કરે છે, ત્હેના જેવી આ ભગિની હતી!

એ પણ ત્હેની જિંદગી સ્વીકારીને ત્હેના ભોગને સંપૂર્ણ અને પાવન કર્યા છે.

મેબલ ડિયરમથ સઘળાં યુદ્ધોને અનિતિમાન માનતી હતી. પરન્તુ, તેથી ક પોતાનું સેવાવ્રત પાળવામાં ત્હેણે પાછી પાની કરી નહિ. ખરું કહીએ તો, ત્હેના ર દૃષ્ટિબિન્દુને લીધે તો ત્હેની સેવા કરવાની ઉત્સુકતા અને આત્મભોગ આપવાની ત્વ વધારે જ્વલન્ત થઇ હતી. યુદ્ધના સમાચારે ત્હેના કોમળ હૃદય ઉપર અત્યંત ગાઢ અસ કરી હતી. તે એમ માનતી હતી કે યુદ્ધ એ સંસારની અકુદરતી સ્થિતિ છે. ત્હેવા સમયા જગત્ પોતાની સ્વાભાવિક પગથિઓમાં ચાલી શકેજ નહિ. અને યુદ્ધ કાળનું કૃત્રિમ જી વન પ્રજાઓની કુદરતી જિંદગીનો બાધ કરનારૂં છે. છતાં તે રણભૂમિમાં ગઇ અને હલકામ હલકી ગણાતી સેવા ઉઠાવવાનું પણ ત્યાં પ્રસન્નતાથી કરતી. એક રીતે કહીએ તો એવ કામો કરવામાં જ ત્હેને ખરો આત્મસન્તોષ થતો. આ સન્નારીએ જીવનમાં ઘણાં સત્કર્મ કર્યા છે, અને સઘળામાં ત્હેને પૂર્ણ યશ મળ્યો છે. રાજ્યના મહાન્ નરો–જેમનાં નામ ઇતિહાસમાં કાયમ રહ્યાં છે–ત્હેમણે પણ ત્હેની પ્રશંસા કરી છે. અને છતાં ત્હેના અ ન્તઃકરણની ખરી પ્રફુલ્લતા તો–નર્સ તરીકે લ્હડાઇના મેદાનમાં તે કામ કરતી અને ત્હેમ પણ–બીજી નર્સોને મદદ કરવાને સેવાનું હલકામાં હલકું કામ તે કરતી. ત્યારે જ થતી

આ બાનુ જન્મથી જ ઘણી બુદ્ધિશાળી હતી. અને ત્હેના વિચારો બાલ્યકાળથ ઘણા બહાદુર અને નિડર જણાતા ન્હાનપણથીજ ત્હેના હૃદય ઉપર અસર બહુ ત્વરાથ થતી. તે પંદર વર્ષની થઇ, તે સમયના ત્હેના અન્તઃકરણના તરંગો ઘણા આશ્ચર્યજન હતાઃ ત્હેના અભિપ્રાયો અતિશય વેગવાન, આદરપૂર્ણ હતા. અને જન્મથીજ તે બાલ સંસ્કારી અને અસાધારણ આત્મ બળવાળી હતી અઢાર વર્ષની વયે તે વિદ્યાકળાન અભ્યાસ માટેની ખાસ શાળામાં દાખલ થઇ, અને બે વર્ષ પછી એક ખ્રિસ્તી ધર્મગુરુ સાથે ત્હેનું લગ્ન થયું. ત્રણ વર્ષમાં બે સંતાનની માતા પણ તે થઇ. આવી રીતે સામા ન્ય સ્ત્રી જીવનની જેમ ત્હેની પણ જિંદગી થઇ પરન્તુ કોણ જાણતું હતું કે એ વીર મના હજી તો જીવનના ઉમ્બર ઉપર જ હતી?...આમને આમ કેટલાક વર્ષ વહી ગયાં.

આ દરમિયાન ત્હેણે કેટલાંક પુસ્તકો પણ લખ્યાં હતાં: "મુશ્કેલ માર્ગ" (Th Difficult Way) નામના પુસ્તકમાં તે પોતે શાળામાં હતી ત્યાંથી સાસરે ગઈ સ સુધીની જિંદગીનું અસરકારક વર્ણન છે. અને વિવિધ જીવન પ્રસંગો આપીને ત્હેને ખ રસિક બનાવેલું છે. આ પછી તે પતિગૃહે ગઇ. ત્હેને માટે એવું કહેવામાં આવ્યું છે હવે તે આલેખન કરતાં જીવન કાર્યોમાં વિશેષ રસ લેવા લાગી હતી,–ખાસ કરીને ધાર્મિ જિંદગીમાં. જ્યાં જ્યાં ધાર્મિક મનુષ્યોને તે મળતી ત્યાં ત્યાં ત્હેને અપૂર્વ આનન્દ થતે અને ત્હેમની સાથે ત્હેને ખરા દિલની મિત્રતા પણ થઇ જતી. જ્યારે જ્યારે ત્હેનું હૃદ દર્પણ મુંઝવણમાં પડતું, ત્યારે ત્યારે તો ત્હેનો આત્મા ઇશ્વરી વિચારમાં જ તલ્લીન થતો

ત્હેનો આત્મા કુદરતી રીતે સ્વતંત્ર, શુદ્ધ અને તેજસ્વી હતો: છતાં ત્હેનું અન્તઃકરણ કોમળ અને પ્રેમાળ હતું, ધર્મતત્વ ત્હેનું હમેશનું પોષણ હતું. ત્હેણે લખ્યું છે કે "જિંદગી સર્વદા પ્રેમમય છે અને જગત ફિરસ્તાથી ભરપૂર છે." ધીમે-ધીમે ત્હેની લેખન પ્રવૃત્તિ વધવા લાગી હતી, અને "સંસારનો આત્મા" (Soul of the World) એ નામનું ત્રિઅંકી ધાર્મિક નાટક એણે રચ્યું. આ સમયમાં ત્હેનું મન અને શરીર અનેક પ્રકારના કામો કરી રહ્યાં હતાં; ત્હેને કાંઈક કર્યા વિના તો જંપ જ વળતો નહિં, અને તેથી ત્હેની સતત પ્રવૃત્તિનું પરિણામ વિવિધ સત્કાર્યોમાંજ આવતું.

યૂરોપિયન મહા વિગ્રહ આરંભાયો, ત્હેવામાંજ મેબલ ડિયરમરને સ્ટીફન-ગ્વિનનો પત્ર મળ્યો. "યુદ્ધ શરૂ થયું છે અને આપણે ત્હેમાં સામેલ થયા છીએ." તેણે પોતે ઉપાડેલી અનેક ચીકણીઓમાં એટલી તે ગૂંથાયલી હતી કે ત્હેને વર્તમાન પત્રો વાંચવાની પણ ફુરસદ મળતી નહિં હતી. આ વખતે તે લખે છે કે "મ્હને યૂરોપના મહા યુદ્ધનો કિંચિત પણ ખ્યાલ ન્હોતો. આ સમયમાં લંડન શહેર તરફથી વડા વઝીરને ખાણું આપવામાં આવ્યું હતું, ત્હેમાં મ્હને આમન્ત્રણ હતું; તે પ્રસંગે જ્યારે ત્હેને ગંભીર વિગ્રહની આગાહી કરતાં સાંભળ્યો, ત્યારે મ્હારા મનમાં તે આયર્લેન્ડનું ધાંધલજ હું સમજી હતી અને પાછળથી એ વાત પણ વિસરી ગઈ હતી!" .......... પણ હવે તો ખરેખર યુદ્ધ શરૂ થઈ ચૂક્યું હતું. અનાથ બાઈઓ અને બાળકો,— દુઃખી, માંદા અને જખમી, જેમ જેમ વધતાં ગયાં, તેમ તેમ હૃદયમાં ત્રાસ વધતો ગયો અને સેવાની આશા પણ દિનપર દિન એનાં અન્તરાત્મા વધારે વધારે જોસથી કરવા લાગ્યો. તે લખે છે કે મ્હને વારંવાર વિચાર થવા લાગ્યા: વિગ્રહ? (કોની સાથે?) મ્હારા હૃદયમાં દુશ્મન ઉપર વૈર ન્હોતું. હું તો માત્ર જે વૈરવૃત્તિને લીધે યુદ્ધ શરૂ થયું હતું, ત્હેનેજ ધિક્કારતી હતી. ત્હેણે "રણભૂમિના ઔષધાલયમાંથી પત્રો" (Letters from a Field Hospital) નામનું પુસ્તક લખ્યું છે, ત્હેમાં ઘણી જાણવાયોગ્ય હકીકત આપી છે.

મેબલ ડિયરમરનો પુત્ર જે આ સમયે ફ્રાન્સમાં હતો, ત્હેનો એને તાર મળ્યો: "લશ્કરમાં દાખલ થવાને હું પાછો આવું છું.—તમારો પ્રેમાળ પુત્ર, ક્રિસ્ટોફર." આ પછી ત્હેને પોતાના વિચારો અને કર્તવ્ય, ત્હેની વચ્ચે થતી અતિશય મ્હોટી મુંઝવણનો અનુભવ થવા લાગ્યો. તે પોતે યુદ્ધની વિરુદ્ધ હતી. કોઈ પણ પ્રકારના વિગ્રહની સામી હતી. તે લખે છે કે "પ્રભુની આજ્ઞા એ છે કે શારીરિક શક્તિ અથવા સત્તાથી નહિં, પણ આત્મબળથીજ સ્વર્ગનું રાજ્ય પ્રાપ્ત થઈ શકે. આ પ્રયોગ રાજદ્વારીઓએ કદિય અજમાવી જોયો નથી; છતાં એટલું તો જોયું છે કે કોઈ પણ મનુષ્ય તે સિદ્ધાન્તની અજમાયશ કરી જુવે, તો ત્હેમાં ત્હેને પૂર્ણ સફળતા મળે છે: જાણે પાણી ઉપર તે ચાલતો હોય નહિં, એમ પ્રભુ ત્હેને આશ્રય અને સહાય આપે છે. હવે, જે વાત હરકોઈ મનુષ્યના સંબન્ધમાં બની શકે છે, તે આખી પ્રજાઓના સંબન્ધમાં પણ અવશ્ય બનવી જ જોઈએ: પરન્તુ જ્યારે તેઓ પોતાનું નહિં પણ બીજી પ્રજાઓનું હિત કરવા માગશે ત્યારે: એટલે હજી તેમ થવાને વાર છે. આમ બનશે. ત્યાં સુધી આપણે અસહ્ય દુઃખો ભોગવીને પણ

તત્પર થઇ ગઇ. સ્ટ્રિકન ગ્વિન કહે છે "આપણો દેશ સત્ય માર્ગે છે, એમ માનીને યુદ્ધમાં સામેલ થવું એ એક સહેલી વાત છે; પણ રાજ્યના વિગ્રહ અનીતિમય છે, એમ જાણી હોવા છતાં ત્હેમાં ભળવું, એ ઘણું કઠિન છે આ બાનુ યુદ્ધમાં સેવા કરવા ગઇ તે પોતે ઇંગ્રેજ સ્ત્રી હતી તેથી નહિં, પણ પોતે સ્ત્રી હતી એમ ધારીને; સર્વિયાની પ્રજા બહાદુર હતી તેટલા માટે નહિં, પણ સર્વિયામાં સહાયની જરૂર હતી તેથી." આ સમયે તે એમ પણ જાણતી હતી કે આખા સર્વિયામાં ચેપી રોગ ફેલાઇ રહ્યા હતા અને દર્દીઓની દવા તથા માવજત કરનાર સઘળાં ત્હેના ભોગ થઇ પડતા હતા. છતાં તે એ દેશમાં જવાને તત્પર થઈ અને ગઇ."

સેલોનિકાથી તે લખે છે કે "આ સ્થળ ગંદવાડ અને મંડવાડથી ઉભરાય છે." બીજા એક પત્રમાં તે લખે છે કે "અમારા મંડળમાંથી છ જણ તો પથારીવશ થઇ પડ્યા છે. પણ મ્હને હજી ન્હાનાં ન્હાનાં દર્દો ઉપશાન્ત કાંઈ થયું નથી." કાગુજેવાટ્ઝ નામના ગામથી તે લખે છે કે "સઘળાં મ્હોટાં મકાનોને દવાખાનાં બનાવવામાં આવ્યાં છે. ચોતરફ ઉજ્જડ, દરીદ્ર, દુઃખી ભાસે છે." "અત્યારે હું અમારાં તંબુમાં જે જાતનું કામ કરી રહી છું, ત્હેને હાથ લગાડવાનું પણ એક મહિના પ્હેલાં મ્હને સ્વપ્ન ન્હોતું." દુઃખી દર્દી મનુષ્યો માટેની ત્હેની તીવ્ર લાગણી નીચેના પત્રમાંથી જણાય છેઃ "જખમો જોઇ જોઇને મ્હારું હૃદય સખ્ત બની શક્યું નથી. હું તેથી કંટાળતી અથવા ગભરાતી પણ નથી. મ્હારા દિલમાં ફક્ત લાગણી વિશેષ થાય છે. હું દર્દીઓને પંપાળું છું અને ત્હેમને "ભલા સિપાઇ!" એમ કહું છું. (એ તે દેશની ભાષા થોડી જ જાણતી હતી.) તેઓ મ્હને "ભલી બ્હેન!" એમ જવાબ આપે છે. તે ઘણીજ મીઠાશથી, ધીમાશથી, લાગણીથી, કોમળતાથી કામ લેતી હતી અને દર્દીઓ પ્રણ ત્હેને જોઇને બહુ આરામ પામતા. ત્હેમની વેદના જેમ બને તેમ ઓછી કરવાને તે ઘણી મહેનત લેતી. તેમ કર્યા શિવાય ત્હેને જંપજ વળતો નહિં.

ત્હેમની છાવણીમાં થોડા વખતમાં ત્રાસજનક ટાઇફસ તાવ ફાટી નીકળ્યો, એટલે તો એ બધાનું કામ ઉલટું અસાધારણ રીતે વધ્યું. તે આ સમયે લખે છે કે—"હું બહુ થાકી ગઇ છું......અને મ્હારું આખું શરીર આરામ માટે તલસે છે. ગઇ કાલે બધો વખત તોપોના ભડાકા થતા હતા, છતાં પણ મ્હને ઉંઘ આવી હતી. કારણ એ છે કે ભયંકર ટાઇફસની શરૂઆત થઇ ગઇ છે. અને તેથી કામ પુષ્કળ વધ્યું છે." માણસો, ડૉક્ટરો, નર્સો, એક પછી એક ત્હેનો ભોગ થવા લાગ્યાં હતાં. "મ્હારું શરીર તો મજબુત છે, એટલે હું આશા રાખું છું કે કદાચ આ કઠિન બિમારીમાંથી હું બચી જાઉં. પરન્તુ જો મ્હને પણ તે લાગુ પડશે, તો હું ત્હમને તારથી ખબર આપીશ. ત્હમને સખ્ત આઘાત થાય એવા હેતુથી નહિં પણ હું જ્યારે આ તરફ આવી ત્યારે આપણે જે ભયનો સંભવ સમજ્યાં હતાં અને જે પરિણામ કલ્પ્યું હતું, ત્હેના માત્ર સૂચન તરીકે. દરેક મનુષ્યનો કોઇક દિવસ તો અન્ત આવવાનો જ છે, તો પછી બીજા કોઇ સ્થળ કરતાં આવા કર્મક્ષેત્રમાં જ અવસાન મળે ત્હેને હું વધારે ઇચ્છું. ટાઇફસમાં દર્દ અથવા ત્રાસ બહુ નથી. આખો વખત ઘેનમાં પડ્યાં રહેવાય છે અને તદ્દન શાન્તિથી અજ્ઞાતભૂમિમાં ચાલ્યાં

જવાય છે ! આ વિષયના હું જરા પણ વિચાર કરતીજ નથી પણ ફક્ત એટલાજ માટે લખું છું કે તમને મ્હારે માટે ચિન્તા અથવા દુઃખ ન થાય."

આ પછી થોડાજ દિવસમાં ગંભીર સમાચાર આવી પ્હોંચ્યાં કે "મિસિસ ડિયરમર ટાઇફસનો ભોગ થઇ પડી છે" અને જે દિવસમાં તો તે શાન્તિથી પરમધામ તરફ પ્રયાણ કરી ગઇ. આ પ્રસંગે ત્હેણે મૃત્યુશૈયા ઉપર પડેલા એક સ્નેહીને પ્રથમ એક સન્દેશો મોકલ્યો હતો, ત્હેનું સ્મરણ થાય છે. ત્હેણે લખ્યું હતું કે 'અન્તઃકાળે આપણને ઈશ્વરમાંજ આરામ મળે છે." અને એજ પ્રમાણે તે પોતે પણ અવસાન પામી. ઇશ્વરના ધામને પામવાની ત્હેના હૃદયમાં શ્રદ્ધા સંપુર્ણ હતી પોતાના એક ગ્રન્થમાં ત્હેણે લખ્યું છે કે "સ્ત્રીના ખાસ ગુણ હિંમત, ડહાપણ અને ધીરજ છે, આવવામાં હિંમત, પ્રેરણા કરવામાં ડહાપણ અને સહન કરવામાં ધીરજની જરૂરિયાત છે." આ ત્હેના વચનમાં અને ત્હેને અનુસરેતી ત્હેની જિંદગીમાં સ્ત્રીજીવનનું એ પરમ રહસ્ય બહુ સુન્દર રીતે જોવામાં આવે છે.

"સ્નેહ" ત્હેનો જીવન મંત્ર હતો, "સેવા" ત્હેનો સંસારપન્થ હતો. અને "આત્મભોગ" ત્હેના હૃદય બળની પ્રેરણા કરતો દેવદૂત હતો. ત્હેણે એક પત્રમાં લખ્યું છે કે "નર્સોની સ્નેહાળ, દયામય સંભાળ બહુ અદ્ભુત છે. હું માનું છું કે સૈનિકોને ખાતર તેઓમાંની દરેક દરેક પોતાનો પ્રાણ પણ આપે." આમાં ત્હેણે પોતાના વિશે કંઇ લખ્યું નથી; પરન્તુ ત્હેનું જીવનજ આ શબ્દોની સત્યતા સાબીત કરે છે. ત્હેની સ્નેહાળ, દયા ભરી સંભાળ બહુ અદ્ભુત હતી... ત્હેણે સૈનિકોને ખાતરજ આખરે પ્રાણ આપ્યો."

---

## મહાત્મા.

વિવેકબુદ્ધિથી જગત્ ઉપર દૃષ્ટિ કરતાં બેમાંથી એકજ પરિણામ આવે-નિર્વેદ કે પ્રેમ. જે આથી બીજી સૃષ્ટિ છે એમ અંગીકાર કરવાવાળા છે, તે તો આ સૃષ્ટિને એક અણુમાત્ર માને છે ને તે વિષે તેટલીજ દરકાર કરે છે. જેને નિઃસીમ પરમજ્ઞાનની પ્રતીતિ છે, તેના આગળ પૃથ્વીનો ગોળો શી ચીજ છે ! જે ત્રિકાલસિદ્ધ છે તેના આગળ એ માટીના લોચાની સ્થિતિનો પણ શો હીસાબ છે ! એક જ માણસનો આત્મા આખા જગત્ કરતા પણ મ્હોટો છે ! ब्रह्माण्डमण्डलीमात्रं किं लोभाय मनस्विनः । शफरीस्फुरितेनाब्धेः क्षुब्धता जातु जायते । ચૌદ બ્રહ્માંડનું નાનું સરખું કુંડાળું તે મહાત્મા જ્ઞાનીને કેવલ નિર્જીવ જેવુંજ આનંદ પેદા કરી શકે તેમ છે; કેમકે એ મહાત્માના મહા સમુદ્રતુલ્ય આત્મામાં પહાડ જેવી એક માછલીના ફડફડાટથી શો ક્ષોભ થઇ શકનાર છે ! માણસ ! માણસ ! તુંજ ઈશ્વર છે ! તુંજ સર્વ છે; તુંજ અમર છે. અહો ! હવે પછી તું કોઇ એક ભિન્ન સૃષ્ટિમાંથી આ ગોળા ઉપરના થવાના અને થઇ ગયેલા તરફડાટ શા આનંદથી જોશે ! રામથી તે મ્લેચ્છકુલ ચંદ્રવંશનો ઉચ્છેદ કરશે ત્યાં સુધીના ! વૈવસ્વત મનુથી તે મહાપ્રલય પર્યંતના !, જે આત્મા કેવલ સ્વધ્યાનમાં જ રહે છે, ને સદસદ્વિચારમાં જ વખત કાઢે છે, તે આ સંસારમાં છતાં પણ પોતાના પુણ્યથી પ્રાપ્ત કરેલા સ્વર્ગમાં વસે છે અને શરીરના બંધનમાં છતાં પણ મુક્ત જ છે.

## समाज–वाङ्मय–विज्ञान.

# હિન્દી મહાકવિઓ.

લેખકઃ એક વાંચનાર.

હિન્દી કાવ્યની શરૂઆતઃ

ઉંચા પ્રકારની સંસ્કૃત કવિતા પંદરમા સૈકાની આખરે લખાતી બંધ થઇ અને એ ભાષાના મહાન લેખકોનું કાર્ય પૂરૂં થઇ ગયું દેખાયું. આ સમય પછી પણ લખાયલાં કોઇ કોઇ શિષ્ટ, સુન્દર કાવ્યો જોવામાં આવે છે; પરન્તુ આગળ થઇ ગયેલા સમર્થ લેખકોની સંસ્કારી કૃતિઓના ઝળહળતા જ્યોતિ પાસે તે મન્દતેજ લાગે, એ સ્વાભાવિક છે. આવી રીતે થયેલી સંસ્કૃત સાહિત્યની પડતી આપણને દિલગીરી ઉપજાવે છે, છતાં એજ કાળમાં નીકળી આવેલો હિન્દી કાવ્યનો ઉજ્વળ પ્રકાશ તે શોકને સત્વર ભૂલાવી દે તેમ છે. કારણ કે હેમાં પણ રસ, ભાવ અને કળાના ઉચ્ચ અંશો વિવિધ રૂપમાં ખીલેલા છે. અગિયારમા સૈકામાં ઇતિહાસમાં અમર થઇ ગયેલ, દેશભક્ત, વીરકવિ ચન્દ બરદાઇના પ્રોત્સાહક, શૌર્યતન ભર્યા કાવ્યોના મહાઘોષરૂપે અવતરેલી હિન્દી ભાષાની કવિતા સરિત જૂદાં જૂદાં સ્વરૂપો અને ભિન્ન ભિન્ન પ્રદેશોમાં થઇને આજ સુધી વહી રહી છે. સુરમ્ય વાટિકાઓ, મહાન રાજમન્દિરો, અગમ્ય અન્તઃપુરો, પૂજ્ય ધર્મસ્થાનો, ગહન વનગુફાઓ, શાન્ત વિહારકુંજો, નન્દન ગૃહસદનો, સૌમ્ય ગિરિકુટિરો અને મોહક નદીતટો,–સર્વ સ્થળે, સકળ ધામમાં, હેણે અનેકવિધ ખેલન કર્યું છે. પંદરમા સૈકામાં, પ્રભુ પ્રેરિત મહાત્માઓ અને સંત–ભક્ત જનોના હૃદયના પ્રેમવિહ્વળ ઉદ્ગાર હેણે પોતાના સવેગ પ્રવાહ ઉપર ધારણ કર્યાં હતાઃ આ સમયમાં કબીર, નાનક, નાભાજી, મીરાંબાઇ–એમના જિગરની અલૌકિક ભક્તિ ભાવના કવિતાના રૂપમાં જન્મ પામી જગતને હરિધ્યાનમાં આમોદી દર્શન કરાવતી હતી. સોળમા સૈકામાં, સંસ્કારી અને વિલાસી કવિજનોના બુદ્ધિપ્રસાદથી, જ્વલંત અને જ્ઞાનથી પરિપૂર્ણ ચમત્કારિક કવનો પ્રકટ થયાં હતાઃ એ કાળમાં ગંગ, તુળસી, બિહારી અને કેશવની સુન્દર, મનોહર, સંસ્કારી, મોહક અને મધુર કાવ્યો આખા દેશમાં કાવ્યરસની રેલ ફેલાવવા લાગ્યાં હતાં.

આ પછી કેટલોક સમય હિન્દી કાવ્યલહરિએ અશિષ્ટ, કૃત્રિમ અને અરુચિકર તરંગોમાં વ્યતિત કર્યો પરન્તુ ફરી પાછો હેનો મહાવેગ દેશમાં દૃષ્ટિગોચર થયો અને અસાધારણ બળ તથા ગૌરવથી વધતો, ધાર્મિક અને ભક્તિ ભાવનાઓના અદ્ભુત, અગમ્ય ઇશ્વરી ધામો તરફ, તે અસ્ખલિત પ્રવાહથી વ્હેવા લાગ્યોઃ સૂરદાસ, હરિદાસ અને અન્ય ભક્ત કવિઓના હૃદયગીત એ કવિતામાં તરતાં અનેક તૃષાતુર મનુષ્યોને અમૃતપાન કરાવતાં હતાં. સત્તરમા, અઢારમા અને ઓગણીસમા સૈકામાં પણ આ કાવ્યદેવીએ અનેક રૂપે વિહાર કર્યો હતાઃ તથા ભૂખણ, મતિરામ, ગિરિધર, પદ્માકર, ઠાકુર, ભવાન અને બાબુ હરિશ્ચન્દ્ર,–એમની કવિતા લોક જિગરને આનન્દ, ઉત્સાહ, સુબોધ તથા સાન્ત્વન, આદિ આપી રહી છે. આ કવિઓના બુદ્ધિ–સંસ્કારની વિશાળતા અને હેમની કાવ્ય-

કૃતિઓની ઉજ્જ્વળ કીર્તિ એવી મહાન છે કે તે કોઇ પણ પ્રજાના ઇતિહાસમાં શોભા આપનાર ગણાય. આખી દુનિયાના મહા કવિઓની પંક્તિમાં પણ આ કવિવરો સ્થાન લઇ શકે તેમ છે અને તેઓમાંનો કેટલાક તો સમર્થ કવિઓ અને મહાન ભક્તોના દિવ્ય સ્વરૂપમાં અસાધારણ લોકપૂજ્યતા પામ્યા છે.

૧.

**ચન્દ કવિ:**

અગિયારમાં સૈકાના અન્તમાં, હિન્દી ભાષાનો આદિકવિ, કવિરાજ ચન્દ આખા હિંદુસ્થાનમાં જાણીતો થયો હતો. મધ્યકાલીન હિન્દી મહારાજાઓ અને મહાવીરોમાં સુપ્રસિદ્ધ દિલ્હીનો ચોહાણ રાજા પૃથુરાજના દરબારનું તે એક અમૂલ્ય રત્ન હતું. ચોહાણ લશ્કરને યુદ્ધમાં પ્રોત્સાહન આપનાર બહાદુર કવિ તથા રણભૂમિમાં તલવાર હાથમાં લઇને ઘૂમનાર નિડર લડવૈયા તરીકે ભારતના ઇતિહાસમાં ત્હેની ખ્યાતિ અમર છે. તે ઈ. સ. ૧૯૨૦ માં મારી ગયો હતો. ત્હેની કવિતાનો પ્રવાહ એવો વેગવાન અને તરંગોથી ભરપૂર છે કે લોકો,—ત્હેના ઉપર સાક્ષાત્ જગદંબાની કૃપા હતી તેથીજ એ આવાં તેજસ્વી અને આકર્ષક કાવ્યો લખી શકતો હતો,—એમ કહે છે. એનો રચેલો મહાન ગ્રન્થ " પૃથુરાજ રાસા " નામનો છે, જેમાં મહારાજ પૃથુરાજ અને ત્હેના વીર સરદારોનાં પરાક્રમોનું બહુ રસમય વર્ણન કરવામાં આવ્યું છે. આ ગ્રન્થનાં ૬૯ ભાગ છે, અને ત્હેમાં પૃથુરાજનો ઇતિહાસ આપવા ઉપરાન્ત જૂદી જૂદી રાજપૂત જાતોની પુરાણ મહત્તા, રીત રિવાજો, દંતકથાઓ તથા ત્હેના વીર કર્મો, આદિ અનેક વિષયો હોવાથી તે રાજપૂતાનામાં એક મુખ્ય આધાર રાખવાંમાં આવેલું પુસ્તક થઇ પડયો છે. પ્રાચીન ક્ષત્રિયોનો ઇતિહાસ જાણવાનું સાધન જેવી રીતે મહાભારત ગણાય છે, ત્હેવી રીતે મધ્યકાલીન રાજપૂતોની તવારીખ માટે " પૃથુરાજ રાસા " જ સપ્રમાણ ગણાય છે.

આ ગ્રન્થનું સંશોધન કરેલી શુદ્ધ આવૃત્તિ હજી બ્હાર પડી નથી, એ માટે દિલગીરી થાય છે. ત્હેની ફક્ત એકજ આવૃત્તિ, કાશીની નાગરી પ્રચારિણી સભા તરફથી પ્રકટ થયેલી હાલ મળી શકે છે. " પૃથુરાજ રાસા " ની ભાષા શુદ્ધ હિન્દી નથી પણ તે સમયની જૂદી જૂદી ઉપભાષાઓ ( બોલીઓ ) ના શબ્દો તથા વાક્યરચનાથી મિશ્રિત છે. રાજપૂત વીરોનાં પરાક્રમોની ચન્દ કવિએ ગાયેલી કથા આજ પણ ઠેકાણે ઠેકાણે લોકહૃદયમાં વીરતા ઉશ્કેરી રહે છે, એવો અદ્ભુત અને ચેતન ભર્યો એની સંસ્કારી વાણીનો પ્રભાવ છે

૩.

આખા હિન્દુસ્થાનમાં કોઈ પણ સ્થળે મહાત્મા કબીરનું નામ અજાણ્યું નથી તે વણકરનો ધંધો કરતો હતો અને ૧૩૯૮ માં કાશીમાં જન્મ્યો હતો એમ મનાય છે નવા શોધ ઉપરથી જણાયું છે કે તે સિકન્દર શાહ લોદીના સમયમાં હતો અને ૧૫૧૮ માં મૃત્યુ પામ્યો રામાનન્દજીનો એ શિષ્ય હતો, અને તે પોતે સાધુ પુરૂષ હતો ત્હેણે એક ધાર્મિક સંપ્રદાયની સ્થાપના કરી, જેમાં ધર્મના સનાતન સિદ્ધાન્તોનુ પ્રતિપાદન કર્યું તથા કોઇ પણ જાતનો જાતિ, ધર્મ અથવા વર્ણનો કોઇ પણ ભેદ સ્વીકાર્યો નહિં. આથી ધર્મના સ્થાપકોમાં તથા સંસારના સુધારકોમાં ત્હેનું સ્થાન ઉચ્ચ અને વિરલ છે. આ ઉપરાન્ત કવિ તરીકે પણ અસાધારણ મહત્વની સાખીઓ બનાવીને ત્હેણે હિન્દી સાહિત્ય ઉપર મહાન ઉપકાર કર્યો છે ત્હેના બીજાં કાવ્યો પણ લોકપ્રિય છે સાદી, સીધી અને સુન્દર ભાષા, અને ભક્તિનો સુબોધ, તથા ઉપમા આદિ અલંકારોની સુયોગ્યતા એને લીધે એની કવિતા ઘેરે ઘેર આજ પણ વંચાય છે. ખરેખર, આખી હિન્દી ભાષામાં એક રીતે જોઇએ તો તે અદ્વિતીય છે.

કબીર:

૪.

દુનિયાના ધર્મગુરૂઓમાં નાનકનું નામ પણ પ્રસિદ્ધ છે શિખ ધર્મનો તે સ્થાપક હતો. ત્હેના મુખ્ય પુસ્તક "ગ્રન્થ સાહેબ" (જે શિખ લોકોનો મુખ્ય ધર્મ ગ્રન્થ છે તે–) માં ઉમદા, બોધક, ઉત્કર્ષક કાવ્યો અને ગીતો છે. શિખ લોકોમાં તે પુષ્કળ વંચાય છે અને અહોરાત્ર ત્હેનો અભ્યાસ થાય છે. ૧૪૬૯ થી ૧૫૩૯ સુધીમાં તે હયાત હતો

નાનક:

૫.

ભક્તમાળના નામથી કોઇ પણ હિન્દુ ભાગ્યેજ અજાણ હશે. ત્હેનો કર્તા નાભાજી અથવા નાભાદાસ છે ત્હેનો જન્મ ૧૪૮૩ માં હતો અને અંબર (જયપુર) ના અગ્રદાસનો તે શિષ્ય હતો ગુરૂની આજ્ઞાથી ત્હેણે ચોપાઇઓમાં ૧૦૮ ભક્તોનાં જીવન ચરિત્ર લખ્યાં કાવ્યકૃતિ તરીકે પણ ભક્તમાળ ઉચું સ્થાન લે છે. લોકોમાં એ પુસ્તક બહુ વંચાય છે અને એ લખાયું ત્યારથી ત્હેણે અનેક મનુષ્યોની જિંદગી સુધારી–ઉદ્ધારી છે, એમાં કાંઇ જ શક નથી.

નાભાજી:

૬.

મીરાંબાઇને ગૂજરાત પોતાના કવિમંડળમાં પ્રથમ પંક્તિનું સન્માન આપે છે, ત્યારે ઉત્તર હિન્દુસ્થાન ત્હેને પોતાના કવિવરોમાં પણ એવાજ બહુ ઉંચા સ્થાને મૂકે છે આ સાધ્વી રાઠોડ કુળની રાજકુમારી હતી અને મેવાડના રાજકુટુમ્બમાં ત્હેનું લગ્ન થયું હતું ત્હેનો પતિ વિવાહ પછી થોડા સમયમાં યુદ્ધમાં મરણ પામ્યો હતો અને તે વિધવા થઇ હતી. (આપણા દેશમાં

મીરાંબાઈ:

આ બાબતમાં પ્રચલિત દંતકથા જૂદી છે; પરન્તુ તે સર્વને સુજ્ઞાત હોવાથી અહિં ફરીથી આપી નથી.) આ કુમારી ઘણીજ રૂપવતી અને ભક્તિમાન હતી; ત્હેનું હૃદય સ્નેહપૂર્ણ અને અસાધારણ ભાવથી ઉભરાતું હતું. ત્હેનો કવિ-આત્મા સામાન્ય વિધવાનું તરંગહીન જીવન સ્વીકારી ન શક્યો. પોતાના ઉભરાતા સ્નેહભાવને ત્હેણે હરિપદમાં પ્રેર્યો અને પોતાના મહેલમાં શ્રીકૃષ્ણનું દેવાલય બનાવીને અહોરાત્ર ત્હેની સેવામાં અને ભજનમાં તે પોતાનું જીવન ગાળવા લાગી. આવા અદ્ભુત ભક્તિભાવને લઇને, ત્હેના હૃદયસરોવરમાંથી જે કવિતા ઝરવા લાગી, તેજ આપણી આગળ હાલ જૂદી જૂદી ભાષાના સ્વરૂપમાં પ્રત્યક્ષ છે. અને તે સાચી અન્તર્ પ્રેરણાનું પરિણામ હોવાથી જ ત્હેમાં આવી અવર્ણનીય સુન્દરતા અને મધુરતા જોવામાં આવે છે. એમ કહેવાય છે કે શ્રી ભગવાન પોતે આ બાઇની અગાધ ભક્તિથી મુગ્ધ બનીને ત્હેની પાસે મૂર્તિમાન સ્વરૂપે જ રહેતા હતા અને અન્તે ત્હેને પોતાના પરમ સૌખ્યસ્વરૂપમાં જ ત્હેમણે વિલીન કરી દીધી હતી. મીરાબાઈ કૃત "રાગ ગોવિન્દ" માં ઊંચી જાતિની કવિતા છે. ત્હેનાં પદોમાં અસાધારણ ભક્તિભાવ, વિરહ આત્મ સમર્પણ, મધુર મોહકતા, તથા ઓહૃદયની સ્વાભાવિક કોમળતા હોવાથી આખા હિન્દુસ્થાનમાં તે આજ પણ અત્યંત રસથી, પ્રેમથી ગવાઈ રહ્યાં છે.

૭.

સોળમા સૈકાના મધ્ય ભાગમાં (૧૫૩૮) મહાકવિ ગંગ પ્રસિદ્ધ હતો. તે સામ્રાટ્ અકબરનો રાજકવિ હતો એમ માનવામાં આવે છે અને એટલું તો
ગંગ-કવિ: ખરૂં છે કે અકબરે ત્હેને અનેક તરેહની પુષ્કળ બક્ષીસો આપી હતી. રાજા બીરબલ અને બીજા મુગલ રાજસભાના આગેવાનો પણ ત્હેનું ઘણું સન્માન કરતા અને ત્હેની સાથે ઉદારતાથી વર્તતા. ગંગ કવિઓનો પણ કવિ હતો; અને જે ત્હેની કવિતા હાલ મળી આવે છે, ત્હેમાં શબ્દ ચમત્કૃતિ, અર્થ ગૌરવ અને કાવ્ય પ્રતિભા બહુ સુન્દર રીતે નિહાળાય છે. ત્હેનાં સંગીત કાવ્યોમાં અકબર બાદશાહના પરાક્રમો અને ત્હેની મહત્તા તથા કીર્તિનું વર્ણન મુખ્યત્વે કરીને છે. ત્હેનાં બીજાં કાવ્યો હજી મળી આવ્યાં નથી; તેમ ત્હેના કાવ્ય ગ્રન્થો પણ અપ્રાપ્ય છે. જે કાવ્યો હાથ લાગ્યાં છે, તે વિવિધ છૂટક કાવ્યસંગ્રહોમાં જોવામાં આવે છે. લોકો તે રસથી વાંચે છે અને "कवि गंग कहे सुन शाह अकब्बर"—એ પંક્તિ આપણે જ્યાં ત્યાં બોલાતી સાંભળીએ છીએ.

તુલસીદાસ કૃત "રામાયણ" ઓછું પૂજ્ય ગણાતું નથી આ કવિ આશરે ૧૫૪૪ થી ૧૬૨૪ સુધીમાં થયો હતો. ત્હેણે ઘણાં કાવ્યો રચ્યાં છે, ત્હેમાંથી લગભગ ઘણી ભાગ રામચરિતને લગતો છે. પરન્તુ ત્હેની મુખ્ય કૃતિઓ– 'રામાયણ" અને "સતસૈદી" છે. જેમ छंद–चंद कविना, पद–सूरदासजीना, दुहा–विहारीलाल ના ઉત્તમ ગણાય છે, તેમજ चोपाइ તો तुलसीदासजी નીજ એના કરતાં વધારે સુન્દર ચોપાઈઓ તો કોઇ અન્ય કવિ લખી શકયો નથી.

તુલસીદાસે કાશી, અયોધ્યા, વૃન્દાવન, પ્રયાગ, વગેરે તીર્થોમાં વારંવાર યાત્રા કરી હતી, પરન્તુ પછી તે એકજ સ્થળે રહયો હતો હિન્દી સાહિત્યના આકાશમાં તુલસીને સૂર્યની ઉપમા આપવામાં આવી છે, તે યથાર્થજ છે એના રચેલા રામાયણની ખૂબીઓનું વર્ણન કરવા બેસતાં ત્હેનો પાર આવે તેમ નથી એ ગ્રન્થની ભાષા પણ સંસ્કારી, સુલલિત, શુદ્ધ અને રસપૂર્ણ છે. તુલસીદાસની જાદુઈ લેખિની નજીવામાં નજીવા બનાવોને અલૌકીક રૂપ આપે છે આખા હિન્દુસ્થાનની પ્રાકૃત ભાષાઓમાં કોઇપણ ગ્રન્થ "તુલસી રામાયણ" કરતાં અધિક લોકપ્રિય નથી, વધારે ઉચ્ચ સ્થાને મૂકી શકાય એવો પણ નથી. અમર કવિત્વ જેના હૃદયમાં વસ્યું છે, એવા અદ્ભુત કવિનું રચેલું અસાધારણ ગૌરવ અને પ્રકાશવાળુ, એ અપૂર્વ મહાકાવ્ય છે, એમાં કાંઇ શક નથી.

૯.

તુલસીદાસ પછી બિહારીલાલ ચોથે આવે છે. તે પવિત્ર વ્રજભૂમિનો રહેવાસી હતો અને ૧૫૪૫ માં જન્મ્યો હતો જયપુરના રાજા જયસિંહે ત્હેને

બિહારીલાલઃ રાજકવિનું પદ આપ્યું હતું અને ત્હેણે રચેલ 'બિહારીસતસઈ' ના સાતસો શ્લોકને માટે ત્હેને ૭૦૦ સોના મ્હોરનું ઇનામ આપ્યું હતું.

આ "સતસઇ"ના જેવો બીજો આખી હિન્દી ભાષામાં કોઇ ગ્રન્થ લખાયો નથી. દરેક શ્લોક (અથવા દુહો) એવી ખૂબીથી રચવામાં આવ્યો છે, કે ત્હેના અનેક અર્થ થાય છે અને ત્યાં ચમત્કૃતિ તથા રસ–પ્રસાદ ત્હેમાં એવી સુન્દર રીતે સમ્મિશ્રિત છે કે તે પ્રત્યેક શ્લોક કાવ્ય આળાનું અમૂલ્ય રત્ન છે, એમ લાગ્યા વિના રહેતું નથી. ભાષા સરળ અને મનોહર છે અને ત્હેમાં વપરાયલા અલંકારો સુશ્લિષ્ટ છતાં વિલક્ષણ છે. વિચારદોહનના નમૂના તરીકે તે સુપ્રસિદ્ધ છે, કારણ કે ત્હેનું વિવરણ કરતાં એક પછી એક નવા નવા અર્થ નીકળતા જ જાય છે. આ ગ્રન્થ ઉપર ત્રીસ કરતાં વધારે ટીકાઓ હયાત છે, જેમાંની એક તો સંસ્કૃત ભાષામાં લખાયલી છે કોઇ પણ હિન્દી ભાષાનો વિદ્વાન અથવા લેખક એવો નહિં નીકળે, જેણે આ અદ્વિતીય ગ્રન્થનો થોડો ઘણો ભાગ પણ વાંચ્યો ન હોય. ઘણા કવિઓએ બિહારીના "સતસાઈ" ની નકલ કરવા પ્રયત્નો કર્યા છે, પણ કોઇ ત્હેની અદ્ભુત કવિતાની પાસે પણ મૂકી શકાય, એવી કાવ્યકૃતિ પેદા કરી શક્યા નથી. જેમ તુલસીનું રામાયણ ધાર્મિક કાવ્યોમાં વિશિષ્ટ છે, તેમજ સાહિત્યની દૃષ્ટિએ જોતાં બિહારીનો "સતસઇ" પણ ત્હેવો જ અનુપમ ઉત્તમ છે હિન્દી ભાષાના વિદ્વાન્ અભ્યાસી ડૉ. ગ્રિયર્સને આ કાવ્ય ગ્રન્થની એક સુન્દર આવૃત્તિ–વિસ્તૃત ઇંગ્રેજી ઉપોદ્ઘાતની સાથે–પ્રકટ કરી

છે. જેઓને કવિતાનો ખાસ શોખ હોય ત્હેમને તો આ "સતસઇ" જેવાં, ક્ષણે ક્ષણે નવી સુન્દરતા દર્શાવતાં આખા સાહિત્ય ભંડારમાંથી પણ થોડાંજ પુસ્તકો હાથ લાગશે.

## ૧૦.

જો કવિરાજ બિહારીલાલ રસભાવ સાથે કલાની મિલાવટમાં અને અનેકાર્થથી ભરપૂર કવિતાની રચનામાં અદ્વિતીય છે, તો કેશવદાસ (૧૫૬૭) હિન્દી સાહિત્ય શાસ્ત્રનો પિતા અને તે વિષયના જ્ઞાનમાં ત્હેવો જ અતિ સમર્થ વિદ્વાન્ છે. કેશવ તેહરીના રાજ્યનો વતની હતો અને ત્યાંથી બુન્દેલખંડમાં આવીને ઓરછાના રાજા મધુકર શાહની પાસે રહ્યો હતો. અહિં ત્હેનું સારૂં સન્માન થયું હતું તથા ત્હેની યોગ્યતાના સ્વીકાર તરીકે મધુકર શાહના પુત્ર રાજા ઇન્દ્રજિતે ત્હેને એકવીસ ગામ જાગીર તરીકે બક્ષીસ આપ્યાં હતાં. કેશવે કાવ્યશાસ્ત્રને લગતા ઉત્તમ ગ્રન્થો લખ્યા છે; પણ તે બહુધા વિદ્વદ્ભોગ્ય છે. વિજ્ઞાનગીત, કાવ્યપ્રિયા, રામચન્દ્રિકા તથા રામાલંકૃત મંજરી, (પિંગળ) આ વગેરે પુસ્તકો ત્હેણે રચ્યાં હતાં, પરન્તુ ત્હેનો "રસિકપ્રિયા" ગ્રન્થ બહુ સુન્દર છે. રામચન્દ્રિકામાં રામચરિત ત્હેણે અનેક જૂદા જૂદા છન્દો અને વૃત્તોમાં આલેખ્યું છે. ત્હેનાં પુસ્તકો હિન્દી સાહિત્ય અભ્યાસના મુખ્ય સાધન તરીકે મનાય છે. અને ત્હેના પછી થયેલો દરેક કવિ આ વિષયના જ્ઞાન માટે ત્હેનો ઉપકારી છે તથા—रसिक प्रिया बिन चातुरी, (રસિકપ્રિયાના અભ્યાસ વિના ચતુરાઇ આવે જ નહિ) આવાં વચનો ઉપરથી આ કવિ હિન્દી ભાષા સાહિત્યની ખીલવણીમાં કેટલો મહત્વનો ભાગ લે છે તે સમજાયા વિના રહેતું નથી કારણ કે કાવ્ય શાસ્ત્રના સઘળા ઉપવિભાગોની ત્હેને એકસરખી માહિતી છે અને એ કવિરાજ નવા લેખકોને "શું લખવું" તથા "કેવી રીતે લખવું?"—તે બહુ સારી રીતે શીખવી રહ્યો છે. દિલગીરીની વાત એ છે કે કેશવદાસની કૃતિઓની કોઇ શુદ્ધ આવૃત્તિ પ્રકટ થઇ નથી.

બળી જવાની હૃદયની તીવ્ર વૃત્તિ, એમ જ કાંઇ સમજાય છે સૂરદાસે યૌવનમાં પોતાનાં નેત્રો પોતાને હાથે જ ફોડી નાંખ્યાં હતાં, એમ કહેવાય છે પરન્તુ એક વાત તો સત્ય છે કે ત્હેનાં અન્તરનાં જ્યોતિનો પ્રકાશ ત્હેનાં હૃદય અને આત્માને બહુ અજબ રીતે પ્રકાશિત કરી રહ્યો છે આ સાધુ મહાન્ ભક્તરાજ, ઉત્તમ કવિ અને અદ્ભુત ગાયક હતો મધુરતા, સુન્દરતા, રસિકતા, રમણીયતા, અને અલૌકિક પ્રીતિ ઝરતાં ત્હેનાં અનુપમ ભક્તિનાં પદ્ય, હીમાલયથી રામેશ્વર અને દ્વારિકાથી બ્રહ્મપુત્રા સુધી, આજ પણ અત્યંત પ્રેમથી, અત્યંત ભાવથી સર્વત્ર ગવાય છે અને વ્રન્દાવનની પવિત્ર કુન્જો, જેમાં સૂરદાસને " પ્રભુ ગિરિધર નાગરે " સાક્ષાત્ દર્શન દીધાં હતાં, ત્યાં તો હજુએ આપણને ત્હેના અમર સંગાનના ભણકાર આવ્યાં જ કરે છે.

૧૨.

હરિદાસ: સ્વામી હરિદાસ વ્રન્દાવનનો રહેવાશી અને સૂરદાસનો સમકાલીન ( ૧૫૮૦ ) હતો. ત્હેણે પણ તુલસીદાસ અને સૂરદાસના જેવાં ધાર્મિક કાવ્યો લખ્યાં છે. તે એક સાધુ પુરૂષ હતો અને ત્હેનાં " રાગ સાગરોદ્ભવ " અને " રાગ કલ્પદ્રુમ " પુસ્તકોમાંનાં ગીત બહુ મિઠાં અને મનોહર છે. પ્રસિદ્ધ સંગીત શાસ્ત્રી અને ગાયક તાનસેન ત્હેની પાસે રહીને કાવ્ય અને સંગીત શાસ્ત્રો શીખ્યો હતો

૧૩.

દેવ કવિ: દેવ કવિ મૈનપુરીનો બ્રાહ્મણ હતો અને સોળમા સૈકાની આખરે હયાત હતો. ત્હેનો જન્મ ૧૫૮૪ માં થયો હતો તે અસાધારણ શક્તિવાળો કવિ હતો, જેણે ૭૨ કાવ્ય ગ્રન્થો લખ્યા છે ત્હેમાંથી મુખ્ય—પ્રેમતરંગ, રસવિલાસ, રસાનન્દલહરી, કાવ્યરસપિંગળ, દેવમાયા પ્રપંચ નાટક, પ્રેમદીપિકા, સુમનવિલાસ વિનોદ અને રાધિકા. દેવ કવિ મ્હોટો વિદ્વાન હતો અને ઘણા કવિ શિષ્યોને ત્હેણે તૈયાર કર્યા હતા.

૧૪.

સવાલસિંહ: સવાલસિંહ ચોહાણ ( ૧૬૭૦ ) નું રચેલું ૨૪૦૦૦ શ્લોક વાળું દુહા અને ચોપાઇમાં લખાયલું મહાભારત લોકપ્રિય છે તે એટવા જિલ્લાનો જમીનદાર હતો અને ત્હેના કુટુંબીઓ હરદોઇ જિલ્લામાં વસેલા છે. ત્હેણે ઘણી કવિતા રચી છે, તે ઉંચી પંક્તિની તો નથી, પણ બહુ જાણીતી છે

૧૫.

ભૂષણ: ચન્દ કવિરાજ જે પોતે જ રણભૂમિમાં વિચરીને લડવૈયાને શર ચ્હડાવતો હતો, ત્હેની પાછી જો વીર કવિતાને પૂર જોસમાં કોઇએ પણ ખિલવી હોય તો તે કવિ ભૂષણ હતો હિન્દી કાવ્યપ્રદેશનો તે બળવાન લડાયક કવિ છે જાતે તે બ્રાહ્મણ હતો, પણ દ્રોણ, અશ્વત્થામાં અને પરશુરામનો આત્મા

ચ્હોટો ભાગ મહારાષ્ટ્રમાં સતારાના મહારાજા શિવરાજની પાસે ગાળ્યો હતો, જ્યાં ત્હેને અઢળક દ્રવ્યની ભેટ મળી હતી. ત્હેણે ચમત્કારિક રીતે વીરરસ ફેલાવનારાં સમર્થ કાવ્યો રચીને દક્ષિણીઓને મુસલમાનોની સામે લડવાને અને મુગલ રાજ્ય તોડી પાડવાને ઉશ્કેર્યા હતા. પાછળથી તે પન્નાના રાજા છત્રપાળના દરબારમાં પણ રહ્યો હતો. પરન્તુ મરાઠા મહારાજ પાસેથી પુષ્કળ પૈસા મળેલા હોવાથી, તે બીજા કોઈ પાસેથી ભેટ—બક્ષિસ લેતા ન હતા. શિવરાજ ભૂખણ, ભૂખણ હજારા, ભૂખણ ઉલ્લાસ, દષનઉલ્લાસ, વગેરે પ્રસિદ્ધ ગ્રન્થો એના રચેલા છે, એમ કહેવાય છે; અને છૂટક પણ ઘણી કવિતો, એના લખેલા, જૂદા જૂદા સંગ્રહોમાં જોવામાં આવે છે. એ નિઃસંશય ઊંચી પ્રતિભા-કવિ છે.

ભાષાનો આવેગ તે એવી સારી રીતે ઉપજાવી શકતો અને શબ્દોના ઉપયોગમાં તે એવી સરળતા મૂકી શકતો કે એના હાથમાં કવિતા—દુશ્મનોના દળનો નાશ કરવા માટે સ્વદેશી લશ્કરને ઉશ્કેરતું—જબરૂં હથિયાર બનતી. શિવાજી મહારાજના પરાક્રમોનું ત્હેનું વર્ણન આખા સાહિત્યમાં અદ્વિતીય છે. ત્હેનો જન્મ ૧૬૮૧માં થયો હતો, એમ કહેવાયછે.

૧૬.

મતિરામ: ભૂખણ કવિનો સમકાલીન મતિરામ હતો, જેનું હિન્દી કવિતામાં સ્થાન ઘણું ઉચું છે. તે પણ ભૂખણનાજ ગામમાં જન્મ્યો હતો અને જાતે બ્રાહ્મણ હતો. ત્હેણે આખી જિન્દગી રાજદરબારોમાં ગાળી હતી; અને છેવટના સમયમાં કુમાયુનના રાજા ઉદયચંદ, બુન્દીકોટાના ભાઊસિંહ, તથા ફતેહસિંહ બુન્દેલાની પાસે તે રહ્યો હતો. આ કવિ પોતાની વિદ્વતા માટે ઘણું માન પામે છે અને ત્હેના લખાણોમાં શૈલિની સુન્દરતા, વિચારનું ઉંડાણ અને કાવ્યકળાનું જ્ઞાન તથા અલંકારોના સદુપયોગ ઉત્તમ રીતે જોવામાં આવે છે. ત્હેણે નીચે જણાવેલા ગ્રન્થો રચ્યા હતાઃ

"લલિત લલામ"—કાવ્યસંસ્કારનું પુસ્તક છે. તે કોટાના રાજા ભાઊસિંહને અર્પણ કરેલું છે. "રસરાજ" ગ્રન્થમાં નાયિકા ભેદ વિશે સમજૂતી છે, આ ઉપરાન્ત ત્હેણે પોતાનો રચેલો પિંગળ શાસ્ત્રને લગતો એક ગ્રન્થ ફતેહસિંહ બુન્દેલાને પણ અર્પણ કર્યો હતો.

૧૭.

ગુરૂ ગોવિન્દ: ગુરૂ ગોવિન્દ મહાન્ શિખ ધર્મના મુખ્ય પ્રવર્તક તરીકે જગત્પ્રસિદ્ધ છે. ત્હેનો જન્મ ૧૬૮૧ માં પટણા શહેરમાં થયો હતો અને ગુરૂ તેજ બહાદુર; જેને શહેનશાહ આલમગીરે મારી નંખાવ્યો હતો, ત્હેનો તે પુત્ર હતો. શિખ ધર્મના મુખ્ય શાસ્ત્ર સુપ્રસિદ્ધ ગ્રન્થ સાહેબમાં ત્હેનાં રચેલાં જે કાવ્યો જોવામાં આવે છે, તે ઉત્તમ પ્રકારની કવિત્વ શક્તિ દર્શાવે છે. ભાષાની સરળતા અને શૈલિની ચારૂતા તથા નીતિ સિદ્ધાન્તો અને ધાર્મિક ભાવની ઉચ્ચતામાં ગુરૂ ગોવિન્દનાં ગીત અને સ્તવન અદ્વિતીય છે વાણીની ખૂબી કરતાં વિચારની સ્પષ્ટતા તરફ આ ભક્ત કવિનું વધારે લક્ષ્ય હોવાથી, ત્હેનાં પદોમાં જૂદી જૂદી ભાષાઓના શબ્દોના પણ ભેળસેળ છે. અને વ્રજ, પંજાબી તથા ઉર્દૂનું સંમિશ્રણ એનાં લખાણમાં જોવામાં આવે છે.

૧૮.

સત્તરમા સૈકાની આખર અને અરાઢમા સૈકાની શરૂઆત,–એ કાળ હિન્દી કવિ કાળીદાસ: કાળીદાસનો છે તે બંગાળ તરફનો બ્રાહ્મણ હતો. શહેનશાહ આલમગીર (ઔરંગઝેબ) ની સાથે તે ગોલકોન્ડા ગયો હતો. ત્યાર પછી તે ઘણા વખત સુધી જમ્મુના મહારાજ જગતસિંહ રઘુવંશીની પાસે રહ્યો હતો અને ત્હેના માનમાં "બન્ધુવિનોદ" નામનો ગ્રન્થ ત્હેણે રચ્યો હતો. સંવત ૧૪૮૦ થી ૧૭૦૫ સુધીમાં થયેલા ૨૧૨ કવિઓની કાવ્યકૃતિનો સંગ્રહ, જે ત્હેણે "હજારા" એ નામથી બનાવ્યો હતો, તે ખરેખર અદ્દભુત છે ત્હેનું ત્રીજું પુસ્તક "બધૂવિનોદ" પણ કાવ્ય ચમત્કૃતિની કળાનો સારો નમૂનો છે હિન્દી સાહિત્યમાં આ કવિની પ્રતિષ્ઠા સારી જામેલી છે.

૧૯.

ગિરિધર: ગિરિધર કવિરાજ ઉત્તર હિંદુસ્થાનનો વતની હતો અને ૧૭૭૦ માં હયાત હતો. ત્હેણે નીતિશાસ્ત્ર અને વ્યવહાર સંબંધી ઘણા કુંડળિયા લખ્યા છે. આ કાવ્યો એવા સચોટ, અસરકારક અને વિશુદ્ધ ભાષામાં રચાયલાં છે કે ઘણા વખતથી હિન્દી શિક્ષણ પાઠાવલીમાં ત્હેમાંના પુષ્કળ ઉતારા કરી લેવામાં આવતા નજરે પડે છે.

૨૦.

ગ્વાલ: ૧૭૭૧ માં ગ્વાલ કવિ હયાત હતો ત્હેણે ભાષા સાહિત્ય સંબન્ધી ઘણા ગ્રન્થો લખ્યા છે ત્હેની કવિતા પણ સચોટ અને રસિક ભાષામાં લખાયલી જોવામાં આવે છે તે મથુરાનો રહીશ હતો અને ત્હેના કાવ્ય ગ્રન્થો ઘણા લોકપ્રિય છે ત્હેનાં પુસ્તકોમાં નીચે જણાવેલાં જોવામાં આવે છે નખશીખ, ગોપી પચીસી, યમુનાલહરી, સાહિત્યદૂષણ, ભક્તિભાવ, શ્રૃંગારદુહા, શ્રૃંગારકવિત, અને સાહિત્યદર્પણ.

૨૧.

ભિખારીદાસ: ભિખારીદાસ સાધુ કવિઓની પંક્તિમાં સ્થાન લે છે. તે બુન્દેલખંડનો કાયસ્થ હતો અને ૧૭૨૮ માં જન્મ્યો હતો કવિ તરીકે હિન્દી ભાષામાં ત્હેનું સ્થાન બહુ ઉંચું ગણાય છે ત્હેનાં લખાણમાં ભાષા અને વિચારનું બહુ સુન્દર, સુયોગ્ય મિશ્રણ થયેલું છે કાવ્ય નિર્ણય, શ્રૃંગાર નિર્ણય, બાગબહાર તથા પિંગળ અને રસસારાંશ, વગેરે તેનાં પુસ્તકો જાણીતાં છે

૨૨.

કવિ પદ્માકર બન્ના શહેરના મોહનલાલ ભટ્ટનો પુત્ર હતો અને ૧૭૮૧ માં જ-

**પદ્માકર:** —ચો. ૬૭ ...તા. રઘુનાથરાવ પેશ્વાના દરબારમાં તે રહ્યો હતો. કવિતાની એક ...૮૦ લખવાને માટે ત્હેને એક લાખ રૂપિયાનું ઇનામ પેશ્વા સરકાર તરફથી મળ્યું હતું. પછી તે જયપુર ગયો. ત્યાંના રાજા સવાઇ જગત્સિંહના નામ ઉપરથી ત્હેણે "જગદ્વિનોદ" લખ્યો હતો આ રાજાએ ત્હેને સુવર્ણ, હાથી અને વાહનની અનેક બક્ષીસો કરી હતી. આ પછી તે રાજદરબારમાંથી વાનપ્રસ્થ થઇને ત્હેણે ગંગા કિનારે નિવાસ કર્યો અને અહિં "ગંગાલહરી" લખી. પદ્માકર કવિરાજ લોકોમાં અને વિદ્વાનોમાં એક સરખો સુપ્રસિદ્ધ છે અને ત્હેનાં કાવ્યોમાંથી પુષ્કળ ઉતારા થાય છે. પદ્માકરના લખાણુની ખાસ ખૂબી પદની ચિત્ર વિચિત્ર રચના, અને રસ-અલંકારની અસાધારણ ચમત્કૃતિ છે તથા તે વારંવાર વિનોદ અને હાસ્ય પણ ઉપજાવે છે. ત્હેની વાણી એકસરખા શાન્ત પ્રવાહમાં વહ્યા કરે છે, પરંતુ ત્હેમાં કાવ્યકળાના વિવિધ રંગો નિહાળાય છે ખરા.

## ૨૩.

**પછીના કવીઓ:** પદ્માકરની નકલ કરવામાં સર્વોત્તમ અને પ્રાસાનુપ્રાસ ભરેલી પંક્તિઓને પંક્તિઓ લખનારં તરીકે પજનેશ કવિ જાણીતો છે. તે પન્નાનો વતની હતો અને ઓગણીસમી સદીના આરંભમાં જન્મ્યો હતો. ત્હેની કાવ્યકળા ...ખિલાવવાની આતુરતા ત્હેને અર્થના પ્રતિપાદન કરતાં શબ્દજાળમાં વધારે ગૂંચવે છે; છતાં ત્હેની ઉપમાઓ અને બુદ્ધિચમત્કાર એવાં અસાધારણ છે કે ત્હેનું સ્થાન ભાષા સાહિત્યમાં હજી ઘણો વખત સ્વીકાર પામવાનું.

ઠાકુર કવિના નામથી બે જણની કવિતા પ્રસિદ્ધ છે. એક સત્તરમા સૈકાની મધ્યમાં અને બીજો ઓગણીસમા સૈકાના આરંભ લગભગમાં થયો હતો. પ્હેલાની કવિતા "હજારા" નામના કાવ્યસંગ્રહમાં છે અને તે સુન્દર છે. બીજો બ્રાહ્મણ હતો ત્હેનું "રસચન્દ્રિકા" નામનું પુસ્તક ઉંચી પ્રતિનું અને જાણીતું છે.

ભવાન ૧૮૮૪ માં જન્મ પામ્યો હતો. તે જાતે બ્રાહ્મણ હતો. ત્હેના "કાવ્ય કલ્પદ્રુમ" ની વિદ્વાનો બહુ પ્રસંશા કરે છે. આ ઉંચી પંક્તિના કવિની કૃતિઓનો વિશેષ અભ્યાસ થવો ઘટે છે.

કાશીના બાબુ ગોપાળચન્દ્રનો પુત્ર બાબુ હરિશ્ચન્દ્ર, જેને વિદ્વાનોના મંડળ તરફથી "ભારતેન્દુ" નો ખિતાબ આપવામાં આવ્યો હતો, તે ઓગણીસમા સૈકાના ઉત્તરાર્દ્ધમાં હયાત હતો. અર્વાચીન હિન્દી કવિઓમાં તે મુખ્ય ગણાય છે. ત્હેનાં "સુન્દરી તિલક" વગેરે કાવ્યો બહુ સુપ્રસિદ્ધ છે.

આગ્રાના રાજા લછમનસિંગે ઓગણીસમા સૈકાના અન્તમાં મહાકવિ કાલીદાસકૃત રઘુવંશ, શકુન્તલા તથા મેઘદૂતનું ઉચ્ચ સંસ્કારી શૈલીમાં કવિતામાં ભાષાન્તર કર્યું હતું. હિન્દી ભાષાના નવીન ઉત્તમ કવિઓમાં આ લેખકની પણ ગણના થાય છે. આ સિવાય રૂપનારાયણ પાંડેય વગેરે અન્ય પણ સારા લેખકો હાલ સુન્દર કવિતા લખી રહ્યા છે.

—❦❦❦❦❦—

# દેશ દર્શન.

લેખક: શ્રીયુત "આત્મ જ્યોતિ.

"ઇંગ્લાંન્ડમાં જે કાર્યોમાં જાનવરનો ઉપયોગ થાય. તે કાર્યો માટે આ દેશમાં માણસનો ઉપયોગ થતો જોઇ એક પાર્લામેન્ટનો સભાસદ ઘણો અજબ થયો હતો. ગાડીમાં મુકી શકાય તેવા બોજાને તેણે ઉંચકીને લઇ જવામાં આવતા જોયા, તથા મદ્રાસમાં કુલી ઓને પાણી ખેંચનારાં જાનવરો તરીકે કામ કરતા જોયા આ બાબતનું કારણ મજુરીના દર પ્રમાણમાં સસ્તા હોવાનું હતું. પણ એક જુદા કારણે સર મુંબઇના રસ્તાઓ ઉપર એક મુસાફરના જોવામાં યુરોપીયન મૈયત અને બીજી કોમોની મૈયત વચ્ચે સ્વાભાવીક તફાવત આવે છે. જે ચોકઠા ઉપર મૃત દેહને મુકવામાં આવે છે તેને હીંદુઓ ખભા ઉપર ઉચકીને લઇ જાય છે. એટલુંજ નહિં, પણ તાપ કે વરસાદમાં અગર શરદ રાત્રીએ કે સવારે, હવામાંથી બચવા પુરતાં વસ્ત્રો વગર, તેને ઉંચકીને લાંબી મંજલ સુધી ચાલે છે. તેઓ ઉંચી ભાવના માટે તેમ કરે છે. પણ શું વિતાનના જમાનામાં ગુજરી જવા બાદ ગાડીની સવારી પસંદ ન પડે?" —રેફલુઇ.

હિન્દના જુદા જુદા પ્રાંતોના સેનીટરી કમીશનરો (આરોગ્ય ખાતાના અમલદારો)ની હાલ્હી ખાતેની કોન્ફરન્સમાં સરકારને ભલામણ કરવામાં આવી હતી કે, વારસામાં મળેલી ટેવો દેશની સુખશાન્તી તથા સુધારા વધારાની આડે આવવા માટે જવાબદાર છે. જેઓ સુધારાના નામે આંખ મીંચામણાં કરે છે, અથવા સુધારાને વગોવે છે, તેઓ પોતાના દેશ તથા કોમને હજુ કેટલી પછાત પડેલી જોવા માગે છે. હિન્દુસ્થાનમાંથી 'વર્ણનો ઉંચો દરજ્જો' એક ઐતિહાસિક બીના સમાન રહ્યો હતો, પણ મુંબઇની ધારા સભાએ તેઓને મ્યુનીસીપાલીટીમાં બેઠક લેવાનો હક આપી, તેઓનો તે ઉંચો દરજ્જો સાબીત કર્યો છે. હાલમાં સાઉથ (દક્ષિણ) આફ્રીકા જેવા સુધરેલા દેશોના લોકોની નજરે હીંદીવાનોનો દરજ્જો "નહી ઇચ્છવા જોગ પડોસીઓ" તરીકે, લગભગ અછૂત જેના જેવો, દુ:ખરૂપ વર્ણવવામાં આવે છે. તેનાં બીજા ગમે તે સ્વાર્થી કારણો હોય, તોપણ આપણે જરૂરના સુધારા તો આપણા સાંસારિક આચારમાં દાખલ કરવા જોઇએ. આ બાબતમાં ધર્મના ઝનુનને કશું સ્થાન નથી, પણ હીંદીવાનોના આચાર વિચાર સુખશાન્તી અપેક્ષા નહી હોવાનું કહેવામાં આવે છે, તે કારણ તો આપણે દૂર કરી શકીએ.

વિદ્વાનો કહે છે કે, જે પ્રજાના આચાર વીચાર સાંકડા અને કઢંગા હોય છે તે પ્રજામાં સમાજીક અને રાજદ્વારી હીલચાલો કે સુધારા ફતેહમંદ ઉતરતા નથી........... એટલે કે, એક પ્રજામાં સમાજીક સંસ્કૃતિ ન હોવાનું પરિણામ ત્હેની સ્વતંત્રતા તથા સુધારામાં આડે આવે તે એટલુંજ નહી; પરંતુ ન્યાય, સત્ય અને ભલાઇ કે જે દરેક ખરા તથા ધર્મની ઉન્નતિ માટે જરૂરી છે, તે મંબધમાં પણ સમાજની સ્થીતી દુ:ખરૂપ જોવામાં આવે છે.

દરેક સમાજ વ્યકતીઓથી બને છે, અને જેમ દરેક વ્યકતી સમાજની જુદી જુદી

કરી છે, તે જ પ્રમાણે જન્મ, લગ્ન તથા મોત, એ ત્રણે સમાજ શાસ્ત્ર સમજવાની જુદી જુદી કડીઓ છે. દરેક શહેરમાં જન્મની સારી વ્યવસ્થા માટે શાસ્ત્રીય પદ્ધતીના સુતીકા ગૃહોની હાલમાં અગત્ય પીછાનવામાં આવે છે, તેમ મોત પછીની વ્યવસ્થા માટે પણ શાસ્ત્રીય પદ્ધતીના સ્મશાનની અગત્ય પીછાનવામાં આવે, તો સમાજના તન અને મનની દુરસ્તીમાં અને આચાર વીચારમાં આસ્તે આસ્તે ઘણા સુધારા થવા પામે પણ અજબ વાત છે કે, આ દેશના કવિઓ તથા વીદ્વાનો જ્યારે સંસાર સુધારાના વિચાર કરવા બેસે છે, ત્યારે ઘણે ભાગે "આપ મુએ પીછે ડુબ ગઈ દુનીયા " ની કહેવત મુજબ મોત જેવા વીષયની અગત્ય ઉપર સુપ રહે છે।

હિંદુ સમાજ પોતાના ગૌરવ માટે મગરૂર હોય એ ખુશી થવા જેવુ છે,- પણ માત્ર પ્રાણીય સંસ્કૃતીની ખાતર પણ આ પ્રગતીના જમાનામાં ફેરવાયેલા સંજોગો તરફ લક્ષ ન આપે, તો હીંદુ સમાજની તથા દેશની સાંસારીક, ધાર્મિક અને રાજદ્વારી હાલત જે જાતની હાલ જોવામાં આવે છે, તે શીવાય બીજી કઇ જાતની હોઇ શકે ? ।

કોઇપણ પ્રજાની સ્વતંત્રતા કે સ્વમાન તે પ્રજાના જે અનેક રીતે રીવાજો ઉપરથી વ્યક્ત થાય છે તેમાં તેની સ્મશાન વ્યવસ્થા પણ એક છે સુધરેલા દેશની પ્રજાના સ્મશાન સુઘડ હોય છે, જ્યારે હીંદુઓના સ્મશાન લગભગ ઉકરડા જેવાં હોય ? । વળી અમેરીકા જેવા સ્વતંત્ર દેશમાં દરેક દંપતી પોતાના ધણી અથવા દીકરાનો ઉપયોગ મસાણે કાંધ પહોંચવાના વાહન તરીકે ખરચવાને બદલે, તે સૌની રાજ્યસભામાં પ્રમુખ બને, એવી જાતની મહત્વકાંક્ષા રાખે છે વૈદિક કાળમાં આપણા પૂર્વજો પણ મૃતદેહને સ્મશાન રથમાં સુવાડીને લઈ જતા તેઓ સ્વતંત્ર હતા અને આપણે તે બહાદુર પ્રજાના વારસ છીએ પણ એ વારસાને શોભાવવાની આપણામાં અત્યારે લાયકાત છે કે નથી, તે આપણી સમાજના હાલના આચાર વીચાર ઉપરથી સમજાય છે

હીંદુ શાસ્ત્રો ખાંધીઆઓને પતીત માને છે મનુમહારાજ તો એટલે સુધી કહે છે કે "*પ્રથમ પુરૂષ ખાંધીઆઓનો ત્યાગ કરવો, આરોગ્ય શાસ્ત્ર, મૃતદેહને ઉપાડીને લઈ જવાની*" મના કરે છે. તથા માનવ શાસ્ત્ર અને સમાજશાસ્ત્રના નીયમ ઉપરથી પણ તેમ કરનાર પ્રજાઓની અધોગતી થાય છે, એમ સમજાય છે પણ હાલનું હીંદુ જીવન ધર્મ, વ્હેમ અને રૂઢીથી એવુ તો ઓતપ્રોત થઇ ગયુ છે કે લોકો હીંદુધર્મની સુંદરી અને રૂઢીઓની બદી વચ્ચે રહેલો ફરક મહેસાઈથી પારખી શકતા નથી એને પરિણામે જ્યારે કોલેરા, પ્લેગ કે ઇનફ્લુએન્ઝા જેવા ઉડતા રોગોની મહામારીઓ ચાલે છે, ત્યારે શબ ઉપાડીને માણસોએ પોતાની જાતને તથા પોતાનાં સગાં વહાલાંઓના જીવને જોખમમાં નાખવા, એના કરતાં વધારે બુરૂં શું છે.? તેવે વખતે પણ કેટલાક લોકો મૃતદેહને સ્મશાન રથમાં મુકીને સ્મશાન લઇ જવામાં એક જાતની હીણપદ સમજે છે. જે ચોકઠા ઉપર મૃતદેહને મુકવામાં આવે છે, તેને બદલે સગવડ ભરેલી ગાડીમાં * મુકતી વખતે ખાંધની ભાવના

સંભાળ પૂર્વક જાળવ્યા પછી તેને વીવેક ભરેલી રીતે શાન્તીથી લઈ જવામાં આવે, તો તેમાં ખોટ ગણાય કે તેને કઢંગી રીતે ઢીંચક ઢીચક કરતા લઇ જવામાં ખોટ ગણાય? – એ બાબતનો તો વાંચનાર સજ્જનો પોતેજ વિચાર કરી લેશે.

વૈદીક કાળમાં આપણા પુર્વજો મૃત દેહને ઉચકીને લઇ જતા ન હતા, એમ વીદ્વાનો કહે છે. પણ આપણા દેશની પડતીની સાથે અનેક ખોટા રીતરિવાજો આપણામાં આવી બેઠા. તેમાં આ પણ એક છે. આપણી અધોગતિને લીધેજ આપણો ધર્મ હ્રાસ પામતો અટક્યો છે. હીંદના સમાજની સારી સંસ્કૃતીનો વીકાસ બંધ થવાની સાથે હાનીકારક આચાર વીચારો સમાજને ગુંગળાવવા લાગ્યા છે અને બાળલગ્નો, કન્યાવિક્રય, કજોડાં, મરણ ક્રિયાના વરા, વગેરે અનેક જાતની કુરૂપતા વધવા લાગી છે. ખભે મડદાને ઉપાડીને લઇ જવાના રિવાજને પણ આવી જાતની કુરૂપતાજ ગણવી જોઇએ. ન્યાયની નજરે જોતાં દરેક ન્હાની ન્હાની પેટા જ્ઞાતીઓને પોત પોતાના મુડદાં ઉચકીને લઇ જવાં પડે, ત્યાં સુધી સામાન્ય રીતે લોકો પોતાની મુખ્ય જ્ઞાતીમાં આપવા લેવા સીધાન્ત પ્રમાણે સામાજીક સહકાર અથવા સંસાર વ્યવહારથી પોતાનું સમાજ બળ વધારી શકે, એ જેમ સંભવીત નથી, તેવીજ રીતે સ્થાનીક સેવા સમીતીઓ સેવા ધર્મની કર્તવ્ય પરાયણતા સમજીને દરેક શહેરમાં "સ્મશાન રથ" ની સારી ગોઠવણ કરતા ગભરાય ત્યાં બેરોજગાર સાધુઓ કામે વળગે એ પણ સંભવીત નથી. પ્રજાઓએ મૃતદેહને માન તથા વીવેક ભરેલી રીતે સ્મશાન ગાડીમાં મુકીને લઇ જવો જોઇએ આપણી પ્રજા તેમ કરતી નથી પણ કોઇ પણ સમાજ પોતાની ખોડ કે નામોશી ભરેલી સ્થીતી એકદમ ભાગ્યેજ જોઇ શકે છે. આ દેશમાં જ્યારે અંધકારના જમાનામાં સતીનો રીવાજ પ્રચલીત હતો, ત્યારે તે જમાનાનો સમાજ પણ તેમાં કશું અનુચીત નહી જોતાં તે રૂઢી તરફ પ્રસન્નતા પુર્વક જોતો અને કેટલાક તો તેને સ્વર્ગે પહોંચવાના સાધન તરીકે માનતા એવી જ રીતે મૃતદેહને ઉચકીને લઇ જવામાં પણ હાલનો સમાજ કશું અનુચીત ન સમજે એ પણ બનવા જોગ છે. સતીનો રીવાજ બંધ પાડવા જો રાજા રામમોહનરાયે મજબુત અવાજ ઉઠાવ્યો ન હોત તો હજુ સુધી પણ વખતે તે રીવાજ પ્રચલીત હોત। હાલ તે રીવાજ બંધ હોવાથી દરેક હીંદુને ગમગીર થવા જેવું છે, પણ સુધરેલા દેશોની પ્રજાઓની એકસરખી પંક્તીએ ઉભા રહેવા માટે સમાજીક ઉત્સાહની બરબાદી કરવાને બદલે હીંદુસમાજ સુધારકોએ પોતાની આખી જાતી સુધારવા માટે વ્યાવહારિક પ્રયત્નો કરવા પડશે. કારણ કે એમ કહેવાનું

---

ડની બનાવટની રબ્બરટાયર ટ્રોલીસ્ટ્રેચર ( ની હાથગાડીઓ ) કે જે દરેક વખત પાણી તથા તડકાથી સાફ થઇ શકે છે, તેને એક માણસ પણ સહેલાઇથી ચલાવી શકે છે આવી સ્મશાન ગાડીઓ કેટલાક શહેરોમાં સ્થાનીક સેવા સમીતિઓ તરફથી જાહેર ઉપયોગ માટે રાખવામાં આવે છે. તેને હમેશ સાફસુફ અને સારી હાલતમાં રાખવા માટે એકાદ બીનરોજગાર સાધુને રોકવાથી ગમે તો અબોટીયાં પહેરીને પણ લોકો તેને ઉપયોગમાં લઇ શકે છે. અને મરનારને ઉચતનું માન આપવા માટે કશા પણ સંકોચ વગર લોકો સારી સંખ્યામાં હાજરી આપી શકે છે.

ન જોઈએ કે હીંદ ગુલામોનો દેશ છે. પણ દરેક હીંદીને એમ લાગવું જોઈએ કે તે છૂટો છે.

અજ્ઞાનતા તથા અર્ધદગ્ધતા સામેના ધર્મ–યુદ્ધને શરૂ કરવાના ભાગીરથ પ્રયાસની ખાસ જરૂર છે; આપણે ત્યાં જ્ઞાનની ઉપર અજ્ઞાન જે સરસાઇ ભોગવે છે, તેનાં કેટલાંક કારણોમાંનું એક કારણ એ છે કે આત્માનું છુટાપણું ભોગવનારી પ્રજાને છાજે એવા આપણા રીત રિવાજો તથા સાંસારિક વાતાવરણ નથી, તેમજ આપણામાં સંકલ્પબળ અને દ્રઢતા પણ નથી. આથી સુધારાના ક્ષેત્રમાં જવાની ઇચ્છા હોવા છતાં ઘણાં લોકો તેમ કરી શકતા નથી, અને પરીણામે હીંદુ સંસાર કૃત્રીમ બની, કન્યાવીક્રય જેવાં ઘોર પાપ, બાળવીધવાઓનાં શાપ તથા બાળહત્યાઓ જેવા મહાન્ દોષોવડે પોતાની આત્મઘાત તથા ધર્મનો નાશ કરી રહેલ જોવામાં આવે છે.

ઉપર કહ્યા મુજબ જન્મ, લગ્ન તથા મોત, એ સમાજશાસ્ત્રની જુદી જુદી કડીઓ છે. જ્યારે જ્યારે ઉચ્ચ કહેવાતી જ્ઞાતીનો કોઇ હીંદુ કમનશીબે વીધુર બને છે, ત્યારે ઘણે ભાગે પોતાના ફરી લગ્ન માટે તેના જેવી કોઇ વીધવાનો હાથ ગ્રહણ કરવાને બદલે, હીંદુસ્તાનીઓમાં જેની અછત છે, એવી કોઇ કન્યા માટે પોતાની પેટાજ્ઞાતીમાં શોધ કરે છે. તે સમજે છે કે જો કોઈ વીધવા શોધી તેની સાથે પોતાનું ફરી લગ્ન કરી બન્નેનો સંસાર સુધારે, તો બીજે દહાડેજ નાત બહાર થાય। અને જ્ઞાતીસ્વભાવની વીરૂધ્ધ જઈ તેઓને નાતબહાર નહી કરવાની, સૂચના કરવી, એતો માત્ર કુલીન આગેવાનોની સ્વાર્થી પસંદગી અને તેઓની આત્મહિતની લાગણી દુખાવવા શીવાય બીજું કંઇ કરી શકાય નહીં। આથી જેઓ આડે દહાડે સંસાર સુધારાની હીમાયત કરનારાં હોય છે, તેઓ પણ પોતાની કોમની, બચ્ચાંની પ્રખ્યાતી, બાળવીધવાઓને તેઓના સખ્ત કીસ્મત ઉપર રડતી રાખી, પીઠબળે કન્યાવીક્રયને ઉત્તેજન આપે છે. છેલ્લા કેટલાક વર્ષો દરમીયાન કન્યાવીક્રય ઉપર સંખ્યાબંધ નાટકો મુંબાઇ ખાતે ભજવાયાં; તોપણ જેમ દીવસે દીવસે કન્યાવીક્રયને વધારે ને વધારે ઉત્તેજન મળતું રહેતું જોવામાં આવે છે, તેમ વીધવાઓની સંખ્યામાં પણ હમેશાં વધારો થતો જ જાય છે। જે વીધવાઓ વૈધવ્ય પાળવા માટે ખુશી છે, તેઓ તો દરેક રીતે પૂજ્ય છે. પણ ફરજીઆત કુંવારાપણું કે વીધવાપણું પાળનારાં કંઇ બધાં બ્રહ્મચારી હોતાં નથી અને હોઇ શકે પણ નહી. બાધીઆઓની મહાત્મ્યપોથી તથા બળકતથી જે વીધવાઓ સમથી જેમાઇને સંસારમાં ગોઠવાઇ જવાને બદલે જમાનાની ગરદીશમાં આવી પડે છે, તેઓની હાલત ઘણીજ દયાજનક થઇ પડે છે. પરીણામ ઘણી વખતે બાળહત્યાઓમાં આવે છે, અને કેટલીક વખત નિર્દોષ બાળાઓને હંમેશને માટે અનીતીના ધંધાં વાસ્તે (White slave traffic) મોટાં શહેરોમાં ધકેલાઇ જવામાં આવે છે. કોરટનાં વેરાં પણ બાધીઆઓનો બોધ ઘેટા માટે જરૂરીજ માનવામાં આવે છે। આ જમણા માટે ઘણી વખત ગરીબોને કરજ કરવાં પડ્યાં છે. અને ઘર વેચવાની વાતો જે સંભળાય છે, તે પણ બહુધા ખરી હોય છે।

# સ્ત્રીઓ ઉપર અત્યાચાર

( હિંદી ઉપરથી. )

લેખક: શ્રીયુત કસનજી મણિભાઈ દેસાઈ.

"ભૂમંડળના પ્રત્યેક ભાગમાં સ્ત્રીઓ પર અત્યાચાર અને તેમનો નિરાદર કરવો એ અસભ્યતાનું મુખ્ય ચિહ્ન સમજવામાં આવે છે જંગલી મનુષ્યો જ સ્ત્રી જાતિને તુચ્છ કારની દષ્ટિએ જુએ છે." —રોબર્ટસન.

સન ૧૯૧૧ ની વસ્તીની ગણત્રીના રિપોર્ટ (અહેવાલ) પરથી જણાય છે કે કલકત્તા શહેરમાં ૧૪૨૭૧ વેશ્યાઓ છે કલકત્તાની કુલ સ્ત્રીઓમાંથી જેમની ઉંમર ૨૦ થી ૪૦ વરસની છે,–તેમાં પ્રત્યેક બાર સ્ત્રીએ એક વેશ્યાનું પ્રમાણ આવે છે। બારથી વીસ વરસની સ્ત્રીઓમાં દર સેકડે ૬ જણ વેશ્યાનો અધમ ધંધો કરે છે। અને ૧૦૯૬ વેશ્યાના ધંધા માટે નિર્માણ થયેલી છોકરીઓની વય ૧૦ વરસથી પણ ઓછી છે। આ સ્ત્રીઓ પૈકી સેકડે ૯૦ વેશ્યાઓ હિંદુ છે।

ભગવાન! બાર, દશ કે તેથીએ ઓછી વયની વેશ્યાઓ! ભારતમાં જેવી રીતે બાલ્યવિવાહની કુરીતિ ચાલુ થઇ છે, તેવી જ રીતે બાલવેશ્યાઓનો બુરો રિવાજ પણ શરૂ થયો છે। ડૉ. એસ સી. મૅકેન્ઝી તથા ખા બ મૌલવી જણાવે છે કે–"માબાપો જાતે એવા ઉપાય લે છે, જેથી યાન્ત્રિક ઉપાયોથી વયમાં ન આવેલી બાળાઓને અનાચાર માટે તૈયાર કરી શકાય!" બસ, અહિં તો–હાય, સભ્યતાનો પણ અંત આવી ગયો!

સને ૧૮૫૨ માં કલકત્તામાં ૧૨૪૧૯ વેશ્યાઓ હતી તેઓમાં ૧૦૪૬૧ હિંદુ હતી.

સને ૧૮૭૦ માં એ શહેરમાં ૭૯૭૯ હિંદુ, ૧૧૬૨ મુસલમાન, ૫૬ યુરેઝીયન, ૫ યુરોપીયન અને ૭૫ યહુદણ વિગેરે જાતની સ્ત્રીઓનો ધંધો ચલાવતી વેશ્યા હતી.

આ દશા કેવળ કલકત્તા શહેરની જ નથી આ ખુલ્લા અનાચારનું "સાઇન બોર્ડ" પાટીયું ભારતનાં પ્રત્યેક શહેરમાં, ખાસ બજાર કે ચોકમાં દેખાશે મુંબઇની 'વ્હાઇટલેન', લાહોરની અનારકલી, દિલ્હીનું ચાવડી બજાર અને લખનૌનો ખાસ ચોક,–એ પાપકર્મને પોષણ આપનારાં નરક સ્થાન છે, અનીતિ ત્યાં ઉભરાય છે। તીર્થરાજ પાપનાશક પવિત્ર કાશી શહેરમાં, સંયુક્ત પ્રાંતોનાં સર્વ શહેરોથી અધિક વેશ્યાઓની સંખ્યા છે। એની સાથે ડૉક્ટરો ને વૈદ્યો ત્યાં અધિક છે। પ્રયાગ, મથુરાં, વૃંદાવન ને હરદ્વાર સુધી પણ એમનો ડેરો જામ્યો રહે છે પવિત્રમાં પવિત્ર ભૂમિમાં તમે એમને જોશો નૈનીતાલ આદિ પહાડો ઉપર લોક અમુક મહિનાઓ જ જાય છે, ત્યાં પણ શેઠ સાહેબોના સાથે બાઇજીઓ (વેશ્યાઓ) ના ડેરા તંબુઓ બદાઉ ને મુરાદાબાદ શું, પણ બરેલી જેટલે છેટેથીએ પહોંચી જાય છે. અંગ્રેજ લોક તો સાંજના વખતે બોટિંગ ( હોડી ચલાવવાની કસરત ) કરે છે, નીચે કલબમાં ફુટબોલ આદિ અનેક રમત રમાય છે, પણ આપણા શેઠ સાહેબો તો અધમતામાં પડી રહીને પોતાની તંદુરસ્તીનું સત્યાનાશ વાળે છે। હવા ખાઇ પહાડ પરથી પાછા

દક્ષિણ ભારતમાં ( મદ્રાસ આદિમાં ) બાલિકાઓને મદિરમાં દેવસેવા નિમિત્ત આપી દેવાની પ્રથા છે. ત્યાં તેમને "વિભૂતિણુ" કહે છે. તેઓ તીર્થયાત્રા કરવા આ પ્રાંત સુધી આવે છે અને મૂર્ખ, અજ્ઞાન મનુષ્યોને પોતાના ચરિત્રનો પરિચય દઇ જાય છે !

આમને આગ અનેક માર્ગે ઉપદંશનો રોગ ઉચી કોમોમાં પણ ફેલાય છે, ઘણાં માણસોનો ભોગ લેછે, નિર્દોષ મનુષ્યોને પણ પોતાના દુષ્ટ પંજામાંથી છોડતો નથી અને હાય, છેવટે ભવિષ્યની પ્રજાની ઉપર પણ પોતાની પાપી છાપ મૂકી જાયછે ! અનાચારનું આવું મહાન ઘોર અને ત્રાસજનક ફળ છે. દંપતીમાંથી એક ગમે તેટલું પવિત્ર, નિર્મળ હોય, પણ અફસોસ, પોતાના કલુષિત સાથીનાં પાપનું–દુષ્કર્મોનું અનિષ્ટ પરિણામ ત્હેનેય ભોગવવું પડે છે અને ત્હેમનાં બાળકો પણ જન્મથી જ એ રોગની પીડાનાં ભોગ થાય છે ! છતાં માણસોની આંખ કેમ ઉઘડતી નથી !

મજુરણો અથવા દેવસેવિકાઓ અથવા હલકી કોમની સ્ત્રીઓ જ આવું પાપ કરે છે, એમ નથી. વૃદ્ધવિવાહ, બાળલગ્નો, આદિ ઘણાં કારણોને લીધે ગૃહસ્થ સ્ત્રીઓ પણ ત્હેમાંથી મુક્ત રહી શકે, એ સંભવિત નથી. ભારતમાં ૨ કરોડ ૬૪ લાખથી વધુ વિધવાઓ છે. હું તેમના પર આક્ષેપ નથી કરતો. પણ વિચારવા જેવું છે કે આમાંથી ઘણે ભાગે યુવાન બાલિકાઓ છે, અભણ છે અને મૂર્ખ છે. વેદ, શાસ્ત્ર, ધર્મ અને જ્ઞાનથી સર્વથા અજ્ઞાન છે. તેઓ કેવળ એટલું જ જાણે છે કે તેમના કુળમાં વિધવા વિવાહ થતો નથી. હૃદય સવાલ કરે કે "કેમ નથી થતો ?"–તો તેનો ઉત્તર આપી શકતી નથી ભાગ્યમાં લખ્યું છે, કર્મ ફુટી ગયું છે !–એમ કહી મનનાં તરંગોને શાંત કરે છે. પણ આ સ્ત્રીઓનું પણ કુદરતની સ્વાભાવિક માગણીઓ સામે થવાનું બળ કેટલું બધુ ઓછુ હોય તે વિચારી જોઈશું, તો ત્હેમની તરફ પૂર્ણ દયા સાથે પણ પાપાચારમાં વધારો થવાનો સંભવ તો આપણે કબુલ કર્યા શિવાય કાંઇ છુટકો છે ! આવી વાતો જ્યાં સુધી સમાજમાં છુપી રહે, ત્યાં સુધી તો સહુ જેમનું તેમ ચાલે છે ! પણ જો કઇ પાપકર્મ કદાપિ ખુલ્લી જવાની અણીપર આવી ગયું, તો બસ "ઝેર" કે "ત્યાગ" ! નિર્દય સગાંઓ તેને કોઇ દુર શહેરમાં કે તીર્થસ્થાનમાં લઇ જઇ મૂકી આવે છે અને થોડા દિવસો સુધી થોડી ખરચી મોકલી પછી તે પણ બંધ કરી દે છે ! એવી અનાથ સ્ત્રીઓની શું દશા થતી હશે, તે વાંચક પોતે જ વિચારી લેશે.

*ભારતની ઉપર બતાવેલી અનેક લાખ વેશ્યાઓ કોણ છે ? તે આપણી ભારતવાસીઓની બ્હેનો અને તેમની સંતતિ જ છે આપણી જ અસાવધાની, બેદરકારી,* નિર્દયતા ને સ્વાર્થતાના કારણે જ તેમની આ દશા થઇ છે ! રિપોર્ટોમાંથી થોડા દાખલા જોઇશુ. તો આ વાતની ખાત્રી થયા વિના રહેશે નહિ.

૧ રામકલી—( વિંધ્યાચળ ) હું ક્ષત્રાણી છું, બાળવિધવા છું. મારા ભાઇ દૂધનું કરવવાને બ્હાને મને મુકી ગયા. તેમનું આ રીતે સોંપી દેવાનું કારણ હું સમજી ગઈ. એથી મેં કદી પણ પત્ર લખ્યો નથી તેમ પાછી પણ ગઇ નથી. હમણાં ભીખ માગીને હું મારૂં પોતાનું ગુજરાન કરૂં છું હું સર્વથા અસહાય છું અને પોષણ માટે કોઈપણ આધાર નથી. ઉમ્મર ૨૦–૨૧ વરસની છે. અહિં મારા જેવી ૮–૯ અભાગણી સ્ત્રીઓ છે. તેમનું ચારિત્ર પણ સારૂં નથી.

૨. લક્ષ્મી—(વૃંદાવન.) હું બ્રાહ્મણી છું. મારાં સાસુ વિગેરે કેટલીક સ્ત્રીઓ મને અહિં છોડીને ચાલી ગઈ. કાગળ મોકલતાં ઉત્તર મળ્યો કે પોતાનાં કર્યાં કામ સંભારો. અહિં પાછા આવી શું મોં બતાવવાનાં છો ? જમુનાજીમાં ડુબી મરો, મારી ના નથી. પિતાએ મારા પત્રનો કદી પણ જવાબ આપ્યો નથી.

૩. શ્યામા—(હરદ્વાર.) મારા પિતા મને અહિં મૂકી ગયા છે.

૪. રાજદુલારી—(ગયા.) મારાં સાસરાવાળાઓ બહુ ધનવાન છે. અહિં મને પુરોહિતજી મુકી ગયા છે. કેટલાક દિવસો સુધી પાંચ રૂપિયા માસિક આવતા હતા. પણ હવે કોઈ ખબર નથી લેતું. પત્રોનો ઉત્તર પણ આવતો નથી.

૫. નલિની તથા સરોજિની—(કાશી.) અમે બંને અભાગણીઓ બંગાલાની રહેવાવાળી છીએ. અમો બંને એક જ ઘરમાં પરણી હતી. નલિની વિધવા થઈ હતી. મારા પતિ મને એક પુત્રી થતાં વિરાગ લઈ ચાલતા થયા. મારા સસરાને પેન્શન મળતું હતું. કાશીવાસ કરવા અહિં આવ્યા ને હમો બંનેને અહિં લેતા આવ્યા. ત્રણ મહિના બાદ મરી ગયા. એક પરિચિત બંગાળી મહાશય સહાયતા દેવાને બહાને મળ્યા. તે એક દિવસ અમો બંનેના દાગીના ચોરી લઈ નાસી ગયા. આ પછી આ સંબંધી પોલીસના એક બનાવથી બળાત્કારે હમો અનાથોનો સર્વ નાશ કરવામાં આવ્યો. ને અમને આ દીન-હીન દશામાં લાવવામાં આવ્યાં. ૧૨૦ રૂપિયા દેવું થઈ ગયું છે. એક પુત્રી છે તેને પણ વેચી દેઈશું અથવા અમારે જ ધંધે તેને પણ લાગવું પડશે. અમે બીજું શું કરીએ !

કેવું અંધેર ! સ્ત્રીઓપર કેવો અત્યાચાર કરવામાં આવે છે. સ્ત્રીઓ ભલે ગમે તેવી સ્વચ્છંદી હોય પણ બેઈમાન શયતાન પુરુષોની દુષ્પ્રવૃત્તિ વિના પોતાના ધર્મથી કદી પણ ડગતી નથી. સ્ત્રીઓનું ચારિત્ર્ય બગાડવું એ પુરુષ જાતિનું જ કામ છે. કેટલાક હરામજાદાઓએ તો સેંકડો સ્ત્રીઓને માટીમાં મેળવી દીધી છે। એમ કોણ કહેશે કે એક હાથે કદિ તાળી વાગતી નથી, બે હાથેજ વાગે છે; પણ સમાજ તો કેવળ સ્ત્રીઓને જ દંડ દે છે ! અનાથ સ્ત્રીઓને જ કેમ ગૃહમાંથી કાઢી મુકવી ? કુચારિત્ર પુરુષ જેમનો દુરાચાર સ્ત્રીઓના મુકાબલે સેંકડો ગણો વધારે છે, તેઓ શું સજા પામે છે ? સમાજ આ પાપોની જડરૂપ પાખંડી કુચાલી પુરુષોનો તિરસ્કાર પણ કરતો જણાતો નથી. એમ ન કરવું, તે આ પાપીઓને સ્ત્રીઓનો સર્વ નાશ કરવા માટે ઉત્તેજન આપવું અને અનાથ અબળાઓ પર ઘોર અત્યાચાર કરવા બરાબર છે.

બતાવત. પણ તે મારી જીંદગીના સુખી સમયનું અને અત્યારની અમારી કંગાલ સ્થિતિનું જ્યારે મને સ્મરણ થાય છે, ત્યારે મારાથી તે વેદના સહન જ થઈ શકતી નથી આથી હું આટલું જ જણાવીશ કે તે નિર્દોષ બાલિકાને જોઈને હું મુગ્ધ બની ગયો હતો તેનો ત્યાં આવવાનો ઉદ્દેશ ગણિતનો એક દાખલો, નહોતો આવડતો તે, તેના બાપાજી પાસેથી શીખવાનો હતો પણ બાપાજીનું જ્ઞાન છેક ગુજરાતી છઠ્ઠા ધોરણ સુધીનું હતું, અને તે પણ હીંદીમાંથી તરજૂમો કરેલા ઉતારાના ગુજરાતી લખાણો કરી કરીને કટાઈ ગયું હતું, એટલે તે પરથી હિસાબ શીખવાડવાનો આનંદજનક અવસર મારે ભાગે આવ્યો. મેં પણ જાણી જોઈને વાર લગાડીને તે હિસાબ બહુ સારી રીતે શ્રીમાન્ મયાશંકરજીની કુમારિકા પુત્રી જ્યોત્સ્નાને બે ત્રણ રીતે સમજાવી દીધો.

મયાશંકરને પુત્રી ઉપર પ્રેમ તો હતો, અને તેમણે તેને કેળવણી આપવામાં કચાશ ન રાખવાનો મનસુબો કર્યો હતો. અત્યારે જ્યોત્સ્ના અંગ્રેજી ત્રીજા ધોરણનો અભ્યાસ કરતી હતી મયાશંકરે થોડીકવાર આમતેમ છૂટક વાતચીત કર્યા બાદ મને આશ્રય આપવા જેટલી ઉદારતા દર્શાવી आहारे व्यवहारे च स्पष्टवक्ता सुखी भवेत् એ શાસ્ત્રાનુસાર મેં પણ શું કામ કરવાનું છે તે પૂછી લીધું

"ગુજરાત ગૌરવ"ના મદદનીશ તંત્રી ( સબ-એડીટર ) નો માનવંત ( ! ) હોદ્દો મયાશંકરે મને આપ્યો અને મારે મારા અભ્યાસના કાર્યમાંથી જે વખત ફાજલ પડે તે વખતમાં છાપખાનાનું કામ કરવાનું, તથા દરરોજ સવારમાં અથવા સાંજના અનુકુળ પ્રસંગે જ્યોત્સ્નાને શિક્ષણ આપવાનું કામ કરવાનું ઠરાવ્યું આના બદલામાં મારી કોલેજની ફી આપવા ઉપરાંત દર મહિને મને સાત રૂપિયા પગાર આપવાનું પણ કર્યું અને મારે અત્યારે કોઈ પણ પ્રકારે મારો અભ્યાસ આગળ વધારવાની ઉત્કટ ઈચ્છા હોવાથી આ માગણી મેં મંજુર કરી લીધી. ગુરૂવારના દિવસથી છાપખાનામાં જવાનું ઠરાવ્યું. મારા સગાંને મેં વીનવીને મને આ કાર્ય કરવા દેવા આગ્રહ કર્યો. ચાર વર્ષ સુધી હજુ મને મફતના રોટલા ખવરાવવા તેઓ રાજી નહોતાં, પણ મારા આગ્રહ અને કાલાવાલાથી તે ભલા સગાંઓનું મન પીગળ્યું અને મને મારી મરજી મુજબ અભ્યાસ આગળ વધારવા દેવાની પરવાનગી મળી.

ગોઠવણ મુજબ "ગુજરાત ગૌરવ"ની ઑફિસમાં ૧૯, હું દાખલ થઈ ગયો.

૨

કોલેજમાં અભ્યાસ કરનારને દિવસના અમુક કલાકોની હાજરી કોલેજમાં ભરવાની હોય છે, અને બાકીનો વખત તેને નવરાશ મળે છે તે મુજબ મને પણ પુષ્કળ નવરાશ મળતી હતી અને તે સર્વ વખત હું "ગુજરાત ગૌરવ"ની ઑફિસમાં ગાળતો હતો.

મયાશંકરને સંતાનમાં માત્ર જ્યોત્સ્ના નામની મેં ઉપર જણાવેલી ચૌદ વર્ષની એક પુત્રી સિવાય બીજું કોઈ નહોતું જ્યોત્સ્નાને જન્મ આપી તેની કમનસીબ માતા નાનપણમાં જ માર્યે લાગી હતી, અને ત્યારથી લાંબા વખત સુધી આર્થિક સ્થિતિના અભાવે

અથવા બીજા ગમે તે કારણસર લાંબા વખત સુધી મયાશંકરે ફરીથી લગ્ન નહોતું કર્યું. અંતે છેક પચાસ વર્ષ ઉપર કાઠીઆવાડમાં આવેલા લીંબડી ગામમાં એક દ્રવ્યલોભી પિતાને નાણાં આપી તેની ગુમાન નામની દસ વર્ષની પુત્રી સાથે બાવનેક વર્ષની વયે મયાશંકર ફરીથી પરણ્યા. એટલે હાલ જ્યોત્સ્ના અને તેની ઓરમાન માતા (જ્યોત્સ્નાના પિતાની બીજી વારની પત્ની) નું વય સમાન હતું. સર્વીયાના લોકોમાં એક કહેવત છે કે "આ દુનિયામાં જેટલા ધોળા કાગડા હોય, તેટલી ભલી સાવકી માતાઓ હોય!" પણ અપવાદને ખાતર આ સ્થળે તે ખોટું પડતું હતું. અહીં તો જ્યોત્સ્ના અને ગુમાન એ બન્ને વચ્ચે અપાર સ્નેહ જામેલો હતો, અને ભલી ગુમાન જ્યોત્સ્નાને પોતાની સગી બ્હેન સમાન ગણતી હતી. એટલું જ નહિ પણ ઘણી વેળા તેને ખાતર પોતાના ક્રોધી પતિના ગુસ્સાનો ભોગ પણ થઈ પડતી. અને વારંવાર તે પોતે જ્યોત્સ્નાને બચાવવાને ખાતર પોતાના માથા ઉપર અપરાધ પણ વ્હોરી લેતી હતી. જ્યોત્સ્નાના જેવી જ ગુમાન પણ અતીવ કાંતીમતી અને સુશિક્ષિત હતી. અને તે પણ તેવી જ ભલી હતી, તે તો મેં ઉપર જણાવ્યું. હવે મારી પોતાની માન્યતા મુજબ મયાશંકરના સ્વભાવનું કેટલુંક વર્ણન અહીં કરી લેવું મને યોગ્ય લાગે છે.

મયાશંકર પ્રથમ તો મારી સાથે ઘણી માયાથી વર્તતા હતા, પણ સ્વાર્થ સધાઈ રહ્યા પછી મને એમનો જે અનુભવ મળ્યો તે ઉપરથી હું કહી શકયો છું કે તે શ્રીમાનને અને કહેરને બાર (તો શું, પણ લાખો–) ગાઉનું છેટું હતું! તેઓ નામદારનો સ્વભાવ બહારના લોકો માટે મધ જેવો પણ, ઘરના માણસો સાથે અને ખાસ કરીને પુત્રી અને પત્ની સાથે તો ગાંડા ભૂત જેવો હતો, તેમ જ "મુખે ભાર બાજરી ને મુખે નાર પાંસરી" એ સિદ્ધાંતને તેઓ મજબુતાઈથી માનતા હતા! ગુમાનને સાસુ નહોતી પણ સાસુની સંપ્રદાયના સર્વ કોડ મયાશંકરજી પુરા પાડતા! હિંદુસમાજમાં વહુનો દરજ્જો કેવો છે, તે નીચેની થોડીક લીટીઓ ઉપરથી વાંચનાર જોઈ શકશે:

"આજ્ઞા માગે હર ચીજ મહીં, તો કહે ઢોર છે આ,
"ના પૂછે જો કદિ સ્વમતિથી, તો કહે સ્વેચ્છવૃત્તા!
"આપે ના જો પ્રતિવચન તો મીંઢી, બોલી દમે છે,
"જો આપે ઉત્તર, વચન કહે, સામાબોલી ઘણી છે!

"થોડું ખાતાં, અતિશય કરે નાજુકાઈ વહુ તું,
"પુરૂં ખાતાં, નથી કદી દીઠું? અન્ન પિયેરમાં શું?
"રોતાં ઢોંગી; સહન કરતાં, નિર્લજ્જા નાર આવી!—
"સેવાધર્મો વિકટ વહૂના, હિંદુ સંસાર માંહી!"

આપણા હિંદુસંસારમાં વહુનો જે દરજ્જો છે, તે દરજ્જાએ તેને રાખવા મયાશંકરના માતુશ્રી તો સુભાગ્યે હયાત નહોતાં, પણ શ્રીમાન મયાશંકર સાસુ બનીને એ લ્હાવો ગરીબ ગુમાનને લેવડાવતા હતા. આ ઉપરાંત વળી તેઓશ્રી મિથ્યાભિમાની, પ્રમાદી, ગપ્પીદાસ, અને પોતાની ખોટી બડાઈ હાંકનારા હતા! ઘરમાં રાવણ શીશુપાળની માફક રૂવાબ ચલાવે, છતાં બહાર પોતાને સુધરેલા વિચારના ગણાવતા હતા. તેમની મહત્વકાંક્ષા મોટી હતી,

અને તેથી પુત્રીને લાયક સ્થળે પરણાવવાને યોગ્ય વર હજુ સુધી મળેલો નહોતો તથા તે માટે ખર્ચ કરવાને નાણાંની જોગવાઈ હજુ સુધી થઈ શકી નહોતી, તેથી પુત્રીનો લગ્ન સંબંધ અદ્યાપિ પર્યન્ત કરવાનો વિચાર સમય પણ નહોતો આવ્યો પણ તમે જેમને પૂછો તો તમને તરત કહેશે કે હિંદુશાસ્ત્રો અને વૈદક ગ્રંથો કહે છે કે સ્ત્રીને રજપ્રાપ્તી પછી પચાસ માસ વીતી જાય ત્યાં સુધી તેનાં લગ્ન ન થવાં જોઇએ માટે જ હું મારી કન્યાને યોગ્ય શિક્ષણ આપ્યા બાદ કોઇ બૅરીસ્ટર, વકીલ, ડૉકટર, કવિ, લેખક, અધીપતિ, કે ચિત્રકાર સાથે પરણાવવા ઇચ્છા રાખુ છુ। અર્થાત્ અંગ્રેજીમાં "Grapes are Sour (નહિ મળતી–દરાખ ખાટી છે।") કરીને જે કહેવત છે, તેવી વાતનો ઉપયોગ મયાશંકરજી હમેશાં કરતા હતા

આટલું જણાવ્યા પછી મારે અને જ્યોત્સ્નાને કેમ સ્નેહ બંધાયો, અને ગુજરાત-ગૌરવની ઑફીસમાં મેં શુ કામ કર્યું તે આપણે જોઇએ

૩.

ઉપર મેં બધાના ગુણદોષનું વિવેચન કર્યું સાથે સાથે મારા ગુણદોષ વાચકોને મારે જણાવી દેવા જોઇએ. મારા માં સર્વથી મોટું અપલક્ષણ એ હતું, કે મારો સ્વભાવ બહુ જ આકળો, ઉતાવળીઓ, તાર્કિક અને અવિચારી પણ હતો. કોઇ પણ કામ કર્યાં પહેલાં તેનું પરિણામ શુ આવશે તેનો વિચાર ન કરતાં, કામ કર્યાં પછી જ હું પરિણામનો વિચાર કરતો. આ મારા અપલક્ષણને લીધે મેં બહુ બહુ સહન કર્યું છે, અને તેની કહાણી જ હું વાચકોને સંભળાવવા ઇચ્છુ છુ આ વાર્તામાં મારાં વખાણ કરવાને હું નથી બેઠો, એટલે મને ખોટું બોલવાનું કાંઇ કારણ જ નથી આમ હોવાથી, વાચકોને હું ખાત્રિ આપું છું કે હું આકળો અને અવિચારી હતાં પ્રમાણિક, ખંતીલો અને મહેનતુ હતો

"ગુજરાત-ગૌરવ" ની ઑફિસમાં પ્રથમ મેં ગ્રાહકોનું લીસ્ટ (યાદી) તપાસ્યું. ૧૫૦૧ થી ૧૭૦૯ સુધીના ગ્રાહકોની સંખ્યાનું તે લીસ્ટ હતું મેં મયાશંકરને પાછળનું લીસ્ટ આપવા કહ્યું ત્યારે તેમણે જણાવ્યું કે ગ્રાહકો માત્ર ૨૦૯ હતા, પણ શરૂઆત ૧૫૦૧ થી કરી હતી અને ૧૫૦૦ શોભાપુરાંત તરીકે બાકી રાખ્યા હતા। મને આવી બાબતનો થોડો થોડો અનુભવ હતો તો ખરો જ એટલે બહુ નવાઇ ન લાગી અમે જ્યારે જાહેર ખબર મેળવવાને માટે વેપારીઓને લખતા, ત્યારે ભાર મૂકીને લખતા કે અમારા ૨૦૦૦ ગ્રાહકો છે અને રાજા રજવાડાં, શેઠ શાહુકાર, અને શ્રીમંત સ્ત્રી પુરુષોમાં તેનો મોટો ફેલાવો છે. આ ઉપરાંત મયાશંકરે પણ મને શીખવાડેલું કે Journalism (પત્રકારના ધંધા) નો પાયો જુઠાણા ઉપર રચાયેલો છે અને જેને વધારે જુઠું બોલતાં આવડે તે જ તેમાં જીતે।

મારે આ સંબંધમાં ઘણા ભેદ ઉકલવા ઇચ્છા હતી, પણ સાધારણ વાચકને આ બાબતમાં બહુ હોંશ ન હોય એમ ધારીને તેને હું આટલેથી જ પડતી મૂકું છું. ટુંકમાં એટલું જ જણાવુ છું કે પહેલા એક વર્ષમાં મેં ખરા તન અને મનથી મયાશંકરને ત્યાં ઘણું સારૂં કામ કર્યું. "ઉપન્યાસ બહાર" કે "હીંદી-દારોગા-દફતર" "જાસુસ" કે

"ઉપન્યાસ લહરી" નામના હીંદી માસિકોમાંથી મયાશંકર લાડમથી કરીને "બંગાળી ભાષા ઉપરથી મારી લખેલી વાર્તા" એવા નામથી પોતાના પત્રમાં વાર્તાઓ આપતા હતા, તેને બદલે મેં જગપ્રસિદ્ધ નવલકથાકાર મો. દુમા કૃત Queen's Necklace ("રાણીનો હાર") નામની એક અતિ રસીલી વાર્તાનો અંગ્રેજી ઉપરથી અનુવાદ કરવો શરૂ કરી દીધો હતો. "સિંધુ-સમાચાર", "વ્યંકટેશ્વર સમાચાર", યા એવાં જ હીંદી પત્રોના અગ્ર લેખના ગુજરાતી તરજુમા કરીને મયાશંકર "ગુજરાત ગૌરવ" ની અધિપતિની નોંધ લખતા હતા, તેને બદલે મેં રોજીંદાં ધુરંધર ઇંગ્રેજી વર્તમાનપત્રોના લેખો બારિકાઇથી વાંચીને તે ઉપરથી સ્વતંત્ર લેખો અગ્રલેખ તરિકે લખવા માંડયા હતા, અને ઇંગ્લાન્ડનાં ઉત્તમ માસિકોના સુંદર લેખોનો અનુવાદ કરીને તેની પ્રસાદી પણ વાંચકોને ચખાડવા માંડી હતી કચરા જેવી કવિતાઓ અને ઇશ્કના કાગડાને બાયકોટ કરવામાં આવ્યા અને તેને બદલે સુંદર અને મનને આનંદ આપે એવા પોપ, ટેનિસન, હ્યુગો, જેમ્સ એલન, વિગેરેનાં પુસ્તકોના અવતરણો પણ પત્રની અંદર ધીમેધીમે દાખલ કરવામાં આવેલાં હતાં.'

આવી પદ્ધતિથી વિદ્વાનો અને કેળવાયલા વર્ગમાં પત્રની સારી પ્રસંસા થવા લાગી પણ તેથી ગ્રાહકની સખ્યામાં મનમાનતો વધારો થયો નહિ. આથી હજુ પણ નવી નવી પદ્ધતીઓ દાખલ કરી. "લાલ કાગળ" નામની શહેનશાહ અકબરના જમાનાની એક ૨૦૦ પાનાની વાર્તા પહેલી જ વાર ગ્રાહકોને ભેટ આપવાનું જાહેર કર્યું અને આવતી વસંત ઋતુમાં "વસંત અંક" તરિકે ખાસ એક મોટો દળદાર અંક કાઢવાનું પણ નક્કિ કર્યું.

" આ પદ્ધતિથી ગ્રાહકોની સંખ્યા ૧૭૦૯ થી વધીને લગભગ ૨૪૦૦ ઉપર ગઈ, અર્થાત્ એક જ વર્ષમાં લગભગ નવસેં ગ્રાહકો વધ્યા આ અરસામાં મેં પ્રીવીયસની પરીક્ષા પણ પસાર કરી. તે પછી ઉન્હાળામાં મોટા "વસંત અંક"ની તૈયારી ધામધુમથી કરવા માંડી. દેશ પરદેશથી જાહેરખબરો દમ બાધીને ભેગી કરવામાં આવી અને કેટલાક ચિત્રો પણ અંકમાં દાખલ કરી, વિદ્વાનોના લેખો પણ મોટા પ્રમાણમાં મેળવવામાં આવ્યા જ્યોત્સ્ના અંગ્રેજી ચોથા ધોરણમાં અભ્યાસ કરતી હતી. પહેલા જ દિવસથી એ મારી જોડે બહુ હળી ગઇ હતી, અને અમને બન્નેને પણું સારૂં ફાવતું હતું એનાં નિર્દોષ તોફાન અને મીઠાશ-સ્તીથી હું જરાક પણ ન કંટાળતો, સામો એની જોડે એવું જ વર્તન ચલાવતો હતો, તેથી એ મારા ઉપર અત્યન્ત ખુશ હતી ધીમે ધીમે અમે એક બીજાના એટલા ગાઢ પરિચયમાં આવવા લાગ્યાં કે મને એક દિવસ પણ એના વગર ગમતું નહિ ભૂમિતિ, અક્ષર-ગણિત, ગણિત, અને એવા બીજા શુષ્ક વિષયો એને શીખવાડવામાં મને અત્યન્ત આનંદ પડવા લાગ્યો એટલું જ નહિ પણ સાહિત્યના વિષયમાં પણ મેં તેને રસ લેતી કરી; અને જુદાં જુદાં માસિકો અને વર્તમાન પત્રોમાં જ્યોત્સ્ના મ ભટ્ટનાં લખાણો આવવા લાગ્યાં.

અમારૂં આકર્ષણ આટલેથી જ અટક્યું હોત તો તો સવાલ જ નહોતો. પણ આ મારા કર્મમાં ભયાનક દુઃખ ભોગવવાનું નિર્માણ થયેલું, તે આટલાથી વાત કેમ અટકે! *મે અગાઉ જણાવ્યું છે કે અમે બન્ને એક જ જ્ઞાતીનાં હતાં સરખસરખા સમાન વયનાં હતાં.* હું સાધારણ રીતે શારીરિક સંપત્તિમાં કાંઇ ઉતરૂં એમ નહોતો. અલબત જ્યોત્સ્નાના જેવું અલૌકિક સૌંદર્ય તો ઘણી જ થોડી સ્ત્રીઓમાં મેં જોયું છે, એ તો મારે જણાવી દેવું

જોઇએ. અમે જ્યારે અભ્યાસ લઇને બેસતાં ત્યારે ભલી ગુમાનની આંખ અમને જોઇને ઠરી રહેતી, અને મયાશંકર પણ અમને સંતોષની નજરે જોઇ રહેતા હતા. છેવટે મયાશંકરે નક્કિ કર્યું કે પોતાની પુત્રીને માટે વધારે લાયક વર હાલ મળી શકે એમ નથી, માટે તેનો વિવાહ સંબંધ મારી સાથે જ કરવો. આડકતરી રીતે ગુમાનની મારફતે જ્યોત્સ્નાની સમ્મતિ પૂછવામાં આવી અને અલબત્ત તેણે હા જ કહી.

આ પછી તો અમારા આનંદની અવધિ જ થઇ ગઇ. યોગ્ય સમયે અમારો વિવાહ કરી દેવામાં આવ્યો, પણ એવું ઠર્યું કે અમારી જ્ઞાતીના રિવાજ મુજબ જે રૂ. ૧૦૦૦ નું પલ્લું લગ્ન વખતે મૂકવું પડે, તેટલા રૂપિયા મયાશંકરે મને ઉછીના આપવા, તથા મારો બી. એ. નો અભ્યાસ પૂર્ણ થઈ જાય પછી લગ્ન કરવાં. તે સમયને હવે માત્ર ત્રણ જ વર્ષ બાકી હતાં, અને જ્યોત્સ્નાની વય હાલ માત્ર ૧૫ વર્ષની હતી.

"વસંત અંક"ની તૈયારીઓ ધામધુમથી ચાલી રહી હતી. એ અરસામાં મયાશંકરને કારણવશાત્ મુંબાઇ જવાનું થયું. આખી રાત જાગી જાગીને હું, જ્યોત્સ્ના તથા ગુમાન પ્રુફો વાંચતાં. ગુમાન થાકી જવાનો ડોળ કરીને સુઇ જતી. અમને અમારી વાતો કરવાનો તે ભલી બાળા બહુ સારો અવસર આપતી હતી. અમે તેનો લાભ વિવેક અને મર્યાદાપૂર્વક લેતાં હતાં. આ અરસામાં અમારી એક બીજા પ્રત્યે એટલી લાગણી વધી ગઇ કે એકથી વધારે વાર જ્યોત્સ્ના મને કહી ચુકી હતી કે "પ્રિય હરવિલાસ, મારા બાપુના ઘડીઘડીમાં ફરી જતા સ્વભાવ પ્રમાણે જો હવે આપણા બન્નેનો વિયોગ કરવામાં આવે તો હું ખાત્રિથી કહું છું કે મારી જીંદગી ધૂળ મળી જશે." મેં પણ જ્યોત્સ્નાને વારંવાર ખાત્રિ આપી હતી કે, "વ્હાલી, ગમે તે અડચણો આવશે, પણ મારાથી બનતા પ્રયત્ને આપણો વિયોગ ન થાય એવો ઉદ્યોગ હું આદરીશ, તારા વગર હું કોઇ પણ પ્રકારે જીવી શકું એમ નથી."

આવી રીતે અમે આનંદપૂર્વક અમારો કાળ વીતાડવા લાગ્યા. પણ હાય! ભવિષ્યના પેટામાં શું છુપાયું છે તે જાણી શકવા કોણ સમર્થ છે! અમારા વિનાશની બાજી કેવી રીતે મંડાઇ, તે હવે હું કહીશ.

૪.

આ અરસામાં એક એવો બનાવ બન્યો કે જેણે મારા જીવનમાં ભવિષ્યમાં ઘણો અગત્યનો ભાગ ભજવ્યો. નાગર યુવક મંડળની અમદાવાદમાં એક સભા ભરાઇ તે વેળાએ જ્યોત્સ્નાને "બાળલગ્ન" વિષે વ્યાખ્યાન આપવા આમંત્રણ કરવામાં આવ્યું. મેં તે પ્રમાણે એક જુસ્સાદાર લખાણ લખી આપ્યું. આ લખાણ તથા તે સાથેની, બાળલગ્નને લગતી એક સુંદર કવિતા જ્યારે જ્યોત્સ્નાએ શાસ્ત્રીનીયમના સુર સાથે પોતાના કોમળ કંઠથી ગાઇ બતાવી ત્યારે શ્રોતાજનોના આનંદની અવધિ થઇ ગઇ, અને અનંતરાય નામના એક ગૃહસ્થ તરફથી જ્યોત્સ્નાને બક્ષીસ તરીકે રૂ. ૨૫) આપવામાં આવ્યા તથા મંડળ તરફથી એક સોનાનો ચાંદ તેણીને આપવામાં આવ્યો. બીજે દિવસે ઇસ્લામમાં "કુળીની સોરટી"ની ટીકીટો ભરવા સંબંધી ઘરમાં વાદવિવાદ ચાલ્યો, અને જ્યોત્સ્નાએ

એક ટીકીટ પોતાના નામ ઉપર ભરી, તથા આગ્રહ કરીને મારી ના કહેવા છતાં મારા નામની પણ એક ટીકીટ તેણીએ ભરી. મને લૉટરી ઉપર વિશ્વાસ નથી, તેથી મેં ઘણી ના કહી પણ તેણે ન માન્યું. મેં તેની ઝાઝી દરકાર ન કરી.

આવા એક પછી એક બનતા બનાવોથી અમારાં હૃદય એકબીજા તરફ બહુ જ આકર્ષાવા લાગ્યાં હતાં, એમ વાચકની ખાત્રી થશે. પણ આજ અરસામાં એક એવો બનાવ બન્યો કે તેણે અમારા સુખનું સમુળગું સત્યાનાશ વાળી નાખ્યું.

શેઠ છબીલદાસ નામના અમારી નાતના એક નાગર ગૃહસ્થ ઇન્ગ્લાંડથી બૅરિસ્ટર થઈને તરતના જ આવેલા હતા. અને તેઓ કુંવારા હતા તેની વાત સાંભળીને મયાશંકરની દાઢ સળકી અને મારા જેવા ઘરબાર વગરના રખડતા મુફલીસને ભવિષ્યની આશાએ દીકરી દેવી-તે કરતાં પોતાની દીકરીને બૅરિસ્ટરની બૈરી બનાવવી, એ વાત તેમને બહુ જ ગમી. મારી મુશ્કેલીનો પણ હવે પ્રારંભ થઇ ગયો. હું અણુંધડ જણાવા લાગ્યો અને કામકાજમાં મારી અનિયમિતતા અથવા મયાશંકરના શબ્દોમાં, અને તેમની ફૅન્સી ભાષામાં કહું તો—"અરેગ્યુલરતા (!)" પણ જણાવા લાગી. ધીમેધીમે મયાશંકરના સ્વભાવ પરિવર્તનનું કારણ મારા જાણવામાં આવી ગયું અને જ્યોત્સ્નાના તથા મારા હૃદયમાં તેલ રેડાયું! હવે શું કરવું તેની મને સમજણ ન પડી. કેવી રીતે જ્યોત્સ્નાને મારે પ્રાપ્ત કરવી, તે એક વિકટ પ્રશ્ન હતો. મારી સમજાવટથી કદાચ બાપનું ઘર છોડીને જ્યોત્સ્ના મારી સાથે આવવા તૈયાર થાય તોપણ તેથી શું ફાયદો? એ તો "To marry in haste and to repent at leisure": અર્થાત્ વહેલા પરણીને નવરાશના વખતે પસ્તાવો કરવાના જેવું થાય! આખરે ભાગ્યદેવી ઉપર આધાર રાખીને બેસવાનું અમે નક્કી કર્યું.

પણ મયાશંકરે થોડાક જ વખતમાં પોત પ્રકાશ્યું. બૅરિસ્ટરની સાથે જ્યોત્સ્નાનો વિવાહ કરવાનો છે માટે તમારૂં કારજ તોડી નાખવામાં આવે છે, એમ જણાવી મારો વિવાહ તોડી નાખ્યો. અમારી નાતમાં વિવાહ તોડી નાખવો, એ બનાવ તો તદ્દન સાધારણ છે; છતાં પણ મારી નોકરી ચાલુ રાખવાની તેઓએ ઉદારતા બતાવી. તેથી આમ કરવા છતાં પણ આવા બેઈનસાફ અને વચન આપી પૈસાના લોભની ખાતર યુવાન યુગલના ગળા પર છરી ફેરવનારના હાથ તળે વધારે વખત રહેવું મને યોગ્ય ન લાગ્યું, પણ તેમ કરવાથી હું તદ્દન રખડી પડીશ, તથા મારી જ્યોત્સ્નાનું મુખદર્શન કરવાનો પણ અવસર નહિ મળે, એ વિચારે મેં સમય વરતીને હાલ તુરત તો ત્યાં રહેવાનું જ ચાલુ રાખ્યું.

પણ હવે પેપર ફાટી ગયું હતું. હવે મારી વધારે જરૂર ત્યાં જણાઇ નહિ; જ્યોત્સ્નાને હવે ભણવાની જરૂર નથી, એમ જણાવી દેવામાં આવ્યું; તથા જ્યોત્સ્નાને સખત તાકીદ કરવામાં આવી કે કામ સિવાય હવે પછી અમારે એક બીજા સાથે રહેજ પણ વાત કરવી નહિ. આથી જેમ જેમ મયાશંકરે અમને વધારે વધારે પજવવા માંડ્યા, તેમ તેમ અમારૂં એક બીજા પ્રત્યેનું આકર્ષણ વધવા લાગ્યું. જો કે પહેલાં કલાકોના કલાકો સુધી હાસ્ય મશ્કરી અને આનંદમાં વખત વીતાડેલો એટલે મયાશંકરનો આ "માર્શલ લૉ"

( બરફરી કાયદો ) અમને કાળ જેવો લાગ્યો. પણ હવે મારી પડતી દશાનો પ્રારંભ થઇ ચુક્યો હતો. એટલે મુંગે મ્હોંએ એ પણ મંજુર કરી લીધું ! બીજો ઉપાય પણ રહ્યો નહોતો.

ડગે માર્યાં પાણી જુદાં પડયાં કોઇએ જાણ્યાં છે ? ચોમાસામાં વહેતી નદીના પ્રચંડ પ્રવાહને રોકવાને કોઇ શક્તિવાન થયું છે ? હું ગરિબ હતો, મુફલીસ હતો, ઠીક્રી વગેરેનો હતો. હું તે બધું સમજતો હતો. હાય ! જો પૈસા હોત તો હું જ્યોત્સ્નાને પરણી ન શક્યો હોત ? શું ભણવામાં હું કમી હતો ? પણ સાધન ક્યાં હતાં ? બેરિસ્ટર તો હું પણ થઇ શકું એમ હતું પણ તેને માટે નાણાં જોઇએ તે ક્યાં હતાં ? ગરિબાઇના શાપ અનેક છે, તેનો મને ત્યારે જ અનુભવ થયો. પણ શું ગરિબ થવું તે કોઇ ઇશ્વરી ગુનોહ છે ! ગરિબને શું લાગણી નથી હોતી ? જે શ્રીમંત શ્રેષ્ઠીઓ, દોલતમંદ દૈત્યો, અને મયાશંકર જેવા લોભી લાલચુડાઓ એમ માનતા હોય કે ગરિબને લાગણી હોય જ નહિ, અને તેઓના હૃદયને તો જેમ છુંદાવા દઇએ તેમ છુંદાય, તેમની તે મોટી મૂર્ખતા છે. તેવા હૃદયવગરનાઓને તો હું મારાં અંતઃકરણના ધિક્કાર સિવાય બીજા શાને માટે યોગ્ય ગણું !

પણ આવી સ્થિતિયે વધારે વખત ચાલી નહિ. આશ્વિન શુદી દશમીનો મહાન તહેવાર હતો. આ શુભ અવસરે જ્યોત્સ્નાની વર્ષગાંઠ પણ હતી. આજે ઘેર સેવો રોટલી વિગેરેનું જમણ કરવામાં આવ્યું હતું. મયાશંકરે કૃપાવંત થઇ મને પણ આમંત્રણ આપેલું હતું, પણ તેને ત્યાં ચાહ કે પાણી પીવુંય મારે હવે હરામ બરાબર હતું. હું "ઑફિસ" (!)માં બેઠો બેઠો એક આર્ટીકલ ( લેખ ) લખતો હતો. એટલામાં ધીમે પગલે ઉપરથી જ્યોત્સ્ના ઉતરી. આજે તેણે સુંદર સફેદ સાડી, ધોળું સાટીનનું પોલકું, તથા ગળામાં એક નાનકડી મોતીની માળા પહેરી હતી. તરતનું જ સ્નાન કરેલું હોવાથી વાળ તદ્દન છુટા હતા. તેના સુંદર સફેદ દેહ ઉપર આ વસ્ત્રો અને કાળા વાળ એવા સરસ શોભી રહ્યા હતા કે આ મનોહર મૂર્તિને, ઈશ્વરી નહિ, પણ સ્વાર્થી અને દ્રવ્યલોભી માણસોના બનાવેલા કાયદાઓને બાજુએ રાખી, ગમે તેમ કરીને મ્હારી પૂજ્ય પત્ની, મારા હૃદયની દેવી બનાવવા પ્રયત્ન કરવાં મારા મનમાં અવશ્ય વૃત્તિ થઇ આવી. જ્યોત્સ્નાને મારા ઉપર જે અનહદ અનુરાગ હતો તે જોતાં મને તે પ્રયાસમાં મદદ આપવા સ્હેજ પણ આનાકાની કરે એમ નહોતું. છતાં મેં ભવિષ્યની મુશ્કેલીઓનો પણ સાથે સાથે વિચાર કર્યો અને હું ગમ ખાઇ ગયો. કોઇ બોલ્યો નહિ. જ્યોત્સ્ના હસતી હસતી બોલી, "જરાક આટલું સોપારી તો લો ! નહિ વટલી જવાય !"

એના તે હાસ્યમાં પણ હૃદયની અપાર વેદના સ્પષ્ટ જણાઇ આવતી હતી. મેં પણ બળતા હૃદયે તેવી જ રીતે હસવાનો ડોળ કરીને જવાબ આપ્યો,—"જ્યોત્સ્ના ! આ ધરની તમારી વગરની કોઇ પણ ચીજ હવે મારે શિવનિર્માલ્ય હતી. છતાં તમારા આગ્રહને ખાતર હું થોડુંક લઉં છું." એમ કહીને મેં બે ત્રણ સોપારીના કટકા લીધાં. જ્યોત્સ્નાની આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં છતાં પણ તે હસવાનો ડોળ કરવા લાગી. તેની ગમગીની દૂર કરવાને ખાતર મેં કહ્યું,—"વાહ !, જ્યોત્સ્ના ! મારા સમ ! પણ આજ તો કાંઈ તમે ખૂબ બનીઠનીને આવ્યાં છો ને ? You look very beautiful, sweet girl ! ( મધુરી બાળા, તમે બહુ મનોહર લાગો છો. )"

મારા બોલવાની શી અસર થાય છે તે જોવા મેં તેના મ્હો સામું જોયું. પણ શું મારૂં કપાળ જોઉં ? તેનું મ્હો ફીકુંફચ પડી ગયું હતું. તેનું કારણ જાણવાને મેં દાદર તરફ નજર કરી તો બાણાસુરની માફક મયાશંકરજી નાકનાં ફીણાં ફુલાવતા અને આંખમાંથી અગ્નિ વરસાવતા ઉભા હતા! જ્યોત્સ્ના ઘડીઆળ ખાતીખાતી ઉપર માળ ચાલી ગઇ. મેં પણ લેખ પુરો કરી નાખ્યો; અને મયાશંકરને બતાવીને ચાલતી પકડી. પણ જ્યોત્સ્નાને મયાશંકર હવે શું કરે છે તે જાણવાને મને સ્વાભાવિક રીતે બહુ આતુરતા હોવાથી તે મકાનની સામે આવેલા એક મકાનના પહેલા મજલા ઉપર આવેલી હૉટલમાં જઇને હું છુપી રીતે બેઠો. મ્હારા ગયા પછી મયાશંકરે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું હતું અને પેટની પુત્રીને, આ સુધરેલો પિતા, "વેસ્યા! દુષ્ટ! રાંડ! લુચ્ચી! નાચેણી! તારો માંટી હરવિલાસ!" વિગેરે અનેક પ્રકારની નિર્લજ્જ અને બીભત્સ ગાળો દઇને પોતાનો ગુસ્સો કાઢી રહ્યો હતો! એટલાથી પણ ન ધરાતાં મારી સાથે આવી રીતે વાત કરવા માટે છાપકામમાં વપરાતી એક ઘાસની ફુલ લઇને તેના વતી તે બીચારીને સજ્જડ માર પણ તેણે માર્યો! મારૂં કાળજું કપાઇ જતું હતું પણ મારો ઉપાય રહ્યો નહોતો. નિરાશ ચિત્તે હું ઘેર ગયો.

એકાદ કલાકમાં મયાશંકર તરફથી એક કાગળ મળ્યો. જુઠાણું, કૃતઘ્નતા, અને સ્વાર્થીપણાનો તે પુરેપુરો નમુનો હતો. તે નીચે પ્રમાણે હતો.

"ગુજરાત–ગૌરવ" ઑફીસ, અમદાવાદ, તા. ........

"મિ. હરવિલાસ,

"પ્રેમના કામમાં તમારી અરેગ્યુલરતા મને બહુ નડી છે અને તેથી મને ભારે નુકશાન થયું છે અને થાય છે. તમારાથી કાંઇ પણ કામ નિયમિત થઇ શકે એમ મને લાગતું નથી, અને વિના કારણનો મારા પેપરની પ્રતિષ્ઠામાં ઘટાડો થાય એ મને પસંદ નથી. તેથી આજથી તમે છુટા છો એમ તમારે જાણવું તમારો પગાર માસ આખરે હિસાબ કરીને તમને મોકલી આપવામાં આવશે તે માટે અહીં આવવાની જરૂર નથી.

લી. તમારાથી કંટાળેલો, મયાશંકર લક્ષ્મીપ્રસાદ.

મૂર્ખતાને પણ હદ હોય છે. બેવકુફીની પણ પરિસીમા હોય છે. દુઃખે છે પેટમાં અને મયાશંકર માથું કુટે છે!–તે પણ હું સમજી ગયો. હું ઘેર જ રહ્યો. બીજા દિવસથી તેણે જતા આવતા દરેકના મ્હોંએ મારી નીંદા અને હડહડતી નાલેશી અને બદબોઇ કરવા માંડી, અને જે આવે અથવા જાય તેના મ્હોંડે મેં હરવિલાસને તે કામ નહોતો કરતો માટે કાઢી મૂકયો છે, એમ તે બબડવા માંડ્યો. પણ એટલાથી જ તે કૃતઘ્ની ન ધરાયો, પરન્તુ તેણે બીજું એક ભયંકર તરકટ કર્યું તે શું હતું તે હવે જણાવીશ

૫.

ઉપલી વાત બની ગયાને ચાર પાંચ દિવસ થયા પછી એક પત્ર મારા નામ ઉપર ટપાલમાં આવ્યો. તે જ્યોત્સ્નાનો હતો અને નીચે પ્રમાણે હતો.

"અમદાવાદ, વાર મંગળ.

રા. હરવિલાસ,

તમારે લીધે મારા બાપાજી તરફથી મારે બહુ સહન કરવું પડયું છે, અને હવે હું સમજી શકી છુ કે મારા બાપાજી મારો વિવાદ અન્ય ઠેકાણે કરે છે તે મારા હિતને માટે છે. તમારા જેવા મુફલીસ સાથે લગ્ન કરીને મારો ભવ બગડવા જેવો વખત આવત, તે હવે હું સમજી શકી છુ કહેવાનું એટલું જ કે હવે તમે મારાથી જેમ દૂર રહેશો તેમ વધારે સારૂ છે. હું બીજે ઠેકાણે સુખી થઇશ એમ મને અવશ્ય લાગે છે. તમારે હવે મારો વિચાર મગજમાંથી કાઢી નાંખવો, હવે આગળ ભણી શકવાની સ્થિતિ ન હોવાથી તમે ભણવાનું છોડી દઇને કાંઈ નોકરી લઈ લેશો, તો તમારો પણ ભવ સુધરશે. મારાં લગ્ન થઇ ગયા પછી આવતા એપ્રિલ મહિનામાં મારા બાપા તમને અમારે સાં નોકરીએ રાખે એવી વ્યવસ્થા તમે કહેશો તો હું કરીશ. મારો વિવાહ આસો વદી પાંચમના દિવસે છબીલદાસ રમણીકરાય ભટ્ટ, બૅરિસ્ટર-ઍટ-લૉ, એમની સાથે થવાની ગોઠવણ નક્કિ થઈ ચુકી છે, તે સ્હેજ જાણવા લખ્યુ છે.

લી० જ્યોત્સ્ના.

બંબગોળા સમાન આ કાગોત્તરી વાંચીને મારૂં મસ્તક ફરી ગયું. આ 'જ્યોત્સ્ના! મારી સાથે પ્રેમની મીઠી મીઠી વાતો કરનારી અને જન્મારા સુધી મને વફાદાર રહેનારી સ્ત્રી તે આ! મેં મનમાં તેને હજારો શાપ આપ્યા પણ બરાબર કાગળને ફરીથી વાંચવાની પણ દરકાર ન કરી કે આ જ્યોત્સ્નાનો જ હતો કે બનાવટી હતો? આ કાગળ સંબંધમાં શો ગોટાળો થયો હતો તે વાંચકો આગળ ઉપર જોઇ શકશે.

બીજે દિવસે સવારે જ્યોત્સ્નાનો મને એક બીજો કાગળ મળ્યો. હવે મારા ગુસ્સાની હદ આવી ગઈ! એ બે બદામની બેવફા સ્ત્રી હવે શું માગતી હતી? આટલા અપમાન ઉપરાંત પાછો આ બીજો કાગળ! મેં બીલકુલ વાંચ્યા વગર તેને ફાડીને ટુકડે ટુકડા કરી નાંખ્યો ( આ કાગળ વિશે પણ આગળ 'વધુ હકીકત આવશે- ) અને જ્યોત્સ્નાના પિતાના નામનો એક નીચે મુજબનો કાગળ લખ્યો.

અમદાવાદ, તા. x x x

મહેરબાન કદરદાન મુ० રા. રા. રા. મયાશંકરભાઈ!

દાઝ્યાને ડામ દેવામાં આપ શ્રીમાન્ અપ્રતિમ શરાતન ધરાવોછો, તેનો મને પુરતો અનુભવ થઇ ગયો. આપની પુત્રીને કહીએ કે હવે નખરાં કરવાનું અને કાગળ લખવાનું છોડી દો તો સારૂં. શ્રીમતિ જ્યોત્સ્ના દેવીનાં લગ્ન સુખી નિવડે એમ હું ઇચ્છું છું! એઓ શ્રીમતિ ભલે લગ્ન આનંદથી કરે-ને તેમ કરીને સુખી થાય!

આપની ઉદારતા માટે ધન્યવાદ! તમારી પુત્રીને કહેજો કે તેમની ઉદાર માગણીનો લાભ લેવાની હું ના પાડુ છુ મારે તો હવે તમને એટલું જ કહેવુ રહ્યું છે કે,

कर्पूरधुळी रचिवालवालः
कस्तूरिका कुंकुम लिप्तदेहः।

सुवर्णकुम्भैः परिसेव्यमाणः
निजं गुणं मुञ्चति किं पलाण्डुः * ॥

આપના જેવા સુજ્ઞ (!!!)ને તે વધારે શું લખવાનું હોય ?

લી૦ આપનો હમેશનો આભારી હરવિલાસ.

છેલ્લાં આઠ દિવસથી મારા મનની સ્થિતિ વિલક્ષણ થઈ પડી હતી. મગજ ઉપર હદ ઉપરાંત ઉશ્કેરણીનો બોજો પડ્યો, અને મૂળ તો મારો Sensitive–લાગણીવાળો સ્વભાવ, એટલે પરિણામે તે જ દિવસથી હું સખત માંદો પડ્યો.

મારી માંદગી આઠેક દિવસ ચાલી. પણ ઇશ્વરકૃપાએ કોઇપણ હરકત વગર હું સાજો થઇ ગયો. એક દિવસે બપોરના હવે શું કરવું તેના વિચારમાં હું બેઠો હતો, એટલામાં મુંબાઇથી મારા નામનો એક તાર આવ્યો. તે તાર કરાચીની 'ડૉકટર'ની ટીકીટના એજન્ટ તરફનો હતો, અને તેમાં જણાવવામાં આવેલું હતું કે મને રૂ. ૮૦,૦૦૦ (એંસી હજાર રૂપિયા)નું ઇનામ મળ્યું છે!

૬.

'નસિબના નખરાં પણ અજબ હોય છે. બધુ ર્હોઇ ગયું ત્યારે હવે એંસી હજાર રૂપિયા મળ્યા! પણ હવે તે મારે મનથી નકામા હતા. જેને માટે હું ધનને ઇચ્છતો હતો, તે તો ધનના મોહમાં તણાઇને મને બેવફા નીકળી હતી, અને વિવાહ સંબંધ દ્વારા બેરિસ્ટરની બૈરી થઇ ચુકેલી હતી! પણ હવે મને એક વિચાર આવ્યો. આ રૂપિયા વાસ્તવિક રીતે તો જ્યોત્સ્નાના જ હતા પણ તે જ રૂપિયાથી હવે જ્યોત્સ્નાને બતાવી શકાશે કે ધીરજ અને સહનશીલતા હોત તો મારી સાથે પણ તે બેરિસ્ટરની બૈરી થઇ શકત.

મેં થોડાક દિવસમાં રૂપિયા મેળવી લીધા. માગશર માસમાં વિલાયત જવાનું નક્કિ કર્યું અને પાસપોર્ટ પણ મેળવી લીધી, તથા પી ઍન્ડ ઓ. કંપનીની સ્ટીમર 'કાશ્મીર' મારફતે લંડનની પૅસેજ (ટિકેટ) લીધી. મારાં પાલક સગાને સારી જેવી રકમ આપી, બીજા રૂપિયામાંથી વીસ હજાર બૅન્કમાં મુકયા. અને વીસ હજારની થૉમસ કુકની હુંડી લઇને હું વિલાયત જવા નીકળ્યો. જે દિવસે મારી સ્ટીમર ઉપડવાની હતી તે જ દિવસે, એટલે કે સંવત × × × × ના માગશીર્ષ વદી પાંચમને રોજ અમદાવાદમાં જ્યોત્સ્નાનાં લગ્ન છબીલદાસ બેરિસ્ટર સાથે થનાર હતાં! મેં જતાં જતાં ટપાલમાં જ્યોત્સ્નાના નામનો એક કાગળ નાખી દીધો અને ભાગી ગયેલા હૃદયે અને આંખમાંથી વહેતાં આંસુ સાથે ભારતવર્ષનો કિનારો છોડ્યો. "કાશ્મીર" સ્ટીમરમાં સવાર થઇ ગયો, અને સમુદ્રમાં આગળ વધવા લાગ્યો.

જ્યોત્સ્ના ઉપર મેં લખેલો કાગળ નીચે પ્રમાણે હતો.

" સ્ટીમર કાશ્મીર, તા. × × ×

બેવફા નષ્ટ જ્યોત્સ્ના!

---

* કપૂરની રજમાં ઉછેરી હોય, કસ્તુરી અને કંકુનો લેપ કર્યો હોય, સોનાના ઠામ વડે પાણી સિંચ્યું હોય,—તોપણ, શું ડુંગળી પોતાનો (દુર્જન આપણાનો) ગુણ તજે છે!

'પૈસાના મોહમાં તણાઈ બેરિસ્ટરની બૈરી થવાનો તને લોભ લાગ્યો છે, છતાં તારાં લગ્ન સુખી નિવડે એમ હું ઇચ્છું છું. મને પૈસા તો મળ્યા છે. ઈન્ગ્લાંન્ડ જઈને બેરિસ્ટર થઈને આવતાં મને ત્રણ વર્ષ લાગશે ત્રણ વર્ષ ધીરજ ધરી હોત તો મારી સાથે પરણીને પણ "બેરિસ્ટરની બૈરી" બનત. બેવફાઈની પૂતળી! ધિક્કાર છે! પહેલાં સ્નેહની મીઠી મીઠી વાતો કરી છેવટે તે મારૂં હૃદય ભાંગીને ભુકો કરી નાંખ્યું છે! તેં મારી સાથે આવી કૃતઘ્નતા કરી છે, પણ હું તો હજુએ ઇચ્છું છું કે ઈશ્વર તારૂં ભલું કરે!

તારા અધીપતિ બાપ અથવા બેરિસ્ટર પતિને કહીએ કે માન આ શબ્દો મારે મારા ઉપર ડાર્મજની ફેરિયાદ માંડવી હોય તો હું તૈયાર છું.

લિ. હજી તારૂં ભલું ઇચ્છનાર,
હરવિલાસ.

૭.

૨૪ દિવસની મુસાફરી પછી માર્સેલ્સથી ફ્રાન્સ ઓળંગી, કૅલે થઇ દરિયા માર્ગે ઈન્ગ્લીશ ચૅનલ ઓળંગી ચાકના ઉંચા પર્વતોવાળા ડોવરના કિનારા ઉપર મેં પગ મૂક્યો અને જગત્માં નામાંકિત થયેલા મહાન્ દેશ ઈન્ગ્લાન્ડની ભૂમિ ઉપર પૈસાના પ્રતાપે હું પગ મૂકવા ભાગ્યશાળી થયો તેથી મને કાંઈક હર્ષ પણ થયો.

ડોવરથી રાતોરાત ટ્રેન મારફત લંડનના ચૅરિન્ગ ક્રૉસ સ્ટેશન આગળ આવી પહોંચ્યો, અને થૉમસ કૂકની કંપની મારફતે "હૉટેલ મેટ્રોપોલીસ'માં ઓરડીની અગાઉથી ગોઠવણ કરી રાખેલી હોવાથી આ મહાન્ નગરીમાં ફરીહામ થઇ પડતાં મને વધારે અડચણ પડી નહિ.

બેરિસ્ટરના અભ્યાસ માટે બી. એ. થવાની જરૂર પડતી નથી* લંડનમાં બેરિસ્ટરના અભ્યાસ માટેની સંસ્થામાં હું જોડાઇ ગયો અને ચિત્ત દઇને અભ્યાસ કરવો શરૂ કર્યો. ત્રણ વર્ષ જોતાજોતામાં પસાર થઇ ગયાં, અને બેરિસ્ટરની પરિક્ષા માન સાથે મેં પસાર કરી. મારા નામ પાછળ હવે બેરિસ્ટર-ઍટ-લૉની પૂંછડી વળગશે, એ વિચારથી હું કાંઈક મગરૂર બન્યો. ઈન્ગ્લાન્ડના લોકો યુરોપના પ્રવાસે જવામાં મોજ ગણે છે. મેં પણ આ આવતો લાભ લેવાનું છોડયું નહિ અને ફ્રાન્સ, જર્મની, ઇટાલી, રૂમાનીયા, રશિયા, કૉન્સ્ટાન્ટીનોપલ, વિગેરેની મુસાફરી કરી લીધી. પછી લંડન પાછા આવતાં મને હિંદુસ્તાનથી એક કાગળ મળ્યો, તેમાં જણાવવામાં આવ્યું હતું કે મારાં જે સગાં હતાં તે બાઇ મરણ પામ્યાં હતાં. આ સમાચારથી મને ભારે દીલગીરી થઇ હવે મારે નજીકનું કે દૂરનું કોઇપણ સગું રહ્યું નહોતું.

વિલાયત આવવાનો મારો હેતુ પાર પડી ચુકયો હતો. દ્રવ્ય મળ્યું, વિદ્યા મેળવી. પણ એ સર્વ મને શું કામનું હતું! હવે મેં સ્વદેશ જવા નિશ્ચય કર્યો, અને તેને માટે તૈયારી કરી દીધી.

મારો જવાને થોડાક દિવસ બાકી હતા. એક દિવસે લંડનમાં વેસ્ટ-એન્ડના ફૅશનેબલ

* પ્રથમ ન્હોતી. હિન્દુસ્થાનમાંથી જનારને હાલમાં બી એ. થવુ પડે છે.
તંત્રી સુ. સુ.

લતામાં આવેલા એક દૌફીહાઉસ (કાફીખાનામાં) હું નાસ્તો લેવા બેઠો હતો ત્યાં અચાનક મને "ડીનર સર્વ" કરનારી (ભોજન પીરસનારી) જુલિયા નામની એક છોકરી સાથે ઓળખાણ થયું વાતચીત કરતાં જણાયું કે જુલિયા લંડનની નજીક આવેલા એક ગામની રહેવાસી હતી તેને સગાં વ્હાલાં કોઇ નહોતાં તે કુમારિકા હતી, અને આ કૅાફી હાઉસમાં નોકરી કરતી હતી મને તેની વાતોમાં બહુ રસ પડ્યો, અને તેથી તે દિવસે રાત્રે મારી સાથે ત્યાંના એક મ્યુઝીક હૅાલ (સંગીતશાળામાં)માં ગાયનની મોજ આપવા તથા ફરવા આવવા, મેં તેને આમંત્રણ કર્યું તે ખુશીથી આની. આવી રીતે બે ત્રણ દિવસમાં અમારી વચ્ચે ભારે દોસ્તી જામી ગઇ અને જુલિયાના હૃદયમાં પણ મારે માટે ઘણીક મીઠી લાગણીઓ હતી, તે હું જોઇ શક્યો જુલીયા અરાઢ વર્ષની ઉમ્મરની, કદાવર અંગની, અતિ સૌન્દર્યવતી અંગ્રેજી બાલિકા હતી જ્યોત્સના અને જુલિયાનું નામ પણ ઘણું ઓછું મળતું આવતું હતું. આથી આ સ્ત્રી ઉપર મને પણ કાંઇક અજબ મોહ ઉપજ્યો. અને મારા આકળા અને ઉતાવળીઆ સ્વભાવ પ્રમાણે મેં તેની સાથે લગ્ન કરવા નક્કી કર્યું! મારે દૂરનું કે નજીકનું કોઇ રાગુ તો હતું જ નહિ કે જે મારા આ કૃત્યથી દીલગીર થાય. મારે સ્વદેશમાં જઇને પરદેશગમન કરવાના મહા અપરાધ (!!)ને માટે જ્ઞાતિથી બહાર પણ રહેવાનું જ હતું જેને ખાતર નાતમાં રહેવા ઇચ્છતો હતો તેણે તો મારૂં હૃદય ભાંગીને ભુકો કરી નાંખ્યું હતું. હવે મને નાતની અથવા તો લોકો શું બોલશે તેની શી પરવા હતી! મારા જખમાયલા જીગરને આ બનાવથી કાંઇક તો રાહત મળશે જ એમ મેં ઉતાવળથી માની લીધું તે સૌન્દર્યવતી રમણીને મારા દેશની ઘણી ઘણી રસભરી વાતો કહી અને મારી અર્ધાંગના થવા વિનતિ કરી મારી અજાયબી વચ્ચે તે સ્ત્રીએ તેમ કરવાની ખુશીથી હા પાડી અને અમે ઇન્ગ્લાન્ડમાં જ "સીવીલ મૅરેજ ઍક્ટ" ત્યાંના (કાયદા) મુજબ લગ્ન કરી લીધાં! મીસ જુલિયા રૅાઝવુડ હવે મીસીસ હર્ષવિલાસ બની લગ્નના બીજે જ અઠવાડીએ લંડનથી પી. એન્ડ ઓ. કંપનીની ઉપડતી મેલસ્ટીમર "પર્શીયા"માં પૅસેન્જ (ટિકિટ) લઇને હું અને જુલિયા હિંદુસ્તાન આવવા ઉપડ્યાં.

ઇન્ગ્લાન્ડથી એક હિંદુ ગૃહસ્થ યુરોપીઅન યુવતી પરણી લાવે તે તે વખતે એક અસાધારણ બનાવ ગણાતો હતો તેથી હિંદના રોજીંદા વર્તમાન પત્રોમાં અમારા લગ્નના રસીલા હેવાલો છપાયા હતા, અને જ્યારે અમે મુંબાઇના કિનારે પગ મૂક્યો ત્યારે સુધારકોના એક મોટા ટોળાએ અમને હર્ષ ભેર આવકાર આપ્યો એક સાહસીક છાપાવાળાએ તો મારો તથા જુલિયાનો સ્નેપ શૅાટ (છબી) લઇ તે પણ પોતાના પત્રમાં છાપી માર્યો.

મુંબાઇ આવ્યા બાદ યુરોપીઅન વસ્તીવાળા ભાગમાં તો અમને રહેવું પાલવે એમ નહોતું કારણ કે અહીંના વૃદ્ધ ટીમીજી અંગ્રેજોના મનથી તો આ બનાવ "કાગડો દહીં પડ લઇ આવ્યા" જેવો હતો હિંદુ વસ્તીમાં તો જુલીયાને ફાવેજ નહિ, અને ત્યાં તો સવાર સાંજ મારે પણ નીચું જોવું પડે. આ સર્વ બાબતોનો વિચાર કરી વાંદરા સ્ટેશનથી થોડેક દૂર દરીયા કિનારે એકાંત જગ્યામાં એક નાનકડો સુંદર બંગલો ભાડે લઇને અમે રહેવા લાગ્યાં પહેલાં તો અમારો કાળ ઘણા આનંદમાં જવા લાગ્યો, મારા ધંધામાં પણ મને બહુ સરસ ફતેહ મળી. એ ઉપરાન્ત ખાનગી રીતે હું શૅર અને સટ્ટાનો ધંધો પણ કરતો હતો, એટલે હવે મારી આવક કુદકે ને ભુસકે વધવા લાગી. આવી રીતે એક વર્ષ

વહી ગયું. આ અરસામાં છેલ્લાં ચાર વર્ષ થયાં જ્યોત્સ્નાની શી સ્થિતિ હતી તે જાણવાની મને તક પણ મળી નહોતી અને મેં દરકાર પણ નહોતી કરી. મારા લગ્નની વાત જ્યોત્સ્ના જાણતી હતી કે કેમ, તે પણ તે વખતે મને ખબર નહોતી. એક વર્ષને અંતે જુલિયાએ એક સુંદર છોકરીને જન્મ આપ્યો, અને અમે તેનું નામ મેરીયન પાડ્યું.

૯

ઇન્ગ્લાન્ડ જેવા સ્વતંત્ર દેશમાં ઉછરેલી અને પ્રત્યેક ક્ષણે નવિનતાને ઇચ્છનારી જુલિયાને હવે અસંતોષ થવા માંડ્યો. અહીં તેને હવે ગમતું નહોતું. અંગ્રેજો વચ્ચે હું ત્રણ વર્ષ રહ્યો હતો એટલે થોડેક અંશે તેમનો સ્વભાવ હું સમજી શક્યો હતો. આથી જુલિયાની મુશીબત કેટલેક અંશે મને વાજબી લાગી, અને તે છુટથી હરફર કરે તેમાં હું તેને, અડચણ કરતો નહોતો. પણ હવે તો વાત વધવા માંડી મને જોઇનેજ તેને ધખ-ડીને તાવ જ આવતો હતો! કોણ જાણે હિંદુસ્તાનને માથે જ, વરદાન છે કે જે અંગ્રેજો પોતાના દેશમાં હિંદીઓ તરફ અસાધારણ માન મર્યાદા અને વીવેક દર્શાવે છે, તેજ અંગ્રેજો અહીં આવીને તીરસ્કારમાં બની જાય છે, અને હીંદીઓના નાગની પણ તેને સુગ ચડે છે! જુલિયાને હવે મારે માટે પણ તીરસ્કારની લાગણી પેદા થવા લાગી અને તે હું દરેક રીતે જોઇ શકવા લાગ્યો. આ વાતને હવે નાહકની લંબાવવા કરતાં હું એટલુંજ જણાવીશ કે ધીમે ધીમે અમારી જીંદગી એક કંગાલ બની ગઇ અને હું ઉત્તર જાઉં તો એ દક્ષિણ જાય, એવો ઘાટ થઇ ગયો. હું મુંબાઇ ગુજરાતી નાટક મંડળીમાં જાઉં, તો એ એક્સેલ્સીયરમાં અંગ્રેજી નાટક જોવા જાય અને હું એક જાતની મોજમજા ભોગવવાની પસંદ કરૂં તો એ બીજી જ જાતની જીંદગી પસંદ કરે! હવે તો તે બીજા અનેક અંગ્રેજોની સોબતમાં પણ ભળવા લાગી. હું તેને યોગ્ય છુટ તો લેવા દેતો, પણ ચેતાવતો કે અહિંના બધા જ અંગ્રેજો કાંઇ ઇન્ગલાંડના અંગ્રેજો જેવા નથી હોતા, માટે સંભાળ રાખવી જોઇએ. પણ મારી સમજાવટ પત્થર ઉપર પાણી સમાન નીવડી.

હવે સત્યાનાશીનો સમય નજીક આવે છે એક દીવસે શનીવારે રાતના હું મુંબાઇ ગુજરાતી નાટક મંડળીનો તે વેળાએ બહુ વખણાએલો "વિક્રમ ચરિત્ર" નો ખેલ જોવા ગયો હતો. ખેલ જોઇને એક વીકટોરીયા ગાડીમાં રાતના લગભગ ત્રણ વાગતાં બાંદ-રામાં મારે બંગલે આવ્યો, અને ગાડી વાળાને ભાડું ચુકવી વીદાય કરી પહેલા મજલા ઉપર ચડ્યો, પણ ત્યાં તો મેં જે દશ્ય જોયું તેથી હું કમકમી જ ગયો! અમારા શયનગૃહમાં જુલિયાના પલંગ આગળ બે વ્યક્તિઓ પડી હતી. તેમાં એક જુલિયા હતી અને બીજો રેલ્વે કંપનીમાં એન્જીનીયર તરિકે નોકરી કરતો એક થૉમસ નામનો યુરોપીયન હતો તેઓ બન્ને દારૂના નશામાં ચકચુર પડ્યા હતા. તેઓ બન્નેની સ્થિતી જોઇને મને અત્યંત ક્રોધ વ્યાપી ગયો. મેં જોરથી પેલા હરામખોરને લાત મારી પણ તે તો ભાન વિનાનો ગમે તેવુ લવવા લાગ્યો. પછી બીજી એક લાત મારી મેં જુલિયાને જાગૃત કરી. તેણે દારૂ થોડોક ઓછો લીધેલો હતો એટલે તે ભાન ચેતી ગઇ પણ તે દારૂના નશામાં નફટ બની ગઇ હતી. તેને સારાસારનો વિચાર રહ્યો નહોતો તે ગરજીને બોલી,–"હરામખોર! મને લાત મારનાર જ તું કોણ? એકદમ ચાલ્યો જા."

મારો મિજાજ હવે હાથથી ગયો. આ સહન ન થાય એવું હતું, ક્રોધથી ગરજીને મેં પણ સામો જવાબ આપ્યો,—" કુલટા ! ચોરી ઉપર સીરજોરી ! તું ગોરી ચામડીની થઇ માટે કાંઇ મોરનું માથું થઇને નથી આવી. લે ! લેતી જા ! "

એમ કહીને મેં કબાટમાંથી રીવૉલ્વર ( બન્દુક ) કાઢી જોરથી પેલા દારૂના નિશામાં પડેલા યુરેઝીયન સામે ગોળી છોડી અને એક જ પળમાં તે લોહીથી તરબોળ બનીને મરણ પામ્યો. તેના ઉપર હું બીજી ગોળી છોડવા જતો હતો એટલામાં જૂલિયા આવીને મારા ખભે બાઝી પડી અને મને તેમ કરતાં અટકાવવા પ્રયત્ન કરવા લાગી. હું મારો હાથ છોડાવવા ગયો ત્યાં અચાનક બીજી ગોળી છુટી અને તેના ખભામાં પેસી ગઇ. દુઃખથી કાસતી, લોહીના ધોધ વરસાવતી આ સૌન્દર્યવતી શ્વેતાંગ રાક્ષસી જમીન પર પડી આળોટવા લાગી. તે તરત મરણ ન પામી, પણ પડ્યાં પડયાં મારી તરફ દયામણે ચહેરે જોવા લાગી. મેં ક્રોધ અને પશ્ચાત્તાપથી કપાળ કુટયું અને ત્યાં તેની નજીક બેસી ગયો. તેની ઇશારત ઉપરથી મેં તેણીને પાણી પાયું તે અચકાતી અચકાતી અંગ્રેજી ભાષામાં બોલવા લાગી, તેનો ભાવાર્થ નીચે પ્રમાણે હતો,—" હાય હરવિલાસ ! હવે મારો દારૂનો નશો ઉતરી ગયો છે હું જાણું છું કે મેં પાપ કર્યું છે. 'મારી નજરે આ ઘણું જ ગંભીર પાપકર્મ નથી, પણ તમારી નજરે જોતાં તો આ એક ગંભીર ગુન્હો છે,' એ હું કબૂલ કરૂં છું —હરવિલાસ ! પહેલાં હું આવી નહોતી એક વેળાએ મારૂં હૃદય પણ કંચન જેવું સ્વચ્છ અને નીર્મળ હતું. હું લંડન નજીક બ્રાઇટન નામના એક સુંદર ગામડામાં મારાં માતપીતા સાથે રહેતી હતી. ત્યાં લંડનના શ્રીમત સહેલાણીઓ હવા ખાવા અને ગમત કરવા આવતા હતા એક દિવસે બ્રાઇટનમાં સમુદ્ર કીનારે હું સાગર સ્નાન કરતી હતી, તેવામાં એક અમીરના છોકરાએ મને જોઇ. અમને ઓળખાણ થયું, ને તે ઉપરથી પ્રેમ બંધાયો તે ચંડાળે મને ફસાવી લંડનમાં આણી અને મારી સાથે થોડાજ વખતમાં લગ્ન કરીશ એવું ખોટું બ્હાનુ કાઢીને મારી પવિત્રતા નષ્ટ કરી પછી તે હરામખોર પાપીએ પાંચ ૭ મહીના રહીને મને તજી દીધી ! મારાં માબાપને મોં બતાવવા જેવી મારી સ્થિતી રહી નહોતી. મારૂંબકયુ કાળુ મોઢું લઇને હું ત્યાં જાઉ ! છેવટે મેં તમે જે કોરી હાઉસમાં મને જોઇ હતી, ત્યાં આવાડીયાના બાર શીલીગના પગારે નોકરી લીધી. પણ તેમાં મારૂં લંડન જેવા ખરચાળ શહેરમાં માંડ માંડ પુરૂં થતું હતું. છેવટે તમે મળ્યા અને તમારી સાથે હું હિંદમાં આવી. તમારા તરફ મને પ્રેમ નહોતો પણ એક પ્રકારની સ્વાર્થી વિષયભોગની લાગણી હતી. પ્રેમ હમેશાં ટકે છે લાગણીનું પુર વહી જાય છે, ત્યારે તે મદ પડી જાય છે. પાછળથી મે તમારા તરફ બેદરકારી દેખાડી, તેનું મને આ પ્રમાણે બુરૂં ફળ મળ્યુ છે. હવે હું પસ્તાઉં છુ. ઓ હરવિલાસ ! મરતી વખતની મારી આટલી વીનતી માન્ય કરો અને માફ કરો મારો અપરાધ, ઇશ્વરને ખાતર ક્ષમા કરો. "

ગીરાતા હૃદયે મેં જણાવ્યું કે " તારા અપરાધોની અંતઃકરણપુર્વક હું ક્ષમા આપું છું. તારે બીજું કાંઇ કહેવું હોય તો કહે " તેણે ક્રોસ ( ખ્રિસ્તી ધર્મમાં પવિત્ર મનાતી વસ્તુ ) માગ્યો. મેં તે આપ્યો. તેણે ક્રોસ પોતાની છાતીએ ચાંપ્યો અને મરતી-

મને ઉદ્દેશીને કહેવા લાગી,—" હરવીલાસ ! તમે કોર્ટમાં નીર્દોષ ઠરો, તો ઠીક છે. નહિં તો મારી એક પુત્રીપુત્રોની બરાબર વ્યવસ્થા કરજો. મારૂં મરીઅમ બચ્ચું દુખી ન થાય, તેની સંભાળ રાખજો." મેં તેમ કરવા વચન આપ્યું. હવે પછી થોડાકજ વખતમાં તે મરણ પામી. આ પછી મને મારા કૃત્યનું ખરૂં ભાન આવ્યું. હું તે ઓરડો છોડીને નીચે ગયો. એક બૉય (નોકર) અને બટલર તથા આયા ત્રણ જણાં ઘરમાં રહેતાં હતાં. આયાને આજે કાંઇક કામ હોવાથી રજા લઇને શહેરમાં ગઇ હતી. બૉય અને બટલર દારૂ પીને છાકટા બની કીચનરૂમ (રસોડા) માં પડયા હતા. ત્યાંથી ઉપર આવીને જોડેની ઓરડીમાં મેરીયન ઉંઘતી હતી ત્યાં ગયો. મારૂં એ ફુલ જેવું બચ્ચું, ઘરમાં શું સત્યાનાશ વળી ગયું છે, તેના સ્હેજ પણ ખ્યાલ વગર આરામથી ઉંઘતું હતું. મેં તેને આસ્તેથી છેલ્લી વારનાં બે ચાર ચુંબનો લઇ લીધાં. આ વખતે મારા હૃદયમાં જે વેદના થતી હતી તે અસહ્ય હતી. ત્યાંથી જૂલિયાવાળી ઓરડીમાં આવ્યો અને જૂલિયાના કપાળપર એક વિદાય ગીરીનું છેલ્લું ચુંબન લઇ ત્યાંથી હું નીકળ્યો. નીચે આવી મારી મોટર સાઇકલ તૈયાર કરીને તરતજ ત્યાંથી સીધો પોલીસ કમીશનરની ઓફીસ આગળ આવ્યો. અંદર જઇને મેં મારો લાયેક રીપોર્ટ કર્યો કે મે મારી પત્ની તથા એક ઇસમનું ખુન કર્યું છે, માટે મને પકડો. મને કેદાર દાખલ કરીને તેમાં પુરવામાં આવ્યો અને બધું "હાઉસન-જઉસન" વાદળામાં મારા બજેલા તરફ ચાલ્યું !

૯.

પોલીસ ચોકીમાં મને વિચાર કરવાનો પુષ્કળ અવકાશ મળ્યો, અને ત્યારે જ મેં જે ભયંકર કર્મ કર્યું હતું તે મને યાદ આવ્યું. તેવીસ-ચોવીસ વર્ષની મારી જુવાન વયમાં મારા ઉપર કેવી કેવી આફતો વીતી ગઇ, તેનો હું વિચાર કરવા લાગ્યો. પણ એ બધાની અંદર મારી વ્હાલી પુત્રી મેરિયનનું હવે શું થશે, એ વિચારે મને બહુ હેરાન કર્યો. તાત્કાલિક ઇલાજ તો એ લીધો કે તો મે તેની એક નર્સ (આયા) હતી, તેના નામની ચીઠ્ઠી લખીને તે નર્સના હવાલામાં તેને સોંપવાની વ્યવસ્થા કરી. રવીવાર પણ આવ્યો ગયો અને સોમવારની સવાર થઇ. રવીવાર અને સોમવારનાં છાપાંઓમાં "એક જુવાન હિંદુ બારિસ્ટરે અંગ્રેજ મડમ અને એક યૂરેશીયનનું કરેલું કરપીણ ખૂન !"—"જુદીન લગનની મહેકાણ !" "અંગ્રેજ અબળાનો જાન લેનાર જુવાન હિંદુ !"—એવાં ચોંકાવનારાં મથાળાંઓ હેઠળ મારી દુર્ગતીના વાવટા ઉડવા માંડયા. મને સખત ચોકી પહેરા તળે રાખવામાં આવ્યો.

સોમવારે બપોરના મને ખબર આપવામાં આવી કે એક બાઇ મને મળવા માગે છે. મારે તો કોઈ સ્ત્રી સાથે ઓળખાણ નહોતું તેથી આ સ્ત્રી કોણ મળવા આવી હશે, તેની હું ચિંતામાં પડયો. એક સ્ત્રી મને મળવાને અંદર આવી. પણ તેને જોઇને હું સજ્જડ જ થઇ ગયો. તે બીજી કોઈ નહિ પણ જ્યોત્સ્ના હતી ! અમારા મેળાપ સંબંધી લખાણ હકીકત હું અત્રે આપવી યોગ્ય નથી ધારતો. એ એક મારૂં કાળજું કાપી નાખનારી કથા છે. તેથી ટુંકાણમાં જ અહિં પતાવીશ. પહેલાં તો હું સમજ્યો કે દુઃખ ઉપર ડામ દેવાને અને

કેવી મોટી ભૂલ જ્યોત્સ્નાને બેવફા ધારવામાં કરી હતી !—તેનો મને ખ્યાલ આવ્યો. આ હકીકત પાછળ આપવામાં આવી છે.

જ્યોત્સ્નાને મેં ના કહેવા છતાં પણ તેણે મારે માટે હોશીયારમાં હોશીયાર વકીલ અને બારિસ્ટરો રોકયા અને સેશન્સ કોર્ટમાં જ્યારે મારો કેસ ચાલ્યો ત્યારે મને બચાવ જબરો પ્રયત્ન કર્યો. પણ મેં મારે મ્હોંએ જ ગુન્હાની સાબીતી કરી દીધી હતી, અને જે ખૂન થયું, તેમાં એક ગોરી ચામડીવાળો અંગ્રેજ અબળા અને એક યુરેઝીયન હતો,—એટ મારા બચાવનારાઓનું કાંઈ પણ ન વળ્યું. કેવા સંજોગોમાં ખૂન કરવામાં આવ્યું હતું મારા બારિસ્ટરોએ ઘણું અસરકારક રીતે સમજાવ્યું, પણ તેનું પરિણામ માત્ર એ આવ્યું કે હું ફાંસીની સજામાંથી બચી ગયો. પણ મને ચૌદ વર્ષની સખ્ત મજુરી સાથે સજા કરવામાં આવી. મારી શિક્ષા ભોગવવાને માટે આંદામાન મને લઈ જવામાં આવ્યો અને મારાં કર્મ અનુસાર આ પ્રમાણે મને બદલો મળ્યો.

૧૦.

આ ચૌદ વર્ષ પૈકી મારી સારી ચાલચલગત વિગેરેને માટે ૨ વર્ષ મારી સજા માફ કરવામાં આવ્યાં એટલે કે આંદામાનમાં મેં ૧૨ વર્ષ ગાળ્યાં. મારા ઉતાવળીઆ સ્વભાવને માટે, મારાથી થયલાં ભયંકર પાપકર્મો અને ભુલોનો મને ભારે પશ્ચાતાપ આ બાર વર્ષ સુધી થયો અને મેં એક પ્રકારની નરકની ઘોર યંત્રણા આ બાર વર્ષ સુધી ભોગવી, એમ કહું તો પણ ચાલી શકે. આંદામાનમાં ઉન્હાળામાં પ્રચ્ચંડ તાપ અને ચોમાસામાં ત્રણુસેંથી પણ વધારે ઇંચ જેટલો સખત વરસાદ વરસતો હતો અને ઋતુ અતિશ પ્રતિકૂળ હોવાથી મેં અનિયમિત બની આ દુઃખી જીવનનો અંત આણવા પણ ઘણો પ્રયત કર્યો. પણ મોત તો જેનો આ દુનિયામાં ખપ હોય તેને માટે છે. મારા જેવા કુકર્મી અને દીનભાગીને મૃત્યુ જેવું અનુપમ સુખ ક્યાંથી ? આથી બાર વર્ષ બાદ આંદામાનની હવા (!) ખાધા પછી મને હિંદુસ્તાન મોકલવામાં આવ્યો. આંદામાનના પૉર્ટ બ્લેરથી મદ્રાસ થઈને મુંબાઈ આવતી સ્ટીમર "એસ. એસ મહારાજા" મારફતે ઈ. સ. ૧૯૨૦ ના જાન્યુઆરી મહિનાની તારિખ પાંચમીના રોજ હું મુંબાઈના કિનારે ઉતર્યો, અને ત્યાં મને છુટો કરવામાં આવ્યો. આ વર્ષો દરમ્યાન મારો પહેલાં જેવો કદાવર બાંધો રહ્યો નહોતો. અત્યારે મારી ઉમ્મર પાંતરીસ વર્ષની હોવા છતાં ગાલ ઉંડા ઉતરી ગયા છે, ડાચાં બેસી ગયાં છે, આંખો ઉંડી જતી રહી છે, આંખે ઝાંખ વળે છે, પગ લથડીયાં ખાય છે, અને હાથોમાં સંધીવાનો ભયંકર દુઃખાવો થઈ રહ્યો છે, અને તે સર્વ ઉપરાંત અંતરની વેદનાની તો વાત જ કરવાની નથી ! હવાના ફેરફારને લીધે મારૂં શરીર કાળું સીસમ જેવું તથા સુકા છોતરા જેવું થઈ ગયું છે અને ક્ષયરોગનો ઉસ્સો તબક્કો ચાલે છે, તથા વારંવાર મ્હોંમાંથી લોહી ઓકવાનો રોગ લાગુ પડ્યો છે અગાઉ કરેલી ગોઠવણ અનુસાર જ્યોત્સ્ના તથા મારી પુત્રી મેરિયન બંદર ઉપર મને તેડવા આવેલાં હતાં, અને આ મુંબઈના ઉપરના અહીંના એક સુંદર બંગલામાં મને આ ભલી સ્ત્રીએ સંપૂર્ણ આરામથી અને સુખચેનથી રાખ્યો છે. મારી વ્હાલી પુત્રી મેરિયન મોહિનીના નામ તળે હિંદુ સંસ્કાર પ્રમાણે ઉછરીને મોટી થઈ છે, અને તે હિંદુ પોશાકમાં એવી તો અનુપમ રીતે દીપી નીકળે છે કે મારા દુઃખી જીવને તેથી કાંઇક રાહત અવશ્ય મળે છે.

મુંબાઇમાં આવ્યાને મને ત્રણ માસ થઇ ગયા છે. ભલી જ્યોત્સ્નાએ સારામાં સારા ડાકટરો રોકીને મારી સારવાર કરવામાં બાકી નથી રાખી. પણ જ્યાં તાર તૂટવા લાગ્યા હોય, ત્યાં સીતાર શો બજાવવો ?—તેમાંથી તો બેસુરો નાદ જ નીકળવાનો ! મારૂં મૃત્યુ નિર્માણ થઇ ચુક્યું છે. આ ત્રણ માસમાં મને જે થોડોક વખત મળ્યો, તે અરસામાં મેં મારા દુઃખી જીવનની આટલી આત્મકથા લખી છે. તેમનો જે ભાગ બાકી રહ્યો છે, તે જ્યોત્સ્નાએ લખવાનું વચન આપ્યું છે. મારી પુત્રીની તથા જ્યોત્સ્નાની પણ હવે પુરેપુરી ખાત્રી થઇ ગઇ છે કે મારા મૃત્યુને હવે બહુ જ થોડા કલાક ખુટે છે. ડૉક્ટરોએ પણ તે જણાવી દીધું છે. મોરિયેન રડ્યાં કરે છે. જ્યોત્સ્ના દીલગીરીમાં ગરક થઇ ગઇ છે. અહીંનાં સર્વ સુખ કરતાં મને મૃત્યુ વહુ પ્રિય છે, અને હું તેની વાટ જોઇને બેઠો છું. મારૂં મૃત્યુ જેમ વહેલું આવે તેમ હું ઇચ્છી રહ્યો છું. સંજોગનો ભોગ બની પાપકર્મ કરનાર, મારા જેવો હીણભાગી આદમી પરમાત્માને કેમ પ્રાર્થના કરી શકે ? પણ ઇશ્વર તો હમેશનો દયાળુ છે. જો મારી પ્રાર્થના ઇશ્વરને ત્યાં સંભળાતી હોય તો હું મરતી વેળાએ એટલું જ ઇચ્છું કે "હે પરમાત્મા ! મયાશંકર જેવો દ્રવ્યનો લાલચુડો, સ્વાર્થી, લોભી, પ્રપંચી, કાળા હૃદયનો, અને નગુણો કોઇ કે પિતા કે પતિ કોઇને ન આપીશ. જન્મોજન્મ જો સહચરી મળે તો જ્યોત્સ્ના જેવી પ્રેમાળ, જ્યોતિર્મયી અને દેવી સમાન મળજો, અને પુત્રી મળે તો નિર્દોષતા-ને મધુરતાથી પૂર્ણ; અને પોતાના પાપી પિતા તરફ પણ પ્રેમ દર્શાવનારી મારી મધુરી મોરિયેન ઉર્ફે મોહિની જેવી જ મળજો.

* * * * *

મારે લખવું હતું તેટલું લખી નાખ્યું છે. બાકીનો ભાગ જ્યોત્સ્ના લખનાર છે. આજે મારી સ્થિતિ તદ્દન વિલક્ષણ થઇ ગઇ છે, અને ખાટલામાં સુતાં સુતાં ધ્રુજતે હાથે આ અક્ષરો હું લખું છું. મને લાગે છે કે આ મારો છેલ્લો જ દિવસ છે. મારા વ્હાલાઓની મેં આજે વિદાયગીરી લઇ લીધી છે. વાંચનારાઓની પણ રજા ચાહું છું, અને આ અધમની જીવનકથા ઉપરથી વાંચનારાઓને કાંઇક બોધ મળ્યો હોય તો જીવનમાં બીજું કાંઇ નહિં પણ એટલું તો સત્કૃત્ય કરી શક્યો, એમ હું સમજીશ. મને હાથે ધ્રુજારી આવે છે આંખે અંધારાં આવે છે. ને આ કાગળ હાથમાંથી પડું પડું થાય છે. ઓ—ઓ પ્રભુ !

૧૨.

જ્યોત્સ્નાની આત્મકથા.

ગરિબ બિચારા હરવિલાસ ! ગઇ કાલે બપોરના તેમણે દેહ છોડ્યો. એમના લખાણમાં જે જે બાકી રહ્યું છે, તે લખવાનું મેં તેમને વચન આપ્યું છે અને હું તે અહીં પુરૂં કરૂં છું.

હરવિલાસ જ્યારે ગુજરાત–ગૌરવની ઑફિસમાં કામ કરતા હતા, ત્યારે મારા જન્મદિવસ આશ્વિન સુદી દશમીના દહાડે હરવિલાસ ગયા પછી મને મારા પિતાએ સખત તાકીદ કરી કે હવેથી તારે છાપામાં પણ ઉભા રહેવું નહિ, અને જો હરવિલાસ સાથે કોઇપણ પ્રકારનો સંબંધ રખાશે તો હું તને મારી નાખીશ ને કાપી નાખીશ ! હવે શું કરવું તેના વિચારમાં કેટલાંક

વખત ગયો. એ અરસામાં મારા બાપાજીએ મારી ઓરમાન માતા ગુમાનને સખતમાં સખત માર મારીને તેમની ઘણી અનિચ્છા છતાં એક બનાવટી કાગળ લખાવ્યો અને તળે તેમની પાસે "જ્યોત્સ્ના" કરીને મારા નામની જૂઠી સહી કરાવી. આ બનાવટી કાગળ ઉપર મારાં માતાજી પાસે જ સરનામું કરીને મારા અપચ્ચી પિતાએ તે હરવિલાસ ઉપર મોકલ્યો અને જેને હું મારા પ્રાણથી પણ અધિક ચાહતી હતી, તેની નજરમાં મને નફ્ટ, બેવફા અને ચાંડાલિની તરિકે મારા સાપ જેવા બાપે મને પુરવાર કરી અપ્રામાણિકપણે અમને વિખુટાં પાડવામાં આવે, તે કોઈપણ રીતે સહન થઈ શકે, પણ આવી દગલબાજીથી બીજાની નાલેશીના ભોગે અમને વિખુટાં પાડવાનો મારા પિતાને પણ કાંઈ હક્ક નહોતો અને તેથી જ્યારે મારાં લગ્ન બાદ આ તરકટની વાત ગુમાન મારફતે મારા જાણવામાં આવી, ત્યારે મારા પિતા ઉપરનો મારો તીરસ્કાર હદ ઉપરાંત વધી ગયો. એ ખોટા કાગળ ઉપરથી હરવિલાસે મારે માટે નીચમાં નીચ અભિપ્રાય બાંધ્યો તે માટે હું તેમનો વધારે વાંક કાઢી શકતી નથી. વાસ્તવિક રીતે તો મને તે બાબતની ખબર પણ નહોતી. મેં હરવિલાસને બીજે દિવસે છુપી રીતે હવે શું કરવું, એ બાબત કાગળ લખ્યો હતો પણ તેનો મને કાંઈ પણ જવાબ મળ્યો નહિ, પણ ઉલટું મારા બાપાજીના ઉપર તેમણે એક કાગળ લખીને અંદર મને નફ્ટ અને બેવફા જણાવી હતી તથા મારાં લગ્ન સુખી નિવડે એમ ઇચ્છયું હતું. મારા કસાઈ જેવા બાપની દગલબાજી હું સમજતી ન હોવાથી મેં માની લીધું કે હરવિલાસ હવે ફરી ગયા છે. પુરૂષોનો પ્રેમ એવો હોય છે! છતાં પણ મેં તો વફાદાર રહેવાના સોગંદ લીધા હતા, અને મારા બાપને સ્પષ્ટ રીતે જણાવી દીધું હતું કે તમે મને મારીને કાપી નાખશો પણ તમારા બેરિસ્ટર જમાઈ સાથે હું લગ્ન કરવાની નથી. મારા બાપ મારા દૃઢ સ્વભાવથી સારી રીતે માહિતગાર હતા એટલે અહીં પણ તેમણે દગલબાજી ચલાવી. મેં હરવિલાસનો તો વિચાર પડતો જ મૂકેલો હતો લૉટરીમાં તેમના ખુલેલા નશિબની વાતથી મને પરમ સંતોષ થયો હતો પણ હવે તે તો મારા હાથથી ગયાજ હતા! છતાં ગમે તેમ મેં છબીલદાસ સાથે નહિ પરણવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો.

પણ મારી બધી ગણત્રિ ઉંધી વળી ગઈ. લગ્નના દિવસે બપોરના મને મીઠાઈ ખવરાવ્યા બાદ પાણી પાવામાં આવ્યું. તે વખતે મારા બાપે ઓચીંતો મારા મ્હોં આગળ એકાંત જોઈ રૂમાલ ધરી દીધો. તે રૂમાલમાં "ક્લૉરોફૉર્મ" (બેભાન થવાની દવા) છાંટેલું હતું. હું ગુંગળાવા લાગી, અને થોડાક વખતમાં બેશુદ્ધ બની ગઈ. સાંજના પણ મારી તબિયત નાદુરસ્ત જ રહી હતી, એવે વખતે મારી લગભગ બેશુદ્ધ સ્થિતિમાં જ મારો હસ્તમેળાપ કરાવી દેવામાં આવ્યો! અને હું છબીલદાસની વિવાહિતા પત્ની મારા બાપની દગલબાજીથી અનિચ્છાએ પણ થઈ ચુકી! બીજે દિવસે મને હરવિલાસનો કાગળ મળ્યો હતો, અને તેમાં પણ રડતાં રડતાં—પેલા બનાવટી કાગળની વાત હતી, તે મેં વાંચી. પણ હવે બગડેલી બાજી માટે વિલાપ કરવો નકામો હતો! મારી સરજતને હવે તાબે થયા સિવાય છુટકો નહોતો. પણ મારા કર્મમાં સુખ ભોગવવાનું સરજેલું જ ન હોતું. મરનાર પતિનું ભુંડું બોલનાર સ્ત્રી નરકમાં પડે છે. મને મારા મરનાર પતિ જેમ તેવા હતા, પણ તેમનું ભુંડું બોલવાનો મને કાંઈપણ હક્ક નથી. હું એટલું જ જણાવીશ કે મેં ઘણી દુઃખભરી જીંદગી ગુજાર્યા બાદ એક વર્ષને અંતે મારા પતિ મરણ પામ્યા. તેમની

સુયોગ્ય ઉમ્મર કઈ છે, એમ કોઇ પૂછે,—તો હેના ઉત્તરમાં કહી શકાય કે તે વીસ વર્ષ લગભગની છે. આ વિષયને શરીરશાસ્ત્ર સાથે ઘણો ગાઢ સંબન્ધ છે અને બાળલગ્નોનો તે શાસ્ત્ર જ પ્રતિબંધ કરે છે. આવાં લગ્નો ઓછાં થવાથી પ્રસવની વેદના અને મૃત્યુની સંખ્યા જરૂર ઓછી થઇ જશે.

૬.

ડૉ. નવીનચન્દ્ર વસુઃ અઢાર વર્ષ થયા શિવાય આપણી પુત્રીઓનો વિવાહ કરવો જોઇએ નહિ. સુવાવડથી સ્ત્રીના શરીરને હાનિ થતી આપણે વારંવાર જોઇએ છીએ, તે બાળલગ્ન કર્યાનું જ ફળ છે અને તે વિશેષે કરીને બાલિકાનેજ ભોગવવું પડે છે.

૭.

ડૉ. તમિઝખાનઃ યૌવનના ચિન્હ દેખાયાથી જ બાલિકાનો વિવાહ કરવો યોગ્ય છે એવું કાંઈ નથી. સોળ વર્ષ પૂરાં થયા પ્હેલાં તો લગ્ન કોઇ પણ કારણસર કરવું જોઇએ નહિં. સોળ વર્ષ ઉપરાન્તની ઉમ્મરની સ્ત્રીઓ ગર્ભ ધારણ કરે તોજ તેથી લાભ છે.

૮.

ડૉ. મહેન્દ્રલાલ સરકારઃ કન્યાઓ ઋતુમતી થયાથી જ સમજાય છે કે એમના યૌવનનો પ્રારંભ થયો. પરન્તુ ઋતુમતી થયેલી બાલાનાં છોકરાં તનદુરસ્ત થાય, એમ સમજવું ભૂલ ભરેલું છે. આપણે યાદ રાખવું જોઇએ કે ન્હાની ઉમ્મરની સ્ત્રીઓનાં સંતાન કે વળ અલ્પાયુષી અને માંદાં થાય છે, અને માતાના આરોગ્યનો નાશ પણ તેમ થવાથી નક્કિ છે. મ્હારા જાતી અવલોકન ઉપરથી હું કહું છું કે બાળવિવાહ અને ન્હાની ઉમ્મરમાં ગર્ભ ધારણ કરવાથી આપણી સ્ત્રીઓ આખી જિંદગી સુધી અનેક પ્રકારનાં દર્દોથી પીડા પામેછે.

૯.

ડૉ. ચાર્લ્સઃ બાલિકાને ઋતુ પ્રાપ્ત થાય, તેથી જ હેના વિવાહની ઉમ્મર થઇ જાય છે, એમ નથી. ઋતુમતી સ્ત્રી થાય, ત્યારથી ફકત હેના યૌવનનો આરંભ થાય છે. પરન્તુ જ્યાં સુધી હેના શારીરિક અવયવો યોગ્ય પોષણ પામે નહિં, ત્યાંસુધી તે વાસ્તવિક રીતે યૌવનમાં આવી છે એમ કદિય કહી શકાય નહિં.

૧૦.

ડૉ. ચક્રવર્તીઃ બાલિકા ઋતુમતી થયાથી જ હેનું લગ્ન કરી દેવું, એ યોગ્ય નથી. કોઇ પણ પ્રગતિવાન દેશમાં એમ થતું નથી અને આપણે ત્યાં પણ તેમ થવું જોઇએ નહિં.

૧૧.

ડૉ. વાર્નાસઃ બાલ્યાવસ્થામાં લગ્ન કરેલાં દંપતીનું આરોગ્ય જલદીથી ક્ષીણ થાય છે. અકાળે ઋતુમતી થયેલી કન્યા અને અકાળે ગર્ભવતી થયેલી બાલા, એમનાં આયુષ્ય ટૂંકાં થાય છે.

૧૨.

સુશ્રુતઃ પુરૂષનું વય પચીસ વર્ષનું અને સ્ત્રીનું સોળ વર્ષનું જોઇએ. તે કરતાં હેની ઉમ્મર ઓછી હોય અને ગર્ભ ધારણ થાય તો તે સંતાન ગર્ભમાંજ મરણ પામે. કદાપિ જીવે તો ટૂંકા આયુષ્યવાળું થાય અને જો વધારે જીવે તો સર્વદા દુર્બળ રહે.

હર્બર્ટ સ્પેન્સરઃ ન્હાની ઉમ્મરે સંતાન પ્રસવ કર્યાથી બીજા પ્રાણીઓની પેઠે મનુષ્યનો શારીરિક વિકાસ પણ નાશ પામે છે અને દુર્બળતા પ્રાપ્ત થાય છે

## पुस्तकशाळानी प्रसादी.

# હિન્દુ સ્ત્રી સમાજ.

## સ્વામી શ્રી વિવેકાનન્દજીના વિચાર.

⁂ * અમદાવાદના "સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય" તરફથી પ્રકટ થતી વિવિધ ગ્રન્થમાળાના ઉપયોગી પુસ્તકોમાં સ્વામીજી વિવેકાનન્દના લેખ, વ્યાખ્યાનો તથા વિચાર (૭ સાત ભાગ) પ્રકટ થયા છે, ત્હેમાંથી આ ઉતારો કરવામાં આવ્યો છે.–તંત્રી સ્ત્રી. સુ.

સ્વામીજીએ કહ્યું : "આર્ય અને સેમિટિક જાતિઓના લોકોની સ્ત્રી વિષયક ભાવનાઓ પરસ્પર વિપરિત છે એ બન્નેની ભાવનાઓ વચ્ચે આકાશ પાતાળનું અંતર છે. સેમિટિક જાતિના લોકોમાં સ્ત્રીની હાજરી ધર્મ કાર્યમાં વિઘ્નરૂપ મનાય છે. એ લોકો સ્ત્રીને હાથે કોઈપણ ધર્મ કાર્ય કરવા દેતા નથી–અરે! આહાર માટે એકાદા પક્ષીને મારવાનો પણ તેને અધિકાર નથી, ત્યારે આર્ય લોકોમાં એનાથી ઉલટો જ પ્રકાર છે. અર્ધાંગનાની હાજરી વગર કોઈ પણ ધર્મકાર્ય આર્ય પુરૂષથી કરી સકાતું નથી "

"સ્વામીજીના આવા અણધાર્યાં વિતૃસ્ત વિધાનથી ચોંકીને મેં પૂછ્યું "ત્યારે શું હિંદુધર્મ એ આર્યધર્મ નહિ, સ્વામીજી?' સ્વામીજીએ શાંતિપૂર્વક જવાબ આપ્યો કે પ્રચલિત હિંદુધર્મ મોટેભાગે પૌરાણિક છે એટલે કે તેનો ઉદ્‌ભવ બૌદ્ધ ધર્મના અવનતિ કાળમાં થયેલો હોઈ તે બૌદ્ધધર્મ પછી પ્રચારમાં આવેલો છે આપણામાં નિત્ય નૈમિત્તિક હોમ જેવી વૈદિકક્રિયાનો સ્ત્રીને અધિકાર છે એટલું જ નહિ, પણ એવી વૈદિક ક્રિયામાં ધર્મ પત્નિની હાજરી અનિવાર્ય મનાઈ છે, સારે તેજ સ્ત્રીને–તેજ ધર્મપત્નિને (હવે) શાલિગ્રામ શિલાને સ્પર્શ શુદ્ધાં કરવાનો અધિકાર નથી! આ ભેદનું સ્પષ્ટીકરણ કરતાં સ્વામી દયાનંદ સરસ્વતી કહે છે કે શાલિગ્રામ પૂજનો યાને મૂર્તિપૂજાનો પ્રકાર પાછળાઉથી પૌરાણિક કાળમાં દાખલ થયો છે અને એજ એક બાબત પ્રચલિત હિંદુધર્મ શુદ્ધ વૈદિક ન હોતાં પૌરાણિક હોવાની સાબીતી છે."

"ત્યારે આપણામાં સ્ત્રી–વિષયક જે અસમાનતા દૃષ્ટિગોચર થાય છે તે સર્વથા બૌદ્ધ ધર્મને આભારી છે, એમ આપનું માનવુ છે નહિ વારુ?" મેં પૂછ્યું.

'અલબત, આપણામાં જ્યાં જ્યાં એવો અસમાન ભાવ દેખાય છે ત્યાં ત્યાં એ એ બૌદ્ધ ધર્મનું જ પરિણામ છે, એ તો નિર્વિવાદ છે. તેમ છતાં યુરોપીઅન ટીકાકારો એ અસમાનતાને જે મહાભારત સ્વરૂપ આપે છે અને જે રામનો વાઘ કરી બતાવે છે, તે સર્વથા સત્ય નથી એમનાં એવાં અતિશયોક્તિભર્યાં વચનોથી છેતરાઈ જઈ આપણે આપણી બુદ્ધિને બ્હેર મારી જવા દેવી ન જોઈએ, તેમ એ બાબતમાં એ લોક જે કાંઈ

સુયોગ્ય ઉમ્મર કઈ છે, એમ કોઈ પૂછે,-તો ત્હેના ઉત્તરમાં કહી શકાય કે તે વીસ વર્ષ લગભગની છે. આ વિષયને શરીરશાસ્ત્ર સાથે ઘણો ગાઢ સંબન્ધ છે અને બાળલગ્નોનો તે શાસ્ત્ર જ પ્રતિબંધ કરે છે. આવાં લગ્નો ઓછાં થવાથી પ્રસવની વેદના અને મૃત્યુની સંખ્યા જરૂર ઓછી થઈ જશે.

૬.

ડૉ. નવીનચન્દ્ર વસુ: અઢાર વર્ષ થયા શિવાય આપણી પુત્રીઓનો વિવાહ કરવો જોઈએ નહિ. સુવાવડથી સ્ત્રીના શરીરને હાનિ થતી આપણે વારવાર જોઈએ છીએ, તે બાળલગ્ન કર્યાનું જ ફળ છે અને તે વિશેષે કરીને બાલિકાનેજ ભોગવવું પડે છે.

૭.

ડૉ. તમિઝખાન: યૌવનનાં ચિહ્ન દેખાયાથી જ બાલિકાનો વિવાહ કરવો યોગ્ય છે, એવું કાંઈ નથી. સોળ વર્ષ પૂરાં થયા પ્હેલાં તો લગ્ન કોઈ પણ કારણસર કરવું જોઈએ નહિં. સોળ વર્ષ ઉપરાન્તની ઉમ્મરની સ્ત્રીઓ ગર્ભ ધારણ કરે તોજ તેથી લાભ છે,

૮.

ડૉ. મહેન્દ્રલાલ સરકાર: કન્યાઓ ઋતુમતી થયાથી જ સમજાય છે કે એમના યૌવનનો પ્રારંભ થયો. પરન્તુ ઋતુમતી થયેલી બાલાનાં છોકરાં તનદુરસ્ત થાય, એમ સમજવું ભૂલ ભરેલું છે. આપણે યાદ રાખવું જોઈએ કે ન્હાની ઉમ્મરની પ્રસૂતાઓનાં છોકરાંઓ વગ અલ્પાયુષી અને માંદાં થાય છે અને અન્તે તેઓ કરી જ. સ્ત્રીઓ શિવાય તે પ્રશ્નોનું છે. મ્હારા જાતી અવલોકનથી કહી શકું તેમ નથી અને તે બીજા કોઈએ કરવું જોઈએ. પણ "નહિ શ્રીકૌશલ્યા" આર્ય અબળાઓ એ કામ માટે જગતમાંની બીજી કોઈ પણ અબળાજાતિ જેટલીજ લાયકાત ધરાવે છે."

"આપણામાં જણાતી આ માઠી અસર બૌદ્ધ ધર્મને આભારી કેની રીતે?"

"બૌદ્ધ ધર્મનું પતન થતાં તે હિંદુ ધર્મમાં દાખલ થઈ. પ્રત્યેક ધીમયાલ યશસ્વી થવામાં કોઈને કોઈ વિશિષ્ટતા યાને અસાધારણ તત્વ કારણભૂત હોય છે. પણ તેના પતનકાર્યમાં વેજ તેની વિશિષ્ટતા-તેજ તેની અલૌકિક ખાસીયત તેની દુર્બલતાનું મુખ્ય કેન્દ્ર બને છે. માનવ કુળમણિ ભગવાન બુદ્ધનામાં વ્યવસ્થા શક્તિ, ખરેખર! બહુ અલૌકિક પ્રકારની હતી અને તે અલૌકિકતાના ગોગે તેમણે સારા જગતને ઝુકાવ્યું હતું તથા વિશ્વભરમાં વિજય ડંકો વગડાવ્યો હતો. પણ એમનો ધર્મ સંન્યાસિ કોટિનો હતો, અર્થાત્ કે: સંન્યાસ અને વૈરાગ્ય એ એમના ધર્મના મુખ્ય આધાર સ્થંભ હતો. તેથી એનું અનિષ્ટ પરિણામ એ થયું કે સાધુ-શ્રમણોનો વેશ સુદ્ધાં વંદનીય મનાવા લાગ્યો. વળીપ સાધુ-સાધ્વીઓએ એકજ સ્થળમાં નિરનિરાળા મઠ બાંધી વસવાની પ્રથા પણ પ્રથમ તેમણે જ દાખલ કરી. આ પ્રથાનું અનિવાર્ય પરિણામ એ થયું કે સ્ત્રીઓને ધીરે ધીરે ગૌણત્વ પ્રાપ્ત થતું ગયું, કારણ કે મઠ વ્યવસ્થાના નિયમાનુસાર મોટ મોટી મહાધિકારિણીઓથી પણ અમુક અમુક મહાધિપતિઓની સલાહ અને સમ્મતિ સિવાય કોઈ મહત્વનું ડગ ભરી શકાતું નહિ. આ જાતની કડક વ્યવસ્થાથી ધર્મમાં સંગીનતા આણવાનો તાત્કાલિક હેતુ સિદ્ધ થયો ખરો, પણ તેનાં ભાવિ પરિણામો બહુ ખોટાં આવ્યાં, જેનો કડવો અનુભવ આપણે અત્યારે લઈ રહ્યા છીએ!"

કદાપિ દરરોજ નથી છતાં પણ એની સમજૂત આપી શકાય ખરી કે શિક્ષણ એટલે માત્ર શબ્દજ્ઞાન કે શબ્દોનો સંગ્રહ જ નહિ, પણ બુદ્ધિ શક્તિનો વિકાસ કિંવા વ્યક્તિઓને પોતાની ઇચ્છા શક્તિ સત્ય માર્ગે સંપૂર્ણ અને સફળ રીતે વાપરતાં શીખવવું તે એવા સત્ય શિક્ષણના યોગે જ મહાન અને નિડર સન્નારીઓની ભારતને જે ખોટ છે તે પૂરી પડશે તેમજ સીતા, સાવિત્રી અને અહલ્યાબાઇ, નંગગીતા, લીલાવતી અને મીરાંબાઇ જેવાં યશસ્વી રમણી રત્નોની પરંપરાને આગળ ચાલુ રાખવાને યોગ્ય તથા વિશુદ્ધ, નિઃસ્વાર્થ અને પ્રભુપાદાબુજના સ્પર્શથી પ્રાપ્ત થતા સામર્થ્યથી યુક્ત હોવાના સબબે, વીર જનેતા થવાને લાયક ગૌરવવતી વીર વનિતાઓ પણ એમજ પેદા થઇ શકશે"

"ત્યારે તો આપ એમ માનો છો કે શિક્ષણની અંદર ધર્મનું તત્ત્વ હોવું જોઇએ!"

"ધર્મને તો હું શિક્ષણના આત્મવત લેખું છું. ધર્મના તત્વ વગરનું શિક્ષણ એ જીવ વગરના ખોળીઆ જેવું છે." સ્વામીજીએ ગંભીરતાપૂર્વક જવાબ આપ્યો "છતાં ધ્યાનમાં રાખો કે ધર્મ એટલે મારા તમારા કે ઇતર કોઇના ધર્મ વિષયક મત નહિ, હો! એવી રીતે બીજાના મત તેના મનપર જબરીયાત ઠસાવવાનો પ્રયત્ન કરવાથી તો ધર્મશિક્ષણનો હેતુ જરાયે નહિ સરે. વિદ્યાર્થીઓને અન્ય વિષયો શીખવાડતી વેળા શિક્ષકો જેમ તેમની અત્યાર ગામમય ગધાવલી કલ્પનાઓને લક્ષમાં લઇને તેમનું પોષક થાય તેવી પદ્ધતિએ કામ લે છે, તેમ આ બાબતમાં પણ સમજશક્તિને ધ્યાનમાં લઇ તેની ચાલુ વિચાર સરણીને ઝાઝો આઘાત ન પહોંચતાં છતાં તેઓ પોતે સ્વયંવિકાસ સાધવા શક્તિમતી બને તેવી વ્યવસ્થા થવી જોઇએ, એવો મારો અભિપ્રાય છે.'

ને બાળી ભસ્મીભૂત કરવામાં સફળ થતાં પોતાની આધ્યાત્મિક શક્તિઓ અને સિદ્ધિઓના ગર્વથી કેવો ફુલાઈ ગયો હતો? પણ જ્યારે તે તરૂણ યોગી શહેરમાં ગયો ત્યારે પ્રથમ તો પોતાના માંદા ભરથારની સેવામાં પ્રવૃત્ત થયલી પતિવ્રતા સાધ્વી આગળ અને ત્યારપછીથી ધર્મવ્યાધ નામના મહાન પિતૃભક્ત ખાટકી આગળ તેનો એ ગર્વનો ગોળો કેવો ગળી ગયો હતો, તે સાંભરે છેને?—અને એમ થવાનું કારણ શું હતું?—તો એ કે પતિપરાયણ સાધ્વી અને એ પિતૃભક્ત ખાટકી—બંનેને તેમની પોતાની શુદ્ધ કર્તવ્ય પરાયણતાના યોગે જે દિવ્ય જ્ઞાન પ્રાપ્ત થઇ હતું, તેની આગળ એ તરૂણ તપસ્વીનું જ્ઞાન પોકળ હતું! કેમ, આ પ્રસંગ બરાબર યાદ છે ને? વાતનું રહસ્ય એ છે કે પોત પોતાના કર્તવ્ય-ક્ષેત્રમાં શુદ્ધ નિષ્ઠાપૂર્વક મચ્યા રહેવાથી ઇષ્ટની પ્રાપ્તિ થઇ શકે છે એજ ખરા ગૌરવનું કારણ છે."

"તો પછી આ ભારત વર્ષની સ્ત્રીઓને આપ શો ઉપદેશ આપવાના?" મેં પૂછ્યું.

"કેમ વળી!" સ્વામીજીએ ઉત્તેજીત થઇને કહ્યું, "જે ઉપદેશ હું પુરૂષોને આપું છું તેજ અને તેવી જ જાતનો ઉપદેશ તેમને પણ આપવાનો. જેમ કે—હિંદ ભૂમિમાં અને હિંદુ ધર્મમાં આસ્તિક રહો. શરીરે બળવાન અને સશક્ત બનો. હૃદયમાંથી નિર્બળતાને દૂર કરો. ધર્મના પરવરો અને સર્વદા યાદ રાખો કે જગતના અન્ય લોકો પાસેથી હિંદુઓએ જેટલું લેવાનું છે, તેના કરતાં તેમને આપવાનું તેમની પાસે અતિશય વધારે છે.

## સ્ત્રી કેળવણી.

સ્વામીજીએ કહ્યું: તારા દેશમાં કન્યાઓને ભણાવવા ગણાવવાનો કોઇ પ્રયત્ન થતો જોવામાં આવતો નથી. જે તમારા સુખ દુઃખની ભાગીયણ છે અને જે સદાકાળને માટે પોતાનું સર્વસ્વ તમને અર્પણ કરી રહી છે, તેમને શિક્ષણ આપવા તથા ઉન્નત બનાવવાને માટે તમે શું પ્રયત્ન કરો છો?

શિષ્ય મહાશય! આજકાલ કન્યાઓ અને સ્ત્રીઓને માટે અનેક સ્કુલો અને કોલેજો સ્થાપન થઇ છે. કેટલીક સ્ત્રીઓ તો બી. એ. તથા એમ. એ. પણ પાસ કરી ચૂકી છે

સ્વામીજી—એ તો બધું વિલાયતનું અનુકરણ માત્ર તમારા પોતાના દેશને અનુકૂળ આવે અને તમારા પોતાના આર્ય ધર્મશાસ્ત્રનું શિક્ષણ પ્રાપ્ત કરી શકે, એવી કેટલી શાળાઓ તથા પાઠશાળાઓ છે?......હિંદુસ્થાનમાં સેંકડે ૧૦–૧૨ માણસો જ ભણેલા......તો પછી સ્ત્રીવર્ગમાં સેંકડે એક પણ ભણેલી ન હોય તેમાં નવાઇ જેવું શું છે?

દેશની દુર્દશાનું આજ મોટામાં મોટું કારણ છે વિચાર કરી જો કે જ્યાં સુધી શિક્ષણનો વિસ્તાર ન થાય, જ્ઞાનનો પ્રકાશ ન થાય ત્યાં સુધી દેશની ઉન્નતિ થઇ જ કેમ શકે?......સ્ત્રી અને પુરૂષ ઉભયમાં—કેળવણીનો પ્રસાર નહીં થાય, ત્યાં સુધી તમારાથી કશું જ બની શકવાનું નથી એટલાજ માટે મારી એવી ઇચ્છા છે કે થોડાએક બ્રહ્મચારીઓ અને થોડીએક બ્રહ્મચારિણીઓ તૈયાર કરવી બ્રહ્મચારીઓ વખત જતાં સંન્યાસ ગ્રહણ કરી ગામેગામે અને શહેરે શહેરે ફરી જનસમાજમાં જ્ઞાનનો ફેલાવો કરશે, અને બ્રહ્મચારિણીઓ સ્ત્રીઓમાં જાગ્રતિ ફેલાવશે પરન્તુ આ બધી વ્યવસ્થા આપણાં દેશીય ધોરણો ઉપર થવી જોઇએ પુરૂષોને માટે જેમ કેટલાંક શિક્ષાકેન્દ્રો સ્થાપિત કરવાં પડશે, તેમ સ્ત્રીઓને કેળવણી આપવા માટે પણ કેટલાએક કેન્દ્રોની સ્થાપના કરવી

પછી આ સર્વ કેન્દ્રસ્થાનમાં જઈ સુશિક્ષિત તથા સચ્ચરિત્રવાળી બ્રહ્મચારિણીઓ સ્ત્રીઓને જ્ઞાન આપશે તેમને પુરાણ, ઈતિહાસ, ગૃહકાર્ય, શિલ્પ તથા ગૃહવ્યવસ્થાના નિયમો શીખવી, આદર્શ ચરિત્રવાળી તથા નીતિશીલ બનાવવાનો પ્રયત્ન કરશે .....જ્યારે આવી સુશિક્ષિતા અને સચ્ચરિત્ર સ્ત્રીઓને પુત્ર અવતરશે ત્યારે તે યોગ્ય માતાઓના યોગ્ય પુત્રો માતાથી પણ અધિક ઉન્નત બનવા લાગશે અને ધીમે ધીમે વિશેષ વિશેષ નીતિપરાયણ અને ધાર્મિક બની દેશના મહાન પુરુષોની સંખ્યામાં વૃદ્ધિ કરશે અત્યારે તો તમે સ્ત્રીઓને એક પ્રકારના કાર્ય કરનારા યંત્ર ( machine )નું રૂપ આપી દીધું છે! રામ! રામ! તમારી કેળવણીનું આજ ફળ આવ્યું! પ્રથમ જ સ્ત્રીઓને ઉન્નત કરો અને ગરીબ જનવર્ગને જાગ્રત કરો. ત્યારે જ તમારા દેશનું કલ્યાણ થશે.

શિષ્ય—પરન્તુ મહાશય, ગાર્ગી અને લીલાવતી જેવી ગુણવતી શિક્ષિતા સ્ત્રીઓ હવે આ દેશમાં જન્મ લે એમ આપને લાગે છે?

સ્વામીજી—દેશમાં અત્યારે કોઈ એવી સ્ત્રી છેજ નહિં, એમ તું ધારે છે?—તને ખબર છે કે આ દેશ કોનો છે? આ તેજ દેશ છે કે જ્યાં સીતા અને સાવિત્રી જેવી દેવીઓએ જન્મ લઈને જગતને રક્ષિત કર્યું છે. હજી અત્યારે પણ અહિંની કન્યાઓમાં અને સ્ત્રીઓમાં જેવું ચારિત્ર-સેવા ભાવ-સ્નેહ-દયા-તુષ્ટિ તથા ભક્તિ જોવામાં આવે છે, તેવું પૃથ્વીના બીજા કોઈ ભાગમાં મે જોયું નથી પશ્ચિમની સ્ત્રીઓને જોવાથી મને તો એમજ ભાસતું કે એમને સ્ત્રીઓ એ નામજ આપી શકાય નહી. પુરુષો અને સ્ત્રીઓમાં કાંઈ ભેદ જ ન મળે! ટ્રામો ચલાવવી, ઓફીસોમાં નોકરી કરવી, સ્કૂલમાં જવું-પ્રોફેસરી કરવી, વગેરે કામ ત્યાં સ્ત્રીઓ પણ કરે છે, એક માત્ર ભારતવર્ષની કન્યાઓને જોવાથી જ આંખો ઠરે છે! તેમનામાં લજ્જા, વિનય આદિ ગુણો હજી જેવા ને તેવા રહી ગયા છે. આવાં સરસ સાધનો છતાં તમે સ્ત્રીજાતિની ઉન્નતિ કરી શકતા નથી! તેમની અંદર જ્ઞાનનો પ્રકાશ ફેલાવવાનુંજ કાર્ય તમારે કરવાનું છે. યોગ્ય શિક્ષણ મળે તો તમારા દેશની સ્ત્રીઓ હજી આદર્શ સ્ત્રીઓ બની શકે તેમ છે.

શિષ્ય—સ્ત્રીઓને માટે અત્યારે કેવા શિક્ષણની જરૂર છે?

સ્વામીજી—ધર્મ-શિલ્પ-વિજ્ઞાન-ગૃહવ્યવસ્થા-રાંધણ-સીવણ-શરીર રક્ષા વગેરે વિષયોની ઉપલક સમજણ સ્ત્રીઓને આપવી જોઈએ, .....પ્રત્યેક વિષયનું થોડું ઘણું જ્ઞાન મળવું જોઈએ. જે આદર્શ નારીઓ થઈ ગઈ છે, તે બધી પવિત્ર સન્નારીઓનાં જીવન ચરિત્રો કન્યાઓની નજર આગળ તરતાં રાખવાં જોઈએ અને ઉચ્ચ પ્રકારનો ત્યાગ કરવાની તેમને વૃત્તિ સ્ફુર્યાં કરે એવી વ્યવસ્થા ખાસ કરીને થવી જોઈએ. . ..શિક્ષણ આપો-શિક્ષણ આપો-તે સિવાય બીજો કોઈ માર્ગજ નથી. કેળવણી આપવાના મતથી જેઓ વિરૂદ્ધ હતા તેમના તરફથી કટાક્ષ કરતાં સ્વામીજીએ કહ્યું: "જોજે ભૂલેચૂકે આ પ્રહ્લાદ ટોળામાં ભળી જતો નહિ!".....તેં સાંભળ્યું નથી કે "क" અક્ષરને જોતા માત્રથી પ્રહ્લાદની આંખમાં પાણી ભરાઈ આવ્યું હતું?—એક અક્ષર જોતાંની સાથે જ જો કોઈની આંખમાં પાણી ભરાઈ આવે તો તેનાથી આગળ વાંચી જ કેમ શકાય?—અલબત્ત, પ્રહ્લાદની આંખમાં તો પ્રેમનું જળ ઉભરાઈ આવ્યું હતું, જ્યારે અત્યારના કેટલાક મૂર્ખ માણસોને તો (જ્ઞાનના) ભયને લઈને આંખમાં પાણી ભરાઈ આવે છે!

# बालपत्रिका: બાલમિત્ર અને બાલોદ્યાન.

## પુષ્પકુમાર.

લેખક: ગ. રા. પ્રભાશંકર મંગળજી દ્વિવેદી.

( ગયા અંકથી ચાલુ )

૪.

ભોંયરામાં ઘોર અંધકાર હતો કંઇ પણ દેખાતું નહોતું. પુષ્પકુમાર માતાજીનું નામ લઇ ખાંડુ ફેરવવા લાગ્યો. તરત જ ખાંડામાંથી પ્રકાશ પેદા થયો. તે ખુશ થઇ આગળ ચાલવા લાગ્યો.

તેણે સામે એક લોઢાના કમાડવાળો દરવાજો દીઠો. તેણે "જય કાળી" કહી ખાંડુ અફાળ્યું કે તરત જ કમાડ ઉઘડી ગયાં, અને હજારો સિપાઇઓ મારમાર કરતા દોડી આવ્યા. પુષ્પકુમારે તરત જ ઝોળામાંથી માતાજીનું ચરણામૃત કાઢી તેના ઉપર છાંટયું કે તરત જ પેલા સિપાઇઓ, જ્યાં હતા ત્યાં જ નરઘોરાં ઘસડવા મંડ્યા.

પુષ્પકુમાર ત્યાંથી સીધો કાળીમાતાના મન્દિરમાં ગયો, કાળીમાતાની પૂજા કરી, તેની એક નીચેની કુંડીમાંથી સોનાનું ફૂલ જેવો તોડવા જાય છે તેવો જ મોટા તાડ જેવો લાંબો રાક્ષસ તેના તરફ દોડતો દોડતો આવવા લાગ્યો તે બોલવા લાગ્યો: "ફૂલ તોડીશમાં, તોડીશમાં, મૂકી દે નહિ તો તને ખાઇ જઇશ"

પુષ્પકુમાર હિમ્મત રાખી બોલ્યો "હું તો માતાજીનો પુત્ર છું. મારે બીક કેવી ? આના નામથી હું એકલો યમને પણ જીતું તેમ છું જ્યાં છે ત્યાં ને ત્યાં ઉભો રહેજે, એક ડગલું આગળ વધ્યો છે તો આ ફૂલ તોડી નાખીશ જેથી તું તરફડીને મરી જઇશ."

"ના હું આગળ નહિ વધું તું ફૂલ તોડીશ નહિ. તને જે જોઇતું હોય તે લે પણ ફૂલ તોડીશ નહિ."

"તે તો નહિ કરે તો ક્યાં જઇશ,—અત્યારે તું કોનો તાબેદાર છે ?"

"આગળ તો આ દેશનો રાજા હતો, અત્યારે તો તારો દાસ છું."

"તો પછી મને સોનાનાં ઝાડ પર મોતીનાં ફળ ફળે તે અને સોનાનું પંખી આણી આપ. તે સિવાય મારા બાપને પણ લાવી આપ."

"સોનાનું ઝાડ તેનાં મોતીનાં ફળ તથા સોનાનું પંખી, એ બધું આપું છું."

"અને મારો બાપ તથા બ્હેન !"

"તે વાત તો મારા હાથમાં નથી."

"હં, હું બધુ જાણું છું તું મોટા જાદુગર છે. ધોને જલદી જાણી દે નહિ તો ફુલ તોડું છું."

"ના, ના, ફુલ તોડીશ નહિ તેમ કરે તો તો હું જીવતો નહિ રહે અત્યારે તો હું એક છું પણ ત્યારે એક સો થઈશ."

"વારૂ," કહી પુષ્પકુમારે ધમકી આપી "ત્યારે તો હું હમણાં જ ફુલ તોડી નાખું છું. હું મર." એમ કહી તે ફુલ દબાવવા લાગ્યો

"ના ના, તોડીશ નહિ. ઓ બાપ કોણ જાણે ક્યાંથી આ લુટારો આવ્યો છે કે જેણે મારા જેવા જાદુગરના રાજાને પણ વશ કર્યો ? બાપુ, ફુલ તોડીશ નહિ. મને જીવતદાન આપ. આજથી જે મારૂં છે તે બધુ તને સુપ્રત કરૂં છું આજથી હું તારો ગુલામ થઈ રહીશ. મારૂં રાજ તને આપું છું."

"તો મા કાલીના પગ આગળ પ્રતિજ્ઞા લે કે તું જે બોલ્યો તે પ્રમાણે પળીશ."

એમ કહી પુષ્પકુમાર આઘો ઉભો રહ્યો. જાદુગરના રાજાએ માતાજી પાસે પ્રતિજ્ઞા લીધી. તે પછી પુષ્પકુમારે કહ્યું "મારા પિતાજીને લાવ."

રાજા પુષ્પકુમારને સાથે લઇ બગીચામાં ગયો ત્યાં સોનાનાં ઝાડ ઉગ્યાં હતાં. તેના પર મોતીનાં ફળ ડોલતાં હતાં અને તે પર સોનાનાં પંખી ઉડતાં હતાં.

પુષ્પકુમાર તો આ જોઇ દિગ્મૂઢ બની ગયો

જાદુગર રાજા એક એક ઝાડ ઉપાડી મંત્ર ભણી માથાપર ફેરવવા લાગ્યો કે તરત જ જોત જોતામાં બધાં સોનાનાં પંખી મનુષ્ય થઇ જવા લાગ્યાં

ફક્ત એક પંખી કે જે રાજાના બગીચામાંથી પાછી હરો બાઇ જતું હતું તે પુષ્પકુમારના હાથપર બેસી તેના મોહા સામું જોઇ બોલવા લાગ્યું "

પુષ્પકુમારે પૂછ્યું "એ કોણ છે ?"

"ઓળખી શકતા નથી ?"

"તે માગો નહિ, તે માગતા તો આ રાજ્ય તમારૂં રહેશે નહિ"

"ન રહે તો ભલે નરહે, હું ગરીબ જ રહીશ" પણ બેનને લાવી આપ.

"પરન્તુ બેનને મેળવતાં તો વરસ દિવસ લાગશે"

"કેમ?"

"તે મારા હાથમાં નથી અમારો જાદુગરોનો રાજાનો રાજા જે શહેનશાહ કહેવાય છે, તે કામરૂદેશમાં કામિક્ષીમાં રહે છે દર વરસ લક્ષ્મી પૂર્ણિમાને દિવસે તે અહીં આવે છે. તેજ દેશ દેશાન્તરે મોટાં ગણાયો ઉની અમારા જેવાને રાજા બનાવે છે તે એક વર્ષ પછી લક્ષ્મી પૂર્ણિમાને દિવસ માતાજીની પૂજા કરવા અહીં આવે છે, તે વખતે જો કોઇ એવો માણસ હોય કે જે જળમાં જળતો હોય હોડીમાં સૂતો હોય, એક ડુબકીએ સાગર તરી જતો હોય અને પરવાળાની ભસ્મ કરી જો તેની આંખમાં આંજે, તો બાદશાહ આં ધળો થાય અને તમારી બેન મળે

"નહિ તો નહિ"

પુષ્પકુમાર હવે શું કરે? તેણે કહ્યું "એક વાર પછી વાત, બહેનને છોડાવી ઘેર લઈ જઈશ"

સોદાગરે કહ્યું "ના, આપ દેશ તો દેશમા આવ્યા પછી આવજો."

તરત જ પેલા પક્ષીનું પુષ્પકુમારે સ્મરણ કર્યું તે આવ્યું એટલે તેની પીઠપર ચઢીને દેશમાં ગયો

પુષ્પકુમારને જતો રહેતો જોઇ, પેલો જાદુગરનો રાજા કહેવા લાગ્યો "હું તમારો દાસ થયો છુ, તમારા હાથમાં જ મારો જીવ છે માટે મને સાથે લઇ જાઓ નહિ તો હું મરી જઈશ"

ત્યારે તેને પણ પક્ષીની પીઠપર બેસાડી દીધો

પાછુ પેલું રણ આવ્યું. તેની પડખે આવેલા પહાડપર બેસીને પંખી બોલ્યું "કેમ, પુષ્પકુમાર, રાજાને દેવાને માટે સોનાનું પંખી તો લઇ ગયા નહિ?"

"હવે મારે તેની જરૂર નથી પિતાજી મળ્યા એજ બહુ છે"

"ના, તેમ કેમ બને તમે દયા કરી મારાં બચ્ચાં માટે ખોરાક આપ્યો હતો, તો હું પણ તમને રાજ્ય અને રાજકન્યા આપીશ." એમ કહી તે પંખી ચાલ્યું ગયું અને થોડીવારમાં પોતાનાં બચ્ચાં સાથે એક સોનાનું પાંજરૂં પોતાની ચાંચમાં ઉપાડી લાવ્યું. તેમાં બે સોનાનાં પંખી હતાં.

પુષ્પકુમારે તેને પૂછ્યું "આ ક્યાંથી લાવ્યું?"

"પેલી અદેખી રાણીના બે કુંવરો મને મારવા આવ્યા હતા, તેની આ દશા થઇછે."

આ વાત સાંભળી પુષ્પકુમારે પેલા જાદુગરના રાજાને કહ્યું "આને માણસ કરી દે."

"ના હવે મારી શક્તિ નાશ પામી છે તમે માતાજીના ભક્ત છો તમને અડવાથી મારી વિદ્યા જતી રહી છે મારૂં રાક્ષસનું શરીર પણ છુટી ગયું છે, અત્યારે તો હું તમારા જેવો માણસ છુ"

પંખી હસતું હસતું ઉડી ગયું

હવે શું થાય ?

પુષ્પકુમાર રાજા પાસે ગયો. સોનાના પંખીની હકીકત કહી, રાજાના હાથમાં આપ્યાં, રાજાએ પોતાની પ્રતિજ્ઞા મુજબ પુષ્પકુમારને રાજપાટ આપી પોતાની કુંવરી સાથે પરણાવ્યો ને પોતે સંન્યાસી થઇ જતો રહ્યો. અદેખી રાણી આ બધી વાત સાંભળી સળગી રહી. તે દેશનો રાજા થયો પુષ્પકુમાર.

( ૫. )

રાજા થયો એટલે પુષ્પકુમારને પોતાની ઓરમાન માની વાત યાદ આવી. તરતજ તે સિપાઇ સન્ત્રી સાથે, સોદાગર સાથે તેની માને બોલાવવા તેને ઘેર ગયો. સોદાગર હવે પોતાની સ્ત્રીનો ભાવ જાણતો હતો. તેણે કહ્યું: "હવે તેનું કામ નથી." પરન્તુ પુષ્પકુમારે તે સાંભળ્યું નહિ. તેણે કહ્યું: "માને ઘણું દુઃખ થતું હશે, હવે તેને સુખી કરીશ."

ઘણાં જંગલો, નદીઓ, અને પર્વતો પાર કરી પુષ્પકુમાર પોતાને ઘેર આવી પહોંચ્યો. પરન્તુ હાય ! હાય ! ઘરનાં બારી બારણાં ભાંગી ગયાં છે. ઘરમાં કરોળીઆનાં જાળાં બાઝયાં છે. ભાંગેલી દિવાલ પાસે પીપળો ઉગ્યો છે, તે પર પંખીઓ ઉડયા કરે છે. બાપ દિકરો ઘરમાં ગયા સોદાગરે બુમ પાડી પોતાની સ્ત્રીને બોલાવી, પુષ્પકુમારના 'મા, મા,' એવા પોકારથી આકાશ ગાજી ગયું. તરત જ એક ક્ષણ જતાં જતામાં તો એક મોટો સાપ નજરે પડયો. તેના શરીર ઉપર મોતીની માળા, કેટલાય ચન્દ્રહાર હતા. તેની પુછડી સોનાની હતી. આંખો રૂપાની હતી. માથાપર હજારો સૂર્ય જેવો મણિ ચકચકતો હતો. તે પુષ્પકુમારને ગળી જવા આવ્યો. પુષ્પકુમાર તો સ્તબ્ધ થઇ ગયો. સાપ તો ગળું ગળું થઇ ગયો, એ વખતે પુષ્પકુમારે પેલા પંખીને સંભાર્યું કે તરત જ હજારો પંખીઓએ આકાશ ઢાંકી દીધું. તે પંખીઓમાં સૌથી જે મોટું હતું તેણે એક ઝારથી પેલા સાપનું માથું ચગદી નાખ્યું હવે શુ કરે ? "ઓ મા, જાઉં છું" કહી તે સાપ મરી ગયો. પછી શું થયું ? પુષ્પકુમારે શું જોયું ? તે પડેલો સાપ બીજો કોઇ નહિ, પણ પોતાની ઓરમાન મા જ છે. તેનું શરીર મડદું થઇ પડયું છે. સોદાગર તો ભારે ખુશી થયો. તેણે પુષ્પકુમારને કહ્યું " ચાલ, તારા રાજ્યમાં જઇએ આ ડાકણના દેશમાં હવે રહેવું નથી. "પંખી હસતું હસતું બોલ્યું; " હવે મારૂં કામ પૂરૂં થયું છે. હું જાઉં છું.— જ્યારે યાદ કરશો ત્યારે પાછું આવીશ," પુષ્પકુમાર હવે શું કરે. ઓરમાન મા માટે શોક કરતો બાપની સાથે પોતાના રાજ્યમાં ગયો, પરન્તુ પુષ્પકુમારને પૂરેપૂરૂં સુખ નથી. તે તો ફક્ત દિવસ ગણવા લાગ્યો કે કયારે વર્ષ પૂરૂં થાય અને ક્યારે બ્હેનને ગોતવા બાદશાહના દેશમાં જાઉં.*

( મ્હારા બાલવાંચક ! આપણે પણ તેટલી મુદત ખમવું જોઇએ. પરન્તુ તેટલી ધીરજ ન રહેતી હોય તો થોડા વખત સુધી તો ધીરજ ધરવી જ પડશે પુષ્પકુમાર પોતાની બ્હેન 'શંખરાણી'ને કેવી રીતે ગોતી લાવ્યો તે હવે પછી આવશે.—)

---

* બંગાળી પરથી.

# ઉષા.

અમદાવાદ મહિલા વિદ્યાલયનું ત્રિમાસિક પત્ર

## નિવેદન.

અમદાવાદના "મહિલા વિદ્યાલય"ની શિષ્યાઓ તથા શિક્ષક મંડળ તરફથી "ઉષા" નામનું એક હસ્ત લિખિત ત્રિમાસિક પત્ર શરૂ કરવામાં આવ્યું છે. આવા સત્પ્રયાસને પ્રોત્સાહન મળે તથા અન્ય ભગિની સંસ્થાઓની એ દિશામાં પ્રવૃત્તિ થાય, એ હેતુથી આ ત્રિમાસિકને "સુન્દરી સુબોધ"માં સ્થાન આપવાની વ્યવસ્થા થઇ છે

જે સુન્દર અને ઉપયોગી લખાણો તથા ચિત્રો "ઉષા"ના પ્રથમના અંકોમાં જોવામાં આવે છે, તે માટે ત્હેના સંપાદકોને હું અન્તઃકરણપૂર્વક અભિનન્દન આપું છું અને આશા છે કે તે દિન પ્રતિદિન સુન્દરતા તથા ઉપયોગિતામાં અભિવૃદ્ધિ પામ્યા કરશે. વિશેષમાં એમ આશા રાખું છું કે ગૂજરાતની બીજી સંસ્થાઓ તરફથી પણ આવાં પત્રો પ્રકટ થશે અને તે સર્વને, યોગ્યતાના પ્રમાણમાં, ત્હેના સંપાદકોની ઇચ્છા હશે, તો "સુન્દરી સુબોધ"માં પ્રકાશનની યથાશક્તિ અનુકૂળતા કરી આપવામાં આવશે

હું દિલગીર છું કે હાલની કાગળ વગેરેની મુશ્કેલીઓને લીધે કેટલાક વખત સુધી ઉષાનાં ચિત્રો પ્રકટ કરવાનું મુલતવી રાખવું પડશે

રામમોહનરાય જસવંતરાય.

---

## अंक पहेलो.

---

( આજ આ મારૂં માનસરોવર અમૃતથી ઉભરાય છે—એ રાહ )

આજ ઓ વ્હાલા! દીઠો સવેળા ઉદય ઉષા વિતી જાય છે,
સર્વત્ર તિમિર પળાય છે, ભાનુ પ્રકાશ ભળાય છે,— આજ ઓ૦
શ્રદ્ધા હિરે પ્રેમ પુષ્પો પરોવી, માળ ઉષાને ધરાય છે,
કુમકુમાકાશ છવાય છે, રમ્ય કિરણ પથરાય છે— આજ ઓ૦
ભક્તિની અંજલી આનંદાશ્રિત, અર્ધ્યપ્રદાન કરાય છે,
ધ્યાને ઉષાકાન્ત ધાય છે, અનુપમ શાન્તિ લહાય છે— આજ ઓ૦
દિવ્ય સરોવર વિકસીત, પદ્મે ઉષાના નાથ છુપાય છે
અપર્વતા શી લહાય છે, મન મતિ જ્યાં ઠરી જાય છે— આજ ઓ૦
સન્વરિએ આ સુંદર બાલિકા સ્નાન કરી ઉભી થાય છે,
કલા નાયક પ્રતિ ધાય છે, અન્તે કલામય થાય છે— આજ ઓ૦

હીરૂ મહેતા

---

# અમારો ઉદ્દેશ,

આજે કૃષ્ણ જન્મને દિવસે ઉષાનો નવ પ્રકાશ ચમકે છે. ભગિનીસમાજ તે ઉષાના તેજને આપ સર્વની આગળ ધરે છે. આ મુદ્રણકળાના સમયમાં ઉષાનું આ અવનવું સ્વરૂપ કેમ? એ પ્રશ્ન સહજ જ ઉત્પન્ન થાય છે અને ત્હેનો ઉત્તર પણ સહજ છે. ઉષા જગન્નિયંતાની કળાનું સુંદરમાં સુંદર ચિત્ર છે અને તેવીજ રીતે ઉષાને પણ અત્રે કળાના ઉત્તમ સ્વરૂપમાં ત્હમારી આગળ મુકવામાં આવે છે. આશા છે કે ઉષા આપ સર્વને એ કળાનો દિનપ્રતિદિન વિશેષ પરિચય કરાવે. આ અનેરી ઉષાની બીજી નવીનતા ત્હેમાં આવેલા અનુવાદની છે. ઉષા પૂજકોના અપક્વ ઉગતા વિચારો એમને એમ નથી મુક્યા. તેમ કરતાં સ્વાભાવિક જ સંકોચ થાય છે અને તેથી સમર્થ વિદ્વાનોના અનુવાદ મ્હોટા પ્રમાણ કરતાં ઉષા પૂજક બાળાઓ તેમના આત્મામાં ઉંડે ને ઉંડે ઉતરી શકે. આ રીતે હસ્તલિખિત ઉષા પ્રગટ કરવામાં ચાર ઉદ્દેશ છે.

(૧) ઉષા પૂજકોની ભાષામાં વૃદ્ધિ કરવી (૨) સારા લેખકોનાં પુસ્તકોના અનુવાદ દ્વારા જ્ઞાનની વૃદ્ધિ કરવી (૩) મુદ્રણકળાની પરતંત્રતાથી છૂટી સ્વતંત્રતાથી વિચાર જ ણાવવાના માર્ગ શોધવો (૪) અને સર્વ ગરીક બ્હેનોને એક ઉદ્દેશથી એકત્ર ભેગા કરી ભગિની ભાવમાં વૃદ્ધિ કરવી.

દયાળુ પ્રભુ અમારા ઉદ્દેશોને ફળીભૂત કરવામાં ઉત્સાહ ને બળ આપો. એજ પ્રાર્થના.

ગવિતા ત્રીવેદી

---

# ઉષા.

ગુર્જર કવિ નર્મદાશંકર કહે છે કે ગુજરાતમાંથી "વીતી ગઇ છે રાત" તો શું સૂર્યોદય થયો છે? પ્રિય વાંચકો, અધીરાં ના થશો સૂર્યોદય એકદમ નથી થતો. સૂર્યોદય થતાં પહેલાં ઉષા આવે છે અને આજ આપણા દેશમાં પુરાણી ઉષા દેવીએ પગલાં કર્યા છે.

| | |
|---|---|
| उषो देव मर्त्या विभाहि | चंद्ररथा सूनृता हरयति । |
| आत्वा वहतु सुयमासो | हिरण्य वर्णा पृथु पाजसो ये ॥ |
| उषः प्रतीची भुवनानी विश्वो | र्ध्वा तिष्ठस्य मृतस्य केतुः । |
| समानमर्थं चरणीय माना | चक्रमिव नव्यस्या ववृत्स्व ॥ |
| अवस्यूमेव चिन्वती मघोनि | उषा याति स्वसरस्य पत्नी । |
| स्वर्जनती सुभगा सुदंसा | आंता द्दिवः पप्र आ पृथिव्याः ॥ |

# બે પક્ષીઓ.

પાળેલું પક્ષી પાંજરામાં રહેતું હતું. ને છૂટું પક્ષી જંગલમાં રહેતું હતું. નશીબના યોગે તેઓ એક દિવસ એકઠાં થયાં. છૂટું પક્ષી ગુંજન કરી કહે છે કે "ભાઇ, ચાલો આપણે ઉડીને જંગલમાં જઇએ!" પાંજરાનું પક્ષી ધીમે રહીને કહે "અહિંઆં આવ, આપણે બન્ને પાંજરામાંજ રહીએ. છૂટું પક્ષી—"ભાઇ, જંગલના ગીત ગા."

પાંજરાનું પક્ષી—મ્હારી પાસે બેસ, હું તને વિદ્વાનોના જેવું ડાહ્યું ડાહ્યું બોલતાં શીખવું.

જંગલનું પક્ષી:—"ના ભાઇ ગીત કદી શીખવ્યાં શીખાતાં નથી"

પાંજરાનું પક્ષી—શું કરૂં? ત્યારે મને તો જંગલનાં ગીત આવડતાં નથી."

એ બેજણું પરસ્પર મળવાને આતુર છે પણ પાંજરાના સળીઆમાંથી તેઓ સામસામું જુએ છે, પણ તેમના પરસ્પર પરિચયની આશા ફોગટ છે, કદી સાથે ઉડી શકે તેમ નથી. મળવાને તેઓ પાંખો ફફડાવે અને ગાય છેઃ "ભાઇ, જરા પાસે આવો!"

છૂટું પક્ષી—ભાઈ, એ નહિ બને મને પાંજરાના બંધ બારણાનો ડર લાગે છે.

પાંજરાનું પક્ષી—નિશ્વાસ નાંખી કહે છે, "અરે રે, મ્હારી પાંખો નિર્બળ ને નિર્જીવ થઇ ગઇ છે.*

મનોરમા ચિનુભાઈ

---

# તિલક મહારાજ.

તા૦ ૨ જી ઑગસ્ટ ૧૯૨૦ ના દિવસે "સરદાર ગૃહ" સામે અમિત માનવસાગર ઉછળ્યો હતો ગગન ગજવતો "તિલક મહારાજ કી જય!" નો ધ્વનિ ઉઠી રહ્યો હતો. અનંત નેત્રોમાંથી મૌન પરંતુ અપ્રતિહત અશ્રુધારા વહતી હતી.

અનંત મુખમાંથી હૃદય ભેદી ડુસકાં સંભળાતાં હતાં વય અવસ્થાના ભેદ ભૂલાયા હતા. ઉંચ નીચની ભાવના વહી ગઇ હતી. હિંદુ, મુસલમાન, પારસી અને ખ્રીસ્તી જાતિ ભેદ જણાતો નહતો. ભાન વિનાનાં શરીરો એક જ સ્થાન પ્રતિ વહ્યાં હતાં. જળ પૂર્ણ નેત્રો "સરદાર ગૃહ" ની અટારીમાં મૂકેલા પદ્માસન વાળેલા અગણિત પુષ્પોના ઢગથી ઢંકાઇ ગયેલા બંધ નેત્રોવાળા મહાન કર્મયોગીના દેહ તરફ અનિમેષ દ્રષ્ટીથી નીરખી રહ્યાં હતાં. શું મૃત્યુએ શરીર પર જીત મેળવી હતી? મૃત્યુનું કાર્ય જીવંતનો વિનાશ કરવાનું, હયાતને ભૂલાવવાનું અને સતત સ્મરણીય વિસ્મરણ કરાવવાનું છે—શું મૃત્યુ જીત્યું હતું? અહિંઆંજ મૃત્યુના મસ્તકપર ધ્રુવની માફક પગ મુકવામાં આવ્યો હતો. અહિંઆં સ્મરણ થતું હતું કે—

કહે મૃત્યુ! ક્યાં તુજ દેશ છે?
કહે મૃત્યુ! ક્યાં તુજ વિજય છે?

જેણે આ અપ્રતિમ સમાધિ લીધી હતી, ત્હેનાથી મૃત્યુ નાસતું હતું. ત્હેને માટે તો नास्ति तेषां यशःकाये जरा मरणजं भयम्। +એ સૂત્ર અસંત આનંદથી ગાઇ

---

* ડૉ. રવિન્દ્રનાથ ટાગોરના 'Gardener" નામના પુસ્તકમાંથી.

+ તેમના કીર્તિરૂપી શરીરને ઘડપણ અથવા મરણનો ભય નથી. એટલે તેમની કીર્તિ અમર છે.

શકાય તેમ છે. આ જ જીવન હતું કે જેની આગળ મૃત્યુ શીર ઝુકાવતું હતું. મૃત્યુ ઉપર હેણે સંપૂર્ણ વિજય મેળવ્યો હતો.

આ વિજયનું રહસ્ય શું? ચાલીસ વર્ષ પૂર્વે ડેક્કન કોલેજમાં બે વિદ્યાર્થીઓ ભણતા હતા. સરકારી નોકરી મેળવી ઉંચા હોદ્દા ભોગવવા, એ જ જીવનનું ધ્યેય મનાતું હતું. તે વખતે આ બે વિદ્યાર્થીઓએ નિશ્ચય કર્યો કે કદી પણ સરકારી નોકરી ન સ્વીકારવી. હેમના આ નિશ્ચય માટે સાથે અભ્યાસ કરનારાઓએ મશ્કરીઓ કરી, આ બાળી વાતને ઘેલછામાં ગણી કાઢતા પરંતુ આથી એ એક ડગ્યો નહિ. એક વર્ષ પછી એક ત્રીજા ગૃહસ્થની મદદથી તેમણે "પુના ન્યુ ઇંગ્લીશ સ્કુલ", અને "મરાઠા" તથા "કેસરી" નામના બે પત્રો શરૂ કર્યાં. આ ત્રણ તે લો. મા. બાળ ગંગાધર તિલક, મી. આગારકર અને મરાઠી ગદ્યના સમર્થ લેખક વિષ્ણુ શાસ્ત્રી ચીપલુનકર. પત્રના અધિપતિ તરીકે તેઓ આનંદ ભોગવવા અને જાહેર ખબરોના પૈસાથી લોકોમાં પ્રતિષ્ઠિત બની માન મેળવવા નહોતા ઇચ્છતા. નીડર રીતે કલમ ચલાવતા. હેમના ઉપર આપત્તિ આવી. કોલ્હાપુરના રાજા શિવાજીરાવ તરફ ચલાવવામાં આવેલી વર્તણુક માટે હેમણે હેમના પત્રમાં ટીકા કરી. પરિણામમાં તે સમયના કોલ્હાપુર સ્ટેટના કારભારી મી. બર્વે એ બેઆબરૂની હેમના સામે ફર્યાદ કરી અને પરિણામમાં ત્રણ માસની સાદા કેદખાનાની સજા થઇ. જે ભવ્ય જીવને સમગ્ર હિંદને જ્વલંત દેશભક્તિના પાઠ આપ્યા છે, તે જીવનની પ્રથમ શરૂઆત આ રીતે કેદખાનામાં થઇ. પાંચ વર્ષ પછી "ફર્ગ્યુસન કોલેજ" કાઢવામાં આવી. ત્યાં લગભગ દશ વર્ષ કામ કર્યું. મતભેદ પડતાં કોલેજ પણ છોડી અને ત્યારપછી રાષ્ટ્રીય પ્રગતિની સંપૂર્ણ વિચારણા કરી, દેશમાં સ્વતંત્રતાની ભાવના પ્રવૃત્ત કરવાના ઉપાયો લેવા શરૂ કર્યા.

લોકોમાં પાશ્ચાત્ય ભાવના અને વિચારોનું દરેક ક્ષેત્રમાં અનુકરણ થતું હતું. રાષ્ટ્રીય પરીષદ પણ તેજ નજરે કામ કરતી હતી. પુરાણું હિંદ અને હેના જુના ગૌરવ ઉપર નવિન હિંદનો પાયો નાંખવાનું કોઇને સુઝ્યું નહોતું. નવા ઇંગ્લીશ શાળે અને યુરોપના ઇતિહાસે હિંદુસ્તાનની સુધારણાને ગૌણ સ્થાન આપ્યું હતું, તે વખતે ભૂતકાળની ભવ્યતા ઉપરથી ભાવી રચવાની તિલકે શરૂઆત કરી. પરિણામે "ગણપતિ મહોત્સવ" અને "શિવાજી મહોત્સવ" ઉજવવાનું શરૂ થયું. પ્રજાની ધર્મભાવના અને હિંદના પ્રાચીન ઇતિહાસ તરફની માનપૂર્વક દ્રષ્ટિને નવીન રાષ્ટ્રીય ભાવના સાથે આ રીતે સંયુક્ત કરવામાં આવી અને સમગ્ર દેશમાં નવો વિચાર પ્રવાહ શરૂ થયો. પ્રજા સમૂહ આ પ્રવાહમાં ભળ્યો. ઇંગ્રેજી ભણેલા જ દેશભક્તિની વાતો કરતા હતા, હેમાં પ્રજા સંઘ જોડાયો. સમગ્ર હિંદમાં અને ખાસ કરીને મહારાષ્ટ્રમાં જબરી જાગૃતિ ઉત્પન્ન થઇ. પરદેશી રાજકર્તાઓને આ વાત ન ગમી. "કેસરી" પત્રમાં "શિવાજીના ઉદ્ગાર" નામના લેખ માટે હેમના ઉપર કામ ચલાવવામાં આવ્યું અને સખત કેદની શીક્ષા થઇ. દેશ મહાપુરૂષના આ મહાન અગ્રણીના જીવનનો એક ભાગ આ રીતે કેદખાનામાં બીજી વખત શરૂ થયો. અહિંઆ હેમણે વેદનું સંશોધન કરી હેમનો સમય નિર્ણય કરનારું પુસ્તક લખ્યું અને આ દેશના તેમજ પરદેશના સમગ્ર સાહિત્ય-વિદ્વાનો તરફથી અત્યંત

માન મેળવ્યુ સ્વદેશી, બોયકોટ, રાષ્ટ્રીય શીક્ષણ અને સ્વરાજ્યની ધુન મચી રહી હતી. કલકત્તા કોન્ગ્રેસમાં મહાન દેશભક્ત દાદાભાઈ નવરોજીએ "સ્વરાજ્ય" નો મહામંત્ર આપ્યો, ત્હેને સ્થળે સ્થળે ફેલાવવાનુ કામ હવે હાથમાં લેવામાં આવ્યું "કેસરી" અને "મરાઠા" પત્રો તો કાર્ય કરી જ રહ્યાં હતાં પણ હવે લોકમાન્યનુ શરીર પણ આ મહાન યુદ્ધમાં અવિશ્રાંત રીતે ઘુમવા લાગ્યું આ વખતે બે આગળના ભાગના પક્ષો અને તે અરસામાં રાષ્ટ્રીય પરિષદમાં બે પક્ષો પડ્યા ઉદ્દામ પક્ષના નેતા લાલા લજપતરાય, બાળ ગંગાધર તિલક, બીપીન ચંદ્ર પાલ અને અરવિંદ ઘોષ થયા અને વિનીત પક્ષના નેતા સર ફીરોજશાહ મહેતા, સુરેન્દ્રનાથ બેનરજી, દીનશા એદલજી વાચ્છા વીગેરે હતા બન્ને પક્ષોએ પોત પોતાની કાર્યપ્રણાલી શરૂ કરી ગરમાગરમ વાગ્યુદ્ધ શરૂ થયાં છેવટે સુરત મુકામે રાષ્ટ્રીય પરીષદમાં બન્ને પક્ષો એક બીજાથી જુદા થયા અને કેટલોક વખત જુદાં સંમેલન ભર્યાં આ અરસામાં આસુરી હથીઆર બોમ્બ દેશમાં આવ્યુ સર્વ રાષ્ટ્રીય ચળવળ દાબવાની શરૂઆત થઇ આ વખતે લોકમાન્ય તિલકે "દેશનુ દુર્દૈવ" એ નામનો લેખ લખ્યો અને ત્હેમાં આવી પરિસ્થિતી લાવવા માટ સરકારને દોષીત ગણી આ લેખને સરકારે રાજદ્રોહી ગણ્યો અને આ વખતે ૭ વર્ષની સખત કેદખાનાની સજા થઇ

સજા થયા પછીના ત્હેમના ઉદ્‌ગારો મનનીય છે તે આ પ્રમાણે છે "જુરીનો ચુકાદો હોવા છતાં હું હજુપણ જાહેર કરૂં છુ કે હું તદ્દન નિર્દોષ છુ વ્યકિતઓનું અને રાષ્ટ્રોનું ભાગ્ય, આ ન્યાય મંદિરના કરતાં વધુ ઉચ્ચ શકિતઓના હાથમાં રહે છે અને જે સિદ્ધાંતોને માટે હું લડું છું, ત્હેનો વિજય મ્હારા કારાગૃહ વાસથીજ કરવામાં તે જગન્નિયંતાની ઇચ્છા હશે," એમ બોલી ત્હેમણે સજા સ્વીકારી અને હિંદ માટે સ્વરાજ્યની સિદ્ધિને અર્થે આ ત્રીજો કારાગૃહવાસ સેવ્યો ને અમોઘ તપશ્ચર્યા કરી આ કારાગૃહવાસ દરમ્યાન ત્હેમને શ્રીમદ્ ભગવદ્ગીતા ઉપર "ગીતા રહસ્ય' નામનો અનુપમ ગ્રંથ લખ્યો અને ગીતામાં કર્મયોગ પ્રતિપાદન, એ સિદ્ધાંતનુ ત્હેમને ઘણી સુંદર રીતે વિવરણ કર્યું ૭ વર્ષ પછી શરીરે અશકત અને જીર્ણ પરંતુ ઉત્સાહમાં તેવાને તેવા તરૂણ, તેઓ કર્મયોગનો સંદેશો લઇ કેદખાનામાંથી નીકળ્યા. આ અરસામાંજ વિદૂષી એની બીસંટ "હોમરૂલ લીગ" ની સ્થાપના કરી અને લો. મા તિલકે 'સ્વરાજ્ય સંઘ' ની સ્થાપના કરી. અને દેશમાં એક છેડાથી બીજા છેડા સુધી આ બંન્ને સંસ્થાઓ તરફથી અદ્‌ભૂત ચળવળ શરૂ થઇ ગામેગામ, શહેરે શહેર, મહેલ્લે મહેલ્લે અને રોજે રોજ વ્યાખ્યાન થવા લાગ્યાં સમગ્ર હિંદમાં નવજીવન પ્રગટી રહ્યું આ સમયે લશ્કરી બળથી મદોન્મત્ત બનેલા યુરોપિય રાષ્ટ્રોમાં વિગ્રહ શરૂ થયો જેને રાજદ્રોહ માટે વારંવાર શિક્ષા કરવામાં આવી હતી, ત્હેણેજ આ સમયે સરકારને મદદ કરવાનું યોગ્ય ધાર્યું અને લશ્કરી ભરતી કરવામાં પોતાનાથી બનતા સર્વ પ્રયત્નો કર્યા આ પ્રમાણે ઉદારતા બતાવ્યા છતાં વળી રાજદ્રોહની નોટીસ અહમદનગર અને બેલગામમાં ત્હેમના ભાષણો માટે નીકળી પરંતુ હાઇકોર્ટે ત્હેમને નિર્દોષ ગણી છોડી મુકયા, આ વખતે ફ્રિકડો તરફ જવાના પણ તેમને મનાઇ હતી. સરકારની શંકાની નજર તો કદી દૂર થઇ ન્હોતીજ પછી તેઓ સર વેલેન્ટાઇન શીરોલ સામે મુકદ્દમો લડવા વિલાયત ગયા ને ત્યાં હાર્યા આટલે દૂર આવી

## ફેન્સી ડેનીંગ.

પ્હેલાં એક કપડાનો (બને તો લોનનો) ચોરસ કકડો લેવો. તેની ઉપર પેન્સીલથી હલકા હાથે ફુલ અથવા પાતરાનું ચિત્ર ચિતરવું. તેના ઉપર રંગીન રેશમથી ઓટણું જેવો ટાંકા ભરી જવો. અને કોઇ પણ બીજા રંગના રેશમથી તે ફુલ અથવા પતરાની આસપાસ સાદડીનો ટાંકો ગુંથવો. પછી એની ચારે બાજુની કોર સાંકળી વતી ગુંથી લેવી.

સૌ. સુશીલા દેસાઇ.

—•—

## ચશ્માં કોનાં--નાકનાં કે આંખનાં?

એક વખત નાક અને આંખને થઇ તકરાર. નાક કહે "ચશ્માં મ્હારાં." આંખ કહે કે "નહિ, તે તો મારાં." બંન્ને ગયાં ઉમરાવજાદા કાન સાહેબ પાસે ન્યાય ચુકાવવા. તેઓ સાહેબ ઝીણવટથી તપાસ કરવાના કામમાં બહુ પંકાયલા હતા. જીભડી બાઇ વકીલ થયાં, અને તેમણે વાણીનો ભભકાદાર ઝભ્ભો પહેરી ભારે ચતુરાઇથી પોતાની વકીલાત શરૂ કરી.

નાકની તરફથી દલીલ કરતા જીભડી બાઇ બોલ્યાં: "સાહેબ, આપને સુગત જજ જણાશે, આપની જરૂર ખાત્રી થશે કે નાક હમેશાં ચશ્માં પહેરી જ રાખે છે, અને તેથી નાકની માલેકી તો ક્યારનીએ થઇ ગણાય."

પછી કોર્ટની સમક્ષ ચશ્માં ઉંચા ધરીને વકીલે કહ્યું: 'આપ સાહેબ જુઓ છો કે ચશ્માંનો ઘોડો નાકની ધાર જેટલો જ પ્હોળો બનાવ્યો છે નાક પર ચપ દઇને બેસી જાય તેટલા માટે, બરોબર ઘોડાની જીનની પેઠે."

"વળી સાહેબ એવું બને (એવું બન્યું હતું અને ફરી બને પણ ખરું) કે કોઇ મ્હોડાને નાક ના હોય, તો આપ કૃપા કરીને કહેશો કે તે વખતે ચશ્માં કોણ—અરે સાહેબ! કયો કાકો પહેરે?"

"બધું જોતાં લાગે છે કે અને મારી સચોટ દલીલથી નામદાર કોર્ટ જાણ્યા વિના નહિ જ રહે કે ચશ્માં ચોખ્ખે ચોખ્ખાં નાકને માટે જ બનાવ્યાં છે, અને નાક પણ ચોખ્ખી રીતે ચશ્માંને માટે જ નિર્માણ થએલું છે.

પછી વકીલ સાહેબે પાઘડી બદલી (—વકીલોને પાઘડી બદલતાં સહેલાઇથી આવડે છે!) અને આંખની તરફથી વકીલાત કરવા માંડી પણ આંખની તરફેણમાં તેણે દલીલો રજુ કરી તે થોડા જ જાણે છે. કોર્ટને પણ તે દલીલો પહેલી દલીલોના જેવી વજુદવાળી ન લાગી.

છેવટે નામદાર ન્યાયાધીશ સાહેબે બહુ જ ગંભીરતા પૂર્વક ચુકાદો આપી દીધો: જરાયે "જો-તો,"..."કે-પણ" વાળો નહિ: પણ ચોખ્ખો અને ચટ ચુકાદો આપ્યો કે—જ્યારે જ્યારે નાક ચશ્માં ચઢાવે ત્યારે ત્યારે દહાડે કે દીવે—આંખોએ બંધ થઇ જવું *

નિર્મળા જીવણલાલ દેસાઈ

* Report of the adjudged Case નો અનુવાદ.

# સુન્દરી સુબોધના આવતા અંકના મુખ્ય વિષયો.

**ફુલવાડીઃ**

સિંહસ્થના વર્ષમાં ગોદાવરી અને નાશક મહાત્મ્યની સુબોધક કથા.
લેખકઃ એક વિદ્વાન્ શાસ્ત્રીજી.

**धर्मालय अने तपोवन:**

હિન્દુ ધર્મના અવતારોની કથાને વિજ્ઞાનના શોધોથી મળતું અનુમોદન.
ઓ પુરુષનાં લગ્નની ધાર્મિક ભાવના.

**विद्याकला-वैद्यक:**

વીસનગરના વિદ્વાન્ સ્વામીજીનો પાકશાસ્ત્રનો ઉપયોગી (ચાલુ) લેખ. તે ઉપરાન્ત ગૂંથણકળા, વૈદકનો વાંચવા લાયક અને લોકોપયોગી લખાણો.

**अनुभविका:**

હિન્દુ સંસારમાં નવીન વિચાર પ્રવાહો દાખલ થવા લાગ્યા છે, તેમના મન્થન-રૂપ અનુભવની રસીલી કહાણી.

**प्रवासमंजरी:**

નાશક ત્ર્યંબક તથા મથુરાં વૃન્દાવનના પુણ્ય પ્રદેશનું વર્ણન.

**गृह-संसार.**

અસલી રીત રિવાજો (ચાલુ)-કૃત્રિમ શોકના વિચિત્ર સમારંભનું જાણવા લાયક વર્ણન. શ્રીયુત "ભરત" નાં લખાણોને અંગે વાંચવા યોગ્ય ચર્ચા. તથા બ્હેન સૌ. ચકોરીનો બીજો પત્રઃ "વિદ્વાનોનું પત્નીવ્રત !"

**ग्रन्थदोहन:**

શ્રીમતી જમના બ્હેન સક્કાના અનુભવો તથા વિચારો.

આ ઉપરાન્ત कर्मक्षेत्र-काव्यकुंज-समाज, वाङ्मय, विज्ञान-वार्तालहरी-बालपत्रिका આદિ વિભાગોને લગતા મનન યોગ્ય, સુબોધક, ઉપયોગી અને મનોરંજક લખાણો.

---

ગ્રાહક થવા વિચાર હોય તો તરત લખોઃ પાછળથી અંકો ખૂટી પડશે !

અગ્નિની ધાસ્તી વગરના ગજવામાં રાખવાના

# વિજળીના દીવા.




એક નાનકડા ગજવામાં રાખી શકાય છે. અગ્નિની બીલકુલ ધાસ્તી નથી.

તેલ, દીવેટ કે દીવાસળીની જરૂર પડતી નથી. ફક્ત એક ચાપ દબાવતાંજ ઘણીજ ભભકાદાર રોશની થાય છે,

ખાસ કરી જાત્રાળુ તથા મુસાફર લોકો વાસ્તે ઘણુંજ ઉપયોગી છે.

કીંમત રૂ. ૨॥, ૩, ૩॥, ૪, ૫, ૬ અને ૮ પોસ્ટેજ ૬ આના, સ્પેર બેટરીની કીંમત રૂ ૧-૩-૦ પોસ્ટેજ માફ.

**ટી. જી. શાહઝ ઇલેક્ટ્રીક સ્ટોર્સ.**

હેડ ઓફીસ-મુંબઇ નં૦ ૪

બ્રાંચ ઓફીસ—ચાર રસ્તા પાંચકુવા—અમદાવાદ.

---

## જનસમાજને ફાયદાકારક ચેતવણી.



હજારો ગ્રાહકોની ખાત્રીવાળી ૮૦ વરસથી સંપુર્ણ માન પામેલી અને ભરોસાદાર ચોખ્ખી ચાંદીના દાગીના વેચવાની જુનામાં જુની પેઢી.

### ગ્રાહકોને ખાસ અગત્યની સુચના.

અમદાવાદના બજારમા આજકાલ ચાંદીના દાગીના વેચનાર અનેક વેપારીઓ છે, છતાં અમારી દુકાનમા દરેક જાતના દાગીના ખાસ જસ્તીથી ઝાળેલી તથા ઘુઘરીઓ બાધવાનો વાળો તે પણ ચોખ્ખી ચાદીનો પાકી ગેર ટીથીજ આપવામા આવે છે. ભાવમા ઠગાવવાની બીલકુલ ધાસ્તી રહેતી નથી માટે એકવાર પધારવા વિનતિ છે.

ચોખ્ખી ચાંદીના દાગીના બનાવનાર તથા વેચનાર

**પંચાલ ભુલાભાઈ હીરાચંદ**

ઠે. માંડવીની પોળમાં લાલાભાઇની પોળ અમદાવાદ. ઘર નં. ૨૨૧૪.

# સચિત્ર સુન્દરી સુબોધ

(કોઇપણ નિર્દોષ બાલિકા અથવા યુવાનને પુર્ણ ખાત્રીથી વાંચવા આપી શકાય એવું આ માસિક પત્ર છે)

## દરેક અંકમાં શું આવે છે?

૧. વિવિધ પ્રકારનાં સુન્દર ચિત્રો, મનોહર છબીઓ.

૨. સુબોધક, આનન્દ આપનારી રસીલી વાર્તાઓ–નવલકથા

૩. સમાજ, સાહિત્ય અને વિજ્ઞાનને લગતા ખાસ વિષયો.

૪. વિદ્યા–કલા–વૈદક: પાકશાસ્ત્ર–ગુંથણકલા.

૫. ગૃહ–ધર્મ વિષે અને બીજા એવાં અનેક ઉપયોગી લખાણો.

૬. હિન્દુસ્તાનમાં અને દુનિયામાં બનતા બનાવો.

૭. કાવ્યો, સંગીતો, ગરબીઓ, ગરબાઓ.

૮. બાલકો માટે વાર્તાઓ, કવિતા, ઉખાણા, રમુજ વગેરે.

૯. જુદા જુદા દેશોમાં મુસાફરીનાં, અને યાત્રાનાં વર્ણન.

૧૦. ગમ્મતનાં લખાણ, ઉત્તમ વિષયોના ઉતારા, ઉપયોગી સાર, ચાલુ ચર્ચા, અંગત સાંસારિક અનુભવોની નોંધ, વિગેરે.

દર વર્ષે ઉત્તમ લેખકથી લખાયેલું એક સુન્દર, ઉપયોગી પુસ્તક આપવામાં આવે છે. નમુનો વિના મૂલ્યે મળે છે.

# સુન્દરી સુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।

આ અંકના મુખ્ય વિષયો–

રૂપ અથવા તનદુરસ્તીનું પ્રતિબિમ્બ.

અત્યંત મહત્વનો, મનન યોગ્ય લેખ: સ્વામિશ્રી શિવાનન્દજી.

ગોદાવરી મહાત્મ્ય.

[illegible] સિંહસ્થ વર્ષને લગતો ધાર્મિક લેખ: શાસ્ત્રીજી મગનલાલ.

નાસિક-ત્ર્યંબકનાં તીર્થનું વર્ણન.

બાળકોને બચાવો !

(વિલાયતમાં થતા "બાળ ઉછેર" ના પ્રયત્નોનું ઉપયોગી વર્ણન:

"સશક્ત" સ્ત્રીઓ સંબન્ધી–

યુરોપમાં જોવામાં આવતું નવીન પ્રકારનું-વિચાર મન્થન.

શરીર રક્ષા માટે અગત્યની સમજુતી.

સારનાથની યાત્રા તથા પુરાણકથા.

દુનિયાની દુવિધાથી દૂર-નિવૃત્તિ એજ શાન્તી.

સુરસિક-સીલેખ

"હું પતિ હોઉં તો શું કરૂં ?"–એક સંસ્કારી બ્હેનના વિચા

"હાર્મોનિયમનો બહિષ્કાર"–વાજિંત્રોમાંથી નાતબ્હાર !

[ બીજા રસિક, ઉપયોગી વિષયો માટે જુવો: અનુક્રમણિકા. ]

" પ્રસન્ન દેવતા રૂહે, જ્યાં પામે સંન્માન સુન્દરી. "—મનુ ભગવાન.

# સુન્દરી સુબોધ.

આદ્ય સંપાદક — શ્રી બન્ધુસમાજ, અમદાવાદ.

પ્રકાશક અને તંત્રી — રામમોહનરાય જસવંતરાય.

લવાજમ ( વાર્ષિક—ટપાલ ખર્ચ સહિત. )

(૧) માસિક વધારા સાથેનું પત્ર રૂ. ૪—૦—૦ ( હિન્દુસ્થાનની બ્હાર—આઠ શિલિંગ. )

(૨) માસિક વધારા સિવાયનું પત્ર „ ૨—૦—૦ ( હિન્દુસ્થાનની બ્હાર—ચાર શિલિંગ. )

બંને કદના ગ્રાહકને ભેટનું પુસ્તક આપવામાં આવે છે.

## ગ્રાહકોને વિનતિઃ

કાગળોની અત્યંત મોંઘવારી તથા તૂટ અને છાપકામ વગેરે પ્રકાશનની જરૂરિઆતોની પણ જે મોંઘવારી હાલ ચાલી રહી છે, તથા આ પત્રનું કામ ખોટમાંજ ચલાવવું પડે છે, ત્હેને લીધે સુન્દરી સુબોધના લવાજમમાં ચાલુ ૧૯૨૧ ની સાલથી સહજ વધારો કરવો પડયો છે. અને તે ઉપરાન્ત સુન્દરી સુબોધને નિયમિત રીતે પ્રકટ કરવાના પ્રયાસોમાં નડતી અગવડો દૂર કરવાને માટે—આ પત્રનાં ( આર્ટપેપરનાં ) પૂઠાં તથા ચિત્રો ( જે પુ- ખાઇમાંજ છપાતાં આવ્યાં છે, તે ) હાલ થોડા વખતને માટે—બન્ધ કરવામાં આવ્યાં છે.

આમ કરવાથી અમને આશા છે કે આ પત્રના અંકો પણ થોડા સમયમાં નિયમિત રીતે પ્રકટ કરી શકાશે, અને જૂન માસ સુધીમાં તે મહિનાનો અંક ગ્રાહકોને આપી શકાશે.

**હવે પછીના અંકોઃ—**

આ અંક પછી જાન્યુઆરી-ફેબ્રુઆરી ( ૧૯૨૧ ) નો અંક વીસ દિવસમાં

**બ્હાર પડશેઃ—**

અને નવેમ્બર-ડિસેમ્બર (૧૯૨૦) નો અંક તે પછી વીસેક દિવસમાં પ્રકટ થશે. ત્યાર બાદ માર્ચ-એપ્રિલ (૧૯૨૧) નો અંક ગ્રાહકોને મળશે.

**ભેટ તથા ઈનામી હરીફાઈ—**

પત્ર નિયમિત રીતે પ્રકટ થતાં, બાકી રહેલાં ભેટનાં પુસ્તકો (૧૯૨૦ નું તથા ૧૯૨૧ નું ) આપવાનું અને ઈનામી હરીફાઇઓના નિર્ણયનું કામ બાકી રહેલું કામ તરતજ હાથમાં લેવામાં આવશે.

**સહાયક વર્ગઃ—**

આ અંકમાં પ્રકટ કરેલ સહાયક વર્ગની નવી યોજનામાં ભાગ લેવા આ પત્રના સહ શુભેચ્છકોને સપ્રેમ આમન્ત્રણ કરવામાં આવે છે.

લવાજમ બાકી:—

જે સજ્જનોનાં લવાજમ બાકી છે ત્હેમને જૂદા કાગળથી ખબર આપી છે; અને ટપાલ ખાતાના હાલના નિયમો મુજબ વી. પી. કરવામાં વિલંબ તથા ખર્ચ વિશેષ થાય છે, તેથી આશા છે કે તાકીદથી તેઓ લ્હેણી થયેલી રકમ મોકલી આપવા કૃપા કરશે.

વ્યવસ્થાપક, સુન્દરી સુબોધ.

---

## સામાન્ય સૂચનાઓ:

આ માસિકમાં પ્રકટ થતા કોઇ પણ લેખની હકીકત કોઇ અમુક વ્યક્તિને લગતા અથવા અમુક સ્થળે બનેલા બનાવો ઉપરથી લેવામાં આવેલી હોતી નથી. પરન્તુ માત્ર આવાં દશ્યો, અનુભવો તથા પ્રસંગો સાધારણ રીતે અથવા કોઇ સમયે જોવામાં આવે, એટલીજ કલ્પના છે.

આ માસિકમાં પ્રકાશન માટે લેખ મોકલનાર સજ્જનોએ ઉપર જણાવેલી સૂચના ખાસ લક્ષમાં રાખવી, એમ વિનતિ છે. કોઇ પણ મનુષ્યનું દિલ દુઃખાય અથવા ત્હેને હાનિ થાય, એવું લખાણ આ પત્રમાં પ્રકટ કરવામાં આવતું નથી.

સહીવાળાં લખાણો માટે તેમજ ત્હેમાંના વિચાર માટે ત્હેના લેખકો પોતેજ જવાબદાર છે.

વ્યવસ્થાપક, સુન્દરી સુબોધ.




લેખક રામમોહનરાય જસવંતરાય.

આ પુસ્તકમાં સુન્દર, સુરસિક અને સુબોધક આઠ સંપૂર્ણ વાર્તાઓ છે. ત્હેની મનોરંજકતા અને ઉત્તમતા માટે બહુ સારા અભિપ્રાયો મળી ચૂક્યા છે; હજી હમણાંજ બ્હાર પડ્યું, છતાં ત્હેની વધતી વધતી માગણીઓ થવા લાગી છે. આ પુસ્તકની એકેએક વાર્તા સંસારના વિવિધ પ્રશ્નોના સંબન્ધમાં લખાયલી છે અને ત્હેની ભાષા શૈલિ પણ સરલ તથા આકર્ષક છે.

સુન્દરી સુબોધના ગ્રાહકોને ભેટ તરીકે આપવાને માટે જરૂર જેટલીજ ત્હેની નકલો પ્રકટ કરવામાં આવી છે, તેથી બહુ પુસ્તકો સિલિકમાં રહેવા સંભવ નથી.

મૂલ્યઃ એક રૂપિયો.

નીચેને ઠેકાણેથી મળશે.

સુન્દરી સુબોધ મંદિર, અમદાવાદ.

# અનુક્રમણિકા.

પુઃ ૧૭ મું. ] સપ્ટેમ્બર-ઑક્ટોબર, ૧૯૨૦. [ અંક, ૯-૧૦

# માસિક વધારો.



---

# બાલપત્રિકા:



[ અશુદ્ધ શોધન:–પૃષ્ઠ ૧૨૯ થી ૧૪૪ લખ્યાં છે, ત્યાં ૩૨૯ થી ૩૪૪ વાંચવાં. ]

નવીન યોજના.

# સુન્દરી સુબોધના સહાયકો

પ્રિય મહાશય,

સવિનય વિનંતિ કે—સારૂં, સરળ અને સસ્તું વાંચન આપણાં કુટુમ્બોમાં સ્હેનો, ભાઈઓ તથા બાળકોને—પૂરૂં પાડવા માટે સુન્દરી સુબોધની સે આપનાથી અજાણી નથી. આ પત્ર એ દિશામાં સત્તર વર્ષથી ઉપયોગી કા કરી રહ્યું છે.

પરન્તુ સુન્દરી સુબોધની એ ઉત્તમ સેવામાં એક પ્રકારની મ્હોટી ખા રહ્યાં કરે છે. આ પત્ર કેટલાંક વર્ષોથી નિયમિત રીતે પ્રકટ થઈ શક્યું નથ ત્હેનાં ઘણાં કારણો હતાં, અને એ સ્થિતિમાં સુધારો કરવાને છૂટક પ્રયત્નો પ થયા હતા; પણ યૂરોપના મહાયુદ્ધ લીધે કાગળ, છાપકામ, વગેરે પત્રની સઘ જરૂરિયાતની વસ્તુઓની ભારે મોંઘવારી તથા તૂટ થઇ ગઇ છે, ત્હેને લઇને સફળ થઇ શકયા ન્હોતા.

હાલમાં, આ સ્થિતિમાં કાયમનો સુધારો થાય ત્હેવી, ચોકસ પાયા ઉ એક યોજના વિચારવામાં આવી છે અને તે થોડા જ સમયમાં શરૂ કરવા આવશે. આથી સુન્દરી સુબોધ નિયમિત થશે એટલું જ નહિં પણ તે વધ સુન્દર અને આકર્ષક બનશે; અને ત્હેના વ્યવસ્થાપક તરીકે કામ કરવાને એ સુયોગ્ય વિદ્વાન લેખકની ગોઠવણ પણ લગભગ નક્કિ થઈ છે.

પરન્તુ એ સર્વને અંગે શરૂઆતમાં ઘણું ભારે ખર્ચ કરવું પડે તેમ છે અને કેટલાક સમયથી આ પત્ર ખોટમાં જ કામ કરતું આવ્યું છે. તેથી સુન્દ સુબોધના મમતાળુ શુભેચ્છક તરીકે, એ યોજનામાં ભળવાને આપને આમંત્ર કરવા હું રજા લઉં છું અને આશા રાખું છું કે આપ આ સત્કાર્યમાં સામેલ થ આ પત્રને પ્રગતિને માર્ગે મ્હકાવવામાં—ભાગ લેશો. (સુપ્રસિદ્ધ મરાઠી માસિ "મનોરંજન" પત્રને અંગે, પોતાની માલકીના છાપખાના વગેરેની ગોઠવ ત્હેના અધિપતિએ કાંઇક આવીજ રીતે કરી છે.)

## સુન્દરી સુબોધના સહાયકોઃ

તેથી હાલ થોડા વખત માટે આ પત્રના "સહાયકો"નો એક નવીન વ શરૂ કરવામાં આવ્યો છે. ત્હેના બે વિભાગ રાખ્યા છેઃ

. પ્હેલો વર્ગઃ–આ ખાતાને પાંચ વર્ષને માટે રૂ. ૫૦ ( પચાસ રૂપિયા ) આપનાર સજ્જન પ્હેલા વર્ગના સહાયક ગણાશે. પાંચ વર્ષની આખરે તે રકમ ત્હેમને પાછી આપી દેવામાં આવશે. અને ( વ્યાજ ગણશે ) તે પાછી ભરવામાં આવે ત્યાં સુધી સુન્દરી સુબો  વધારા સાથેનું પત્ર ) તથા ત્હેની ભેટનાં પુસ્તકો, વિ  મૂલ્યે, આ વર્ગના સહાયકને મળ્યે જશે.

. બીજો વર્ગઃ–આ ખાતાને રૂ ૧૫ (પંદર રૂપિયા) આપનાર સજ્જન બીજા વર્ગના સહાયક ગણાશે. ત્હેમને પાંચ વર્ષ સુધી સુન્દરી સુબો ( વધારા સાથેનું પત્ર ) તથા ત્હેની ભેટનાં પુસ્તકો, વિના મૂલ્યે, મળ્યે જશે.

( અર્થાત્–આ સજ્જનો એ પાંચ વર્ષનું લવાજમ અગાઉથી ભર્યું છે, એમ ગણવામા આવશે. )

વિશેષમાં નિવેદન કરવાનું ક બીજાં સઘળાં ગુજરાતી પત્રોનાં લવાજમ મ ત્હેમના પ્રકાશકોને વધારવા પડ્યાં છે, તેમ સુન્દરી સુબોધનું લવાજમ ૧૯૨૧ ની (ચાલુ) સાલથી ૪ (ચાર) કરવાની ફરજ પડી છે. તેથી પત્રના સહાયકોના માનવન્ત વર્ગમા દાખલ થવાથી દેખીતો લાભ પણ છે, મ જણાયા વિના રહેશે નહિ

## ખાસ સૂચનાઃ—

સહાયક વર્ગમાં અમુક સંખ્યાજ દાખલ કરી શકાશે, એમ જણાવવા ન લઉછું. તેથી આપ જેમ બને તેમ વેળાસર ત્હેમાં સામેલ થશો તો વિશેષ પા થશે; કારણકે તેમ કરવાથી ધારેલી યોજનામાં વધારે સરળતા પણ આપ કરી શો. જે રકમ મળશે, ત્હેની પ્હોંચ, વ્યવસ્થાપકની સહીની, આપને ઇલાયદી કલી આપવામાં આવશે.

આ યોજનાનું સૂચીપત્ર પ્રથ  ખાનગી રીતે ફેલાવવામાં આવ્યું હતું અને લાક સજ્જનોએ આ નવીન વર્ગમાં દાખલ થવાની પણ કૃપા કરી છે. હું શા રાખું છું કે હવે થોડાજ વખતમાં પુરતી સંખ્યા સામેલ થઈ જશે, જે ી સહાયકવર્ગના સઘળા સભ્યોનાં નામ સુન્દરી સુબોધમાં પ્રકટ કરવામાં શે.

લી. સેવક,

રામમોહનરાય જસવંતરાય.

# સુન્દરી સુબોધ.

પુ. ૧૭ મું ] સપ્ટેમ્બર, ઑક્ટોબર, ૧૯૨૦ [ અંક ૯-૧૦




## સ્ત્રીઓનું પરાક્રમ.

...... .....આવું ચારિત્રનું જે પરાક્રમ શૌર્યથી પ્રકાશ પામે છે, તે પુરૂષોમાં જ જણાયું છે કે જણાઈ શકે, એમ માનવાનું કારણ નથી. એટલું જ અવિશેષ સ્મરણમાં રાખવાની અપેક્ષા છે કે સર્વે પુરૂષો સ્ત્રીઓના જ પુત્ર છે ને ત્હેમનામાં જે જે પરાક્રમ છે તે તે સ્ત્રીઓની અસરનું જ રૂપાન્તર છે. સ્ત્રીઓના ગીત કોઇ ગાતું નથી, ત્હેમને નામે કીર્તિસ્તંભ રોપાતા નથી, છતાં ત્હેમની શક્તિ અગાધ, અમિત, અપાર છે. ને સર્વદા ગુપ્ત છતાં માણસના જીવિતમાં નિકટ જોડાયલી છે. પણ પ્રસિદ્ધ શૌર્યના દર્શનમાં એ સ્ત્રીઓની મૂર્તિઓ નથી, એમ નથી. અનેક સતીઓએ સંપત્તિ અને વિપત્તિમાં પ્રેમનું જ અસ્ખલિત સ્વાર્પણરૂપ સેવન કરી પ્રાણાન્તે પણ ત્હેને તજ્યો નથી. એ મહાશૌર્યનો પ્રભાવ આર્ય પ્રજા વિના બીજાને અજાણ્યું જ છે અરે! એજ કોમલ, મૃદુ હૃદયવાળી રજપુતાણીઓએ પ્રસંગે કવચ આયુધ પણ ધારણ કરી શત્રુઓને ધુળવી નાંખ્યા છે પ્રેમબલ! અહો શો શૌર્ય અને ઉદાર પ્રેમનો પ્રભાવ છે કે બે વિરુદ્ધ વસ્તુનો પણ એકમાં જ યોગ કરે છે. પણ જેણે કેવલ સ્વાર્પણનો જ મહામંત્ર જપવા માંડ્યો છે, ત્હેનામાં કોઇ અસંભાવિત નથી, ને સ્ત્રીઓ તો ત્હેમાં પ્રથમ અધિકાર ધરાવે છે. परार्थे स्वस्मपर्पणम् ( પરહિત કરવા માટે પોતાનું અર્પણ કરવું ) એજ ખરા શૌર્યનું [illegible] છે. —મણિલાલ નભુભાઇ દ્વિવેદી કૃત "ચારિત્ર"

## धर्मालय अने तपोवन.

# ઉપનિષદોમાં સ્ત્રી કેળવણીની ભાવના.

લેખક: રા. રા. જટાશંકર ત્રિકમજી જાની (બી.એ. એલ,એલ બી.)

( મહર્ષિ યાજ્ઞવલ્કયની સ્ત્રી કાત્યાયની અને વિદુષી મૈત્રેયી વચ્ચેનો એક સંવાદ *)

કાત્યાયનીને મૈત્રેયી સાથે પરમ મૈત્રી હતી.

કાત્યાયની, ઉપનિષદોમાં સુપ્રસિદ્ધ બ્રહ્મજ્ઞાની યાજ્ઞવલ્કયનાં પત્ની હતાં. જે પ્રસંગની અહીં ચર્ચા છે તે વખતે મૈત્રેયી કુમારી હતાં તેમના પિતા મૈત્રેય ઘણા વિદ્વાન હતા. મૈત્રેયીને બાલ્યાવસ્થાથી જ પિતાની બ્રહ્મજ્ઞાનના અને વેદવિદ્યાની ચર્ચામાં પ્રેમ હતો અને તેથી બહુશ્રુત હતાં

એકવાર મૈત્રેયી કાત્યાયનીને મળવા આવેલાં વાતચિત કરતાં હતાં, મૈત્રેયી પર ણવા લાયક ઉમ્મરનાં થઇ જવાથી કાત્યાયની, તેમની સાથેની મૈત્રીને લીધે, લગ્ન પછી મૈત્રેયીના વિયોગના વિચારથી ઉદ્વેગ પામી બોલ્યાં—

કાત્યાયની—તમારાં લગ્ન પછી મારૂં શું થશે, એનો મ્હને વારંવાર વિચાર આવે છે મ્હારી બ્હેનોના લગ્નથી થયેલા વિયોગથી મ્હને બહુ દુઃખ થયેલું છે પણ હવે તેમનો વિયોગ સહ્ય થઇ ગયો છે પણ તમારા વિયોગથી પણ મ્હને અતુલ દુઃખ થશે કદાચ હું સહી શકીશ નહીં એમ મ્હને બીક રહે છે

મૈત્રેયી—તમારે મારાથી વિયોગ પામવાનો વિચાર જ કરવા નહીં આપણે કદી છૂટાં નહીં પડીએ ( મૈત્રેયી, આત્મજ્ઞાનમાં બહુ લવલીન રહેતાં હોવાથી, લગ્ન કરવાને બહુ સ્પૃહા કરતાં નહોતાં અને મનમાં સંકલ્પ કર્યો હતો કે લગ્ન કરવાં તો આત્મજ્ઞાની વિદ્વાન્ યાજ્ઞવલ્કયની સાથે જ કરવાં ) આ સાંભળીને કાત્યાયનીએ કહ્યું—તમે શું કહો છો ? બેશક જો તમે નજીકમાં લગ્ન કરો તો તો આપણે ઘણીવાર મળી શકીએ, પણ તમારૂં લગ્ન નજીકમાં થશે તેની શું આશા રાખી શકાય ?

મૈત્રેયી—તમને શી ખાત્રી કે મારૂં લગ્ન થશે જ ?

કાત્યાયની—શું, તમે કુંવારાં જ રહેવાનાં ?—એ વિચાર મ્હને બહુ વિચિત્ર જ જણાય છે ઘણાઓ તમારી સાથે લગ્ન કરવાને ઇચ્છશે

મૈત્રેયી—પણ જો હું તેમને ઉત્તેજન નહીં આપું તો !

કાત્યાયની—ત્યારે શું તમે બ્રહ્મચારિણી રહેવાનાં છો ? મ્હને એ રીતિ પસંદ મ્હને લાગે છે કે ગૃહજીવન એ સ્ત્રીઓને માટે ખરેખરૂં કાર્યક્ષેત્ર છે

* બૃહદારણ્યક ઉપનિષદ્ ઉપરથી.

મૈત્રેયી—ગૃહજીવન એ સ્ત્રીઓનું જ નહીં પણ પુરૂષોનું પણ યોગ્ય ક્ષેત્ર છે. પણ જ્યારે લોકો, ગૃહજીવનને સ્ત્રીઓને માટે યોગ્ય સ્થાન તરીકે કહે છે, ત્યારે તેઓ એમ માનતા જણાય છે, કે તેના સિવાય સ્ત્રીઓને કાંઇ બીજી ફરજો જ નથી.

કાત્યાયની!—સ્ત્રીને બીજી કઇ ફરજો હોઈ શકે?—ધાર્મિક કાર્યો? તેનો તો ગૃહ કાર્યોમા સમાવેશ થઇ જાય છે યતમાં પતિને મદદ કરવી, દેવોની પ્રાર્થના કરવી, વ્રત નિયમ પાળવાં, એ વગેરે ધર્મકાર્ય દરેક પરણેલી સ્ત્રીને કરવાનાં હોય છે જ.

મૈત્રેયી—આ સિવાય સ્ત્રીઓની બીજી કોઇ ફરજો તમે કલ્પી શકતા નથી? શું આત્મજ્ઞાન મેળવવુ, એ ઉપયોગી ફરજ નથી?

કાત્યાયની—હા, વિદ્વાનોની તે ફરજ છે પણ એવી વિદુષી સ્ત્રીઓ કેટલીક છે? એ તો તમારા માસી ગાર્ગી જેવીજ, આત્મજ્ઞાન મેળવવાનો પ્રયત્ન કરવા જેટલું સામર્થ્ય અને સમય હોય છે. સામાન્યત. એ પુરૂષોની ફરજ છે.

મૈત્રેયી—ત્યારે શુ પુરૂષોમાં જ આત્મા છે?—કે સ્ત્રીઓમાં પણ છે?

કાત્યાયની—(હસતાં હસતાં) બેશક સ્ત્રીઓમા પણ છે. તે સિવાય આપણે જોવાનુ સાંભળવાનુ અને સમજવાનું કામ કેવી રીતે કરી શકીએ?

મૈત્રેયી—તે આત્મા બન્નેમાં સરખો જ છે કે સ્ત્રીઓ કરતાં પુરૂષોમાં વધારે છે?

કાત્યાયની—(હસતાં હસતાં)—બન્નેમા સરખોજ. આ બાબતમાં સ્ત્રી પુરૂષની જાતિ પરત્વે કશોજ તફાવત નથી

મૈત્રેયી—અને આત્માના જ્ઞાન સિવાય મુક્તિ નથી. યાજ્ઞવલ્ક્યના સ્ત્રીને કંઇ આ સત્ય ગાર્ગી જેવી પાસેથી જાણવાની જરૂર નજ હોય.

કાત્યાયની—હા, મે પણ એમજ સાંભળ્યું છે.

મૈત્રેયી—અને એ પણ ખરૂં નથી કે મોક્ષ તો પુરૂષોએ તેમજ સ્ત્રીઓએ—બન્નેએ પણ મેળવવા યોગ્ય છે।

કાત્યાયની—હા, તેમાં કશોજ સંશય નથી.

મૈત્રેયી—ત્યારે સ્ત્રીઓ મોક્ષની બાબતમાં આવી બેદરકાર કેમ હોય છે અને તેઓ શા માટે માને છે કે જ્ઞાનની જીજ્ઞાસા—જ્ઞાન મેળવવાનો પ્રયત્ન તો માત્ર પુરૂષોનીજ ખાસ ફરજ છે? બેશક સ્ત્રીઓએ ગૃહકાર્ય સંભાળવુ જોઇએ.—જેવી રીતે પુરૂષોએ પૈસાની પ્રાપ્તિ વગેરે સંસારનાં કાર્યો કરવાનાં હોય છે. પણ તફાવત માત્ર આટલો જ કે સંસાર વ્યવહારની ફરજો બજાવવા ઉપરાંત પુરૂષો જ્યારે જીવનના મુખ્ય હેતુ તરીકે મોક્ષ પ્રાપ્તિને ભૂલી જતા નથી; ત્યારે સ્ત્રીઓ, ગૃહવ્યવસ્થાનુ કાર્ય બજાવવીને, પોતે જાણે કરવાનું બધું જ કામ કીધું એમ માની લેછે। આત્માને ભૂલી જવાપણું આથી કેટલું વિશેષ હોઈ શકે? આત્મા તરફ આથી વધારે કઇ બેદરકારી હોઈ શકે?

કાત્યાયની—મ્હારાં વ્હાલાં બ્હેન, તમારૂં કહેવુ તદ્દન ખરૂં છે. તમારા શબ્દોથી મારી આંખ ઉઘડી હોય એમ મ્હને લાગે છે, જાતિના ભેદને લીધે, પુરૂષ અને સ્ત્રીની માત્ર

સંસાર વ્યવહારની ફરજોમાં કેટલોક ભેદ-ફેર રહે છે, પણ એવો કશો ફેરફાર આત્માનો નથી. "એકજ પરમાત્મા સૌમાં છે," એમ મેં સાંભળ્યું છે, માટે આત્મજ્ઞાન માટે તેમજ મોક્ષને માટે પ્રયત્ન કરવો, એ પુરૂષો તેમજ સ્ત્રીઓની એક સરખી ફરજ છે. આજે તમારા શબ્દોથી આ સત્ય મ્હને ચોખ્ખું સમજાયું છે. મારા પતિએ તો આ હકીકત મ્હને ઘણું થયાં કહેલી હતીઃ-પણ મ્હને તે વખતે તેનો બરાબર ખ્યાલ આવેલો નહોતો. હવે મને લાગે છે કે ઉંચા વિષયો અને ઉપયોગી બાબતો જાણવાને સ્ત્રીઓ મહેનત નથી કરતી, એ એમની મોટી ભૂલ છે. તેમાં હું તો ખાસ ઠપકાને પાત્ર છું; કારણકે મ્હને તો બહુ અનુકૂળતા-સગવડો છે* અને છતાંએ હું તેનો કશોજ લાભ લેતી નથી.

મૈત્રેયી—તમે ઘણાંજ ભાગ્યશાળી છો. ઘણા પવિત્ર જન્મોના પુણ્યના પ્રભાવથી તમે આવા પતિ પામ્યાં છો. મ્હને આશ્ચર્ય થાય છે કે સ્ત્રીઓ, ખાસ કરીને ઉંચા વર્ગની સ્ત્રીઓ, પોતાના જીવનના સાથી તરીકે પૈસાદાર અને સુખચેન ચાહનાર પતિ શામાટે પસંદ કરતી હશે? પોતાને જ્ઞાન મેળવવાને મદદ કરે તેવા તમારા પતિ જેવા વિદ્વાન્, વિચારશીલ અને પવિત્ર પતિઓ તો શા માટે પસંદ કરતી નથી?

આમ વાત ચાલતી હતી તેવામાં ઋષિજી યાજ્ઞવલ્ક્યના શિષ્યે આવી ખબર આપવાથી, કાંઇ ઉપયોગી કામને લીધે કાત્યાયનીને તેમાં જોડાવાનું થયું. પણ આ વાતચિત તેના હૃદયમાં ચોંટી ગઈ અને અને ગૃહકાર્યમાં પણ એજ વાતનું ધ્યાન તેને રહ્યું. જેને પરિણામે તેણે પોતાના પતિ યાજ્ઞવલ્ક્યની સાથે બ્રહ્મજ્ઞાન અને આત્મજ્ઞાનની ચર્ચામાં વધારે વખત ગાળવા માંડયો. જેમાંના એ પતિપત્નિના સંવાદો બૃહદારણ્યક ઉપનિષદ્‌માં આપેલા છે, તે ઘણા વાંચવા અને વિચારવા લાયક છે

## સ્ત્રી સદ્‌બોધ વચનોઃ

મહારાજે એક બાઇ જે ન્હાનું બાળક લઇને બેઠી હતી ત્હેના ભણી જોઇને કહેવું સરૂ કર્યું-" હે માતા! આ બાળક ભારતદેશનો નાગરિક થવાનો છે. તેના વડે જ આપણો ઉદય છે. અરે! એજ બાળક તે એવા કેટલાક બાળકોનો પિતા થશે. માટે—

૧. માતા! તમારૂં વર્તન નીતિમય બનાવી, તેવુંજ જીવન બાળકોનું બનાવો. જેથી સંસાર તેમને કંટક રૂપ ન લાગે.
૨. સાત્વિક આહારથી તમારા પય વડે બાળકનું શરીર મજબુત બનાવો. નાનપણથી તમારા દૂધની તંગી મટાડો.
૩. તે ત્રણ વર્ષનું થયે તમારૂં દૂધ મૂકી, ગૌમાતાના હલકા દૂધની ટેવ પાડો. જીંદગી પર્યંત દૂધનો ખોરાક ચાલુ રાખજો.
૪. નાનપણમાં પડેલી છાપ ચિરકાળ રહી જીવન તેવું જ બને છે, માટે તેના બાળ સહવાસ તરફ દુર્લક્ષ ન થાઓ.

( અપૂર્ણ. )

* યાજ્ઞવલ્ક્ય જેવા બ્રહ્મજ્ઞાની વિદ્વાન્ પતિની સ્ત્રી હોવાથી.

अनुभविका:

जिन्दगीनी आपवीती तथा परवीती कथाओ.

# એક આત્મકથા.

મોકલનારને લખી મોકલનાર: બ્હેન "સૌ ચારૂ"

આપણા હીંદુ સંસારમાં સ્ત્રી કેળવણી વિશે ઘણી ચર્ચા ચાલે છે, તેવા વખતમાં હું ધારું છુ કે એક કેળવાયલી પણ યોગ્ય પતિના અભાવે રીબાતી અબળાનું દૃષ્ટાંત આ સ્થાને તો નહી જ ગણાય.

મારો જન્મ શ્રીમંત પિતાને ઘેર થયો હતો. મારા પિતાને હયાત સંતાનમાં હું અને મારાથી દસ વર્ષ મ્હોટી મારી બ્હેન, અમે બેજ હતાં મારા જન્મ પછી ત્રણ વર્ષે મારાં માતા સુવારોગની લાંબી બીમારી ભોગવી મારા દુર્ભાગ્યે મરણ પામ્યાં હતાં. મારાં માતાના મરણ પછી મારા પિતા ઘણી મ્હોટી ઉમ્મર ન હોવાને લીધે તથા સંપત્તીવાન છતાં, ફરીથી પરણ્યા નહોતા. મ્હારી મ્હોટી બ્હેન પંદર વર્ષની થતાં તેનાં લગ્ન કરી મારા પિતા પણ મને બ્હેન બનેવીના હાથમાં સોંપી સ્વર્ગવાસ પામ્યા. ત્યાર પછી મ્હારા પિતાના બંગલામાં જ હું મ્હારાં બ્હેન બનેવીની સંભાળ તળે ઉછરવા લાગી. મ્હારી રમત ગમતનો સાથી મ્હારી બ્હેનનો બારેક વર્ષનો દીયર હતો. ન્હાનપણમાં તેજ મારી રમતનો સોબતી હતો અને જરા મ્હોટી થયા પછી તેજ મ્હારા ભણતરનો પણ સાથી થયો. મૂળાક્ષરોથી માંડી અઘરા દાખલાઓ શીખવવામાં પણ મારો તેજ મદદગાર હતો અને તેને લીધે હમારૂં એક બીજા ઉપર વ્હાલ પણ ઘણુંજ હતું. મ્હારી ચૌદ વર્ષની ઉમ્મર થઇ તે વખતે મ્હારી બ્હેનનો દીયર વધારે અભ્યાસ માટે ઈંગ્લાંડ ગયો તે વખતે તેનાથી છુટાં પડતાં પણ મને ઘણું જ દુઃખ લાગ્યું હતું. તેના ઈંગ્લાંડ ગયા પછી મ્હારાં બ્હેન બનેવી મારા અભ્યાસ ઉપર વધારે ધ્યાન આપવા લાગ્યાં. મારો ઈંગ્રેજીનો અભ્યાસ નીશાળમાં તો થતો જ હતો, તે ઉપરાંત ડ્રોઇંગ (ચિત્ર કળા) તથા સંગીતનું શિક્ષણ આપવા વાસ્તે પણ ખાસ માણસ રાખીને હમેશાં તે મારા અભ્યાસને વાસ્તે કાળજી રાખવા લાગ્યાં. તેમની રીતભાત તથા બોલવા ચાલવા ઉપરથી મ્હારી બ્હેનના દીયર સાથે મારો વિવાહ કરવાનો તેમનો વિચાર મને તરત સમજાયો અને તેથી હું પણ ઘણી ખુશી થઇ. અમારી ન્યાતમાં તેના જેવો કેળવાયેલો વર મળવો ઘણો દુર્લભ હતો. તેથી મને આનંદ થાય, એ સ્વાભાવીક હતું. અને આ વિચારનું સ્ફુરણ થયા પછી મારા સાથી તરીકે તે પ્રિય તો હતો જ પણ તેથી પણ વધારે પ્રિય તે મને લાગવા માંડયો. હું તેને યોગ્ય થવા લાયકની દરેક ચીજ શીખી લેવા પ્રયત્ન કરતી ને શીખી પણ લેતી. સાંજના મારા અભ્યાસથી પરવાર્યા પછી મારા ઓરડાની બારીએથી ચોપાટી પર હાથમાં હાથ મેળવી ફરતા સુશે-

પીયન તથા પારસી દંપતીઓને જોઇ મારા ભવિષ્યનું પણ હું તેવુ જ મેનેરી ફળ આસે ખતીઃ તેમજ બાગમાં કે ઘરમાં, હીંગળા પર સાથે બેસી હાસ્ય વિનોદ કરતાં મારાં બ્હેન બનેવીને જોઈ હું પણ, તેથી અધીક અથવા તો તેટલો જ હર્ષ મને મળશે એવા વિચારની પુલકીત થતી, મામા ઉછળતા ઉદધીને જોઇ રહેતી. અને મારા સુખનો સમુદ્ર પણ આવો જ છલકાશે એમ ધારતી. પણ જો ભવિષ્યના પેટામાંતી વાતો જણાતી હોત તો તેજ વખતે હું તે ઉદધીમાં પડતાં વાર લગાડત નહી!

વખતને જતાં વાર લાગતી નથી. મ્હારી બ્હેનનો દીયર હું અરાઢ વર્ષની થઈ. તે વખતે વિલાયતથી પાછો આવ્યો હમે બધાં હર્ષભર્યાં તેને તેડવા બંદર ઉપર ગયાં. તે દીવસે જેટલી કાળજીથી મેં કપડાં પહેર્યાં હતાં અને સુંદર દેખાવા યત્ન કર્યો હતો તેટલો યત્ન મેં ત્યાર પ્હેલાં કોઇ પણ દીવસે કર્યો નહોતો તેમજ પછી પણ કર્યો નથી.

હમે બંદર ઉપર ગયાં. તે વખતે હું સ્વર્ગમાં મ્હાલતી હોઉં તેવો મને આનંદ થતો હતો. તે ઈંગ્લાંડ ગયો તે વખતનો છોકરવાદી અને હાલનો તેનો મરદાનગી ભર્યો સુંદર ચહેરો તથા બાંધો સરખાવતાં હું આનંદમાં ડુબી જતી હતી. તેણે પોતાને ઉંચા અમલની નોકરી મળેલી અને નીમનોક ડુ થએલી હોવાનું જણાવીને પોતાના સ્વદેશમાં પોતાના કુટુંબમાં રહેવા વાસ્તે ૭ મહીનાની રજા લીધી હતી એમ પણ કહ્યું. તેથી તેને તરતમાં જવાનું નહોતું એટલે હમે બધાં ઘણાં આનંદમાં હતાં. મ્હારી સાથે પણ તે ઘણો હળી મળીને ચાલતો હોવાથી મારી આશાનો અંકુરો વધારે વધારે પલ્લવિત થતા ગને લાગ્યા. કેમકે હું હારમોનીયમ પર બેસતી તો તે મ્હારી પાસે જ ખુરશી લઇને બેસતો ને ધ્યાનથી સાંભળતો તેમજ વખાણતો હું વીણા કે વાયોલીન લઇ ગાતી તો તે ધ્યાનથી સાંભળતો ને કહેતો "તું કેવી સુંદર લાગે છે? તને જોઇને મને સરસ્વતી યાદ આવે છે." અને તેનાં આ વખાણ સાંભળી હું પણ હર્ષથી હસતી

મ્હારી બ્હેનના દીયરને આવ્યાને બે માસ થયા હતા, તે વખતે એક દીવસ સાંજનાં મ્હારી બ્હેન રસોડામાં હતાં તે સમયે હું એકલી પડવાથી લાયબ્રેરીમાં ચોપડી કાઢવા ગઈ. હમારી લાઇબ્રેરીનું બારણું ચમેલીના મંડપમાં પડતું હતું અને તે ઉઘાડું હોવાથી હું તે બંધ કરવા ગઇ એટલે મ્હારા બનેવીને મેં બોલતા સાંભળ્યા.—"પણ તને વાંધો શો છે? તે તો કહે." આ સવાલનો જવાબ પણ સંભળાયોઃ "બીજો વાંધો તો કાંઈ નથી. પણ હાલમાં મારો પરણવાનો જ વિચાર નથી. ને વળી હું એને તો નાનપણથી સગી બ્હેનના પ્રમાણે ગણું છુ એટલે તેની સાથે પરણવું હું યોગ્ય ધારતો નથી." આ અવાજ મ્હારી બ્હેનના દિયરનો હતો. "આ બધાં છોકરવાદી બ્હાનાં છે," મારા બનેવી ચીડવાઇને બોલ્યાઃ "ગો'ને ત્હારી ભાભીએ ત્હારાથી આવી આશા રાખી નહોતી. તે બીચારી માબાપ વિનાની નીરાધાર છોકરીને આટલી મહેનત લઇ ત્હારે વાસ્તે ત્હારી ભાભીએ કેળવી તૈયાર કરેલી, તેને હવે ત્હારી ભાભી ક્યાં દેશે? એને લાયક વર ક્યાં છે? ને મને એમ પણ શક છે કે તે તને ખરા અંતઃકરણથી ચ્હાય છે" તે બોલી ઉઠયોઃ "મને ચ્હાય? તમે ભુલતા હશો, મ્હોટા ભાઈ! તે મને ચ્હાતી હશેઃ પણ મારા ધારવા પ્રમાણે

હું તેને જેમ બ્હેન પ્રમાણે માનું છું તેજ પ્રમાણે તે મને ભાઈ તરીકેજ ચ્હાતી હશે. આ બ્હાનું નથી. હું તેને મારી ન્હાની બ્હેન માનતો હતો ને હજી માનું છું. એટલે હું કદી પણ તેની સાથે પરણી શકીશ નહી. ભાભી દીલગીર થશે તો હું માફ માગી સમજાવીશ અને એને લાયક વર મેળવવા આપણે બને પ્રયત્ન કરી તેને સારે ઠેકાણે દઈશું. પણ હવે મને તમે આ બાબત કાંઈ કહેતા ના. હું આ જન્મમાં તો જેને મ્હારી બ્હેન ગણી છે તેની સાથે કદિ પરણવાનો નથી." એમ બોલી તે ઉઠી કરીને ચાલ્યો ગયો. હું પણ ચોપડી લીધા વિના જ-ફરતા મગજે, જેમતેમ કરીને, મ્હારા ઓરડામાં જઈ ક્યારે બીછાનામાં પડી, તેનું મને ભાન રહ્યું નહી! નીરાશાના આ સખ્ત ફટકાથી હું માંદી થઈ ગઈ અને મંદવાડ ઘણોજ સખ્ત ભરાઈ ગયો. મ્હારા માંદવાડનું કારણ કોઈ સમજી શક્યું નહી. પણ આ વાત થવાથી તથા મારા મંદવાડથી બધાંના જીવ ખાટા થવાથી, મારી બ્હેનનો દીયર પોતાની રજા રદ કરાવી દૂરના પ્રાન્તમાં પોતાને મળેલી નોકરી ઉપર ચાલ્યો ગયો. ને હું પણ દુઃખીને નસીબે મોત હોય નહી એ ન્યાયે મહીને બરાબર સારી થઈ. મારાં સારાં થયાં પછી ત્રણેક મહીને મારાં લગ્ન દૂર આવેલા એક ગામના નગર શેઠના પુત્ર સાથે થઈ ગયાં. મારા સસરા ઘણા પૈસાદાર છે તેમ જ મારા પિતાના પૈસામાંથી પણ મ્હારા ભાગના લગભગ પચાસ હજાર રૂપીયા મ્હારે નામે છે એટલે જો પૈસો સુખ આપતો હોય તો તે તો ઘણો છે. છતાં મ્હારૂં અંતઃકરણ તો દુઃખીજ છે. કેમકે મારાં સાસુ સસરા જુના વિચારનાં અને સાધારણ કેળવાયલાં છે તેમ જ મ્હારા પતિ પણ કેળવાયલા છતાં જુના વિચારના હોવાથી, મ્હારૂં ડ્રૉઈંગ તથા સંગીતનું જ્ઞાન નકામું છેઃ તેમજ વાંચવાનું પણ અહિં પુરુષોનું જ કામ મનાતું હોવાથી મારાં પ્રિય પુસ્તકો પણ ચોરી છુપીથીજ કોઈની નજર ના હોય ત્યારેજ હાથમાં લેવાનાં. બાકી તેનો આનંદ લેવો, તેતો હવે મારા નસીબમાંજ નથી! એટલે મ્હારી હાલત સોનાના પંજરામાં પુરેલી મેનાના જેવી છે જે એકવાર સ્વચ્છ હવામાં આનંદ ભોગવી સોનાના બંદીવાસમાં પુરાયલી છે! મ્હારો બ્હેનનો દીયર કે બ્હેન બનેવી મારાં અંતરનું દુઃખ જાણતાં નથી મારો બ્હેનનો દીયર હજી પણ મને બ્હેન પ્રમાણે ગણી સ્નેહ કરે છે પણ તેનાથી મારા અંતઃકરણમાં જે દુઃખ થાય છે, તે કોઈને કહી શકાય તેમ નથી, કોઈ સમજી શકે તેમ પણ નથી. મારે તો હવે પ્રભુને પૂછવાનું એટલું જ છે કે—

" રીઝાવી સતાવે શાને? સતાવી રોઆવે શાને?
" રોઆવી જીવાડે શાને? દયાના નિધિ!"

## હૃદય અને મનઃ

માણસનું મન અને હૃદય એ બે જૂદી જૂદી વસ્તુઓ છે. મન બુદ્ધિને તાબે છે અને હૃદય અનુભાવનામય છે મન તર્ક વડે જાણવા ચ્હાય છે અને હૃદય દર્શન કરીનેજ પ્રતિમાન થાય છે. હૃદયનો આવેગ અગમ્ય 'અકથ્ય છે' ત્હેનું પ્રાકટ્ય સ્વયંભૂ છે. મન (બુદ્ધિ) ની ઇચ્છા વિરૂદ્ધ, ત્હેના ઉપદેશ વિરુદ્ધ પણ હૃદયનું વહન થાય છે: આમ હોવાથી તે સ્વતંત્ર, સ્વચ્છંદ મનાય છે.

## विद्याकला–वैद्यक.

# રૂપ

## અથવા તનદુરસ્તીનું પ્રતિબિમ્બ.

લેખક: શ્રીયુત સ્વામીશ્રી શિવાનન્દજી તથા પરમાનન્દજી.

૧.

हुए हैं हाथ हीं पहेले वयाने हुस्नमें झरूमी,
न लीखा जाय हैं मुझसें,– न छोड़ा जाय हैं मुझसें.
उधर वो लावयानी हे, इधर ये नातवानी हे,
न शोचा जाय हैं मुझसें,– न बोला जाय हैं मुझसें.
संभळने दे मुझे ये नाउमेदी क्या कयामत हे,
के दामाने खयाले हुस्न छूटा जाय हैं मुझसें.

( ભાવાર્થ: )–રૂપનું વર્ણન કરતા પહેલાં મારા હાથ જખ્મી થયા છે.
મારાથી તે લખાતું નથી, તેમ મારાથી તે છોડાતું નથી.
પેલી બાજુએ તે વર્ણન થઇ શકે તેવુ નથી, આ બાજુએ લાચારી છે.
મારાથી તે વિચારી શકાતું નથી, તેમ મારાથી તે બોલી શકાતું નથી.
નિરાશા ! તું મને લગાર સંભલવા ( વિચારવા ) દે કે મુશીબત શી છે ?
કેમકે–સુન્દરતાના વિચારનો ખ્યાલજ મારા દિલથી જતો રહે છે.

રૂપ અથવા સુન્દરતાનો વિષય એવો ગહન છે કે લખતાં પહેલાં તે વિશેની મારા મનની ખરી વૃત્તિ મેં ઉપરની કવિતામાં ઉતારી છે. તે ઉપરથી યથાર્થ વર્ણનની મુશ્કેલીઓનો ખ્યાલ વાંચનારને આવ્યા વગર રહેશે નહીં.

**સૌન્દર્યનું પરિબળ.** ખૂબસુતીની દરેક મનુષ્ય ઇચ્છા રાખે છે, દરેક તેને ચ્હાય છે, દરેક તેની તરફ આકર્ષાય છે, પણ એ શું વસ્તુ છે અને તે કેવી રીતે મેળવી શકાય છે, તે ઘણુંજ થોડાં માણસો જાણતાં હશે. સુન્દરતામાં કેટલું બધુ પરિબળ છે, તેમાં કેટલી બધી મોહિની છે, તે શું શું કરી શકે છે,–એ બધુ વર્ણવવાની અહિં કાંઇ જ જરૂર નથી કારણકે તેની શક્તિ, તેનાં કાર્ય, તથા તેનાથી થયેલી મોટી મોટી રાજ્યો માહેની ઉથલપાથલો આખી દુનિયામાં પ્રસિદ્ધ છે ખૂબસુરતીની ખાસ ખૂબી એ છે કે તે ગરીબ, અમીર અને ત્યાગી, સહુને એક સરખા પોતાના સપાટામાં લઇ શકે છે, આખા જગત્ ઉપર સર્વત્ર તે એક સરખી

આપણા દેશમાં, સામાન્ય રીતે જોતાં, સુન્દરતા વધારવાના કરતાં તે ઘટાડવાનાં સાધન બહુ જોવામાં આવે છે। (આમાંનાં કેટલાંક કારણ એવાં છે. જેમાં આપણો ઉપાય નથીઃ છતાં ઘણાં એવાં છે, જે આપણે પ્રયત્ન કરીએ તો અવશ્ય ઓછાં કરી શકાય.)

રૂપ ઘટાડવાનાં સાધનો.

(૧) સગાં વ્હાલાંમાં કોઇનું મરણ થાય તો અમુક મુદત સુધી (મુખ્યત્વે કરીને સ્ત્રીઓથી) ઘી દૂધ ખવાય નહિ, સારાં લુગડાં પહેરાય નહિં, માથામાં તેલ નંખાય નહિં, વિગેરે (—આ બધા પ્રકાર એવાં છે કે જેને લીધે સારામાં સારૂં રૂપ પણ નાશ પામે, એમાં કાંઈ નવાઇ નથી.) અને (૨) ભોગજોગે સ્ત્રી જો વિધવા થઇ, ત્યારે તો તેના ભોગજ મળ્યા । તે તો ઘરમાં ડાકણ કે અપશુકનિયાળ જ ગણાય । તેને તો સારાં લુગડાં કે અલંકાર હોય જ શેનાં ! અને ઘણી હિંદુ જાતિઓમાં તો તેના માથાંના કેશ સુદ્ધાં કાઢી નંખાવી, સંન્યાસીના જેવું માથું રૂડ મૂંડ કરી, આયુષ્યના દહાડા ટૂંકા કરવા, તેને પૌષ્ટિક ખોરાક વિગેરે પણ બંધ કરવામાં આવે છે. તે કદરૂપી દેખાય તે ખાતર સુશોભિત વસ્ત્ર ને અલંકાર તજી દેવરાવવામાં આવે છે। જ્યાં અબળાઓની આવી દુર્દશા, ત્યાં રૂપ તો ત્યાંરે કયાં સુધી ટકી શકે, એ પણ વિચારવા જેવુ છે. (૩) સાબૂ લગાડીને નહાવાથી શરીર ફાટી જાય છે. આ સત્યનો અનુભવ આજ કાલ પ્રત્યક્ષ કરી શકાય છે સાબૂથી નહાયા પછી રાતે શરીરમાં તડતડ થાય છે અને એક પ્રકારની બળતરા બળે છે અને જો સૂક્ષ્મ દર્શક યંત્રથી જોવામાં આવે તો શરીરમાં કાપા પડેલા સ્પષ્ટ દેખાય છે. આમ થવાથી શરીરમાં પછી મેલ ભરાય તેમાં કાંઈ નવાઈ જેવુ નથી ! આવી રીતે રૂપ વધારવાની ઇચ્છાથી જે સાબૂ વાપરવામાં આવે છે તે તો ઉલટા તે ઘટાડવાનું સાધન થઇ પડે છે। (૪) કેટલાકને ઘણા સખ્ત ગરમ પાણીથી નહાવાની ટેવ હોય છે. તે પાણી એટલુ બધું ગરમ હોય છે કે બીજાથી તો સહન પણ ના થઇ શકે. આવા પાણીથી નહાવાથી ચામડી શ્યામ પડી જાય છે. (૫) કેટલાક માનસિક વ્યાધિ એવુ તો ઘર કરીને રહ્યા હોય છે કે તેને લીધે ખાધેલું પીધેલું તમામ બળી જઈ સુન્દરતાનો નાશ કરી નાખે છે (૬) નાટક, સીનેમા, નૉવેલ (નવલકથા) આદિ સાધનો દ્વારા વિષયવૃત્તિઓ ઉશ્કેરાઇને પ્રદર આદિ રોગની ઉત્પત્તિ થઇ, થોડા જ વખતમાં રૂપનો અંત આવી જાય છે (૭) સાસુ, નણંદ આદિના ચાલુ કુટુંબ કલેશને લીધે સંસારમાંથી ઉપરામવૃત્તિ અને અંતઃકરણના ત્રાસને પરિણામે શરીર તથા લુગડાંની સફાઇ ન રાખી શકાયાથી પણ સુન્દરતા ટળાઇ જાય છે. (૮) સંસારનો બોજો આવી પડવાને લીધે, અથવા આજીવિકાનાં સાધનોના અભાવથી, ઉદર નિમિત્તે આમ તેમ ભટકવાથી રૂપ ખીલવવાને બદલે દિનપર દિન કરમાઈ જાય છે (૯) શીતળા, પ્રમેહ, વિસૂચિકા, આદિ ભયંકર રોગોનો ભોગ થઇ પડવાથી ગમે તેવી ઉત્તમ સુન્દરતા પણ ધૂળધાણી થઇ જાય છે. (૧૦) અને સર્વથી પણ ખરેખરૂં ત્રાસજનક કારણ—જે રૂપનો નાશ કરવામાં મુખ્ય છે તે—બાળલગ્ન છે।

કારણ કે હુસ્ન (રૂપ) નો હજી ફક્ત આરંભ થાય છે, એટલામાં તો તરુણ સ્ત્રી (બાલા) બાળકની માતા પણ થઇ જાય છે, અને ભરજોબનમાં આવવાનો વખત હોય છે, ત્યાર પહેલાં તો તેના ઘડપણની શરૂઆત પણ થઇ ચૂકી હોય છે।* અર્થાત્—જે દેશમાં આવાં

* "બાળલગ્ન" નો વિષય બહુ મહત્વનો હોવાથી તે માટે અલગ લેખ લખીશું.

આવાં રૂપનો નાશ કરનારાં અનેક અનેક કારણો મળી આવે, ત્યાં સૌન્દર્યતા પોતાનું પૂરે-પૂરૂં જોબન દેખાડી શકે અથવા કાયમ રહી શકે, તે તો કેમ જ બને !—આમ છતાં એટલું કહેવું પડે છે કે આ હિંદુસ્થાન જ એક એવો દેશ છે, જ્યાં રૂપનાં આટલાં બધાં શત્રુઓ છતાં હજી તે ટકી રહ્યું છે અને બીજા મુલકોના પ્રમાણમાં ઠીક દેખાઇ આવે છે.

**સ્વરૂપ વધારવા બીજી પ્રજાઓના પ્રયત્નો.**

યૂરોપ આદિ ખંડોમાં રૂપને ટકાવવા તથા વધારવાને માટે અનેક ચોક્કસ પ્રયત્નો કરવામાં આવે છે: (૧) યૂરોપમાં રૂપાળા થવું તથા દેખાવું, એ ત્યાંના લોકો પોતાનું કર્તવ્ય સમજે છે. (૨) સુન્દરતા વિષે અનેક પુસ્તકો લખાયાં છે તથા લખાય છે; તેમજ દરરોજ તે વિષય વર્તમાન પત્રોમાં ચર્ચાયા કરે છે. (૩) દરરોજ નવી નવી દવાઓ, તેલ, મલમ, વગેરે તૈયાર કરવાનું ચાલુ જ રહે છે. (૪) રબરના બ્રશ તથા વીજળીના બ્રશ શરીર ઉપરથી મેલ કઢાડવાને મળી શકે છે. (૫) ચહેરાનો કોઈ ભાગ જો બેડોળ હોય તો તેને સર્જરી દ્વારા અથવા શસ્ત્ર ક્રિયા વડે પણ ઘાટીલો કરવામાં આવે છે. (૬) સ્ત્રીઓ મોટી ઉંમર સુધી રૂપાળી રહે તેને માટે વિવિધ શોધ ખોળ ચાલુ જ રહે છે. (૭) જૂદાં જૂદાં ઘણાં શહેરોમાં સારા સારા કારીગરોને હાથે સુન્દર ચિત્રો તથા પત્થરનાં મનોહર પૂતળાં તૈયાર કરાવીને જાહેર મકાનોમાં મૂકવામાં આવે છે. અહિં સ્ત્રીઓ કલાકોના કલાક સુધી ઉભી રહીને તે ચિત્ર તથા પૂતળાંનો આકાર મનમાં ઉતારીને તેવાં જ રૂપાળાં થવા માટે તથા તેવી જ રૂપાળી પ્રજા ઉત્પન્ન કરવા માટે હૃદયની શક્તિઓને આન્દોલિત (પ્રેરણા) કરે છે. (૮) યૂરોપમાં રૂપ વધારવાની ખાતર એટલી બધી પ્રબળ ઇચ્છા થઇ રહી છે કે તેને આપણે તો ઘેલછા જ કહીએ. ત્યાં સ્ત્રીઓને તેમના મા બાપ તથા ધણી સુન્દરતા વધારવાનાં દરેક પ્રકારનાં સાધન પૂરાં પાડી આપે છે. યૂરોપમાં જો એંશી વરસની ઘરડી સ્ત્રીને "ડોશીમા" કહેવામાં આવે તો તેને ઘણું જ ખોટું લાગી આવે છે એટલું જ નહિં પણ તેને ક્રોધ પણ અત્યંત ચઢી જાય છે!

**રૂપની બાંડાઈ:**

આ વિષયમાં મને એક દાખલો સાંભરી આવ્યો છે: અમારા પરમ કૃપાળુ સ્વામીજી શ્રી શંકરાનન્દજી મહારાજ વિલાયત ગયા, ત્યારે લંડનમાં પોતે જે કુટુંબમાં ઉતરેલા, તે ઘરની ધણિયાણીએ, પોતાની એક સખી, જે ઉમરમાં સાઠ સિત્તેર વર્ષની હતી, તેને ખાવા પીવાને બોલાવી અને માનને ખાતર સ્વામીજીને પણ તે વખતે હાજર રહેવા આમંત્રણ કર્યું. તે વૃદ્ધ બાનુ આવી ત્યારે તેની સાથે આ ઘરવાળી બાઇએ સ્વામીજીનું ઓળખાણ કરાવ્યું. સ્વામીજીએ રમુજમાં વાત કરતાં પેલી બાનુને પૂછ્યું કે " બાઇ સાહેબ, તમે હવે વૃદ્ધ થયાં એટલે સ્વમોને મારામ તો લાગતું હશે " પણ આ સાંભળીને તો તે બાઇને ઘણું જ ખોટું લાગ્યું અને તરત કાંઈ પણ જવાબ નહિં દેતાં સ્વામીજી તરફથી મો ફેરવીને બેશી રહી! તથા જતી વખતે પણ તેમની સાથે હસ્તમિલન (શેકહેન્ડ) અથવા વાતચીત કાંઈ કર્યું નહિં. તેના ગયા પછી ઘરધણિયાણીએ સ્વામીજીને કહ્યું કે "તમે તો ગજબ કર્યો! પેલી બાઇને ઘરડી કહીને તેને તમે બહુ દુઃખી કીધી અને મારું પણ બગાડ્યું." સ્વામીજીએ હસીને જવાબ દીધો કે "મારા બોલવાથી જો એમને ખોટું લાગ્યું હોય તો તેમને રાજી કરતાં પણ મને આવડે

છે. હવે પછી એક દિવસ તમે તેમને ચ્હા પીવાને બોલાવો. હું તેમને રાજી કરીશ." તે ઉપરથી બીજે રવિવારે તેણે પેલી ડોશી અને તેની દીકરીને ફરીથી આમંત્રણ કર્યું. તથા સ્વામી શંકરાનન્દજીને પણ તે વખતે બોલાવ્યા. વાત કરતાં પેલી બાનુને સ્વામીજીએ પૂછ્યું કે "આ તમારી સાથે આવેલી બાઇ કોણ છે?" તેણે જવાબ દીધો કે "તે મારી પુત્રી છે." આ સાંભળીને સ્વામીજીએ કહ્યું કે "આ વાત હું માનતો નથી, તમે મને બનાવો છો." આ ઉપરથી તે બાઇએ એમ કહેવાનું કારણ પૂછ્યું. આ ઉપરથી સ્વામીજીએ જવાબ દીધો: "તમારી સાથે આવેલાં બાનુ જો કે રૂપાળાં છે પણ તમે એમના કરતાં તો જુવાન દેખાઓ છો." આ સાંભળીને તે ડોશીમા બહુ જ હરખાયાં અને જ્યાં સુધી તે ત્યાં રહ્યાં ત્યાં સુધી સ્વામીજીની સાથે જ આનન્દથી વાતો કર્યા કીધી. વળી ઘેર જતી વખતે ખુશાલીમાં તેમને પોતાને ઘેર ચ્હા પીવાનું નોતરૂં આપી, ખૂબ હર્ષથી શેકહેન્ડ કરીને વિદાય થયાં! તેના ગયા પછી મરેખબીબીયાણી ઘણું જ હસી. આ દાખલા ઉપરથી જણાયું હશે કે યૂરોપમાં કેટલી બધી—હદપાર—સુન્દરતા માટે ત્યાંના લોકોમાં ઇચ્છા વધી ગઇ છે.

પશ્ચિમના દેશોમાં રિવાજ છે કે જ્યારે કોઇ કોઇના ઘરમાં જાય ત્યારે તેના કુટુંબમાં સ્ત્રીઓ હોય તે સર્વના રૂપનાં વખાણ કરવાં જોઇએ. નહિં તો તે

**રૂપનો આદર–અનાદરઃ**

(એટિકેટ) સાંસારિક રિવાજની વિરૂદ્ધ ગણાય. હવે આપણા દેશમાં તો પોતાના ઘરની કોઇ પણ સ્ત્રીના રૂપનાં વખાણ રૂબરૂમાં કરવાં એ મોટી અસભ્યતા મનાય છે અને કોઇ કોઇ જગોએ તો તે અપમાનકારક પણ ગણાય છે! આ રૂઢી પણ કાંઇ સારી નથી. અતિશયોક્તિ દૂર કરીને, સુન્દરતાનો યોગ્ય સત્કાર થાય એ સર્વદા ઇષ્ટ જ છે. કારણ કે આપણી હાલની સ્થિતિ કાયમ રહેશે તો હિન્દુસ્થાનમાંથી દિન પર દિન રૂપ ઘટશે અને યૂરોપમાં દિવસે દિવસે તે વધશે, એમાં કાંઇ શક નથી. જ્યાં જે વસ્તુની કિંમત નથી, જ્યાં જે વસ્તુ તરફ બેદરકારી છે, ત્યાં તે ઘટવી જ જોઇએ અને અન્તે ત્યાં તે નાશ પણ પામવી જોઇએ. વળી જ્યાં જે ચીજની કિંમત છે, કદર છે, ત્યાં તો તે વધવી પણ જોઇએ, એવો કુદરતનો નિયમ છે.

હવે ખરૂં રૂપ શું છે તથા તે કેવી રીતે પ્રાપ્ત થઇ શકે છે, તે સમ્બન્ધી વિવેચન કરવાની જરૂર છે. દરેક દેશવાળાઓ રૂપ જૂદાં જૂદાં પ્રકારનું માની

**રૂપનું સાધન–તનદુરસ્તીઃ**

રહ્યા છે, તે આપણે ઉપર લખી ચૂક્યા છીએ. પણ જે રૂપ અથવા સુન્દરતાને સૃષ્ટિ નિયમ લાગુ પડી શકે, તેજ ખરૂં રૂપ ગણાશે. તે રૂપ તો તનદુરસ્તીનું પ્રતિબિમ્બ જ હોઇ શકે. પાતળું (સીકલ) અને સોટીથી ભરેલું મનુષ્ય, પછી તે ગમે તો રંગનું હોય, તોપણ રૂપાળું જ લાગશે. મારા ધારવા પ્રમાણે રૂપની વ્યાખ્યા સમજવા પૂરતી બસ છે. હવે આમાં કુદરતી નિયમ કેવી રીતે લાગુ પડે છે, તે પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉભો થાય છે. તેનો ઉત્તર આપવો જરૂરનો છે.

પુરેપુરી તનદુરસ્તી હોય તો જ મનુષ્ય સર્વાંગ સુન્દર થઇ શકે, એવો સૃષ્ટિનો નિયમ છે. જેમ કે—(૧) જેની છાતી મજબૂત તથા ફેફસાં નિરોગી હોય, તેની છાતી પ્હોળી, રહેજ ઉપસેલી અને સુન્દર દેખાશે. (૨) જેનું યકૃત સારૂં હોય, પોતાનું કાર્ય બરોબર બજાવતું હોય, તેના ચ્હેરા ઉપર લાવણ્ય જણાશે. (૩) આંખની અંદર સફેદીમાં ઝીણી ઝીણી લાલ દોરીઓ (નસ) દેખાય, તો [illegible] અને ફેફસાં પોતાનું કામ પૂરેપૂરૂં

બજાવે છે એ સૂચની આપે છે. (૪) દાંત સફેત ન હોય અને તેના ઉપર પીળાશ વિગેરે હોય તો હોજરીમાં કાંઇ વિકાર હોવો જ જોઇએ; (૫) દાંતના પેઢુમાં, હોઠમાં તથા જીભ ઉપર ફીકાશ હોય તો યકૃતનો વ્યાધિ સૂચવે છે. (૬) કાળા અને સાબા વાળ માથાની શક્તિ દર્શાવે છે લાલ અને ભૂરા વાળ કમજોર હોય છે અને જલદીથી ખરી પડે છે (૭) નાકમાં, બગલમાં અથવા બીજે ઠેકાણેથી આવતો દુર્ગન્ધ પેટમાં કાંઇ વ્યાધિ છે, એમ પુરવાર કરે છે (૮) આંખોની નીચે અને પગના ઉપરનો સોજો હૃદયનો રોગ છે એમ બતાવે છે (૯) કુક્ષિઓનો ફુલાવો અને પેટનો ચઢાવ હોજરી તથા આંતરડાના વ્યાધિ સૂચવે છે અને (૧૦) ગુહ્ય ભાગમાંથી આવતો દુર્ગન્ધ મૂત્રપિંડ અથવા મૂત્રાશયમાં દરદ છે એમ સાબીત કરે છે. આજ પ્રમાણે શરીરના કોઈ પણ ભાગનું બેડોળપણું અથવા બદસુરતી કોઇ કોઇ રોગનું જ પરિણામ છે. આ સઘળા કુદરતી નિયમો છે અને સઘળા મનુષ્યોને એક સરખા લાગુ પડે છે—પછી તે માણસ ગમે તે ખંડનુ રહેનાર અને હરકોઇ જાતિનુ હોય.

રૂપાળું કોને કહેવું, તે તો વાંચનાર પોતે જ પોતપોતાની બુદ્ધિ અને લાગણી મુજબ સમજી લેશે પણ આટલું તો સિદ્ધ છે કે તનદુરસ્તી અને સુંદરતાને ગાઢ સંબંધ છે અગર એમ પણ કહી શકાય કે તનદુરસ્તી અને સુન્દરતા "તનદુરસ્તી" સિવાય ખરી સુન્દરતા પ્રાપ્ત જ કરી શકાય નહિ. એવો કુદરતનો નિયમ છે નીચે લખેલા બનાવથી પણ આ વાતને પુષ્ટિ મળશે

એક ડેહેલીમા એક તનદુરસ્ત જુવાન પહેરેગીર પોતાની નોકરી બજાવી રહ્યો હતો એક દિવસ તે મકાનની ધણિયાણીની દૃષ્ટિ તે પહેરો ભરનારના ઉપર પડતા, તેનો હૃદયમાં વિપર્યસ્તિ થઇ આવી જેથી તેણે તે સિપાઈને અંદરના ભાગમાં બોલાવ્યો. પેલા પહેરેગીરે તેની મુખમુદ્રા વિગેરે ઉપરથી કારણ સમજી લીધુ અને જવાબ દીધો કે હું નોકરી ઉપરથી છૂટો થઇ, હથિયાર પોશાક વગેરે ઉતારીને આવું છુ આ પછી ઘેર જઇને તે સિપાઈએ એક ઘણી સખ્ત રેચક દવા લઇ લીધી, જેથી થોડા વખતમાં તેને પંદર વીસ જુલાબ થઇ ગયા ને તેના મહેરા ઉપરની લાલી ઉડી ગઇ ને ફીકાશ આવી ગઇ, આંખોમા ખાડા પડી ગયા, તથા હોઠ વગેરે ફીકા પડી ગયા અને તે પહેરેગીરના શરીરમાં પણ બહુજ અશક્તિ આવી ગઇ પછી તે લાકડીના આધારે ટેકો દેતો દેતો શેઠાણીની પાસે ગયો. પણ તે બાઇએ તેની બદલાયલી શીકલ જોઇને તેની તરફ અણગમાથી સહજે દૃષ્ટિ નાખીને બહાર ચાલ્યા જવાનો હુકમ કર્યો. પ્રથમ તેની નજર પડવાથી હૃદયમાં મોહ ઉત્પન્ન જેને થાય છે તેનો, તેજ આ માણસ હતો હવે કામવાસના થવાનુ કારણ જે ચોરી હતી તે તનદુરસ્તી હતી, તે સ્થિતિ બદલાઇ એટલે તે જ પુરૂષ તિરસ્કારનું કારણ પણ બન્યો । આવી રીતે તનદુરસ્તી એ સુન્દરતાનુ મુખ્ય સાધન છે અને આમ હોય તો તનદુરસ્તી કેવી રીતે પ્રાપ્ત કરવી એ પ્રશ્ન પણ બહુ જ આવશ્યક થાય છે પણ તે વિષય બહુ મોટો હોવાથી, તેનુ વિવેચન ભવિષ્યમાં, જૂદા લેખ વડે, કરવામાં આવશે. હાલ તો સુન્દરતા વધારવાના સાધનો તરફ જ આપણે લક્ષ આપીશુ

(અપૂર્ણ)

# विविध विचार.

## " મસ્ત. "

### નવા અને જુના વિચારનું મન્થન.

( મળેલું. )

૧.

આજકાલ સુધરેલી દુનીઆમાં નારી જાતિ માટે અતિમ વિચારો ઘણા બતાવવામાં આવે છે. હમણાં અમેરીકામાં તેની ચર્ચા ઘણી ચાલી રહી છે તેમાં ન્યુયોર્કની પ્રિંસ્ટન યુનીવર્સીટીના વડા ડૉ. હીબન કહે છે કે અમેરીકામાં જે અશાંતિ ફેલાયેલી છે, તેનું મૂળ કારણ નારી જાતી છે તે કહે છે કે " પ્રાચીન કાળમાં સ્ત્રી રહસ્યનો એક ભંડાર હતો, પણ આજે તેની આસપાસ રહસ્યની જે પ્રતિભા ફેલાયલી હતી તે જતી રહી છે અને તેથી નારી જાતી માટે મર્દોમાંથી માન પણ જતું રહ્યું છે ! " ડૉ. હીબન વિશેષ એમ પણ કહે છે કે ' ધંધાને લીધે ગયે વર્ષે ૧૧,૦૦૦ માઇલની મે મુસાફરી કરી તેમાં સર્વત્ર એક જ વસ્તુ જણાઇ છે " દરેક સ્થળે નારી જાતીના પોષાકમાં જંગલી મનુષ્યોનો સ્વેચ્છાચાર જણાય છે, સ્ત્રીઓની રીતભાતમાં અસભ્ય ઘરેણાં ( familiarity ) દેખાય છે, અને નાચવામાં જંગલીઓની સ્વચ્છંદતા નજરે પડે છે હાલનો નાચ એ એક અતિ પ્રમોદ, અતિશય મસ્તી ( orgy ) છે અને તેમાં સ્ત્રીઓ બેશરમ રીતે પોતાના સ્થૂળદેહનું પ્રદર્શન કરાવે છે અને જે, ઘરોબામાં, કમકમાટી થાય અને તિરસ્કાર થાય, તેવા સહવાસને આમંત્રણ કરે છે. "

ડૉ. હીબને જે નાચો અમેરિકાના શિષ્ટ ગણાતા લોકોમાં જોયા, તેની વિગત તેની પાસે માગવામાં આવી અને તેને તે માટે પુછવામાં આવ્યું કે, "આ સ્થિતિ માટે દોષ કોનો છે ? પુરુષોનો કે સ્ત્રીઓનો ?"—ડૉ. હીબન કહે છે કે પુરૂષને આકર્ષવાની સ્ત્રીની અતિ આતુરતા એ દોષ છે " સ્ત્રીઓ અર્ધનગ્ન જેવો પોષાક પહેરે છે અને પોષાકવડે, જાણે પુરૂષોના માથામાં પોતે ભટકાય છે ! " વિદ્યાના આ ઉપાસકને પુછાયું કે આમ થવાનું કારણ શું છે ? ત્યારે તેણે કહ્યું કે, " યુવતીઓ કે છોકરીઓનો, આ દોષ નથી, પણ તેમની માતાઓનો, વૃદ્ધાઓનો છે, બે વર્ષ પર જુવાનીઆઓને દેશ બહાર ઘસડી લઇ જવામાં આવ્યા હતા, તેઓ લશ્કરમાં જોડાયા હતા. બે વર્ષ સુધી છોકરીઓને પરણવા માટે યુવકો ન હતા એ યુવકો રોગાન્ધ પાછા આવ્યા છે અને માતાઓને બે વર્ષનો ગુમાવેલો સમય પકડી લેવાની આતુરતા થઇ છે, તેથી તેઓએ પોતાની દીકરીઓનાં વસ્ત્રો ઉતાર્યાં છે અને મરદોને પોતાનું સૌંદર્ય વેચવા માટે તેમને ઘરની બહાર હાંકી મુકી છે !

માતાઓ છોકરીઓને તેમ કરવાની ફરજ પાડે છેઃ હા, 'અને તેઓ જાતે તેમ કરે છે ।"

ડૉ. હીગનની વાતમાં અતિશયોક્તિ કેટલી છે અને સત્ય કેટલું છે તે તો લડાઇના ભાગોમાં અને લડનારી પ્રજાઓમાં રહેનારા અનુભવીઓ જ કહી શકે. પણ કહે છે કે નેપોલીઅન સાથેના યુદ્ધના અંત પછી લડાઇમાંથી નિવૃત્તિ પામેલા યુવકો અને યુવતીઓ અંકુશમાં રહી શકયા ન હતાં. હમણાં ફ્રાંસમાં એક શહેરમાં લગ્નોના સંબંધમાં એવું બ નેલું કહેવાય છે કે દેવળોમાં જે છોકરીઓ પરણવા આવતી હતી, તેઓ અર્ધ નગ્ન અને અતિ બારીક પોષાકમાં આવતી હતી. આથી ધર્માચાર્યો કંટાળ્યા અને એક ધર્માચાર્યે તો લગ્ન પ્રસંગે (ધર્મશાસ્ત્રના વચનો) ભણવા પૂર્વે યુવતીના શિરપર શાલ ઢાંકયા વિના તેમ ક રવાની જ ના પાડી. અને તેનું કારણ પૂછતાં કહ્યું કે જે પોષાકમાં લગ્ન જેવી પવિત્ર ક્રિયા કરાવવા માટે યુવતીઓ આવે છે તે પોષાકથી અમારી નજર નિર્મળી રહી શકતી નથી, બીજા એક દેવળમાં તો યુવતીઓ માટે હવેથી (અમુક પ્રકારનો સભ્ય) પોષાક જ લગ્ન માટે રાખવાનું ઠર્યું છે । —આ શું આશ્ચર્યકારક નથી !

બીજો પણ એક દાખલો "ડેલી મેલ" પત્રમાંથી ઉતારેલો જાણવા જેવો છે. કહે છે કે, ન્યુયોર્કના સેંટલુઇ કેથીડ્રલના રેક્ટર ફાધર (ધર્મગુરૂ) એન્ટોઇને એક ધનવાન મદ્રાસી નિવાસી યુવતી અત્યંત બારીક ય. પારદર્શક (diaphanous) કપડાનો ઘાઘરો-ઝબ્બો પહેરીને દેવળમાં પરણવા માટે આવેલી, તેની લગતી ક્રિયા કરવાની ના પાડયાથી ન્યુઓર્લીંનાના સ્રી વર્ગમાં ઘણી ચર્ચા ચાલી રહી છે એમ કહેવામાં આવે છે કે એ સંપ્રદાયના (ધર્માધ્યક્ષ) આર્કબીશપે થોડા વખત પર એવો હુકમ બહાર કાઢયો છે કે દેવળમાં અમર્યાદ (immodest) પોષાક સાથે કોઇને આવવા દેવું નહિ અને તેથી આ પગલું લેવાયું છે. આગલે દિવસે લગ્ન માટે દરેક જાતની તૈયારી થઇ રહી હતી. વરરાજા"ચેન્સલ" (લગ્ન ક્રિયાના સ્થાન)માં આવેલો હતો અને જ્યારે વહુરાણી પોતાના પિતાનો હાથ પકડી દેવળમાં દાખલ થઇ ત્યારે વાજાંવાળા (organist) એ ધીમેથી મધુર ગાવું શરૂ કર્યું હતું એટલામાં એકાએક દીવાના પ્રકાશે વહુરાણીના ઘાઘરાનો બારીક કુમાશ બતાવ્યો, જે ફાધર એન્ટોઇનના કહેવા પ્રમાણે કેડની ઉપર એક જાળીના કકડા કરતાં વધારે ન હતો. એ જોઇ પૂજ્ય ફાધર હરકોઇ જોઇ શકે તેમ કંમકમ્યો. તેણે કહ્યું કે "આ, મારે માટે તો અતિ ઘણું છે ।' અને તરત જ સેકુસ્ટન (દેવળના સંરક્ષક)ને દીવાઓ ઓલવી નાખવાનો હુકમ કર્યો કે જેથી વહુ રાણીની બેશરમી બધાથી જોઇ શકાય નહિ અને બીજો ઘાઘરો પહેરવા માટે અંધારામાં દેવળમાંથી તેનાથી બહાર નીકળી જવાય. ત્યાર બાદ બીજો ઘાઘરો પહેરી આવ્યા પછી છેક મોડેથી તેના લગ્નની વિધી થઇ હતી. આ વહુરાણી પોતાના લગ્નના ઘાઘરાને અનાચાર અને બેશરમીની પંક્તિએ ઉતારવા માંગતી હતી. તેણીનો અનુભવ સર્વ કેથોલીક મતની બાળાઓને ચેતવણી રૂપ છે.

આ પછી સેંટ થેરીસાના દેવળમાં ફાધર રોચે દેવળના દરવાજા પર આ પ્રમાણે જાહેરનામું ચોંટાડયું છે—" જે સ્રીઓ ઉઘાડાં ગળાનાં કે નીચાં ગળાનાં પોષાકો પહેરતી હોય અથવા પોતાની કોણી સુધીનો ભાગ ખુલ્લો રહે તેટલી ટુંકી બાંયનાં જાકેટ (પોલકાં)

પહેરતી હોય અથવા જેઓ પોતાના શરીરને મર્યાદા સચવાય તેમ પુરતાં કાપડથી ઢાંકી ન હોય, તેવી સ્ત્રીઓએ દેવળમાં દાખલ થવું નહિં. સ્ત્રીઓના જે પોષાકોથી શરીરાકૃતિ ખુલ્લી થાય છે, તેવા પોષાકોનો અત્રે પ્રતિબંધ છે "

—વર્તમાન પત્રોમાંથી

જો ઉપલું ખરૂંજ હોય તો—

હું મારી સુંદરીસુબોધ વાંચતી બહેનોને પુછુંછું કે "મસ્ત"ને તો અંધકાર યુગમાંના, જૂના શાસ્ત્રીઓએ મુકેલો કોઇ ચેલો, તત્ત્વજ્ઞાન માટે પ્રયત્ન ન કરેલો અને વર્તમાન જીવન તરફ દૃષ્ટી ન કરી હોય એવો, યુનીવર્સીટીએ ડિગ્રી આપવાથી સ્થિતિ શોચનીય કરી દીધી હોય એવો, હૃદયબુદ્ધિના વિકાસ વગરનો અને न स्त्री स्वातंत्र्यमर्हति એ વાક્ય વાપરવામાં ગંભીર ભુલ કરતો હોય એવો, મારી વધારે ડાહી બહેનોએ સાબીત કરી દીધો છે, પણ એ બહેનો, હવે—

(૧) ડૉ. હીબનને— અને (૨) ફ્રાંસના ધર્માચાર્યને—
(૩) ફાધર એન્ટોર્યનને— અને (૪) ફાધર રોથને તમે શું કહેશો

૧. ધન્ય છે એ માતાઓને કે જે પોતાની છોકરીઓને સૌંદર્ય વેચવા માટે ઘરના બહાર કાઢી મ્હાડે છે!

૨. ધન્યછે એ ફ્રાંસની પરીને કે જેને પોતાના શરીર પર શાલ ઢાંકવી પડી હતી!

૩. ધન્યછે એ ઇટલીઅન ઇંદ્રાણીને કે જેને માટે દેવળના દીવાઓ ઓલવી નાંખવાની ફરજ પડી હશે!

૪. ધન્યછે એ ઇટલીઅન ઇંદ્રાણીના બાપને કે જે કેડ ઉપરના એક ભાગીના કરેલ વાળા પોતાની પુત્રીનો હાથ પકડી દેવળમાં દાખલ થયો! અને—

૫ ધન્યછે પાશ્ચિમાત્ય અથવા યુરોપીયન તાલીમ, શિક્ષણ અને રીતભાતને કે જેથી સુધરેલાઓને જ " જુન્નું તે સુન્નું " કબુલ કરવું પડે છે!

આ ઉપરાંત—

૧. શાબાશ છે ડૉ. હીબનને કે જે પોતાની જાતિનું પોત ઉઘાડતાં ડરતા નથી કે શરમાતા નથી.

૨. શાબાશ છે ફ્રાંસના ધર્માચાર્યને કે જેણે નિમજ નખરાંબાજોના નાક નમાવી લજ્જા—મર્યાદા—ને સમજાવી.

૩. શાબાશ છે ફાધર એન્ટોયનને કે જેણે, પોતાની દેહને ભર બજારે ખુલ્લી મુકી હતી, એવી ઇટલીઅન યુવતીને સમજાવ્યું કે તું તો અંધારાને જ લાયક છે.

૪. શાબાશ છે ફાધર રોથને કે જેણે न स्त्री स्वातंत्र्यमर्हति ને જાહેર અમલે ચોડી અનુમોદન આપ્યું. અને—

૫. શાબાશ છે "મસ્ત"ને કે જે બેનોના ખાસડાં ખાવા છતાં એમની સેવા કરવા તત્પર થયો છે.

૨.

સવાલ—

(અ) આને તે વીસમી સદીનો સુધરેલો નવો જમાનો કહેશો કે અંધકારનો યુગ ?

(આ) હિંદુસ્તાનમાં તો પુરૂષો સ્ત્રીઓને મારનારા પડ્યા છે ! પણ આ પાશ્ચિમાત્ય પહેલવાનને શું કરશો ?

ચાર મહિનામાં જુદા છેડા

'મને પરણ્યાને ચાર મહીના થયા છે પરંતુ મારે હવે મારા પતી સાથે રહેવું નથી. જુદા છેડાનો મને હુકમ આપો,' આમ એક આંગ્લ ( અંગ્રેજ ) લલનાએ કીંગ્સટનની કોર્ટમાં કહ્યું હતુ

ન્યાયાધીશ અજબ થયા તેમણે પુછ્યુ "આટલા ટુંક સમયમાં જુદા છેડા ? કેટલુ હાસ્યજનક ! તમને કજીઆ કરવાનો પુરતો સમય નહી મળ્યો હોય ! ચાલ્યા જાઓ ! સંપૂર્ણ સંપ કરી લો."

"નહીંજી. હું આ સલાહ ઇચ્છતી નથી. જ્યારે હું પરણી નહોતી ત્યારે પણ તે મને ધમકાવતા હતા ! સાહેબ ! લગ્ન પછી તો મારી આંખ પણ સુજી આવી છે" લલનાએ પ્રત્યુત્તર આપ્યો

"લગ્ન પહેલાં જ જ્યારે તે તમને મારતો હતો, તો પછી પરણ્યા પછી શું કેમ એ તો તમારે વીચારવું જોઇતું જ હતું ચાલો, પતાવો. એકાદ પખવાડીઆ પછી પાછા આવજો" ન્યાયાધીશે ફેંસલો આપ્યો. "હિંદુસ્થાન" પત્રમાંથી.

"મસ્ત" લેવલાએ પોતાના લેખો દ્વારા પુરૂષોને સ્ત્રીઓને મારવાનું શીખવ્યું !

સવાલ—

પણ

(અ) न स्त्री स्वातंत्र्यमर्हति ને હાથમાં પકડનાર આ પાશ્ચિમાત્ય પુરૂષ લેવલાને કોણે શીખવ્યું હશે ? અને—

(આ) પરણવા પહેલાં મેથીપાક ચાખતા છતાં પરણનાર પાશ્ચિમાત્ય પ્રમદા લેવલીને સ્વતંત્રતા મુકી પરતંત્ર બનવાનું કોણે શીખવ્યું હશે !

(ઇ) શું પાશ્ચિમાત્ય લલનાઓ પણ પતિ સાથે કજીઆ કરતી હશે ? અને તે એટલે સુધી કે પતિને મારવી પણ પડતી હશે !

(ઈ) જ્યારે ચાર મહિનામાં જ પ્રેમની પરિસીમા જુદા છેડામાં સમાઇ ગઇ ત્યારે એ તે પ્રેમ લગ્ન કે હવસ દસ્ત મેળાપ ?

(ઉ) પાશ્ચિમાત્ય સુધરેલા ન્યાયાધીશ સાહેબે જુના પુરાણા भर्ता रक्षति એ સિદ્ધાંતને કેમ અગ્રસ્થાન આપ્યું હશે અને જુદા છેડા કરી આપવાને બદલે પત્નીને પતિના હાથ તળે મુકવાનું ડહાપણ કેમ બતાવ્યું હશે !

(ગ) નાજુક નારીનો ઉદ્ધાર કરવાનો અને તેમને આગળ પાડવાનો દાવો કરનારા પાશ્ચિમાત્ય પુરૂષો શું માનિનીઓને આટલું જ અને આવુ જ માન આપતા હશે ?

૩.

આંગ્લ પતિની ફરીયાદ "તેણે મને તમાચો માર્યો !"

૧. પોતાને તજી દેવાના આરોપ માટે ડેપ્ફર્ડની જનરલ સ્ટીમ નેવીગેશન કંપનીના અધિકારીઅર હેન્રી મોસ બ્લાંડ સામે તેની પત્નીએ ફરીયાદ માંડી હતી.

કેસ વખતે એમ કહેવામાં આવ્યું હતું કે બચાવ કરનાર પુરૂષ-ફરીયાદીનો બીજો પતિ, અને ફરીયાદી સ્ત્રી-બચાવ કરનારની ત્રીજી પત્ની હતી.

મીસીસ બ્લાન્ડે જણાવ્યું કે એક વખત તેણી બ્હીટસ્ટેબલ ખાતે પોતાની પુત્રીને લઈને રહેવા ગઈ હતી. પછી પાછી ફરી ત્યારે મી. બ્લાન્ડ ઘર ખાલી કરી પોતાની ચીજો લઈ ગયો હતો અને મીસીસ બ્લાન્ડની ચીજો રાખી ગયો હતો. અને ફરીઆદી બાઈએ કબુલ કર્યું કે એક વખત તેણે પોતાના પતિને તમાચો માર્યો હતો. તે ૬૭ વર્ષની ઉમરનો હતો અને તેનો પગાર દર વર્ષે ૪૦૦ પાઉંડ હતો બચાવ કરનારે કહ્યું કે "મારી પત્નીનો મીજાજ અત્યંત ઉગ્ર છે. એક વખત તેણે મને એવી મુકી મારી હતી કે જે બીટ (એક પ્રખ્યાત મુક્કાબાજ) પણ ભાગ્યે જ મારી શકે ! તેનો હું તો જાણે ગુલામ જ હોઉં, એમ એ વર્તતી હતી"

મેજીસ્ટ્રેટે જુદા ઉડા કરી આપ્યા હતા,—એવી શરતે કે બચાવ કરનારે બાઈના ભરણ પોષણ માટે દર અઠવાડીએ બે પાઉંડ આપવા —હિંદુસ્થાન પત્રમાંથી

૨. "મસ્ત"—શંકા

કહો બહેનો, "મસ્ત" [illegible] થી પતિઓ વખતે પત્નીઓને મારનારા કે તેમના પર જુલમ ગુજારનારા થઈ જતા હશે પણ આ આંગ્લ પત્નીને પતિને તમાચા મારવાનું કોણે શીખવ્યું હશે ? શું "મસ્ત" ત્યાં પણ જઈ પહોંચ્યો હશે ?

૪.

પીળું પાન થયેલ પાશ્ચિમાત્ય વિદ્વાન
શ્રીયુત ફ્રેડરીક હેરીસનના સોંએ સંબંધી વીચારો

સવાલ—

આતે 'સાઠી બુદ્ધી નાઠી' કે પાશ્ચિમાત્ય પરિપૂર્ણતા ?

૧૯૨૦ ના શીખર પરથી ૧૮૩૦ ની સાલને જોતા મી. ફ્રેડરીક હેરીસને (દુનિયામાં મ્હોટામાં મ્હોટા વર્તમાન પત્ર) લંડન ટાઈમ્સના એક ખબર પત્રીને કહ્યું કે—

"આધ્યાત્મિક અને નૈતિક કેળવણીની ગેરહાજરીથી સમાજની નીતિ નિર્બળ પડી ગઈ છે. સ્ત્રીઓ પ્રત્યે વિવેક ઘટતા છોકરા કે છોકરીઓ જીવનની ગંભીર જવાબદારીઓ સમજતા નથી. પોતાની લાગણીઓ પર કોઈ પણ જાતનો કાબુ મુકતા નથી. અને લગ્ન કરવુ એટલે એક જાતનો થોડા વખતને માટેનો કોન્ટ્રેક્ટ (કરાર) કરવો બનાવ છે. એક ય

રમાં રહી તે ન ગમતાં તે જેમ છોડી દેવાય, તેમ એક પત્નીને પણ રહેઠાણથી છોડી દઈ શકાય છે।'

"હું મારી આખી જીંદગી દરમીઆન સ્ત્રીઓ પર રાજ્યદ્વારી જવાબદારી ન મુકવી જોઇએ, તેથી તેઓને પુરૂષોના જેવા હક્કો ન આપવા જોઇએ, એમ કહેતો આવ્યો છુ. આખર હું મારા પહેલાના મતને હજી પણ વળગી રહ્યો છુ. સ્ત્રીઓને હવે સરખા પ્રમાણમાં મત મળ્યો છે, છતાં શું તેઓ કુટુંબ કે લગ્ન ભાવનાની અધોગતિ થતી અટકાવી શકી છે? સ્ત્રીઓ હવે બી. એ. થવાને, વર્તમાન પત્રોમાં વાર્તાઓ લખવાને, અને ઓફીસરૂમ (ઑફિસો) માંથી પુરૂષ કલાર્કો (કારકુનો) ને બહાર કઢાવવાને મથી રહી છે. સ્ત્રીનું ખરૂં કર્તવ્ય પુરૂષની દુનીઆને ઉત્તમ રીતે નૈતિક અને આધ્યાત્મિક બનાવવાનું છે. આવતી પ્રજાને ઉત્પન્ન કરી તેને સારામાં સારી કેળવણી આપવાનું છે. મોટામાં મોટી મહત્વાકાંક્ષા ધરાવનાર છોકરી માટે એ ફરજો શું પવિત્ર નથી? ખરેખર એ ફરજો તેમને બહુ સારી સ્થિતિમાં મુકી શકે તેમ છે."

આ પ્રસંગે ફ્રેડરીક હેરીસન નેવું વર્ષની ટેકરીની ટોચ પર ચડ્યા છતાં, તેમાં "દેખાવમાં, બોલવામાં, લખવામાં કે બીજી કોઇ પણ રીતે તેમનામાં વૃદ્ધાવસ્થાનું કોઈ પણ ચીન્હ જણાતું નથી. કેલેન્ડર (પંચાંગ) નો પુરાવો ન હોય તો મી. હેરીસનને વૃદ્ધ કહેવાની કોઇ પણ હિંમત ધરાય નહીં. ૧૯૨૦ ના શીખર પરથી એ જેમ ૧૮૩૦ ને જોઇ શકે છે, તેમ પોતાનું ઘર જે ટેકરીપર છે ત્યાંથી વચ્ચેની બાજુ ઓળંગી સામેની ટેકરીના શીખર પર પણ એ દૃષ્ટી નાંખી શકે છે. મી. હેરીસનને મળવાથી જાણે ખરેખરી દુનીઆને મળતા હોઇએ તેમ લાગે છે. એક જલસામાંથી એ પાછા ફર્યા હતા અને ઝડપથી કપડાં બદલી એ મારી પાસે આવ્યા."

"તેણે કહ્યું કે મારી સર્વ શક્તિઓ, અને જેમની તેમ રહેલી લાગે છે. આંખ, કાન, હાથ અને પગ હમેશ પ્રમાણે પોતાનાં કાર્યો કર્યા જાય છે. ચશ્માં વિના હું વાંચી શકું છું. પુરતી રીતે સાંભળી શકું છું. દિવસ દરમીઆન બે કે ત્રણ માઇલ ચાલવાની મને ટેવ છે. અને રાત્રે આઠ કલાકની નિદ્રા લેવી પડે છે. આગળની માફક જ કુદરત, કળા, સમાજ અને પુસ્તકોમાં હું રસ લઇ શકું છું. મને વૃદ્ધાવસ્થામાં કાંઇ દોષ માલુમ પડતો નથી. એંશી વર્ષો સુધીમાં બની ગયેલા બનાવો મને યાદ છે"

આ ઉપરથી કાંઇ સમજાય છે?—

જુના જમાનાનો, "ક્રિયરબ પાઘડી" ની સાથનો, અંધકાર યુગના કોઇક ખુણામાં પડેલા શાસ્ત્રીનો ચેલો, યુનીવરસીટીની કેળવણીને નામોશી લગાડનાર, અને વીસમી સદીમાં માનસિક વિકાસનું સ્વરૂપ પણ ન જોનાર, "મસ્ત" આ પછી સુંદરીસુબોધ વાંચતી બહેનો તથા ભાઇઓને પુછે કે આ વીસમી સદીના નેવુએ ચડેલા પાશ્ચિમાત્ય સાક્ષર શ્રીયુત ફ્રેડરીક હેરીસનને તમે શું કહેશો? પશ્ચિમના ફિરંગી પગરખાંમાં પગ ઘાલી ચાલનાર ઓ મારી બહેનો અને ભાઇઓ! આ નજર આગળ તરતી ફ્રેડરીક હેરીસન જેવા વિદ્વાનની સલાહ પણ તમે માન્ય કરશો કે કેમ?

# સારનાથની પુરાણુ કથા.

( ઇંગ્રેજી ઉપરથી– )*

લેખકઃ એક વાંચનાર.

હમણાં કેટલાક સમયથી હિન્દી સરકાર પુરાણકાળના ઇતિહાસપ્રસિદ્ધ ખંડેરોના શોધખોળ તરફ વધારે લક્ષ આપતા જણાય છે. આનું પરિણામ બહુ સારૂં આવ્યું છે. શીલાલેખ, સિક્કા, પ્રાચીન વસ્તુઓ તથા જૂની કારીગરીના નમૂના વગેરે ઘણી ઉપયોગી ચીજો ત્હેવાં સ્થળોમાંથી હાથ લાગી છે. આ વસ્તુઓ ખંડેરોમાં દટાયલી જ જો પડી રહી હોત, તો વખત જતાં તે નાશ પામ્યા વિના પણ રહેત નહિં, એ નક્કિ છે.

સારનાથનું પવિત્ર ક્ષેત્ર ભગવાન શ્રી બુદ્ધદેવના સમયની સાથે અનેક રીતે સંબન્ધ રાખે છે. બૌદ્ધધર્મની પુણ્યભૂમિ પણ તે મનાતું આવ્યું છે. આ પુરાણપ્રસિદ્ધ ધામના ખંડેરોમાં ખોદકામ થયાથી ઘણી જાણવા યોગ્ય અને ઉપયોગી ચીજો મળી આવી છે. આ સ્થાન બહુ કાળ સુધી તદન અજ્ઞાત જ રહ્યું હતું. પણ ૧૭૯૪ માં કાશીના મહારાજ ચેતસિંહના દિવાન જગતસિંહના મજૂરોને, તેઓ અહિંથી જૂની ઈંટો ખોદીને લઇ જતા હતા ત્હેવામાં, અચાનક એક મ્હોટો પુરાતન કાળમાં દટાઈ ગયેલો ખજાનાનો ઓરડો દેખાયો। આ પછી છૂટક છૂટક અને અનિશ્ચિત રીતે પણ શોધખોળ માટે ખોદકામ તો ચાલુ જ રહેલું, પરન્તુ પાછળથી પ્રાચીનતત્વના શાસ્ત્રીઓ તથા પુરાણ બાંધકામની સાચવણી ખાતાના અધિકારીઓ તરફથી આ સ્થળમાં કેટલોક વખત બહુ સારૂં કામ કરવામાં આવ્યું હતું. જો કે હાલમાં સારનાથમાં ખાસ કામ ચાલતું જણાતું નથી, તથાપિ અહિં હાથ લાગેલી વસ્તુઓનું એક સંગ્રહસ્થાન બાંધવામાં આવ્યું છે, તે જોવા લાયક છે. હિન્દુસ્થાનના મધ્ય પ્રાચીન કાળના ઇતિહાસ તેમજ બૌદ્ધ ધર્મની તવારીખ અને દંતકથાઓની દૃષ્ટિએ આ સ્થળ અસાધારણ મહત્વનું છે; કારણ કે ભગવાન શ્રી બુદ્ધદેવે પોતાના બે જન્મમાં અહિં નિવાસ કરીને ત્હેને પાવન કર્યું હતું.

સારનાથનું સ્થળ કાશીથી થોડા માઇલ ઉપર છે. તેથી કાશી જનાર યાત્રાળુને ત્યાં જઈ આવવામાં બહુ શ્રમ પડે તેમ નથી. ઘણા કાળ ઉપર આ સઘળો પ્રદેશ મૃગવન ( Deer Park ) તરીકે જાણીતો હતો. આને લગતી એક દંતકથા બૌદ્ધ જાતકમાળામાં આપી છે તે એવી છે કે અહિંના મૃગ ( હરણ ) ના રાજાને ઘેર શ્રી બુદ્ધદેવે જન્મ લીધો હતો. કાશી નગરી આ સ્થળની બહુ જ પાસે હોવાથી, ત્યાંનો રાજા બ્રહ્મદત્ત અહિં, ઘણીવાર મૃગયા ( શિકાર ) રમવા આવતો અને સંખ્યાબંધ હરણનો નાશ કરતો. આ ઉપરથી મૃગરૂપે અવતરેલા બુદ્ધદેવે ત્હેને તેમ ન કરવા બહુ સમજાવ્યો. પણ તે વાત ત્હેણે માની નહિં, ત્યારે ભગવાને ત્હેને દરરોજ એકું હરણ આપવાનું કબૂલ કર્યું. હવે આ વખતે એ બાગમાં હરણના બે ટોળાં હતાં, તેથી બીજા ટોળાના રાજાને પણ

* સારનાથની નજરે જોયેલી હકીકત એક બ્હેને લખી છે. આ લેખમાં આપેલી વધારાની માહિતી પુસ્તકોમાંથી લીધેલી છે.

ત્હેમણે સમજાવીને તે બંને ટોળામાંથી વારાફરતી એકેકું હરણ કાશીપતિને ભેટ આપવું, એમ નક્કિ કર્યું. આથી નિત્ય એકેક હરણ તો મૃત્યુ પામતું પરન્તુ બીજાં સઘળાં મૃગોને શાન્તિ મળતી.

એક દિવસ એમ બન્યુ કે બીજા ટોળામાંની એક હરણી ગર્ભવતી હતી, ત્હેનો મરવાનો વારો આવ્યો. ત્હેણે પોતાના રાજાજીને પોતાનો જીવ થોડો સમય બચાવી લેવા પ્રાર્થના કરી. ત્હેની દલીલ એમ હતી કે પોતાના મરણથી એકને બદલે બે જીવનો નાશ થતો હતો. પરન્તુ તે વાત તરફ રાજાએ બિલકુલ લક્ષ આપ્યું નહિં. તે ઉપરથી એ બુદ્ધદેવની પાસે આવી અને સઘળી દયાજનક હકીકત ત્હેમને વિદિત કરી. ભગવાને ત્હેને આશ્વાસન આપીને કહ્યું. "બ્હેન, તું કાંઇ ફિકર કરતી નહિં. હું ત્હારે બદલે કાશી મહારાજને ઘેર જાઇશ." આ પછી ત્હેમણે રાજમન્દિરમાં જઇને રસોઇઆ આગળ પોતાનું મસ્તક ધર્યું. હવે, રસોઇયો જાણતો હતો કે બંને ટોળાંના સરદારોનો જીવ બચાવવાની બ્રહ્મદત્ત રાજાની આજ્ઞા હતી. તેથી ત્હેણે સોનેરી શીંગડાં અને ઝળકતા રૂપેરી ખરીવાળા આ મૃગોના રાજાને ઓળખ્યો અને તરત જ પોતાના મહારાજાને જઇને તે વાત ત્હેણે જાહેર કરી. આ ઉપરથી રાજાએ બુદ્ધ ભગવાન પાસે આવીને પૂછ્યું.

"ઓ મૃગોના સરદાર! ત્હને તો, ભાઈ, મ્હેં જિંદગી પર્યન્ત માફી આપેલી છે; છતાં તું અહિં મરવાને કેમ આવ્યો છે?" આ પ્રશ્ન સાંભળીને ભગવાને ત્હેને બનેલી સઘળી વાત જણાવી. આથી કાશીપતિ બહુ આશ્ચર્ય પામી બોલ્યોઃ "ભાઇ! તું હવે ઉભો થા. ત્હારી અને એ હરણીની જિંદગી લેવામાં આવશે નહિં." પરન્તુ તે મૃગના રાજાને આટલાથી સન્તોષ વળે એમ ન હતું. ત્હેણે કહ્યું "પણ, મહારાજ! અમે બે સહીસલામત થવાથી શું વળ્યું?—બીજાં બધાં મૃગોની દશા તો એવીને એવીજ રહેવાની ને?

મહારાજ બ્રહ્મદત્તને આ સાંભળીને સમજાયું કે હું મનુષ્યના રૂપમાં પણ હજી પશુ જ છું અને આ મૃગ છે છતાં મનુષ્યો કરતાં પણ ઉત્તમ છે! આવું જ્ઞાન થતાંજ ત્હેણે સઘળાં પશુઓનો વધ બંધ કરી દીધો અને તે આખું ઉપવન હરણોના રહેઠાણ તરીકે ત્હેમને આપી દીધું. આ વખતે શ્રી બુદ્ધદેવે, ન્યાય અને દયા વિશે બહુ હૃદયસ્પર્શી ઉપદેશ કર્યો, હતો.

આ પછી એમણે મૃગોના રાજા તરીકે મનુષ્યો અને હરણોની વચ્ચે એક કરાર કરાવીને ઠરાવ્યું કે જ્યાં સુધી ખેતરની આસપાસ પાંદડાંની વાડ હોય, ત્યાં સુધી ત્હેમાં મૃગોએ પેસવુ નહિં; અને આ શરત હરણો પાળવા લાગ્યાં હતાં. એમ કહેવાય છે કે એ પ્રદેશમાં ખેતરોની આસપાસ પાંદડાંની વાડો કરવાનો રિવાજ તે વખતથી શરૂ થયો.

બુદ્ધ ભગવાને પોતાના બીજા જન્મમાં આ હકીકત જણાવતાં, પેલા બીજા ટોળાનો સરદાર દેવદત્ત (જેણે પાછળથી પોતાની વિરુદ્ધ મ્હોટો મતભેદ ઉભો કરીને બૌદ્ધ ધર્મના અનુયાયીઓમાં તડ પાડયું હતું તે—) હતો, પેલી હરણી અને ત્હેનું બચ્ચું તે કુમાર કશ્યપ તથા ત્હેમનાં માતા હતાં, અને કાશીપતિ તે આનન્દ (પોતાનો એક મુખ્ય શિ-

ષ્ય) હતો; એમ કહ્યું હતું: અને સાથે એમ પણ સ્વીકાર્યું હતું કે પ્હેલા રાજાનો રાજ તો દૂજો હતો.

[આ જાતક કથાનાં ત્રણ ચિત્રોનું એક સુન્દર આલેખન બારહુતના સ્તૂપમાંથી મળી આવ્યું છે.]

આ જ મૃગવનમાં શ્રી બુદ્ધદેવે માનવદેહ ધારણ કર્યા પછી, થયેલા ત્હેમના પાંચ શિષ્યોએ રહેઠાણ કર્યું હતું. એટલે બૌદ્ધ ધર્મીઓમાં એ સ્થળ બહુ જાણીતું હોય એમાં કાંઇ નવાઇ જેવું નથી. પરન્તુ ત્હેને લગતી વિશેષ માહિતી પ્રાપ્ત થઇ શકી નથી. પાંચમા સૈકા પ્હેલાંની જે હકીકત મળી આવી છે, તે ફક્ત ખોદકામમાંથી મળી આવેલી વસ્તુઓને આધારે છે. તે પછીના સમયમાં આ ધામમાં કેટલાક ચીના યાત્રાળુઓ આવી ગયેલા, ત્હેમણે વિસ્તારથી જે હકીકત આપી છે, ત્હેમાં એવી પણ બાબતો છે, જે બહુ મહત્વની અને ઉપયોગી છતાં, આપણા તે વિશેના ટૂંકા જ્ઞાનને લીધે, ત્હેની ખાત્રી કરી શકાય તેમ નથી. સાતમા સૈકામાં અહિં જે શહેર હતું ત્હેનું પ્રખ્યાત ચીના પ્રવાસી હુએનત્સંગે આપેલું વર્ણન ઘણું જ કીંમતી છે. "નગરના આઠ વિભાગ છે અને આસપાસ મ્હોટો કોટ છે. મિનારાના માળ તથા છજાં પણ બહુ સારી કારીગરી દર્શાવે છે. અહિંના મઠમાં ૧૫૦૦ સાધુઓ છે, તેઓ સમ્મતીય મત અનુસાર હીનાયાનનો અભ્યાસ કરે છે. એક મ્હોટી દિવાલવાળો વિહાર છે, તે આશરે ૨૦૦૦ ફુટ ઉંચો છે; ત્હેના છાપરા ઉપર આમ્ર (આંબાના) ફળની સુવર્ણ આકૃતિ છે. આ મકાનના પાયા અને સીડીઓ પત્થરનાં છે, પણ ત્હેમાં મિનારા વગેરે કામ ઇંટનું બાંધેલું પણ છે. મિનારાની ચારે બાજુએ એક સો ગોખ (ગોખલા) છે, જે દરેકમાં શ્રી બુદ્ધ ભગવાનની સોનાની મૂર્તિ છે. વિહારની મધ્યમાં શ્રી બુદ્ધની જે મૂર્તિ છે, તે ત્રાંબાની છે તે માણસના જેવડી મ્હોટી છે અને ત્હેમાં ભગવાન ધર્મનું ચક્ર ફેરવતા હોય એવો દેખાવ છે. વિહારના નૈઋત્ય ખૂણામાં મહારાજ અશોકે બાંધેલો એક પત્થરનો સ્તૂપ છે, તે હાલ જો કે પડી ગયો છે, છતાં ત્હેની સોએક ફુટ દિવાલ હજુ ઉંચી છે. આની આગળ સીત્તેરેક ફુટ ઉંચો એક પત્થરનો સ્થંભ છે. આ પત્થર ઘણો પ્રકાશિત અને આકર્ષક છે. સૂર્ય અને ચન્દ્રનું તેજ ત્હેના ઉપર પડવાથી બહુ મનોહર દેખાવ થાય છે. અહિં જેઓ શ્રદ્ધાપૂર્વક પ્રાર્થના કરે છે, તેઓને પોતાના ભવિષ્યના સારાં અથવા માઠાં (જેમ બનવાનું હોય તેવાં) ચિહ્ન દેખાય છે. ભગવાન તથાગત (બુદ્ધદેવ)ને આ સ્થળે જ પૂર્ણજ્ઞાન પ્રાપ્ત થયું હતું અને અહિં જ ત્હેમણે ધર્મનું ચક્ર ફેરવવાનું શરૂ કર્યું હતું."

હાલ તો મુસાફરની દૃષ્ટિને જે વસ્તુ પ્રથમ આકર્ષે છે, તે એક મ્હોટો સ્તૂપ (અથવા ટેકરીના આકારનું બાંધકામ) છે, જેને ધમ્મેખ કહે છે અને તે અહિં આવેલા એક જૈન દેવાલયની ઇશાનમાં છે. આ સ્તૂપનો નીચેનો ભાગ પત્થરનો બાંધેલો છે અને તે ૧૪૩ ફુટ ઉંચો છે. નીચલા ભાગમાં સંખ્યાબંધ ગોખ છે, જેમાં પ્રથમ બુદ્ધ ભગવાનની મૂર્તિઓ મુકેલી હશે, એમ લાગે છે. આ બાંધકામમાં ઘણી સુન્દર કારીગરી જોવામાં આવે છે અને જેને લીધે ડા. ફર્ગ્યુસન અગિયારમા સૈકા લગભગમાં તે બંધાયો હોવો જોઇએ

એમ માનતો હતો.' તે અભિપ્રાયમાં ત્હેની ભૂલ હતી એ હવે સ્પષ્ટ રીતે સમજાયું છે અને તે ગુપ્ત રાજાઓના વખતમાં બંધાયેલ એમ સિદ્ધ સ્વીકારે છે. અશોક સ્થંભ પણ જોવા લાયક છે. ત્હેનો કેટલોક ભાગ દટાઇ ગયા છતાં હજી જમીન ઉપરથી સોળ સત્તર ફુટ ઉંચો છે. એમ લાગે છે કે એ પ્રથમ સત્યાશી ફુટ ઉંચો હશે ત્હેના પત્થર ઉપરની સફાઇ હજી પણ જોવાને ત્હેવી જ છે. આ સ્થંભ ઉપરનું ચાર સિંહની આકૃતિનું શિખર, જેને હાલ સંગ્રહસ્થાનમાં રાખવામાં આવ્યું છે, ત્હેની કારીગરી તો ખરેખર ચમત્કારિક જ લાગે છે. ખાસ એટલા માટે કે એવા પ્રાચીનકાળમાં હિન્દી શિલ્પીઓ જે ઉત્તમ કામ કરી શકતા, ત્હેનો એ ઉત્તમ નમૂનો છે. તે સાત ફુટ ઉંચું છે અને ઇરાની પદ્ધતી આકૃતિનું છે ત્હેના ઉપર ચાર સિંહ એક બીજાને પીઠ લગાવીને ઉભા છે. આ સિંહોના પગ નીચે આવેલા પત્થર ઉપર પણ ચક્રો અને પ્રાણીઓની આકૃતિઓ છે. અશ્વ, સિંહ, હાથી અને નન્દી આમાંથી ઘોડાની આકૃતિ તો બહુ આબેહૂબ છે. આ સ્થંભ મહારાજ અશોક પ્રિયદર્શીએ બંધાવ્યો હતો અને ત્હેની નીચે જે આજ્ઞાપત્ર કોતર્યું છે, ત્હેમાં જ જણાવવામાં આવ્યું છે કે જે સાધુ અથવા સાધ્વી સંઘમાં તકરાર ઉભી કરે, ત્હેને સફેત કપડાં પ્હેરાવીને વિહારની બ્હાર રાખવા (અર્થાત્–સાધુપણામાંથી દૂર કરવાં.) .

---

## જુવાની જાળવવાના ઉપાયો:

૧. પતિ પ્રેમથી જુવાની જળવાઇ રહે છે.
૨. બાળકોના ઉપરના પ્રેમથી જુવાની જળવાઇ રહે છે.
૩ સાચી ભક્તિ જુવાનીને જાળવી રાખે છે
૪. પરમાર્થનાં કામો કરવાથી જુવાની જળવાયલી રહે છે.
૫ શરીર તથા મન અને રોગનો સંબન્ધ સમજવાથી જુવાની જળવાઇ રહે છે
૬. ઉદ્યોગી જીવન ગાળવાથી જુવાની હું જાળવી શકું છું.
૭. સારી રીતે કસરત કરવાથી જુવાની જળવાય છે.
૮. સૌન્દર્ય જાળવવાના ઉપાયથી જુવાની જળવાય છે
૯. કુદરતી નિયમો પ્રમાણે ચાલવાથી જુવાની જળવાઇ રહે છે.
૧૦. યોગની ક્રિયાઓ કરવાથી હું જુવાની જાળવી શકું છું.
૧૧. સાદી પરંતુ દવાઓની મદદથી હું જુવાની જાળવી શકું છું,
૧૨. ઔષધિક ખોરાકથી જુવાની જળવાઇ રહે છે.

–અમૃતલાલ પઢિયાર કૃત–
"જુવાની જાળવવાના ઉપાયો."

## સ્ત્રી–સામ્રાજ્ય.

# સરલ હૃદયી સરલા.

લેખકઃ બ્હેન "સૌ. ઉષા."

મ્હારૂં નામ સરલા. મ્હારે કહેવું ઘટે નહી પણ નામ પ્રમાણે મ્હારૂં હૃદય પણ સરલ જ છે. અત્યારે મ્હારી ઉંમર સોળ વરસની છે. છતાં હું લોકો કહે છે તેમ કુડ કપટ જાણુતી નથી. તેથી જ હું ખરેખર સરલા છુ. હું ત્રણુ વરસની હતી ત્યારે મ્હારી માતા આ લોક તજી પરલોક વાસી થઇ; આ વાતની મ્હને ક્યાં લગી ખબર ન હતી પણ હવે હું સમજું છુ અને માની ખોટ પણ જોઉં છું. મ્હારા પિતા ઓગણીસ વર્ષના અને માતા પંદર વર્ષની હતી ત્યારે ત્હેમનાં લગ્ન થયાં હતાં. પછી એક વર્ષ બાદ મારી માતા સાસરે આવેલી.

મ્હારા દાદા એક મ્હોટા વહેપારી હતા અને મ્હારા પિતાને ફક્ત એક ભાઇ સિવાય કોઇ પામેનું સગું ન હતું. મ્હારા કાકા એમ. એ, એલ. એલ. બી. પાસ થઇ વકીલાત કરતા હતા અને મ્હારા દાદાની હયાતીમાં જ તે જુદા રહેતા હતા. મ્હારા પિતા મ્હારા દાદાનો જ ધંધો કરતા હતા અને તેમાં સારૂં કમાતા હતા. આથી કોઇ વાતની ખોટ ન હતી. મ્હારાં કાકીને એક પાંચ વરસનો દીકરો ને ત્રણ દીવસની દીકરી હતી. આ દરમ્યાન મ્હારી માતાને કંઇ સંતાન ના હોવાથી તેને આપણા હિંદુ સંસારની માન્યતા પ્રમાણે વાંઝણીની ઉપમા અપાઇ હતી. મ્હારી માતા સાધારણ કુટુંબમાં ઉછરેલી હોવાથી બધી વાતની તેને આવડત હતી. લોકો બોલતાં તેની સામુ કદી પણ તે જોતી નહીં. અઢાર વર્ષની ઉમરે મ્હારો જન્મ થયો. મ્હારી કાકી સ્વભાવે ભોળાં પણ કડક હતાં, તેથી કોઇ વાર ખોટા કજીઆ પણ કરતાં અને તેથી જ મ્હારા દાદા છતાં તે જુદાં થયેલાં. પણ આ મારાં ઘરની સામે જ તે રહેતાં. આટલો પૈસો છતાં મ્હારી માતા રસોઇ પોતાને હાથે જ બનાવતી. પૈસાદાર લોકોની માફક તેને ડોળ કરવાની ટેવ ન હતી. મ્હારા જન્મ પછી ત્હેનું શરીર નંખાતું આવ્યું અને મને ત્રીજું વરસ બેસતાં તે સ્વર્ગવાસી થઇ. હું તે વખતે કેવળ અજ્ઞાન હોવાથી કંઇ સમજી શકી ન હતી મને ઉછેરવાને લક્ષ્મી કરી એક રાજપૂતાણીને રાખી હતી, તેને મારા પર ઘણી માયા હતી. પછી મ્હારા દાદા વીગેરેના આગ્રહને લીધે અને ઘરમાં અડચણને લીધે મ્હારા પિતાએ ફરીથી લગ્ન કીધું મ્હારાં નવાં માતુશ્રીની ઉમર સોળ વરસની હતી અને હાલનાં જમાનાના રિવાજ પ્રમાણે તેમણે ચાર ચોપડી સુધી ઇંગ્રેજી અભ્યાસ કીધો હતો. બધી ફેશન તેમનાથી જાણીતી હતી આવતાંની સાથે જ તેમણે દરેક જણુ પર રોફ બેસાડી દીધો અને મ્હારા રાંક સ્વભાવને લીધે મને તો છેક જ દબાવી દીધી।

મ્હારી ઉંમર હજી પુરાં પાંચ વર્ષની પણ ન્હોતી. મ્હારા દાદા આ પછી ફક્ત ૭ માસમાં ગુજરી ગયા. મ્હારા પિતાને હજી મ્હારી માતા વીસરાઇ નહોતી. મને એકલી રમતી જોઇ તે કોઇ વાર રડતા તેમને મારા પર ઘણી પ્રીતિ હતી, એમ મ્હને

લક્ષ્મી ઘણું ખરૂં કહેતી. ફક્ત દાદાની ઇચ્છાને માન આપી તેમણે ફરી લગ્ન કીધું હતું. વેહેપારને લીધે તે બીલકુલ ઘરમાં ધ્યાન આપી શકતા નહી. આથી ઘરમાં કંઇ જે થતું તેનો રીપોર્ટ (અહેવાલ) મારી નવી માતા આપતાં, છતાં તે ખાસ ધ્યાન આપતા નહી. મ્હારા કાકા અમારી સામેના જ ઘરમાં રહેતા હતા. તેમને ત્યાં મારાં કાકી, તેમનો છોકરો, ને છોકરી હતાં અને તે સિવાય મ્હારી કાકીની બ્હેનનો મા બાપ વિનાનો છોકરો પ્રભાકર રહેતો હતો. હું ન્હાની હતી અને અમે બધાં લગભગ બરોબરીઆં હોવાથી, અમારી ચારેની ટોળીમાં ઠીક બનાવ હતો. મ્હારા પિતાનું નામ નલીનકુમાર અને માતાનું નામ વીરમતી હતું

વીરમતી પેહેલાં તો મને જુઠાં લાડ કરતાં પણ પાછળથી તો મ્હને ઘણી ધાકમાં રાખતાં મ્હારા પિતાને મ્હોટે મારો ખોટો વાંક કહાડી ફરીઆદ કરતાં; પણ તે વાત હું સાંભળતી છતાં ખુલાસો કરતી નહી મને નીશાળે મુકી હતી અને મારો અભ્યાસ બરોબર ચાલતો હતો છતાં હું તેમને બુઠ્ઠા મગજની લાગતી હતી. મ્હારા પર તે ગુસ્સો કરતાં છતાં તે મ્હને બહુ વહાલાં લાગતાં અને તેમના પર મ્હને ગુસ્સો થતો નહી. લક્ષ્મી મને વારવાર કહેતી કે "સરલા, તું ખરેખર સરલ હૃદયની છે. તું કંઇ સમજતી નથી, એમાં જ તારૂં ભલું છે, તને તારી માતા આટલે વખતે, બેન, ક્યાંથી સાંભરે ? તે કેવી ભલી બાઇ હતાં !" આમ કહી તે કોઇ વાર રડતી પણ હતી. મારાં કાકી ભીજાજી હતાં પણ મારા પર બહુ જ માયા રાખતાં તેથી મને વારંવાર પોતાને ત્યાં જમવા બોલાવતાં. આ વાત વીરમતી બેનને ના પરવડે. છતાં તેમની આગળ તે બોલી શકતાં નહી અને તેથી મ્હને જવા દેતાં. પણ ઘેર પાછી આવ્યા પછી ધમકાવતાં. કોઈ વાર હું બહુ રડતી તે પ્રભાકર બારીમાં બેસી જોતો અને દયા ખાતો. હું આઠ વરસની અને પ્રભાકર તેર વરસનો હતો. હમે સાથે રમતાં અને વાતો કરતાં હું તેની પાસે કાંઇક શીખતી પણ ખરી. કોઇ વાર તો તે મને બનાવતો! પછી હસીને કહેતો કે ખરેખર, સરલા ! તું બહુ સરલ છે! આમ મારા કાકાનો છોકરો જયકર પણ કહેતો. ફક્ત ત્હેની બેહેન પ્રમીલા મારી કદી મશ્કરી કરતી નહી મ્હારાં કાકા કાકી બન્ને લક્ષ્મીથી અમારા ઘરની બધી વાત સાંભળતાં અને જીવ બાળતાં પણ કંઈ બોલી શકતાં નહી.

દીવસે દીવસે હું મ્હોટી થતી ચાલી, તેમ તેમ મને ભાન થતું ગયું કે હું નમાઇ છુ. જો માતા હોત તો ઘણું સુખ મળત પિતા વેહેપારમાં જ રોકાઇ રહેતા અને એક નવો ભાઇ આવ્યો હતો તે ઘણો કજીયાખોર અને તોફાની હતો, તેને રાખવાનું કામ મારે માથે હતું. આટલા નોકર છતાં મારે રાખવાનું કારણ કે "નિશાળેથી આવ્યા પછી હોળીયા કુદાવ્યા કરે, એ છોકરીની જાતને ઠીક નહી", એવો વીરમતી બ્હેનનો અભીપ્રાય હતો. આથી મારે તેને રાખવાની ફરજ હતી લક્ષ્મીને ગુજરી જવાને હવે એક વરસ થયું હતું અને મારાં કાકા તથા પિતાને કંઈ બોલાચાલી થવાને લીધે જવા આવવા સબંધી પણ અમને ખાસ બંધી થઇ હતી વીરમતી બેનને આથી ભાવતું હતું ને વૈદે કહ્યા જેવું થયું હતું. આથી મારી કોઇ પણ વાત હું કોઇને કહી શકતી નહી. બહુ થતું તો હું રસોડામાં જઇને એમની વીરમતી બ્હેનના આવ્યા પછી અમારે ત્યાં રસોઇઓ રાખ્યો હતો તે ઉમરે વૃદ્ધ

પણ-રસોઈ ઘણી સારી કરતો અને મને શીખવતો પણ ખરો. દરેક જણ મારા પર માયા રાખતાં. પણ વીરમતી બ્હેનની ધાકે કંઇ બોલતાં નહી. હું એક દિવસ તે પ્રમાણે મારા ન્હાના ભાઇને લઇ હું રસોડામાં બેઠી હતી, એટલામાં મહારાજ પાણી લેવા ગયા. આ વખતે મ્હેં જમવાનું વસ્ત્ર પેહેરેલુ હોવાથી હું રોટલી કરવા બેઠી અને ન્હાના ભાઇને રમવાનું આપી સામો બેસાડયો. થોડીવારમાં મહારાજ પાછા આવી સામા ઉભા રહી મને શીખવતા હતા, એટલામાં ન્હાનાભાઇને ઓચીંતો મચ્છર કરડવાથી તે એકદમ રડયો. તે રડયો, તેજ વખતે વીરમતી બ્હેનનું માળથી નીચે ઉતરવું-એમ બન્ને સાથે થયાં! તરત તેઓ રસોડામાં આવ્યાં અને મીજાજમાં છોકરાને લઈ બોલી ઉઠયાં: "કેમ, આવી રીતે છોકરાને રડાવે છે! ત્હારે કોઇ જગ્યાએ રસોઇ કરવા રહેવું છે! જરા પણ દરકાર રાખતી નથી! હું નથી બોલતી, માટે બહુ ફાટે છે! આજે તારી વાત છે." મ્હને એટલુ ખોટું લાગ્યુ કે નોકર તથા રસોઇઆ દેખતાં મ્હને હલકા બોલ કહ્યા, તેથી હું તરત ઉપર મારા ઓરડામાં જઇ ચુપ રહી. એને નલીનભાઇ આવી શું કહેશે! એ વિચારમાં બેઠી. થોડીવારમાં પિતાજી ઘેર આવ્યાં. કોણ જાણે વીરમતી બ્હેને શું કહ્યું હશે: પણ મ્હને બોલાવીને એમણે ખૂબ ધમકાવી. આથી મ્હને પણ બહુ ખોટું લાગ્યું. શું દુનીયામાં એક આમડી મરી જતાં તેના પર ઘણી પ્રીતિ રાખનાર પણ આવા બદલાઇ જતા હશે! આજે તે મેં પ્રત્યક્ષ અનુભવ્યું. થોડી વાર રહી હું પાછી ન્હાનાભાઇને લઇ આવી. ઉપલો બનાવ તેની ઉપરના મ્હારા વ્હાલને લીધે મ્હારા મનમાં ના રહ્યો.

આજે મને સોળમું વરસ બેઠું છે. મ્હારી વરસગાંઠ હોવાથી મ્હને સાધારણ આનંદ હતો. હું બાગમાં બેઠી હતી. સામેથી મેં પ્રભાકરને આવતા દીઠા ને હું સંકોચાઇ; શાથી તે હું જાણુતી નથી. તે આવી મારી પાસે બેઠા; કારણ કે અમે બાળપણના સાથી છીએ! મ્હારા કાકા તથા બાપ વચ્ચેનો ટંટો પતી ગયો હોવાથી, અમે પાછા જતા આવતા હતાં. પ્રભાકરે આવી મને વરસગાંઠની મુબારકબાદી આપી: પછી કંઇક વિચાર કરતો હોય તેમ બેઠો: થોડીવારે તે બોલ્યો:—"સરલા, તું મ્હારી સાથે લગ્ન કરવા ખુશી છે! તું મ્હારી થઇશ—" હું નીચું જોઇ રહી. મ્હેં જવાબ દીધો નહી. થોડીવારે તે બોલ્યો: "સરલા, હાલ તો હું મુંબઇ જાઉછું. બી. એ. ની પરીક્ષા આપી આવીને રીઝલ્ટ (પરિણામ) જણુાતાં હું નલીનભાઇ પાસે માગું કરાવીશ. હું નક્કી જ પાસ થઇશ, એમ હું ધારૂં છું. પછી આપણે મુંબઇ જઇ રહીશું. હું તને ખરેખર સુખી ને સ્વતંત્ર બનાવીશ." આટલું બોલી તે ચાલ્યો ગયો. આજે જ હું સમજી કે તે મ્હને બાળપણના સાથી તરીકે નહી પણ જુદી જ રીતે વ્હાલો છે.

મહિનો થઇ ગયો. આજે પ્રભાકરની પરીક્ષાનો રીઝલ્ટ હતો. હું બારીએ તારવાળાની રાહ જોઇ ઉભી હતી. આજે કંઇ સુઝ પડતી નથી. આખરે, તાર આવ્યો. પાસ થયાનું જાણી, મારા કાકીએ સહુનું મ્હોં ગળ્યું કરાવ્યું. નલીનભાઇ આવ્યા, પછી મારા કાકી મળવા આવ્યાં. દીકરીને મળવા તે કોઇ વાર આવતાં તેમ આજે આવ્યાં હશે, એમ વીરમતી બ્હેને જાણ્યું. ફકત આજે આવવાનું કારણ હું જ જાણુતી હતી. મારૂં હૃદય ધડકતું હતું. એ લોકોને સાંભળી તથા જોઇ શકું તેમ પાસેના ઓરડામાં હું બેઠી.

કાકી બોલ્યાં, "નલીનભાઈ, આજે પ્રભાકર પાસ થયો તે જાણ્યું કે ?" નલીનભાઈએ હા કહી અને બહુ ખુશી દર્શાવી. પછી કાકી બોલ્યાં "આજે તો હું દીયેરજી પાસે કંઈ માગવા આવી છું". નલીનભાઈ આ સાંભળીને હસ્યા ને બોલ્યાઃ "ભાભી, મારા ભાઈ શું ઓછું આપે છે !–છતાં માગશો તે આપીશ." કાકી તરત બોલી ઉઠયાં: "નલીનભાઈ, સરલાનો પ્રભાકર સાથે વિવાહ કરો." સહજ વિચાર કરીને મ્હારા પિતા બોલ્યાઃ "હા, ભાભી, તમે માંગો તે મારાથી કેમ ના કહેવાય !" આ વખતે વીરમતી વ્હેનનું મ્હોં જોવા જેવું થયું હતું ! છતાં બોલી ના શક્યાં. હવે થોડા વખતમાં લગ્નની ધમાલ ચાલી.

આજે અમે અમારા વાલકેશ્વર બંગલામાં રહેવા મુંબઈ ઉપડનાર છીએ. પ્રભાકરના બાપના ૫૦ હજાર અને મારા કન્યાદાનનાં ૫ હજાર મળી હાલ અમારી પાસે સારો પૈસો છે, તેથી હમે સુખમાં રહીશું. પ્રભાકરને રૂ. ૨૦૦ ના પગારની જગ્યા મળી હતી અને બહુ આગળ વધવાની પણ આશા હતી. તે મારા કરતાં એક દિવસ અગાડી ગયા હતા. હું આજે જયંદર સાથે આવી હતી. અમને આવેલા જોઈને આગળ આવીને તે બોલ્યા "સરલા, ત્હારા પહેલાં તો હું એક સારી સ્ત્રી લઈ પણ આવ્યો છું ! જો પેલી ઉભી !" આ સાંભળી મેં સામે નજર કરી ત્યાં સહેજ અંધારૂં હતું છતાં જરા કાંઈ દેખાતું હતું ત્હેમાં એક સ્ત્રી હતી. આ જોઈ મેં નિઃશ્વાસ નાંખ્યો ને વિચાર આવ્યોઃ "અરે, ત્યાં વેઠીને અહીં આવી તો અહીં પણ એમ જ !" જયંદર ગાડીવાળાને પૈસા આપવા ગયો હતો. હું અને પ્રભાકર એકલા જ હતા. આ જોઈ તે પ્રેમથી મને અંદર તેડી જઈ બોલ્યાઃ "અરે મારી સરસ હૃદયી સરલા ! તું ખરેખર સરલ જ છે.–જો આ કોણ છે ?" મેં શું જોયું ? ત્યાં મારી પોતાની જ મોટી છબી હતી. મને હસવું આવ્યું. પ્રભાકર જરા ખસ્યા અને મારી પાસે આવ્યા. હવે બસ. વધારે લખવું ઠીક નથી.

---

## મ્હારો નિશ્ચય.

લેખકઃ બ્હેન સુસતિ.

કરૂણા–સાગર ! અનાથોના બેલી !...મેં બહુ દુઃખો ખમ્યાં. અસહ્યને સહી લીધાં. અંધારી કાળરાત્રિમાં બહુ ઠોકરો ખાધી, બહુ ઉંડા–ઉજરડા પડયા, બહુ રક્તપાત થયો, બહુ નિર્દય માર ખમ્યો !

હે પ્રભુ !...તું સઘળા જીવનનું મુળ છે, અને તું સઘળું જગત બહારથી જુએ છે એટલું જ નહિ પણ વસ્તુઓના માંહેના તત્વ તથા પ્રાણીમાત્રના અંતઃકરણના વિચારને જાણે છે. માટે હે પ્રભુ ! ત્હારી કૃપાના ફળરૂપ–સુખના સૂર્યના ઉદયની પૂર્વે અરુણોદયના ઝાંખા મનોહર ગુલાબી પ્રકાશની હું રાહ જોઉં છું.

પ્રભુ ! હું અબળા છું, સાધનવિનાની છું, દરિદ્રી છું, અપમાનિત છું...પણ મારી પાસે અખૂટ આત્મબળ છે, એ હમણાં જ સમજાયું. દુઃખે મ્હારી ચેતના પ્રગટાવીઃ જગત ત્હેની આમળ નમશે. સમસ્ત પ્રશ્નોને આ બળથી જ મ્હારી એષતા સિદ્ધ કરી આપીશ.

# મીરેંડા.

( ઇંગ્રેજી ઉપરથી )

લેખકઃ એક બ્હેન.

ઇટાલી દેશની પાસે એક ટાપુ હતો. તે ટાપુમાં એક ગુફા હતી તે ગુફામાં એક માણસ રહેતો હતો. ત્હેનું નામ પ્રોસ્પેરો હતું. ત્હેને એક છોકરી હતી ત્હેનું નામ મીરેંડા હતું. તે જ્યારે નાની હતી, ત્યારે પોતાના બાપની સાથે ત્હેને આ ટાપુમાં લાવવામાં આવી હતી તેથી તે એ ટાપુને જ પોતાની જન્મભૂમી માનતી હતી એક દિવસ દરિયામાં તોફાન થયું આ જોઈ મીરેંડાએ એના બાપને કહ્યું કે જુવો, તોફાનથી પેલું વ્હાણ ઉંધું વળશે તો ત્હેમાંના બધા માણસો મરી જશે. પ્રોસ્પેરાએ જવાબ દીધો કે આ તોફાન મ્હેંજ કરાવ્યું છે અને તે કરાવવાનું એક કારણ છે મીરેંડાએ પૂછ્યું કે તે શું કારણ, તે મ્હને કહો

ત્યારે તેણે કહેવા માંડ્યું કે પહેલાં મીલાનના મુલકનો રાજા હતો મ્હારો એક ભાઇ છે, ત્હેનું નામ એન્ટોનીઓ છે હમારા બાપ જ્યારે મરી ગયા ત્યારે હું પંદર વરસનો હતો. હું જ્યારે મ્હારા રાજ્યની બહાર ફરવા જતો, તે વખતે મ્હારૂં મીલાન હું મ્હારા ભાઇ એન્ટોનીઓને સોંપીને જતો હતો અને હું જ્યારે પાછો આવતો ત્યારે હું મ્હારો વહીવટ પાછો લેતો. આ ઉપરથી મ્હારા ભાઈની દાનત બગડી અને પોતે જ રાજ્ય પચાવી પડવાનો નિશ્ચય કર્યો આથી ત્હેણે પાસે આવેલા નેપલ્સના મુલકનો રાજા કે જે મ્હારો કટ્ટો દુશ્મન હતો, ત્હેની મદદ માગી અને મ્હારા ઉપર ચડાઇ કરી ઉપરાંત તેમણે મ્હારો દેશ કબજે લઇને મ્હને દેશનિકાલ કરવાનો ઠરાવ કર્યો એક દિવસ ત્હેમણે આપણ બંનેને એક વ્હાણમાં બેસાડી, તે વ્હાણ દરિયામાં છુટું મુકી દીધું જે વ્હાણમાં આપણે હતાં, તે અહીંઆં આવ્યું અને આપણે અહીંઆં ઉતર્યાં અને ત્યાર પછી આપણે અત્યાર સુધી અહીંઆં જ રહ્યાં છીએ. એ લોકો તો એમ જ ધારતા હશે કે આપણે મરી ગયાં હઇશું પેલું જે વ્હાણ આવે છે, ત્હેમાં મ્હારો ભાઇ એન્ટોનીઓ તથા એનો મિત્ર-મ્હારો શત્રુ નેપલ્સનો રાજા છે, એમ મ્હને ખબર પડી એટલે મ્હેં આ તોફાન કરાવ્યું છે, કે જેથી ત્હેમને ત્હેમના કરેલા દુષ્ટ કામનું ફળ મળે. દરિયામાં ગમે તેટલું તોફાન થશે, તોપણ ત્હેનાથી ત્હેમને ઇજા ન થાય, એવું મ્હેં કરાવ્યું છે મ્હેં તો ત્હેમને માત્ર ગભરાવવાને ખાતર જ આ કર્યું છે".

આ પ્રમાણે વાત થતી હતી, એટલામાં પ્રોસ્પેરાનો સાથી (ત્હેને વશ થયેલો પરીજાદ*) ત્યાં આવ્યો આ જોઇને પ્રોસ્પેરોએ પુત્રીના માથા ઉપર પોતાની જાદુઇ લાકડી ફેરવી, અને ત્હેને સુવાડી દીધી. પછી પેલા દેવને પૂછ્યું કે ત્હમે શું કરી આવ્યા! તે મ્હને કહો. ત્હેણે જવાબ દીધો વ્હાણમાંથી સહીસલામત ઉતારી દરેક જણને જુદાં જુદાં રાખ્યાં છે. ત્હેમનામાં ત્રણ માણસો મુખ્ય છે એક ત્હમારો ભાઇ એન્ટોનીઓ, બીજો

* પરીનો પુત્ર દેવ અને માણસોની વચ્ચેની એક દેવતાઇ જાતિ તે ભૂત, પિશાચ વગેરેના જેવી મલિન કે પાપી નથી હોતી, એમ મનાય છે

ત્હમારો દુષ્મન રાજા, અને ત્રીજો ત્હેનો પુત્ર. પ્રોસ્પેરોએ પછી પેલા રાજકુવરને પોતાની પાસે મોકલવાને તે પરીજાદને ફરમાવ્યું જ્યારે રાજકુવર પ્રોસ્પેરો પાસે આવ્યો, ત્યારે ત્હેને પુછ્યું "ત્હમે કોણ છો? ક્યાંથી આવ્યા છો? અને ત્હમારૂં નામ શું?" ત્હેણે જવાબ દીધો કે હું રાજાનો કુંવર છું પ્રોસ્પેરોએ ત્હેને ઘણું જ સખત કામ સોંપ્યું અને કહ્યું કે એક દિવસમાં ત્હમારે આટલું કામ કરવું જ પડશે એના ગયા પછી, દરેક માણસ પ્રોસ્પેરોની પાસે આવી ગયો, અને દરેક જણને ત્હેણે જુદું જુદું અઘરૂં કામ સોંપ્યું

પ્રોસ્પેરો પોતાની ખટપટમાં રોકાયલો હતો, એવામાં મીરેંડા ફરતી ફરતી પેલો રાજકુવર કામ કરતો હતો ત્યાં ગઈ જ્યારે ત્હેણે એના શરીર પરથી પરસેવો નીતરતો દીઠો, અને એનું કોમળ શરીર તથા સુન્દર ચ્હેરો જોયો, ત્યારે તે ઘણી જ દીલગીર થઇ, અને ત્હેણે તે રાજકુવરને કહ્યું કે ત્હમે ઘણા થાકેલા જણાઓ છો, માટે જરા થાક ખાઓ, અને પછી કામ કરજો. ત્હેણે જવાબ દીધો કે હું જો થાક ખાઉં તો મ્હારૂં કામ ક્યારે પુરૂં કરૂં? અને કામ પુરૂં ન કરૂં તો ત્હમારા બાપ મ્હને શિક્ષા કરે માટે મ્હારે થાક નથી ખાવો.

આ સાંભળી મીરેંડાને ઘણી જ દયા આવી, તેથી તે ત્હેને મદદ કરવા લાગી રહીજ પડી એટલે મીરેંડાએ કહ્યું કે હવે હું જાઉં છું કારણ કે મ્હારા બાપને આવવાનો હવે વખત થયો છે. તેને ખબર ન્હોતી કે ત્હેમની વાતો પ્રોસ્પેરો બારણા પાછળ ઉભો રહી સાંભળતો હતો જ્યારે ત્હેણે આ બે જણ વચ્ચે આટલો બધો પ્રેમ જોયો, ત્યારે ત્હેણે મીરેંડાનું લગ્ન તે નેપલ્સના રાજકુંવરની સાથે કરવાનું નક્કિ કર્યું અને ત્હેણે પોતાની સઘળી હકીકત પોતાના શત્રુ રાજાને જણાવી આ સાંભળીને નેપલ્સનો રાજા ઘણો ખુશી થયો. હવે બધા મીલાન ગયા, અને ચોક્કસ કરેલા દિવસે બન્નેના લગ્ન કર્યા દુશ્મનાવટનો નાશ થયો, અને બધા સુખી થયાં અને રાજકુંવર તથા મીરેંડા,—તેઓએ ખાધું પીધું ને રાજ્ય કર્યું પણ પ્રોસ્પેરો તો પાછો પોતાના ટાપુમાં જ જઇને રહ્યો.

---

## બાળ ઉછેર.

લેખકઃ બ્હેન સૌ. "ચારૂ"

માતા અને પિતા એ આ સમસ્ત જગતનું આદિસ્થાન કહેવાય. માતા એ પાલક અને પિતા એ ઉત્પાદક શક્તિ છે. પુરૂષ અને પ્રકૃતિ,—એડમ અને ઈવા,—આદમ અને હવા, એ રૂપે આપણા તેમ જ ઇંગ્રેજ તથા મુસલમાનોના ધર્મગ્રંથોમાં પણ માતા અને પિતાને આદિ સ્થાન અપાયલું છે, પિતા ઉત્પાદક શક્તિ છતાં પણ ઘણે ભાગે બાળક સાથે તેનો ગાઢ સંબંધ રહેતો નથી પણ માતાનો પાલક શક્તિ તરીકે સંબંધ છેક છેવટ લગી રહે છે માતા એ સંપૂર્ણ સ્નેહનું સ્થાન પણ ગણાય છે મહાત્મા કેશવચંદ્રસેન અને રામકૃષ્ણ પરમહંસ જેવા સમર્થ વિદ્વાનો પણ પરમેશ્વરને "સ્નેહમયી માતા" રૂપે સંબોધતા હતા, એમ તેમનાં ભાષણો તથા પુસ્તકો વાંચ્યાથી સ્પષ્ટ સમજાય છે. માતાની ફરજો કેટલી ગંભીર છે તે વિશે એક નાગરીતા કવિની "જે પારણાની દોરી આવે, તેજ સારે રૈયતને" એ કવિતાના શબ્દો ઉપરથી સમજાય તેમ છે પણ આપણી કેટલીક માતાઓ પોતાની એ ફરજ કેટલી સમજે છે, તે જાણવું બહુ અઘરૂં છે

મારા અનુભવમાં એવું આવ્યું છે કે અભણ વર્ગમાં અતિશય ગરીબાઇને લીધે મહેનત કરવી પડતી હોવાથી બાળકો ન્હાનાં હોય છે તે વખતે અફીણ જેવી કેફી વસ્તુનો કેફ કરાવી તેને સુવાડી મુકી પોતાનું કામ કરે છે અને જરા મ્હોટાં થતાં રમતાં મુકી પોતાને કામે જાય છે. જ્યારે ભારતની ભાવિ આશારૂપ તે બાળક ધુળ મટોડીમાં રમી મ્હોટાં થાય છે અને જરા પુખ્ત થતાં કેળવણી તેમ જ માતાપિતાની યોગ્ય દેખરેખ વિના ખરાબ સોબતમાં ફસી, ચોરી જેવાં હલકાં અને પાપી કામો શીખે છે અને જરા સમજણ હોય છે તે વધારે મ્હોટાં થતાં એવાં કામો છોડી પોતાના માતપિતાના ધંધામાં ભળી ઘરમાળની માફક તેની તેજ મજુરી કરી, માતપિતાએ ગુજારેલી જીંદગીફરીથી તેવી જ પદ્ધતિથી પોતે ગુજારી જીવનયાત્રા પુરી કરે છે। સાધારણ કેળવાયલા ગણાતા વર્ગનું ચિત્ર પણ કાંઇ ઘણું આશાજનક તો નથી જ. અભણ વર્ગમાં જ્ઞાનને અભાવે, માતાને ગર્ભ રહે છે તેવા વખતમાં આહાર વિહારમાં સાવચેતી રાખી શકાતી નથી અને તેને લીધે ઘણીવાર બાળક રોગી, નિર્બળ અને ખોડવાળો જન્મે છે. આ ઉપરાંત સાધારણ વર્ગમાં પુરૂષ અને સ્ત્રી બંને સાધારણ કેળવણી પામેલા છતાં, પ્રેમને નામે આહાર વિહારમાં જોઇતી સાવચેતી રાખતાં નથી અને તેને પરિણામે અજ્ઞાન વર્ગના કરતાં પણ વધારે રોગી અને અશક્ત બાળકોને જન્મ આપે છે। કેમકે ગરીબ વર્ગમાં ગરીબાઇને લીધે પૈસાની તાણ પડવાથી ગર્ભવતી સ્ત્રી ઘરમાં બેસી ન રહેતાં, દળવું, પાણી ભરવું, ઘરમાં ઢોર હોય તો તેનાં છાણ વાસીદાં કરવાં, છાસ કરવી, એવાં કામો કરવાથી બાળક પેટમાં રહેલાંઇથી છુટું રહે છે ને વધી શકે છે તથા તે સ્ત્રીઓ પ્રસવ સમયે હેરાન પણ ઘણી થતી નથી. જ્યારે સાધારણ વર્ગમાં મુળ કામ થોડું હોય છે અને તેમાં બાળકની ગર્ભાવસ્થામાં તો લગભગ ઘણી સ્ત્રીઓ થોડું કામ કરવું પણ છોડી દે છે અને તેને લીધે તે હેરાન પણ વધારે થાય છે. અને બાળક પણ અશક્ત જ જન્મે છે અને તેથી ઘણાં બાળક મ્હોટાં થતાં પ્હેલાં મૃત્યુ શરણ થાય છે। આપણી હાલની ઘણી બ્હેનો નિર્બળતા અને નાજુકતામાં કાંઇ ફેર ગણતી નથી અને તેથી નિર્બળ થવું એ શોભા રૂપ જાણે છે। પરન્તુ નાજુકાઇ તો સ્ત્રીના ભૂષણ રૂપે વર્ણવાયલી પુસ્તકોમાં વાંચી છે; પરન્તુ નિર્બળતા તો આપણા દેશની પાયમાલી કરવાને જ આપણી સ્ત્રીઓના મગજમાં ને શરીરમાં ઘર કરી રહેલી જણાય છે।

આપણા હમણાના વખતમાં દરેક માતાનું કર્તવ્ય અને તો પોતાની કન્યાને સંપૂર્ણ મ્હોટી અને સશક્ત થવા દીધા પછી જ પરણાવવાનું લાગે છે. બાલક અને નાજુક છોકરીઓ ન્હાનપણમાં લગ્ન ન થવાથી સાસરાના સંતાપ, આહાર વિહારની અણસમજ, અને મનના દુઃખોને લીધે નિર્બળી બની જાય છે અને ન્હાની ઉમ્મરમાં જ અશક્ત બાળકની માતા થઇ. કયાં તો તે અશક્ત બાલક અને માતા બંને કે કયાં તો એકલું બાલક સ્વર્ગવાસ પામે છે, અને ઉપરાચાપરી સુવાવડોથી તે છોકરીની અશક્તિ પણ વધી જઇ આખરે તેય તેજ રસ્તે જાય છે, એવું ઘણીવાર જોવામાં આવ્યું છે। કેટલીકવાર એવું પણ જોવામાં આવે છે કે સંપૂર્ણ સશક્ત માતા પોતાના બાલકને પોતાનું શરીર ખરાબ થ-

વાની બ્હીક ધવાડતી નથી અને એવા દાખલાઓ ગામડાંને બદલે સુધરેલાં ગણાતાં શહેરોમાં ઘણા વધારે જોવામાં આવે છે. પૈસાદાર વર્ગમાં ઘણીવાર બાળકને ધાવને સ્વાધીન કરવામાં આવે છે, જ્યારે મધ્યમ વર્ગમાં ડબાના દુધનો કે વેચાતા દુધનો આશ્રય લેવામાં આવે છે! સાધારણ રીતે બન્ને રીત ખોટી છે. કેમકે ડબાંનાં દુધ ઘણીવાર બિગડેલાં હોવાથી બાળકને નુકશાન કરે છે અને વેચાતું આણેલું દુધ પાવાની શીશી અથવા પ્યાલો બરાબર સાફ ન થવાથી તેમ જ બાળકને વખતસર ન અપાવવાથી અજીર્ણ કે બીજા રોગો ઘણી વખત થયેલાં જોવામાં આવ્યા છે.

ધાવના ધાવણને લીધે આ રીતના રોગો થતા નથી, પણ એ ધાવ જો હલકી જાતની હોય તો બાળકની બુદ્ધિ પણ તેવી જ થવાનો સંભવ રહે છે અને તે વિશે એક દંતકથા સાંભળવામાં આવેલી આ સ્થળે ટાંકી લીધેલી અયોગ્ય ગણાશે નહી. એ દંતકથા એવી છે કે મેવાડના સૂર્યવંશી મહારાણા રાજસિંહ ઉપર મારવાડના મહારાજા જસવંતસીંહની ભત્રીજી વિમલાદેવીએ (તેનું લગ્ન મુસલમાન બાદશાહ ઔરંગજેબ સાથે તેના કાકાએ કરાવેલું હોવાથી અને બાદશાહ સાથે પરણવાની વિમલાદેવીની મરજી નહિ હોવાથી) પોતાના ગોર સાથે શરણ મળવાનો પત્ર મોકલાવ્યો. કાગળ વાંચતાં ક્ષત્રીય તરીકે અનાથ અબળાને શરણ આપવું, એ કર્તવ્ય હોવાથી તેમ જ બાદશાહ આખા હિંદનો શાહેનશાહ હોવાથી અને પોતે ન્હાના રાજ્યનો માલીક હોવાથી શી રીતે તેની ટક્કર ઝીલવી શકાશે, એવા વિચારમાં મહારાણા આવી પડયા. પણ ચારણ ચંદાવતના ઉત્સાહથી ભરેલાં વચનોથી તેમજ રાણા પ્રતાપના વંશની જન્મસિદ્ધ હિંમતથી, મહારાણાજી પ્રભુએ ધાર્યું હશે તે થશે એમ ધારી તે બાળાને શરણ આપ્યાનું ને વખતસર આવી લેવા આશ્વાસન ગોર સાથે કહેવડાવવાનો બંદોબસ્ત કરી તે અંતઃપુરમાં ગયા. અહીં રાજમાતાએ દરબારમાં વાર થવાનું કારણ પુછતાં બધી વીગત સમજાવી, તથા આ કારણનો વિચાર કરતાં વાર થઇ એમ મહારાણાએ કહ્યું. ત્યારે રાજમાતા બોલ્યાં કે ક્ષત્રીયકન્યા ક્ષત્રીય પુત્ર પાસે શરણ માગે ત્યારે રાણીજાયો તો વિચાર કરવા રહે જ નહી; પણ તું વિચાર કરવા રહ્યો તેનું કારણ હું તને કહું. તે તું સાંભળ. તું જ્યારે ધાવણો હતો ત્યારે હું એક વખત ન્હાવા બેઠી હતી અને તું ઘણો રડતો હોવાથી મારી દાસીએ તને ધવાડયો પણ મને તરત ખબર પડી તેથી મેં તને મીઠું ઉંચ કરી ઉલટી કરાવી ધાવણ કઢાવી નાખ્યું પણ આ ધાવણની આટલી અસર ત્હારા પેટમાં રહી ગઇ તેથી, એક ક્ષત્રીબાળાને શરણ આપતાં છતાં વિચાર કરવા રહ્યો! ઉપલા દાખલાથી હલકા ધાવણની હલકી અસર કેટલી ખરાબ થાય છે; તે જોવાનું છે અને તેથી મ્હારી સર્વ બ્હેનોને એજ વીનંતી છે કે દરેક બ્હેનોએ પોતાના બાળકને ધાવને ન સોંપતાં અને વેચાતા લાવેલા દુધ વીગેરેના ફાંદામાં ન પડતાં બને ત્યાં સુધી પોતે જ તેને ધવડાવવું અને તેમ કરાય તોજ સશક્ત તેમજ શુદ્ધ પ્રજા પ્રાપ્ત થશે અને હિંદુસ્થાનનું પણ ત્યારે જ કલ્યાણ થશે. આપણા જીવનનો આદર્શ બ્રહ્મચર્ય અને શુદ્ધતા હોય તો જ આપણું અને સાથે આપણી ભારત માતાનું કલ્યાણ થાય.

# સારનાથની યાત્રા.

( મળેલું. )

સારનાથ એ કાશીની નજદીકમાં આવેલું જોવા લાયક સ્થળ છે. તે હમારા બંગલાથી લગભગ પાંચેક માઇલ દૂર છે. હમે તા. ૧૬ મા નવેમ્બરની સ્હવારે આઠ વાગે મોટરમાં બેશીને સારનાથ જોવા જવાને નીકળ્યાં. ત્યાં હમે નવ વાગે પ્હોંચ્યાં. પહેલું હમે ખંડેરો જોવાનું શરૂ કર્યું. પ્હેલાં ખંડેરો જોઇને પછી મ્યુઝીયમ ( સંગ્રહસ્થાન ) જોઇએ તોજ તો ઠીક પડે છે.

**ખંડેરોઃ** સારનાથના મેદાનમાં જે ખંડેરો આવેલાં છે, તે શ્રી બુદ્ધ ભગવાનના વખતનાં છે. તે બધું જોતાં બુદ્ધના સમયનો જુનો ઇતિહાસ યાદ આવે છે. પ્રાચીન મકાનોના ખંડેરો પણ હાલ તો ઘણાં ખરાં ભાંગી ગયાં છે; તોપણ તેમાંથી ખોદતાં જે મળી આવ્યું છે તે મ્યુઝીયમમાં મૂકેલું છે. સારનાથમાં, બુદ્ધ જ્યારે રાજા હતા ત્યારે શિકાર કરવા આવતા હતા. ગયાજીમાં ઉપરમે વર્ષે હેમને જ્ઞાન થયું. તે પછી સારનાથમાં પોતાનો ધર્મ ફેલાવવા લોકોને હેમણે પહેલ વહેલો બોધ દીધો તે જગ્યા છે. ત્યાં હેમણે પોતાના શિષ્યોને માટે મઠ બાંધ્યા હશે પણ હાલ તો કંઇ નિશાની જણાતી નથી. બધું પડી ભાગ્યું—નાશ પામ્યું છે. એની સ્હામે એક મ્હોટો સ્તૂપ છે, એનું નામ ધમેખ સ્તૂપ. એવા ઘણા સ્તૂપ બંધાવ્યા હશે પણ હાલનો છેલ્લો સ્તૂપ જગતસીંગે બંધાવ્યો હતો. તે પછી વચમાં એક મ્હોટો અશોક સ્થંભ આગળ છે. મહારાજ અશોકે પોતાનો ધર્મ ફેલાવ્યો ત્યારે હેમણે તે ધર્મસ્થંભ ચણાવ્યો હતો. હાલ તો એમાંનું કંઇ જ આખું નથી.

હમે ખંડેરો જોયાં પછી મ્યુઝીયમ જોવા ગયાં.

**મ્યુઝીયમઃ** મ્યુઝીયમમાં પેસતાં એના ઓટલા ઉપર પત્થરની બુદ્ધની મૂર્તિઓ ગોઠવેલી છે. તે પછી વચલા હૉલ (ઓરડા) માં પેસતાં સ્હામે પત્થરની બુદ્ધની એક ભવ્ય મૂર્તિ છે. લોકોને જ્યારે તે બોધ આપતા હતા ત્યારે તે વખતની છે. તે એક જ પત્થરમાંથી કોતરી કાઢેલી છે. બુદ્ધની મૂર્તિના પગ તળે લેખ લખેલો છે અને હેની આસપાસ બુદ્ધની ન્હાની ન્હાની મૂર્તિઓ છે. ત્યાં ભવ્ય મૂર્તિના ઉપર એક મ્હોટું પત્થરનું કોતરણીવાળું છત્ર છે. તે પછી જોડે અશોક સ્થંભ છે. એના ઉપર લેખ લખેલો છે તે વાંચી શકાતો નથી અને બધું ઘસાઇ ગયું છે. આ સ્થંભ પચાસ ફુટ ઉંચો છે અને હેની પહોળાઇ અઢી ફુટ છે. સ્તંભની ઉપર ચાર સિંહ કોતરેલા છે તે સાત ફુટ ઉંચા છે. આ બધું જોતાં એમ લાગે છે કે જાણે કાલે જ પોલીસ (સફાઈ) કરીને મૂકેલા હોય; એવા તે લીસા અને ચળકાટ વાળા છે. અને એ બધું એકજ પત્થરમાંથી કોરી કાઢેલું છે, તે મુખ્ય જોવાનું છે. એ પત્થરો કાશીથી ૨૦ માઇલ દૂર ચુનાર ગામથી આણેલા એમ કહેવાય છે. આસપાસ ઓટલીઓ ઉપર બુદ્ધની જાત જાતની મૂર્તિઓ મૂકેલી છે.

તે પછીના ઓરડામાં બુદ્ધની મૂર્તિઓ અને હેના સમયના સિક્કાઓ ગોઠવેલા છે. તે બહુ જ ન્હાના છે અને તે ઉપર કાંઈ લખાણ પણ છે. ત્યાં એક મ્હોટા પત્થર ઉપર

બુદ્ધની આખી જીંદગી કોરી કાઢેલી છે. તેમાં પોતે જન્મ્યા ત્યારથી તે નિર્વાણ (મરણ) પામ્યા, ત્યાં સુધીનો વૃત્તાંત છે.

એક ખાનામાં બુદ્ધનો જન્મ થાય છે તે બતાવ્યું છે, પછી હેમનું બાળપણ, તે પછીના ખાનામાં બુદ્ધ જ્યારે રાજા હતા તે વખતે શિકાર કરવા જતા હતા તે, ત્રીજામાં જ્ઞાન થાય છે તે સ્વપ્ન, ચોથામાં હેમની પત્ની-મહારાણી યશોધરાને સુતાં મુકીને ચાલ્યા જાય છે તે દેખાવ, પાંચમામાં બોધ આપે છે તે, અને છઠ્ઠામાં નિર્વાણ વખતનો,-એવા દેખાવોનું જુદી જુદી કોતરણીથી કામ કરેલું છે; તે મુખ્ય જોવાનું છે; ત્યાં એજ ઓરડામાં એક ખૂણામાં શિવની મૂર્તિ છે, તે ત્રિપુર રાક્ષસને મારે છે તે વખતની છે, આ જોતાં આપણને આશ્ચર્ય લાગે છે કે અહીં શિવની મૂર્તિ ક્યાંથી આવી ! પણ એમ અનુમાન થઇ શકે છે કે આગળ અહીં બ્રાહ્મણો આવી ગયા હશે અને હેમણે શિવની સ્થાપના કરી હશે, તે હાલ ખંડેરમાંથી ખોદતાં મળી આવ્યું હશે અને તેથી તે મ્યુઝીયમમાં મુકયું છે.

---

## એક બાલ લેખક.

(ડૉ. રવીન્દ્રનાથ ઠાકુર કૃત "ઇન્દુકલા" માંથી-)

અનુવાદ કરનારઃ એક બ્હેન.

બ્હેન, ત્હમે અહિંયાં શાન્ત થઇને કેમ બેઠાં છો !-તે મ્હને કહો.

બ્હેન, આ બ્હારીમાંથી પાણીની વાછંટ આવે છે,-તેથી ત્હમે ભીનાં થશો, એની પણ ત્હમે દરકાર કરતાં નથી !

આ ઘડિઆળમાં ચાર વાગ્યા તે ત્હમે ન સાંભળ્યા ! હવે મ્હારા ભાઇને નિશાળેથી ઘેર આવવાનો વખત થયો છે.

આજ ત્હમને શું થયું છે ! આજ ત્હમે આટલાં બધાં વિચારમાં પડેલાં કેમ જણાઓ છો ! મ્હારા પિતાજીનો કાગળ નથી આવ્યો !

મ્હેં આજે ટપાલવાળાને કાગળો લાવતો જોયો છે અને ત્હેણે બધાને કાગળો આપ્યા.

પણ ત્હેણે માત્ર મોટા ભાઇનો કાગળ પોતાને વાંચવા માટે રાખ્યો ! ત્યારે હું ધારૂં છું કે ટપાલવાળો એક ઘણો જ ખરાબ માણસ છે.

પણ બ્હેન, ત્હમે એને માટે જરા પણ દીલગીર થશો નહિ.

કાલે મેળો છે. ત્હેમાં ત્હમે આપણા માણસને કાગળ અને સીસાપેન લેવા મોકલજો. પછી હું કાગળ લખીશ. અને ત્હેમાં ત્હમે એક પણ ભૂલ જોશો નહિ.

જો જો, હું ક...થી...ઘ...સુધી લખીશ.

પણ બ્હેન, કેમ ત્હમે હસો છો !

ત્હમે એમ નથી ધારતાં કે હું પિતાજી લખે છે એવું લખી શકીશ ?

હું કાગળ લખીને બરોબર વાળીશ અને ઘણા જ સરસ દસ્કત ક્હાડીશ.

હું જ્યારે લખી રહીશ, ત્યારે ત્હમે એમ જાણો છો કે હું પિતાજી જેવો ગાંડો બની ને કાગળ ટપાલમાં નાંખીશ !-ના, હું લખી રહીશ કે તરત જ બધા કાગળ ત્હમારી પાસે લાવીશ અને ત્હમે એક પછી એક વાંચજો.

હું જાણું છું કે ટપાલવાળાને સારા કાગળો ત્હમને આપવા નથી ગમતા.




# પત્નીનો પશ્ચાતાપ.

લેખક: રા. રા. અમ્બેલાલ સવરામભાઈ દેસાઈ.

" લ્યો રે, કાચનાં વાસણો, કાંસકી, આયના, રમકડાં વિગેરે " એવી લાંબી બૂમ મારતો એક ફેરી વાળો નિર્મળા જે ચાલીમાં રહેતી હતી, તે ચાલીમાં આવીને ઉભો રહ્યો. નિર્મળાની પાડોશમાં જ લક્ષ્મી રહેતી હતી, તેણે નિર્મળાને હાક મારી બોલાવી. ફેરી વાળાનું ટોપલું તેના માથા પરથી નીચે ઉતર્યું, અને જે પ્રમાણે એકાદ ખેતરમાં પંખીઓનું ટોળું આવીને પડે તે પ્રમાણે ચાલીમાંની સર્વ સ્ત્રીઓ તે ફેરીવાળાના ટોપલાની આસપાસ ફરી વળી। કોઈએ કાચની બરણી ખરીદી, કોઈએ પ્યાલો રકાબી ખરીદ્યાં, કોઈએ પોતાનાં બાળકો માટે રમકડાં ખરીદ્યાં અને સર્વ ટોળું વિખરાઈ ગયું

નિર્મળાના અંતઃકરણમાં એકાદ બે આયના અને કાંસકીઓ ખરીદવાની ઇચ્છા થઈ પરન્તુ પાસે પૈસા ન હોવાથી તેણે દયામણું મુખ કર્યું તે જોઈને તેની પાડોશણ લક્ષ્મીએ નિર્મળાને એક બાજુએ બોલાવીને કહ્યું —" નિર્મળા બ્હેન ! આ ફેરીવાળો ઘણો સારો માણસ છે. તમારી પાસે હાલ પૈસા ન હોય તો જણસો ઉધાર લ્યો તે પૈસા માટે લેશ પણ તકરાર કરે તેવો નથી।"

આ જગતમાં કેટલાક પ્રચ્છન્ન શત્રુ મિત્ર રૂપે હોય છે। નિર્મળાને લક્ષ્મીની સલાહ પસન્દ તો પડી અને તે પ્રમાણે તેણે કર્યું પણ ખરું, પરન્તુ ત્હેની સાથે જ તેને પશ્ચાતાપ પણ થવા લાગ્યો.

લક્ષ્મીની ભલામણથી નિર્મળાને જે જે વસ્તુઓ જોઈતી'તી તે તે "ઉધાર" મળી. રોજ ફેરીવાળો ચાલીમાં આવે અને બે ત્રણ દિવસને અંતરે નિર્મળા તેની પાસેથી કંઈ ને કંઈ જણસો ઉધાર લે ફેરીવાળો પૈસા બાબત કંઈ બોલે નહી. એટલે સારો માણસ મનાવા લાગ્યો। લક્ષ્મીની ભલામણ એટલે તે પૈસા ન માગે તેમાં નવાઈ પણ શું ? હશે. નિર્મળાની પૂર્વ સ્થિતિ હવે વાચકને જણાવીએ

નિર્મળાના પતિ કાન્તિલાલના વડિલોની કાંઈ પણ મિલકત નહોતી કાન્તિલાલની ઉમ્મર પાંચ–છ વર્ષની થતાં જ તેના પિતાએ સ્વર્ગમાં પ્રયાણ કર્યું। અને માતા તો માત્ર છ માસનો જ મૂકીને આલોક છોડી ગઈ હતી। કાન્તિલાલનું પાલન પોષણ તેના મામાએ કર્યું તેના મામાની સંપત્તિ પણ પોતાના પોષણ પૂરતી જ હતી તોપણ જેમ તેમ કરીને કાન્તિલાલને તેની સ્કૂલ ફાઈનલની પરીક્ષા સુધી તેણે મદદ કરી. હાલમાં એક ઑફીસમાં કાન્તિલાલને દર માસે પચાસ રૂપિઆ મળે છે. મુંબાઈમાં તે પોતાની પત્ની

સદ રહેતો હતો. ગામડામાંથી માણસ મુંબાઈ સરખા શહેરમાં આવે, એટલે ત્યાંની ધમાલ જોઇને એકદમ ગભરાઇ જાય છે. ત્યાં ઘેર બેઠાં વેચાવા આવતા નાના પ્રકારના પદાર્થો જોઇ, શું લઇએ અને શું રહેવા દઇએ, એમ તેનાં અંતઃકરણમાં થાય છે. નિર્મળાની સ્થિતિ એવા જ પ્રકારની થઈ હતી.

ઉધાર વસ્તુઓ લેતાં લેતાં બે માસ વીતી ગયા. પતિની પરવાનગી સિવાય ઉધાર વસ્તુઓ લીધી, એ ઠીક કર્યું નહીં, એવું નિર્મળાને લાગ્યું. પણ આજ કહું, કાલ કહું, એમ વિચાર કરતી દિવસો નિર્ગમન કરવા લાગી.

એક દિવસ બેઠાં બેઠાં નિર્મળાએ સ્હેજ હિસાબ કર્યો, તો ફેરીવાળાના દસ રૂપિયા થયા છે, એમ તેને જણાયું ! આટલી મોટી રકમ થઇ હશે, એમ તેને કદિ કલ્પના પણ થઇ નહોતી. તે એકદમ ગભરાઇ ગઇ. ફેરીવાળાના પૈસા બદલ પતિને કહેવું કિંવા તેના પૈસા ચુપચુપ પતાવી દેવા, એ વિચારમાં તે હતી એટલામાં—"સ્ટોરે કાચનાં વાસણો" નો ધ્વનિ નિર્મળાએ સાંભળ્યો, અને ફેરીવાળો ચાલીમાં આવીને ઉભો રહ્યો. દરરોજ નિર્મળા ફેરીવાળો આવ્યો કે તેના ટોપલા તરફ ધસી જતી અને આજે ફેરીવાળાનો અવાજ સુણતાં જ દ્વાર બન્ધ કરી ઘરમાં બેઠી. ફેરીવાળાએ નિર્મળાને ન જોતાં લક્ષ્મીને પૂછ્યું કે "આજ તમારાં તે નવાં બેનપણી ક્યાં છે ?" "ઘરમાં હશે, હું હમણાં બોલાવું છું", કહી લક્ષ્મી નિર્મળાની ઓરડી નજીક જઈ બૂમ મારવા લાગી. નિર્મળાને દ્વાર ઉઘાડવાં પડ્યાં. નિર્મળા ફેરીવાળા પાસે આવી. તેને જોતાં જ તેણે કહ્યું "બ્હેન, બે મહિના થઈ ગયા. હું પૈસા માટે આજ દિન સુધી એક પણ શબ્દ બોલ્યો નથી. મારા પન્દર રૂપીઆ નીકળે છે, તે મને જલદી આપી દો, નહી તો મારે કાયદેસર કોર્ટમાં પગલાં ભરવાં પડશે."

ગરીબ બિચારી નિર્મળા ! ફેરીવાળાની આ ધમકી સાંભળી એકદમ ગભરાઇ ગઇ અને પન્દર રૂપીઆની વાત સાંભળી તેને અત્યંત આશ્ચર્ય થયું. નિર્મળ નિર્મળાને આ મલીન જગતનો અનુભવ નહોતો.

સન્ધ્યાકાળે કાન્તિલાલ ઑફિસમાંથી ઘેર આવ્યો ત્યારે હમ્મેશ પ્રમાણે પ્રસન્ન વદના નિર્મળા ઓરડાના દ્વાર પાસે આજે સુસ્વાગતમ્ ( પધારો ) કહેવાને ઉભી રહેલી તેને દૃષ્ટિગોચર થઇ નહીં. ઓરડીમાં જતાં જ નિર્મળા નીચું મુખ રાખી મુસકે મુસકે રૂદન કરતી તેને માલમ પડી.

"વ્હાલી ! શા માટે તું રડે છે ? તને શું દુઃખ થયું છે ?" નિર્મળાના ખભા ઉપર હાથ મૂકીને કાન્તિલાલે પૂછ્યું.

નિર્મળા વધુ રડવા લાગી. છેવટે તેણે કહ્યું "નાથ ! મારાથી એક ભયંકર ભૂલ થઇ ગઇ છે. આપ ક્ષમા કરો તો કહું."

"તારી ભૂલ ક્ષમા કરવા યોગ્ય હશે તો હું તને અવશ્ય ક્ષમા કરીશ. પરંતુ આગળથી ભૂલનો પ્રકાર જાણ્યા સિવાય હું બન્ધાઉં નહીં." કાન્તિલાલે કહ્યું.

નિર્મળાએ સર્વ હકીકત કહી સંભળાવી અને પતિ ચરણે પોતાનું મસ્તક ધર્યું.

કાન્તિલાલે પેટી ઉઘાડી પન્દર રૂપીઆ નિર્મળાને આપતાં કહ્યું—"તારી ભૂલ છે

તેથી તને પ્રથમ વખત ક્ષમા આપુંછું. હવેથી એવા મોહની જાળમાં ફસાઇશ નહીં. મુંબાઇ એટલે મોહમયી! મોહ ઉત્પન્ન કરનારૂં આ શહેર છે. જે સ્ત્રીઓ પતિની સંપત્તિ અને સ્થિતિનો લેશ પણ વિચાર કર્યા વિના ખર્ચ કરે છે, તે હાથે કરીને પોતાનાં ગૃહમાં દરિદ્રતાને આમંત્રણ કરે છે, એટલું જ નહીં પણ પોતાનાં બાળકોને માટે પણ એ દરિદ્રતાનો વારસો મૂકી જાય છે. પોતાની સ્થિતિ પ્રમાણે કરકસરથી ગૃહસંસાર ચલાવી પુરૂષોની ચિન્તાઓને ઓછી કરવી એ તમારો સ્ત્રીઓનો ધર્મ છે. કારણ કે ગૃહરાજ્યની સઘળી જોખમદારી તમારા શિરપર મૂકાયલી છે. સરસ્વતીચન્દ્રમાં સ્વ. સાક્ષરવર્ય ગોવર્ધનરામભાઇએ સત્ય જ લખ્યું છે કે સ્ત્રીના ઉત્કર્ષ વિનાની પ્રજાનાં ગૃહોમાં ક્લેશ અને ચિન્તા જાળાં બાંધે છે, અને અસ્વસ્થ ગૃહનો સ્વામી ગૃહ બ્હાર ગૃહની ચિન્તાઓથી ગ્રસ્ત રહી ફરે છે, ને બહારની ચિન્તાઓમાંથી, ભ્રાંતિઓમાંથી કે મનના ગુંચવાડાઓમાંથી મુક્ત થવા અહિં ગૃહિણીના ધર્મસહચારની આશા રાખી શકતો નથી!"

નિર્મળા નીચું મુખ રાખી સ્વામીનું સર્વ સંભાષણ એક ચિત્તે સાંભળ્યા કરતી હતી તેણે કહ્યુ "નાથ! જો કે મારી ભૂલ અક્ષમ્ય છે તોપણ આપે ઉદાર અંતઃકરણે મને ક્ષમા કરી છે તેથી હું અત્યાનંદ પામીછું. જીવનભરમાં હવેથી કોઇ પણ પ્રકારની આવી ભૂલ ન કરવા માટે હું પ્રતિજ્ઞા લઉં છું." ... ... ... ... ...

હાલમાં કાન્તિલાલને દોઢસો રૂપિઆ મળે છે અને પતિપત્નિના પ્રેમની ગ્રંથિ કરનાર એક ન્હાનું બાળક પણ ઇશ્વરે બક્ષીસ આપ્યું છે.



## કર્મ માર્ગની ઉચ્ચ ભુમિકાના લક્ષણઃ—

વિષયો કે ઇન્દ્રિયોથી તેને સંતોષ થતો નથી. તેમ જ તેથી તેને અસંતોષ કે કંટાળો પણ ઉપજતો નથી. વિષયો સમીપ હોય ત્યારે તેથી તે કંટાળતો નથી, તેમ જ તેઓ હોય નહિ ત્યારે તેમની ઇચ્છા કરતો નથી. તેને મહેલમાંથી કાઢી મરૂઢીમાં લાવો; તેના પોશાક ઉતારી ચીંથરાં પહેરાવો, મીષ્ટાન્નને ઠેકાણે તેને નકારૂં ભોજન આપો, કે ટુકડા કે ઉચ્ચિષ્ટાન્ન આપો એ કશાથી તેને લેપ થતો નથી. હોય છે ત્યારે તેથી દૂર જતો નથી, તેમ ન હોય ત્યારે તે મેળવવાને ઇચ્છતો નથી. આ પ્રમાણે મહેલ કે મરૂઢી બધું તેને મન સરખું છે. તે બરાબર સમજે છે કે એ સર્વ ત્રિગુણાત્મક માયાના વિકાર છે. એટલે જે પુરૂષ કર્તવ્ય બુદ્ધિથી જ કર્મમાત્ર કરે છે અને જેને પરમ વિરાગ વ્યાપી રહ્યો છે, તેને ફળની સાથે કાંઇ સંબંધ નથી. એવા પુરૂષને તેની શી દરકાર છે? વિષય માત્રથી વિંટાયલા રહી તેથી વિરક્ત રહેવું એ રહેણી ઘણી જ દિવ્ય છે, ઘણી જ કઠણ છે અને તેથીજ ઘણો ભવ્ય પણ છે. જે મનુષ્યને પૈસો કે તંગી, સુખ કે દુઃખ, માન અને અપમાન, સઘળું જ સરખું છે અને એ બધામાંજ જેને શાંતિ રહે છે તે પુરૂષ કર્મ માર્ગની ટોચે પહોંચી હવે કર્મયોગે પહોચ્યો છે. યોગ કે જ્યાં સર્વ માર્ગ એકઠા મળે છે અને જ્યાં માયાતીત પુરૂષને આત્માનો સાક્ષાત્કાર થાય છે, તે પ્રાપ્ત કરવાની તૈયારીમાંછે.

એનીબિસેન્ટ કૃત—કર્મ, જ્ઞાન અને ભક્તિ.

ભાષાન્તર કર્તા—એક જીજ્ઞાસુ.



# ગૃહ–સંસાર.

## અસલી રીત રિવાજો.

લેખકઃ એક વિદ્યાર્થી.

(સુન્દરી સુબોધના ગયા અંકથી ચાલુ.

મહેમાનગીરીઃ (ચાલુ–)

–"આપના જેવા સુપાત્ર ધર્મનીષ્ઠ વેદજ્ઞ બ્રાહ્મણનાં પગલાં મારા આંગણામાં ક્યાંથી !–નહીંજ જવા દઉં. મહારાજ ! જો અહીંથી એક ડગલું ભરો તો તમને બ્રહ્મહત્યાનું પાપ–ગૌહત્યાનું પાપ. જો અહીંથી આજ આમને આમ ચાલ્યા જાઓ તો હું તમને ખોટી છાંડું, ભટ મહારાજ ! મને 'તે તમે કેવો બ્રાહ્મણ ધારો છો ? માટે નહીં જ જવા દઉં. મારાં છોકરાના સમ ! તમારાં એકના એક દીકરાના સોગન, જો એક ડગલું જવા માટે આગળ ભરો તો ! "

આમને આમ સામ સામી વાણીની લડાઇ ચાલે છે. ભટ મહારાજને પેલો બ્રાહ્મણ પકડીને ખેંચે છે. થોડીવાર તેમ કરવા દઇને ભટ પાછા ભાગે છે ! એમ કેટલાક વખત સુધી તમાશો થઇ, લોકોનાં ટોળાં એકઠાં મળે છે. લોકો પણ ગામના બ્રાહ્મણ (પોતાના ગોર) ની પક્ષ લે છે. આખરે મહા મહેનતે ભટ મહારાજને બ્રાહ્મણ પોતાને ઘેર લાવીને પધરાવે છે ને કંસાર ને ઘીમાં હાથ બોળાવે છે ! પેલો આવનારો બ્રાહ્મણ કંઇક સુપાત્ર હોય તો ઘરનાં બાળ બચ્ચાં માટે થોડું ખાવાનું રહેવા દે છે ને જો અકરાંતીયો હોય તો સઘળી રસોઇ જમી જાય ને, ઘરનાં છોકરાં ઘંટી ચાટે ! ભલે પછી એના જેવું થાય તે ખરું ! તથા એને માટે સુવા માટે પણ ઘરની સારામાં સારી ઓઢવણ–માગી તાગીને લાવીને–પણ કરવામાં આવે છે ને જમ્યા પછી બે બ્રાહ્મણો વચ્ચે જે મોટી મોટી વાતો થાય છે તથા પેલા પરોણાગત કરનાર મહારાજનાં વખાણ પેલો આવનાર ભટ કરે છે તે સાંભળીને આપણે તો દીંગ થઇ જઇએ ! એક બીજાના સગપણ શોધાય છે; ને બન્ને જણ બહુ આઘીને સગા છે એમ સાબીત થાય છે. વળી બન્નેનાં કુળ પણ ઉંચાં છે, એમ અરસપરસ કહે છે. ટુંકામાં કહીએ તો જેટલી અતીશયોક્તી થઇ શકે એટલી બન્ને જણ કરે છે !

હવે સવારમાં જતી વખતે પણ આગલા દીવસનું પ્રારસ ફેરીથી ભજવાય છે. ઘણીવાર તો આવનાર ભટ જાણે છે, જે હવે રહીશું તો ઘેંશ રોટલો જ મળશે. એટલે જવાની તાકીદ કરે છે ! ગામનો બ્રાહ્મણ જાણે છે જે જાય તો સારૂં, પણ નાતના રીવાજ મુજબ જો રહેવાનો આગ્રહ ન કરે તો નાક વઢાઇ જાય ! એટલે પેલાને પકડી રાખે છે. હવે જો આવનાર પરોણાને એમ લાગે કે કંસાર ઘી તો નહીં પણ દાળ ભાત રોટલો ને શાક પણ મળે એમ છે તો તો બપોરા સુધીજ માળે. પણ રોટલાની પણ આશા ન હોય

તો તો છેવટે તે આગળ જણાવ્યા મુજબની તોરાની વીદાયગીરી લઈને સીધાવે છે ને ગામ કંકુ પડે છે।

૨.

એક નાતમાં એમ રીવાજ છે જે નાતીલાં માણસોને એક બીજાનો સંગાથ હોય ત્યારે એક બીજાને પોતપોતાની સાથે રાખેલું ભાથું આપવું જ જોઇએ ને ન આપે તો બહુ ખોટું ગણાય. પણ તે આપવાનું તે પણ કોઇ સારી ચીજ હોવી જોઇએ. ઘણું કરીને કરીને વે લોકો સુખડી સાથે રાખતા હશે એમ આપણે માનીએ. પણ તે નથી બનતું. દરેક નાતીલો એક ખાંડની ચાસણીનો મોટો લાડવો (લાડુ) સાથે રાખે છે ને સામાને આપવા માગે છે, જ્યારે પોતે તો દેમરા પાસે રાખ્યા હોય તે (ને અથાણું કે શાક પાસે હોય તે) ચાવે છે। ને સામો નાતીલો પણ એમ જ કરે છે। એટલે બંનેનો લાડવો અનામત—જેમનો તેમ ડાબલામાં પાછો મૂકાય છે। આ બાબત જરા ઉંડા ઉતરીને જોઇશું તો આ લાડવો ખાવાના કામમાં આવે, એવો પણ ભાગ્યે હોય છે ને કોઇ કોઇ જણ પાસે તો પોતાના બાપ અગર દાદાના વખતથી તેનો તે ચાલ્યો આવે છે।—કારણ જે કોઇ ખાય નહી ને તે દર વખત દેખાડવાનો જ ફક્ત। એટલે વંશપરંપરા વારસામાં મળે તોપે તે ઓછા પતો નથી।

૩.

કોઇ કોઇ નાતમાં એવો રીવાજ હોય છે જે પોતાને ઘેર નાતીલો પરોણો આવે તો તેને પોતાની માલ મીલકત દેખાડવી. આ માટે એને સારૂં જમણ જમાડે છે ને પોતાની કને ન હોય તેવી ચીજો માગી તાગીને લાવીને પણ પેલા માણસને દેખાડે છે. પેલો પરોણો તેનાં ખુબ વખાણ પણ કરે છે। પણ તે પોતે તો જાણે છે જે આમાંની ઘણી ચીજો પારકી જ હશે. કારણ કે પોતાને ઘેર પણ એમજ થતું હોય છે।

૪.

નવી વહુ ઘેર આવે છે, ત્યારે તેને દરરોજ અચ્છું કરીને ખવાડવાનો રીવાજ ઘણી નાતમાં હોય છે. વહુ ઘરમાં રહે છે ને ફરે છે તેથી જાણે છે જે પોતાને એકલીને જ આ ખાવાની ચીજ મળે છે. કારણ કે ઘરનાં બીજાં બાળ બચ્ચાંને ઘણીવાર તે અપાતી નથી પણ વહુને આપવી પડે, એમ કરીને થાય છે. બીજે આણે વહુ આવે ત્યારે કંઇક સારી રસોઈ એને મળે છે ને ત્રીજે વખત તો પછી—" રાંડ, હલકા કુળની ને ગરીબ મા બાપની ને ભીખારીની છોડી।' એવું એવું એને સાંભળવાનું શરૂ થાય છે, તે જ્યારે એનો ધણી તરફથી ઠીક ઠીક વાંસો ધોવાય છે ત્યારે જ સાસરાંવાળાંને જંપ વળે છે। આમળ જતાં એ વહુ પણ એ સાસુ નણંદના આ ઉપકારનો બરોબર બદલો વાળે છે, એ જાણીતું છે।

પણ આખરે પુત્ર વત્સલ માતા પુત્રના આગ્રહને વશ થઇ. વિદ્યાસાગરે માબાપની છબી પડાવી અને ત્હેમના સ્વર્ગવાસ પછી તે દિવસમાં બે વખત ત્હેમની પાસે ઉભો રહીને ત્હેમનાં પ્રિય મુખારવિંદ નિહાળીને, સાષ્ટાંગ પ્રણામ કરતો

૫.

એક વખત પોતાના ભાઇનું લગ્ન હતું. વિદ્યાસાગરની માતાએ એને આગ્રહ કર્યો કે ત્હારે અવશ્ય તે વિવાહમાં આવવું. પોતાના ઉપરી પાસે તે રજા લેવાને ગયો તો કામ બહુ ભરાઇ ગયેલું તેથી રજા ન મળી. તે નિરાશ થયો ને આખી રાત રોઇ રોઇને ત્હેણે કહાડી. બીજે દિવસ ઉપરી પાસે ગયો ને ફરીથી વિનંતિ કરી, તથા રજા ન મળે તો પોતે રાજીનામું આપીને પણ જવાની ઇચ્છા જણાવી. ઉપરીનું મન પીગળ્યું ને આખરે ત્હેને રજા મળી.

પણ તેજ દિવસે લગ્ન હતું! ચોમાસાના દહાડા હતા. વરસાદ જોરથી પડતો હતો. જે ગામ જવાનું ત્હેના રસ્તા કાદવથી ભરાયલા હતા. અને માર્ગની નદીઓમાં પણ પૂર આવ્યાં હતાં. છતાં તે ચાલતો નીકળ્યો. વચમાં આવેલી બે નદીઓ જીવના જોખમે તર્યો અને અંતે રાત્રિ સમયે પોતાને ઘેર પ્હોંચ્યો. બારણું ઠોક્યું તો અંદરથી સવાલ થયો કે "કોણ?" વિદ્યાસાગરે જવાબ દીધો કે ત્હેની માતાએ માતાએ તરત દ્વાર ઉઘાડ્યું.

વિદ્યાસાગર આખા દિવસનો ભૂખ્યો તરસ્યો અને થાકેલો હતોઃ તો ત્હેની માતાએ તે લગનને દિવસે પણ–કાંઇ ખાધું ન્હોતું અને આખો દિવસ પુત્રવિરહમાં રોઇ રોઇને કહાડ્યો હતો! બંને ગળ્યાં ને ભેટ્યાં ત્યારે ત્હેમને શાન્તિ વળી.

૬.

ટ્રૉયના ઘેરાની આખરે તે શહેરનો દુષ્મનો તરફથી નાશ કરવાનું નક્કિ થયું અને મહેરબાની દાખલ દરેક મનુષ્યને અમુક સમયમાં પોતાની જે પ્રિય વસ્તુ તે જાતે ઉપાડી જાય, તેટલી નાશમાંથી બચાવવાનું વચન આપ્યું. આ સાંભળીને લોકો પોતપોતાની કીંમતી જવાહીર અને મિલકત ઉપાડી ઉપાડીને ન્હાસવા લાગ્યાં. પણ ઇનિયાસ કરીને એક મહાન યોદ્ધો અને પાસેના દેશનો રાજા હતો, ત્હેણે પોતાના અંધ પિતાને ખભા ઉપર ઉપાડી લીધો. કારણ કે આપેલી મુદતમાં ત્હેનાથી પોતાની મેળે શહેર બ્હાર નીકળી જવાય તેમ ન્હોતું. આ ત્હેના કૃત્ય માટે દુષ્મનોએ પણ ઇનિયાસને માન આપ્યું.

મધ્યકાળના ઇતિહાસમાં જોવામાં આવે છે કે એક શહેરને દુષ્મનોએ ઘેર્યું અને ત્હેનો નાશ કરવાની તૈયારીમાં હતા. પરન્તુ બાળકોની દયા આવવાથી ત્હેમણે સોળેક વર્ષ સુધીનાં છોકરા છોકરીઓને પોતપોતાની જરૂરની વસ્તુઓ લઇ બ્હાર નીકળી જવાની છૂટ આપી. થોડા વખતમાં દરવાજા ખૂલ્યા ને છોકરાં પોતપોતાનાં માબાપને ખભા ઉપર બેસાડીને ત્હેમનો ભાર ગમે તેમ કરીને સહન કરી લઇને–બ્હાર આવ્યાં. આવી ત્હેમની અનન્ય ભક્તિથી ચકિત થઇને આખા શહેરને દુશ્મનોએ બચાવી લીધું.

# સુન્દરી સુબોધ ** માસિક વધારો.

આપણાં બાળકો ઉપર દેશનું ભવિષ્ય આધાર રાખે છે,–આપણી બ્હેનોના હાથમાં બાળકોનું અને આપણું પરમહિત છે, તથા આપણા બન્ધુઓની સદ્ભાવ વિના પ્રગતિ થવી કઠિન છે: આથી–પોતાનામાં તેમજ સ્ત્રીઓ, પુરૂષો, અને બાળકો,–સર્વમાં સદાચાર અને સુવિચાર, ઉદ્યોગ, સત્ય, પ્રેમ અને ત્યાગનું પ્રાકટ્ય થાય, એમ પ્રયત્ન સર્વ કરો, એજ ભારત સંતાનોનું કર્તવ્ય છે.

પુ: ૧૭ મું.] સપ્ટેમ્બર, ઑક્ટોબર ૧૯૨૦. [ અંક: ૯–૧૦.


## काव्यकुंज.

## વ્હાલાંને વિનતિ.


લેખક: બ્હેન શ્રી કંચન બ્હેન


( ગઝલ. )

મ્હને જાવા દીયો, વ્હાલાં! ન રોકો પાસ નાખીને,
રડી શાને રડાવો છો! ન રોકું તો કઠણ કહો,"શી"?
તમારા પ્રિય હીરાઓ મ્હને સ્નેહે સજાવો છો,
કરૂં ના તેમ તો મ્હોટાં મળી "ઘેલી" મ્હને કહો છો!
સદા રહી યંત્રવત્ કાર્યો કરાવાને મથો શાને!
હૃદયનો–રાગ જૂદો છે, બસૂરો ના કરો ત્હેને!

---

## પ્રાર્થના.


લેખક: શ્રીયુત "ફકીર".


સહુ પ્રાર્થનાઓ હૃદયની નિષ્ફળજ છે,–શું કહો તમે!
અજ્ઞાત પ્રભુનું સ્તવન શું હિતકારી,–પૂછો છો, અરે!
દેખ્યા વિના માનો નહિં!– પ્રત્યક્ષ દર્શન માગતા!
સમજાવું તમને રીત શી!– શ્રદ્ધા વિના જે થાય ના.
સંસારની સંપત્તિના,–બહુજ્ઞાનના,–અભિમાનમાં
થઇ મત્ત, અવગણના કરો પ્રભુજીની: કોઇ નવાઇના!
પણ પ્રલયકારી વિપત્તિઓ જ્યાં ઘોર વરસે જીવનમાં,
બની દીન નિશ્ચય હૃદય તમ પડશે દયાળુ શરણમાં.

# નાથ ! સ્નેહપિપાસુ હું !

લેખક બ્હેન હેમકુંવર કૃષ્ણદાસ સંપત.

( મારા નયણાંની આળસરે. )

નાથ ! સ્નેહપિપાસુ હું !
નથી માયા જગતમહિં;
નાથ ! સ્નેહના દાતા રે !
અહો હાથ રંક તણો.
નાથ ! નયણાના ઠારક રે !
પાણી વીણ માછલું,
નાથ ! સ્વપ્ન સ્વપ્નાં રે !
જાગી જોતાં ભસ્મ બધું.
નાથ ! સત્ય ન કહિં રે !
વિના તવ નેહ મીઠા,
નાથ ! મૃગજળ ફીક્કાં રે !
સુખે સુખ, દુઃખ દુઃખે,
નાથ ! સર્વસ્વ મ્હારૂં રે !
અંગે મ્હારા ભસ્મ ધરી.
નાથ ! ચક્ષુના તેજોની;
મીઠાં વ્રત આદેશનાં,
નાથ ! જીવન જોશું રે !
ધરૂં અંગે માળ સદા.
નાથ ! આપના નાગની રે !
મુખે કરી હાસ્ય મીઠું,
નાથ ! આનન્દ રેલું રે !
ધરૂં કંથા અંગ પરે.
નાથ ! નિર્મળ નેહની રે !
જીવું તવ સ્નેહ થકિ,
નાથ ! અન્ય ન કોઇ રે !
જીવનના સ્વાદ બધા.
નાથ ! આપના હૈડે રે !
લઇ સુખ સ્વર્ગ સર્યું,
નાથ ! પૃથ્વીની પાજે રે !
પછી નકી સ્નેહ તણો
નાથ ! સ્વર્ગમાં લ્હાવો રે !
મધુરાં દંપતીનાં,
આવાં સ્નેહનાં દર્શન રે !
મીઠાં નવજીવનનાં.



# એક મતભેદ.

## ૧. હૃદયાન્તર.

લેખક બ્હેન સૌ૦ સરલા દેશાઇ.

( ૧ )

કહેતી હતી "सुस्वागतम्", પિયુ બ્હારથી જ્યાં આવ
ને દષ્ટિથી દષ્ટિ મળ્યે, બે હૃદય થન્ થન્ નાચતાં,
ચિંતા બધી આ જગતની, એ દષ્ટિમાં લય થઇ જતી,
જ્યમ ચન્દ્રિકા ઝાંખી થતી, કોમળ રવિનાં તેજથી.

( ૨ )

ખીલી કઇં, ખીલશે કઇં, એની કળીઓ લાવીને,
મારા સુંવાળા બાહુમાં, શું'ચન્ત પિયુજી આવીને:
જ્યોતિ જગાવી સ્નેહની, તુજ હૃદય મુજને ચાહતું,
ને રહેજ વાને નાથ! તારૂં હૃદય કૂમળું ત્રામતુ.

( ૩ )

એ હૃદય તુજ પલટી ગયુ, ને ભિન્ન આત્મા તુજ થયો,
મણ્યુ પારકું પોતા તણું, શું સાર તેં એમાં લહ્યો,
આ ગીચુનું હૈયું તવાઇ, પ્રેમ રસ જે વહી રહ્યો,
ના મેળવે મુજ રસ મહીં, સાધુ, અરે! શુ થઇ રહ્યો?

( ૪ )

કહુંછુ હજી "सुस्वागतम्", ના હૃદય તુજ સ્વીકારતું.
અમૃત હતું તુજ દષ્ટિમાં, મુજને નથી તે ભાસતું:
તુજ હૃદય છે યોગી તણું 'ગારને ક્યાંથી ચહે?
ના, ના; કદાપિ એક મ્યાને બે કટારી ના રહે.

( ૫ )

તારાં બધાં સત્કાર્ય છે, પણ મુજ વિના તે વ્યર્થ છે,
શું પક્ષી એકજ પાંખથી નભ મંડળે વિચરી શકે?
બેથી જગત આ નીપજ્યું, બેથી વળી ચાલી રહ્યું,
તો શા હિસાબે હૃદય તારૂં એકનું સાધુ થયું?

( ૬ )

આવો તમે મમ સંગતે બ્રહ્માંડમાં લઇ જાઉં હું,
ને દિવ્ય દર્શન દેવનાં, બ્રહ્માંડમાં જ કરાવું હું;
ઓઓ નથી અબળા બધી, પ્રબળા હજી કૈં છે પડી,
માને ભલે પુરૂષો બધા નારી સહુથ ગુલામડી!

( ૭ )

યોગી! બનીશ હું યોગિની, શી રીતથી ભોગી રહું?
કરી એકતા બે આત્મની, પરબ્રહ્મનો આશ્રય લઉં,
વ્હાલા! મને કહેની દીધો, આ હ્રદય ભગવું એ ચહે,
સાધુ! સ્વીકારો સાધવી, 'સરલા' 'સરેલ' હ્રદયે કહે.

---

## ૨. અનભિજ્ઞતા.

( "હૃદયાન્તર"–કાવ્યનો પ્રત્યુત્તર. )

લેખકઃ થીસુત "સરલ."

તું કે'તી'તી "સુસ્વાગતમ્," ના રીત એ તો પ્રેમની
ના માન લે દે પ્રેમીઓઃ વાતો બધી એ ભેદની!
જ્યાં છે હ્રદયની એકતા, ત્યાં જરૂર શી સત્કારની!
સત્કાર આપે ભિન્નતા' ના એકતા કંઈ આપતી.

( ૨ )

મમ હ્રદય હતું જે નાચતું, તે તો હવે ઉડતું થયું,
સમભાવથી એ બ્રહ્મમય બનીયું હ્રદય જાણે બાળનું;
મણિધર સમા તુજ બાલમાં, ના સ્વલ્પ ફણીઓ મૂકતો,
પણ મુજ જીવનની વસન્તનાં પુષ્પો મધુરાં ગુંથતો.

( ૩ )

એ પુષ્પની સૌરભ વડે હતું હ્રદય મારૂં પૂર્ણ જ્યાં,
તુજ પ્રણયમાં ખામી રહી, શું? તુજ નહિં અનુકંપ ત્યાં
પલટયું નથી મુજ હ્રદય ને, નથી ભિન્ન આત્મા એ થયે
દેખાય ના રવિ ઘુવડને શો દોષ એમાં સૂર્યનો?

( ૪ )

સૌરભ તજે ચંદન નહીં, કાપો પ્રજાળો વન્હિથી,
ગળપણ તજે ના શેલડી, ચાહે પીલો નિષ્ઠુર થઇ;
હૈયું નથી હનુમાનનું ચીરી બતાવત આ ઘડી,
"સરલા" મીઠા એ શબ્દ તેમાં જોત તું નિશ્ચે સખ

( ૫ )

રસ દિવ્ય જે તુજ હૃદયનો તું રેવની'તી મુજ ભણી,
હું સ્નાન કરતો જગ લઇ અમૃત તણી ઝરણી ગણી,
હું છુ બધાં આ જગતનો, ને જગત મારૂં છે બધું,
મ્હારૂં નથી કોઇ સ્વજન ને મુજ નથી કો પારકું

( ૬ )

ભોગો મહી રોગો રહ્યા, નશ્વર સહૂયે છે વળી,
જળમાં કમળ નિર્લેપ, રહેવુ એમ આ અવનિ મહીં.
સદ્ દમ્પતી કેરાં બધાં કાર્યો મહીં નથી ભિન્નતા,
ઉભયે પરસ્પર પ્રેમથી જગ કલેશ સર્વ વીદારતાં.

( ૭ )

મ્હારૂં હૃદય સાધુ થયું, શા માટ ના ત્હારૂં થતુ ?
હું તો ગણું છુ તારૂં દિલ એટલું જૂદું રહ્યું !
ખીડાય છે નલિની ખીલી રવિ અસ્ત થાતાં પશ્ચિમે,
ના ખીજતી પણ રીઝતી ફરી પૂર્વમાં દિનકર ઉગ્યે

( ૮ )

અમ સંગતે રહેતાં તમો, નહી નહી અમે તમ સાથમાં,
વિણ આશ્રયે કવિઓ, વનિતા, ને લતા નવ શોભતાં,
જે નારીઓ પ્રબળા બની, તે વિમળ સ્વામી સ્નેહથી,
શી રીતથી તો પુરૂષ માને, નારી તેજ ગુલામડી !

( ૯ )

તારે થવુ છે યોગિની, શા માટ તો વદવુ મુખે ?
ઘન ઘોર ગાજે મેઘ જે, ના તે કદી વરસી શકે !
વ્હાલી હૃદય ભગવું થયું, ના જરૂર કૈં કફની તણી,
સાધુ "સરલ" "સરલા" સ્વીકારે સાધવી સોહામણી.

## ૩. યાચના,

( અનભિજ્ઞતા કાવ્યનો પ્રત્યુત્તર. )

લેખકઃ—સૌ૦ સરલા દેસાઈ.

(૧)

તુજ જ્ઞાનના નિધિ તણું, ત્હારી ન હું માપી શકી,
રે! દેડકું ખાડા તણું, શું વાત જાણે અબ્ધિની!
શું આગીયો નીજ તેજની, સ્પર્ધા કરે રવિ તેજથી,
ને કાગ શું બોલી શકે ભાષા, અરેરે, કીરની?

(૨)

એવી ગતિ થઇ માહરી ને ભ્રમ વિશે હું તો પડી,
તુજ હૃદયને જાણ્યા વિના હું ગર્વના નાદે ચડી;
સમભાવના તુજ દિલ દયા, હું કિંકરી ના જાણતી,
મૃગ, નાભિમાં નિજ રહી છતાં, શોધે વનોમાં કસ્તુરી

(૩)

ના ચન્દ્રથી કાળાંતરે કદિ ભિન્ન થાતી ચન્દ્રિકા,
ને વૃક્ષને વીટલાઇને, હમ્મેશ રહેતી વનલતા,
વારિ વિહોણી માછલી, ક્ષણ એક ના જીવી શકે,
સાગર અને સરિતા વળી, શી રીતથી જૂદાં થશે?

(૪)

સૃષ્ટિ બધી પર્જન્યની વૃષ્ટિ થતાં જ્યમ ખીલતી,
અર્પણ કરે સાડી લીલી, નિજ નાથ તે એ પ્હેરતી:
ડોલાવતી આનંદમાં આ જગતનાં સહુ પ્રાણીને,
ને હર્ષમાં ઘેલી થઇ, સંતોષતી સંસારને.

(૫)

જેમ ચન્દ્ર કેરા ઉદયથી, આનંદ કુમુદિની પામતી,
ને ચકોરી પતિ દર્શને આનંદઝૂલે ઝૂલતી;
કાસારમાં જ્યમ પોયણી, રવિ કિરણથી વિકસી રહે,
ડૂબી જતાં ભાનુ, અરે! જ્યમ દુખિણી તે થઇ રહે!

( ૬ )

ઓ નાથ ! એ રીતે સદા, તુજ પાસ રહેવા ઇચ્છતી,
ત્યાગી જગત જંજાળને, સેવા ખરે તુજ માગતી
સાગર ન માઝા મૂકતો, નાળાં ભલે ઉછળી રહે,
એ રાખતો તે સર્વને, ના ટેક તે કદીયે તજે

( ૭ )

હો ભૂલ કે ભ્રમ, ત્હોય દાસી ક્ષમા ત્હેની માગતી,
તુજ વિના મ્હારૂં આ જગતમાં, અન્ય કો' સ્નેહી નથી,
એ હસ્ત હું જોડી રહી, ચક્ષુ થકી અશ્રુ સરે,
કરતાં ક્ષમાની યાચના 'સરલા' 'સરલ' ચરણે પડે.

---

## દેવી !

લેખક શ્રીયુત "નલિની કાન્ત"

[ વેણી ગૂંથીને મહી ન્હા હૂતો ભૂતી—એ રાગ ]

( ૧ )

દૃષ્ટિ મ્હેં દેશ વિદેશ દોડાવી,
દેવી સમાં ના દિદાર અલબેલડી !
દૃષ્ટિ મ્હેં દેશ વિદેશ દોડાવી.

( ૨ )

દૈયાંના હેતે ઉછળતી વાસલડી,
હોઠ મંદી હસનાર અલબેલડી !
દૃષ્ટિ મ્હેં દેશ વિદેશ દોડાવી.

( ૩ )

પુણ્યનાં પન્થ તણી એ પ્રવાસી,
પંખિણી પ્રેમ ભરી અલબેલડી !
દૃષ્ટિ મ્હેં દેશ વિદેશ દોડાવી.

(૪)

વિદ્યા કળા ને કુશળતા વધારી,
જીવન વાડી ખીલાવી અલબેલડી!
દ્દષ્ટિ મ્હે દેશ વિદેશ દોડાવી.

(૫)

દુઃખ સહી લે દમયન્તી સમી એ,
શીલમાં શાન્ત સીતાજી અલબેલડી!
દ્દષ્ટિ મ્હેં દેશ વિદેશ દોડાવી.

(૬)

આશા ભરી છે રસિક રમા એ,
ઝિંદગી ઓર દીપાવી અલબેલડી!
દ્દષ્ટિ મ્હેં દેશ વિદેશ દોડાવી.

(૭)

ગુજરાતની ગુણુવન્તી રસીલી;
સૌભાગ્યવન્તી સાહેલી અલબેલડી!
દ્દષ્ટિ મ્હે દેશ વિદેશ દોડાવી.

(૮)

નેહ ભરી નમણી એ નલિની,
નાજુક નારી નવેલી અલબેલડી!
દ્દષ્ટિ મ્હેં દેશ વિદેશ દોડાવી.

(૯)

અંતર ઓળખનાર સખી એ,
દીઠી મ્હેં એકજ દેવી અલબેલડી!
દ્દષ્ટિ મ્હેં દેશ વિદેશ દોડાવી,

(૧૦)

રંકની લક્ષ્મી રૂપે એ લલિતા,
ભવ ભવ એજ સાહેલિ અલબેલડી!
દ્દષ્ટિ મ્હે દેશ વિદેશ દોડાવી.






# દુનિયાની દુગ્ધાથી દૂર !

## અથવા નિવૃત્તિ એ ખરો સન્તોષ.

અનુવાદક: રા. રા. જાદવરાય હકુમતરાય ઠાકોર.

( માર્ચ એપ્રીલ, ૧૯૨૦–ના અંકથી ચાલુ )

### ૧૪. વિચારશક્તિનો ઉપયોગ.

૧ વિચાર શક્તિ આંધળી છે અને તે આત્મા–બ્રહ્મ–તરફ દોરવી નહીં લઇ જતાં આડે માર્ગે લઇ જાય છે એવું આપણે સાંભળીએ છીએ આ વાત જો ખરી હોય તો વિચાર શક્તિ વગર ના રહેવું અથવા થવું, અને તે પ્રમાણે થવા બીજાને કહેવું એ વધારે સારૂં છે. એમ છતાં પણ વિચાર શક્તિ વાળી દૈવી બુદ્ધિને ખંત રાખી કેળવી હોય તો તેથી શાંતિ અને મનની સ્થિરતા પ્રાપ્ત થાય છે, અને જીવના સંદિગ્ધ વિષયો અને ગુંચવણોને આનંદથી દૂર કરવા શક્તિવાન થવાય છે એવું આપણે શોધી કહાડ્યું છે.

૨ એતો ખરૂં છે કે વિચાર શક્તિ કરતાં વધુ ઉત્તમ, રે, આત્મા–બ્રહ્મ–ના ચૈતન્ય કરતાં વધુ ઉત્તમ જ્યોત છે, પરંતુ વિચાર શક્તિની મદદ વગર તેને સમજી શકાય તેમ નથી. જેઓ વિચાર શક્તિરૂપી દીવાને સંકોરવા ના પાડે તેઓ એ પ્રમાણે ના કબુલ રહે ત્યાંસુધી બ્રહ્મની જ્યોત જોઇ શકે નહી. તેનું કારણ એ છે કે વિચાર શક્તિની જ્યોત એ બ્રહ્મની જ્યોતનું પ્રતિબિંબ છે.

૩ વિચાર શક્તિ એ એક પ્રકારનું દોહન કરવાનો ગુણ છે તે ગુણની એક બાજુએ આસુરી વૃત્તિ અને બીજી બાજુએ દૈવી સંપત્તિ રહેલી છે, વિચાર શક્તિને ખરીરીતે ઉપયોગમાં લીધી હોય તો તે આસુરી વૃત્તિના અજ્ઞાનમાંથી દૈવી સંપત્તિના જ્ઞાનમાં લઇ જાય છે, એતો ખરૂં છે કે વિચાર શક્તિ પૂર્ણરીતે ખીલી ન હોય તો તે આસુરી વૃત્તિ તરફ દોરવાઇ જાય ખરી. તેને વધુ વિસ્તારમાં ખીલવવામાં આવે તો આપણામાંથી સ્વાર્થી પ્રકૃતિ નિકળી જાય છે અને જીવાત્માને પરમાત્મા સાથે 'છેવટ' સંલગ્ન કરાવે છે.

૪ જે મનુષ્ય પોતાના આધ્યાત્મિક બળથી પરમાત્માની ખોળ કરવા તજવીજ કરે છે તે ઘણી વખત આડે માર્ગે ચડી જાય છે એમ જે કહેવાય છે તેનું કારણ, તેની વિચાર શક્તિ નહીં પરંતુ તેની કોઇ કોઇ આસુરી વૃત્તિનો મોહ અને તે છોડવાની તેની નામરજી છે. જે મનુષ્ય પોતાની વિચાર શક્તિરૂપી દીવાનો ઉપયોગ બ્રહ્મની ખોળ માટે કરશે તે અજ્ઞાન રહેશે નહી.

એક મહાત્માનું વચન છે કે " આવો, આપણે બેસી મળીને વિચાર શક્તિથી બ્રહ્મનું શોધન કરીએ. તેમ કરવાથી તમારાં પાપ ગમે તેવાં અઘોર હશે તોપણ તેમાંથી તમે મુક્ત થઇ જશો."

૫ ઘણાં સ્ત્રી પુરૂષો પોતાની વિચાર શક્તિનો ઉપયોગ કરતા ન હોવાથી અસંખ્ય દુ:ખો ભોગવી આખરે પાપ કરતાં કરતાંજ મરી જાય છે. તેનું કારણ એજ કે વિચાર શક્તિરૂપી દીવાના ઝાંખા કારણથી પણ નાશ થાય એવી તેમની અજ્ઞાન ભ્રમણાઓને તેઓ છોડતા નથી. માટે જેઓ પાપ તથા દુ:ખ રૂપી કાળા પોષાકને બદલે સુખશાંતિરૂપી ઉજ્વલ પોષાક ધારણ કરવા ઇચ્છતા હોય તેમણે પોતાની વિચાર શક્તિનો છૂટથી પૂર્ણરીતે અને શ્રદ્ધા રાખી ઉપયોગ કરવો જોઇએ.

૬ વિચાર શક્તિ વચલે માર્ગે ચાલે છે અને તે ઉત્તમ શાંતિ મેળવી આપે છે તે માર્ગે ચાલવા આપણે મનુષ્યોને સમજાવીએ છીએ તેનું કારણ આ બ્રહ્મ વાક્યોની ખાત્રી આપણને થઇ ચુકી છે અને તે આપણે સમજ્યા છીએ વિચાર શક્તિ ચલાવવાથી મનુષ્ય મોહમાયા ( પ્રવૃત્તિ ) અને સ્વાર્થનો ત્યાગ કરી, શ્રદ્ધા રાખવાના અને ક્ષમાશીળ થવાના શાંત અને મધુર માર્ગ તરફ વળે છે બધી બાબતોનો વિચાર કરી જેમાં સજ્જનપણું લાગે તે ગ્રહણ કરવું એવી જે આજ્ઞા, તેને જે મનુષ્ય સંપૂર્ણરીતે વળગી રહે તે આડે માર્ગે જાય નહી અથવા અંધ ગુરૂઓને અનુસરે નહી. જેઓ વિચાર શક્તિને ઉત્તમ ગણતા નથી તેમને આત્મા છે-બ્રહ્મનો માર્ગ મળતો નથી.

૭ અનીશ્વર વાદ સાથે વિચાર શક્તિને કોઇ રીતે ગાઢો સબંધ હોય એવી વિચિત્ર ભ્રાંતિ ઘણા લોકોમાં છે તેનું કારણ એ છે કે ઈશ્વર ન હોવાનું જે લોકો સાબીત કરવા યત્ન કરે છે, તે લોકો હર વખત બોલે છે કે અમે અમારી વિચાર શક્તિ અનુસાર ચાલીએ છીએ, અને જેઓ ઈશ્વર હોવાનું કહે છે, તેઓ પોતાની શ્રદ્ધા ઉપર આધાર રાખવાનું કહે છે, એમ છતાં પણ આવી રીતે વાદવિવાદ કરનારાઓ બુદ્ધિ અથવા શ્રદ્ધાને નહી અનુસરતાં ઘણું ખરૂં વહેમમાં તણાય છે તેમની ધારણા આત્મા-બ્રહ્મ-ને ખોળી કાઢવાની નહી છતાં પ્રથમ જે મત બંધાઇ ગયો હોય તેનો બચાવ કરી તેને પુષ્ટી આપવાનો હોય છે.

૮ વિચાર શક્તિને ક્ષણિક અનુમાન સાથે સબંધ નહી છતાં સિદ્ધ થયેલી બાબતો સાથે સબંધ હોય છે અને જેનામાં નિર્મળ અને ઉત્તમ વિચાર ચલાવવાની બુદ્ધિ છે, તે વહેમમાં તણાયો નહીં જતાં તેની પ્રથમની ખોટી ભ્રાંતિઓને નકામા ગણી દૂર કરે છે, તે સાબીત યા નાસાબીત કરવા યત્ન નહી કરતાં સામસામી બાબતોની તુલના કરી, અને દેખતી સર્વ બાબતોને એક સ્થળે લાવી, ઠંડા પેટે સંભાળ પૂર્વક તેની તુલના કરી વિચાર ચલાવે છે, અને એ પ્રમાણે શ્રમ ઉઠાવી બ્રહ્મને પ્હોચી વળે છે

૯ જે સઘળું નિર્મળ અને નમ્ર, વ્યવહાર અને વાજબી છે તે સાથે બુદ્ધિનું સગપણ થયલું છે. જુલમી મનુષ્યને " બુદ્ધિ વગરનો, " દયાળુ અને ડાહ્યા મનુષ્યને " વિચારશીળ-વિવેકી, " અને ગાંડા મનુષ્યને તેનામાં " બુદ્ધિ ન હોવાનું " આપણે કહીએ છીએ. આ ઉપરથી જણાય છે કે એ શબ્દ જોકે ઘણું કરીને બહુ સાદી અર્થમાં અજાણપણે વપ-

રાય છે તોપણ તેમાં જરાપણુ ખોટુ નથી, અને વિચાર શક્તિ એ કોઇ પ્રેમ, પરન્ વિચાર વિવેક અને અકલ હુશીઆરી નથી પણ તે દૈવી ગુણો તરફ દોરી લઇ જાય છે અને તેને તે દૈવી ગુણો સાથે એવો સબધ રહ્યો છે કે તેમનાથી તેને છુટા પડાય તેમ નથી

૧૦ મનુષ્યમાં જે કંઇ અમીરી અને મોહતાવાળુ હોય તે સઘળુ તેની બુદ્ધિ દર્શાવી આપે છે એનામા ને મૂર્ખમાં ફરક એટલો છે કે મૂર્ખ તેની પશુવૃત્તિને અંધ રીતે અનુસરે છે અને મનુષ્ય જે પ્રમાણમા પોતાની વિચારશક્તિ-બુદ્ધિ-ને નહીં અનુસરતા પોતાની વાસનાને અનુસરે છે તે પ્રમાણમા તે મનુષ્ય મૂર્ખ-જાનવર જેવો કહેવાય છે

૧૧ આ ઉપરથી સમજાય છે કે વિચાર શક્તિ એવી છે કે તે બ્રહ્મસુધી પણ પ્હોચી શકે છે

૧૨ જે મનુષ્યમી બુદ્ધિ ખીલી નથી અને જેનામા પરોપકાર બુદ્ધિ નથી તેવો મનુષ્ય શબ્દના અર્થ માટે મારામારી કરે છે; પરંતુ કોઇ મનુષ્ય પોતાના પરોપકારી ભાવનો વધારો કરતો જઇ પોતાની બુદ્ધિનો વિસ્તાર વધારતો જાય તો શબ્દો ઉત્તમ અર્થવાળા થાય છે, અને જરૂરાઠી પ્રમાણ ધારણ કરે છે માટે શબ્દોના સબંધે મૂર્ખાઇના વદવિવાદ છોડી દો, અને વિચારશીલ મનુષ્યોની માફક સિદ્ધાંતની શોધ કરો અને જેનાથી સલાહ સંપ થાય તેવુ વર્તન આચરો.



## ૧૫. મન ઉપર કાબુ.

૧ મનુષ્ય પોતાના મન ઉપર કાબુ રાખવા માંડે નહી, ત્યાંસુધી તે ઉત્તમ જીવન ગાળે નહી, તે સિવાય તેનુ જીવન વૃથા છે તેવો મનુષ્ય પોતાની તૃષ્ણાને જાનવરની માફક તૃપ્ત કરે છે અને પોતાનું મન જ્યાં દોડે ત્યા તે જાય છે. તે પોતાનુ શુ ગુમાવે છે તે જાણતો ન હોવાથી, જાનવર જેવુ સુખ તે ભોગવે છે, દુઃખ માટે શા ઇલાજ લેવા તે તે જાણતો ન હોવાથી, જાનવર જેવુ દુઃખ પણ તે ભોગવે છે તેનું જીવન શા સારૂ છે તે ઉપર બુદ્ધિ અનુસાર વિચાર તે ચલાવતો નથી અને કોઇ ખરા ઉપયોગી વિચાર અથવા સિદ્ધાંતને સબંધ કરેલા ન હોય એવી આકુળતા, લાલસા અને ગ્રેમચાલભરી મગજની મેહુીમા પોતાનું જીવન ગાળે છે. જે મનુષ્યનુ જીવન આવુ બેકાબુ અને અવ્યવસ્થિત હોય તે સસારિક બાહ્ય જીવનમા આ ફાંસો ભાભલો દેખાય તેમા નવાઇ નથી-અને કોઇ તે પોતાની તૃષ્ણામા તણાતો જઇ જીવનના સુખભોગની વસ્તુઓ ઓછા વત્તા પ્રમાણમા મેળવે તોપણ તે કોઇ કાર્ય સિદ્ધિ કરી શકે નહીં, અથવા ખરૂ લોકોપયોગી કામ ૧૨ પાડી શકે નહી, અને તેથી જે માનસિક બળથી બાહ્ય જીવન ઘડાય છે તે બળને બરોબર રીતે અવ્યવસ્થિત કરી ચલાવવામાં તે નિષ્ફળતા મેળવશે અને તેના પરિણામે વહેલો મોડો ભારે ખોટમાં અથવા સકટમાં આવી પડશે

૨ સસારમાં લાંબી મુદ્દત ટકે એવું કોઇ કામ કોઇપણ મનુષ્ય કરી શકે તે પહેલા, તેણે

પોતાના મન ઉપર થોડો ઘણો કાબુ મેળવવો જોઇએ. બેને બે તે ચારજ થાય, તેનાજેવો આ કોયડો છે; કારણ "જીવનનો વિસ્તાર હૃદયમાંથી થાય છે." મનુષ્ય પોતાના ભીતરના વેગો ઉપર કાબુ રાખી શકે નહીં તો આ બાહ્ય જીવનમાં જે પ્રવૃત્તિઓ રહેલી છે તેની ઉપર લાંબો વખત દૃઢ અંકુશ રાખી શકે નહીં. એથી ઉલટું મનુષ્ય પોતાના મન ઉપર જેમ જેમ કાબુ મેળવતો જાય છે તેમ તેમ સંસારમાં તે, ઉચ્ચ અધિકારની પરોપકારની અને સિદ્ધિ પ્રાપ્ત કરવાની પાયરી ઉપર ચઢતો જાય છે.

૩ જાનવર અને નહીં કેળવાયલા મનુષ્યના જીવન વચ્ચે ફરક માત્ર એટલોજ છે કે મનુષ્યની તૃષ્ણાનું ક્ષેત્ર વિશાળ છે અને તેથી તેને દુઃખ પણ ઘણું ખમવું પડે છે. આત્મ સંયમ, શિયળતા, ધૈર્ય અને એવા એવા જે તોફા ગુણો જે જીવમાં હોય છે તે તેનામાં ન હોવાથી આવા મનુષ્ય માટે એમ કહેવાય કે તે જીવતો મુવો છે. આવા મનુષ્યના અંતરજ્ઞાનમાં આત્મા સુવેલો છે તે સજીવન થયે તે પામર દુઃખી જીવને સચેતન કરી, આ દુનિયામાં તેનો જન્મ થવાનું કારણ શું છે તેનું જ્ઞાન તેને કરાવશે.

૪ મનુષ્ય પોતાના મન ઉપર કાબુ રાખવા માંડે ત્યારથી તે ઉત્તમ જીવન ગાળવાની શરૂઆત કરે છે, કારણ તે પછીથીજ, આ કંઇ કે તે કંઇ એવા ગુંચવાડાને દૂર કરવા તથાં એક દૃઢ નિશ્ચય ઉપર આવવા તૈયારી કરે છે. પોતાનું મન ખેંચી લઇ જાય ત્યાં તે નહીં જતા, પોતાની તૃષ્ણા રૂપી લહેરને કાબુમાં રાખે છે, અને બુદ્ધિ તથા વિવેક અનુસાર જીવન ગાળે છે. હાલસુધી તેનું જીવન નકામું અને નિરર્થક હતું; પરંતુ હવે તે પોતાનું ભાવી ઘડવા માટે ખરા દિલથી કોશિષ કરે છે. તે "યોગ્ય અધિકારી-સંસ્કારી-થયો છે અને તેનું મન સ્વસ્થ રહે છે."

૫ મન ઉપર કાબુ રાખવાની આત્મ સંયમ, હૃદયશુદ્ધિ, અને ત્યાગ એ ત્રણ ભૂમિકાઓછે.

૬ હાલ સુધી જે વિકારોમાં તે ગાંડા જેવો બની જતો હતો તે વિકારો સંબંધે પોતાના મન ઉપર કાબુ રાખી તે પોતાની જાતને સુધારવા માંડે છે. તે લોભ મોહને પત કરતો નથી, અને કર્મેદ્રિયની સરળ તથા સ્વભાવિક વાસના તૃપ્ત કરવામાં પ્રથમ જેમ મશગુલ રહેતો, તે પ્રમાણે તેમાં નહીં ફસાવા માટે હવે તે સાવધ રહે છે. પોતાની ભુખ ઉપર તે કાબુ રાખે છે અને પોતાનું શરીર માણસાઇને શોભે તેવું જીવન ગાળે તથા તેવાં કાર્ય કરે, તથા જીભના સ્વાદમાં ઉણપ નહીં આવતાં એક ચોખ્ખા હથીઆર રૂપ બને એવી રીતે અક્કલવાળા મનુષ્યની માફક તે ખાય છે તથા મિતાહારપણું આચરી, ખોરાકની પસંદગી યોગ્ય વિચાર કરી કરે છે. તે પોતાની વાણી ઉપર, મિજાજ ઉપર, અને ટુંકામાં કહીએ તો, પોતાની દરેક પશુવૃત્તિ તથા લાલસા ઉપર અંકુશ રાખે છે, અને પોતાના કાર્યો પોતે અભીમાન નહીં ધરાવતાં તે તે કાર્યો તેનો આત્મા કરે છે એમ લેખે છે. બાહ્ય જીવનમાંથી ભીતર જીવનને બદલે ભીતર જીવનમાંથી બાહ્યજીવન ગાળવાની આ એક રીત છે પ્રથમ તે ઉલટી રીતે વર્તતો હતો હવે એક ધ્યેય વસ્તુની કલ્પના કરી પોતાના હૃદયના પવિત્ર સ્થાનમાં તેને બીરાજમાન કરી, તેની આજ્ઞા તથા ઇચ્છા મુજબ તે વર્તે છે,

૭ તત્વજ્ઞાનમાં એક સિદ્ધાંત છે કે સૃષ્ટિના દરેક રજકણમાં તેમજ રજકણના દરેક જથ્થાના ભીતરમાં એક સ્થિર બિંદુ છે કે જે, સૃષ્ટિની બધી પ્રવૃત્તિઓનું મૂળ હોય તેમને પોષણ આપે છે. આ ગમે તેમ હોય તોપણ એટલું ખરૂં છે કે દરેક સ્ત્રી પુરૂષના હૃદયમાં એક વિદેહી બિંદુ છે જેના વગર બાહ્ય શરીર હોઇ શકે નહીં. એ બિંદુ તરફ દુર્લક્ષ કરવાથી દુઃખ અને ગોટાળો ઉભો થાય છે. આ વિદેહી બિંદુ નિરંજન નિરાકાર અને નિષ્ક્રિય છે અને તેની પ્રાપ્તિ દરેક મનુષ્ય ઇચ્છવા લાયક છે. મનુષ્યને તેની આસુરી વાસનામાંથી અને મોહ માયાથી બચાવી અમર કરે છે તેજ બિંદુ આ છે.' સર્વ મનુષ્યમાં દિવ્ય અને અગર એવો જે રામ રમી રહ્યો છે તેજ તે છે, અને ઘણા યુગો વીતી ગયા પણ તે જ્યાંનો ત્યાં સ્થિર છે.

૮ મનુષ્ય જેમ જેમ પોતાના મન ઉપર કાબુ રાખતો જાય છે તેમ તેમ ભીતરની ખરી વસ્તુની વધુ નજીક તે પ્હોંચે છે અને તેને મોહમાયા તથા ખેદ, સુખ તથા દુઃખની અસર કમી થતી જાય છે અને માણસાઇને છાજે તેવી દ્રઢતા તથા ધૈર્ય બતાવી એકસરખુ સદગુણી જીવન ગાળે છે. વિકારો ઉપર કાબુ રાખવો એ મન ઉપર કાબુ રાખવા માટે પ્રથમ પગથીઉં છે અને તેની પછવાડે તરતજ મનને નિર્મળ કરવાની ક્રિયા થવા માંડે છે જ્યારે કોઇ વિકારનો ઉદ્‌ભવ તેના મનમાં થાય ત્યારે તેને અટકાવીને જ નહીં, પરંતુ તેનો ઉદ્‌ભવ થવા પામે જ નહીં એવી રીતે તે તેને દાબી દે છે. આવી રીતે મનુષ્ય વિકારને પોતાના મન તથા હૃદયમાંથી જડ મૂળથી કહાડી નાખી પોતાને નિર્મળ બનાવે છે મનુષ્યને પોતાના વિકારો ઉપર અંકુશ રાખવાથી તેને કદીપણ શાંતિ મળવાની નથી, પોતાનો ઉચ્ચ આશય પાર પાડી શકવાનો નથી—તે વિકારોને તેણે નિર્મળ કરવા જોઇએ.

૯ આસુરી પ્રકૃતિને નિર્મળ કરવાથી જ મનુષ્ય દ્રઢ અને દૈવી થાય છે, ભીતરના ધ્યેય બિંદુ—આત્મા—ઉપર ટગર ટગર જોયા કરે છે અને લોભ મોહને નિર્બળ તથા નિરર્થક બનાવી દે છે. આ હૃદયશુદ્ધિ સંભાળ પૂર્વક વિચારથી, ખરા દિલના ચિંતનથી અને નિર્મળ આકાંક્ષા રાખવાથી થાય છે, અને જ્યારે સિદ્ધિ પ્રાપ્ત થાય છે ત્યારે મન અને પ્રાણનો ગુંચવાડો ખસી જાય મનની શાંતિ અને અદ્વૈત વાદના વર્તનનો ઉદ્‌ભવ થાય છે,

૧૦ હૃદયશુદ્ધિથી આસુરી પશુવૃત્તિ અલોપ થઇ નહીં જતાં તે માનસિક તથા અધ્યાત્મિક શક્તિનાં રૂપમાં ફેરવાઇ જાય તેમાંથી ખરૂં બળ, શક્તિ અને કાર્ય સાધકપણાનો ઉદ્‌ભવ થાય છે વિચાર અને કર્મમાં નિર્મળ, એવા જીવનથી શક્તિ વધે છે. અનીતિનું જીવન ભલે ન ગાળો, પણ તેવા વિચાર કરવાથી શક્તિ ઘટે છે નીતિવાન મનુષ્ય વધુ શક્તિવાળો હોય છે અને તેથી તે પોતાની યોજનામાં ફતેહ મેળવવામાં તથા પોતાની ધારણા પાર ઉતારવામાં અનીતિવાન મનુષ્ય કરતાં વધુ લાયક નીવડે છે. જ્યાં અનીતિવાન મનુષ્ય પાછો હઠી જાય છે ત્યાં નીતિવાન મનુષ્ય આગળ વધી કાર્ય સિદ્ધિ મેળવે છે; કારણ તે પોતાની શક્તિઓને વધુ શાંત મનથી, વધુ ચોકસાઇથી અને વધુ સંકલ્પબળથી દોરવે છે.

૧૧ નીતિમાં સુધારો વધારો થવાની સાથે જેમ વધતું જાય છે તેમ માણસાઇની દ્રઢતાવાળા

અને સદ્‌ગુણવાળાં દ્રવ્યો ક્રમે ક્રમે શક્તિરૂપે વધુ ખીલતા જાય છે, અને મનુષ્ય પોતાની આસુરી વૃત્તિને જેટલા પ્રમાણમાં વશ વર્તાવી તેને પોતાની મરજી માફક દોરવે છે, તેટલા પ્રમાણમાં તે પોતાના જીવનના બાહ્ય સંજોગો ઘડી શકે છે અને બીજા લોકોનું મન લોક-હિત કાર્ય કરવા તરફ વાળી શકે છે.

૧૨ હલકી વાસનાને તથા અનીતિના અયોગ્ય વિચારોને મનમાંથી કહાડી નાખવા, અને તેમને ફરી દાખલ થવા નહીં દેતાં મરી જવા દેવા એ, મન ઉપર કાબુ રાખવાની ત્રીજી ભૂમિકા જે ત્યાગ, તે છે. મનુષ્ય જેમ વધુ નીતિવાન થતો જાય છે તેમ તેના લક્ષમાં આવતું જાય છે કે તેના તરફથી પુષ્ટિ મળ્યા સિવાય સઘળી પાપ વાસના નિર્બળ છે, અને તેથી તે તેમના તરફ દુર્લક્ષ કરી પોતાના જીવનમાંથી તેમને દૂર કરે છે મન ઉપર કાબુ રાખવાનો આ માર્ગ પકડવાથી જ મનુષ્ય દૈવી માર્ગ ચઢી તેવું જીવન ગાળે છે, અને જ્ઞાન, ધૈર્ય, ખામોશ, દયા અને પ્રેમ જેવા ખાસ દૈવી ગુણો દર્શાવે છે જીવની સઘળી અસ્થિરતા અને સંકલ્પોની પાર જતાં, તથા જ્ઞાનમય 'અને અચળ શાંતિવાળું' જીવન ગાળતાં, મનુષ્યને જ્યાં અમરતત્વનું જ્ઞાન થાય છે તે સ્થળ અહીંઆં જ છે, એવું તે સમજે છે.

૧૩ મન ઉપર કાબુ રાખવાથી હરકોઇ મનુષ્ય વિકાર રહીત બની ઉત્તમ સદ્‌ગુણી થાય છે અને દરેક વસ્તુનું ભીતર પોતાના સરખુંજ છે એ પ્રમાણે સાક્ષાત્કાર કરતો તે ઉંવટે પરમેશ્વરનો પવિત્ર અંશ ચિદ્દઅંશ–બને છે

૧૪ મન ઉપર કાબુ રાખ્યા સિવાય, મનુષ્ય જાનવર જેવી નીચી પાયરીએ ઉતરતો જાય છે અને પોતાની કાળાં કર્મો રૂપી કીચડમાં એક ભૂલા પડેલા જીવની માફક છેવટે નીચું જોઇ ચાલે છે. મન ઉપર કાબુ રાખવાથી મનુષ્ય વધુ અને વધુ સન્માર્ગે ચઢે છે અને લગભગ દેવને દરજ્જે પ્હોંચે છે, અને પોતાની સાત્વીકતાના તેજથી ઉંચે ચઢી પોતાના દીવ્ય તેજમાં, એક મુક્ત થયેલા જીવ તરીકે ટટાર ઉભો રહે છે, હરકોઇ મનુષ્ય પોતાના મન ઉપર કાબુ રાખે તો તે ઇશ્વરી જીવન ગાળે. તે પોતાના મન ઉપર કાબુ રાખે નહીં તો તેની પાયમાલી થાય–જેમ કોઇ ઝાડના કાળાનિ સંભાળ પૂર્વક છાંટી તે ઝાડને ઉછેરવામાં આવે તો તે ઝાડ સૌંદર્યમાં, ભરાવમાં અને વધુ ફળ આપવામાં, વૃદ્ધિ પામે છે, તેમ મનુષ્ય પોતાના મનમાંથી દુષ્ટ વાસના રૂપી ડાળાંઓને છાંટી નાંખે, અને અચૂક પ્રયાસથી સજ્જનપણાને સંભાળી તેમાં સતત વધારો કરતો રહે તો તે સૌંદર્યમાં અને લાવણ્યતામાં વૃદ્ધિ પામતો જાય.

૧૫ હરકોઇ મનુષ્ય પોતાના ધંધામાં મ્હાવરાથી જેમ હોશીઆરી મેળવે છે તેમ ખરા દિલનો મનુષ્ય સજ્જનપણામાં અને વિવેકમાં હુશીઆર થતો જાય છે. મન ઉપર કાબુ રાખવો–એ શરૂઆતમાં દુઃખદાયક અને ત્રાસદાયક છે અને મનને તેની વાસના પ્રમાણે વર્તવા દેવું એ શરૂઆતમાં મધુર અને મોહક છે તેથી મનુષ્યો મન ઉપર કાબુ રાખવામાં પાછા હઠી જાય છે. પરંતુ વાસનાનું પરિણામ અજ્ઞાન અને દુઃખ છે, એથી ઉલટું મન ઉપર કાબુ રાખવાથી અમરપણું અને શાંતિ મળે છે.

ચસકાતું નથી, અને તેની મદદથી દરેકોઇ મનુષ્ય, યોગ્ય સમયે પોતાનો દ્રઢ સંકલ્પ પાર ઉતારે છે.

૯ ઉતાવળીઆ નિશ્ચયો નિષ્ફળ નિવડે છે જે કાંઇ આવી પડે તે સહન કરવા મનને મજબૂત બનાવવું જોઇએ

૧૦ ઉન્નત માર્ગે જવા નિર્ણય કર્યો કે તરત જ માયા આવી, કસોટી કરવા માંડે છે. મનુષ્યો સુંદર અને વધુ ઉમદા જીવન ગાળવાના નિર્ણય ઉપર એક વખત આવ્યા કે તરતજ સુંદર માયા અથાગ મુશ્કેલીઓના રૂપમાં તેમને એવી સપડાવી દે છે કે તેમની સ્થિતિ સમસમ અસહ્ય થઇ પડે છે અને આ કારણને લીધે ઘણા મનુષ્યો પોતાનો નિર્ણય જતો કરે છે આવુ આપણને માલુમ પડી આવ્યું છે.

૧૧ પુનરોદ્ધારનું જે કાર્ય કરવા માટે મનુષ્ય એક નિર્ણય ઉપર આવે છે તે કાર્યનું મુખ્ય અંગ માયા અને તેની કસોટી છે અને તે નિર્ણય પ્રમાણે કાર્ય કરવુ હોય તો તેમને મિત્રોની માફક આવકાર આપવો જોઇએ અને હિંમત રાખી તેમને ભેટવું જોઇએ નિર્ણયનો ખરો હેતુ શો છે. અમુક પ્રકારના વર્તનને એકદમ બંધ કરી તદ્દન નવા માર્ગે જવા યત્ન કરવો, એ સિવાય બીજું શું ? જોરમાં વહેતા ઝરા અથવા નદીના પ્રવાહને તેનો માર્ગ બીજી દીશા તરફ વાળવા કોઇ ઇજનેર જે એક નિશ્ચય ઉપર આવે છે તેનો વિચાર કરો. તેણે પ્રથમ નવી ખાડી ખોદવી જોઇએ, અને પછી પોતાનું કાર્ય પાર પાડવામાં નિષ્ફળતા પ્રાપ્ત થાય નહી તે માટે સાવચેતી રાખવી જોઇએ. પરંતુ જ્યારે તે પ્રવાહને નવી ખોદેલી ખાડીમાં વાળવાની જોખમી અને જરૂરી પ્રસંગ આવે છે ત્યારે તે પ્રવાહના જોસ, જે કેટલોક કાળ થયા એક સરખી રીતે વહ્યા કરતો હતો તે જોસ કાબુમાં ન રહે તેવો થઈ જાય છે અને એજ પ્રસંગે તે કાર્ય પૂર્ણ રીતે પાર પાડવા માટે તે ઇજનેરે ધૈર્ય અને સંભાળ રાખી ચતુરાઇ વાપરવાની છે, તેજ પ્રમાણે જે મનુષ્ય પોતાના વર્તનનો માર્ગ બીજી ઉન્નત દીશા તરફ વાળવા નિર્ણય કરે છે તેણે તે પ્રમાણે વર્તવાનું છે તેણે નવી ખાડી ખોદ્યા પછી એટલે પોતાના મનને પાત્ર બનાવ્યા પછી, માનસિક બળોનો જે પ્રવાહ હાલસુધી અવિચ્છિન્ન રીતે વહ્યો જતો હતો તે પ્રવાહને બીજી દીશા તરફ વાળવાનું કાર્ય તેણે કરવાનુ છે. આ કાર્યની શરૂવાત થાય છે એટલે માયાની કસોટીઓ જે હાલ સુધી ગુપ્ત અને શાંત રહી હતી તે તરતજ જબરૂં રૂપ પકડવા માંડે છે. અને આવી સ્થિતિ ઉભી થવી જ જોઇએ જે નિયમ પાણીના પ્રવાહમાં કાર્ય કરે છે, તેજ નિયમ મનમાં પ્રવર્તે છે કોઇ પણ મનુષ્ય વસ્તુસ્થિતિના નિર્ણયાત્મક નિયમમાં સુધારો વધારો કરી શકે નહીં, પરંતુ તે સબંધે તેણે બબડાટ કરવાનો નથી તથા વસ્તુસ્થિતિ જુદા પ્રકારની હોય એમ ઇચ્છવાનું નથી જે મનુષ્ય પોતાના મનના પુનરોદ્ધાર માટે જે જરૂરનું હોય તે ગ્રહણ કરે તે મનુષ્ય સંકટ આવવામાં આનંદ માને છે અને સમજે છે કે તેમાંથી પસાર થયેથી જ તેને દ્રઢતા અને હૃદયશુદ્ધિ પ્રાપ્ત થઇ શાંતિ મળશે. તે ઇજનેર તે પ્રવાહને વધુ સરસ અને પ્હોળી ખાડીમાં ( કદાચ ઘણી ભૂલો કરી અને નિષ્ફળતા પ્રાપ્ત કરી ) વહેરાવવા, જેવીરીતે ફતેહમંદ થાય છે, અને તે પાણીનું તોફાન બંધ પડ્યા

પછી બધી પાળોને ખસેડી શકે છે તેવી રીતે નિર્ણય ઉપર આવેલો મનુષ્ય જે વધુ સરસ અને ભવ્ય માર્ગે જવા ઇચ્છા રાખે છે તે માર્ગે પોતાના વિચારો અને કાર્યોને વાળવા છેવટે ફત્તેહમંદ થાય છે અને કસોટી કરનારી માયાના પ્રસંગો ખસી જઇ તે સ્થળે પાકી દ્દઢતા અને અચળ શાંતિ દાખલ થાય છે.

૧૨ જે મનુષ્યનું મન તેની અંતઃપ્રેરણા પ્રમાણે કામ કરતું નથી, અને જે પોતાનું મન તથા વર્તન અમુક દિશા તરફ વાળવા માટે આતુર હોય તેણે પોતાના નિર્ણયને ખરા દિલના વિચારથી જાત પરીક્ષા કરી પાકો કરવો જોઇએ અને છેવટના વિચાર ઉપર આવી તેણે પોતાનો નિર્ણય ઘડવો જોઇએ. દરેકાઇ પ્રસંગમાં પોતાના નિર્ણયને પૂર્ણ રીતે વળગી રહેવું જોઇએ એટલે પોતાની સારી ધારણા પાર પાડયા શિવાય રહેશે નહીં; તેનું કારણ એ છે કે તે મનુષ્યના પાપ ગમે તેવા ભારે હોય, અથવા તેણે ઘણી ભૂલો અને ઠોકરો ખાધી હોય તોપણ જેણે વધુ સરસ માર્ગ ખોળી કહાડવા ખરા દિલથી નિર્ણય કર્યો છે તેનું રક્ષણ પરમાત્મા પોતાની મહાન શક્તિથી કરે છે અને જે કાંઇ અંતરાય હોય તેને પાકા અને અડગ ઠરાવના બળથી દૂર કરી દે છે.

---

## ૧૭. ઉત્કૃષ્ટ કાર્યસિદ્ધિ—મોક્ષ.

૧ દેહભાવ ઉપર જય મેળવવાથીજ બ્રહ્મને પામી શકાય છે.

૨ આસુરી વૃત્તિને દૂર કરવાથી જ આનંદ પ્રાપ્ત થાય છે.

૩ બ્રહ્મના માર્ગમાં મનુષ્યને દેહભાવ આડખીલી છે.

૪ મોહ માયા અને વિકારો મનુષ્યને પ્રતિબંધ કરનારા હોવાથી તેજ તેના દુઃખનો છે.

૫ મનુષ્યને જ્યાંસુધી આ બાબતનું જ્ઞાન થાય નહીં અને પોતાના હૃદયને નિર્મળ કરવા મંડે નહીં, ત્યાંસુધી જે માર્ગે જ્ઞાન અને શાંતિ મળે છે તે માર્ગ તેને જડયો કહેવાય નહીં.

૬ જ્યાંસુધી મનોવિકાર સમાવાય નહીં ત્યાંસુધી બ્રહ્મ ઓળખવામાં આવતો નથી આ દૈવી નિયમ છે.

૭ મનુષ્ય મોહમાયામાં પડયો રહે અને બ્રહ્મને પામે એવું બને નહીં.

૮ સ્વાર્થનો જડમૂળથી નાશ થયો નથી ત્યાંસુધી માયા વળગેલી રહે છે.

૯ દેહભાવને દૂર કરવો એ કાંઇ ગુપ્ત મનઃ કલ્પના નથી પરંતુ ખરેખરી અને આચારમાં મુકાયલી બાબત છે.

૧૦ જો કાંઇ પણ કાર્યસિદ્ધિ મેળવવી હોય તો અડગ શ્રદ્ધાથી અને નિર્ભય નિર્ણયથી તે ક્રિયા દરરોજ વખતો વખત કરવી જોઇએ.

૧૧ ઝાડ જેમ ક્રમે ક્રમે વધે છે તેમ તે ક્રિયામાં ક્રમવાર ભૂમિકા હોવાથી નિયમિત રીતે આગળ વધવાનું બને છે, અને ઝાડને સંભાળપૂર્વક તથા ધૈર્યથી કેળવ્યાથી જ

ફળ આપે છે તેમ ખરા વિચાર અને વર્તનનો વધારો કરતા રહી, મનને ચોક્કસ રીતે અને ધૈર્યથી કેળવ્યાથી જ ગુરૂપદના નિર્મળ અને મધુર ફળો મળી શકે છે.

૧૨ મનોવિકાર જેમાં બધી ખરાબ આદતોનો અને ખોટા કૃત્યોનો સમાવેશ થાય છે તેને દબાવવા માટે નિચે પ્રમાણે પાંચ ભૂમિકા છે.

૧ શમદમ. ૨ તિતિક્ષા (સહનતા). ૩ ઉપરતી (સર્વ પ્રપંચથી નિવૃત્તિ). ૪ જ્ઞાન ૫ સમાધાન.

૧૩ મનુષ્યો પોતાના પાપકર્મને દૂર કરી શકતા નથી તેનું કારણ એ છે કે તેઓ અવળા છેડાથી શરૂવાત કરે છે. તેઓ પ્રથમની ચાર ભૂમિકામાંથી પસાર થયા સિવાય સમાધાન એટલે મોક્ષની ભૂમિકામાં એકદમ જવા માગે છે. એટલે જે વાડીવાળો પોતાના ઝાડોની ચાકરી અને કેળવણી કર્યા સિવાય તેને સારા ફળ લાગે એવી ઇચ્છા રાખતો હોય તેના જેવા તે મનુષ્યો છે.

૧૪ શમ-દમ-એટલે ખરાબ કાર્ય (જેવા કે ખીજાઇ ફાટી જવો, વગર વિચારની અથવા કડવી વાણી બોલવી, દેહને લગતા નિરંકુશ ભોગ ભોગવવા) નો અટકાવ કરી મન ઉપર કાબુ રાખવો અને તેને કૃત્યનું રૂપ પકડવા દેવું નહી

૧૫ આત્મ સંયમ માટે શમ-દમ-કરવો એ પ્રથમ પગથીઉં છે મન-હૃદય નિર્મળ નહી કરતાં વ્રત વગેરે આચરી શરીરને દમવું એ તો ઝાબેદ કહેવાય પોતાનો ખરો ખવાસ છુપાવવો અને પોતે હોય તે કરતાં બીજાની દ્રષ્ટિએ વધુ સુંદર ગણાવવા કોશિષ કરવી એના જેવું તે છે. આ પ્રમાણે કરવું એ પાપ છે, પરંતુ સંપૂર્ણ હૃદયશુદ્ધિ કરવા માટે તેને શમ દમને પ્રથમ પગથીઉં લેખવામાં આવે તો તે સારૂં છે. તે પ્રમાણે દરરોજ વર્તવાથી તિતિક્ષાની બીજી ભૂમિકામાં જવાય છે એ સ્થિતિમાં અમુક મનુષ્ય તરફ બીજા લોકોના અમુક કાર્યો અને તેમના મનના વલણોને સંબંધમાં લાવવામાં આવે છે ત્યારે જે દુઃખ થાય છે તે સુખે મ્હોડે સહન કરવું પડે છે. આ ભૂમિકામાં કાર્યસિદ્ધિ પાર પડે છે તેથી તે પ્રમાણે યત્ન કરનાર સમજે છે કે મારી તરફ બીજાઓએ જે ખોટું વલણ દેખાડ્યું તેથી નહીં, પરંતુ મારી પોતાની જ નબળાઇથી તે સઘળું દુઃખ ઉત્પન્ન થયું હતું બીજા લોકોના વર્તન મારા પાપકર્મ ઉઘાડાં પાડવાંમાં, અને મારી દ્રષ્ટિ ખોલવામાં સાધનભૂત નિવડ્યાં હતાં એમ પણ તે સમજે છે. આવી રીતે ક્રમે ક્રમે તે બીજા લોકોને પોતાના વર્તનની ખોડખામીના અપજશમાંથી મુક્ત કરે છે અને પોતાની જાતનેજ દોષ દે છે, અને જે લોકો તેના પાપકર્મ તથા ખામીઓ, આવી રીતે ખુલ્લાં કરે છે તેમની ઉપર પ્રીતિ કરવા શિખે છે.

૧૬ આત્મ દમન કરવાની આ બે ભૂમિકામાંથી પસાર થયા બાદ તે મુમુક્ષુ ઉપરની ત્રીજી ભૂમિકામાં પ્રવેશ કરે છે એ ભૂમિકામાં ખોટું કાર્ય કરવા માટે ખોટો વિચાર ઉદ્દભવ્યો કે તરત જ તેને મનમાંથી દૂર કરવામાં આવે છે. આ ભૂમિકામાં દુઃખના સ્થાને અંતર ભાવની દ્રઢતા અને નિર્મળ આનંદ પ્રાપ્ત થવા માંડે છે, અને મન પ્રથમ કરતાં વધુ શાંત થયલું હોવાથી તે યત્ન કરનારને પોતાના મનની ગુંચવણોમાં ઊંડી નજર ના-

બવા શક્તિવાન બનાવે છે, અને એવી રીતે પાપની ઉત્પત્તિ, વૃદ્ધિ અને ક્રિયાને સમજવા લાગે છે. આ ભૂમિકા જ્ઞાનની છે.

૧૭ પૂર્ણ જ્ઞાન મળેથી છેવટે દેહભાવ ઉપર વિજય મેળવાય છે. એ વિજય એવો સંપૂર્ણ હોય છે કે મનમાં પાપ સંબંધે જરા પણ વિચાર અથવા ભાવ થવા પામતા નથી; કારણ પાપનું સ્વરૂપ જ્યારે સમજાય ત્યારે મનમાં અંકુર ફુટવાની શરૂઆતથી તે છેવટના કર્મ અને તેના પરિણામ રૂપે તેની દશા સમજાય ત્યારે તેને જીવનમાં કોઇ સ્થાન નહીં મળતાં તેનો હમેશ માટે ત્યાગ કરવામાં આવે છે પછી મન શાંત થાય છે તે મુમુક્ષુના મનમાં અનિષ્ઠ અને દુઃખ ઉભું થવા પામતું નથી. તે આનંદી, શાંત અને જ્ઞાન વિજ્ઞાની થયો હોય. છે તે પ્રેમરૂપ થયો હોય છે, અને તેના રૂંવે રૂવામાં આનંદ પ્રવર્તી રહ્યો હોય છે. સમાધાન-મોક્ષેચ્છા તે આજ છે.

---

## ૧૮. શુભ કાર્યમાં સંતોષ.

૧ દૈવી સંપત્તિના અમુક સદ્‌ગુણ અથવા સિદ્ધાંત સાથે તામસી પશુવૃત્તિના દુર્ગુણને ઠમણાના ઘણા યુરોપિય લેખકો ભેળસેળ કરે છે, અને જે સ્થળે થોડી શાંત બુદ્ધિથી કાર્ય કર્યું હોય તો વધુ જ્ઞાન પ્રાપ્ત થાય અને વધુ વિશાળ પરોપકાર બુદ્ધિનો ઉપયોગ કરવામાં આવે, તેવે સ્થળે ટીકા અને નિંદા કરવામાં ઘણી કીમતી શક્તિનો વ્યય વારંવાર થતો જોવામાં આવે છે.

૨ 'પ્રેમ'ના બોધ ઉપર એક દીવસ ભારે હુમલો થયાનું મારા વાંચવામાં આવ્યું હતું, જેમાં તે લેખક આવા બોધને બાયલો, મૂર્ખાઇવાળો અને બગલભગત જેવો, એવું દુષણ દીધું હતું. એ કહેવું જરૂરનું નથી કે જેને તે "પ્રેમ" કહી દુષિત ઠરાવતો હતો તે પ્રેમ નહીં પરંતુ તે નીચ ઢોંગ અને છળભેદ હતો.

૩ "સાંલસપણા" ને દુષણ દેવામાં બીજો લેખક સમજતો નથી કે જેને તે સાંલસપણું કહે છે તે તો બાયલાપણું જ છે વળી બીજો લેખક જે "શિયળપણા"ને, એક દરિ-ભ્રાળ કહે છે તે લેખક સખત દાબ નીચે સાચવી રાખેલા ગુણને શિયળપણાના સદ્‌ગુણ સાથે ખરેખર ગુંથની નાખે છે. વળી થોડા દીવસ ઉપર એક ચર્ચાપત્ર લખનાર તરફથી લાંબો લચક પત્ર મને મળ્યો છે, તેમાં "સંતોષ" એ દુર્ગુણ છે અને તે ઘણા દુઃખોનું મૂળ છે એવુ બતાવવા તેણે ઘણી તકલીફ ઉઠાવી છે.

૪ મારો ચર્ચાપત્રી જેને "સંતોષ" સમજે છે તે ખરેખર પશુના જેવી બેદરકારાઇ છે. બેદરકારાઇનો આશય ઉન્નતિ માર્ગમાં અયુક્ત છે; એથી ઉલટું સંતોષનો આશય તો ઉદ્યોગનું, ખરા સુધારાનું અને વિકાસનું ઉત્તમ રૂપ છે. બેદરકારાઇની પછવાડે સુસ્તી વળગેલી છે, પરંતુ સંતોષ, ઉમંગથી શીઘ્ર કાર્ય કરાવે છે.

૫ બધી બાબતોમાં દયાના નિયમનું અનુકરણ સમજવા સારૂ મનન, અને તે અનુકરણ પ્રમાણે વર્તવા યત્નને, કેળવવામાં આવે તો સંતોષ એવો સદ્‌ગુણ છે કે તેનો ક્રમે ક્રમે વિકાસ થતો જાય છેવટે તે ઉમદા અને પારલૌકિક બને છે.

૬ સંતોષી થવું એટલે પ્રયાસ કરવાનું છોડી દેવું એવો તેનો ભાવાર્થ નથી, પરંતુ ચિંતામાંથી મુક્ત એવો પ્રયાસ કરવાનો છે. પાપકં અજ્ઞાન અને મૂર્ખાઇમાં સંતોષ માની બેસી રહેવું એવો તેનો ભાવાર્થ નહીં, પણ પોતાનું કર્તવ્ય બજાવીને તથા કાર્ય પૂર્ણ કરીને નિરાંતે બેસવું એવો તેનો ભાવાર્થ છે.

૭ અધમ જીવન ગાળવું, પાપ અને રૂણમાં પડી રહેવું એવી સ્થિતિ સંબંધે એમ કહેવાય છે કે તે મનુષ્ય સંતોષી છે. પરંતુ તે ખરૂં નથી. તેની ખરી સ્થિતિ એવી છે કે પોતાનું કર્તવ્ય બજાવવામાં, આ દુનિયાનું રૂણ પતાવવામાં તેમજ પોતાના જાતીભાઇઓ પ્રત્યેની ફરજને અદા કરવામાં, તે બેદરકારાઈ વાપરે છે, તેથી તેનામાં સંતોષનો સદ્ગુણ છે એમ કહેવાય નહીં. જે નિર્મળ અને શાશ્વત આનંદ, પ્રવૃત્તિવાળાં કાર્યો કરવાથી મળે છે તેનો અનુભવ તેને થતો નથી. તેની સનાતન પ્રકૃતિ ઉપર વિચાર કરતાં તે સમજશે કે તેનો જીવાત્મા નિંદ્રાવશ થયલો છે, જેથી તેના ઉપર ભારે વિપત્તિ આવેથી તે વહેલો મોડો જાગૃત થશે. એવા દુઃખમાંથી પસાર થયા બાદ પ્રમાણિક પ્રયાસ અને ખરા વર્તનનું ફળ, તે ખરો સંતોષ છે, એવું તેને માલમ પડશે.

૮ જે વખતે જે બનાવ બને તેમાં, પોતાના મિત્રો અને માલમતામાં અને પોતાના નિર્મળ વિચારોમાં, એ ત્રણે બાબતોમાં દરેક મનુષ્યે સંતોષ માનવો.

૯ જે જે બનાવ બને તેમાં સંતોષ માનવાથી તેને ખેદ થતો નથી; પોતાનાં મિત્રો અને માલમિલકતમાં સંતોષ માનવાથી તે ચિંતા અને લાચારીમાંથી મુક્ત થાય છે અને પોતાના નીતિના વિચારોમાં સંતોષ માનવાથી તે અનીતિના મલિન કાર્યો કરી ઉંધા પડવા તથા દુઃખ ભોગવવા ફરી મન કરતો નથી.

૧૦ (૧) પોતાના વિચાર, (૨) પોતાની વર્તણુક, (૩) પોતાની અધ્યાત્મિક સ્થિતિ એ ત્રણ બાબતો એવી છે કે તેમાં કોઈ પણ મનુષ્યે સંતોષ માની બેસી રહેવું નહીં.

૧૧ પોતાના વિચાર ખરા હોવા બદલ સંતોષ માની બેસી નહીં રહેવાથી, તે પોતાની બુદ્ધિમાં સતત વધારો કરતો જશે. પોતાની વર્તણુક ઉત્તમ પ્રકારની છે એમ સંતોષ માની નહીં રહેવાથી તે પોતાની દ્રઢતામાં અને સદ્ગુણમાં સતત વધારો કરતો રહેશે, અને પોતાની અધ્યાત્મિક સ્થિતિમાં સંતોષી નહીં રહેવાથી, તે દરરોજ વધુ વિશાળ જ્ઞાન અને વધુ પરમ આનંદ મેળવતો જશે. ટુંકાણમાં કહીએ તો મનુષ્યે સંતોષી થવું પરંતુ જન્મ મરણનું રૂણ પતાવવાની તેની ફરજ હોવાથી—તે અમર આત્માનો અંશ હોવાથી તેણે પોતાની બુદ્ધિના વિકાસ માટે બેદરકાર થવું નહીં.

૧૨ ખરો સંતોષી મનુષ્ય ઉત્સાહ અને શ્રદ્ધા પૂર્વક કાર્ય કરે છે અને બધાં પરિણામોને સ્વસ્થ ચિત્તે અંગીકાર કરે છે અને જે થાય છે તે સારા માટે જ હશે એવો વિશ્વાસ રાખે છે. પરંતુ પાછળથી જ્ઞાનનો વધારો થયે, જેવા પ્રયાસ તેવું જ પરિણામ નિપજવાનું છે એવું તે સમજે છે. જે જે સાંસારિક દ્રવ્યો તેને મળે છે તે લોભથી, ચિંતાથી અને કજીઆથી નહી પરંતુ ખરા વિચારથી, વિવેકી કાર્યથી અને નીતિના અભ્યાસથી મળે છે.

# બાળકોને બચાવો.

## બાળ સંરક્ષણ માટે વિલાયતમાં થતા પ્રયત્નો.

લેખકઃ શ્રીયુત " B-"

વર્તમાન સમયનું એક વિશેષ લક્ષણ એ છે કે બાળકો તરફની આપણી ફરજ બાબત આપણી આંખો ઉઘડવા લાગી છે. આ વિષય પશ્ચિમના દેશોમાં બહુ ધ્યાન ખેંચી રહ્યો છે. ત્યાં આગળના વખતમાં ન્હાના બાળકો ઉપર બહુ ત્રાસ વર્તી રહેતો. ખાણોમાં ગાડીઓ ખેંચવાનું કામ તથા કારખાનામાં ચક્કર ચલાવવાનું કામ રાત દહાડો છોકરાં પાસે કરાવવામાં આવતું અને ઘણાં ત્હેમનાં માબાપ ત્હેમને હદ વગરનો માર મારતાં અને ભૂખે પણ મારતાં!–છતાં આવી ગંભીર બાબતોમાં કાયદાનું કાંઇજ બન્ધન નહોતું, તેમ રાજ્યકર્તાઓનું ધ્યાન જરાપણ તે તરફ ખેંચાયલું નહિં. મ્હોટી ચીમનીઓ તથા ઊંચા ભૂંગળાં સાફ કરવા જેવું મુશ્કેલ ભયભરેલું કામ તો ત્યાં છોકરાંનેજ માટે હતું. અને બીજું ત્હેમની ઉમ્મર તથા ગજા ઉપરાંતનું કામ પણ ત્હેમને સોંપાતું. પરિણામ એ આવતું કે ઘણાં છોકરા તથા છોકરીઓ કાં તો બેહદ કામ કરીને મૃત્યુને શરણ થતાં અથવા ઘેરથી ન્હાસી જઈ, ખરાબ સોબતમાં પડીને ત્હેમાંજ રચ્યાં પચ્યાં રહી, આખી જિંદગી બરબાદ કરતાં. વિલાયતની ચાલુ સ્થિતિ સમજવાને માટે પાછળનો એ ઇતિહાસ પણ યાદ રાખવાની જરૂર છે. અને એમ કરીશું ત્યારેજ સમજાશે કે અત્યારે જેટલું બાળકોના હિતઅર્થે કરવામાં આવ્યું છે, તે પણ કાંઇ ઓછું નથી. હાલમાં એ દેશમાં ચાલતી પ્રાથમિક શાળાઓ તથા કારખાનાંના કાયદા અને બાળ સંરક્ષણના ધારા,–એ સહુ આ દિશામાં લોકો જે ભારે કામ કરી રહ્યા છે, ત્હેની ખાત્રી આપે છે. આ ઉપરાંત અનાથ છોકરા છોકરીઓ માટે આશ્રમો–ઉદ્યોગગૃહો થયાં છે અને જેઓ કારખાનામાં કામ કરવા જાય છે, ત્હેમનાં તન તથા મનની સંભાળ માટે વિવિધ પ્રકારની વ્યવસ્થા થઇ છે તથા અનેક સંસ્થાઓ ઉઘાડવામાં આવી છે.

### મરવાને જન્મતાં બાળકો !

આ બધું તો ઠીક, પણ ન્હાનાં બાળકોની શી દશા છે ? ખરી વાત આ પ્રમાણે છેઃ અગર જો કે બાળમરણનું પ્રમાણ દિનપર દિન ઘટતું જાય છે, છતાં પણ એક વર્ષની અંદરનાં બચ્ચાંના મૃત્યુની બાબતમાં પ્રમાણ લગભગ એનું એ રહ્યું છે. ઇંગ્લેંડના અને વેલ્સના ગીચ વસતિવાળા ભાગોમાં–અને ખાસ લેંકેશાયર તથા યોર્કશાયરના જીલ્લાઓમાં જ્યાં કારખાનાનો ઉદ્યોગ તથા સ્ટેફર્ડશાયરનો જિલ્લો જ્યાં માટીની બનાવટોનો હુન્નર બહુ ફેલાયલો છે, ત્હેમાં હજી પણ દર એક હજાર–એક વર્ષની અંદરના–બાળકોમાંથી લગભગ દોઢસોથી બસો મરણ પામે છે. આનો અર્થ એજ છે કે દર પાંચમાંથી એક બાળક મરવાને જ જન્મે છે !

એક વૈદકીય તપાસ કરનાર વિદ્વાન્ જણાવે છે કે " હાલના વખતમાં એવાં ઘણાં બાળકોને જન્મ આપવામાં આવે છે, જેમનો સંસારમાં પેદા થવાનો હેતુ–વિના કારણ–દુઃખ ભોગવીને મરવું, એજ જણાય છે. "

## આરોગ્યની અભિવૃદ્ધિ માટે પ્રયાસ.

જો કે આ વાત શુષ્ક લાગતી હશે, તથાપિ લોકોની તન્દુરસ્તીના વધારા માટેની લડતમાં ખરેખરી રસિકતા સમાયેલી છે, એમાં કાંઇ શક નથી અર્વાચીન વિક્રમ અને હર્ક્યુલિસ જેવા પરદુઃખભંજન મહાવીરોને અબળ મનુષ્યોના સંરક્ષણ અર્થે ભયંકર દૈત્યો અને દુષ્ટ પ્રાણીઓની સાથે યુદ્ધ કરીને જીત મેળવવાની નથી, પરન્તુ ત્હેમને તો વર્તમાન જીવન સ્થિતિનાં દૂષણો દૂર કરવાને પ્હેલાં કરતા પણ વધારે મ્હોટા, માનુષ પ્રયાસો કરવાની ખરી જરૂર છે. ગંદાં, ભેજવાળાં ધુણીથી ભરેલાં અન્ધારિયાં જેને "ઘર" કહેવામાં આવે છે, અને જેમાં પાણીની બિલકુલ અછત તથા ગટર (ખાળ)ની ખામી છે, જેમાંની ધુણી, તથા ભેજનો નિકાલ નથી અને અજવાળું, હવાનો મુશ્કેલીથી પ્રવેશ છે, ત્હેનો ત્રાસ પ્હેલા તો ખાસ કરીને દૂર કરવો જોઇએ અને પછી કાદવનાં કલણ ભરેલા રસ્તા, જે બાળકોની રમત ગમ્મતનું મુખ્ય સાધન છે અને સાથે દરેક પ્રકારનો કચરો, ગંદવાડ નાંખવાના ઉકરડા છે ત્હેને ચોખ્ખા કરાવી, ત્હેના ઉપર પત્થર જડાવીને, તે સાફસુફ કરવા ગોઠવણ થવી જોઇએ બાળકોને રમવાને માટે લીલોત્તરીવાળી જગાઓ તો કદાચ ન મળી શકે, પણ આરોગ્યશાળાઓ બાંધી ન શકાય એવી મહાધવાળા પત્થર અથવા કાંકરી પાથરેલા ચોખ્ખા રસ્તાની વ્યવસ્થા તો કેટલીક મહેનત લીધાથી સારી રીતે થઇ શકે

આપણે એટલું તો કરી શકીએ કે મજૂરોને રહેવા માટે અન્ધારી કોટડીઓને બદલે હવા અજવાળાવાળું ઘર મળી શકે, થોડી જગા હોય, મકાન ન્હાનું હોય, તેની ફિકર નહિં; પણ તે ઉકરડું દર નહિં પરન્તુ માણસને રહેવાનું ઘર તો હોવું જોઇએ આમ ત્યારે જ થાય આપણાં બાન્ધુઓનો મ્હોટો ભાગ સુખચેન અને આરામમાં પોતાની જીંદગી ગાળી શકે પરન્તુ શહેરોમાં ગામડાં કરતાં આ ત્રાસ વિશેષ છે, અને ઘણાં મકાનો એવાં છે, જેમાં સાધારણ સાફસુફની ટેવવાળો માણસ તો બિલકુલ રહી શકે પણ નહિં ઉપર જણાવેલી બધી ખામીઓ અહિં જોવામાં આવે છે, અને તે ઉપરાંત ઉભરાતી વસતિ, એટલે ઘણી વધારે ગંદવાડ, પ્રવીણ ઓછી સગવડ! ઢોરની જેમ માણસોને જિંદગી ગાળવી પડે છે, જ્યાં રાંધવાખાવાની, ન્હાવાધોવાની, સૂવાબેસવાની, અને બીજી કુદરતી જરૂરી બાબતોની ભારે ખામી સઘળે જોવામાં આવે છે!

ન્હાનાં બાળકોનાં મરણનું એક મોટું કારણ ઝાડાનું દર્દ છે. ધૂળ અને ખરાબ દૂધ પેટમાં જવાથી આ રોગ થાય છે અને જે બાળકનાં પોષણનાં સાધનો સારાં નથી, તે ટૂંકા વખતમાં આ દુષ્ટ દર્દનો ભોગ થઇ પડે છે આ રોગનાં જન્તુઓ કહોવાણમાંથી નીકળે છે અને માખીઓ ત્હેને ચોતરફ ફેલાવે છે જે મકાનમાં અથવા ત્હેની આસપાસના ભાગમાં ગંદકી વિશેષ હોય છે અને જ્યાં બાળકને શીશીથી દૂધ પાવામાં આવે છે, ત્યાં આ દર્દ ઘણું વધારે ફેલાવે છે.

## મા નહિં અને ઘર પણ નહિં!

જેઓને વિલાયતના મિલ ઉદ્યોગવાળા ભાગોનો અનુભવ છે, તેઓ સારી રીતે જાણે છે કે એ મિલ પ્રદેશોમાં ન્હાનાં બાળકોના મરણનું ત્રાસજનક પ્રમાણ હોવાનું

મુખ્ય કારણ "ત્હેમને મા નહિ અને ઘર પણ નહિં" એ છે ! એ બાળકોની માતા મરી ગયેલી હોતી નથી. તે જીવતી છે, પણ પ્હોર કારખાનાની સાથે તે સ્ત્રી, પોતાના બાળકને પાડોશી અથવા સગુંવ્હાલું જેણે એને રાખવાનું કબુલ કર્યું હોય છે, ત્હેને ઘેર "નાખીને" કામે ચાલી જાય છે અને બાળકને આખો દહાડો ખરાબ (મેળવણીવાળા) દૂધની શીશી જેવા નિર્માલ્ય ખોરાક ઉપર ગાળવો પડે છે. રાતે ત્હેની માતા થાકી હારી ઘેર આવે છે તે વખતની ઠંડીમાં બાળકને પોતાને ઘેર લેતી જાય છે. પુરતાં લુગડાં પણ ત્હેણે પ્હેરેલાં હોતાં નથી, અને થાકેલી માતા પણ રાતે એને શું મહત્વનું પોષણ આપી શકે ! આનું પરિણામ એવું આવે છે કે સેંકડો બાળકો શરદી અને કફથી હેરાન થઈ મરણ પામે છે.

બાળકને જન્મ આપતાં પહેલાં તેમજ તે પછી અમુક વખત સુધી માતાએ મહેનત કરવી. એ બેશક નુકશાનકારક છે. અને એ પણ નક્કિ છે કે બાળકને આખો દિવસ માતાથી વિખુટાં તેમજ ઘેરથી બહાર રહેવું પડે, એ પણ એટલુંજ હાનિકર્તા છે. કારણ કે, આ બે વસ્તુઓ પારકાથી પૂરી પાડી શકાયજ નહિં. આ અનિષ્ટો ઘણાં વર્ષોથી મનુષ્યોના જોવામાં, સમજવામાં આવ્યાં હતાં. અને છેક ૧૮૫૪ માં સર જૉન સિમન નામના ગૃહસ્થે એક રિપોર્ટમાં ખાસ નોંધ કરી હતી કે કારખાનામાં કામ કરતી સ્ત્રીઓનાં બાળકો માંથી બે તૃતિયાંસ અથવા ત્રણ ચતુર્થાંસ સંખ્યા બચપણમાંજ મરણ પામતી હતી.

ફ્રાન્સ દેશમાં બાળકોના જન્મની સંખ્યા ઘટતી જતી હતી અને મરણની સંખ્યા વધતી જતી હતી; તેથી કેટલાંક વર્ષો ઉપર ત્યાંના રાજ્યકર્તાઓએ બાળમરણના અટકાવ માટે કેટલીક યોજના અમલમાં મુકી હતી. ફ્રાન્સનો આ પ્રવૃત્તિમાં ત્હેને પગલે પગલેજ જર્મની, બેલ્જીયમ અને ઈંગ્લેંડ એ દેશોએ ચાલવા માંડયું અને ત્યાર પછી તો દુનીયાની ઘણી સુધરેલી પ્રજાઓએ પણ તેજ ઉપાયો અમલમાં મુકવા માંડયા છે તપાસ કરતાં એમ સમજાયું હતું કે આ અનિષ્ટનું મૂળ કારણ એકલા સાંસારિક સંજોગો નથી; પરન્તુ ત્હેની સાથે ગાઢ અજ્ઞાન, એ પણ એટલુંજ દોષજનક છે. બાળકોને માટે વૈદકીય તપાસની જરૂર છે, પણ સાથે માતાઓએ પણ પોતાનાં બાળકોને કેવી રીતે ઉછેરવાં તથા પોષણ આપવું તે શીખવુંજ જોઇએ. બને ત્યાંસુધી તો માતાઓએજ બાળકોને પોષણ આપવું જોઇએ. પણ તેમ ન બને એવું હોય, ત્યારે ત્હેમને માટે ચોખ્ખા અને રોગ વિનાના દૂધની સગવડ કરી આપવામાં આવવી જોઇએ જે સ્ત્રીઓને મજૂરી કર્યા વિના ચાલે તેમ નથી, ત્હેનાં બાળકો માટે (Day–Nurseries) દિવસે સંભાળ લેવાય એવાં ખાતાં ઉઘાડવામાં આવે છે, જ્યાં બચ્ચાં સહીસલામત રહી શકે છે અને ત્હેમના પોષણ તથા દેખરેખ માટે ચોક્સ વ્યવસ્થા કરવામાં આવી હોય છે દિવસના કોઈ પણ વખતમાં જ્યારે જ્યારે અનુકુળ પડે, ત્યારે ત્યારે માતા પોતે પણ અહિં પોતાના બાળકને પોષણ આપવાને આવી શકે છે.

## બાળ સંભાળ માટે વૈદકીય સલાહ.

બચ્ચાંની બાબતમાં દાક્તરી સલાહ આપવાનું પ્હેલું ખાતું સ્વર્ગસ્થ પ્રો. બુડિન તરફથી ૧૮૯૨ માં પૅરિસ શહેરમાં શરૂ કરવામાં આવ્યું હતું. હાલ એવાં ખાતાં પૅરિસમાં તથા ફ્રાન્સના જૂદા જૂદા ભાગોમાં સંખ્યાબંધ જોવામાં આવે છે. હાલ યુનાઇટેડ કિંગડમ

(ઇંગ્લેંડ, સ્કૉટ્લેંડ, આયર્લેંડ અને વેલ્સ) માં બાળકોને સલાહ આપતી સંસ્થાઓ સાઠ ઉપરાંત છે, જેમનો ઓછામાં ઓછો ચોથો ભાગ લંડનમાં આવેલો છે.

અહિં કામ કરવાની રીત ઘણીજ સાદી છે અને તે ખાસ કરીને ગરીબોને અતિશય ઉપયોગી થઇ પડી છે. આ ખાતાઓમાં એવો નિયમ હોય છે કે માતાઓ પોતાનાં બાળકો લઇને દર અઠવાડિયે-અથવા પખવાડિયે અમુક ઠરાવેલી જગોએ હાજર થાય. આ સ્થળ ગમે તે હોય ત્હેની દરકાર નહિં. ઘણું ખરૂં તે નિશાળ અથવા દવાખાનું હોય છે. ઘણીવાર તો આવા કામને માટે વાપરવાને જગો મફત મળે છે; કોઇ કોઈ વાર સારી સગવડવાળું મકાન ભાડે પણ લેવામાં આવે છે.

અહિં દર વખત બચ્ચાનું વજન થાય છે અને ત્હેમાં વધ ઘટની નોંધ રખાય છે. આ ઉપરાંત દાક્તર હાજર હોય છે, તે દરેક બચ્ચાને, જરૂર પ્રમાણે, ત્હેનું આરોગ્ય માવજત, ખોરાક, વગેરે બાબતમાં સલાહ આપે છે. આટલું તો દરેક તન્દુરસ્ત બાળકના સંબન્ધમાં થાય છે. પણ જો કોઇ માંદું પડે તો ત્હેને તરત કોઇ દવાખાનામાં મોકલીને દવા ચાલુ કરવામાં આવે છે. અને આ મુજબ કાળજી રાખવાથી અમુક મુદતે સમજાયા વિના રહેતું નથી કે બચ્ચું સન્તોષકારક રીતે વધે છે કે કેમ-અને જો ત્હેનું આરોગ્ય બરોબર ન જણાય, તો ત્હેમાં ખોરાક, માવજત અથવા બીજી કઇ ચીજની ખામી છે.

ઘણી જગોએ આવી સલાહ આપવાની સંસ્થાઓનું દૂધની ડીપો (ખાતા) ની સાથે જોડાણ કરવામાં આવે છે. આ ડીપોમાં દૂધની જરૂરિયાતવાળાં બાળકોને માટે દૂધ વ્હેંચવાની ગોઠવણ હોય છે. એક વખતે પાઇ શકાય એટલું જ દૂધ એકેકી શીશીમાં ભરી, એવી-દિવસમાં જેટલી વખતે દૂધ આપવાની જરૂર હોય તેટલી-શીશીઓ લોઢાના તારની છાબડીમાં મૂકીને તે દરેક બાળકની માતાને આપવામાં આવે છે. જેમની, આ માટેનું, ખર્ચ કરવાની શક્તિ હોય, ત્હેમની પાસેથી પૈસા લઇને અને જેઓની પાંસે ત્હેવું સાધન ન હોય અને જેમનાં બાળકોને ત્હેની ખાસ જરૂર હોય ત્હેમને તે મફત મળે છે. દૂધને ચોખ્ખું અને ઢાંકેલું રાખવાની માતાઓને સમજૂતી આપવામાં આવે છે, અને રબરની લાંબી નળી વાળી જૂના જમાનાની દૂધ પાવાની શીશી, જેમાં રોગ પેદા કરનારા જન્તુઓ ભરાઇ રહે છે, ત્હેના-તથા માતાઓ બાળકને ચુસવાને રબરનાં પતાશાં જેવાં રમકડાં આપે છે, અને જે બાળ રોગનો ફેલાવો કરવામાં પ્હેલો નંબર રાખે છે, ત્હેના ઉપયોગ સામે ખાસ ભલામણ કરવામાં આવે છે.

આવાં "બાળ-સલાહ" નાં સ્થાનોમાંથી એકાદ પણ આપણે જોઇએ તો આનંદ થયા વિના રહેતો નથી. આ ઉપરાંત ઘણું જાણવાનું પણ અહિં આપણને મળે છે. માતાઓ પોત પોતાનાં ન્હાનકડાં બચ્ચાંને લઇને અહિં આવી ઉભી હોય છે. બાળકોનું વજન લેવા માટે સુંવાળું ગરમ વસ્ત્ર અંદર મૂકીને, ત્હેના ઉપર એક ઝીણો, ચીકણો કાગળ ઓઢાડીને, તુલાયંત્ર તૈયાર કરવામાં આવ્યું હોય છે. આ ત્રાજવામાં દરેક બાળકનું વજન લીધા પછી કાગળ બદલવામાં આવે છે. આ ખાતાની વ્યવસ્થાપક જે બાઇ (પાસ થયેલી નર્સ) હોય છે, તે ઉપરાંત ત્હેનો લાભ લેનાર સ્ત્રીઓમાંથી પણ બે ત્રણ ત્હેની મદદમાં રહીને પત્રો વગેરે ભરવાનું કામ કરે છે.

એ સર્વના ઉપર એ વાડીની હયાતીનો પણ આધાર રહેતો હોય, ત્યારે ત્હેની જેમ બને તેમ વધારે કળિયોનું સંરક્ષણ—ત્હેની દરેક કળિનું પોષણ, એ પ્રશ્ન કેમ મહત્વનો ન દેખાય !—એ સમજાતું નથી. આ કળિયો એજ આપણાં બાળકો છે

પત્રકોની સંખ્યા જોયા પછી આવુ કામ કરનારા એકાદ ખાતાની મુલાકાત લેવાથી બહુ જાણવા યોગ્ય વિગતો મળી આવશે આ સંસ્થાના મકાનમાં પેસતાં જ ઉઘાડા બારણામાંથી કદાચ બાળકના રડવાનો અવાજ આવશે. અને ત્હેની જ સાથે આંકડાઓનીની રસતા તરત ચાલી જશે અહિં દરેક આંકડો મૂર્તિમાન છે,—જીવતુ, રડતું, હસતું, ચાલતું બાળક છે, જેનું વજન લેવાની તૈયારી થઈ રહી છે. એક સુન્દર આકૃતિવાળું છે, બીજું જાડું—થાંભલા જેવું છે, ત્રીજું નબળું—સળી જેવું છે, ચોથું બેડોળ છે, પાંચમુ "રડતી સુરત" છે, છઠ્ઠુ "હસતી બીબી" છે, અને એમને એમ દરેકમાં 'જુદું જુદું' વ્યક્તિત્વ છે. દરેકની મા ત્હેની સંભાળ માટે કાળજીપૂર્વક ઉભી છે, તથા દરેકની આંખમાં અવનવું ચેતન છે:—તેઓમાંથી કોઇમાં સ્વદેશનું અમૂલ્ય રત્ન પણ છુપાયલું હોય,—કોઇમાં મહાન્ ભક્તરાજ, દાનેશ્વરી, અથવા શૂરવીર પ્રકટ થવાનો હોય,—અને સર્વમાં પ્રભુની પ્રતિમા તો છે જ.

આ સંસ્થાઓની તપાસ કરનાર એક સજ્જન લખે છે કે એક દિવસ આવા એક ખાતામાં એક માતા પોતાના બાળકને લઇને આવી, ત્હેનો પતિ પણ સાથે હતો બાળક માંદું, નિર્બળ અને હાડપિંજર જેવું જણાતું હતું મા બાપે સારાં લૂગડાં પ્હેર્યાં હતાં અને બચ્ચાને પણ સારી રીતે આચ્છાદિત કર્યું હતું, થાકેલા, ત્રાસેલા, ચિન્તાગ્રસ્ત ચ્હેરાથી ત્હેમણે ડાક્તરને તે બતાવ્યું "બહુ મોડાં આવ્યાં—હવે ઇલાજ નથી!" એ ડાક્તરના શબ્દો સાંભળતાં જ તે દંપતીના તો શું પણ એમો બધાં ત્યાં ઉભેલા મનુષ્યોના હૃદયમાં પણ અનુકંપા ગઇ આવી. એ બચ્ચાનું ભાવિ તો, ખાંખાઇ ચૂક્યું હતું, પરંતુ બીજાં હજારો બાળકો એજ માર્ગે જાય છે, ત્હેમને ખાતર પણ—ત્હેમને બહુ મોડું થઇ જાય તે પ્હેલાં—કાંઇ કરવું જરૂરનું છે, એમ તો સમજાયું.

આ વસ્તુની આખી પ્રજાના ભવિષ્ય ઉપર અત્યંત મહત્વની અસર છે, એમ કહેવામાં જરા, પણ અતિશયોક્તિ નથી. જે અનિષ્ટ વસ્તુસ્થિતિને લીધે બાળકો મરણ પામે છે, ત્હેનું ખોટું પરિણામ એટલેથી જ અટકે તેમ નથી ઘણાં અપંગ, ક્ષય રોગી, બુદ્ધિહીન અને માંદાં રહેતાં મનુષ્યો પોતાની આખી જિંદગી જે કષ્ટમાં પસાર કરે છે, ત્હેનું મુખ્ય કારણ ઘણીવાર બાળપણામાં ત્હેમની પૂરતી સંભાળ નહિ લેવાયલી, તે છે, એવું તપાસ કરતાં જણાયું છે. અને આ ઉપરાંત બદગો, ગંદકી, કાદવ, ભેજ તથા હવા અજવાળાની ખામિ, એ એવાં કારણો છે કે જે મ્હોટી ઉમ્મરનાં મનુષ્યોનો પણ ભોગ લેતાં ચૂકતાં નથી. એટલે એ દૂર ન થાય ત્યાંસુધી આખી પ્રજાને માથે અતિ ભારે ભય ઝઝૂમે છે. આ અનિષ્ટો જેમ બને તેમ ત્વરાથી દૂર કરવાં જોઇએ. હજી તો આપણે ઉપાયોના શોધમાં, ફાંફાં મારીએ છીએ અને તેથી જે જે નવા ઇલાજો સૂચવવામાં આવે તે અજમાવી જોવાને કાંઇ હરકત નથી, કારણ કે આ કામ એવું છે જેમાં 'अधिकस्य अधिकफलम्'

(વધારે મહેનતનું વધારે ફળ મળે તેમ છે—) છે. બાળકોને પ્રભુએ દુનિયામાં જીવવા—નીરોગી રહેવા—તથા સુખી થવા—અને મ્હોટાં થયે પોતપોતાના ગજાપ્રમાણના કામ કરવા મોકલ્યાં છે. અને દરેક બાળક જે જન્મે છે, ત્હેને આપણી પાસે ત્હેવી માગણી કરવાનો સંપૂર્ણ હક છે. પરંતુ અફસોસની વાત છે કે જન્મથી જ ત્હેનું રડવાનું શરૂ થાય છે,—નિર્બળ, નગ્ન, ભૂખે મરતું, બૂમો પાડતું,—તે જગતમાં આવે છે—અને માંદું, દુઃખી, રખડતું રવડતું, ભૂખ તરસથી સડાતું, રોઇ રોઇને આંખો લાલની લાલ રાખતું, અને છેવટે રોવાની પણ શકિત વિનાનું—તે નિભાંગી, અનાથ બાળક ટૂંકા વખતમાં મરણને શરણ થાય છે।

આવી ત્રાસદાયક, કરુણાજનક સ્થિતિમાંથી ત્હેને ઉગારવાના જે પ્રયાસ થાય છે, ત્હેમાં ભાગ લેવાનો—ત્હેને સહાય કરવાનો દરેક પ્રજાજનનો ધર્મ છે. આવો જ મહાન ધર્મ દરેક હિન્દુસ્થાનના વતનીનો વિશેષ છે, કારણ કે ત્હેણે આવી અગત્યની ફરજ અદા કરવાને હજુ સુધી કંઇ જ કર્યું નથી. આશા છે કે હવે કોઇક સ્વદેશપ્રેમી વીરલ મનુષ્યો તો જાગશે જ અને આ મહત્વનું કાર્ય ઉપાડી લેશે, અસ્તુ.

---

# શરીર રક્ષા.

લેખક: શેઠ શ્રી. પૂનમચંદ કેશવલાલ શાહ, બી. એ.

शरीरमाद्यं खलु धर्मसाधनम्।

(અર્થ:—) ખરેખર શરીર ધર્મ કમાવાનું પ્રથમ સાધન છે.

૧. મનુષ્ય જન્મ દુર્લભ છે: એ તો નિર્વિવાદ છે કે આ સંસારમાં સર્વ પ્રાણીઓમાં મનુષ્ય જન્મ ઘણો જ દુર્લભ છે. આપણા પૂર્વ અવતારમાં કરેલા પુણ્યસંચય વિના આપણને મનુષ્ય યોનિમાં જન્મ મળે જ નહિ।

૨. શરીરનું મહાત્મ્ય: માણસ જાતે આ શરીર રૂપી સાધનના યોગે જ સ્વાર્થ અને પરમાર્થ બન્ને સાધી શકે છે. મનુષ્યનું શરીર પ્રાપ્ત થવાને લીધે જ આપણે વિદ્યા સંપાદન કરી શકીએ છીએ. આપણા શરીરના પોષણને અર્થે જ વિધાતાએ ભક્ષ્ય (ગળવા લાયક) ભોજ્ય (ચાવીને ખાવા લાયક), લેહ્ય (ચાટવા લાયક) તથા પેય (પીવા લાયક) નાના વિધના સર્વ પદાર્થો પેદા કર્યા છે. શરીર નીરોગી અને બળવાન હોય તો મહાભારત કાર્યો થઇ શકે છે. શરીરની મહેનતથી મનનો વિકાસ કરી જ્ઞાન મેળવવાથી અજ્ઞાન રૂપી અંધકારનો નાશ થાય છે. શરીરની મદદથી જ યોગ સાધીને તેમ જ શાસ્ત્રનું અધ્યયન કરીને પરમાત્માના પદને પામી શકાય છે. "આપણી પોતાની (શરીરની) સર્વ રીતે રક્ષા કરવી" (आत्मानं सर्वतोरक्षेत्) એ સૂત્રને આધારે ચરક, સુશ્રુત વગેરે પ્રાચીન મહર્ષિઓએ તેમજ અર્વાચીન ડાક્તરોએ સ્વાસ્થ્ય (શરીર) રક્ષા પર ધ્યાન રાખવાનું ભાર મૂકીને કહ્યું છે. હાલનો સમયમાં શરીરની રક્ષા કરવા તરફ બેદરકારી હોવાને લીધે જ યુવાન પુરુષોના મુખમંડળ નિસ્તેજ થઇ ગયા છે. તેમની આંખોને ચશ્મા-

ચઢી ગયાં છે શરીર ફીકુ, કુમળ તથા શિથિલ થઈ ગયું છે બોલવાની શક્તિ ક્ષીણ થઈ ગઈ છે, માથુ દુખ્યાં જ કરે છે, ભણવા તરફ લક્ષ ચોંટતું નથી—અરે, વધારે શું કહી એ? આ નવીન યુવક કરતાં વૃદ્ધો પણ વધારે સાજા તાજા તેમજ કામકાજમાં ચપળ છે—આવી હીન અવસ્થાનું મુખ્ય કારણ તેમની પોતાની બેદરકારી તેમજ તેમના માતા પિતાનું દુર્લક્ષ છે.

૩ શરીર રક્ષાનાં સાધનો શરીરને સાજુ તાજુ રાખવા મુખ્ય પાંચ સાધનો છે—

૧ કસરત
૨. બ્રહ્મચર્ય
૩. ખાન પાનની વ્યવસ્થા (મિતાહારી પણું)
૪. સાફ સફ (સ્વચ્છતા)
૫. મનનો આનંદ

## ૧ વ્યાયામ.

કસરત બે પ્રકારની છે — (૧) સ્વદેશી (રાષ્ટ્રીય)
(૨) પરદેશી (વિલાયતી).

૧ વ્યાયામના પ્રકાર સ્વદેશી કસરતમાં દણ્ડ, બેઠક, કુસ્તી, પટા ખેલવાનું, મલખમ, સમતોલ રાખવાનું, થાંભલાપર ચઢવાનું, મુગદળ, દોડવુ, આટાપાટા, ગદા, વગેરે છે અને વિલાયતી રમતોના મુખ્ય પ્રકાર નીચે પ્રમાણે છે —

૧ Extension (છાતી પહોળી કરવી)
૨ Motion (દોડવું, કુદવુ)
૩ Gymnastics (પેરેલલ બાર વગેરે)
૪ Hockey (ગેડી દડા)
૫ Football (પગનો દડો)
૬ Cricket (બોલ-બેટ).
૭ Dumb-bells (હલકા મગદળ ફેરવવાના)

(૨) વ્યાયામથી ફાયદા ઉપરની દેશી તેમજ વિદેશી રમતો રમવાથી આપણી ઇન્દ્રિયો દૃઢ અને સતેજ થાય છે તેમજ શક્તિ વધે છે કસરત કર્યાથી શ્વાસોચ્છ્વાસની ગતિ વધે છે, અને તેથી લોહી શુદ્ધ થાય છે. લોહી શુદ્ધ થવાથી જઠરાગ્નિ સતેજ થાય છે એટલે ખાધેલો ખોરાક રહેવાઈથી પચીને શરીરની શક્તિ વધે છે વળી લોહી વધારે ઝડપથી ફરવાથી ચપળતા આવે છે કસરતની મહેનતથી વાળના મૂળમાંથી પરસેવો છૂટે છે અને તે વાટે ખરાબ હવા બહાર નીકળી જઈ સ્વચ્છ હવાને અંદર જવાનો માર્ગ મળે છે આથી શરીરની શિથિલતા પણ નાશ પામે છે; શુદ્ધ હવામાં ધીમે ધીમે દોડવાથી, દીર્ઘ શ્વાસ લેવાથી, તેમજ પગની કસરત કરવાથી—ફેફસાંને, હૃદયને, તેમ જ કલેજાને લાભ થાય છે દરરોજ સવાર તથા સાંજે છ વાગ્યા બાદ ધીમે ધીમે વધતા જતા પ્રમાણમાં કસરત લેવાથી ઘણોજ ફાયદો થાય છે.

(૩) સાધારણ સૂચનાઓ. જમ્યા પછી બે કલાક સુધીમાં કસરત કરવી નહિ; તેમજ કસરત કર્યા પછી અડધા કલાક પહેલાં જમવું નહિ. કસરત કર્યા પછી પરસેવાને સ્વચ્છ રૂમાલથી લુછી નાંખવો તેમ જ કુદરતી હાજત પણ કરી લેવી. આમ કરવાથી આપણા શરીરમાં વધી ગએલી ગરમી ઓછી થાય છે. ગરમ પાણીથી સ્નાન કરવાથી આંખોએ તથા મસ્તક પર ગરમી ચઢી જાય છે, માટે હમેશાં સ્નાન સ્વચ્છ ઠંડા જળથી કરવું. ગરમીની મોસમમાં કસરત કર્યા પછી સાકર અને ઇલાયચીનું પાણી અથવા દાડમનું શરબત પીવું. ભૂલમાં પણ પાણી પીવું નહિ. દરેક મનુષ્યે વિવાહિત હોય કે ન હોય તોપણ–પોતાની ઉમરના પ્રમાણમાં થોડી ઘણી કસરત કરવાનો મહાવરો રાખવો.

(૪) ઉપસંહારઃ વધુ શું કહીએ? કસરત કરવાથી વૃદ્ધ લોકોને જુવાની આવે છે તેમજ યુવાન લોકોની યુવાવસ્થા ઘણો વખત ટકી રહે છે. જે લોકો કસરતની અવગણના કરે છે. તેમનું શરીર ક્ષીણ તેમજ નિર્બળ થઈ જાય છે.

## ૨. બ્રહ્મચર્ય.

(૧) બ્રહ્મચર્યની મહત્તાઃ ગીતામાં ગાયું છે કે शारीरंतपो ब्रह्मचर्यम् (બ્રહ્મચર્ય એ શારીરિક તપ છે.) આ વાક્ય પરથી એમ સૂચિત થાય છે કે બ્રહ્મચર્ય એ શરીર રક્ષાનું સૌથી ઉપયોગી સાધન છે. આપણા યુવકોનાં શરીર તથા મન દુર્બળ હોવાનું ખાસ કારણ બ્રહ્મચર્યનો અભાવ છે. આ બાબતમાં બાળકોનાં માબાપ પણ જવાબદાર છે. અધ્યયનમાં ઘણીજ મહેનત કરવાની હોવાથી, તેમજ ઘી દૂધ વગેરે પૌષ્ટિક ખોરાકની સાધારણ મોંઘવારીથી તે નહિ લેવાયાથી શરીર ક્ષીણ થાય છેઃ એ જો કે ઘણે અંશે ખરૂં છે, તોપણ તે તદ્દન સાચું નથી. કહેવાનો તાત્પર્ય એ છે કે બ્રહ્મચર્ય પાળવામાં આવતું ન હોવાથી જ ગંભીર પરિણામ નીપજે છે.

(૨) બ્રહ્મચર્યના અભાવનું કારણઃ ખરૂં જોતાં પુરૂષે ૨૫ વર્ષની ઉમર સુધી અખંડ બ્રહ્મચર્ય પાળવું જોઇએ; એ નિયમનો ભંગ કરવાથી શરીરને આરોગ્ય–રાખવાનાં ઘણાં સાધનો હોવા છતાં પણ બ્રહ્મચર્યની ગેરહાજરીને લીધે પરિણામ સારૂં આવતું નથી. શ્રૃંગાર રસથી ભરપૂર નાટકો, તથા નવલકથાઓ વગેરેના વાચનથી તેમ જ ખરાબ સોબતથી બ્રહ્મચર્યનો નાશ થાય છે. માટે આવાં કારણોને માતપિતાએ પહેલેથી જ નિવારવાં જોઇએ. પાલકો તેમજ રક્ષકોએ પૂરી સાવચેતી રાખવી જોઇએ. કે જેથી–છોકરાઓની કુમળી વયમાં બ્રહ્મચર્ય સારી રીતે પળાય–આને લીધે જ બ્રહ્મચર્યને શરીર રક્ષાનું મૂળ ગણવામાં આવ્યું છે.

## ૩. ખાન પાન.

વેદ વદે છે કે अन्नं प्राणः (અનાજ તે પ્રાણ છે.) ખોરાક વિના સર્વ ઇન્દ્રિયો શિથિલ થઇ જાય છે, ટટાર હરીફરી શકાતું નથી તેમ જ કામ કરવામાં અશક્તિ તેમ જ આળસ આવે છે. માટે ઋતુ અનુસાર સવારે ૧૦–૧૧ વાગે તથા સાંજે ૫–૬ વાગે શરીરની સુખાકારી સાચવવા ખાતર સાત્વિક, પથ્ય ભોજન લેવાની જરૂર છે. સાત્વિક

ભોજનનું સેવન કરવાથી આપણા વિચારો ઉત્તમ થાય છે, તેમ જ આપણે ગ્રામ, દયા, તેજ, બળ, દાક્ષિણ્ય વગેરે ગુણવાળા થઇએ છીએ ખોરાક નહિ લેવાથી અગર તો અનુચિત ખોરાક લેવાથી જઠરાગ્નિ કુપિત થાય છે, અને શરીરમાં રહેલું સર્વ સત્ત્વ શોષી લે છે; જેથી આપણે જીવલેણ રોગના ભોગ થઇએ છીએ. આયુર્વેદમાં એમ લખેલું છે કે "सद्यः शुक्रकरं पयः ( દુધથી તુરત જ વીર્ય થાય છે ) તે આધારે તેમ જ અનુભવથી પણ એ નિઃસંશય છે કે દુધ જેવો અન્ય કોઈ પણ ખોરાક નથી—કારણ કે દુધ સહેલાઇથી પચે છે, તેમ જ લોહીને તથા બીજી ધાતુને સબળ ( rich ) બનાવે છે. સવારમાં દુધ ગાળીને થોડું ગરમ ગરમ પીવું. ગરમ કરવાથી ગાયના આંચળપરનો મેલ તથા દુધના રોગોત્પાદક જંતુઓ નાશ પામે છે. રાત્રે સુતી વખતે પણ મધ સાથે કે ખાંડ સાથે થોડું ગરમ કરીને દુધ પીવું. છોકરાને તેમજ અશક્ત લોકોને દુધમાં પીપળીમુળ નાખીને થોડું થોડું પાવું. આથી તેમને દુધ પચે છે તથા રૂચિ વધે છે. ખાધા પછી બે ઘડી બાદ નારંગી, સફરજંદ, કેળા, કોપરું, ખજુર વગેરે ફળ પૈકી ઋતુ અનુસાર ખાવાનો રીવાજ રાખવો. આથી તેમજ બીજા ઉપયોગી પદાર્થો ખાવાથી લોહી સ્વચ્છ, તેમ જ સારૂં થાય છે., અને લોહી એજ શરીરમાંનો મુખ્ય પદાર્થ છે—ચા, કોફી વગેરે હાનિકારક છે માટે આબાળવૃદ્ધ લોકોએ તેનો સર્વ રીતે ત્યાગ કરવો.

## ૪. સ્વચ્છતા.

સાધનોઃ

૧. દરરોજ શરીરને ચોળીને નહાવું અને નાકમાં ગળી સ્વચ્છ દુવાલ વડે આંખું દિલ લુછી નાંખવુ.

૨. સંધ્યાવંદન, પ્રાણાયામ, વગેરે નિત્યકર્મ નિયમસર કરવાં.

૩. સત્કર્મ કરીને આનંદમાં સમય ગાળવો.

૪. દર અઠવાડિયે મેલાં કપડા ધોવડાવી નાખવાં, અને સ્વચ્છ વસ્ત્રો પહેરવાં.

૫. દર અઠવાડિયે હજામત વગેરે કરાવી વાળ ચોળી ઓળી સાફ રાખવા.

૬. સમય સમયે ચન્દન, સુગંધિત તેલ વગેરેનો લેપ કરવો.

૭. દરરોજ મકાન વાળી ઝુડી સાફ રાખવું તથા સર્વ વસ્તુઓ વ્યવસ્થાસર ગોઠવવી.

૮. સવાર સાંજ ગામ બહાર સ્વચ્છ હવામાં ફરવા જવું.

આ પ્રમાણે સ્વચ્છતા સારી રીતે જળવાય છે.

## ૫. માનસિક આનંદ.

મન પ્રસન્ન હોય તો શરીર સંપત્તિ ઘણીજ સારી રહે છે. મનને પ્રફુલ્લિત રાખવાનાં સાધનો નીચે પ્રમાણે છેઃ—

૧. મહાભારત, રામાયણ વગેરે ઇતિહાસના ગ્રંથ વાંચવા.

૨. યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ કામન્દી નીતિ શાસ્ત્ર, ધર્મ શાસ્ત્રો વિગેરેના નિયમિત પાઠ કરવા. ( આથી મન શાન્ત રહે છે ).

૩. સારા માણસોની મૈત્રી કરીને, તેમની સાથે વાતચીત કરવી તથા તેમનો ઉપદેશ સાંભળવો.

૪. ઉત્તર રામચરિત્ જેવાં ઉત્તમ નાટકો, તથા રઘુવંશ, કિરાતાર્જુનીય, વગેરે કાવ્યોનું ભાવનામય પારાયણ કરવું.

૫. યથાશકિત વિદ્યાદાન દેવું એટલે અર્થો સમજાવવા.

૬. રમ્ય વસ્તુઓ જોવી.

૭. સુંદર શહેરો, બગીચા વગેરેમાં ફરવું.

૮. સમય પ્રમાણે માતૃભાષા, રાજભાષા, તથા અન્ય ભાષાઓનાં માસાહિકો વગેરેનું વાચન અવલોકન કરવું.

## ઉપસંહારઃ

આ પ્રમાણે કસરત, બ્રહ્મચર્ય, આહાર, સ્વચ્છતા, તથા ચિત્તની શાંતિ, એ સાધનો દ્વારા શરીર સંપત્તિ સંઘરી શકાય છે. માટે તેનો સારી રીતે અમલ કરવો, એ દરેક જણની ફરજ છે. શરીર એ એક ઘણું જ કીંમતી રત્ન છે. મૂઢ લોકો તેને હાથ જેવુ ગણી તેના તરફ દુર્લક્ષ કરે છે, એ ખરેખર તેમનું દુર્ભાગ્ય છે.

ઉપરનો લેખ "શારદા" નામની સંસ્કૃત માસિક પત્રિકા પરથી લીધો છે. "સુંદરી સુબોધ" નાં વાચનાર ભાઇ બ્હેનને વિનંતિ કરવામાં આવે છે કે જો કે આ લેખ સંસ્કૃત પદ્ધતિપર રચાયલો છે, એટલે કે એમાં વૈજ્ઞાનિક કારણો તથા સમજુતી આપવામાં આવી નથી, તોપણ તેમાંની સૂચનાઓ વૈજ્ઞાનિક રીતે બંધ બેસતી હોવાથી તેનું પાલન કરવું આવશ્યક છે. સાધારણ સૂચનાઓ પણ કેટલાક ગૂઢ વિચારના પરિણામ રૂપે આપણા પૂર્વજોએ સૃષ્ટિના નિયમો અનુસાર ગોઠવી કાઢી છે. અને હાલના વૈજ્ઞાનિક યુગમાં તે કેવી યથાર્થ છે તેનું ભાન પણ આ લેખથી આવી જતાં આશ્ચર્ય સાથે આનંદ થયા વગર રહેશે નહિ.



## માબાપનો મહિમાઃ

એક "સ્વર્ગની સુન્દરી"ને કૈલાસમાં આણી. ભગવાન શંકર તથા પાર્વતીજી વિચાર કરવા લાગ્યાં કે, પોતાના બે પુત્રો કાર્તિકેય અને ગજાનન, ત્હેમાંથી કોની સાથે ત્હેનું લગ્ન કરવું. બન્ને પુત્રો સરખા પ્રિય, સરખા ગુણવાન હતા. તેથી આખરે નિર્ણય થયો કે એમાંથી જે પુત્ર પૃથ્વી પ્રદક્ષિણા કરીને પ્રથમ આવે ત્હેને એ કન્યા આપવી આ સાંભળતાં કાર્તિકસ્વામીનું વાહન મોર હતો ત્હેના ઉપર બેશીને તે તો ત્વરાથી ચાલી નીકળ્યા. હવે ગણપતિનું વાહન તો ઉંદર ! એટલે એમને પૃથ્વીની પ્રદક્ષિણા કરતાં કાળના કાળ વહી જાય ! તેથી ત્હેમણે વિચાર કરીને પોતાનાં માતા પિતાની જ પ્રદક્ષિણા કરીને ત્હેમને વન્દન કર્યું. ધર્મશાસ્ત્ર પ્રમાણે આ કાર્યનું ગૌરવ પૃથ્વીની સાત પ્રદક્ષિણા કરતાં પણ અધિક હતું. તેથી તરત જ તે બાલા સાથે ત્હેમનું લગ્ન કરવામાં આવ્યું.

—પુરાણ ઉપરથી.




# સિંહસ્થ ગુરૂનું ચરિત્ર.

*आद्यासौ गौतमीगंगा द्वितीया जान्हवी स्मृता ।
सर्वतीर्थफलं स्नानाद्गौतम्यां सिंहगे गुरौ ॥

દત્તજયન્તીનો જ દિવસ. શહેરથી બે અઢી માઇલને છેટે નદી કિનારે આવેલા અવધૂત મઠના ઉત્સવમાં જવા સારૂ હું ઘરમાંથી બહાર પડયો.

સૂર્યાસ્ત થઇ ગયો હતો. આકાશમાં ચિત્રવિચિત્ર રંગના વાદળાના ચિત્રપટ ક્ષણેક્ષણે બદલાતા હતા. એની શોભા જોવામાં લીન થતાં થતાં, આ વિસ્તૃત રંગપટનો સૂર્ય ક્યાં છુપાયો હશે ! તે કોણ હશે ! આવા વિચાર મનમાં ઉદ્‌ભવવાથી ચાલવું અને જોવું એ બન્ને બાબતોની વચમાં વચમાં વિસ્મૃતિ થતી.,

રસ્તાની રાહદારી ઓછી; પણ મારા મનમાંની રાહદારી માત્ર ઉત્તરોત્તર વધવા લાગી. કેટલાક માણસો સ્વભાવતઃજ આસ્તિક હોય છે, તો કેટલાક મૂળથીજ સંશયી અને પાખંડી હોય છે, એનું કારણ શું હશે ? દત્તાત્રયના ઉપાસકોને ગુરૂવાર જ વિશેષ મહત્વનો વાર શા સારૂ લાગે ? દત્તગુરૂનો તેમજ સૂર્યમાળામાંના ગુરૂ નામક ગ્રહનો વસ્તુતઃ શો સંબંધ હશે ! મારા એક સ્નેહી હમણાં જ નાશિક જઇને ગોદાવરી સ્નાન અને તીર્થવિધિ કરી આવ્યા. કાં !–તો આ વર્ષે ગુરૂ ગ્રહ સિંહ રાશીમાં છે તેથી ! ક્યાં તે ગુરૂ ગ્રહ અને ક્યાં તે સિંહ રાશીનાં નક્ષત્રો ! જે હોય તે ખરૂં. વારૂ, આ આસ્તિકતા સારા વિદ્વાન મનુષ્યમાં પણ સર્વત્ર જણાતી નથી તેમ અશિક્ષિત મનુષ્યમાં પણ સાર્વત્રિક જણાતી નથી. આસ્તિકપણું અને ધર્મભોળાપણું મગજનો એક વિકાર છે એમ પણ મારા એક સન્મશીલ મિત્રે મને એકવાર વિનોદમાં પણ પોતાનો પ્રામાણિક મત તરીકે બોલી બતાવ્યું હતું; તેનું મને સ્મરણ થયું. આવા નાના પ્રકારના વિચારતરંગોના મોજાં મનરૂપી સાગરમાં ઉઠવા લાગ્યાં.

ત્યાં નાની સરખી પર્ણકુટિકા જોવામાં આવી. કોઈ પણ જાતનો સંશય કે બ્હીક રાખ્યા શિવાય ત્યાં ચોગાનમાંથી હું આગળ ગયો.

પર્ણકુટિકોના મધ્યભાગે એક પત્થરના અધિકા ઓટલાપર વન્યપુષ્પવડે કોઇએ પૂજા કરેલી હતી, એ દત્તપાદુકા હશે એવું મેં અનુમાન કર્યું. પાસે જ ધૂપદાનીમાં ધૂપ બળતો હતો. અને એક ત્યાગી મહાત્મા ત્યાંજ નજીકમાં એક આસનપર સ્વસ્થ બેઠા હતા. તે

* પ્હેલી તો આ ગૌતમી ગંગા અને ત્હેની પછીજ જાન્હવી ( ભાગીરથી) ને શાસ્ત્રમાં પાવનકારિણી માની છે. કારણ કે સિંહસ્થ ગુરૂના વર્ષમાં ગૌતમીમાં સ્નાન કરવાથી સઘળાં તીર્થોનું સમગ્ર પુણ્યફળ પ્રાપ્ત થાય છે.

કંઈજ કરતા નહોતા, તોપણ જાગ્રત હતા; કારણ તેમણે મારા તરફ જોવા સારૂ મસ્તક ઉચું કર્યું એ મેં જોયું. અને " ગિરનારી બાવાનો જ કે આ મઠ ?–" એમ પૂછતાં પૂછતાંજ મેં એ મહાત્માજીને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. અને તેમણે પણ, હું જાણે તેમનો ઘણા દિવસનો પરિચિત હોઉં એ પ્રમાણે એક હાથ ઉચો કરીને મને સામું પૂછ્યું, " આજ આ બાજુએ ક્યાંથી વાટ ભૂલ્યો, ભાઇ ? બધા જ મઠ ગિરનારી બાવાના છે. "

મેં:—હું ક્યાં આવ્યો છુ એ હું કાંઈ જાણતો નથી. માત્ર રસ્તો ચુકયો હોઉં એમ લાગે છે.

મહાત્મા:—ગામના રસ્તા છોડયા તેથી અહીં આવ્યો. રસ્તો નથી ભૂલ્યો, પણ તને એમજ લાગવાનું. ગામમાં આજ દત્તજયન્તીનો ઉત્સવ નથી કે ?

મેં:—ઉત્સવ છે; અને હું ગિરનારી બાવાના મઠ તરફ જતો હતો પણ વાટ ભૂલ્યો.

મહાત્મા:—ગિરનારીનો એક મઠ પાછળ રહ્યો, આ બીજો છે. પણ આ સુદ્ધાં ગિરનારી મઠ છે. તારા મનમા સંશયોનું તોફાન ચાલ્યું હતું. તેથી આટલે દૂર આવ્યો. અહીંયા યે ઉત્સવ છે. પણ અહીં હું અને મારા દત્તગુરૂ શિવાય બીજું કોઇ જ નથી. તમારા ગામના ઉત્સવમાં મનુષ્યોનો, કીર્તિ, માન, દંભ ઇત્યાદિનો રંગ જામેલો હોય છે. તારા મનમાં શાનો સંશય આવ્યો હતો ? ખરૂં કહે, બેસ, બ્હીતો ના.

મેં:—સંશય નહીં. પણ સૂર્યમાળામાંનો ગુરૂગ્રહ અને દત્તગુરૂ (ગુરૂ દત્તાત્રય) એમને અર્થાઅર્થી કંઇજ સંબંધ ન હોવો જોઇએ એમ મને લાગતું હતું.

મહાત્મા:—તમે અંગ્રેજી શીખેલા લોક. તમારૂં જ્ઞાન દ્રશ્ય પદાર્થોની પેલીમેર ભેદ કરીને જઇ સકતું જ નથી. એમાં તું પણ શું કરે ? પણ ગુરૂના ગ્રહ સંબંધની તમારા લોકની માહિતી તો મને સંભળાવ. કેળાં વગેરે કાંઇ ખાશે કે ? લે આ ગુરૂમહારાજની પ્રસાદી. ઘરે જવાની ઉતાવળ તો નથી ને ? હું તને નજીકના રસ્તેથી પહોંચાડીશ. નદીનો વાંક આવવાથી આપણે ગામની પાસેજ છીએ. કહે જોઇએ ગુરૂગ્રહની તારી માહિતી.

મેં:—ગમે તેમ તોયે મારી માહિતી ભૌતિક સ્વરૂપની જ હોવાની. તે આપની પાસે કહેવામાં મને શરમ આવે છે. પણ આપની આજ્ઞા થઈ એટલે કર્તવ્ય માનીને કહું છું.

મહાત્મા:—કહે તો ખરો. કલ્પિત વાર્તાઓ આપણે નથી કહેતા કે ? શનિ-ગુરૂની દશાનું ભવિષ્ય કહેનારા તમારા ભટ ભિક્ષુકોને તેમજ જ્યોતિષીઓને આ માહિતી ક્યાં હોય છે ? બિચારા આંગળાના વેઢા ગણતાં ગણતાં તેઓ, "મેષ, વૃષભ, મિથુન " કરે છે અને પોતાનાં બાળબચ્ચાંનું પેટ જેમ તેમ ભરે છે. પણ સંભળાવ તો ખરો.

મેં:—અમારાં પુસ્તકોમાં જે કંઇ લખેલું છે તેજ હું કહીશ:

આપણા સૂર્ય ગોળાની આસપાસ તેનાથી જૂદા જૂદા છેટે આઠ ગ્રહ ફરે છે. તેનાં નામ અનુક્રમે બુધ, શુક્ર, પૃથ્વી, મંગળ, ગુરૂ, શનિ, યુરેનસ અને નેપચ્યુન છે. એ પૈકી બુધ એ સૂર્યની બિલકુલ નજીકનો છે તોપણ તે એનાથી ૩૬૦ લાખ માઇલના છેટે છે. પૃથ્વી ૯૨૦ લાખ માઇલ પર છે

મહાત્મા:—પણ માઇલ એટલે શું ?

મેં:—એ બાબત એટલે એક વાત. ગુરૂ તો ૪૮૦૭ લાખ માઇલના છેટે છે. યુરેનસ અને નેપચ્યુન આ બે ગ્રહ કેવળ નરી આંખે દેખાતા નથી. એનો શોધ હમણાં હમણાંનો એટલે ગયા સૈકામાં થયો છે. યુરેનસ અને નેપચ્યુન આ પશ્ચાત્યોએ આપેલા નામ છે. અને અમે પ્રજાપતિ અને વરૂણ આવાં નામ આપ્યાં છે.

સૂર્ય અને તેની આસપાસના ગ્રહ તેમજ ગ્રહોની આસપાસ પ્રદક્ષિણા ઘાલી રહેનારા તેના ચન્દ્ર, એટલે તેના ઉપગ્રહ મળીને આ વિશાળ વિશ્વના એક ખૂણામાંનો એક ભાગ થાય છે. સૂર્ય આ જાણે એક કુટુંબવત્સલ રાજા. એના કુટુંબમાંના આ માણસો એક બીજાને જેટલા નજીક છે તેટલા નજીક આકાશમાંના બીજાં કુટુંબમાંનું બીજું કોઇ નથી. પૃથ્વી ઉપર જેમ જૂદાં જૂદાં ગામ પથરાયલાં હોય છે તેવી અમારી આ સૂર્યમાળા એ વિશ્વમાંનું એક ગામ છે એમ પણ કહી શકાય. અમે આ ગામમાં રહીએ છીએ આકાશમાંના અનન્ત તારા એ બીજાં ગામો છે. એમાં કેટલાંક ગામડાં છે. કેટલાંક શહેરો છે. અમારૂં ગામ કંઇ બહુ મોટું નથી, ગામડું જ છે એમ કહીએ તો તે કંઇ ખોટું ન કહેવાય. એમાં સૂર્ય એ એક મોટો રાજમહેલ છે, એમ કહીએ તો બુધાદિ ગ્રહ એ નાનાં મોટાં મધ્યમ પ્રકારનાં ઘરો છે. આ પૃથ્વી એ અમારૂં ઘર. પણ આ ઘરનો એક એવો ચમત્કાર છે કે એ દૂરથી પરસ્પરને દેખાય છે માત્ર...એકે ઘરના રહેવાશીથી બીજાના ઘરે જવાતું અવાતું નથી; કિમ્બહુના,—બીજાના ઘરમાં કોઇ રહે છે કે તે ઉજડ છે, એ સુદ્ધાં દેખાતું નથી. અન્ય ગામોમાંનાં નાનાં ઘરો પણ આપણને દેખાતાં નથી ત્યાંનો મુખ્ય મહેલ માત્ર દેખાય છે. એને જ આપણે ગામ કહીએ છીએ.

મહાત્માઃ—સૂર્યને કુટુમ્બમાંનો મુખ્ય પુરૂષ કહ્યો. એનો અર્થ શો ?

મેં:—રૂપકની ભાષા છોડી દઇએ તો એમ કહી શકાય કે સૂર્યની આસપાસ ફરનારા ગ્રહોને ઉષ્ણતા અને પ્રકાશ, એટલે તેમનું મુખ્ય જીવન તેમને સૂર્યની પાસેથી જ પ્રાપ્ત થાય છે.

મહાત્માઃ—આ આઠ ગ્રહ સૂર્યની આસપાસ આઠે દિશામાં ફેલાયલા હશે નહીં કે ?

મેં:—ના, ના. સરતના મેદાનમાં જેમ તમામ ઘોડા એકજ ચકરમાં ફરે છે તેમજ આ ગ્રહ સુદ્ધાં એક સપાટીમાં પ્રદક્ષિણા કરતા રહે છે.

મહાત્મા.—વારૂ, એનો આકાર કેવો હશે ?

મેં:—બધા ગ્રહ સ્થૂલ પ્રમાણમાં ગરગોટા જેવા ગોળ છે, એમ કહી શકાય. એ પૈકી એકલો ગુરૂનો ગોટો આપણી આ પૃથ્વીના ગોળાના કરતાં ૧૨૪૦ ગણો મોટો છે. પણ એકાદા મોટા નાળીયેરમાં નાના નાળીયેરના કરતાંયે ઓછું ટોપરૂં નીકળે, એ પ્રમાણે ગુરૂનું દ્રવ્ય પૃથ્વીના દ્રવ્યના આશરે ૩૦૦ ગણું જ છે. એનો વ્યાસ ૮૬૦૦૦ માઇલ છે, પૃથ્વીનો વ્યાસ ૮૦૦૦ માઇલ છે.

મહાત્માઃ—આવડો મોટો ગ્રહ, તેથી એને બહુ ધીમે ધીમે ચાલવું પડતું હશે, નહીં કે?

મેં:—નહીં. સૂર્યની આસપાસ પ્રદક્ષિણા કરતી વેળા તે એક સેકંડમાં ૮ માઇલ

ચાલે છે। આપણી પૃથ્વીના ગોળા ઉપરનું દ્રવ્ય સ્થાયિક છે પણ દુર્બીનમાંથી ગુરૂના ગોળા તરફ જોઈએ તો તેના પૃષ્ઠભાગ ઉપર અનેક ઉથલ પાથલો થતી હોય એમ દેખાય છે અર્થાત્ તેના પૃષ્ઠભાગના દ્રવ્યો વાયુરૂપ છે ત્યાંનો વાયુ દર કલાક આશરે ૨૦૦ માઇલના વેગથી વહે છે.

બીજી એક મહત્વની બાબત એ કે ઇતર ગ્રહોની પેઠે ગુરૂ અને શનિ, એ અદ્યાપિ પ્રકાશહીન તેમજ ઠંડા થયેલા નથી. તેમને પોતાનો થોડો પ્રકાશ છે. તે અંશતઃ માત્ર સૂર્ય પ્રમાણે સ્વયંપ્રકાશી છે ગુરૂ અને શનિ એ પૃથ્વીપરના લોકોને આપેલા કિરસનના દિવા છે, એમ માનવુ બાકીના ગ્રહ આ દિવાની પછવાડેના આરસા પેઠે પ્રકાશ પરાવર્તક માત્ર છે

મહાત્મા—સૂર્યની આસપાસ એક પ્રદક્ષિણા ઘાલવાને તેને કેટલો સમય લાગે છે?

મેં.—આપણી પૃથ્વી સૂર્યની આસપાસ આશરે ૩૬૫ દિવસમાં એક પ્રદક્ષિણા કરે છે. ગુરૂને એક પ્રદક્ષિણા ઘાલવાને ૧૧ વર્ષ અને ૮૧૦ દિવસ એટલે આશરે ૧૨ વર્ષ લાગે છે, અને શનિને તો ૨૯ા વર્ષ લાગે છે.

મહાત્મા—આ ગ્રહોની પ્રદક્ષિણાને આટલો વખત લાગે છે એ કેવી રીતે સમજાયું?

મે—આકાશમાં જે અસંખ્ય તારા છે તે સ્થાયિક એટલે અચળ છે. પૃથ્વી ઉપરથી જોનારા મનુષ્યને તમામ ગ્રહ તેમ જ આપણા ચન્દ્ર અને સૂર્ય એ, આ તારાઓ પૈકી વિવક્ષિત તારાઓના સમુદાયમાંથી ક્રમેક્રમે પશ્ચિમ તરફથી પૂર્વ તરફ આગળ જતા દેખાય છે આગગાડીના રસ્તા પર ઠેકઠેકાણે જેવાં સ્ટેશનો હોય છે, તેજ પ્રમાણે આ બધાઓના માર્ગમાં તારાઓના વિવક્ષિત સમુદાય છે, અને મેલગાડી જે પ્રમાણે આ સ્ટેશન ઉપરથી એક સરખી આગળ આગળ જતી હોય છે, ક્યાંઇએ વિશેષ થોભતી નથી, તેજ પ્રમાણે આ બધા ગ્રહ આ સમુદાયપર થઇને જતા હોવાનું દેખાય છે. ચન્દ્રિકાના માર્ગમાંના જે મોટા તારકસમુદાય છે, તેનેજ આપણે નક્ષત્રો કહીએ છીએ.

સર્વગ્રહ સ્થૂળ પ્રમાણમાં આ નક્ષત્રમાંથી જ જાય છે. ચન્દ્ર એક દિવસમાં આકાશના જેટલા ભાગમાંથી જાય છે તેટલા ભાગમાંના સમુદાયને, સાધારણપણે એક નક્ષત્ર કહે છે. ચન્દ્રને આખા આકાશમાં ફરવાને ૨૭—૨૮ દિવસ લાગે છે, તેથી નક્ષત્રો એકંદરે ૨૭ કલ્પેલાં છે તેને અશ્વિની, ભરણી, કૃત્તિકા, ઇત્યાદિ નામો આપેલાં છે, આ નક્ષત્રો પૈકી બબ્બે નક્ષત્રો ગણતા જઇએ એટલે એક એક રાશી થાય છે

अश्वनी, भरणी, कृतिकापादं मेषः ।

આ નક્ષત્રો પૈકી મઘા, પૂર્વાફાલ્ગુની અને ઉત્તરાફાલ્ગુનીનો એક પાદ મળીને સિંહ રાશી થાય છે. હમણાં ગુરૂ ગ્રહ ( અને શનિ સુદ્ધાં ) આ રાશીમાં છે. અને તે થીજ ચાલુ વર્ષે સિંહસ્થ છે એમ કહે છે.

આ બધાં નક્ષત્રોમાંથી એકાદા ગ્રહની એક ફેરી પૂરી થાય એટલે સૂર્યની આસપાસ પણ તેની એક પ્રદક્ષિણા થાય છે. તેથી સર્વ નક્ષત્રમાંથી પાર પડવાને તેને જેટલો કાળ

છે તેટલું તેના પ્રદક્ષિણાના કાળનું માપ છે. ગુરૂને તમામ નક્ષત્રોમાંથી ફરવાને ૧૨ વર્ષ લાગે છે તેથી તેને સૂર્યની આસપાસ પ્રદક્ષિણા કરવાને યે ૧૨ વર્ષ લાગે છે એમ આપણને સમજાય છે.

મહાત્મા:—બેટા, ખૂબ ભણ્યો છે એકંદરે. હવે બીજું કંઇ કહેવાનું છે કે?

મેં:—આજ્ઞા હોય તો બીજી પણ એક મજા કહું.

મહાત્મા:—મજેથી કહે. સગુણ ચરિત્ર પરમ પવિત્ર છે, તેને સાદર સહિત વર્ણવવું, એમ કહ્યું છે ને? આ વર્ણન પ્રભુની સગુણ મૂર્તિનું જ નહીં કે?

મેં:—આ પૃથ્વીને જેવો એક ચન્દ્ર છે, તેવા ગુરૂને તો આઠ ચન્દ્ર છે. એમાં ચાર બહુ મોટા હોઇ તે બધા પ્રમાણમાં લગભગ એક સરખા જ છે. ગુરૂનો સૌથી મોટો ચન્દ્ર મંગળના જેવડો છે. એટલે તેનો વ્યાસ ૮૫૦૦ માઇલ છે. આ આઠ ચન્દ્ર પૈકી ચારનો શોધ ગૅલિલિઓ નામના જ્યોતિષીએ ૨૧૦ વર્ષ પહેલાં કર્યો. આ ચારની અંદર પાંચમો છે. એનો શોધ હમણાં જ લાગ્યો છે. બાકીના ચન્દ્ર બહુ જ નાના છે. આ ચાર ચન્દ્રોને ગુરૂની આસપાસ એક પ્રદક્ષિણા ફરવાને અનુક્રમે ૧ દિવસ ૧૮ કલાક, ૩ દિવસ ૧૩ કલાક, ૭ દિવસ ૪ કલાક અને ૧૬ દિવસ ૧૮ કલાક લાગે છે. (આ પૈકી પહેલો ચન્દ્ર ગુરૂનાથી ૨॥ લાખ માઇલ અને ચોથો ૧૧ લાખ માઇલ દૂર છે.)

બીજી પણ એક ગમ્મત એવી છે કે, આ ઉપગ્રહોની છાયા જ્યારે ગુરૂના ઉપર પડે છે ત્યારે ગુરૂઉપર વસનારા લોકોને સૂર્યગ્રહણ થતું હોવું જોઇએ. પૃથ્વી ઉપરથી જોનારા લોકોને આવી વેળાએ વેળાએ ઉપગ્રહોની છાયા ગુરૂબિમ્બ ઉપરથી જતી હોય ત્યારે દેખાય છે. કોઇ કોઇ વાર આ ઉપગ્રહ ગુરૂના બિમ્બ ઉપરથી એકાદી માંખીની પેઠે સરકતા દેખાય છે. આ ચમત્કારને અધિક્રમણ કરે છે.

કોઇ કોઇ વેળા આ ઉપગ્રહ ગુરૂની છાયામાં સપડાય છે ત્યારે તેને ગ્રહણ લાગે છે. પૃથ્વી ઉપરથી ઉપગ્રહોનાં આ ગ્રહણો દેખાય છે.

કોઈ કોઈ વાર આ ઉપગ્રહ ગુરૂબિમ્બની પાછળ ગયાને લીધે પૃથ્વી ઉપરથી તે દેખાતા નથી. આ ચમત્કારને પિધાન કહે છે,

આવી રીતે પ્રત્યેક ઉપગ્રહને લીધે એ ગ્રહણો, અધિક્રમણ અને પિધાન આ પ્રમાણે ચાર ચન્દ્રના મળી સોળ ચમત્કાર થાય છે. આપણા ચન્દ્રનાં પ્રત્યેક પૌર્ણિમા અમાવાસ્યાએ ગ્રહણ થતાં નથી; પણ ગુરૂના ત્રણ ચન્દ્રોની પ્રતિપ્રદક્ષિણામાં ગ્રહણો થાય છે.

આઠ ચન્દ્રની મજા બહુ વિલક્ષણ હશે એમ મનમાં આવે છે, પણ આ મજા જોનાર કોણ? ગુરૂ ઉપર ઉભા રહેવાને પૃથ્વીના જેવો ઘન પૃષ્ઠભાગ જ નથી! તે હોય તો ત્યાં પ્રાણીજ નથી! પ્રાણી હોય તો ગુરૂ ઉપરના અતિ ગાઢ વાતાવરણમાંથી તે તેને દેખાવાનું નહીં.' વારૂ, માનો કે દેખાયું તો આપણા ચન્દ્રને સૂર્યનો જેટલો પ્રકાશ મળે છે એનો પચીસમો ભાગ તેને મળવાનો, સિવાય તેને સુદ્ધાં આપણા ચન્દ્રની પેઠે વૃદ્ધિ ક્ષયની વ્યથા હોવાથી અને તેને વારંવાર ગ્રહણ લાગતાં હોવાથી, તે હોય ન હોયને સ-

રખો જ. તેથી ગુરુના ચન્દ્રનો ગુરુને કંઇ પણ ઉપયોગ હોય એવું આપણી દ્રષ્ટિથી તો દેખાતું નથી. તો પછી આ ચન્દ્ર શા માટે ? આમ મનમાં આવે છે. પણ એવું ઉત્તર એવું છે કે, ગુરુ અને તેના ઉપગ્રહ એ આપણી સૂર્યમાળાનો જ એક નાનકડો નમુનો છે એમ કહી શકાય છે. અર્થાત્ એના ચન્દ્રનો કદાચિત તેને ઉપયોગ ન થતો હોય તો પણ જે પ્રમાણે સૂર્યનો અષ્ટ ગ્રહને ઉપયોગ થાય છે, તેજ પ્રમાણે ગુરુનો તેના ચન્દ્રને થતો હશે એવું અનુમાન છે. અને ગુરુના ઉપર જો કે પ્રાણીની વસતી નથી તો તેના ચન્દ્ર ઉપર સુદ્ધાં નહીં હોય એમ માનવાને સબળ કારણો નથી.

આપની આજ્ઞા પ્રમાણે મારું આ ગુરુચરિત્ર મેં પૂરું કર્યું. બીજી પણ બારીક માહિતી ઘણી છે પણ તે કહેવા લાગું તો સવાર પણ થઇ જાય !!

મહાત્માઃ—ખૂબ કરી. બેટા ! પણ આટલું આ વર્ણન પદાર્થોનું થયું. વિશ્વના એક ખૂણામાંના એક કણનું થયું; પણ એક વાત કહું છું તે ધ્યાનમાં લે. મનુષ્યે પોતાની બુદ્ધિના સામર્થ્યવડે આ જ્ઞાન સંપાદન કર્યું ખરું; પણ બુદ્ધિદાતાને તે બીલકુલ ભૂલી નથી ગયો કે ! શા માટે ભૂલી ગયો વારુ !—

કારણ મેં પોતે જ્ઞાન સંપાદન કર્યું એવું તેને અભિમાન થયું. તેથી પૌર્વાત્યોએ જે રીતે જ્ઞાન મેળવ્યું અને પાશ્ચાત્યોએ તે જે રીતે મેળવ્યું, એ રીતમાં એક મોટો ચમત્કારિક ભેદ છે. પૌર્વાત્ય મહર્ષી સ્વસ્થ ચિત્તે તપોમગ્ન અથવા ધ્યાનસ્થ અવસ્થામાં હતા, એ વેળાએ તેમની બુદ્ધિમાં બધી જ્ઞેય ગોષ્ટીના જ્ઞાનનો દિવ્ય પ્રકાશ ઇશ્વરપ્રસાદથી પ્રગટ થયો. આપણા વેદ અપૌરૂષેય છે; કારણ દિવ્ય અંતર્જ્ઞાનવડે ઋષિઓને તે જ્ઞાત થયા. પણ પુરુષની એટલે મનુષ્યની બુદ્ધિમાં તે અવતર્યા તેથી તેને પૌરુષેય પણ કહી શકાય છે.

પાશ્ચાત્યોની બીના તેવી નથી. હું પોતે બધું કાંઇ જાણી લઉંશ એવા ઘમંડમાં તેમને દીર્ઘ પ્રયત્ન કરવા પડે છે. તેમને અંધારામાં અથડાઇ અથડાઇને એક એક પદાર્થને જૂદો જૂદો ઓળખી લેવો પડે છે. વારુ તેમને જે કંઇ વિશેષ સમજાયું એમ તમને લાગે છે તે બધું ભૌતિક જ્ઞાન છે. પાશ્ચાત્ય થયા પણ તે સુદ્ધાં પૌર્વાત્યોની પેઠે પરમેશ્વરના અંશજ તે !

જે ખરા તત્વવેત્તા છે તેમને નાના બાળકના લાકડીના ઘોડામાં મૂળ ઘોડો જ દેખાતો નથી. પછી એ ઘોડાના દાંત શાના છે, દાંત કેવડા મોટા છે, એ સમજી લેવાનો પ્રયત્ન તે શા માટે કરે ! તેવી જ રીતે આ સર્વ વિશ્વ આપણને જે રીતનું ભાસે છે, પ્રતીત થાય છે, તેવું તત્વવેત્તાઓને બીલકુલ જ ભાસતું નથી. એમની પ્રતીતિ એટલી જ કે, આ જે કંઇ દેખાય છે—ભાસે છે, તે બધું પરમેશ્વરનું રૂપ છે; એ સિવાય બીજી કોઇ પણ બાબતમાં ભિન્ન નથી. કનક અને કંકણ આ બે ભિન્નભિન્ન વસ્તુઓ છે એમ આપણને દેખાય છે પણ સરાફને તો બધું કનકજ દેખાય છે, જગત જે બાબતમાં જાગ્રત એ બાબતમાં સાધુપુરૂષ ઉદાસીન, પણ જે બાબતમાં જગ સુતેલું હોય, એ બાબતમાં તે બીલકુલ જાગ્રત હોય છે.

' या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी '

મેં:—મહારાજ, પણ–

મહાત્મા:—હું કહુંછું. તારી શંકા મારા લક્ષમાં છે. તારો ગુરૂ પણ " यद्यद्विभूतिमत्सत्त्वम् " આ સદરમાં જ આવે છે. નિશ્ચે એટલે વાસુદેવ, આ બોધ માયિક મનુષ્યને અખંડ નથી હોતો. તે પ્રસંગ વિશે પણ જ્ઞાન થાય એટલા સારૂ જ્ઞાત પુરૂષોએ ગુરૂવારે અમુક કરવું, એકાદશીએ અમુક કરવું, સિંહસ્થમાં પારમાર્થિક કાર્યો વિશેષ કરવાં, ઇત્યાદિ કાર્યક્રમ સદ્‌હેતુથી જ આણી રાખેલો છે. તેથી તો તું આજ અહીં વાટ ભૂલ્યો. વારૂ, હવે આ મઢની પાછળ આવેલી કેડીએ કેડીએ બરાબર સીધો ચાલ્યો જા. વખત મળે ત્યારે કોઈ કોઈવાર અહીં આવતો રહેજે. સમજ્યો કે ?

---

## જ્યોતિર્લિંગ.

ત્ર્યંબકેશ્વર બાર જ્યોતિર્લિંગ માંહેના એક છે. બાર જ્યોતિર્લિંગ નીચે મુજબ ગણાય છેઃ સોરઠ–કાઠિયાવાડમાં સોમનાથ, નિઝામ હૈદરાબાદ પાસે શ્રી શૈલ પર્વત ઉપર મલ્લિકાર્જુન, ઉજ્જનમાં મહાકાળ. ઓંકાર નર્મદાના કિનારા પર માંધાતા નગરમાં ( મોરટકા રેલ્વે સ્ટેશનથી જવાય છે, ) પરલીમા વૈજનાથ, ડાકિણીમાં ભીમાશંકર, સેતુબંધમાં રામેશ્વર, દારૂકાવનમા નાગેશ્વર, કાશીમાં વિશ્વનાથ, ગૌતમીના કિનારાપર ત્ર્યંબકેશ્વર, હીમાલયમાં કેદાર અને ધૃષ્ણેશ્વર ઇલ્લા નગરીમાં છે.

શિવભક્તોજ માત્ર નહિં પણ સર્વ આર્યધર્માભિમાનીઓ જ્યોતિર્લિંગ પ્રત્યે ઘણીજ શ્રદ્ધા રાખે છે. જ્યોતિ એટલે પ્રકાશ. જ્યોતિર્લિંગનો અર્થ પ્રકાશિત લિંગ આવો થાય છે. આર્ય પ્રજા જ્યોતિર્લિંગને સ્વયંભૂ–પોતાની મેળે ઉત્પન્ન થયેલ કહે છે. જેટલાં જ્યોતિર્લિંગો છે અને તેનાં જે જે સ્થાનો છે તે જોતાં, તે તે સ્થાનોમાં દર્શન કરનારના મનમાં એક જાતનો પ્રકાશ ઉત્પન્ન થયા વગર નજ રહે એવું છે. આ પ્રકાશ વ્યવહાર અને ધર્મ બેઉમાં થાય છે. સંસ્કારાનુસાર એ પ્રકાશ ટકે છે. વસ્તુતઃ તીર્થ મહાત્મ્યમાં જ્યોતિર્લિંગની પ્રકાશ શક્તિનું મહાત્મ્ય વર્ણવ્યું છે. શાસ્ત્રની ભાષા અલૌકિક છે. તે તેના શબ્દાર્થમાં સમજી શકાતી નથી. શબ્દાર્થ સમજી સંતોષ માનનાર કદિ પણ પરિણામ ભાગી થનાર નથી. ગુરૂગમ્ય વિદ્યાનું રહસ્ય અત્યારે વિસરાવા લાગ્યું છે. જ્યોતિર્લિંગ એટલે પ્રકાશનું લિંગ આવો અર્થ કરવાનો નથી પણ લિંગનો પ્રકાશ આવો કરવાનો છે. લિંગ જે દેખાય છે તે પથ્થરનું છે, આમ અત્યારના કેટલાક નવીન મતવાળા કહે છે પણ વાસ્તવિક રીત્યા લિંગ દેહ આ, આ દશ્યદેહથી જૂદો દેહ છે. તેનો પ્રકાશ આ લિંગ છે આવો અર્થ કરવાનો છે. ભક્તો કિંવા યાત્રીઓના હૃદય આ વિષય સમજવાને સંસ્કારવાળાં જોઇએ. જેટલાં જ્યોતિર્લિંગો છે, તે સત્ય સમજાવે છે. તેનાં સ્થાનો સામગ્રી રૂપ છે. અજ્ઞાનીને જ્ઞાન આપવા અને આંતરચક્ષુ ખોલવા, પ્હેલાં આવાં સ્થાનો મહાત્માઓ, તપસ્વીઓ અને જ્ઞાનીઓથી વસાએલાં હતાં; અત્યારે સર્વત્ર વિપરિત જ જોવામાં આવે છે. આ ખેદનું કારણ છે.

" શ્રી ભારતવર્ષની યાત્રા " માંથી.




# શ્રી ગોદાવરી મહાત્મ્યઃ

## નાશક–ત્ર્યંબકના તીર્થની પવિત્ર કથા.

સિંહસ્થ બૃહસ્પતિવાળા વર્ષ માટે ખાસ–પુરાણ શાસ્ત્ર ગ્રન્થો ઉપરથીઃ અનુવાદ કરનાર–

રા. રા. શાસ્ત્રી મગનલાલ દલસુખરામ પુરાણ નિષ્ણાત.

૧.

કથા રહસ્ય.

(૧)

શાસ્ત્રી મગનલાલભાઈ,

વિશેષ વિદિત કરવાનું કે શ્રી ગોદાવરી મહાત્મ્યના આપે ગુજરાતી ભાષામાં કરેલા અનુવાદની હસ્તલિખિત પ્રત આપે કૃપા કરીને મોકલી, તે અથથી તે ઇતિ સુધી વાંચી જોતાં પરમ સંતોષ થયો છે. ભાષા સરસ, સરળ અને સામાન્ય જનમંડળને સ્હેલથી સમજાય તેવી છે, ધર્મનિષ્ઠ ભક્ત જનોને શ્રી ગંગાજીના અવતરણની કથા અતિ પ્રિય થઈ પડશે, એમાં લેશ માત્ર સંશય નથી. એ કથા પસંદ કરવામાં આપે ખરેખરી ચતુરાઇ વાપરી છે એમ કહ્યા વિના ચાલતું નથી. કેમકે ધાર્મિક વર્ગ સિવાયના સ્ત્રી પુરૂષો બન્નેને પણ એ કથામાંથી ઘણું શિક્ષણ લેવાનું છે. ઋષિ મુનિની અર્ધાંગનાઓ પણ સ્ત્રી જાતિના સાધારણ સ્વભાવને આધીન થઇ ઇર્ષ્યાથી દોરવાઇ જાય, પોતાની કામના ફળીભૂત કરવાને અસત્યનો આશ્રય લે છે, ઋષિ મુનિઓ પણ તેઓના મોહમાં લીન થતાં, તેમનું કપટ પારખી શકતા નથી અને અવિચારી કાર્ય કરે છે, અને પોતાના ઉપર કરેલા મહાન ઉપકારને વિસરી જાય, ઉપકાર કરનારનું અહિત કરવા તત્પર થઇ જાય છે। અસત્ય અને છળભેદ સદાય ટકી રહેતાં નથી પણ યોગ્ય સમય પ્રાપ્ત થતા પ્રગટ પડી જાય છે. અને અઘટિત કર્મનું ફળ, તે કર્મકર્તાને અંતે ભોગવવું પડે છે. એ સર્વ શિક્ષણ શ્રી ગોદાવરી મહાત્મ્યમાંથી આપણને મળે છે. આપે લોકોના હિતને અર્થે જે શ્રમ લીધો છે, તેને માટે આપને ધન્યવાદ ઘટે છે.

( ૨ )

બન્ધુસમાન શાસ્ત્રી મગનલાલભાઈ

આપના તરફથી શ્રી ગોદાવરી મહાત્મ્યનો સરળ ભાષામાં લખેલો લેખ મળ્યો. વાંચી આનંદ થયો છે શ્રી ગંગાજીના અવતરણની એ કથાનો મહિમા વાંચી મારૂં મન બહુ પ્રફુલિત થયું છે

આવા ધર્મના લેખો પ્રગટ થવાથી આપણી પવિત્ર આર્યભૂમિમાં ભૂતકાળમાં થઈ ગયેલા પવિત્ર ઋષિ મુનિઓના પવિત્ર જીવનનુ આપણને સ્મરણ થઈ, અંતરમાં એક જાતનો સાત્વિક આનંદ ઉદ્દભવે છે અને તેથી મને આવા ધાર્મિક લેખો વાંચવા ઘણા ગમેછે

આપના લેખમાં મહાત્મા ગૌતમમુનિએ અપકારના બદલામાં કરેલો ઋષિઓ ઉપર ઉપકાર, ઋષિ પત્નીઓએ સ્ત્રીજાતિના સ્વભાવને વશ થઈ, અહલ્યાજીને કઠોર શબ્દો કહ્યા છતાં એટલેથી સંતોષ નહીં પામતાં, પોતાના પતિ-ઋષિઓના પણ કાન ભંભેર્યા ને ગૌતમમુનિને ઘણો ત્રાસ આપ્યો ને દુઃખ દેવામાં બાકી રાખી નહીં ! પણ મોટા મનના એ મુનિએ તેમનાં દુષ્ટ કૃત્યો સામુ નહીં જોતાં ઉલટા પોતે સાર ગ્રહણ કર્યો

મહાત્મા ગૌતમમુનિએ જે પોતાના મનની ઉદારતા-ક્ષમા-દયા-તેમજ ઉચ્ચ પરોપકાર વૃત્તિ-જે ઋષિઓ પ્રત્યે બતાવી છે, તેમાંથી ખરેખર જનસમાજને ઘણું સારૂં શિક્ષણ લેવાનુ મળે છે ધન્ય છે આવા મોટા મનના ગૌતમ મુનિ રાજના જીવનને જેનાથી પવિત્ર ભારતભૂમિ જે ધર્મનીજ ભૂમિ કહેવાય છે તેમાં આવા મુનિઓ તથા શ્રીરામચંદ્રજી તથા શ્રીકૃષ્ણજી તથા અનેક સતીઓના જન્મો થઈ ગયા છે અને તેથીજ આપણો દેશ હાલ તે કે અધમ દશાએ પહોચ્યો છે, છતાં ટકી રહ્યો છે એ એમનો પુણ્ય પ્રભાવજ બતાવી આપે છે.

આવા લેખો પ્રગટ થવાથી સ્ત્રીઓને પણ ઘણો સદ્દબોધ લેવાનો મળે છે, એટલુંજ નહીં પણ ક્ષમા-દયા-વગેરે ગુણો મનુષ્ય માત્રે કેમ ખીલાવવા તે આમાંથી ખરેખર સમજાય છે આપે જે જનહિતના કલ્યાણને અર્થે શ્રમ લઇને આ ધાર્મિક લેખ લખ્યો છે તેને માટે આપ બન્ધુશ્રીને ખરેખર ધન્યવાદ આપું છુ આવા ધર્મના લેખો જનહિત માટે વિશેષ બ્હાર પાડવા આપ જેવા સર્વ બન્ધુઓને જગત્કર્તા પ્રભુ સદ્દબુદ્ધિ આપી પ્રેરણા કરો, એજ મારી તેને પ્રાર્થના છે

લી. શુભેચ્છક દેશભગિની-

સૌ. કનુબ્હેન છગનરામ મ્હેતાના નમસ્કાર

૨.

આરંભ

વાયુને લીધે વૃક્ષોપરથી ખરી પડેલાં સુંદર પુષ્પો બહુ શોભા આપતાં હતાં. હોમના ધુમાડાનો પરિમળ આનંદ આપતો હતો હરણો સ્વેચ્છાએ આમ તેમ દોડા દોડ

કરતાં હતા, વસ્ત્રો ધારણ કરનારા જીતેન્દ્રિય, શાન્ત અને પરમ પવિત્ર વેદ તથા શાસ્ત્રના પારને પામેલા મહર્ષિઓ જેમાં વસતા હતા, એવા નૈમિષારણ્યમાં શ્રેયસ્સંપાદનની ઇચ્છાવાળા શૌનક મુનિએ એક દિવસ પ્રાતઃકાળમાં નિત્ય નિયમ સંધ્યાવંદનાદિ પરવારી સૂત પુરાણિકને પ્રણામ કરીને પૂછ્યું.

શૌનક—આપ સર્વજ્ઞ છો, દયા કરવાવાળાઓમાં સર્વોત્કૃષ્ટ છો, ગુપ્ત વાતો જાણો છો તથા વ્યાસ નારાયણના પ્રિય શિષ્ય છો, માટે અમે તમને પૂછીએ છીએ કે કલિયુગમાં યાત્રાઓના ધામ, ક્ષેત્ર, તીર્થ અને અન્ય પુણ્યકારી સ્થળોનો ત્યાગ કરી સિંહ રાશિના બૃહસ્પતિના વર્ષમાં સકળ મનુષ્યો ગોદાવરીમાં સ્નાન કરવા જાય છે, એનું કારણ શું?

સૂત—ઋષિઓ તપમાં તત્પર, સ્વાધ્યાયમાં રત, વીણા વગાડવામાં વિદ્વાન, તથા મુનિવરોમાં ઉત્તમ, એવા પરમાત્માના પરમભક્ત શિરોમણિ શ્રી નારદમુનિએ એક વખત બ્રહ્માજીને, તમે જે મને પૂછ્યું છે, તેજ પૂછ્યું હતું તેથી જે ઇતિહાસ બ્રહ્મદેવે નારદમુનિને કહ્યો તો તેજ આજ હું તમારી આગળ કહું છું

## મહર્ષિઓને બ્રહ્મદેવે કરેલી આજ્ઞા

સૂત—ઋષિઓ, પૃથ્વી ઉપર દૈવવશાત્ સો વર્ષ સુધી વરસાદ વરસ્યો નહિં, પ્રાણિમાત્ર દુઃખી થવા લાગ્યાં અને જગતનો નાશ થવા બેઠો આથી ગભરાઇ શોક સાગરમાં મગ્ન થયેલા ઋષિઓએ બ્રહ્માજીની સ્તુતી કરી. પ્રસન્ન થયેલા બ્રહ્માએ મહર્ષિઓને કહ્યું, "મેં પ્રથમ યજ્ઞ કર્યો હતો, તે સ્થળ મારા નામથી એટલે "બ્રહ્મગિરિ" નામથી દક્ષિણ દેશમાં પ્રસિદ્ધ છે, ત્યાં ગૌતમમુનિનો આશ્રમ છે ત્યાં તમે જાવ ગૌતમમુનિના આશ્રમમાં વસનારાઓને આધિ, વ્યાધિ, ભય, દુષ્કાળ, શોક કે અનાવૃષ્ટિ બાધ કરી શકતાં નથી"

## ગૌતમમુનિના આશ્રમનું વર્ણન

પિતામહનું આવુ વચન સાંભળી બધા ઋષિઓ પૂછતા પૂછતા શ્રી ગૌતમમુનિના આશ્રમ આગળ આવ્યા અને વેગે થકી જુવે છે તો આકાશમાં રહેલા દુર્દર્શ સૂર્યમંડલની પેઠે બ્રહ્મવિદ્યાના તેજને લીધે તે આશ્રમ પ્રકાશી રહેલો હતો, દર્ભ તથા મૃગચર્મ આદિથી વ્યાપ્ત થયેલું તે સ્થળ વસવા યોગ્ય જણાતું હતું. આ આશ્રમના આંગણામાં નાના પ્રકારનાં પુષ્પ વૃક્ષો, તુલસી વૃંદો, તથા અનેક જાતની વેલીઓ વિગેરે સુવાસિત વનથી ખીલેલી હતી જાત જાતનાં મૃગો અને પક્ષીઓના સમૂહ નિર્ભયપણે અહિંતહિં ફરી રહ્યા હતા આશ્રમમાં "અગ્નિહોત્ર" માટે નિર્માણ કરેલાં વિશાળ ગૃહો સ્રુવ, સ્રુક, આદિ યજ્ઞોપકરણોની સમૃદ્ધિવડે પરિપૂર્ણ હતાં. આશ્રમભૂમિની આસપાસ સ્વાદિષ્ટ ફળવાળાં અને પવિત્ર વૃક્ષો ઝુમી રહ્યાં હતાં, વિદ્યાર્થીઓ વેદમંત્રોની ગર્જનાઓ કરી રહ્યા હતા, અને ઠામ ઠામ હોમ, બલિદાન પૂજનો સાથે ચાલી રહ્યાં હતાં. આવા તપસ્વી ગૌતમમુનિના સુશોભિત આશ્રમમાં પ્રવેશ કરી, નિયમિત આહાર વિહાર કરનારા, સૂર્યસમાન તેજસ્વી, વેદના પાર પામેલા, ધર્મનિષ્ઠ મહાત્મા ગૌતમમુનિને ઋષિઓએ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા ગૌતમમુનિએ તેમનો આદરસત્કાર રૂડી રીતે કરી આતિથ્ય કર્યું.

મહર્ષિઓ—આપ તો સર્વવિત છો. વરસાદ વરસતો નથી. કોઈ ઠેકાણે તળાવ

કુવામાં પાણી નથી. પશુઓ, પક્ષીઓ, અને જીવમાત્ર અન્ન જળ વગર ટળવળે છે. આપ દયાળુ છો, અમે બ્રહ્માજીની વાણી માન્ય કરી આપને શરણ થયા છીએ. અમારૂં રક્ષણ કરો. દયા અને પરોપકાર વૃત્તિ મહાત્મા ગૌતમમુનિના અંતઃકરણમાં મૂર્તિમાન હોવાથી તેમણે પ્રાણાયામથી ધ્યાન ધરી, ઉગ્ર તપશ્ચર્યાનો આરંભ કરી ભગવાન વરૂણદેવને પ્રસન્ન કર્યા.

### ગૌતમમુનિનો પ્રભાવ

વરૂણદેવ ગૌતમમુનિની પાસે આવ્યા અને કહ્યું "આપ વરદાન માગો."

ગૌતમ—મહારાજ, આપ પ્રસન્ન થયા હો તો વૃષ્ટિ આપો.

વરૂણ—પરમાત્માની ઇચ્છાનું ઉલંઘન કરવા હું સમર્થ નથી.

ગૌતમ—આપ પણ વિશ્વાધિશનું જ સ્વરૂપ છો. અમને જળ વગર બીજી અપેક્ષા નથી. જીવમાત્રનું જીવન જળ છે તેથી જળ સિવાયની યાચના નથી. માટે જળ આપો.

વરૂણ—ઠીક, તમે એક હાથનો સમચોરસ ખાડો કરો.

વરૂણની આજ્ઞા પ્રમાણે ગૌતમમુનિએ એક હાથ લાંબો, એક હાથ પહોળો અને એક હાથ ઉંડો ખાડો તૈયાર કર્યો અને તેમાં અખૂટ જળ વરૂણદેવે ભરી આપ્યું

વરૂણદેવના અંતર્ધાન થયા પછી મહાત્મા ગૌતમે આવેલા અતિથીઓને કહ્યું કે આપ સર્વ સુખ શાન્તિથી આ સ્થળમાં વાસ કરો. ઉપયોગી ધાન્ય પકવો, નિત્ય નૈમિત્તિક ચાલુ કરો. અનાવૃષ્ટિ તમને બાધ કરનાર નથી.

મહાત્મા ગૌતમમુનિનાં વચન સાંભળી પરમ હર્ષથી આશ્રમો બાંધી ઋષિ મુનિઓ ... રહ્યા અને તેમના પ્રભાવનાં વખાણ કરી સુખમાં કાળ નિર્ગમન કરવા લાગ્યા

### ઉપકારને બદલે અપકાર.

એક વખત ગૌતમમુનિએ, વરૂણ ભગવાને આપેલા અક્ષય જળાશયમાંથી, જળ લાવવાની પોતાના શિષ્યને આજ્ઞા કરી શિષ્ય કમંડલુ લેઇને સત્વર જળાશય આગળ આવ્યો. આ વખતે કેટલીએક ઋષિ પત્નિઓ પાણી ભરવા સારૂ આવેલી હતી. તેમણે "કહ્યું અમે બહુ વેગળેથી આવીએ છીએ, પહેલી આવીઓ છીએ, અમારા ભરી રહ્યા પછીથી તું પાણી ભરજે. વેગળો ખશ-આઘો જા, અડકી આવીશ નહિં."

શિષ્ય—ગૌતમમુનિ સંધ્યાવંદનાદિ કાર્યમાં રોકાયા છે, જળ વગર બેશી રહ્યા છે. માટે મને એક કમંડલુ ભરી લેવા દ્યો. મારે ઉતાવળ છે

શિષ્યે ઘણી નમ્રતાથી વિનંતિ કરી પણ ઋષિ પત્નિઓએ પોતાની હઠ મૂકી નહિં. શિષ્ય બિચારો પાછો આવ્યો અને જળાશય ઉપર બનેલું વૃત્તાંત ગુરૂપત્ની અહલ્યાજીને નિવેદન કર્યું

ઉગ્ર થએલા શિષ્યને અહલ્યાએ આશ્વાસન આપ્યું, પોતે તેની સાથે ગયાં અને કમંડલુ ભરી આપ્યું.

અહલ્યાજી ઋષિ પત્નિઓ સાથે ક ઈ પણ બોલ્યાં નહિ, છતાં તે ઘણી અદેખી છે, પેટ રી છે, કપટી છે, વિગેરે અનેક કડવાં વેણ બોલી ખીજાતી ખીજાતી અને વાસણ ઠાડતી તેઓ ઘેર આવી અને પોત પોતાના પતિ પ્રત્યે કહેવા લાગી "અમે તો અહલ્યાને શી શાણી, ડાહી, માયાળુ અને શાન્ત સ્વભાવની સમજતાં હતાં પરંતુ આ તો ઘણી અભિમાની, અભિમાની, તામસી દેખાય છે, અને તો માથે વઢે તેવી છે I એવું એવું કહીને રી પેઠે તેઓએ સ્ત્રીચરિત્ર રચ્યું I

ભાવિ બળવાન્ છે ગાડ પોતાની સ્ત્રીઓના બોલવા ઉપર વિશ્વાસ રાખીને ઋષિઓ એકત્ર થયા અંતઃકરણમાં ઉંડા ઉતરી વિચાર કર્યો નહિ,–પૂછ્યું નહિ, અને એકદમ પ કરી કુબુદ્ધિમાં ગતિ કરી, મહાત્મા ગૌતમ મુનિને દુઃખ દેવા, ત્રાસ આપવા, અને ના કારણ ઉપાધિમાં નાંખવા યત્ન આદરી શ્રી ગણપતિની અનેક પ્રકારે પૂજા કરી તેમને સન્ન કર્યા

ગણપતિ—વરદાન માગો.

ઋષિઓ—અમે બધા ગૌતમને તિરસ્કાર કરી શકીએ, તેમને આશ્રમમાંથી બહિ- ર કરી શકીએ, એવો ઉપાય કરો

ગણપતિ—ઋષિઓ, તમારૂં આમનું ઉચિત નથી ઉપકારના બદલામાં તમે અપ- ર કરો છો? વિના કારણ મહાત્મા પુરૂષને દ્વેષ કરવાથી પરિણામ વિપરીત આવે છે મને આ કાર્યથી વિગાડવું થશે, હાનિ થશે, દુઃખ થશે જે વખતે અન્ન જળ મળતું હોતું અને ભટકી મારતા હતા, તે વખતે એમણે તમને આશ્રય આપ્યો છે માટે તમારે તેમનો આભાર માનવો જોઈએ. સ્ત્રીઓના બોલવા ઉપર ભરૂસો રાખો છો, તે વ્યા- બી નથી. ગણપતિએ ઋષિમુનિઓને અતિશય સમજાવ્યા પરંતુ તેમણે માન્યું નહિ. રે ગણપતિએ કહ્યું કે "હું તો ભક્તનો અધીન છુ તમારા કહેવા પ્રમાણે કરીશ."

હવે અતિથિ રૂપે આવેલા ઋષિઓના મનની દુર્વૃત્તિ ગૌતમમુનિ તથા તેમનાં પત્ની અહલ્યાજી જાણતાં નથી અહોનિશ તે ઘણી ઘણીઆણી પ્રસન્ન ચિત્તથી આનંદ ભોગવે અને ઋષિમુનીઓનો યથાશક્તિ સત્કાર કરે છે

## ગૌતમને હાથે ગૌહત્યા.

ગૌતમઋષિના ખેતરમાં જવ, ડાંગર, વિગેરે ધાન્યો પરિપકવ થયાં ત્યારે ગણપતિ ગાય નું રૂપ લેઈ ધ્રુજતા ધ્રુજતા ખેતરમાં પેસીને તે ધાન્ય ખાવા લાગ્યા. ગાય કોણ તે ગૌતમમુનિ જાણતા નથી તેથી પાસે દર્ભની સાવરણી પડેલી હતી, તે હાથમાં લેઈ વડે ગાયને હાંકી પણ ગાયને તો જેવો સાવરણીનો સ્પર્શ થયો કે તાજવીજ તે મૂર્છા ખાઈ એકાએક પૃથ્વિ ઉપર પડી અને તત્ક્ષણ મરણ પામી I આ આશ્ચર્યકારક બનાવ ઈ ગૌતમમુનિ તો ચિન્તાતુર થઈ ગયા અહલ્યાને પાસે બોલાવ્યાં અને કહ્યું. "પ્રિયા I, આપણા ઉપર પરમાત્માની અકૃપા જણાય છે, મહાન્ હત્યા થઈ અને રજનું ગજ થઈ યું I હવે શું કરવું,–ક્યાં જવું?

સૂત કહે છે પેલા ઋષિઓ આ વખતે પ્રપંચી જનોની પેઠે વેગળે રહી હાસ્ય કરતાં મરજી મુજબ ભાષણ કરી તિરસ્કાર યુક્ત વચન બોલી કહેવા લાગ્યા.

ઋષિઓ—ધિક્કાર છે તમને ! મહાત્મા થઇને ગૌહત્યા કરી ? તમારા આશ્રમમાં હમે હવે રહેવાના નથી. તમારૂં મોં જોઇએ તો અમારૂં મતકર્મ નાશ પામે. આ બનાવ જોયાથી પણ અમારે સચૈન સ્નાન કરવું પડશે

સૂત—આ પ્રમાણે વચનોનો કઠોર ઉચ્ચાર કરી ગૌતમ અને અહલ્યાના ઉપર તેઓ પથરા ફેંકવા લાગ્યા. વળી તેમને સર્વ વ્યવહારથી બહિષ્કૃત કરી પાંચ ગાઉ છેટે આવી મુકામ કર્યો.

મહાત્મા ગૌતમ મુનિએ ઘણો વિચાર કેટલાક દિવસ સુધી કર્યો પરંતુ ચિત્તવૃત્તિ સ્થિર ન હોવાથી પ્રાયશ્ચિત માટે શું કરવું તેની તેમને સુઝ પડી નહિ. તેથી ઉપહાસ્ય કરનારા ઋષિઓની પાસે જઇ વેગળા ઉભા રહી, તેમને પ્રણામ કરી પ્રાર્થના પૂર્વક નમ્રતાથી વિનંતી કરી; "ભૂદેવો, આપ બધા ધર્મશાસ્ત્રના જ્ઞાતા છો, માટે મારે શું કરવું ? કયું પ્રાયશ્ચિત કરવું ! આપ મને એવો માર્ગ દેખાડો, જે વડે હું શુદ્ધ થાઉં.

ઋષિઓ—ગૌતમમુનિ, જ્યાં સુધી તમે પરમ દેહ શુદ્ધિ પ્રાયશ્ચિત્તનો વિધિ કરશો નહિ, ત્યાં લગી તમે પવિત્ર થવાના નથી. માટે ઉપવાસ કરો ! કરોડ શિવલિંગ મૃત્તિકાનાં કરી પૂજા કરો, તથા શ્રી મહાદેવની જટામાં રહેતાં ગંગાજીના જળવડે સ્નાન કરો.

ઉપર પ્રમાણે ઋષિઓની આજ્ઞાનુસાર પ્રાયશ્ચિત તથા પાર્થિવ પૂજન કરી ગંગાજળમાં સ્નાન કરવાનો ગૌતમ મુનિએ નિશ્ચય કર્યો.

ગંગાજીના અવતરણ સારૂ યત્ન.

અનેક જાતની ધાતુઓથી શોભતા શિખરો છે, અનેક જાતના મૃગગણોનો વાસ છે, સુંદર પુષ્પો, ફળો, અને શીતલ છાયા આદિથી પરોપકાર કરનારાં મનોરમ તરૂઓ છે, એવા બ્રહ્મગિરિને વિષે ચારે તરફ દૃષ્ટિ કરી સર્વ ગુણ શોભિત સ્થળ મુકરર કરી, ગૌતમ મુનિએ પ્રતિદિન ઉપવાસ કરી, ઇન્દ્રિઓને વશ રાખી, ગંગાજીને પૃથ્વીપર લાવવા માટે પાર્થિવનાં શિવલિંગ કરી એકાગ્ર મનથી પૂજા કરવા માંડી. પૂજા કરતાં કરતાં ઘણા દિવસ વ્યતીત થઇ ગયા, ત્યારે અતિપ્રસન્ન થઇ સદાશિવે તેમને દર્શન આપીને કહ્યું: "ગૌતમ મુનિ ! તમારી ભક્તિથી, શ્રદ્ધાથી, પૂજાથી અને તપશ્ચર્યાથી હું પ્રસન્ન છુ, યથેચ્છ વરદાન માગો." પશુપતિ સદાશિવ ભગવાનનાં વચન સાંભળી મહાત્મા ગૌતમ મુનિ ઉભા થઇ તેમનાં ચરણને શરણ થઇ બોલ્યા·

"હે ભગવાન્! આપ મારા ઉપર પ્રસન્ન હો, તો મને પાપમાંથી મુક્ત કરો. પાવન કરો.

પશુપતિ—તમે તો નિરંતર પવિત્રજ છો, કૃતકૃત્ય છો. આ તો દુષ્ટ લોકોએ તમને ઠગ્યા છે. તમારાં દર્શનથી તો પાપી માત્ર પાવન થાય છે તમને પાપી કેમ કહે વાય ? જેમણે આ મિથ્યા ઉપદ્રવ તમને કર્યો છે, તે તો બધા પાપી છે, દુરાચારી છે, કૃતઘ્ની છે, હત્યારા છે.

ગૌતમ—હે પ્રભુ ! એ ઋષિઓએ તો મારા ઉપર મહાન્ ઉપકાર કર્યો છે. એમણે આવું કર્યું ન હોત તો મને આપનાં દર્શન દુર્લભ હતાં. ધન્ય છે તે ઋષિઓને કે તેમનાં આચરણ વડે મારા ઉપર આવો મહાન્ ઉપકાર થયો છે. હું તો તેમનો બધાનો ખરા અંતઃકરણથી આભાર માનું છું

પાર્વતીપતિ—ગૌતમ મુનિ, તમે મને અત્યંત પ્રિય છો; માટે શ્રેષ્ઠ વરદાન માગો.

ગૌતમ—હે વૃષભધ્વજ, આપની જટામાં રહેલાં ગંગાજી મને આપો. ગંગાજળમાં હું સ્નાન કરું, જેથી મારા મનોરથ સિદ્ધ થાય. મહાત્મા ગૌતમ મુનિનું માગણું સ્વીકાર કરી પાર્વતિપતિ શ્રી શંકર ભગવાને હાસ્ય વદનથી જટાજૂટમાં રહેલાં ગંગાજીને આજ્ઞા કરી કે તુરત તે સ્ત્રીરૂપે પ્રગટ થયાં. પુનઃપ્રાર્થના કરી ત્યારે ઔદુંબર વૃક્ષ ( ઉમરાના ઝાડ ) માંથી તે જળરૂપ બની પ્રવાહરૂપે વહેવા લાગ્યાં. મહાત્મા ગૌતમ મુનિએ પોતાની પત્ની, શિષ્યો આદિ પરિવાર સહ તે પાપનાશક, નિર્મળ, પવિત્ર જળના અતુલ પ્રવાહમાં સ્નાન કર્યું.

ગૌતમ મુનિના સ્નાન કર્યા પછી ગંગાજીએ સ્વસ્થાન પ્રત્યે પાછાં જવાની માગણી કરી પરન્તુ ગૌતમ ઋષિની પ્રાર્થના ઉપરથી સદાશિવે તેમને કહ્યું: "હવે તમે ભૂતળ ઉપર આ સ્થાનમાં વાસ કરો."

ગંગા—સ્વામીનાથ, આપની આજ્ઞા પ્રમાણેજ વર્તવાનો મારો ધર્મ છે. પરન્તુ આપ પોતે પણ અત્ર બિરાજમાન થાઓ તો સારૂં. કારણ કે આપનાં અહોનિશ દર્શન શિવાય મારા પ્રાણ રહી શકશે નહિં.

ઉમાપતિ—ગૌતમ મુનિની પ્રીતિ જોઈ, તેમની અડગ ભક્તિને હું વશ થયો છું, એટલે મારાથી અહિંથી ખસી શકાય તેમ છેજ નહિં. વળી તમારો પણ નિવાસ અહિં છે. હે પ્રિય ! તમે મારી ઇચ્છાને અનુકૂળ રહી વર્તો છો, તેથી પ્રસન્ન થઈને હું એમ પણ કહું છું કે આ સ્થળમાં હું સદૈવ નિવાસી કરીશ, એટલુંજ નહિં, પણ તમારૂં મહાત્મ્ય સર્વ સરિતાઓ કરતાં સર્વદા અધિક રહેશે

સૂત—હે ઋષિઓ, આ વખતે બધા દેવો, ઋષિગણો, તીર્થો, ક્ષેત્રો, પિતામહ બ્રહ્માજી અને વિષ્ણુ ભગવાન પોતે, સહુએ આવીને "જય, જય," શબ્દનો ઉચ્ચાર કરીને કહ્યું: "અહો, ભગવાન્ ! ત્રણ નેત્રને ધારણ કરવા વાળા, દુઃખ દારિદ્રને હણનારા, મૃત્યુને જીતનારા, ત્રિપુરારી ! અને અહો પતિતપાવની ગંગાજી ! આપ ઉભય પૃથિવી ઉપર આવી પડેલા જીવોના મોક્ષને સારૂ આ જગોએ સતત વાસ કરો છો, તેથી હર્ષિત થઈને અમે આપને નમસ્કાર કરીએ છીએ. ગૌતમ મુનિ ! આજથી આ ગંગા તમારા નામથી પ્રસિદ્ધ થશે. આપનો મહિમા અવર્ણનીય છે. અમે આપને પણ પ્રણામ કરીએ છીએ. હમણાં બૃહસ્પતિ સિંહ રાશિમાં છે, માટે જ્યારે જ્યારે સિંહ રાશિમાં બૃહસ્પતિ આવશે, ત્યારે ત્યારે અમે પણ બધા તમારે ત્યાં આવીને એક વર્ષ પર્યંત વાસ કરીશું. અને અગિયાર વર્ષ સુધી અમારામાં પણ જે પાપ એકઠાં થયાં હશે, તેનાથી મુક્ત થવાને અહીં આવી પુનઃ પવિત્ર થઈશું.

षष्टिवर्षसहस्राणि, भागीरथ्यवगाहनम् ।
सकृद्गोदावरीस्नानं सिंहस्थे च बृहस्पतौ ॥

સાઠ હજાર વર્ષ લગી ભાગીરથી ગંગામાં સ્નાન કરવાથી જે ફળ મનુષ્યને મળે છે, તે ફળ સિંહરાશિના બૃહસ્પતિના વર્ષમાં માત્ર એકવાર ગોદાવરીમાં ન્હાવાથી મળે છે. કારણ કે—

" अस्यात्परं पुण्यतीर्थं न भूतं न भविष्यति " ।

આ તીર્થ કરતાં બીજું સર્વોત્તમ પાવન કરનારૂં તીર્થ એક પણ નથી.

સૂત—આવેલા દેવમાત્ર ઉપર પ્રમાણે કહી પોતપોતાને ઠેકાણે ચાલ્યા ગયા. સદાશિવ ભગવાન તથા ગંગાજી ત્યાં રહ્યાં.

ગંગાજીને ગૌતમ મુનિ લાવ્યા માટે તેમનું નામ "ગૌતમી ગંગા" અને મહાદેવજીનું નામ ત્ર્યંબકેશ્વર પડયું.

* સિંહરાશિના બૃહસ્પતિમાં ગૌતમ મુનીએ આ રેથળે ગંગાજીને પ્રગટ કર્યા હતાં, તેથી પ્રત્યેક " સિંહસ્થ વર્ષમાં અદ્યાપિ સઘળાં પુણ્યકારી તીર્થો, ધર્મક્ષેત્રો, દેવો, પુષ્કરાદિ સરોવરો, પાવનકારી નદીઓ તથા ઋષિ મુનિ વિગેરે મહાત્માઓ ગૌતમ મુનિની પ્રસન્નતાને અર્થે અને આપેલું વરદાન સત્ય કરવાને પોત પોતાનાં મહાત્મ્ય સાથે શ્રી ગૌતમી ગંગાને કિનારે આવી આવીને રહે છે. તેથી કહ્યું છે કે

" सिंहस्थिते सुरगुरौ दुर्लभा गौतमी नृणाम् । "

ગૌતમ મુનિએ સ્નાન કર્યું હતું, તે જગોનું નામ " गंगाद्वार " કહેવાય છે. તે ઘણું સુંદર અને પવિત્ર રમણીય છે. " સિંહસ્થના વર્ષમાં ગૌતમી ગંગામાં સ્નાન કરવાથી મનુષ્યોને અલભ્ય પુણ્ય ફળ મળે છે. "

### ઉપસંહાર.

સૂત—ગૌતમ મુનિપર ઉપર કબ્જો કરવા વાળા ઋષિ મુનિઓ આ વખતે જ્યારે ગંગાજીમાં સ્નાન કરવા સારૂ આવ્યા, ત્યારે. તેમને જોઈ એકદમ ઉતાવળાં તે અંતર્ધાન થઇ ગયાં!

ગૌતમ—કૃપા રાખો, કૃપા રાખો માતાજી ! એ ઋષિઓના પુણ્યવડે તો આપ આવ્યાં છો.

ગંગા—એ દુષ્ટ લોકો છે, મહાત્માનો દ્રોહ કરવાવાળા છે. ક્રૂર છે, પાખંડી છે, માત્સર્યવાન છેઃ માટે એમનું દર્શન કરવું યોગ્ય નથી.

ગૌતમ—અપકારીના ઉપર ઉપકાર કરવો, એ સમાન ધર્મ નથી, પુણ્ય નથી, કર્મ નથી.

ગંગા—ગૌતમ મુનિ, તમે જે કહો છો તે યથાર્થ છે. છતાં ઇર્ષ્યાખોરોને દંડની અવશ્ય જરૂર છે. માટે તે અધમ બ્રાહ્મણો બ્રહ્મગિરિની સો પ્રદક્ષિણા કરીને પ્રાયશ્ચિત્ત નહિં કરશે, ત્યાં સુધી હું ત્હેમને દર્શન આપીશ નહિં.

સૂત—ઋષિ લોકો, આકાશવાણી સાંભળીને તે બધાએ શ્રી ગંગાજીના કહ્યા પ્રમાણે કર્યું. તેમણે તથા ત્હેમની સ્ત્રીઓએ મહાત્મા ગૌતમ મુનિ તથા તેમનાં ધર્મ પત્ની અહલ્યાજી પાસે કરેલા અપરાધની અન્તઃકરણ પૂર્વક ક્ષમા માગી.

હવે ગુપ્ત થઇ ગયેલાં ગંગાજીએ પુનઃદર્શન દીધું. ત્યારે મહાત્મા ગૌતમે ગંગાદ્વારની પાસે કુશાવર્ત નામથી બીજું તીર્થ કર્યું. આ તીર્થ અતિ ઉત્તમ છે. કુશાવર્ત તીર્થમાં સ્નાન કરવાવાળા મનુષ્યોને મોક્ષ માર્ગનું સોપાન હસ્તગત થાય છે, એ નિઃસંશય છે.

ગંગાજીના અવતરણથી આનંદ પામેલા તે ઋષિ મુનિઓએ ગૌતમ મુનિનાં બહુ વખાણ કર્યાં, વારંવાર દંડવત કર્યાં અને પછી ફરીથી પણ પશ્ચાત્તાપ પુષ્કળ જાહેર કર્યો.

સૂત—હે શૌનકાદિ અઠ્યાશી હજાર ઋષિઓ! તમારા પ્રશ્નનો પ્રત્યુત્તર મેં યથામતિ આપ્યો છે. આ આખ્યાન ધન, યશ, આયુષ્ય, સંતતિ, સ્વર્ગ, અને મોક્ષ આપવાવાળું છે. જે મનુષ્ય સિંહરાશિના બૃહસ્પતિના સમયમાં ગોદાવરીને કાંઠે આવીને સ્નાન કરે છે, પિતૃઓનાં શ્રાદ્ધ કરે છે, દાન આપે છે, શ્રી ભગવાન ત્ર્યંબકેશ્વર મહાદેવજીનાં દર્શન કરે છે અને પૂજન કરે છે, તે પાપમાંથી મુક્ત થાય છે.' માટે શ્રેયની ઇચ્છાવાળા પ્રત્યેક ભાવિક વર્ગે આ ગોદાવરી મહાત્મ્યનું મનન તથા શ્રવણ કરી બીજાને સમજાવવું એજ શ્રેયસ્કર છે.

( વડોદરાઃ શાન્તિસદન )

---

## નાસિક ત્ર્યંબકનું પુરાણ ગૌરવઃ

બ્રહ્મદેવે એક ત્રાજવામાં સર્વ તીર્થો મૂક્યાં અને બીજામાં શ્રી ત્ર્યંબકક્ષેત્ર મૂક્યું. ત્હેમાં ત્ર્યંબક એ વધુજ મહત્વનું ઠર્યું. ત્ર્યંબક ક્ષેત્રનું મહાત્મ્ય વર્ણન કરવા સારૂં કોઇપણ સમર્થ નથી. નાસિક, પ્રયાગ, પુષ્કર, નૈમિષ અને ગયા—આ પાંચ ક્ષેત્રો દુનિયામાં હોઇ, છઠ્ઠું ક્ષેત્ર નથી; એવું શંકરે તેના પુત્ર (સ્કંદ)ને કહ્યું. ... ... ... ...
જે પ્રમાણે અવયવોમાં નાક મુખ્ય છે, તેજ પ્રમાણે પૃથ્વીપર નાસિક એ ગોદાવરીના કાંઠા નજીક મુખ્ય છે. અહિં માહેશ્વર લિંગ કપાલેશ્વર નામનું હોય, અરૂણા, વરૂણા, આ નદીઓનો ગોદાવરી સાથે સંગમ થાય છે. ગંગા ઉત્તરે વહેતી, ગોદાવરી દક્ષિણે વહેતી, અને પયોષ્ણી પૂર્વે વહેતી, આ નદીઓ અત્યંત પુણ્યદાયક છે. જ્યાં ગોદાવરી દક્ષિણે વહે છે, ત્યાં દાન સુદુર્લભ હોય અત્યંત પુણ્યકારક છે. નર્મદા કાંઠે તપશ્ચર્યા કરવી સારી, જાન્હવીને કાંઠે મરવું સારૂં, કુરૂક્ષેત્રમાં દાન આપવું હિતકર, પણ ગોદાવરી કાંઠે એ ત્રણે થાય તો પુણ્યદાયક થાય છે.

શ્રી ક્ષેત્ર નાસિક–પંચવટીવર્ણન.




# નાસિક—ત્ર્યંબક.

લખનારઃ એક યાત્રિક.

## નાસિક.

**સિંહસ્થમાં ગોદાવરીઃ**

નાસિક-ત્ર્યંબક હિન્દુ ધર્મનું યાત્રાનું પ્રસિદ્ધ અને મ્હોટું ધામ છે. અને બૃહસ્પતિ (ગુરૂ) નો ગ્રહ જ્યારે સિંહરાશીમાં આવે છે, ( અર્થાત્-આપણે જેને " સિંહસ્થનું વર્ષ " અગર " શંખસ્તર " કહીએ છીએ, ) તે વખતે તો ભારત વર્ષના સઘળા તીર્થો કરતા પણ એ અધિક ગૌરવવાળું ગણાય છે. એટલે દર તેરમે વર્ષે અહિં યાત્રા કરવાને લાખો હિન્દુઓ આવે છે. નાસિક અને ત્ર્યંબક બે જૂદાં ગામ છે; ત્હેમની વચ્ચે અઢારેક માઇલનું છેટું છે. નાસિક થઇને યાત્રાળુઓ ત્ર્યંબક જાય છે.

**નાસિક રોડઃ**

નાસિકથી પાંચ માઇલ દૂર નાસિક રોડ નામનું સ્ટેશન જી. આઇ. પી રેલ્વે ઉપર આવેલું છે, ત્યાં નાસિક-ત્ર્યંબકના યાત્રિકોને ઉતરવું પડે છે. તે મુંબઇથી આશરે ૧૧૭ માઇલ ઉપર છે. પણ ગુજરાત-કાઠિયાવાડ તરફના મુસાફરોને તો મુંબઈ જવાને બદલે સુરતથી ટાપ્ટી વેલી રેલ્વેમાં અમલનેર જઇ, ત્યાંથી ભુસાવળ થઇને નાસિક રોડ જવાનું વધારે સુગમ પડે એમ છે. અહિં સ્ટેશન ઉપર બે ધર્મશાળાઓ તથા ચ્હા કૉફિની દુકાનો છે. આ ઉપરાન્ત ટપાલ અને તાર ખાતાની ઑફિસો તથા બીજી દસ પંદર દુકાનો પણ છે, જ્યાં ઘણી-ખરી જરૂરિયાતની વસ્તુઓ મળી શકે છે. સ્ટેશનથી ગામમાં જવા સારૂ બને બાજુએ મોટી, પહોળી, ઝાડોની હારવાળી, પાકી સડક છે, અને ઘોડાગાડી તથા બળદગાડીઓ, મોટરો તથા ટ્રામ, વગેરે વાહનની સારી સગવડ છે. સ્ટેશન પાસે બે સારા આરોગ્ય-ભવનો છે (જેમાંનું એક હિન્દુઓ માટે તથા બીજું સઘળી કોમોના ઉપયોગ માટે છે) તથા હવાફેર કરવાને આવનારા સારૂ કેટલાક ન્હાના મ્હોટા બંગલા પણ બંધાયલા છે. અહિં લક્ષ્મીવાડી નામની જગોના કૂવાનું પાણી વખણાય છે અને પીવામાં પણ બહુ વપરાય છે.

**તીર્થ ગોરઃ**

સ્ટેશનથી નાસિક ગામમાં જતાં દરેક પ્રવાસી તથા યાત્રાળુને માથા દીઠ ચાર આનાનો કર આપવો પડે છે. તે નાસિકની મ્યુનીસીપાલીટી તરફથી નાખવામાં આવ્યો છે. ગામ જ્યારે દોઢેક માઇલ દૂર રહે છે ત્યારે નાસર્ડી નદીનો પૂલ આવે છે, અહિંથી તીર્થગોરોના દર્શન થવા માંડે છે. જે સમયમાં ધર્મશાળાઓ, હોટેલો તથા વીશીઓ વગેરે ઉતારાની જગાઓની છૂટ

કાલના કરતાં ઘણી ઓછી હતી, તે કાળથી આ લોકો પોતાના યાત્રિક યજમાનોની સેવા સુશ્રૂષા કરતા આવ્યા છે. એ વાત ખરી છે કે વારંવાર આપણે એ ગોરોના ધૂતારા પણાની વાતો સાંભળતા આવ્યા છીએ; અને તે લોકો મહેનતાણાને બદલે, દાન દક્ષિણાને નામે તથા દલાલી તરીકે પૈસા હાબીને ફૂદડાવે પણ છે તોપણ એટલું તો ન્યાયને ખાતર કબૂલ કરવું પડશે કે ઘણું ખરૂં તેઓ બહુ ઉપયોગી થઇ પડે છે. ગોર, ભોમિયા તથા વીશીવાળાનું, એમ સઘળાં જરૂરી કામ તેઓ સાથે કરે છે અને પોતાના દેશની ભાષા નહિં જાણનાર યાત્રાળુઓના પ્રાન્તની ભાષા પણ ભાગી તૂટી જાણતા હોવાથી ત્હેનું કામ નભાવી લેછે. આવાં કારણોને લીધે જ તેઓ હજી સુધી પોતાનો ધંધો ધમધોકાર ચલાવ્યે જાય છે; અને ત્હેમની આજીવિકાનું તે મુખ્ય સાધન હોવાથી ત્હેમાં એ લોકો કાંઇ પણ પ્રમાદ કરે, એ સંભવિત નથી. નાસિકનું ધામ ઘણું પુરાતનથી હોવાથી, અહિંના ગોરોના ચોપડામાં ઘણી જૂની નોંધો પણ હોવી જોઇએ. આજ સુધીમાં વ્હેલામાં વ્હેલો લેખ જાણવામાં આવ્યો છે તે ઇ. સ. ૧૪૫૦ ના વખતનો કહેવાય છે. એટલે મુગલો હિન્દુસ્થાનમાં આવ્યા, તે પ્હેલાં દિલ્હીમાં લોદી વંશની બાદશાહી અને દક્ષિણમાં (નાસિકની ઉપર પણ–) બ્રાહ્મણી સુલતાનોનું રાજ્ય ચાલતું હતું. તે વખતે પણ ગોરો હતા !

**પ્રાચીન ક્ષેત્ર.** નાસિકનું ક્ષેત્ર ખરેખર દૈવતાઇ ભૂમિ છે. તનદુરસ્તી આપવાને માટે તો આ ભાગ આખા પશ્ચિમ હિન્દુસ્થાનમાં જાણીતો જ છે. કારણ કે દેવલાલીનાં પ્રસિદ્ધ આરોગ્યભવન પણ આ સ્થળની નજદીક જ છે, જ્યાં દૂર દૂરથી પણ ઉત્તમ હવા પાણીનો લાભ લેવાને સંખ્યાબંધ મનુષ્યો આવ્યાં કરે છે. આ સિવાય ગોદાવરીનો ગંગાપૂર ધોધ, પંચવટી અને દંડકારણ્ય–તથા ત્ર્યંબકમાં ગંગાદ્વાર, કુશાવર્ત અને બ્રહ્મગિરિનાં મનોહર, પુરાણપ્રસિદ્ધ ધર્મસ્થળો પણ અહિં પાસે પાસે જ આવેલાં છે. એટલે આપણા સનાતન હિન્દુ ધર્મના અતિ પ્રાચીન ક્ષેત્રો,–આપણા ધાર્મિક ઇતિહાસની કીર્તિમૂર્તિઓ શ્રીરામચન્દ્ર, સતીશિરોમણિ સીતાજી તથા મહર્ષિ ગૌતમ, એમના જેવા પ્રાતઃસ્મરણીય અવતારિક મહાત્માઓનો ત્હેની સાથેનો સંબન્ધ,–અને શ્રી ત્ર્યંબકેશ્વર મહાદેવના પુરાણપ્રસિદ્ધ જ્યોતિર્લિંગનું પાવનકારી દર્શન, એવી એવી વિવિધ અલૌકિક વિભૂતિઓ અહિં આજ છે. તેથી આમ આરોગ્ય અને આયુષ્ય આપતાં, અમૃત સમાન મીઠાં હવા પાણીવાળાં તથા ધર્મબુદ્ધિ અને દેશપ્રીતિ વધારતાં, દેવતાઓની રમણભૂમિ જેવાં આ પુણ્યસ્થાન કોના હૃદયમાં પૂજ્યભાવ પેદા ન કરે !

**દેવ ભૂમિ:** કદાચ આવા જ કોઇ કારણને લીધે સામાન્ય કહેવત ચાલી હશે કે–"આશક કા ઘર નાશક!" પ્રભુના આસક્ત–ભક્તજનની તૃષા સર્વ રીતે પૂર્ણ થાય એવું આ સ્થાન છે. એક લેખક લખે છે કે "નાસિકની ભૂમિ ઇશ્વરી પ્રેમ ઉત્પન્ન કરે એવી છે......એ (ભૂમિની) પવિત્રતાનું કારણ માત્ર ત્યાંની ગોદાવરી નદી કે દેવળો જ નથી પણ બીજાં કારણો પણ છે. એ પવિત્રતા કેવળ હિન્દુઓને માટે જ નથી પણ ઇતર પ્રજાને માટે પણ છે. આ ભૂપ્રદેશ એવો છે કે તે સૂક્ષ્મ રીતે જોનાર દરેકના હૃદયમાં ઇશ્વર પ્રત્યે પ્રેમ ઉત્પન્ન કરે છે. (વળી તે) આરોગ્યતા આપનાર છે, આ સાબીત કરવાની જરૂર નથી......આરોગ્યતા આપનારી

ભૂમિ દેવભૂમિ છે ( અને તે ) માટે ઇશ્વરનો આભાર ન માનનારા થોડા જ હશે. બીજું આ સ્થાન અનેક વનસ્પતિઓથી ભરપૂર છે. ખોરાકીની જણસો સ્વચ્છ અને સસ્તી પુરી પાડે છે, આજુ બાજુ ડુંગરોથી દેદીપ્યમાન લાગે છે, પાંડવ ગુફા જેવાં પ્રાચીન જોવા લાયક સ્થાનો છે. ગોદાવરીના પાણીનો દૂધ જેવો ધોધ ગંગાપુરમાં પડે છે, ......રામશેચ્યાના પહાડપર અત્યારે પણ ઉગતું ઘાસ ઉભું ન ઉગતાં પડતું ઉગે છે, આ આશ્ચર્યકારક છે. સીતા સરોવર પાસે આંબરાઇઓ, ટાંકલીના હનુમાન કે જેની સ્થાપના મહારાજ શિવાજીના ગુરૂ રામદાસ સ્વામીએ કરેલી કહેવાય છે, તે તરફનો રમણીક ભૂભાગ,' તપોવન અને દંડકારણ્યનો પ્રદેશ......વગેરે કુદરતથી ભરપુર દેખાવો......થોડો વખત પણ પાષાણ હૃદયના માણસોમાં ઇશ્વરના અગાધ મહિમાનો ભાસ કરાવી તે પાપવાસનાથી તેને તેટલો વખત મુક્ત રાખે છે. "*

**નાસિકા ઉપરથી નાસિક?**

આ સ્થળનું નાસિક નામ પડવાનું કારણ એમ પણ હોય કે-આ દણ્ડકારણ્યનો ભાગ હોવાથી-રાવણની બ્હેન શૂર્પણખા ( જેનું નામ રામાયણ વાંચનારને જાણીતું છે ) શ્રી રામચન્દ્રજીનાં સ્વરૂપથી મોહ પામીને ત્હેમને પોતાની સાથે લગ્ન કરવાનું કહેવા અહિંના ત્હેમના મુકામ (પંચવટી) આગળ આવી હતી. શ્રી રામ એકપત્નીવ્રતવાળા હોવાથી બીજી સ્ત્રી સાથે લગ્ન કરવાની ત્હેમણે ના પાડી. તે ઉપરથી સીતાજી ઉપર તે ક્રોધે ભરાઇને ત્હેમને ખાઇ જવાને ત્હેમની સામે દોડી. આ વખતે લક્ષ્મણજીએ વચ્ચે પડીને ત્હેને-સ્ત્રીજાતિ હોવાથી-મારી નહિં નાંખતાં, ત્હેનું નાક ( નાસિકા ) કાપી કહાડી મુકી. આ રીતે જે સ્થળે શૂર્પણખાની નાસિકા કપાઇ, તે તેથી નાસિક એ નામથી પાછળથી પ્રસિદ્ધ થયું હોય. આ પ્રસંગ મહત્વનો એટલા માટે છે કે ત્યારથી જ રામ અને રાવણ વચ્ચેના વિરોધનો આરંભ થયો.

**જૂનાં નામોઃ**

નાસિકનું પ્રાચીન મહાત્મ્ય ઘણુંજ છે. ત્હેને કૃતયુગમાં ગોદાક્ષેત્ર તથા હરિહરક્ષેત્ર લોકો કહેતા હતા. ત્રેતાયુગમાં તે રામક્ષેત્ર કહેવાવા લાગ્યું. આ પછી ત્હેને પદ્મનગર, જનસ્થાન તથા ત્રિકંટક કહેતા હતા. આ પછી નાસિકઃ અને મુગલ સમયમાં ત્હેનું નામ ગુલશનાબાદ રાખવામાં આવ્યું હતું. આ ક્ષેત્ર ઘણું પુરાતન છે એમાં કાંઇ શક નહિં. કારણ કે મહાભારતના વનપર્વમાં એનો ઉલ્લેખ છે એમ કહેવાય છે. ગોદાવરી ગંગામાં તથા ગોદાવરી અને વેણુના સંગમ સ્થળે સ્નાન કરવું બહુ પુણ્યકારક છે એમ ધર્મ ગ્રન્થોમાં મનાયું છે.

નાસિકનું નામ પ્રાચીન પુસ્તકોમાં લગભગ ઇસ્વીસનની શરૂઆતથી જોવામાં આવે છે. પ્રથમ તે શૈવધર્મી ( ક્ષત્રિય ) રાજપૂતોના-જેવા કે ચાલુક્ય, રાઠોડ, યાદવ વગેરેના-રાજ્યમાં હતું. ત્યાર બાદ ત્યાં જૈનધર્મનો પ્રચાર થયો અને દેવગિરિના યાદવ રાજાઓની પડતિ પછી તે મુસલમાનોનાં દિલ્હીના સામ્રાજ્યનો ભાગ થયું. ૧૩૫૦ પછી ત્યાં બ્રાહ્મણી

* "ભારત વર્ષની યાત્રા", "भारत भ्रमण" તથા "નાસિક પંચવટી વર્ણન" વગેરે પુસ્તકોની આ લેખ લખવામાં સહાય લીધી છે, તે ખાતે તેના કર્તાઓનો આભારીછું.

સુલતાનોની સત્તા થઈ અને અન્તે મુગલ મહારાજ્યમાં રહેને મેળવવામાં આવ્યું. તેથી સુબાનો મુકામ અહિં જ રહેતો. જ્યારે મુગલ બાદશાહી પડી ભાગી ને પેશ્વાઓની રાજ્ય સીમામાં તે આવ્યું, ત્યારથી એનું નામ પાછું નાસિક રાખવામાં આવ્યું.

**પુરાતન નિશાનઃ** નાસિકમાં દિલ્હીદરવાજો, કાજીપુરા અને જુમ્મામસજીદ છે, તે સહુ ત્યાં ઈસ્લામી રાજ્ય હતું ત્હેના નિશાન છે. માધવરાવ પેશ્વા તથા ત્હેમનાં માતુશ્રી ગોપિકાબાઈ અને રઘુનાથરાવ પેશ્વા તથા ત્હેમનાં પત્ની આનન્દીબાઈ એમનું તે પ્રિય સ્થાન હતું. તેથી પેશ્વાઈ હકુમતમાં, દેવસ્થાનો તથા મકાનો બંધાવેલાં અને સમરાવાયલાં, ત્હેનાં બહુ ચિહ્નો છે. સરકારવાડો, રાયરીકરનો વાડો તથા ગંગાનદીનું ખુલ્લું મેદાન, એ સહુ પેશ્વા સરકારની હકુમતની યાદગીરી છે.

**જાહેર મકાનોઃ** આ શહેર ત્રાંબા પિત્તળનાં વાસણો માટે ઘણું વખણાય છે. ત્હેમાં જાહેર મકાનો પણ સારાં છે. સીવીલ ઈસ્પીતાલ, ધનકોરબાઈનું સ્ત્રીઓ માટે દવાખાનું, પંચવટીમાં ધર્માદા દવાખાનું, તથા ગંગાપૂર રસ્તા ઉપરનું ઢોરોનું દવાખાનું,—એ ઔષધાલયો છે. આ ઉપરાન્ત "જનાનાં અને મેડિકલ મિશને" અહિં મકાનો બાંધ્યાં છે. બે પોસ્ટ અને તાર ઑફિસો છે. હાઈસ્કૂલ તથા બીજી શાળાઓ ઉપરાન્ત, બ્રાહ્મણો માટે સંસ્કૃત અને વેદના અધ્યયન માટે પણ જૂદી જૂદી પાઠશાળાઓ છે. નાસિક જનરલ લાયબ્રેરી, નારાયણજી પુસ્તકાલય, ધર્મસ્થ વાંચનાલય, રાનડે ફ્રી લાયબ્રેરી, તથા ભક્ત વાંચનાલય, વગેરે પુસ્તકશાળાઓ છે. તથા કેટલાક વિદ્યાર્થીગૃહો અને અન્નક્ષેત્રો પણ જૂદા જૂદા ભાગમાં છે.

ટ્રામના રસ્તા ઉપર રેલ્વે કંપનીની ટિકિટ ઑફિસ છે. ૧૯૧૪-૧૫ થી અહિં પાણીના નળ શરૂ કરવામાં આવ્યા હતા. શહેરનું શાકબજાર આઠ મહિના પંચવટીમાં અને ચોમાસાના ચાર મહિના ટ્રામના રસ્તા આગળ મ્યુનિસિપાલેટીએ બાંધેલી જગોમાં ભરાય છે. ગાડવાડિયામાં બે દિવસ, બુધવાર અને શનિવારને દહાડે અનાજ તથા બીજી પરચુરણ વસ્તુઓનું બજાર પણ ત્હેવી જ રીતે ભરવામાં આવે છે. (નાસિકમાં ૮૦ તોલાનો પાકો એક શેર-એ હીસાબે વજન ગણાય છે.)

**પંચવટીઃ** ગોદાવરી નદીના એક કિનારા તરફના ભાગને નાસિક કહે છે તથા સ્હામા કિનારાનો ભાગ પંચવટી કહેવાય છે. નાસિકમાં બાલાજી, સુન્દર નારાયણ, રામમન્દિર તથા દેવ મામલતદારનું મન્દિર, વગેરે ઉત્તમ દેવસ્થાનો છે, અને પંચવટી ભાગમાં કાળારામ, મુરલીધર, કપાલેશ્વર, નારૂશંકરનું મન્દિર તથા વલ્લભી સંપ્રદાયનું મન્દિર, એ વગેરે સુન્દર દેવાલયો આવેલાં છે. પંચવટીનું હાલનું સ્થાન ગોદાવરીથી અડધા કલાકના રસ્તા ઉપર છે. અહિં પાંચ વડ છેઃ પણ કદાચ આ રચના પાછળથી પણ થઈ હોય!—અથવા સ્થાન તો એજ હોય, પરન્તુ નદીએ પ્રવાહની જગો બદલી હોય, એમ પણ બને. પંચવટીમાં સીતાગુફા છે. ત્હેમાં બહુ અન્ધારૂં છે અને દીવો લઈને જ જઈ શકાય છે. બીજી ગુફામાં પંચરત્નેશ્વર મહાદેવ છે.

**દંડકારણ્ય:** તપોવન ગોદાવરીથી બે ત્રણ માઇલ ઉપર છે. આ પ્રદેશ દંડકારણ્યનો ભાગ છે. અહિં બે ચાર સાધુઓના મન્દિરો છે તથા ગોદાવરી અને કપિલા (વેણુ) નદીઓનો સંગમ થાય છે. આ સ્થાનમાં પંચતીર્થ છેઃ બ્રહ્મયોની, વિષ્ણુયોની, રૂદ્રયોની, મુક્તિયોની તથા અગ્નિયોનીઃ અને આમાં સૌભાગ્યતીર્થ, કપિલા સંગમ અને શૂર્પણખા તીર્થ મળીને આઠ તીર્થ થાય છે. અહિં સપ્તઋષિનું સ્થાન અને શૂર્પણખાની મૂર્તિ છે. નાસિકથી થોડા ગાઉ ઉપર આગોલ્હા ગામમાં અગસ્ત્ય આશ્રમ, અગસ્ત્યકુંડ, સુતીક્ષ્ણ મૂનિનો આશ્રમ તથા અમૃતવાહિની નદી, એ તીર્થો આવેલા છે. સાંઇખેડા એ સ્થળમાં મારિચને મૃગરૂપે રામચન્દ્રજીએ માર્યો હતો.

**પાસેનાં તીર્થો:** ગંગાપુર નાસિકથી પાંચ ગાઉ ઉપર છે, અહિં ધોધ છે ત્હેનું પાણી ઉજળું દૂધ જેવું દેખાય છે અને બહુ અવાજ થાય છે. રામશય્યા કરીને રામચન્દ્રજીને સુવાની જગો આઠ માઇલ ઉપર છે, ને એક બે કુંડ છે. સીતા સરોવર ચાર માઇલ પર છે. અહિં એક બાજુએ નદી વહે છે અને બીજી તરફ બે ચાર કુંડ છે. આજુબાજુ આંબાવાડિયું છે. વર્ષમાં એક વાર અહિં યાત્રા ભરાય છે. ટાકલીના હનુમાન શ્રી રામદાસ સ્વામીએ સ્થાપેલા તે ત્રણ માઇલ પર છે. અહિંનો કૂવો બહુ પવિત્ર ગણાય છે. હનુમાનજીની મૂર્તિ પત્થરમાંથી કોરી કઢાવેલી છે. ગોદાવરીમાં રામકુંડ, બ્રહ્મકુંડ, રૂદ્રકુંડ, એવા કુંડો બાંધેલા છે. રામકુંડ ઉપર શ્રાદ્ધ વગેરે થાય છે. નાસિકની જોવા લાયક જગાઓમાં પાંડવ ગુફા મુખ્ય છે. તે પાંચેક માઇલ દૂર છે. ડુંગરમાં ન્હાની મ્હોટી ૨૧ ગુફાઓ છે. ત્હેમાં પાંડવોની, વિશ્વકર્માની, ગૌતમમુનિની, શંકર પાર્વતીની તથા શ્રી કૃષ્ણની મૂર્તિઓ છે. અહિં પાણીના કુંડ પણ છે.

**ધ્વજાઃ** નાસિકમાં સિંહના બૃહસ્પતિ થાય છે ત્યારે મ્હોટી યાત્રા ભરાય છે. આ સમયે આખા ભારત વર્ષના સઘળા તીર્થો અહિં આવે છે, એમ લોકો માને છે. આ વખતે રામકુંડ ઉપર ગોદાવરીનું મન્દિર છે તે ઉઘડે છે અને ત્હેના ઉપર ધ્વજા ચ્હડાવવામાં આવે છે. આ વખતે ભારે ભીડ થાય છે અને દેશ દેશથી અનેક મહાપુરૂષો આવે છે.

**ગોદાવરી નદીઃ** નાસિકથી પશ્ચિમે ત્ર્યંબક ક્ષેત્રથી થોડે દૂર આવેલા ચક્રતીર્થ આગળ નીકળે છે. તે ચક્રતીર્થથી નાસિક, પૈઠણ, ગંગાખેડ, નાંદેડ, રાજમહેન્દ્રી તથા ધવલેશ્વર આગળ થઇને આશરે ૯૦૦ માઇલ દક્ષિણ–પૂર્વ તરફ વહીને હિન્દી મહાસાગરમાં સમાઇ જાય છે. આ નદીનો પ્રવાહ સુકી મોસમમાં બહુ મ્હોટો રહેતો નથી. ત્હેના કિનારા પર બાંધેલા પગથિયાં આશરે ૪૫૦ ગજ લંબાઇમાં હશે; અને નદીની મધ્યમાં પણ ૧૨ પાકા બાંધેલા કુંડ છે, જેમાંનો એક રામકુંડ નામનો છે. કહેવાય છે કે રામચન્દ્રજીએ વનવાસ કર્યો, ત્યારે આ સ્થળે ગોદાવરી સ્નાન કરીને પોતાના પિતાશ્રી દશરથ મહારાજને પિંડ અર્પ્યા હતા, તેથી હજી પણ અહિં પિંડદાનનું ઘણું ભારે મહાત્મ્ય ગણાય છે અને બહુ યાત્રાળુઓ ત્યાં શ્રાદ્ધાદિ કરે છે. પાણીનું ન્હાનું ઝરણુ રામકુંડમાં પત્થરના ગોમુખમાંથી પડે છે, તે સ્થાન 'અરૂણસંગમ કહેવાય તે. રામકુંડની સામે એક ધર્મશાળા છે, જેમાં

સાધુ લોક રહે છે. મડદાની રાખ પણ લોકો રામકુંડમાં જ એક બાજુએ નાખે છે. અહિં જેવો અરૂણસંગમ થાય છે, તેમ એક બીજી નદીનું ઝરણું રામકુંડથી આગળના કુંડમાં પડે છે, ત્હેને લોકો વરૂણાસંગમ કહે છે

## ત્ર્યંબક.

**રસ્તો:** આ પ્રસિદ્ધ ક્ષેત્રવાળુ ગામ નાસિકથી અગ્નિકોણમાં આવેલું છે. ત્યાં જવાને પાકી સડકવાળો રસ્તો છે અને ભાડાની ઘોડા ગાડીઓ (ટાંગા) તથા મોટર ગાડીઓની સારી સગવડ છે. આ રસ્તાની બન્ને બાજુએ પણ ઝાડોની ઘટા છેવટ સુધી આવી રહે છે. અહિંની ભૂમિ બહુજ રળિયામણી છે. આજુબાજુ લીલોતરી તથા વૃક્ષોથી ભરપૂર પહાડો તથા ન્હાની ન્હાની નદીઓ હૃદયને ખરેખરો આનન્દ ઉપજાવે છે. વચમાં વચમાં ગામો પણ આવે છે. ચૌદેક માઇલ ગયા પછી ગણેશખીંડ છે તથા પાસે અંજનનેરીનો પર્વત પણ દેખાય છે સોળમા માઇલ ઉપર બાણગંગા નદી વ્હે છે અને ત્યાંથી ત્ર્યંબકની હદ શરૂ થાય છે આ નદીને કિનારે પ્રયાગ તીર્થ તથા નિર્વાણી ગોસાંઇનો અખાડો છે ત્ર્યંબક ક્ષેત્ર નાસિકથી પણ વધારે પ્રાચીન, પ્રસિદ્ધ અને મહાત્મ્યવાળુ છે. આગળ જ્યારે રેલ્વે ગાડીનું સાધન ન્હોતું, તે વખતે ગુજરાતમાંથી અહિં આવવાના બે માર્ગ હતા એક તો દાવનો નાસિક થઇને અને બીજો પરબારો ડુંગરોમાં થઇને, વાંસદા ધરમપુરનાં જંગલોમાં ઉતરવાનો. કારણ કે એક રીતે કહીએ તો ત્ર્યંબકથી થોડે જ દૂર આપણું ગુજરાત (વાંસદા ધરમપુરનાં રાજ્યોની સરહદ) આવેલ છે. મહારાજ શિવાજીના વખતથી મરેઠા લશ્કરો ગુજરાત ઉપર ઘણીવાર આ માર્ગે જ આવતાં.

**ગામ:** ગામ પાસે આવતાં જ તીર્થ ગોરોનાં ટોળે ટોળાં વીંટળાઇ વળે છે. અને અહિં તો વસતિનો મ્હોટો ભાગ બ્રાહ્મણોનો જ હોવાથી, ઘણા લોકો આ જ ઉદ્યમમાંથી તથા યજમાનોની તરફથી કરાવવામાં આવતાં પાઠ પૂજા વગેરેમાંથી જ આજીવિકાનાં સાધન પ્રાપ્ત કરે છે. નાસિકની જેમ અહિં પણ મ્યુનિસિપાલેટીને માથાદીઠ ચાર આના કર આપવો પડે છે. આ ગામની વસતિ ડુંગરની તળેટીમાં જ છે. લોકો અહિં તળાવનું પાણી પીવામાં લે છે ગામમાં તાર અને ટપાલની ઑફિસો, તથા નિશાળો, વેદશાળા, સંસ્કૃતશાળા, દવાખાનું, પુસ્તકાલય, વગેરે કેટલીક સાર્વજનિક ઉપયોગની સંસ્થાઓ પણ છે.

**તીર્થ:** ત્ર્યંબક કસબામાં અનેક જળાશય, દેવાલય તથા પુરાતની સ્થાનો છે. દક્ષિણ હિન્દુસ્થાનની મ્હોટામાં મ્હોટી નદી પવિત્ર ગોદાવરી અહિંથી નીકળે છે પ્રસિદ્ધ બાર જ્યોતિર્લિંગમાંના ત્ર્યંબકેશ્વર મહાદેવજીનું ધામ પણ અહિં જ છે. તેથી નાસિક કરતાં પણ આ તીર્થ મહાત્મ્યમાં અધિક ગણાય છે. આ સ્થળમાં બીજાં તીર્થોમાં ગંગાદ્વાર, કુશાવર્ત, નીલટેકી, કનખલ તથા બ્રહ્મગિરિ મુખ્ય છે.

**ત્ર્યંબકેશ્વરઃ** શ્રી ત્ર્યંબકેશ્વરનું મન્દિર ઘણું સુન્દર અને વિશાળ છે; તથા કિલ્લાના જેવી ત્હેની બાંધણી છે. કહેવાય છે કે મહારાજ પ્હેલા બાજીરાવ પેશ્વાના વખતમાં તે બંધાયું અને ન્હાના સાહેબ પેશ્વાએ ત્હેનો જીર્ણોદ્ધાર કર્યો હતો. ત્હેનું બાંધકામ તથા કારીગરી જૂની શિલ્પ પદ્ધતિની છે. મુખ્ય મન્દિરની વચમાં જળધારી છે. અહિં બીજા દેવાલયોની પેઠે, શિવલિંગની નથી. જળધારીમાં આશરે એકાદ લોટો ભરાય એટલું પાણી રહેવાનો ખાડો છે અને ત્હેને તળિયે ત્રણ સોપારીના આકારનાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરનાં લિંગો છે. અહિં આજુબાજુએ ગંગાજીના પાણીનું ઝીણું ઝરણું આવ્યાં કરે છે અને તેથી જળધારી હમ્મેશાં ભીની જ રહે છે. અને પ્રવાહ જે ફાટમાંથી આવે છે, ત્હેનું પાણી જ્યારે અંદર દાખલ થાય છે ત્યારે એક જાતનો અવાજ થાય છે, જેને લોકો મેઘનાદ કહે છે.

**મુકુટઃ** આ દેવસ્થાનને વાર્ષિક બાર હજાર રૂપિયાની સરકાર તરફથી નીમણુક છે. મહાદેવજીનો રત્નજડિત મુકુટ (મુગટ) અને લાકડાનો રથ એ બે વસ્તુઓ અહિંની જોવા લાયક છે. આ મુગટ આગળના વખતમાં મહીસુરના રાજા પાસે હતો, ત્યાંથી મુસલમાન બાદશાહના સમયમાં દિલ્હી ગયો અને ત્યાંથી ભાઉ પેશ્વા પુણે લઇ લાવ્યા. દર સોમવારે પાલખીમાં તે બ્હાર કહાડવામાં આવે છે. મહાશિવરાત્રિ, વૈકુંઠ ચતુર્દશી, અને ફાલ્ગુને દિવસે મહાપૂજા થાય છે. શિવરાત્રિને દહાડે અહિં મ્હોટી યાત્રા ભરાય છે.

**બીજાં તીર્થોઃ** અહિં ત્ર્યંબકની પાસે જ બ્રહ્મગિરિ નામનો ડુંગર છે, ત્હેમાંથી ગોદાવરી, અહલ્યા, વૈતરણા અને ગંગા, એમ ચાર નદીઓ નીકળે છે. કુશાવર્ત તીર્થ વસતિના મધ્ય ભાગમાં છે. ગૌતમી ગંગાને ગૌતમઋષિએ દર્ભથી આવર્તન કરીને ચલાવ્યાં, માટે આ સ્થળ કુશાવર્ત કહેવાય છે. અને કનખળ તીર્થ પણ ત્હેની પાસે જ છે. તે એક વાવ છે. ત્ર્યંબકથી એક માઇલ ઉપર નીલ પર્વત છે, ત્હેના ઉપર નીલકંઠીનું મન્દિર છે. બ્રહ્મગિરિની તળેટીમાં ગંગાદ્વાર છે. ત્યાં જવા માટે પર્વતનો ઘણો ચઢાવ ચ્હડવો પડે છે. ગૌતમી ગંગાની ઉત્પત્તિનું તે સ્થાન ગણાય છે. અહિં પત્થરનું એક ગાયનું મુખ બનાવેલું છે, ત્હેમાંથી પ્રવાહ પડે છે. પાસે વરાહ તીર્થ છે અને કોલાંબિકા દેવી છે. ગંગાદ્વારમાં વાંદરાનો ત્રાસ અત્યંત છે. માટે અહિં પોતાનું પોટકું સંભાળવું તથા વાંદરાં માટે ચણા વગેરે સાથે રાખવું, એ બંને કર્તવ્ય છે. બ્રહ્મગિરિથી નીકળી કુશાવર્તમાં આવીને જે જળપ્રવાહ ચાલે છે, તે ત્ર્યંબકથી આઠ માઇલ પરના ચક્રતીર્થમાં પ્રકટ થાય છે. અહિં જવાનો રસ્તો બહુ સારો નથી અને ઝાડી પણ ઘણી છે. ડુંગરની બખોલમાં મ્હોટા કૂવા જેવું આ સ્થાન છે અને ત્હેમાં પાણી ઘુમરી ખાઇને નીકળી વ્હેતું જણાય છે.

**પુરાણ કથાઃ** પૌરાણિક હકીકત ત્ર્યંબકને માટે એવી છે કે એક દિવસ બ્રહ્માજીને એમ અભિમાન થયું કે હું સર્વ દેવોમાં પ્રથમ હોવાથી શ્રેષ્ઠ છું અને શંકરનો મહિમા સંપૂર્ણ રીતે હું જ જાણું છું. આ ત્હેમનો અહંકાર જોઇને વિષ્ણુ ભગવાને કહ્યું કે મ્હેં સારું તપ કર્યું છે છતાં મ્હને તે જ્ઞાન પ્રાપ્ત થયું નથી તો બ્રહ્મદેવને તે શી રીતે થાય? આ ઉપરથી ત્હેમની બંનેની વચ્ચે એમ ઠર્યું

કે બ્રહ્માજીએ મહાદેવજીના મસ્તકનો શોધ કરવો અને વિષ્ણુજીએ ત્હેમના પગ શોધી કહાડવા. ઘણા કાળ સુધી બ નેએ પ્રવાસ કર્યો પણ કાંઈ પતો લાગ્યો નહિં. આખરે બ્રહ્મદેવે કેવડાના ફુલ તથા ગાયને પોતાની તરફથી ખોટી સાક્ષી આપવાને ઉર્મા કરીને સુર લોકમાં આવી જાહેર કર્યું કે શિવજીનું મસ્તક મ્હેં શોધી કહાડી તે ઉપર ગાયના દૂધથી અભિષેક કર્યો તથા કેવડાનું ફુલ ચ્હડાવી પૂજા કરી છે. ગાય તથા કેવડાએ તે વાતની સાક્ષી પૂરી. વિષ્ણુ ભગવાને તો સ્પષ્ટ રીતે કબુલ કર્યું કે મ્હને તો પગનાં દર્શન જ થયાં નથી, એટલે પછી ત્હેનું પૂજન તો હું ક્યાંથી કરી શકું ?—બ ને દેવોનું આ પ્રમાણે કથન સાંભળીને દેવતાઓ સઘળા વિચારમાં પડ્યા અને બ્રહ્માજીએ શંકર ભગવાનનું માથું ખોળી કહાડયું હશે કે કેમ તે વિશે શંકાશીલ થયા. તેથી સર્વે એકઠા મળીને કૈલાસમાં ગયા. ત્યાં સદાશિવની સ્તુતિ કરતાં ત્હેમણે પ્રકટ થઇને સત્ય હકીકત જાહેર કરી. અને બ્રહ્માજીએ કપટ કરેલું જણાવ્યું. તે ત્હેમને શાપ દીધો કે "મનુષ્ય લોકમાં તું અપૂજ્ય રહીશ." અને કેવડાના ફુલને પૂજાના કામ માટે અયોગ્ય અને ગાયના મુખને હમ્મેશને માટે અપવિત્ર ઠરાવ્યું. આ સાંભળીને ગુસ્સે થઇ બ્રહ્માજીએ શંકરને પણ શાપ દીધો કે "ભૂલોકમાં તું પર્વત થઇને પડીશ" આ પર્વત તેજ ત્ર્યમ્બકગિરિ છે. પણ પાછળથી બ્રહ્માજીને પશ્ચાત્તાપ થયો અને તેથી તેઓએ ત્ર્યંબકગિરિ ઉપર આવીને ઘણા કાળ સુધી શ્રી શંકરનુ આરાધન કર્યું. અન્તે સદાશિવે પ્રસન્ન થઇને ત્હેમને વરદાન આપ્યું કે હું આ સ્થળે ત્હમારૂં જ નામ ધારણ કરીને રહીશ. આ કારણને લીધે પાછળથી તે સ્થળનું "બ્રહ્મગિરિ" નામ પ્રસિદ્ધ થયું. આ બ્રહ્મગિરિને પાંચ શિખરો છે,—સદ્યોજાત, વામદેવ, અઘોર, તત્પુરૂષ અને ઈશાન. આમાં ઈશાન બ્રહ્મગિરિ સર્વથી વિશેષ પાવનકારી ગણાય છે.

---

# ગોદાવરીના તીર.

લેખક શ્રીયુત "B."

પવિત્ર ગોદાવરીના તીર બહુ રમ્ય દીસે છે, જે સરિતાને માટે એમ કહેવાય છે કે એ "ત્રિદેવતાત્મક" છે, અર્થાત્ તે "બ્રહ્મદેવથી પૂજાયલી, વિષ્ણુના ચરણમાંથી નીકળેલી અને શંકરે મસ્તક પર ધારણ કરેલી"—ત્હેના કિનારા ઉપર હૃદયને અસાધારણ ભક્તિભાવ તથા ખરો આનન્દ કેમ પ્રાપ્ત ન થાય ? અહિં જો અપૂર્વ પુણ્યપ્રભાવ તથા અલૌકિક કુદરતી સૌન્દર્ય ન હોય, તો બીજે ક્યાં હોય શકે ? રામાયણ અને મહાભારતના સમયથી સુપ્રસિદ્ધ ત્હેના તટો આજપણ ભાવિક હિન્દુઓનાં ચિત્ત આકર્ષી રહે, ત્હેમાં શું આશ્ચર્ય ?—કારણ કે કવિઓના પિતામહ શ્રી વાલ્મિકી ઋષિરાજ તથા ભક્તોના શિરોમણિ શ્રી તુલસીદાસજી મહારાજનાં મહાકાવ્યોમાં મોહક વાનીથી ગવાયલી પંચવટી અહિંજ છે, અને મહાકવિઓ ભવભૂતિ તથા કાલિદાસની દિવ્યકૃતિઓમાં સુન્દર ભાષામાં ચિતરાયલું તપોવન પણ આ નદીના કિનારા ઉપરજ આવી રહ્યું છે. પતિતપાવન રામચન્દ્રજીએ આ સ્થળે નિવાસ કર્યો હતો, સીતાજીએ પોતાના પુત્ર સમાન હરિતબાલને જીર્ણ શીર્ણ લીલું ઘાસ ખવડાવીને અહિંજ ઉછેર્યો હતો તથા સુવર્ણ મૃગચર્મની કંચુકી પ્હેરવાની ઇચ્છા કરી હતી, અને લક્ષ્મણજીએ અદ્દભુત શક્તિથી ભાઇ તથા ભાભીની આ જગોએ સેવા

કરી હતી * તથા માતા સમાન સીતાજીનું સંરક્ષણ કરતાં શૂર્પણખાને વિરૂપ કીધી હતી. આ સ્થળેથી સીતાજીનું લંકાપતિ રાવણ મહારાજે હરણ કર્યું હતું અને પક્ષિ છતાં સદ્-ગુણ તથા શૌર્યમાં દેવતુલ્ય ગૃધરાજ જટાયુએ પોતાના જીવના જોખમે પણ તે અસુરની સ્હામે થઈ ત્હેને રોકવાને પ્રયત્ન કર્યો હતો, તે પણ અહિંજ બન્યું હતું–આ ઉપરાન્ત કાશી, કેદાર, ઉજ્જયિની, અને નાસિક ત્ર્યંબક, એ ક્ષેત્રોને શાસ્ત્રમાં મહાસિદ્ધિનાં સ્થાનો ગણેલાં હોવાથી તથા અહિં બે એવાં ક્ષેત્ર એકત્ર થયાં જોઇને, મહારાજ શિવાજીના ગુરૂ શ્રી સમર્થ રામદાસ સ્વામીયે પણ આ સ્થળમાં ગાયત્રી પુરશ્ચરણ કર્યું હતું તથા અનેક મન્ત, મહાત્માઓએ અહિં જીવન ગાળી, આ ધામમાંજ દેહ ત્યાગ કીધો હતો.–ટૂંકામાં કહીએ તો એટલુંજ કે આખા ભારત વર્ષમાં એવાં થોડાં જ ધર્મસ્થાનો છે, જે આ પ્રદેશના કરતાં વિશેષ પુણ્યસંસ્કાર ધારણ કરતાં હોય અને આ ઉપરાન્ત કુદરતની કૃપા આ સ્થળમાં એટલી તો વિશાળ છે કે અહિંની શાન્ત, રમ્ય, નન્દન, અમૃતમય આબોહવા જોઇને તથા બગિચા અથવા ઉપવનના જેવી વનશ્રીથી ભરપૂર આ પ્રદેશથી મુગ્ધ બનીને બાદશાહ ઔરંગજેબે ત્હેનું નામ ગુલશનાબાદ રાખ્યું હતું, એ પણ આ ધામનું નૈસર્ગિક ગૌરવ સાબીતજ કરે છે.

ગોદાવરી નદીને મધ્ય-દક્ષિણ યૂરોપની મહાનદી ડેન્યુબની સાથે સરખાવી શકાય. બંનેની આકૃતિ કેટલેક અંશે સરખી છે અને બંને દેશના અમુક ભાગને ફળદ્રુપ કરેછે. જો કે એટલું સત્ય છે કે ડાન્યુબ વધારે મ્હોટી અને વ્યાપાર વહોરવાનું વધારે સારૂં સાધન હોવાથી ત્હેના કિનારા ઉપર ઘણાં વસતીવાળાં શહેરો વસ્યાં છેઃ તથાપિ ગોદાવરીનું મહત્વ, બીજી રીતે, ડેન્યુબ કરતાં ઘણું વધારે છે. પવિત્રતા અને પૂજ્યતામાં ભાગીરથી (ગંગા) ની પણ હરીફાઇ કરી શકનારી, આ નદીમાં સ્નાન કરવાને પ્રતિવર્ષ હજારો (અને સિંહસ્થ ગુરૂના વર્ષમાં–લાખો) હિન્દુઓ આવે છે.

આ અતિ પ્રાચીન ધામ વૈદિક અને પૌરાણિક હિન્દુઓનું જ ધર્મસ્થળ હતું એમ નહિં, પરંતુ બૌદ્ધ ધર્મના ઉપાસકોનો પણ અહિં નિવાસ હશે, એમ "પાંડવ ગુફા" કહેવાતી ગુફાઓમાંના ભૂ–ભીતર મન્દિરો ઉપરથી સિદ્ધ થાય છે. અહિં ગૌતમ બુદ્ધ, બોધીસત્વ, વજ્રપાણી લોકેશ્વર, પદ્મપાણી લોકેશ્વર, અને બૌદ્ધ સાધ્વી તારા દેવી,–એમની મૂર્તિઓ છે, જેને આસ્તિક હિન્દુઓ (અને ખાસ કરીને અહિંના બ્રાહ્મણો)એ યુધિષ્ઠીર, ભીમ, અર્જુન, નકુળ અને સહદેવ તથા શ્રી કૃષ્ણ, ભીષ્મ, કર્ણ અને દ્રૌપદી ઠરાવી દીધાં છે.

પણ બૌદ્ધ ધર્મનો પ્રચાર હતો તેથી અહિં બ્રાહ્મણ અને જૈન ધર્મનાં પણ પગલાં આગળના સમયમાં નહિં થયાં હોય એમ સ્વીકારી લેવાય તેમ નથી. કારણ કે તે તે ધર્મની કથાઓમાં પ્રસિદ્ધ વ્યક્તિઓની આકૃતિઓ પણ ત્યાં જોવામાં આવે છે. ભૈરવ, અંબિકા, યક્ષ, અપ્સરા, નાગ, વિદ્યાધર, સીતળા, જૈનવીર મણિભદ્ર, સંન્યાસીઓ (જૈન અને બ્રાહ્મણ) વગેરેની મૂર્તિઓ

* સીતાજીના શોધમાં જતાં ત્હેમનાં કેટલાંક આભૂષણ માર્ગમાં પડેલાં હાથ લાગ્યાં. તે વખતે લક્ષ્મણજીએ કહ્યું હતું કે ભાભીના મુખ તરફ મ્હેં કદીએ દૃષ્ટિ નહિં કરેલી હોવાથી હું આ કેયૂર અને કુંડળને તો ઓળખી શકતો નથી. પણ હું નિત્ય ત્હેમને પગે વન્દન કરતો હતો, તેથી પગનું આભૂષણ તો ત્હેમનુંજ છે એમ ખાત્રીથી કહી શકું છું!–કેવી અપૂર્વ ભક્તિ !

આપણને એટલી તો સહજ પ્રતીતિ આપે છે કે આ સ્થાન સર્વ ધર્મોના નિવાસ માટે સુયોગ્ય મનાતું હોવું જોઈએ અને અહિંની કુદરતી અનુકૂળતાઓ અધ્યાત્મજ્ઞાનના પોષણ માટે તથા ધાર્મિક વૃત્તિઓના ઉદ્દીપન માટે અસાધારણ ગૌરવવાળી દેખાઇ હશે. આ અભિપ્રાયની સત્યતાની-અત્યારે પણ આ પુરાણપાવન ધામમાં જનાર દરેક મનુષ્યના હૃદયમાં સાત્વિકતાનાં જે આન્દોલનો ભરતીનાં મોજાંની પેઠે ઉભરાય છે,-તેથી ખાત્રી થાયછે.

---

# પંચવટી અને જનસ્થાન.

## વાલ્મિકી રામાયણના આરણ્યકાણ્ડ ઉપરથીઃ

### ( અનેહું. )

( સર્ગ ૧૩ ) રામચન્દ્રજીએ ( પિતાની આજ્ઞાથી વનવાસ કર્યા પછી ) અગસ્ત્ય ઋષિના આશ્રમ ઉપર જઇને પોતાને યોગ્ય રહેવાનું સ્થાન દેખાડવા ત્હેમને વિનતિ કરી મૂનિજીએ કહ્યુંઃ " રાઘવ! અહિંથી એક યોજન ઉપર ગોદાવરી નદી સમિપ પંચવટી નામે વિખ્યાત એકાન્ત, પવિત્ર તથા રમણીય સ્થળ છે; ત્યાં જઇને ત્હમે આશ્રમ બનાવો. શ્રી રામ, સીતાજી અને લક્ષ્મણ, ઋષિએ કહેલે માર્ગે, પંચવટી તરફ ગયા.

( સર્ગ ૧૪ ) અહિં માર્ગમાં ત્હેમને ગૃધ્રરાજ જટાયુ ( જેઓ દશરથ મહારાજના મિત્ર હતા તે-) ની સાથે મેળાપ થયો.

( સર્ગ ૧૫ ) પંચવટીના વનમાં પ્હોંચીને રામચન્દ્રજીએ લક્ષ્મણને કહ્યુંઃ " જૂવો ભાઇ, આ ગોદાવરી નદી, અહિંથી બહુ દુર પણ નથી અને નજરે પડે છે, અહિંના પર્વતોમાંની અનેક ગુફાઓ તથા સઘળાં સ્થાન સુવર્ણ, રૂપુ, અને ત્રાંબુ, એ ધાતુઓથી ભરપૂર તથા પ્રકાશિત છે. " પછી લક્ષ્મણજીએ ત્યાં એક મનોહર પર્ણકુટી બનાવી.

( સર્ગ ૧૭ ) એક સમય પર રાવણની બ્હેન શૂર્પણખા નામની રાક્ષસી ત્યાં આવી અને રામચન્દ્રજીની અલૌકિક સુન્દરતા જોઇને ત્હેમના પર મોહી, પડી. ત્હેણે રામને કહ્યુંઃ " જો ત્હમે મ્હારા પતિ થવાનું નહિં કબુલ કરો, તો હું ત્હમારા ભાઇ તથા સીતાને ખાઇ જઇશ!-માટે ત્હમે મ્હારી સાથે લગ્ન કરો. હું ત્હમને દણ્ડકારણ્યમાં મ્હારી સાથે રાખીશ અને બહુ સુખ આપીશ. "

( સર્ગ ૧૮ ) રામચન્દ્રજી બોલ્યા " હું તો પરણેલો છુ. જો મ્હારા ન્હાના ભાઇ લક્ષ્મણને પત્નીની ઇચ્છા હોય, તો તું ત્હેની સાથે લગ્ન કર. " આ સાંભળીને તે રાક્ષસીએ તરત લક્ષ્મણ પાસે જઈ કહ્યુંઃ " ત્હમારા રૂપને યોગ્ય હું છુ. મ્હને ભાર્યા કરીને મ્હારી સાથે દણ્ડક વનમાં આવી વિહાર કરો. " લક્ષ્મણે જવાબ દીધોઃ " બાઇ, હું તો રામચન્દ્રજીનો દાસ હોવાથી પરાધીન અને અસમર્થ છું. પણ તું એમની જ બીજી પત્ની થા. " પછી શૂર્પણખા રામ પાસે ગઇ અને કહ્યુંઃ " હે રામ! ત્હમે મ્હારું કહ્યુ સ્વીકારતા નથી. તો હવે હું ત્હમારી આ માનુષી ( મનુષ્ય પત્ની ) નું ભક્ષણ જ કરી જાઉ છું! " એમ કહીને તે સીતાજી ઉપર ક્રોધ અને દ્વેષથી દોડી. પરન્તુ રામચન્દ્રજીએ ત્હેને તેમ કરતાં અટકાવી અને લક્ષ્મણને આજ્ઞા કરી કે એ સ્ત્રીજાતિ એટલે અવધ્ય છેઃ

પણ એને વિરૂપ કરો (કે જેથી હવે પછી એ કોઇને પોતાના રૂપનું અભિમાન ધરીને હેરાન કરે નહિ!) લક્ષ્મણે તલવાર વડે હેનાં નાક કાન કાપી નાંખ્યાં. શૂર્પણખા ક્રોધથી મહાનાદ કરતી મહાવનમાં પોતાના ખર નામના ભાઇની પાસે ગઇ અને હેને બધી હકીકત કહી હેની મદદ માગી.

(સર્ગ ૨૦) તરતજ ખરે ૧૪૦૦૦ મહા બળવાન રાક્ષસોની સેના સાથે રામનો નાશ કરવાને માટે ઝડપથી કૂચ કરી.

(સર્ગ ૨૧-૨૭-૨૮) રામચન્દ્રજીએ એકલે હાથે, તે બધી રાક્ષસ સેના તથા ખર અને ત્રિશિરા નામના હેના ત્રણ મસ્તકવાળા સેનાપતિ, સઘળાનો ભારે યુદ્ધ કરીને થોડીવારમાં નાશ કરી નાંખ્યો.

(સર્ગ ૩૨-૩૫) ખર આદિ રાક્ષસ વીરોનો નાશ થવાથી, શૂર્પણખા બહુ વ્યાકુળ થઇને રાવણ પાસે લંકામાં ગઇ અને ત્યાં હેણે પોતાનું દુઃખ નિવેદન કર્યું અને રાવણના જેવો સમર્થ ભાઇ હોવા છતાં પોતાની આવી દશા થાય, તે ખાતે હેને ધિક્કાર દીધો. આ ઉપરથી રાવણ ક્રોધિત થઇને મારિચ નામના તપસ્વી રાક્ષસની પાસે ગયો.

(સર્ગ ૩૬-૪૦) રાવણે કહ્યું: "હે મારિચ! જેણે મ્હારી બ્હેનને વિરૂપ કરીને અપમાન કર્યું છે, હેની સ્ત્રીને હું ઉપાડી જઇશ ત્યારેજ મ્હને શાન્તિ થશે. માટે તું એ કામમાં મ્હને સહાયતા કર.' મારિચે હેને બહુ સમજાવ્યો પણ હેણે કાંઇ માન્યું નહિં. ઉલટો મારિચનેજ મારી નાંખવાની ધમકી દેવા લાગ્યો. તેથી નાઇલાજે-"રામથી પણ મરવાનું છે અને રાવણથી પણ મરવાનું છે; તો પછી રામને હાથે મરવુ એજ વધારે સારૂં!" એમ માનીને હેણે રાવણને મદદ કરવાનું કબૂલ કર્યું.

(સર્ગ ૪૨-૫૪) મારિચ અદ્‌ભુત સુન્દરતાવાળા સુવર્ણ મૃગનું રૂપ લઇને રામચન્દ્રજીની પર્ણકૂટી સમિપ ચરવા લાગ્યો. સીતાજીએ હેને જોઇને બહુ પ્રસન્ન થઇ રામને કહ્યું. "આર્યપુત્ર, આ પરમ મનોહર મૃગે મ્હારૂં મન હરણ કર્યું છે. તેથી એ જો જીવતો પકડી શકાય તો મ્હારી ક્રીડાને માટે એને લઈ આવો; અને કદાપિ તે જીવતો હાથ ન આવે તો એનું ચર્મ (ચામડું) પણ બહુ સુન્દર છે તેથી કામ લાગશે" લક્ષ્મણને સીતાનું રક્ષણ કરવાની આજ્ઞા કરીને રામચન્દ્રજી ધનુષ્ય બાણ લઇને બનાવટી મૃગની પાછળ ગયા. તે હવે ઘણાજ વેગથી ન્હાસવા લાગ્યો અને રામને પોતાના આશ્રમથી બહુ દૂર લઇ ગયો. અન્તે હેમણે એને દેખ્યો અને એક બાણ મારી પાડી દીધો. પણ મરતે મરતે હેણે મ્હોટા રાક્ષસનું રૂપ ધારણ કર્યું અને કરાળી બૂમ પાડી કે "ધાજો લક્ષ્મણ, ધાજો! (હા સીતા! હા લક્ષ્મણ!) આ આર્તનાદ સાંભળીને સીતાજીએ લક્ષ્મણને રામની મદદે દોડવા કહ્યું. પરન્તુ હેણે પોતાના ભાઇની આજ્ઞાનું સ્મરણ કરીને તેમ કરવાની જરૂર નથી એવો જવાબ દીધો. આથી સીતાજીએ અસંત ગુસ્સે થઇને દિયરને બહુ કટુ વચનો કહ્યાં, જે સાંભળીને ખિન્ન થયેલ લક્ષ્મણજી રામચન્દ્રજીની પાસે જવાને નીકળ્યા. એવામાં રાવણ સંન્યાસીનો વેશ લઇને પર્ણકૂટી આગળ આવ્યો અને હું લંકાનો મહારાજાધિરાજ છું તથા તમને મ્હારી અનેક મહારાણીઓમાં પણ પટરાણી બનાવીશ, ઇત્યાદિ વચનો કહી સીતાજીને પોતાની સાથે જવા બહુ લલચાવવા લાગ્યો; પરન્તુ જ્યારે હેમણે માન્યું નહિં ત્યારે હેણે પોતાનું ખરૂં રૂપ ધારણ કરીને સીતાજીને ઉપાડી રથમાં

બેસાડી દીધા અને ત્હેમની બૂમો નહિ ગણકારતાં ગય હાંકી મૂક્યો. એટલામાં જટાયુ સીતાજીની કરાળી બૂમો સાંભળી આ હકીકત જાણી ગયો અને ત્હેણે આવીને મહાયુદ્ધ કરી રાવણને રોકી પાડયો તથા ત્હેના રથનો ભાંગીને ચૂરો કરી નાંખ્યો. પણ રાવણે અન્તે તે પક્ષિરાજની પાંખો કાપી નાંખી, એટલે તરત તે મરણતુલ્ય થઇ જમીન ઉપર પડયો; અને આખરે રાવણ સીતાજીને ઉપાડીને નાઠો, તે લંકામાં જઇ પ્હોંચ્યો.

(સર્ગ ૬૦-૬૮) રામ અને લક્ષ્મણ પાછા આવતાં ત્હેમણે પર્ણકુટી શૂન્ય જોઇ! લક્ષ્મણે ભાઇને કહ્યું; ' હે પ્રભુ ! આ જનસ્થાનમાં આપણે સીતાજીને ખોળીએ. કારણ કે અહિં બહુ રાક્ષસો નિવાસ કરે છે અને ત્હેમાં અનેક વૃક્ષ, લતા, પર્વત, કન્દરાઓ, વગેરે દુર્ગમ અને ભયંકર સ્થળો છે.'' આ ઉપરથી રામચન્દ્રજીએ ઢુંઢતાં ઢુંઢતાં લોહીથી તરબોળ થયેલા જટાયુને મરણાવસ્થામાં જોયો. જટાયુએ સીતાજીની ભાળ આપીને કહ્યું કે રાક્ષસરાજ રાવણ માયા કરીને ત્હમારાં પત્નીને હરી ગયો છે. મ્હારી બંને પાંખો કાપી નાંખીને ત્હેમને દક્ષિણ દિશામાં લઇ ગયો છે આટલું કહીને તે ગૃધ્રરાજ મરણ પામ્યો. રામચન્દ્રજીએ ત્હેનો અગ્નિસંસ્કાર કર્યો અને પિણ્ડદાન દીધું આ પછી બંને ભાઇઓએ ગોદાવરીમાં સ્નાન કરીને તે પક્ષિરાજના નામથી તર્પણ કર્યું આ પછી રામ લક્ષ્મણ સીતાજીના શોધ માટે જનસ્થાન છોડીને દક્ષિણ તરફ આગળ ચાલ્યા.

અધ્યાત્મ રામાયણ

આ ગ્રન્થના આરણ્યકાંડમાં પણ કથા તો આવીજ છે. પરન્તુ વિશેષ એટલું છે કે જ્યારે સુવર્ણ મૃગ દેખાયો ત્યારે રામચન્દ્રજીએ જાણીને કહ્યું, " હે સીતા ! ત્હમને લઇ જવાને રાવણ આવે છે માટે ત્હમે ત્હમારી છાયાને અહિં રાખી ત્હમે પોતે હાલ અગ્નિમાં નિવાસ કરો." આ ઉપરથી સીતાજીએ પોતાની આકૃતિની છાયા પર્ણકુટીમાં રાખીને તરત અગ્નિમાં પ્રવેશ કરી દીધો અને રાવણે હરણ કર્યું હતું, તે આ છાયાની આકૃતિનુંજ હતું!

---

# નાસિકનાં ધર્મસ્થાનો.

લેખકઃ એક વાંચનાર

## મન્દિરો.

[અહિંનાં ઘણાં ધર્મસ્થાનો તથા દેવાલયોને હિન્દુ રાજ્યના સમયથી વાર્ષિક સાલિયાણાં મળતાં આવ્યાં છે અને તે ઇંગ્રેજ સરકાર આજ પણ આપ્યે જાય છે. કેટલાંકને ગામો, જમીન વગેરે છે. શ્રદ્ધાળુ રાજા રજવાડા તથા શ્રીમન્તો તરફથી પણ નાણાંની પુષ્કળ મદદ મળે છે. થોડાં જ દેવાલયો પ્રાચીન છે, બાકીનાં છેલ્લાં સૈકામાં બંધાયાં હતાં.]

સુન્દર નારાયણનું મન્દિર—નાસિકથી પંચવટી જતાં પૂલ આગળ છે. ત્હેમાં કાળા પત્થરની ત્રણ મૂર્તિઓ છે. મન્દિરનો મુસલમાન વખતમાં નાશ થયેલો પણ પેશ્વા સરકારે ફરીથી ત્હેની સ્થાપના આશરે ૧૭૨૫ થી ૧૭૫૦ સુધીમાં કરી હતી. ત્હેમાં કારીગરી બહુ સારી છે. સુન્દર નારાયણની પાસે જ ઉમા મહેશ્વરનું દેવાલય આવેલું છે. અને નીલકંઠેશ્વરનાં તથા પંચરત્નેશ્વરનાં મન્દિરો પણ દૂર નથી.

ગોરારામનું મન્દિર—પંચરત્નેશ્વરના દેવાલયથી પૂર્વ તરફ આવ્યું છે. અહિં સંગેમરમરના પત્થરની પાંચ મૂર્તિઓ છે. રામ, લક્ષ્મણ, સીતા, ભરત અને શત્રુઘ્ન. આ ઉપરાન્ત આઠ સૂંઢવાળા ગણપતિ, ગંગાજી, હનુમાન તથા શિવ પાર્વતીની પણ મૂર્તિઓ છે. આગળ જતાં મુરલીધર, લક્ષ્મીનારાયણ તથા તારકેશ્વરનાં મન્દિરો આવે છે. મુરલીધરને વખતે રાધા તથા કૃષ્ણનો સંયુક્ત પોષાક પ્હેરાવે છે તારકેશ્વરના મન્દિરમાં નકશી સારી છે.

બાલાજીનું મન્દિર—ગોદાવરી અને સરસ્વતીના સંગમ ઉપર આ દેવાલય આવ્યું છે આ ધામ મ્હોટું છે અને ઠાકોરજીનાં આભૂષણ તથા સેવાનું સાહિત્ય બહુ કિંમતી છે. આવક પણ ભારે છે. કારણ કે બ્રિટિશ સરકાર તરફથી ગજનો રોકડ હક તથા ગામોની ઉપજ અને સિંધિયા, હોલ્કર, ગાયકવાડ તથા બીજાં રાજ્યો અને સંસ્થાનો તરફથી વાર્ષિક નીમણુંકો છે. અહિં નવરાત્રિમાં ઘણી ધામધૂમથી ઉત્સવ થાય છે અને બધા દિવસો બહુ સારી શોભા કરવામાં આવે છે.

તિલભાંડેશ્વરના મન્દિરમાં મૂર્તિને અર્ધો પુરૂષનો અને અર્ધો સ્ત્રીનો (અર્દ્ધનારીનટેશ્વરનો) પોશાક ધારણ કરાવે છે. મુક્તેશ્વરનું મન્દિર ગંગાના બેટમાં આવેલું છે.

વિઠોબાનું મન્દિર—પંચવટીની બાજુએ છે. ત્યાં આષાઢ માસમાં મ્હોટી યાત્રા ભરાય છે. પાસે વેરાગીઓના મઠ તથા અખાડા છે. વિઠોબાનું સ્વરૂપ પંઢરપુરના ઠાકોરજીના જેવું જ છે અને કહેવાય છે કે એક ભક્તને ખાતર તેઓએ અહિં નિવાસ કર્યો છે.

ગંગા મન્દિર, વાણેશ્વર, તર્ખડકરનું મન્દિર તથા અહલ્યાબાઇનું મન્દિર—એ સ્થળો રામકુંડની પાસે જ આવ્યાં છે. ત્હેમાંનું ગંગા મન્દિર તો બાર વર્ષે એકજ વાર (સિંહસ્થ ગુરૂના વર્ષમાં) ઉઘડે છે અને આખું વર્ષ ખુલ્લું રહે છે.

કપાલેશ્વરનું મન્દિર—આ દેવાલય પણ અહિં પાસે જ છે. રામકુંડ ઉપર પચાસેક પગથિયાં ઉચું છે. અને લગભગ ૬૦૦ વર્ષ જૂનું કહેવાય છે. આ શિવમન્દિરમાં નન્દી નથી. અહિંના અસ્થિવિલય તીર્થ (રામકુંડ) માં સ્નાન કર્યાથી શંકરને બ્રહ્મહત્યા લાગેલી તે નાશ પામી તેથી ત્હેમણે આ સ્થળે નિવાસ કર્યો, એમ દંતકથા છે.

બીજાં દેવસ્થાનોમાં ગોદાવરી મન્દિર, રામ મન્દિર, દંડાયુધ પાણી મન્દિર, દ્વારિકાનાથનું મન્દિર, મારૂતીનું મન્દિર, ભદ્રકાળીનું મન્દિર, તથા સપ્તશૃંગી દેવીનું મન્દિર છે.

કાળારામનું મન્દિર—પંચવટીનાં મુખ્ય મન્દિરોમાંનું આ એક છે. અહિં પત્થરનો ઉંચો કોટ છે, ત્હેને ચાર દરવાજા છે અને એક દરવાજે નગારખાનું બેસે છે. આ મન્દિરમાં રામ, લક્ષ્મણ તથા સીતાજીની કાળાપત્થરની મૂર્તિઓ છે. વચલા હોલમાં આશરે (દસ દસની ચાર હાર મળીને) ચાળીસ થાંભલા છે. અહિં રામચન્દ્રજીના બે લાકડાના રથ છે, તે વડે રથયાત્રા કરવામાં આવે છે.

શારદા ચન્દ્રમૌલીશ્વરનું મન્દિર—આ દેવાલય આશરે સો વર્ષ ઉપર એક સન્યાસી તરફથી બંધાવવામાં આવ્યું હતું અહિં શંકર (શારદા ચન્દ્રમૌલીશ્વર) ની ચતુર્ભુજ મૂર્તિ છે તથા ત્હેની જોડે પાર્વતી (શારદામ્બા) ની મૂર્તિ છે તે પણ ચાર હાથવાળી છે. દેખાવ બહુ સુન્દર છે અને કારીગરી અત્યંત આશ્ચર્યક છે. મુખ્ય મન્દિરની બે બાજુએ ગણપતિ તથા અંબિકાનાં ન્હાનાં દેવાલયો પણ છે.

નારોશંકરનું મન્દિર—આ રામેશ્વરનું મન્દિર પણ કહેવાય છે. તે તારકેશ્વરની

સામે આવેલું છે. ત્હેમાં રચના અને નકશી કામ નાસિકના સઘળાં દેવાલયો કરતાં ઉત્તમ છે. અંદર શંકરની મૂર્તિ છે. આ મન્દિરની ચાર બાજુએ ઘુમ્મટ છે તથા દરવાજા ઉપરના ઘુમ્મટમાં એક મ્હોટો ઘંટ છે, ત્હેનો ઘેરાવો ૬ ફુટ છે. એ ઘંટ વસાઇથી ફિરંગી લોકોને મરેઠાઓએ હરાવેલા ત્યારે આણેલો એમ કહેવાય છે.

## પુરાણુ સ્થાનો.

સીતા ગુફા—કાળારામના દેવાલય પાસે આવેલાં પાંચવડનાં ઝાડ આગળ આ ગુફા આવેલી છે. આ ઝાડ પુરાતની જણાય છે. ઉપર મકાન ચણેલું છે તથા જમીનની અંદર ઓરડીઓ છે. ત્હેમાં રામ, લક્ષ્મણ તથા સીતાની મૂર્તિઓ છે આગળ જતાં ત્હેમાં પંચરત્નેશ્વર મહાદેવ પણ છે. અહિંથી રામસેજ (અથવા રામશૈયા) ના પહાડ સુધી જવાનો પ્હેલાં ગુપ્ત માર્ગ હતો, એમ કહેવાય છે. આ ગુફામાં અંધારૂં બહુ છે, તેથી દીવા શિવાય તે જોઈ શકાય એમ નથી. એક બાવો અહિં રહે છે, તે સઘળું બતાવે છે.

પાંડવ ગુફા:—નાસિકથી ચાર પાંચ માઇલ છેટે ડુંગર ઉપર આશરે સ્હાડાચારસો ફુટની ઉંચાઇએ લગભગ પાંચસો ગજની લંબાઇમાં ન્હાની મ્હોટી ૨૨ ગુફાઓ છે, જે આશરે ૨૦૦૦ વર્ષ ઉપર બૌદ્ધ ધર્મીઓ તરફથી બનાવવામાં આવી હતી અને હાલ "પાંડવ ગુફા" અથવા "લેનાની ગુફા"ના નામથી ઓળખાય છે આ ગુફાઓમાં બૌદ્ધ ધર્મની મૂર્તિઓ છે એટલું જ નહિં પણ હિન્દુ ધર્મના દેવોની મૂર્તિઓ પણ છે. પગદંડીના રસ્તામાં પણ એક ગુફા છે, જેમાં કેટલીક કોટડીયો તથા ભૈરવની મૂર્તિ છે, જેની દરેક બાજુએ ઓટલી ઓટલીનું બાવઠું બેસાડેલું છે. આવી ગુફાઓ દુનિયામાં બીજી કોઇ પણ જગોએ નથી, એમ કહેવામાં આવે છે. કારણ કે પહાડના પત્થરો કાપીને તે બનાવવામાં આવી છે. અંદર સુન્દર થાંભલાઓ તથા મજબુત કમાનો છે. વિશ્વકર્મા, ગૌતમ તથા પાર્વતીની મૂર્તિઓ છે. અંદર પાણીના કુંડ પણ છે. જુદી જુદી ગુફાઓમાં બૌદ્ધ ધર્મના પ્રવર્તકો તથા આચાર્યોની મૂર્તિઓ જોવામાં આવે છે. આ ગુફાઓ બહુ નિર્જનસ્થાનમાં છે, છતાં તે જોવાને બહુ લોક જાય અને તે જોવા લાયક પણ છે.

ગજપંથી ટેકરી (ચાંભાર ગુફા)—નાસિકથી પાંચેક માઇલ ઉત્તરે આ ટેકરી આવેલી છે. દિગંબર જૈન ધર્મનું તે ધામ છે. એમ કહેવામાં આવે છે કે શ્રી કૃષ્ણનો ભાઇ ગજકુમાર નામનો હતો, ત્હેણે અહિં મુક્તિ લીધી હતી. આ ટેકરી ઉપર ચ્હડવાનાં પગથિયાં તથા ઉપર કુંડ છે. એક જૈન દેવાલય બંધાય છે. અહિં આ સ્થળે જે ગુફાઓ છે, ત્હેમાં દેવતાઓ, મનુષ્યો, નાગ, સિંહ, આદી પ્રાણીઓ તથા કમળ વગેરેની આકૃતિઓ છે.

નાસિકથી બે માઇલ ઉપર ઉપર રામસેજ આગળ પણ ગુફાઓનું એક ઝુંડ છે, પરન્તુ તે બહુ પ્રસિદ્ધ નથી.

તપોવન—પંચવટીથી પૂર્વ તરફ ગોદાવરીના કિનારા ઉપરે આવેલું એક વન છે, જેને તપોવન કહે છે. અહિં ઋષિમુનિના સમયનું એક અતિ પ્રાચીન વૃક્ષ છે. તથા લક્ષ્મણજીનું પુરાતની મન્દિર છે. આ સ્થાનની પાસે જ શૂર્પણખાને વિરૂપ કરવામાં આવી હતી, એમ કહેવાય છે. ત્યાંથી થોડે દૂર લક્ષ્મીનારાયણનું મન્દિર તથા શ્રી કૃષ્ણ, શ્રી રામ, તથા હનુમાનજીનાં ન્હાનાં દેવાલયો છે. ત્હેની પાસે વિષ્ણુ મન્દિર અને રામ મ-

ન્દિર આવેલાં છે. બ્રહ્મયોની, રૂદ્રયોની, વિષ્ણુયોની,-તથા કપિલાતીર્થ અગ્નિતીર્થ, મુક્તિતીર્થ અને સૌભાગ્યતીર્થ,-એ સ્થાનો પણ આ ભાગમાં છે.

## તીર્થો અને કુંડો.

તીર્થો અહિં ઘણાં છે. નાસિકની પશ્ચિમે ચોડા માઇલ ઉપર આવેલ ગોવર્ધન-ગંગાપુર તથા પાસે આવેલ તપોવન, એમાં આ સઘળાં તીર્થો આવેલાં છે.

પાપનાશન તીર્થ ગોવર્ધન-ગંગાપુરથી એક માઇલ પર સોમેશ્વર મહાદેવના મન્દિર પાસે છે. અહિં સ્નાન કર્યાથી મહા રોગનો નાશ થાય છે, શ્વેત તીર્થમાં સ્ત્રીએ સ્નાન કર્યાથી વાંઝીયાપણું જતું રહે છે. અગ્નિ તીર્થમાં ન્હાવાથી જખમો રૂઝાઇ જાય છે તથા અગ્નિનો રોગ પણ મટી જાય છે. અસ્થિવિલય તીર્થમાં મરેલાં માણસનાં હાડકાં નાંખે છે, ત્હેનું સ્હાડા ત્રણ ઘડીમાં પાણી થઇ જાય છે! આમ જૂદાં જૂદાં સ્થાનોનું જૂદું જૂદું મહાત્મ્ય કહેવાય છે. અહિંના કુંડોમાં પેશ્વાનો કુંડ છે, ત્હેમાં વઇણા, સરસ્વતી, ગાયત્રી સાવિત્રી અને શ્રદ્ધા નામની પાંચ નદીઓ મળે છે ત્હેનો નાસિક તરફનો ભાગ પેશ્વા સરકાર તરફથી બંધાવ્યો હતો અને પંચવટી બાજુનો ભાગ બે ધર્મશ્રદ્ધાળુ વારાંગનાઓએ બંધાવ્યો હતો. ખંડોબાનો કુંડ છે, ત્હેને માટે એમ કહેવાય છે કે તે દર વર્ષે એક માણસનો ભોગ લે છે અને વસ્તુતઃ હકીકત પણ એમ જ બને છે! મુક્તેશ્વરનો કુંડ પણ બહુ પવિત્ર મનાય છે અને ઈન્દ્રકુંડનું પાણી આરોગ્ય માટે બહુ સારૂં છે.

## ઉત્સવોઃ

નાસિકનાં રામ મન્દિરોમાં રામનવમી લગભગ ચૈત્ર સુદમાં ઉત્સવ શરૂ થાય છે; અને સુદ ૯ તથા ૧૧ ના મુખ્ય દિવસો હો રથયાત્રા પણ થાય છે પૂર્ણિમાને દિવસે અહિં (તેમ જ ખાસ કરીને પાસે આવેલા ટાકળી ગામમાં) હનુમાન જયંતી ઉજવાય છે. વૈશાખ મહિનામાં સ્ત્રીઓ ગરબા ગાય છે તથા પરશુરામ અને નરસિંહજીના ઉત્સવો પણ કરવામાં આવે છે. શ્રાવણ માસમાં કૃષ્ણોત્સવ ઉપરાન્ત મહાદેવજીનાં મન્દિરોમાં પણ સમારંભ થાય છે તથા શંકરના મુખવટાને પાલખીમાં બેસાડીને વાજતે ગાજતે નદી કિનારે ફેરવવામાં આવે છે. ભાદ્રપદમાં ગણપતિનો ઉત્સવ થાય છે. આસોના નવરાત્રિમાં ભદ્રકાળી, બાલાજી તથા કાલિકાનાં મન્દિરોમાં બહુ શોભા કરવામાં આવે છે. કાર્તિકમાં વૈકુંઠ ચતુર્દશીને દહાડે સુન્દર નારાયણમાં તથા પૂર્ણિમાને દિવસે કપાલેશ્વર, તિલભાંડેશ્વર વગેરે શિવ મન્દિરોમાં પૂજા રોશની વગેરે કરે છે. માર્ગશીર્ષમાં ખંડોબાની યાત્રા ભરાય છે અને દત્ત મન્દિરમાં જયન્તી ઉજવાય છે. પૌષમાં સંક્રાન્તિનો આ દેશમાં બહુ મહિમા છે અને મ્હોટો ઉત્સવ ગણાય છે. વદ ૯ ને દિવસે રામદાસસ્વામીની મરણતિથિ હોવાથી એમની સમાધના દર્શનાર્થે બહુ લોકો જાય છે. મહા માસમાં રામકુંડ ઉપર ઉત્સવ અને મહાશિવરાત્રીનું ભારે પર્વ આવે છે અને ફાલ્ગુનમાં એક મુસલમાન ઓલિયા-મહાત્માની દરગાહ અહિં છે, ત્હેમનો ઉરસ આવે છે. આ ઉપરાન્ત મહરમ વગેરે દિવસોએ પણ લોકની ઘણી મેદની ભરાય છે. *

---

* આ હકીકત વિવિધ ગ્રંથો ઉપરથી લીધી છે.

## ગોપાળની વીણા.

અરે ગોપાળ! તું ત્હારી ન્હાનીશી વીણા વગાડ. આ વિકટ વનના ખૂણા ખોચરામાં રખડી હરાઇ બની ગયેલી મ્હારી ગાયોને પાછી બોલાવ.

ગાયો મહા મસ્તાની બની છે. મ્હેં ઘણી ઘણી વારી, ઘણી ઘણી હાંકો મારી, ઘણા ઘણા પ્રયત્ન કર્યા, પણ તે પાછી ફરતી જ નથી અરે, એક સ્થાન પર એકત્ર પણ થતી નથી તો પછી ગૌશાળામાં તો શી રીતે જ પુરાય?

હું ત્હેમની પાછળ પાછળ બહુ બહુ ભટક્યો બહુ બહુ ફર્યો, બહુ અથડાયો, બહુ કુટાયો! જો તું જરા દ્રષ્ટિ તો કર. મ્હારૂં શરીર કાંટા તથા ગોરથી ભરાઈ ગયું છે. મ્હારાં વસ્ત્ર ફાટી ગયાં છે. મ્હારી લાકડી ભાગી ગઈ છે અને હું એકલો હતાશ થઇ માથે હાથ મુકી બેઠો છુ. મ્હારા પ્રિયતમ મિત્ર, મ્હારા અનુપમ મોહન! હવે મ્હારે ફક્ત ત્હારો જ આશરો છે ત્હારી અદ્વિતીય વિણા ઉપર મ્હે આધાર રાખ્યો છે. કૃપા કર, કૃપા કર, મ્હારા એકના એક સખા! મ્હારી હૃદયગુહામાં વસતા પ્રિય ગોવીંદ! ત્હારી દિવ્ય વીણા હાથમાં લે અને શરૂ કર ત્હારૂં વિશ્વવિમોહન સંગીત ત્હારા ગાનમાં પશુ, પક્ષી, પાણી, પાંદડાં, અને પવન પણ ઠરી જાય છે. તો પછી આ ગાયો કેમ નહિ રમે? હવે ઢીલ ન કર. મ્હારા જીવનને વહતા પ્રાણો પણ ત્હારૂં અમૃતમય સંગીત સાંભળવા તલસી રહ્યા છે. માટે ઓ પુરાણ પવિત્ર ગોપાળ! જલદી જલદી લલકાર, ત્હારી મધુરી મુરલી. હવે તો હું ગાયો પણ ભુલી જાઉં છું. અને ત્હારા ગાન માટે વિકળ, વિહ્વળ, બ્હાવરો બની જાઉં છુ. જલદી જલદી વગાડ.

મ્હને ભય છે કે કદાચ તું બહુ મોડો થઈ જઇશ અને પછી ત્હારી વીણાના નાદ આ વેરાન જંગલમાં નિષ્ફળ જશે,—એકલા એકલા, શ્રોતા વિહીન રખડશે. માટે જલદી જલદી બજાવ. ત્હારી અનુપમ વીણા, મ્હારા એકના એક અનુપમ ગોપાળ!

વિજ્ઞાન.



## તારાબાઈ.

રજપૂતાનામાં ટોડા નામે નાનું રાજ્ય હતું. ત્યાં આશરે ૪૦૦ વર્ષ ઉપર સુરતાન નામે રાજા રાજ્ય કરતો હતો આ વખતે દિલ્હીમાં મુસલમાન રાજ્ય હતું. એક વખત મુસલમાન બાદશાહનું ભારે લશ્કર ટોડા ઉપર ચડી આવ્યું. બિચારા સુરતાનની તાકાદ નહોતી કે આવા મોટા દળની સાથે તે હામ ભીડી શકે આસપાસના રાજા રજવાડાઓને અને તેના શિરોમણી મેવાડના મહારાણાને મદદે બોલાવ્યા. પણ મહારાણાથી માંડીને

( ૨ )

મહારાણાને પૃથ્વીરાજ કરીને બીજો કુમાર હતો. પિતાની અપ્રીતિને લીધે રાજ્ય બહાર રહેવાની તેને આજ્ઞા થઇ હતી પરંતુ જયમલ્લના મરણ પછી તેને પાછો બોલાવ્યો. બધા કુમારોથી પૃથ્વીરાજ ઉત્તમ હતો તેના જેવો ખુબસુરત, શૂરો અને સમર્થ સૈનીક કોઇ ન હતો. બધા રજપૂત રાજકુમારોમા તેજ રાજકુમારી તારાનો પતિ થવાને યોગ્ય હતો આ સંબંધ થાય એમા રાણાની ખુશી હતી. સુરતાન પણ પૃથ્વીરાજને પોતાનો જમાઇ કરવા બહુ રાજી હતો તારા અને પૃથ્વીરાજ પણ પરસ્પર અત્યંત પ્રેમ રાખતા. પરંતુ તેમના લગ્નમા સુરતાનની ભિષ્મ પ્રતિજ્ઞા જ આડ ખીલી રૂપ હતી

પૃથ્વીરાજે ટોડા જીતવાનો નિશ્ચય કર્યો. તારા વિના જીવવું તેના કરતાં ટોડા લેવાના પ્રયત્નમાં મરવું, તે તેને મન વધારે સારૂં હતું. પસો ઉત્તમ રજપૂત ઘોડેસ્વારોને લઇ તે ટોડા જવાને તૈયાર થયો. તારા પણ ઘણું ના કહ્યા છતાં પોતાના પ્રિયતમ સાથે ગઇ.

ટોડા આગળ તેઓ આવી પહોંચ્યા ને ગાઢ જંગલને ઓઠે છાવણી નાખી. મહોરમ (તાબુત) નો દિવસ હતો. આ દિવસે મુસલમાનો ધર્મના આવેશમા માંડાગુર બની જાય છે. આજ દિવસે હુમલો કરવાનું પૃથ્વીરાજે ધાર્યું.

સાંજના બે ઘોડેસ્વારો ટોડામાં પેઠા. આ ઘોડેસ્વાર તે પૃથ્વીરાજ અને તારા હતાં. તેમણે પોતાનું લશ્કર પાછળ રાખ્યું હતું. તે ધીરે ધીરે છુપાણીથી આવતું હતું, તે દરમ્યાન આ બે બહાદુર સ્ત્રી પુરૂષે ગામમા હાહાકાર વર્તાવવા માંડયો જે હાથમાં આવે તેને મારવા માંડયા. ટોડાના આખા કિલ્લામાં ગભરાટ ફેલાઇ રહ્યો. લોક આમતેમ નાસવા લાગ્યા સિપાઇઓ સજ્જ થયા ન હતા. દરવાજો એકદમ બંધ કરવામાં આવ્યો

પૃથ્વીરાજે આ બધું ધારી મુક્યું હતું જો તે તેના માણસો સાથે આવે તો મુસલમાનો ચેતી જાય તેથી તેણે એકલા લશ્કર વિના પ્રવેશ કર્યો હતો મુસલમાને એ બંધ કરેલો દરવાજો તેણે એકદમ ઉઘાડી નાખ્યો અને પોતાના લશ્કરને એકદમ [illegible] દાખલ કર્યું. લશ્કરે અંદર જઇ ગભરાયલા મુસલમાનોની ભાન ચનાગી અને થોડા વખતમા તેણે પોતાના સામના શત્રુના માણસોને પાંદડાની માફક ભોંય ભેગા કરી નાખ્યા તારાએ પણ કેટલાંકને લડાઇમા પાડયા સાંજ સુધીમાં તો સંપૂર્ણ વિજય થયો

આ જીત પછી તરત જ ભારે દબદબા સાથે તારા અને પૃથ્વીરાજના લગ્ન થયા સુરતાન થોડો વખત ટોડામાં રહી પૃથ્વીરાજ અને તારાને રાજગાદી સોંપી બીદનોર રહેવા ગયો. રાજદમ્પતી એકાદ વર્ષ સુખમાં રહ્યાં, એટલામા દુષ્ટ દૈવે તેમના સુખને અંત આણ્યો.

( ૩ )

પૃથ્વીરાજને એક બ્હેન હતી, તેને એક પાબૂરાજ નામના ઠાકોર વેરે પરણાવી હતી પાબૂરાજ વિષયલંપટ અને મહા જુલમી હતો. પોતાની સ્ત્રીને એવાં મહામહા દુઃખો આપતો કે તે બિચારીથી સહન થઇ શક્યું નહિ, અને છેવટે હારીને પોતાના ભાઇ પૃથ્વીરાજને બધી હકીકત લખી જણાવી.

આથી પૃથ્વીરાજ તુરત બ્હેનને ઘેર ગયો અને બનેવીને સખ્ત ઠપકો આપી સીધો કર્યો. પાબૂરાજ દબાઇ તો ગયો પણ સાળાનો દાબ એને અંતરમાં બહુજ સાલવા લાગ્યો. આ દાબથી મુક્ત થવાને તે નીચ માણસે નીચ યુક્તિ આદરી.

પૃથ્વીરાજને જમવા નોતર્યો. પીવાના દારૂમાં ઝેર મેળવ્યું. નિર્મળ હૃદયના પૃથ્વીરાજને આનો વ્હેમ ક્યાંથી હોય! આ ઝેરવાળો દારૂ પીધા પછી બ્હેનના ઘરમાંથી જતો હતો, તેવોજ પડ્યો અને મુર્છાવશ થયો. વિજળીની પેઠે રાજમહેલમાં ખબર પ્હોંચી ગઇ. હવે તારા પોતાના પતિ પાસે આવી પહોંચી, રાણા અને તેના ભાઇઓ આવી પહોંચ્યા, અને પૃથ્વીરાજની જીંદગી બચાવવાને સેંકડો ઉપાય કર્યા પણ કોઇ ટીકી લાગી નહિ "બુટી તેની બુટી નહિ!–" તેમ બધું વ્યર્થ ગયું. પૃથ્વીરાજે હૈયાફાટ રડતી કકળતી પત્નીના ખોળામાં દેહ છોડ્યો.

શું તારા હવે પતિ સાથે સતી થશે? નાનપણથીજ તે વીર સ્ત્રી તો હતી જ. તેનામાં પતિ પ્રેમ અદ્ભુત હતો. પતિની સાથે મરવું તે પરમ ભાગ્ય સમજતી હતી. પિતાએ, સસરાએ, સૌએ સતી નહિ થવા ઘણું સમજાવ્યું. છતાં તે તો પોતાના કરેલા નિશ્ચયમાં ધ્રુવની માફક દ્રઢ રહી.

ચિતા ખડકવામાં આવી. પૃથ્વીરાજના મૃત દેહને તેના ઉપર મૂકવામાં આવ્યો. તારાએ સતી થવાની ક્રિયા તદ્દન શાન્તપણે કરી. ક્રિયા પૂરી થઇ કે બ્રાહ્મણોએ વેદમંત્રોની ધુન ચલાવી. સંગીતનો મહાધ્વની અને મોટા ટોળાનો ગડગડાટ થઇ રહ્યો હતો. તારાએ ચિતાની ત્રણ વખત પ્રદક્ષિણા કરી, અને તેના પર ચઢી, અને પતિના મૃત દેહની બાજુમાં ચિતા સળગાવવા સૂચના કરી સૂતી. લોકોનો અને ઢોલ, નગારાં અને ત્રાંસાંનો કોલાહલ મચી રહ્યો. અગ્નિ પ્રજ્વલિત થયો અને તારાના શરીરને વીંટળાઇ ગયો. તારાનું શરીર જીવંત હતું. અગ્નિ તેનો સ્પર્શ કરે તે પ્હેલાં તો તે સ્વર્ગે સીધાવી પતિદેવને ભેટી.

એક કલાકમાં સઘળું ખલાસ થઇ ગયું. વીરાંગના તારા અને વીર પુરૂષ પૃથ્વીરાજ બન્નેના દેહ જોતજોતામાં ભસ્મ થઇ ગયા. ચિતોડની પ્રજા વિલાપ કરતી પાછી વળી.

મનહરગૌરી દેસાઇ.

---

## ક્રુઅલ ટાંકો ભરવાની રીત.

સૌથી પહેલે ભરત શરૂ કરવા પહેલાં, રેશમથી—જે રંગના રેશમથી ફુલ કે પાંદડું ભરવાનું હોય તે રંગના રેશમથી—છાપ ઉપર કોર બાંધી લેવી. પછી સૌથી ઉપરનો ટોચનો ભાગ તદ્દન ખુલ્લા રંગથી, વચલો ભાગ સેજ ઘેરા રંગથી, અને સૌથી નીચેનો ભાગ તદ્દન ઘેરા રંગથી ભરવો: કેમકે—તેમ રંગ ભરવાથી ભરતમાં ચડતા ઉતરતા રંગ સારા દેખાશે.

ભરત ઝીણા ઝીણા ટાંકાથી શરૂ કરવું અને ત્યાંથી એક ટાંકાની શરૂઆત કરી, તેનીજ અધવચ્ચે પાસેથી બીજી લાઇન શરૂ કરવી.

વળી ભરતમાં એક બીલકુલ ઘેરા રંગથી અને તેની જ પાસેથી બીજી બે ચાર લાઇન બીલકુલ ખુલ્લા રંગથી ભરાશે, તો રંગ બરોબર શોભશે નહિ. માટે ઉપર જણાવ્યું તેમ ટોચનો થોડો ભાગ ખુલ્લો, વચમાંનો મધ્યમ, અને નીચેનો તદન ઘેરા રંગથી ભરાશે, તો જ ખુલ્લો ઘેરો રંગ બરોબર દેખાશે અને ભરતની ખુબી જણાશે.

ગુલબાઈ મોગલ.

---

## શુભેચ્છા.

રમણિય પ્રભાત આ, પૂર્વે ઉદિત "ઉષા"
આગરગ રેલવા "ભગિની સમાજના,"
સ્નેહ ને સંતોષથી, શક્તિ અને પ્રેમથી
કીર્તિ કેરાં કિરણો ચોમેર આ ફેલાવવા.

મહિલાના હિત કાજ, વનિતા પ્રભાવ કાજ,
જ્ઞાન ભાનુનો અરૂણ પૂર્વમાં ઉગ્યો,
આપવાને અંજલી, ઉર્મી અને પ્રેમથી,
બ્હેનો મળી સ્નેહથી યત્ન આદરો.

અંતરમાં તેજ ગ્રહી, ભગે દિશાઓ ભરી,
ઝળકાવી નામ સૌ બ્હેનીઓ તમે,
જ્ઞાનના પ્રભાવથી, અંતર ઉલ્લાસથી,
લોકના કલ્યાણ કાજ પ્રવૃત્તિ કરો.

જ્ઞાન દાન આજ થાય, પ્રાગ્નિ પ્રભાત થાય
સ્વાગત 'ઉષા' કહી આજ જો કરો,
"ઉષા"ના તેજ પછી, ભાનુ ભર્ગ હો
ઇચ્છા પ્રભુ મ્હારી એ સફળ કરો.

અરવિન્દા કોઠારી.

---

## પ્રભુની પધરામણી.

રે મ્હારે અંતરે પધાર્યા અધિરાજ,
જરી આજ વિનંતિ સ્વીકારી આ દીનની.
મોડા મોડા તોયે પ્રભુ આવીઆ,
હદય પદ્મે ભ્રમર થઇ ગુંજારીઆ,
કીધી મહેર દીનાનાથ દીન કાજ. જરી આજ૦

મ્હારે હૈયે રહ્યા છે હરિ બે ઘડી,
અહા ! વાતડી !! તોય શી મઝા પડી,
ભર્યા સ્નેહનાં સાગર રસ રાજ. જરી આજ૦

મુકયો હરત વરદ મુજ મસ્તક,
કૃપાનિધિની ત્હોય કૃપા ઝરે;
હું તો પામી અનેરાં સુખ સાજ. જરી આજ૦

હું તો મસ્ત બની છુ એ ગુંજનમાં,
માત્ર સુણ્યો છે નાદ એક ક્ષણમાં,
વ્યાપ્યો અણુએ અણુમાં અધિરાજ. જરી આજ૦

જાતાં જાતાં પ્રાનું શું નામ કહી ગયા !
ફરી આવવા વચન શું દઇ ગયા ?
મીઠી આશમાં છુવ શ્રી અતરાજ ! જરી આજ૦

પદ્માવતી દેસાઈ.



## બાપાની લખાપટ્ટી.

તું કહે છે કે "ભાઇ (બાપા) બહુ બહુ ચોપડીઓ લખે છે." પણ એ શું લખે છે એ તો મ્હને જરાએ સમજાતું નથી

સાંઝે આખો વખત તે ત્હારી આગળ વ ચતા હતા, પણ કહે તે શું કહેતા હતા તે તું સમજી ?

બેન (મા), તું કેવી સુંદર વાતો અમને કહે છે ? મને નવાઇ લાગે છે કે ભાઇ એવું કેમ લખી શકતા નહિ હોય ?

તેમણે મ્હોટીમા પાસેથી રાક્ષસની, પરીઓની, અને કુંવરીઓની વાતો નહિ સાંભળી હોય !

–કે તે બધીએ ભૂલી ગયા છે !

ઘણીએ વાર ભાઇને જ્યારે ન્હાવાનું મોડું થાય છે ત્યારે ત્હારે જઇને કેટલીએ બુમો પાડવી પડે છે !

તું રાંધીને બેશી રહે છે અને ખાવાનું ટાઢું થઇ જાય છે, તોયે એ તો લખ્યા જ કરે છે અને ખાવાનું પણ ભૂલી જાય છે.

એતો ચોપડીઓ લખવામાં ગાંડા ઘેલા થઇ જાય છે

એમના ઓરડામાં હું જરાક રમવા જઉં તો તું તરત આવીને બુમ મારે છે "કેવો તોફાની છોકરો !"

સહેજ હું અવાજ કરૂં કે તરત તું કહે છે ' જોતો નથી, ત્હારા ભાઈ કામમાં છે તે ?" આખો દહાડો ક......ખ......ગ......ઘ કરવું ? એ તે વળી શું !

" પણ, ભાઇની કલમ લઇને એમની પેઠેજ એમની ચોપડી ઉપર હું ક–ખ–ગ–ઘ લખું છુઃ ત્યારે બેન, તું મ્હારા પર કેમ ચીડાય છે ?"

" અને એ લખે છે ત્યારે તો તું જરા...એ બોલતી નથી ! "

આટલા દસસે દગલા કાગળ એ બગાડે ત્યારે તો ત્હને કંઇએ ના લાગે.

પણ હોડી બનાવવા હું એજ કાગળનો કકડો લઉં, તો તું એકદમ કહે છે, "અરે બાપ ! તું કેટલો ઉત્પાતીઓ છે ?"

અને ભાઈ જ્યારે કાગળોના કાગળો, બન્ને બાજુએ કાળા કાળા મીંડા ચીતરીને, બગાડે છે ત્યારે એનું શું !*

સવિતા ત્રિવેદી.



કરે છે. આથીજ આટલી બધી નદીઓ દરીઆમાં વહેવા છતાં દરીઓ કદીપણ ઉભરાઇ જતો નથી અને પૃથ્વીને ડુબાવી દેતો નથી. આ સાંભળીને મ્હેં કહ્યું મ્હને એમ થાય છે કે આ નદી ઠેઠ ઉંચી ટોચ ઉપરથી સેંકડો ગાઉ દરીઓ પડયો હોય ત્યાં સુધી દોડદોડ કરતાં થાકી જતી નહિ હોય ?

દરીઓ ખારો શાથી?

એટલામાં ઉપલી બધી વાત સાંભળતી હતી તે મારી નહાની બેન બોલી ઉઠી કે "બાપા, બધી નદીઓનાં પાણીનો સમુદ્ર બન્યો, એમ આ વાત ઉપરથી ઠર્યું તો જ્યારે નદીનાં પાણી મીઠાં હોય છે અને દરીઆનું પાણી તો આપણે મુંબાઇ ગયેલાં ત્યારે મે ચોપાટીપર ચાખેલું તે તો ખારૂં ખારૂં લાગેલું, તેનું કારણ શું ?" બાપાએ કહ્યું કે "બ્હેન, ત્હારી વાત ખરી છે પણ ત્હેનું કારણ ત્હને કહું તે સાંભળ આકાશમાંથી પડેલું વરસાદનું પાણી તો ત્હે ચાખ્યું હશે ! તે સ્વાદ વિનાનું અથવા કંઇક મોળું લાગે છે જ્યારે આપણી પૃથ્વીપર પહેલ વહેલો વરસાદ વરસ્યો હશે, ત્યારે બધું પાણી ખાડાઓમાં અને ખીણોમાં એકઠું થયું હશે અને એ એકઠું થયેલું પાણી તે દરીઓ. પહેલાં તો તે પણ વરસાદના પાણી જેવુંજ મીઠું હશે પૃથ્વીમાં ઘણી જાતના ક્ષાર (ખાર) રહેલા છે અને આ ક્ષાર નદીઓના વ્હેતા પાણીથી ધોવાઇ તેની સાથે મળે છે આ ક્ષારોવાળાં પાણી સમુદ્રમાં જાય છે અને તે પાણીને ખારૂં બનાવે છે. આ પાણી સૂર્યના તાપથી સુકાઇ વરાળ રૂપે આકાશમાં જાય છે પણ તે પાણીમનો ક્ષાર ચુસાતો નથી. એ તો ત્યાં પડયોજ રહે છે આ વરાળનાં વાદળાં બની નદીના મુળ આગળ વરસાદ પડે, ત્યારે તે વરસાદનું પાણી શુદ્ધ હોય છે. પણ નદી જેમ જેમ આગળ વધતી જાય છે તેમ તેમ પૃથ્વીનો બીજો વધારે ક્ષાર તાણતી જાય છે. આવી રીતે દરીઆમાં ક્ષાર હમેશાંજ જાય છે અને દરીઓ વધારે વધારે ખારો થતો જાય છે.

નદીઓ હમેશાં કેટલો ક્ષાર દરીઆમાં તાણી જાય છે, તેની બરાબર તપાસ કરીને તે ઉપરથી દરીઆને કેટલાં વર્ષ થયાં હશે અને નદીઓ તેમાં કેટલી વ્હેતી હશે તેની ગણત્રી પણ ભણેલાઓએ કહાડી છે આ ઉપરથી દરીઓ હાલ જેટલો ખારો છે તેટલો ખારો થવાને કેટલાં વર્ષ લાગ્યાં હશે તે પણ શોધી કહાડવું અઘરૂં નથી.*

સૌ. નંદગૌરી ઠાકોર.



## મ્હોટાભાઇનું દહાડ ડહાપણ.

બા ! આ ત્હારી લીલુ મૂર્ખ છે સાવ અક્કલ વગરની છે
તારા શું ? ને રસ્તાના દીવા શું ?—તેનું ત્હેને જરાએ ભાન નથી.

અમે કાંકરા લઇને ખાઉ ખાઉં રમીએ, ત્યારે એ તો ખરેખાત ખાવાનું સમજી એ મ્હોમાંજ મૂકે છે. એની આગળ ચોપડી ઉઘાડી હું ત્હેને કકો શીખવા કહું ત્યારે હાથ વતી ચોપડીનાં પાનાં ફાડી નાખે અને ખુશી ખુશી થઇ કીકીઆરી કરી મૂકે.

આ ત્હારી લીલુની ભણવાની રીત !

---

* "Children's Clopaedia"—નામના પુસ્તક ઉપરથી.

જ્યારે હું ખૂબ ચીડાઇ તેની સામે માથું ધુણાવું છું અને "હરામખોર" કહીને ધમકાવું છું, ત્યારે ત્હેને એ બધું રમત જેવું લાગે છે અને ખડખડ હસી પડે છે.

સૌ જાણે છે કે મ્હોટાભાઇ બ્હાર ગયા છે, છતાં હું રમતમાં "મ્હોટાભાઇ !" એમ બૂમ પાડું, ત્યારે તે તનમનાટ મચાવે છે અને મ્હોટાભાઈ પાસે ઉભા હશે, એમ ધારીને આમ તેમ ડાફરીયાં મારે છે

હું લાકડાના ઘોડાનો વર્ગ બનાવી રમું છું અને લીલુને કહું છું કે હું મ્હેતાજી છું ત્યારે તે "ના, ના, મ્હોટાભાઇ, મ્હોટાભાઇ" કરી નકામો ઘોંઘાટ કરી મૂકે છે.

ત્હારી લીલુને ચંદ્ર જોઇએ છે, બા, તે કેવી રમનીશાળ, કેવી મૂર્ખ છે ?

બા, ત્હારી લીલુ મૂર્ખ છે. ખરેખાત સાવ અક્કલ વગરનીજ છે.

સવિતા ત્રિવેદી



## પ્રેરિત પ્રયાણ.

તેણે રાજ્યવૈભવ ગુમાવ્યાં હતાં. દારિદ્રમાં હતાશ થઇ દુઃખમય નિદ્રામાં તે પડયો હતો.

રાત્રે તે અચાનક ઉઠયો અને ચાલ્યો. ડુંગરા ચડયો, ટેકરા ઉતર્યો, મુંઝાયો, મુંઝાયો પણ ચાલ્યો.

ક્યાં જાય છે તેનું તેને ભાન ન રહ્યું. ઘોર અરણ્યમાં આવી પહોંચ્યો. વિકરાળ ગર્જનાઓ. અને ઘોર અંધકારમાં તે ચાલ્યો. દુઃખી થયો છતાં તે ચાલ્યો. કારણ તેને કોઇ પ્રેરતું હોય તેવો તેને ભાસ થયો. કંઇક આકર્ષણથી ખેંચાતો હોય તેમ તે ચાલ્યો.

થોડીવાર તે શાંત સાવધ ઉભો, દૂર સરિતા વહન કરતી હતી, તેનો કલરવ મધુર હતો. તે સરિતાને પાર એક મંદિર હતું. તેમાં એક ભવ્ય સિંહાસન હતું, તે સિંહાસન જ્યોતિર્મય હતું. તે જ્યોતિ સ્વયંપ્રકાશ હતી ત્યાં નિર્ભયસ્થાન હોય તેમ જણાતું. તે સ્થળેથી મધુર મોહક ગાયનનો સૂર અરણ્યના સાવધ પ્રાણીઓને આકર્ષતો હતો.

આ પુરૂષ પુરાતન રાજવંશમાં જન્મ્યો હતો. રાજ્યવંશના ઉન્નત ભાવો તેનામાં હતા. રાજવંશના સંસ્કારોની દિવ્યતા કંઇક તેનામાં હતી. અને તે દિવ્યતાને લીધે અરણ્યમાં કંપવા છતાં અડગ હતો.

એ રાજાના સમયો વીતિ ગયા. સુખ વૈભવો નાશ પામ્યા. રાજવંશીઓ નાહક મોજશોખ અને અહીંસુમાંજ આનંદ પામવા લાગ્યા. પરતંત્રતાના અને ગુલામગીરીના દાસ થઇ, જડવત્ થઇ, સારાસારનું ભાન ભૂલ્યા ક્રમે ક્રમે સમૃદ્ધિ અને પરાક્રમનો લોપ થયો. દીનતાનું અનહદ દુઃખ અસહ્ય હતું. પરતંત્રતાની સાંકળો અભેદ્ય હતી. આવા સંકટમાં પુરાતનકાળમાં ભાન થવાથી આવેગમાં ઉઠી તે રાજવંશી ચાલ્યો.

સંસ્કાર વિના ઉન્નતિ નથી, એમ તેને લાગ્યું સંસ્કાર માટે ઇશ્વરને યાચવા લાગ્યો. પણ સંસ્કારની તેને જરૂર ન હતી. ભયંકરાગીને ભૂલકાગ ઉન્નત વિચારો યાદ આવવા કઠીન છે.

અને સંસ્કારી હોય તે સાધન માટે મથવા લાગ્યો. દૂર નદીની પાર સ્વાતંત્ર્ય હતું. ત્યાં કોઈ તેના હક પર દાવો કરે તેમ નહોતું ત્યાં સ્વતંત્રતાનાં પૂર્ણ મળતાં હતાં. પણ ત્યાં જવું શી રીતે ? હોડી જણાતી નથી. હશે તો એ અંધકારમાં ગુપ્ત હતી. ગુપ્તને શોધવાને દિપકની જરૂર હતી. પેલે પાર પ્રકાશતો દિપક દૂર હતો, પોતાની પાસે બીજો દિપક ન હતો. પણ અગ્નિ પ્રકટાવવા તેણે વિચાર કર્યો, અરણ્યમાં દિવાસળી ક્યાં જડે નહિ. બે ચકમક લાવી તેના ઘર્ષણથી અગ્નિ ઉત્પન્ન કરવા ઇચ્છયું પણ ચકમક શોધ્યા જડતા નહિ. નદિ કિનારા પરના તમામ પથરાઓ ઘસી જોયા પણ ઘણા યત્ન સિવાય તણખો નીકળતો નહિ. છેવટે અનાયાસે તેના હાથમાં ચકમક આવી ગયા. તેનાથી અરણ્યની ઘરા ગંજી ચેતાવી. અંધકાર નાશ થવા લાગ્યો, તેની આંખો અંધકારથી અબાધિત સ્વતંત્ર રીતે દૂર સુધી નજર ફેરવી રહી તેજ સમયે ઘેરાયલા આકાશમાં તેના સદ્‌ભાગ્યે એક તારો જણાયો.

દૂર ઝાડના થડ પાસે કંઇક કાળી વસ્તુ જણાઈ. ત્યાં તે ગયો અને જોયું. તે વસ્તુ તે નદીમાં તરતી હતી. તે હોડી કે તરાપાની જગ્યાએ કામ લાગે તેમ તેને લાગ્યું. સંસ્કાર અને શિક્ષણના બળે તે નદીમાં ઉતર્યો. નદીનો પ્રવાહ અનિરુદ્ધ રીતે વહેતો હતો. તેનાં મોજાં પ્રબળ વેગથી વહન કરતાં હતાં, છતાં ઘાસના ભડકાના પ્રકાશમાં જે કાળી વસ્તુ દેખાતી હતી, તે રાજવંશીએ યત્ન વડે ઝાલી. તે એક નૌકાજ હતી. તેને ત્યાં લંગારવામાં આવી હતી. જે લંગર ઉપાડી પ્રયાણ કરે તે સામે પાર જઈ શકે.

આ નૌકામાં તે બેઠો, અને લંગર ઉપાડવા સંકલ્પ કર્યો. જે અરણ્યમાંથી તે આવ્યો હતો, તે અરણ્યની તમામ વસ્તુઓ ચકમક સુદ્ધાં તેણે ફેંકી દીધી. કારણ પરતંત્રતાના બંધનનાં સંભારણાં સ્વતંત્ર ભૂમીમાં શા માટે જોઈએ !

અરણ્યમાંનું એક ઝાડ તે નૌકાની પાસે હતું. તેના પર સ્વાદિષ્ટ ફળ હતાં પણ તેની પરવા કર્યાં વગર તેણે લંગર ઉપાડયું. પવન મંદ હતો હોડી ધીમે ધીમે વહન કરતી ગઈ. દૂર ઘોર, વિકરાળ ગર્જનાઓ થોડા થોડા સમયના અંતરે થતી હતી, અને તે અરણ્યની હૃદયભેદક ગર્જનામાંથી મુક્તિનો હર્ષ તે રાજવંશીના હૃદયમાં માતો ન હતો. તે હવેથી ઉલ્લસિત સામે પારથી આવતા સંગીતમાં તલ્લીન થઈ ચિદાનંદના અનુભવમાં આતુરતા, પ્રેમ અને ઉત્સાહથી તે કિનારા તરફ જોવા લાગ્યો. નદીની વચ્ચે હોડી હાલવા લાગી આ સમય અરૂણોદયનો હતો પ્રભાતના ઝાંખા અજવાળામાં દૂર કેટલીક નૌકાઓ ડુબતી જણાતી હતી. પણ તેની પરવા ન કરતાં આ રાજવંશી ચાલ્યો. સંસ્કાર હતા, તો જોખમની પરવા નહોતી. હોડી સામે પાર પહોંચી, તે વખતે સૂર્યોદય થયો.

ભાગ્યભાનુના ઉદય સાથે અંધકાર, પરતંત્રતા અને અજ્ઞાનનો નાશ થયો. તે તે સ્વતંત્ર લોકના અખંડીત મંદિરના ઉન્નત ઓટલાનાં પગથીઆં ચઢવા લાગ્યો. જેમ જેમ પગથીઆં ચઢતો ગયો તેમ તેમ પુરાતન સમૃદ્ધિ, યશ તથા ગૌરવ પ્રાપ્ત કરતો ગયો. સિંહદ્વારમાં પ્રવેશ કરતાંજ તે સ્વયંજ્યોતિ થયો, આત્મપ્રકાશથી તેણે સર્વ દિશાઓ ભરી દીધી. તેનું રાજ્ય ધ્રુવના રાજ્ય માફક અમર રહ્યું. *

અરવિન્દા ઠાકોર.

*પ્રેરિત પ્રયાણમાં સ્થળ અર્થ ઉપરાંત બીજા બે અર્થ થાય છે. એક હિન્દુસ્થાન દેશને અને બીજો આધ્યાત્મિક જીવનને લાગુ પડે છે.

## હું પતિ હોઉં તો શું કરૂં ?

કાલે રાત્રે મેં જયકરભાઇ સાથે ખૂબ માથાં ફોડયાં એ આખરે કંટાળ્યા કંટાળે-જને ! પોતે રહ્યા મધ્યમ વિચારના અને હું રહી સ્વતંત્ર સ્વભાવની વળી મ્હારે અને એમને બોલવાની બહુ છુટ. એટલે બધું મ્હોંપરજ કહી દેવાની ટેવ ભાઇ બ્હાર રોફ મારે અને ઘરમાં બૈરી આગળ એમાંનું કાંઇ નહિ, એ મ્હારાથી કેમ સખાય ! મે તો આખરે કહી દીધું કે " ભાઇ સાહેબ ! જ્યારે બધાઇ જાઓ છો ત્યારે કંટાળેલો જવાબ આપો છો. પણ લગ્ન વખતે વિચાર નહિ કર્યો હોય કે મ્હારે માથે પતિ થવા સાથે એક મ્હોટી જવાબદારી આવવાની છે !"–શું બોલે ? લમણે હાથ દીધા ને કહ્યું કે "ના બ્હેન, અમે તો વિચાર બિચાર નહોતો કર્યો,–કોઇજ વિચાર નથી કરતું બ્હેન ! એનો બધા સર્વોઇ કિસ્સાઓ છે. વિચાર કરી કરીને પરણનાર હાલના ઉછરતા જવાનીઆઓ પણ પરણ્યા પછી અને થોડી ઘણી જવાબદારી માથે આવ્યા પછી કંઇ એવી ગુંચવણમાં પડી જાય છે કે પાછળથી એમના વિચારો બિચારો ક્યાં ના ક્યાં એ ચાલ્યા જાય છે પણ બોલ તો બ્હેન ! તું જ હમારે ઠેકાણે હોય તો શું કરે ?" મે જવાબ આપ્યો "કોણ હું ?–હું હમારે સ્થળે હોઉં એટલે પતિ હોઉ તો શું કરૂં–એમને ? અહોહોહો ! હું પતિ હોઉ ત્યારે તો પૂછવું જ શું ? હું તો એવું કરૂં કે બધા પતિઓને દાખલો બેસાડી દેઉ. જુના વિચારના પતિઓની માફક નિન્દાને પાત્ર તેમજ સુધરેલાઓની માફક મશ્કરીને પાત્ર તો ન જ થાઉ ! હું જરૂર પરણ્યા પહેલાં પતિ તરીકેની ભવિષ્યમાં આવી પડનાર જવાબદારીનો પૂરેપૂરો વિચાર કરૂં. તે પહેલાં હું ગતાનુગતિક પથની માફક આંધળો બનીને દોરાઉ નહિ જેને મ્હારી પત્ની બનાવવાની છે તેની સાથે મ્હારો યોગ્ય સહકાર થઇ શકે એમ છે કે નહિ, એમ એકમેકને અનુકૂળ અને કલ્યાણ સાધક થઇ પડીશું કે નહિ, તેનો પૂરતો વિચાર કરૂં હમે જાણો છો કે કોઇ પણ દિવાની સફળતાનો મુખ્ય આધાર તેના અગાઉથી થએલા ચોક્કસ દયનો બારિક વિચાર પર જ રહે છે છતાં ધારો કે હું વિચાર કરવાને અશક્ત હોઉં અથવા કોઇ પણ કારણસર મ્હારા વિચાર નકામા થઇ પડે એમ હોય તો લગ્ન પછી પણ હું યોગ્ય પતિ તરીકે રહેવા પ્રયત્ન કરૂં."

મ્હારા રોફબંધ બોલવાથી જયકરભાઇને હસવું આવ્યું, ને બોલ્યાઃ " હવે બાપ, જો યોગ્ય જોડું મળે, તો એવા પ્રેમમુગ્ધ થઇ જાઓ કે ત્યાં હમને કલ્યાણ બલ્યાણ કંઇ સુઝેજ નહિ. જોને પેલો કુમાર ! દેશ સેવાની મહાન ભાવનાઓ કરી સ્વાતંત્ર્ય જાળવવા ખાતર કુંવારા રહેવાની વાતો કરતો હતો, તેને વળી બીચારાને પરણવું પડયું અને પછી-તો એવી સ્થિતી આવી પડી છે કે એક ઘડી પણ એકમેકથી વીખુટાં નથી પડી શકતાં અરે, ગોપીઓની માફક આંખનું મટકું પણ અઘરૂં થઇ પડે છે ! "

" હાં, હું એજ કહેવા માગું છુ, ભઇ ! ત્યાં હું કૃષ્ણ બનું સોળવર્ષની સુંદર, શાણી સ્નેહાળી રાધિકાને મેળવીને. હું, તેણીનો સદુપયોગજ કરી લઉ એની સાથે પૂર્ણ શુદ્ધ પ્રેમ બાંધુ અને એવી પ્રેમમસ્તીમાં મસ્ત હોવા છતાં સદૈવ કર્તવ્યને માર્ગે વિચરતો રહું. મ્હારી રાધા વિયોગ ન સહેવાયાથી જો પાણીઆરીને, કોયલને કે ચન્દ્રને ગાળો દેતી હોય તો હું એ હૃદયની ઉપલપાથલ દૃશ્ય તરીકે જોઉં. અને મથુરામાં રહ્યો રહ્યો કંસને

મારવાનું કાગે કરૂં ને આ સ્થિતીમાં રહેલી મઝાહ ભોગવવા અકુરજીની સાથે મહેશાએ પાડવું. હું ખરેખર કહું છુ, ભાઈ, કે યોગ્ય જોડુ એ પ્રભુનો આશીર્વાદ છે. એવી સ્થિતીમાં હું કુમાર જેવો ન બનું. મ્હારે ભણવાનું બાકી હોય તો ગન રાખીને તે કરૂં. મ્હારા જન્મદાતા પૂજ્ય માતપિતા અને બાંધુઓ તરફની મ્હારી ફરજ સુધી,—

"પૈસો મ્હારો પરમેશ્વર ને બૈરી મારી ગુરૂ,
છૈયાં છોકરાં શાલિગ્રામ, તો સેવા કોની કરૂં ?"

—એવું માનનાર કૃતઘ્ની ના નિવડું. કુટુંબ સેવા, સમાજ સેવા, વિગેરે અનેક સેવાઓના ભોગે અને પત્નીને એક સુખસાધક યંત્રરૂપ માની, તેની શારીરિક સંપત્તિના ભોગે, માત્ર શોભારૂપ નાના નાના તારલીયા જેવાં અનેક બાળકોનો પિતા થવા ઇચ્છું નહિ પણ ચંદ્ર સૂર્ય જેવાં એકાદ બે બાળકથી સંતોષ પામું. સદા મર્યાદિત સુખ ઇચ્છું. સંયમી બનવા પ્રયત્ન કરૂં અને તેને તેમ થવા કહું. બાળકોને શાલિગ્રામ રૂપ માનીને જરૂર તેમની સેવા પણ કરૂં. લોકૈષણાના લોભે અથવા મ્હારા આળસ તથા વિલાસીપણાને લીધે, તેમના તરફ બેદરકાર તો ન જ થાઉં. એકલી મ્હારી પત્ની પર તેમની દેખરેખનો, બોજ છોડી ન દેતાં, તે હું મ્હારા હાથમાં લઉં અથવા અમે બન્ને થઇ જેટલી બને તેટલી એમની, સેવા કરી એમને લાયક બનાવવા પ્રયત્ન કરીએ. વળી બાળસેવાની ભાવનાને વિસ્તૃત કરી અન્ય બાળકો તરફ પણ પ્રેમ રાખતો થાઉં. અને મારી પત્ની તેમ, કરે એમ ઇચ્છું. મ્હારી નબળાઇને બદલે મારી પત્નીને દોષરૂપ ના ગણાવરાવું. દૃઢ બનું ને બનાવું. કર્તવ્યમાં રસ લઉં અને એને રસિક કરૂં. એના પ્રેમમાં હું કુટુંબ તરફની, ફરજો જરાએ ચુકું નહિ.—પછું ભાઇ ! આ વાત કરાવી ત્હમે નવજવાનીયા તરફનો ત્હમારો કટાક્ષ સફળ કીધો પણ એથી કાંઇ ત્હમારા જેવા અનુભવી પતિઓ બચી જવા નથી પામતા. મ્હેં એ ઉપર ખુબ વિચાર કીધો છે. મ્હારાં ભાભી (ત્હમારા પત્ની) એક દિવસ મ્હારે મોઢે ફરિયાદ કરતાં હતાં કે "આજ કેટલો વખત થયા મ્હેં ને ત્હમારા ભાઇએ બે કલાક સાથે બેસી વાત નથી કરી. કોણ જાણે કેમ, તેથી દિવસે દિવસ અમારો સંબંધ માત્ર નામનોજ થતો જાય છે. આથી મ્હને બહુ લાગે છે." મ્હેં આ વાત સાંભળ્યા પછી એમને તો જેમ તેમ જવાબ દઇ શાંત કર્યાં. પણ ત્યારથી મ્હને ત્હમારે માટે ગહું વિચાર આવવા લાગ્યા અને હું તમારી સ્થિતીમાં હોઉં તો શું કરૂં, એ નક્કિ કર્યું.

એમના પોતાના ઉપર આવી પડતાં ભાઇ ગંભીર તો થઇ ગયા હતા; છતાં હસીને બોલ્યા "—હા ! તેથીજ આ વાત કાઢી, નહી વારૂ ? પણ બોલ, ત્હેં શું નક્કિ કર્યું છે ! આજ તારી વાતો સાંભળવાથી મ્હને કેટલાક પાઠ શીખવાના મળે છે. પણ બ્હેન ! નિશ્ચય કરતાં પહેલાં વ્યવહારૂ મુશ્કેલીઓનો બરાબર વિચાર કરજે હોં નહિ તો ખોટું થાઇશ. મ્હેં કહ્યું, "ભાઇ વ્યવહારૂ મુશ્કેલીઓનો વિચાર કર્યો છે. હું જો ત્હમારા જેવી સ્થિતીમાં હોઉં તો મ્હારી પત્નીને ફરિયાદ કરવાનો પ્રસંગ વારંવાર ન આવવા દઉં. જો એનો સ્વભાવિક ફરિયાદ કર્યા કરવાનો હોય તો થોડો એનાથી બેદરકાર થઇ જઉં. પણ તે પહેલાં, એવો વખત ના આવે એ બાબતની પૂરેપુરી કોશિષ કરૂં. ઘરમાંના કંકાસને લીધે આમ વારંવાર થતું હોય તો તેની હું ઝીણવટથી તપાસ કરૂં એમાં જો પત્નીને અન્યાય મળતો

હોય તો હિંમતથી તેની પક્ષે ઉભો રહી તેમાંથી તેને છોડવું. માવડીયુઓ થઇ એને ઠોકું નહિ તેમ એનામાં અંધ બની બીજાની સામે પણ ઝુડો ઉપાડું નહિ: શાંતિ જળવાય, વિરોધો ટળાય, ફરજો બજવાય ને પ્રગતિ થાય, એવો ઉપાય શોધતાં શીખાઇ કે ચીમતાઈમાં, ઘરમાં કે બહાર, એટલાં કે બધાં સાથે જે સ્થિતીમાં રહેવું પડે તે સ્થિતીમાં રહું. હું મ્હારા ચારિત્ર્યને બરાબર કેળવું એટલે કે હું જે જે માનતો હોઉં તે પ્રમાણે વર્તન રાખું. હું કેળવણીને ચાહનાર હોઉં તો પછી ખંતપૂર્વક સારૂં સારૂં સાહિત્ય એકઠું કરૂં ને તેનો ઉંડો અભ્યાસ કરૂં. રાતના મોડાં સુધી જાગતું પડે તો જાગું ને સવારે વ્હેલા ઉઠવું પડે તો ઉઠું; પણ સરસ્વતીની ઉપાસના કરૂં. જો મ્હારી પત્નીને એમાં રસ ન હોય તો જરૂર ખબડે ને કંટાળે, હું એને ક્રમિક બનાવવાને—મ્હારા માર્ગમાં સાથે લેવાને શરૂઆતમાં થોડો એના માર્ગમાં જાઉં. એની વાત સાંભળું. એને જ મિત્ર બનાવું. ઘરમાં જ 'કલબ' કરૂં. કેટલીક બાબતમાં એની સલાહ લઉં અને એમ એને કંઇક સંતોષ આપી સાહિત્યની વાતો એની આગળ કરૂં; રોજ કર્યાં કરૂં. એને રાંધતાં રાંધતાં, ઘરનું કામકાજ કરતાં કરતાં પણ ઉત્તમ શ્રવણ મનન થાય એવી ગોઠવણ કરૂં. અને જો વખત નાં હોય તો મ્હારા બાંકુ કે મિત્રોને અનુકૂળતા પ્રમાણે એ કામ સોંપું. ગરીબાઇની કે કુટુંબ જંજાળની અગવડોને લીધે એને જો વખત નાં મળતો હોય તો—અને હું નિયમિત થતાં કાંઈ વખત મેળવી શકતો હોઉં તો જરૂર તેના કામમાં મદદ કરૂં. મ્હારૂં ધોતીઉં ધોઈ લેવાનું, પથારી પાથરી લેવાનું, વગેરે કામ તો, મ્હારૂં પોતાનું હોવાથી, હું કરૂંજ. એટલું નહિ, પણ બીજું કામે મારાથી બની શકે તે કરવા લાગું. દુષ્ટ વાતાવરણમાંથી એને દૂર રાખવા બનતી કાળજી રાખું. આમને આમ રાતને દિવસ આચાર વિચારની સારી સંગતિ થવાથી જરૂર એ ચારિત્ર્યવાન થાય, અને મ્હારા કામમાં રસ લેતી થાય. હંમેશાં એની રસવૃત્તિને પોષવાની મારી ફરજ છે એમ હું માનું. સાહિત્ય, સંગીત અને કળામાં એનું જીવન રસપૂર્ણ બને એવી અનુકૂળતા હું કરી આપું. જુદાં જુદાં સ્થળો જોવા લઇ જાઉં. બાગ વિગેરેમાં સાથે લઇ જઈ એની પ્રેમવૃત્તિ, રસવૃત્તિ ને આરોગ્યનું પોષણ કરૂં. એ માંદી હોય તો હું જાતે એની બરાબર સેવા કરૂં, અને કુટુંબનું બીજું કોઈ બીમાર હોય તો અમે બન્ને તેની સેવા કરીએ. આવી રીતે ઉભયના સહકારથી અમે બન્ને એકએકના કલ્યાણસાધક થઇ પડીએ. ધારો કે હું સ્વદેશીનો હિમાયતી હોઉં ને મ્હારી પત્ની તદ્દન નવા જમાનાની ફેશનેબલ લેડી (સ્ત્રી) હોય, એ પરદેશી કાપડ અને દાગીનામાં ઘણું ખર્ચ કરતી હોય, મ્હારી સ્થિતી સારી હોય ને હું એને ચ્હાતો હોઉં—બહુજ ચ્હાતો હોઉં, છતાં પણ મ્હારા પવિત્ર વ્રતના ભોગે એના મનની તુચ્છ ઇચ્છાઓને અમલમાં મુકવાનું હું જરાએ પસંદ ના કરૂં. આવી બાબતમાં હું સખત બનું. જો કે મ્હારો પતિ તરીકેનો હક વચમાં લાવી કંઈ જબરદસ્તી ના કરૂં. પણ એને હું મ્હારી અર્ધાંગના ગણું—તેથી મૃદુતાથી સમજાવું. છતાં નાં સમજે તો એની ઇચ્છાપર છોડી દઇ હું કપડાં વગેરે માટે પૈસા આપવા બંધ કરૂં. એ માટે એ દુઃખી થાય તો હું દીલગીર ના થાઉં. વળી કોઇ જાતની એની સ્વતંત્રતા પર તરાપ ન મારૂં. સ્ત્રી એ સ્વતંત્ર વ્યક્તિ છે. એને એ શરીર છે, મન છે, એ સ્વતંત્ર વિચાર કરી શકે છે, સ્વતંત્ર કામ કરી શકે છે. જાણે સર્વસત્તાધીશ પરમાત્મા પાસેથી પરવાનો લઇ આવ્યો હોઉં, એમ શા માટે હું એનાપર મ્હારી સત્તા રાખ્યા

કરવાનું ઇચ્છુ ! એમ કેમ ના બને કે મ્હારા કરતાં મ્હારી પત્ની હોશીઆર હોય, વધારે દ્રઢ ને ચારિત્ર્યવાળી હોય? હું ખાત્રીથી કહું છુ કે હું બુદ્ધિમાં, ચારિત્ર્યમાં કે વિદ્યામાં મ્હારી પત્ની કરતાં ઉતરતો હોઉં તો એના આગળ પૂજા ગણાવવાનો મ્હારો પરંપરાગત હક્ક તો છોડી દઉં. હું જુના વિચારનો, વ્હેમી, જનલી ગામડીયો હોઉં ને એ સંસ્કારી ને ખરી સુધારક હોય, હું નાસ્તિક હોઉં ને એ ખરેખરી શ્રદ્ધાળુ ને ભક્ત હોય, હું દુરાચારી હોઉં ને એ સદાચારી હોય અને હું મ્હારા ઉંધા ઉધા ધધાઓ અને વ્યસનોના બદલો,—મ્હારી પત્નીને મારી ફોડીને, પરંતુ તમામ વેચી મારીને અને એના અંગપરના દાગીના સુદ્ધાં વેચી નાખીને રોજ તોફાન મચાવતો હોઉં, છતાં પણ સમાજની ચાલુ ભાવના પ્રમાણે કદાચ એ મ્હારી સેવા ના કરી શકે અને એના આત્માના ઉંડાણમાંથી એની પ્રકૃતિને ખાતર, મ્હારા તરફના દ્વેષ કે તીરસ્કાર શિવાય, તેમજ દૂરથી ફરજ બજાવવાની ઇચ્છા સહિત, દૂર રહેવાની એના મનની પ્રેરણા થાય તો હું એને કોઇ પણ રીતે દોષિત ના ગણું,—હું બધી રીતે મૂર્ખો થાઉં, પણ રે દયાળુ પ્રભુ ! એને નિર્દોષ ગણવા જેટલી ઉદારતા તો મ્હારામાં રાખજે—મ્હને મીરાંબાઇ જેવી પત્ની મળે ને રાણાજીની માફક ઝેરના પ્યાલા મોકલવા જેવી મતિ બગડે તો હું અત્યારથી પ્રભુની પ્રાર્થના કરી લઉં છું કે ત્યાં કોઇ એવી ગોઠવણ કરજે કે સતીનો પ્રભાવ પ્રગટ થયા પછી એ પ્યાલા મ્હારાજ પેટમાં આવી જાય

બાઇ ! મ્હને પતિની જવાબદારીને માટે આવા આવા ઘણા વિચાર આવે છે જો એ બધાયે લખવા બેસીએ તો મ્હોટું પુસ્તક થાય. મ્હને ફંટાગો આવે છે કે જ્યાં ત્યાં સ્ત્રીઓની ફરજોને માટેજ કહેવામાં આવે છે ! વેદથી માંડીને તે છેક હાલની વાર્તાઓ અને નાટકનાં ગાયનોમાં પણ સ્ત્રીને માટેજ ઉપદેશો ભરેલા હોય છે. કેમ જાણે કે સ્ત્રી એક જડ ઠુંઠું હોય ને એવામાં ચેતન આણવાનું હોય તેમ—નિયમોના, હુકમોના ને ઉપદેશના ઝપાટા એમના ઉપરજ ઝીંપટવામાં આવે છે ! પણ અન્યાયી સત્તાધીશો એમ નથી સમજતા કે નિરંતરના ઝપાટાથી તો ઉલટી એ જડ જેવી થઇ ગઇ છે. શીખામણોએ હદમાં હોય તેની અસર થાય. હુકમોએ માપસર અમલમાં મુકાય ને નિયમો પણ શક્તિપ્રમાણે પળાય, માટે બધું હદમાં હોય તે સારૂં. સ્ત્રી કંઇ જડ કે નિર્જીવ પદાર્થ નથી. એનામાં પુરૂષોના જેટલુંજ આત્મત્વ પ્રકાશી રહ્યું છે. માત્ર કંઇક પડ બંધાઇ ગયું છે તે દૂર કરવાનો સુંદરમાં સુંદર ઉપાય તો એ છે કે પતિએ પોતાની જવાબદારી સમજવી જોઇએ. તેણે પૂરેપૂરા ચારિત્ર્યવાન થવું જોઇએ. કારણ કે અત્યારે 'જેના હાથમાં વધારે સત્તા હોય અને જે વધારે બુદ્ધિશાળી હોવાનો દાવો કરતું હોય, તેને માથે વધારે જોખમ રહેછે."

પોતાનો કંઇપણ બચાવ કર્યા વિના મોડી રાતે જયકરભાઇ તો ઝોકાં ખાતા ખાતા નાશી ગયા. પણ મેં તો તરતને તરત જ એ વિચારો નોંધી લીધા કંઇપણ વિસ્તાર કર્યા વિના 'ઉધા 'ને તે વિચારો ધરૂં છુ. કેમકે જયકરભાઈ કહે છે તેમ—માને છે તેમ—અથવા એમની ભાષામાં બોલીએતો આ "હવાઇ કિલ્લાઓ" વધી જવાથી "ઉધા" કદીક ઢંકાઇ જ જાય !

પદ્માવતી દેસાઈ.

## હારમોનિયમનો બહિષ્કાર.

યુરોપનાં સર્વે વાજીંત્રોની સભા હતી. પિઆનાને પ્રમુખપદ આપેલું હતું. એક બાજુએ ઓરગન, હારમોનિયમ, ફ્લુટ અથવા વાંસળી, બેગપાઇપ અને બેન્ડમાં વાગે છે તેવાં બધાં ખુબ વાગે હતાં બીજી બાજુએ તારવાળાં વાજીંત્રો ( String Instruments ) હતાં—હાર્પ, બેન્જો, મેન્ડોલાઇન, ગિટાર, વાયોલીન, વિગેરે.—

આવી સભા કોઇક જ વાર મળતી હતી, અને તેમાં દરેક વાજીંત્ર પોતાની મિઠાશ-ઝળઝળાટ બાકીનાં સભાસદોને બતાવતું અને જે સર્વોપરિ બધાંને લાગે તેને માન મળતું હતું. પ્રમુખ હોય તે જે વાજીંત્રને હુકમ કરે, તેણે પોતાની કુશળતા બતાવવાની.

આજે એક પછી એક, પાંચ છ વાજીંત્રોનો વારો આવી ગયો. પછી પ્રમુખ સાહેબે કહ્યું, "હવે હારમોનિયમ."

આ ઉપરથી તેણે પોતાનો મધુરો ( ! ) સાદ કહાડયો, પણ તેના ઘોંઘાટથી સભાને કંટાળો આવ્યો. છેવટે તે બધાં વાજીંત્રો બુમ પાડી ઉઠયાં, "આને કાઢી મૂકો ! આ તો રંગ બગાડશે."

છેવટે સર્વાનુમતે ઠરાવ પસાર થયો કે, "વાજીંત્રોની સભામાં હવેથી હારમોનિયમે ના આવવું."

હવે સભાનું કામ આગળ ચાલ્યું, અને બધાંએ વગાડયું પછી સભા પુરી થઇ.

હારમોનિયમને કાઢી મૂકયું, તે સાંભળી હિંદુસ્થાનનાં સ્વાભાવિક રીતે જ દયાળુ હૃદયનાં વાજીંત્રોને તેના પર દયા આવી, અને તેમણે પણ પોતાની એક સભા બોલાવી. તેમાં આવવાને માટે હારમોનિયમને પણ આમંત્રણ હતું.

આ સભામાં વીણાને પ્રમુખપદ આપેલું હતું. તેની એક બાજુએ તબલાં, સરણાઇ, વાંસળી, ઢોલ, સુન્દરી વિગેરે હતાં; અને બીજી બાજુએ દિલરૂબા, તંબુરો, સિતાર, તાઉસ, સરોદ વિગેરે હતાં. હારમોનિયમ પણ પહેલી હારમાં હતું.

આજની સભામાં બધાં પોતાની કુશળતા બતાવવા નહોતાં આવ્યાં,—ફક્ત હારમોનિયમનો સુર સાંભળીને તેની પરીક્ષા કરવા જ આવ્યાં હતાં. તે બિચારૂં તો ઘણું જ નરમ હતું.

પછી પ્રમુખે હુકમ કર્યો એટલે તેણે પોતાના સુરો કહાડવા માંડયા. અલબત સભાને તે મીઠા તો ના જ લાગ્યા. પણ દરેકને તેના પર દયા આવતી હતી, એટલે તેમણે સર્વાનુમતે ઠરાવ પસાર કર્યો કે, "હારમોનિયમ ધીમેથી વાગ્યાં કરે તો કાંઇ બહુ જ ખરાબ અવાજ તેનો નથી. માટે આપણી સભામાં તે આવી શકશે."

તે દિવસથી હારમોનિયમ હિંદુસ્થાનનાં વાજીંત્રોમાં ભેળાયું. પહેલાં પહેલાં તો તે હદમાં રહીને ધીમા ધીમા જ સુર કહાડતું, પણ જેમ જેમ દિવસ ગયા તેમ તેમ તે બેશરમ થતું ગયું. અને જે ઠેકાણે કાંઇ પણ મિજલસ, જલસો કે મેળો હોય ત્યાં જવા માંડયું. છેવટે તેની લાગવગ એટલી બધી વધી ગઇ કે મિજલસોમાં ને એવે ઠેકાણે તેનો જ મુખ્ય કારભાર, અને જ્યાં ત્યાં તેનો બેસાસુર અવાજ તો હોય જ ! બીજાં બધાં વાજીંત્રોને

વિષે બધે ઠેકાણે ખોટી ખોટી વાતો કરીને તેણે લોકોના મનમાં ઠસાવી દીધું કે "વાજીંત્ર તો હારમોનિયમ જ!"

છેવટે બીજાં બધાં વાજીંત્રોને આ અપમાન લાગ્યું, અને તેમણે વિચાર્યું કે કંઇ કરીને આ દગાખોરને ઠેકાણે લાવવો.

તે ઉપરથી દિલરૂબા, વીણા, સિતાર અને તબલાએ હિંમત કરી અને ધીમે ધીમે પોતાની વગ વધારવાનું કર્યું તેમણે લોકોને સમજાવવા માંડયા કે, "હારમોનિયમ ખરૂં જોતાં આપણા દેશનું વાજીંત્ર છે જ નહિં. તે તો પછીથી આવેલું છે, અને તે પણ અમારી બધાંની દયાથી. વળી હિન્દનાં સંગીતશાસ્ત્રમાં જે બધી શ્રુતિઓ, મૂર્ચ્છનાઓ, વિગેરે ઝીણા ઝીણા સ્વરો નક્કી કરેલા છે, તે તો તેમાં વાગી શકતા જ નથી તારવાળાં દરેક વાજીંત્રોમાં જે મધુરી 'મીંડ' આવે છે અને જેને લીધે આપણા દેશમાં આટલી બધી રાગ રાગણીઓ થઇ છે, તેનું કાંઇ પણ તેમાં આવી શકતું નથી. વાંસળી, સુન્દરી વિગેરેમાં પણ એ બધા અધવચના સ્વરો આવી શકે છે.

યુરોપના સંગીતમાં ને આપણા સંગીતમાં જે મુખ્ય ફેર છે, તે તો તે બતાવતું નથી. તો આપણી રાગ રાગણીઓ એ વાજીંત્રમાં વગાડી જ કેમ શકાય?

આ બધું કહેવા છતાં પણ પશ્ચિમનું બધું સારૂં જ, એવું માનનારા લોકોમાં કાંઇ જ અસર થઇ નહિ વળી કયાં હારમોનિયમની મધ જેવી જીભ અને કયાં તેની નમ્રતા વાગી વાણી? હારમોનિયમનું રાજ્ય તો જેવુંને તેવું જ રહ્યું.

છેવટે એ બધાં વાજીંત્રોએ ફરીથી 'હિંદુસ્થાનનાં વાજીંત્રોની સભા' ભરવાનું નક્કી કર્યું હારમોનિયમે જાણ્યું કે "આ વખતે તો મને જ પ્રમુખપદ આપશે."—પણ હારમોનિયમ ધારે છે શું અને વાજીંત્રો કરે છે શું?"

સભામાં જતાં તેને ખબર પડી કે આ વખતની સભામાં તો શ્રી કૃષ્ણની વાંસળી પ્રમુખપદે હતી બધાં વાજીંત્રો આવી ગયાં પછી દિલરૂબાએ ઉભાં થઇને હારમોનિયમની ફરિયાદ કરી, અને તેણે જે કાંઇ કર્યું હતું તે વિગતવાર કહ્યું તેને તબલાએ ટેકો આપ્યો, અને પછી તંબુરાએ પણ ટેકો આપ્યો પછી તો બીજાં બધાં વાજીંત્રોએ પોતપોતાની નજરે જે જોયેલું તે કહ્યું પછી પ્રમુખે હારમોનિયમને પોતાનો બચાવ કરવાનું કહ્યું, પણ તે શું બોલે? બધો વાંક તેનો જ હતો. તે તો ગભરાઇ જ ગયું.

તે પછી બધાંએ ઠરાવ પાછો પસાર કર્યો કે, "એક વખત હારમોનિયમ પર દયા કરીને તેનાપર આપણે ઉપકાર કર્યો, પણ તેનો બદલો તેણે અપકારથી વાળ્યો છે, માટે હવે તેણે આપણી સભાઓમાં આવવું નહિં."

આવી રીતે હિંદુસ્થાનનાં વાજીંત્રોએ હારમોનિયમનો બહિષ્કાર કર્યો-કરવાનું નક્કી કર્યું

આટલો વખત ભોગવેલું રાજ્ય હવે છોડી દેવું પડશે, એ વિચારથી ફિક્કું પડી ગયેલું હારમોનિયમ સભામાંથી બહાર નીકળી ગયું

કોંગ્રેસે ઠરાવ પસાર કર્યો છે હવે આપણે તેને અમલમાં મૂકીને હારમોનિયમનો બહિષ્કાર કયારે કરીશું? *

પ્રેમલીલા મહેતા.

* આ લેખ બીજા અંકમાંથી લેવામાં આવ્યો છે.

# સચિત્ર સુન્દરી સુબોધ.

( કોઇપણ નિર્દોષ બાલિકા અથવા યુવાનને પુર્ણ ખાત્રીથી વાંચવા આપી શકાય એવું આ માસિક પત્ર છે. )

## દરેક અંકમાં શું આવે છે ?

૧. વિવિધ પ્રકારના સુન્દર ચિત્રો, મનહર છબીઓ.
૨. સુબોધક, આનન્દ આપનારી રસીલી વાર્તાઓ-નવલકથાઓ
૩. સમાજ, સાહિત્ય અને વિજ્ઞાનને લગતા ખાસ વિષયો.
૪. વિદ્યા-કલા-વૈદક પાકશાસ્ત્ર-ગુંથણકલા.
૫ ગૃહ-ધર્મ વિષે અને બીજાં એવાં અનેક ઉપયોગી લખાણો.
૬. હિન્દુસ્તાનમાં અને દુનિયામાં બનતા બનાવો.
૭. કાવ્યો, સંગીતો, ગરબીઓ, ગરબાઓ.
૮. બાલકો માટે વાર્તાઓ, કવિતા, ઉખાણા, રમુજ વગેરે.
૯. જુદા જુદા દેશોમાં મુસાફરીના, અને યાત્રાનાં વર્ણન.
૧૦. ગમ્મતના લખાણ, ઉત્તમ વિષયોના ઉતારા, ઉપયોગી સાર, ચાલુ ચર્ચા, અંગત ગાર્હસ્થિક અનુભવોની નોંધ, વિગેરે.

દર વર્ષે ઉત્તમ લેખકથી લખાયેલુ એક સુન્દર, ઉપયોગી પુસ્તક ભેટ આપવામાં આવે છે નમુનો વિના મુલ્યે મળે છે.

વિષે બધે ઠેકાણે ખોટી ખોટી વાતો કરીને તેણે લોકોના મનમાં ઠસાવી દીધું કે "વાજીંત્ર તો હારમોનિયમ જ!"

છેવટે બીજાં બધાં વાજીંત્રોને આ અપમાન લાગ્યું, અને તેમણે વિચાર્યું કે કાંઇ કરીને આ દગાખોરને ઠેકાણે લાવવો.

તે ઉપરથી દિલરૂબા, વીણા, સિતાર અને તબલાંએ હિંમત કરી અને ધીમે ધીમે પોતાની વગ વધારવાનું કર્યું. તેમણે લોકોને સમજાવવા માંડ્યા કે, "હારમોનિયમ ખરૂં જોતાં આપણા દેશનું વાજીંત્ર છે જ નહિં. તે તો પઠીથી આવેલું છે, અને તે પણ અમારી બધાંની દયાથી. વળી હિન્દના સંગીતશાસ્ત્રમાં જે બધી શ્રુતિઓ, મૂર્છનાઓ, વિગેરે ઝીણા ઝીણા સ્વરો નક્કી કરેલા છે, તે તો તેમાં વાગી શકતા જ નથી. તારવાળાં દરેક વાજીંત્રોમાં જે મધુરી 'મીંડ' આવે છે અને જેને લીધે આપણા દેશમાં આટલી બધી રાગ રાગણીઓ થઇ છે, તેવું કાંઇ પણ તેમાં આવી શકતું નથી. વાંસળી, સુન્દરી વિગેરેમાં પણ એ બધા અધરવતા સ્વરો આવી શકે છે.

યુરોપના સંગીતમાં ને આપણા સંગીતમાં જે મુખ્ય ફેર છે, તે તો તે બતાવતું નથી. તો આપણી રાગ રાગણીઓ એ વાજીંત્રમાં વગાડી જ કેમ શકાય?

આ બધું કહેવા છતાં પણ પશ્ચિમનું બધું સારૂં જ, એવું માનનારા લોકોમાં કાંઇ જ અસર થઇ નહિં. વળી કયાં હારમોનિયમની મધ જેવી જીભ અને કયાં તેની નમ્રતાવાળી વાણી! હારમોનિયમનું રાજ્ય તો જેવુંને તેવું જ રહ્યું.

છેવટે એ બધાં વાજીંત્રોએ ફરીથી 'હિંદુસ્થાનનાં વાજીંત્રોની સભા' ભરવાનું નક્કી કર્યું. હારમોનિયમે જાણ્યું કે "આ વખતે તો મને જ પ્રમુખપદ આપશે."—પણ હારમોનિયમ ધારે છે શું અને વાજીંત્રો કરે છે શું!"

સભામાં જતાં તેને ખબર પડી કે આ વખતની સભામાં તો શ્રી કૃષ્ણની વાંસળી પ્રમુખપદે હતી. બધાં વાજીંત્રો આવી ગયાં પછી દિલરૂબાએ ઉભાં થઇને હારમોનિયમની ફરિયાદ કરી, અને તેણે જે કાંઇ કર્યું હતું તે વિગતવાર કહ્યું. તેને તબલાએ ટેકો આપ્યો, અને પછી તંબુરાએ પણ ટેકો આપ્યો. પછી તો બીજાં બધાં વાજીંત્રોએ પોતપોતાની નજરે જે જોયેલું તે કહ્યું પછી પ્રમુખે હારમોનિયમને પોતાનો બચાવ કરવાનું કહ્યું, પણ તે શું બોલે? બધો વાંક તેનો જ હતો, તે તો ગભરાઇ જ ગયું.

તે પછી સભાએ ઠરાવ પાછો પસાર કર્યો કે, "એક વખત હારમોનિયમ પર દયા કરીને તેનાપર આપણે ઉપકાર કર્યો, પણ તેનો બદલો તેણે અપકારથી વાળ્યો છે, માટે હવે તેણે આપણી સભાઓમાં આવવું નહિં."

આવી રીતે હિંદુસ્થાનનાં વાજીંત્રોએ હારમોનિયમનો બહિષ્કાર કર્યો-કરવાનું નક્કી કર્યું.

આટલો વખત ભોગવેલું રાજ્ય હવે છોડી દેવું પડશે, એ વિચારથી ફિક્કું પડી ગયેલું હારમોનિયમ સભામાંથી બહાર નીકળી ગયું.

કોંગ્રેસે ઠરાવ પસાર કર્યો છે. હવે આપણે તેને અમલમાં મૂકીને હારમોનિયમનો બહિષ્કાર ક્યારે કરીશું? *

પ્રેમલીલા મહેતા.

* આ લેખ બીજા અંકમાંથી લેવામાં આવ્યો છે.

ઠ. આનંદજી મૂળજી પાંચી તરફથી ભેટ.